# શ્રી જૈન ધર્મ પ્રકાશ

પુસ્તક ૫૫ મું

સંવત ૧૯૯૫

અંક ૧ લો

ચૈત્ર




પ્રકટકર્તા—
શ્રી જૈનધર્મ પ્રસારક સભા
ભાવનગર

વીર સંવત્ ૨૪૬૫

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે ૧૨ માસિક ને ભેટના પૉસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂ. ૧-૧૨-૦

પુસ્તક ૫૫ મું } અંક ૧ લો } ચૈત્ર { વીર સં. ૨૪૬૫ { વિક્રમ સં. ૧૯૯૫

## अनुक्रमणिका


૧ નૂતન વર્ષનું મંગળાચરણ... ... ... ... (માસ્તર શામજી હેમચંદ.) ૧
૨ ચોવીશ પ્રભુ પ્રાર્થના ... ... ... ... ... (રાજમલ ભંડારી.) ૨
૩ નૂતન વર્ષાભિનંદન ... ... ... ... ... (અમીચંદ કરશનજી શેઠ) ૩
૪ શ્રી જૈનધર્મ પ્રકાશ નૂતન વર્ષ પ્રવેશ... ... (રાયચંદ મૂળજી સુમંગી) ૩
૫ નવું વર્ષ ... ... ... ... ... ... ... ...(કુંવરજી) ૪
૬ મારી યાત્રા ... ... ... ... ... ... ... ...(કુંવરજી) ૭
૭ અમૃત વચનો ... ... ... ... ... (માસ્તર મોહનલાલ હઠીચંદ.) ૮
૮ કમળશેઠ ને તેનો પુત્ર (નંદ) વિમળ... ... ... ... (કુંવરજી) ૯
૯ શ્રી મહાવીર પરમાત્માનો ઉગ્ર તપ ... ... ... ... (કુંવરજી) ૧૩
૧૦ પ્રશ્નોત્તર ... ... ... ... (પ્રશ્નકાર-માસ્તર અમરચંદ જેઠાભાઇ) ૧૪
૧૧ ઉપાધ્યાય યશોવિજયજીકૃત હરિયાળીનો અર્થ ... ... ... ... ૨૦
૧૨ તપશ્ચર્યાની આરાધનાથી થતા લાભ ... ... ... (મુનિ પ્રેમવિમળજી) ૨૧
૧૩ યંત્રો ને કેળવણીનો સદુપયોગ ... ... ...(નરહરિ દ્વારકાદાસ પરીખ) ૨૩
૧૪ શ્રી દેવગુરુના દર્શન વંદનાદિ પ્રસંગે અગત્યની સૂચનાઓ (સ્વ. સ. ક. વિ.) ૨૬
૧૫ પુણ્ય-પાપ કર્મ સંબંધી ટૂંકી સમજ.. ... ... (સ્વ. સ. ક. વિ.) ૨૭
૧૬ વ્યવહાર કૌશલ્ય: નાના લેખ ૩ (૧૪૭-૪૮-૪૯) ... ...(મૌક્તિક) ૨૯
૧૭ ભરતી અને ઓટ ... ... ... ... (રાજપાળ મગનલાલ વહોરા) ૩૩
૧૮ પ્રભાવિક પુરુષો: સુદર્શન શ્રેષ્ઠી (૩) ... (મોહનલાલ દીપચંદ ચોકસી.) ૩૫


### નવા ચૈત્રી જૈન પંચાંગ વિષે ગ્રાહકોને સૂચના

માસિક સાથે છૂટા પંચાંગ વહેંચી શકાય તેમ ન હોવાથી અમે તેને ચાર વિભાગે છપાવી તે ફારમ આ માસિક સાથે જોડી દીધું છે, તે ત્યાંથી જાળવીને છૂટું કરી, બોર્ડ પર ચોડાવશો તો કાયમને માટે ઉપયોગી થશે.

હાલમાં પ્રાયે સર્વત્ર આ પંચાંગ પર જ આધાર રખાતો હોવાથી અમે તેનો જેમ બને તેમ વધારે ફેલાવો થાય તેવી ગોઠવણ કરી છે.

સાધુ સાધ્વી વિગેરેને તેમજ સંસ્થાઓને ભેટ અપાય છે છૂટક નકલની ૭ પાઈ, સામટા મંગાવનારને નકલ ૧૦૦ ના રૂ. ૨-૦-૦

હવેથી શ્રી જૈન ધર્મ પ્રકાશ દરેક અંગ્રેજી માસની તા. ૨૦ મીએ બહાર પડશે એટલે આવતો વૈશાખનો અંક તા. ૨૦ એપ્રીલના રવાના કરવામાં આવશે.




પુસ્તક ૫૫ મું | ચૈત્ર | અંક ૧ લો
વિ. સં. ૧૯૯૫ | | વીર સં. ૨૪૬૫

# નૂતન વર્ષનું મંગલાચરણ

—ઝુલણા—

પ્રથમ મંગલ પ્રભુ **વીરનુ** કરી અને આ નવા વર્ષમાં આજ આવું,
જેમના જન્મનો માસ પણ આ જ છે તેમને સ્નેહથી હું વધાવુ;
સુખ શાંતિ અને સ્નેહ સૌભાગ્યતા સકલ સૃષ્ટિ વિષે ખૂબ જામો,
કુસંપ ઇર્ષા અને ક્લેશમય દુર્ગુણો આ નવા વર્ષમાં નાશ પામો ૧
ઉત્પત્તિ સ્થિતિ સંહૃતિમય ત્રિપદીથી જેમણે જ્ઞાનની રેલ રેલી,
બહુ જનો તારીને કર્મ સંહારીને લબ્ધિ ને સિદ્ધિના ખેલ ખેલી,
જેહ ચિંતામણિ કામધેનુ અને કલ્પવેલી સમા દુઃખ કાપે,
દ્વિતીય મંગલ ગુરુ **ગૌતમસ્વામીનુ** આ નવા વર્ષમાં લબ્ધિ આપે ૨
અખિલ બ્રહ્માંડમાં જેમના નામની કીર્તિ બહુ સમય સુધી ગવાશે,
તૃતીય મંગલ કહ્યુ શાસ્ત્રમાં જેમનું પૂર્વનું જ્ઞાન જેને પ્રકાશે;
વિશ્વને તારણી કર્મ-સંહારિણી શક્તિને સમરતાં જાય પાપે,
શ્રી **સ્થૂલિભદ્રજી** આ નવા વર્ષમાં અખૂટ બ્રહ્મચર્યનું તેજ આપો. ૩
દાન શિયળ તથા તપ અને ભાવમય **ધર્મ** છે જૈનનો સૌખ્યકારી,
ચતુર્થ મંગળ કહ્યુ શાસ્ત્રમાં જ્ઞાનીએ આદરો પ્રેમથી હર્ષ ધારી;
ચાર મંગલ કરી બળ અતિશય ધરી પૂર્ણ ચોપન કરી પ્રૌઢ વયમાં,
"**શ્યામ**" જીવન કરું સફળ પંચાવને એમ આશીષ દો સહુ હૃદયમાં. ૪

મંગલ ચાર કરે સદા, તેનો થાય વિકાસ,
તે માટે વાંચો તમે. "જૈનધર્મ પ્રકાશ."

શામજી હેમચંદ દેશાઈ

# श्री चोवीश प्रभु प्रार्थना

( तर्ज—श्रीऋषभदेव भगवान करो तो मेरी पालना )

श्री ऋषभदेव भगवान, सेवक को अब न विसारना ॥ टेक ॥

मैं सेवक हूं प्रभु चरणों का, लीनी शरण अब धार ।
लीजोजी नाथ निभावना ॥ श्री ॥

अजित अजित प्रभु अजित बनादो, संभव करीए सहाय ।
ये ही है तुम से प्रार्थना ॥ श्री ॥

अभिनंदन जिन अरज सुनीजो, सुबुद्धि दीजो सुमतिनाथ ।
कुमति को मेरी निवारना ॥ श्री ॥

पद्म पद्मप्रभु प्राण से प्यारा, सातमा है नाथ सुपार्श्व ।
पारस तो मुझ को बनावना ॥ श्री ॥

चन्द्र चन्द्रप्रभु चन्द्र सा निर्मल, कर दीजो मुझ नाथ ।
विनति तो यह स्वीकारना ॥ श्री ॥

सुविधि शीतल श्रेयांस बनाओ, जो सर्व शंका दे मिटाय ।
समकित तो ऐसा दीलावना ॥ श्री ॥

पूज्य पूज्य वासुपूज्य प्रभुजी, हो विमलनाथ भगवान ।
बुद्धि को विमल बनावना ॥ श्री ॥

अनंत अनंत वार जगमांहि भमीयो, पाम्यो न धर्म लगार ।
शान्ति प्रभु शान्त बनावना ॥ श्री ॥

कुंथु नाथ अरनाथ जिनेश्वर, मल्लि प्रभु महाराज ।
माया से मुझ को बचावना ॥ श्री ॥

मुनिसुव्रत नमि नेमि महाप्रभु, तारे है प्राणी अपार ।
ऐसे ही मुझ को तारना ॥ श्री ॥

पार्श्वप्रभु महावीर हो वल्लभ, मेरे हो प्राण आधार ।
भव भव में नाथ निभावना ॥ श्री ॥

कर जोड़ विनति प्रभु येदी है तुम से, पाउं मैं शिवपूर " राज " ।
येही है प्रभु वर प्रार्थना ॥ श्री ॥

राजमल भंडारी



# નૂતનવર્ષાભિનંદન

અજ્ઞાનને દૂરે કરી શુદ્ધ જ્ઞાન જેહ ફેલાવતું,
બોધક લખાણો આપીને ખરો માર્ગ જેહ બતાવતું;
શાસ્ત્રો અને નીતિતણા લેખોથકી ભરપૂર જે,
પ્રભુ દીર્ઘ આયુ આપજો **શ્રી જૈન ધર્મ પ્રકાશને.** (૧)

જે વાંચતા વીરપુત્રના સૌ મનતણા સંશય ટળે,
તાપી ગયેલા આત્મને વળી નિત્યની શાંતિ મળે;
વાંચી સહુના લેખ તેનો સાર જો અંગીકરે,
પ્રભુ દીર્ઘ આયુ આપજો **શ્રી જૈન ધર્મ પ્રકાશને.** (૨)

નિજ આત્મનું હિત સાધવા વાંચો તમે માસિકને,
તે વાંચતા હે વીરપુત્રો ! પામશો આનંદને;
આ કલિકાળે જીવને તરવાતણું એ નાવ છે,
પ્રભુ દીર્ઘ આયુ આપજો **શ્રી જૈન ધર્મ પ્રકાશને.** (૩)

જૈન ધર્મનો સિદ્ધાંત શું છે તે સમજશો સત્યથી,
જો સમજશો તે સાર તો દૂરે જશો અસત્યથી;
વળી સાચવો શુભ પ્રેમથી એ જ્ઞાનના ભંડારને,
પ્રભુ દીર્ઘ આયુ આપજો **શ્રી જૈન ધર્મ પ્રકાશને.** (૪)

ચોપન વરસ પૂરાં કરી પંચાવને દાખલ થતું,
હિતકારી વચનોથી સદા નિજ દેહને દીપાવતું;
કહે **સુરઈંદુ** જગતમાં ફેલાવતું જૈન ધર્મને,
પ્રભુ દીર્ઘ આયુ આપજો **શ્રી જૈન ધર્મ પ્રકાશને.** (૫)

---

શ્રી મહાવીરના પુત્રો ! બજાવો ધર્મના ડંકા;
જૈન જૈનેતર ભૂલીને, બજાવો ધર્મના ડંકા. ૧

નહી મળે અવસર ફરી આવો, બજાવો ધર્મના ડંકા;
ધર્મનું એક શરણું છે, બજાવો ધર્મના ડંકા. ૨

પ્રગટાવી આત્મજ્યોતિને, બજાવો ધર્મના ડંકા;
કાયરપણું છોડીને આજે, બજાવો ધર્મના ડંકા. ૩

સમય બધો જાય છે ચાલ્યો, બજાવો ધર્મના ડંકા;
નૂતન વર્ષે સહુ મળીને, બજાવો ધર્મના ડંકા. ૪

તન મન ધનથી કરો સેવા, બજાવો ધર્મના ડંકા;
ન આપો દુઃખ કોઇને, બજાવો ધર્મના ડંકા. ૫

વરસાવો પ્રેમની વૃષ્ટિ, બજાવો ધર્મના ડંકા;
રહો સહુ સંપથી આજે, બજાવો ધર્મના ડંકા. ૬

શેષ રહ્યું જે જીવન બાકી, બજાવો ધર્મના ડંકા;
પ્રમાદને છોડીને આજે, બજાવો ધર્મના ડંકા. ૭

વેર-ભાવ તજી સહુ આજે, બજાવો ધર્મના ડંકા;
સહુ જીવોનું કરો કલ્યાણ, બજાવો ધર્મના ડંકા. ૮




**પરમાત્માની** કૃપાથી આ માસિક આજે પોતાના નવા વર્ષમાં એટલે પંચાવનમા વર્ષમાં પ્રવેશ કરે છે. ગત વર્ષ નિર્વિઘ્ને પસાર થયું છે. લૌકિક રીતિએ વિચારતાં પણ શાંતપણે વ્યતીત થયું છે. માસિકને અંગે પણ શાંત રીતે પ્રગતિકારક થયું છે. ગયા વર્ષમાં લેખસામગ્રી સંખ્યામાં વિશેષ હોવા સાથે બહુ ઉત્તમ પ્રકારની આપવામાં આવી છે. આ માસિકના દેહને શોભાવવા માટે તેના સહાયકો–લેખકોએ સારો પ્રયાસ કર્યો છે. તે સંબંધી આપણે કંઇક સિંહાવલોકન કરીએ.

ગત વર્ષમાં પદ્યલેખો ૪૬ આપ્યા છે તેમાં મોટી સંખ્યા રાજમલ ભંડારીની છે. તેના દશ લેખો આવેલા છે. તેઓ હિંદી ભાષામાં સારું પદ્ય લખે છે. બીજો નંબર શેઠ અમીચંદ કરશનજીનો આવે છે. તેના પાંચ લેખો છે. બીજા છ લેખકોના બે બે લેખો છે અને ૧૫ લેખકોના એકેક છે. ચાર પદ્ય પ્રાચીન કર્ત્તાઓના કરેલા પ્રાયે અપ્રસિદ્ધ મળ્યા તે આપ્યા છે. કુલ ૪૬ લેખોમાં પાંચ લેખ મુનિરાજના છે. કેટલાક મુનિરાજો પણ સારાં પદ્યો લખે છે.

મોટી સંખ્યા ગદ્ય લેખોની છે. તેમાં સદ્ગુણાનુરાગી મુનિરાજશ્રી કર્પૂરવિજયજી સ્વર્ગવાસી થયા છતાં તેમના લેખો સીલકમાં હતા તેમાંથી ૨૩ લેખો આપ્યા છે. મુનિરાજશ્રી ચતુરવિજયજી( દક્ષિણવિહારી મુનિરાજશ્રી અમરવિજયજીના શિષ્ય )ના ત્રણ લેખો ખાસ ઉપયોગી આપ્યા છે. મોહનલાલ દીપચંદ ચોકસીએ પ્રભાવિક પુરુષોના મથાળા નીચે છ મહાપુરુષોના ચરિત્રો બાર અંકમાં આપ્યા છે. રાજપાળ મગનલાલ વોરાના લેખો ખાસ નીતિપરાયણ હોય છે તે પણ બારે અંકમાં આવ્યા છે. ભાઈ મોતીચંદના વ્યવહાર કૌશલ્યના નાના લેખો બાર અંકમાં મળીને ૩૪ આવ્યા છે. મારા લેખો પ્રશ્નોત્તરના મથાળામાં ૧૯ આવ્યા છે અને બીજા પ્રસ્તાવિક જુદા જુદા વિષય પરત્વે જ્યારે જ્યારે સ્ફુરણા થયેલી ત્યારે ત્યારે લખેલા ૨૩ લેખો આપ્યા છે. કુલ લેખ ૪૨ આવ્યા છે. વણઝારાની સજ્ઝાય બહુ અસરકારક લાગવાથી તે સજ્ઝાય અર્થ સાથે આપી છે. ડૉ. ભગવાનદાસ મન:સુખભાઈ મહેતાના પ્રથમ બે લેખ સૂક્ત-મુક્તાવળી–સિંદૂરપ્રકરના અનુવાદના આવ્યા પછી છ લેખો સમાધિશતકના અનુવાદના આવ્યા છે. અહીં સુધીના લેખકો તો આ માસિકને અંતરંગથી સદૈવ સહાય આપવા ઇચ્છનારા છે. હાલમાં મુનિશ્રી વિદ્યાનંદવિજયજી પણ લેખો મોકલે છે. તેમના પાંચ લેખો આવ્યા છે તેમજ મુનિશ્રી પ્રેમવિમળના અન્ય ગ્રંથોમાંથી ઉદ્ધરેલા પાંચ લેખો આવ્યા છે. મુનિ લક્ષ્મીસાગર ને મુનિ કલ્યાણવિમળનો પણ એકેક લેખ છે. શેઠ અમીચંદ કરશનજીના ત્રણ લેખ આવ્યા છે. નવા ઉછરતા લેખક ભાઈ અનંતરાય જાદવજીના ધર્મોક્ત મૌક્તિકોના મથાળા નીચે

પાંચ લેખો આવ્યા છે. ભાઇશ્રી હીરાલાલ રસિકદાસનો એક લેખ વિદ્વત્તાભરેલો આવ્યો છે. બે લેખકના બે બે લેખ છે અને ચાર લેખકના એકેક લેખ છે. કોઇ માસિક કે પાક્ષિક પત્રમાં પણ સારો લેખ આવ્યો હોય તો તે આ માસિકમાં લેવાની ઇચ્છા રહે છે. ગત વર્ષમાં કલ્યાણ, **સમયધર્મ** અને **પડકાર**માંથી લેખ લીધા છે.

લેખોનો ત્રીજો વિભાગ પ્રકીર્ણ નામનો છે. તેમાં ૩૩ નાના મોટા લેખો આપેલા છે. તેમાં મોટો ભાગ તો નાના લેખોનો છે. બે હિતવચન આચાર્યશ્રી વિજયોદયસૂરિના પત્રમાં આવેલા તે દાખલ કરેલા છે. ૩ લેખો મુનિ પ્રેમવિમળજીના પ્રકરણોમાંથી ઉદ્ધૃત કરેલા છે અને બાકીનાં ૨૮ લેખો પ્રસંગાનુસાર મારા લખેલા છે. તેમાં કેટલાક વર્તમાન સમાચારને લગતા છે. ત્રણ અંકમાં પુસ્તકોની પહોંચ આપેલી છે અને બીજા લેખો પણ ઉપયોગી છે તે ફાગણના અંકમાં પ્રાંતે વાર્ષિક અનુક્રમણિકા આપેલ છે તે વાંચવાથી સમજી શકાશે.

આ પ્રમાણે ત્રણ મુખ્ય મથાળા નીચે આપેલા કુલ ૨૪૫ લેખોનું વિવરણ છે, તેમાં સારભૂત લેખોનો મોટો ભાગ છે, પરંતુ તે બાબતનો અભિપ્રાય તો માસિકના વાંચનારા સજ્જનો આપે તે જ પ્રમાણભૂત ગણી શકાય.

હવે નવા વર્ષમાં લેખની પ્રસાદી કેવા પ્રકારની આપવાની ધારણા છે તે જણાવવાનું રહે છે. સન્મિત્ર કર્પૂરવિજયજીના હજુ કેટલાક લેખ સીલકમાં છે તે આપશું. મુનિ ચતુરવિજયજી પણ અવકાશે અવકાશે લેખો આપનાર છે. ભાઇ મોતીચંદના વ્યવહાર કૌશલ્યના લેખો તો આવશે જ પરંતુ બીજા લેખો આપવાની પણ તેઓ ઇચ્છા રાખે છે. ચોકસીનો તો પ્રભાવિક પુરુષોના લેખોનો ઇજારો છે. જૈન સમુદાયમાં પૂર્વે અનેક પ્રભાવિક પુરુષો થઇ ગયા છે તેથી તેના ચરિત્રો લખતાં તો પાર આવે તેમ નથી. ભાઇ રાજપાળ વ્યવહારવિચક્ષણતાસૂચક લેખો આપવાના છે. તેમના કેટલાક લેખો આવેલ પણ છે. ભાઇ શ્રી હીરાલાલ રસિકદાસની પણ લેખ આપવાની ઇચ્છા છે. સારા પ્રશ્નોત્તરો તો આવ્યા જ કરવાના, કારણ કે એવા પ્રશ્નોત્તરો મોટી સંખ્યામાં લખેલા પડતર છે. બીજા લેખો પ્રસંગોને અનુસરીને તેમજ નવા નવા વાંચનને અનુસરીને જ્યારે ઊર્મિ જાગે ત્યારે હું લખું છું તેવા લખ્યા કરીશ. ડૉ. ભગવાનદાસ સમાધિશતકનો અનુવાદ આપ્યા કરવાના છે. નવા લેખક અનંતરાય પણ ધર્મોક્તિ મૌક્તિકો આપવાના છે. મુનિ પ્રેમવિમળના લખેલા કેટલાક લેખો આવેલા છે તે ક્રમે ક્રમે આપવાના છે. મુનિ વિદ્યાનંદવિજયજીની ઇચ્છા પણ લેખો આપવાની વર્તે છે. પદ્યલેખોમાં રાજમલ ભંડારી તો દર માસે લેખ આપવા તૈયાર છે. બીજા પણ ત્રણ ચાર સારા પદ્યલેખકો લેખ મોકલવા ઇચ્છા ધરાવે છે. લેખોનો ભરાવો રહેતો હોવાથી કેટલાક લેખકોને ના લખીને તેમજ લેખો પાછા મોકલીને નારાજ કરવા પડે છે, પરંતુ તેને માટે

નિરુપાયપણું છે. માસિકનો નિયમ ચાર ફારમ આપવાનો છે છતાં સરાસરી સાડા-ચાર ફારમ ઉપર આપીએ છીએ તો પણ લેખકોને સંતોષ આપી શકતા નથી.

ગત વર્ષમાં આચાર્ય શ્રી વિજયનેમિસૂરીશ્વરે સપરિવાર ભાવનગરમાં ચાતુર્માસ કરેલ હોવાથી શ્રાવકવર્ગને વ્યાખ્યાનશ્રવણનો, ધર્મક્રિયાનો તેમજ પઠન-પાઠનનો સારો લાભ મળ્યો છે. એવો સંયોગ વારંવાર બનતો નથી, તેથી મળેલા સંયોગનો લાભ લેવો તે સુજ્ઞોની ફરજ છે. આ પ્રસંગે દીક્ષામહોત્સવો પણ થયા છે જેમાં ભાવનગરના શ્રી સંઘે દીક્ષા પ્રત્યેનો સદ્ભાવ બતાવી આપ્યો છે. વ્યાખ્યાન તેમજ પ્રતિક્રમણ પ્રસંગે શ્રોતાઓની અને ક્રિયાપરાયણ બંધુઓની સંખ્યા બહુ વિશેષ થતી હતી અને તે ભાવનગર-નિવાસીનું ક્રિયારુચિપણું બતાવી આપતી હતી. શ્રાવકવર્ગને આ પ્રસંગે સુપાત્રદાનનો લાભ પણ સારો મળ્યો હતો. સભાના કાર્યવાહકોએ આવા પ્રસંગનો લાભ જ્ઞાનના સહાયકપણાને અંગે મુનિરાજોને વાંચવા ભણવા માટે પુસ્તકો પૂરા પાડીને લીધો હતો.

સભાનું પુસ્તકપ્રકાશનખાતું પણ દરેક વર્ષના પ્રમાણમાં સારું ચાલ્યું છે. શ્રી સમવાયાંગ સૂત્ર પૂર્ણ થયેલ છે શ્રીત્રિષષ્ટિશલાકા પુરુષ ચરિત્રના ભાષાંતરની પર્વ ૮-૯ ની નવી આવૃત્તિ છપાણી છે. પૂજ્ય સિદ્ધર્ષિ મહારાજનું ચરિત્ર છપાઈ ગયું છે. શાંતસુધારસનો પહેલો ભાગ ખલાસ થઈ જવાથી તેની બીજી આવૃત્તિ છપાવવી શરૂ કરી છે. વ્યવહારકૌશલ્યની બુકોની પણ વિશેષ માગણીઓ થતી હોવાથી તેની બીજી આવૃત્તિ શરૂ કરવાની છે. આ સિવાય બીજા નાના મોટા ૬-૭ કામો થયા છે. સભાને બે લાયક સજ્જનોનો પેટ્રન થવારૂપે લાભ મળ્યો છે. તેમાં પ્રથમ હાલમાં ઉદારતાવડે પ્રસિદ્ધિ પામેલા રાંધણપુરનિવાસી શેઠ કાંતિલાલ ઇશ્વરલાલ છે અને બીજા સુપ્રસિદ્ધ શેઠ પ્રેમચંદ રાયચંદના સુપુત્ર શેઠ માણેકલાલભાઇ છે. બીજા પણ અનેક સજ્જનો સભા પ્રત્યેના પ્રેમને કારણે સભાસદ થયા છે.

સભા પોતાની શાંત પ્રકૃતિ અનુસાર કાર્ય કરી રહેલ છે. ઉગ્રતાને વિસારી મૂકેલ છે, પરંતુ ચીવટ અને ખંતને આદર આપેલ છે સભાના દરેક સભાસદ વિગેરેને નિરંતર સદાચરણી થવાનો અને શક્તિ અનુસાર દેવગુરુની ભક્તિ અને સ્વામીભાઇઓની સારસંભાળનો તેમજ ત્યાગવૃત્તિનો ઉપદેશ માસિકદ્વારા અને બીજી રીતે આપવામાં આવે છે.

નવીન વર્ષમાં શ્રી પરમાત્માની કૃપાથી સભા વિશેષ ઉન્નત સ્થિતિ મેળવે અને માસિકનો લાભ લેનારા બંધુઓને અમૂલ્ય પ્રસાદી લેખરૂપે આપી પોતાના નામને સફળ કરે એવી ઈચ્છા સામે વિરમવામાં આવે છે. આશા છે કે દેવગુરુની કૃપાથી અમારી આશા જરૂર સફળ થશે. કુંવરજી

# मारी यात्रा

( શ્રી શંખેશ્વરજી અને તારંગાજી )

દર વર્ષના માહ શુદિ પાંચમે શ્રી શંખેશ્વર પાર્શ્વનાથના ચૈત્ય ઉપર ભાવનગરનિવાસી શેઠ નાનચંદ આણંદજી તરફથી ધ્વજા ચડાવવામાં આવે છે તે પ્રસંગને લઇને મારું આ વર્ષે પણ તેમની સાથે ત્યાં જવું થયું. વિધિપૂર્વક મૂળ ચૈત્ય ઉપર તેમજ બધી દેરીઓ ઉપર પણ ધ્વજા ચડાવવામાં આવ્યા પછી પરમાત્માની વિશેષ ભક્તિ માટે પંચકલ્યાણકની પૂજા ભણાવવામાં આવી. ભોજક સારો હોવાથી આનંદ વિશેષ આવ્યો તીર્થને અંગે ભક્તિભાવ ઉલ્લાસમાન થતો હોવાથી ફરીને આવો લાભ લેવાની ભાવના જાગૃત થઇ.

આ વખત પણ એક બીજા તીર્થની યાત્રા કરવા ભાવના હતી એટલે ગયે વર્ષે શ્રી ભોયણી તીર્થે ગયા હતા તેમ આ વખતે શ્રી તારંગાજી તીર્થે જવાની ભાવના હતી તેથી માહ શુદિ ૫ રાત્રે શંખેશ્વરથી નીકળી, હારીજ સ્ટેશનથી ટ્રેનમાં બેસી, મેસાણે બે કલાકનો વિસામો લઇ, જિનપૂજાદિ કરી, ટ્રેનમાં બેસી તારંગાહીલ સ્ટેશને ઊતર્યા. હાલમા ત્યા સ્ટેશન પર જ ધર્મશાળા કરવામાં આવી છે. ત્યાં રાત્રિ રહેવું હોય તો રહી પણ શકાય છે; નહીં તો ટ્રેન આવ્યા પછી તરત જ તળાટીએ જવાની ગાડીઓ તૈયાર મળે છે. ભાડું માણસ દીઠ ત્રણ આના લેવાનો પ્રબંધ છે. સ્ટેશનથી દોઢ ગાઉ દૂર તળાટી છે. ત્યાં યાત્રાળુઓને ભાતું અપાય છે. ત્યાંથી ચાલીને જનાર અડધા કલાકની અંદર ઉપર પહોંચી જાય છે. ડોળી જોઇએ તેને ડોળી પણ મળે છે. આઠ આના લેવાનો ઠરાવ છે. ઉપર પહોંચતાં શ્રી અજિતનાથ મહારાજના દર્શન કર્યાબાદ ભોજનશાળામાં યાત્રાળુઓને જમવાની સગવડ છે. ત્યાં કાંઇપણ લેવાનો ઠરાવ નથી. યાત્રાળુ મરજી અનુસાર ભોજનશાળા ખાતે આપી શકે છે. ઉપર પણ ધર્મશાળાની સગવડ સારી છે. પાગરણ પણ મળી શકે છે. રાત્રે મૂળમંદિરમાં ભાવનામાં બેસી પરમાત્માની ભક્તિનો લાભ લઈ શકાય છે.

પ્રાતઃકાળે સ્નાન કરવાની સારી સગવડ છે. ત્યાં સ્નાન કરી, પૂજાની સામગ્રી સાથે યોગ્ય સમયે શ્રી અજિતનાથ પરમાત્માની અંગપૂજા કરી શકાય છે. મૂર્તિ અતિ સુંદર છે, દર્શનથી જ આહ્લાદ ઉપજે છે તેમ છે. નીચે ઊભા રહીને ભાળે કે મસ્તકે તિલક થઈ શકે તેમ ન હોવાથી બે બાજુ બે સીડીની ગોઠવણ કરેલ છે. તેના પર ચડીને પ્રક્ષાલન તેમજ પૂજન થઇ શકે છે.

આ જિનમંદિર પરમાર્હત્ કુમારપાળ મહારાજાનું બંધાવેલું છે. પ્રતિમાજી તેમણે જ પધરાવેલા છે. મંદિર ઘણું વિશાળ તેમજ ઊંચું છે. મંદિરની ઊંચાઇ ચોવીશ ગજ પ્રમાણ મનાય છે. વિશાળ પટ વચ્ચે આ ભવ્ય મંદિર હોવાથી એક ટુંકનું ભાન કરાવે છે. એની જોડનું મંદિર અન્યત્ર ક્વચિત જ દષ્ટિએ પડે તેમ છે. યાત્રા કરતાં પરમાનંદ પ્રાપ્ત થાય છે.

આ જિનમંદિર ફરતો વિશાળ ચોક છે. આગળના ભાગમાં ૩-૪ મંદિરો છે તે પૈકી એકમાં જંબૂદ્વીપ વિગેરે સાત દ્વીપ ને સમુદ્રો વલયાકારે બતાવી આઠમા નંદીશ્વર દ્વીપમાં ( ૫૨ ) ચૌમુખવાળા ( ૫૨ ) લઘુ ચૈત્યો કરેલા છે. બીજા ચૈત્યમાં મધ્યમાં આરસનું સમવસરણ અને તેની ફરતા અષ્ટાપદ, સમેતશિખર, ગણધર પગલા ને સહસ્રકૂટના ચૈત્યો બનાવેલા છે.

પાછળના ભાગમાં એક દેરીમાં શ્રી અજિતનાથજી ભગવાનના પગલા છે અને બીજી એક દેરીમાં ત્રણ પગલાની જોડ છે. તીર્થ રમણિક છે. જયારથી અષ્ટાપદ ગિરિના દર્શનનો અભાવ થયો છે ત્યારથી પાંચમા તીર્થ તરીકે શત્રુંજય, ગિરનાર, આબૂ ને સમેતશિખરની સાથે આ તારંગાજી તીર્થ ગણાય છે ભવ્ય જીવોએ જરૂર આ તીર્થની યાત્રા કરવા લાયક છે. પરમ સંવેગ સાથે ભક્તિભાવનું કારણ છે.

કુંવરજી

## અમૃત વચનો

૧ ઉદાર બનો પણ ઉડાઉ ન બનો.
૨ નમ્ર બનો પણ નમાલા ન બનો
૩ માયાળુ બનો પણ સ્વાર્થી ન બનો.
૪ સ્વતંત્ર બનો પણ સ્વચ્છંદી ન બનો.
૫ કરકસરી બનો પણ કંજુસ ન બનો.
૬ વિદ્યા ભણો પણ વિનય ન ભૂલો.
૭ પ્રેમી બનો પણ પ્રપંચી ન બનો
૮ સત્યસેવી બનો પણ આડંબરી ન બનો
૯ સમયશીલ બનો પણ ભીરુ ન બનો.
૧૦ સ્તુતિપાત્ર બનો પણ બીજાને ધિક્કારનાર ન બનો.
૧૧ દયાળુ બનો પણ ઉપેક્ષાભાવી ન બનો.

માસ્તર મોહનલાલ હઠીચંદ

# કમળશેઠ અને તેનો પુત્ર ( નંદ ) વિમળ

શ્રી જૈનકથારત્નકોષ ભાગ ચોથામાં શ્રાવકપ્રતિક્રમણસૂત્ર( વંદિત્તાસૂત્ર )ની ટીકા( અર્થદીપિકા )નું ભાષાંતર આપેલું છે. તેમાં ત્રીજા વ્રત ઉપર આ કથા ઘણા વિસ્તારથી આપેલી છે. તે વિસ્તારયુક્ત વાંચવા લાયક છે. અહીં તો ટૂંકામાં ને ખાસ કરીને તે **કમળ** શેઠનો પુત્ર જે **વિમળ** નામનો હતો તેને જ બાર વ્રતની પૂજામાં અસત્યથી દુઃખી થનાર **નંદ** તરીકે ઓળખાવેલ છે તે સ્પષ્ટ જણાવવા માટે જ એ કથા લખવામાં આવી છે.

**શ્રી વિજયપુર** નગરમાં **નયસાર** નામે રાજા રાજ્ય કરતો હતો. તે નગરમાં **કમળ** નામે શેઠ વસે છે. તેને **કમળશ્રી** નામે સ્ત્રી છે. કમળ શેઠ સદ્‌ગુણી, ધર્મપરાયણ અને ન્યાયમાર્ગે પ્રવૃત્તિ કરનાર હતો. તેને **વિમળ** નામે પુત્ર હતો. તે નામથી વિપરીત ગુણવાળો હતો. કુળમાં કલંકરૂપ રવિના પુત્ર શનિશ્ચર જેવો હતો. એક દિવસ પિતાએ પુત્રને કહ્યું કે-'હે પુત્ર ! તું ધન ઉપાર્જન કરે છે પરંતુ ગુણ ઉપાર્જન કરતો નથી માટે ગુણ ઉપાર્જન કર. ગુણ વિના ધન કાંઇ કામનું નથી.' પુત્રે આ વાત બીલકુલ ધ્યાનમાં લીધી નહીં. તે તો અનેક પ્રકારની ધૂર્ત્તકળાથી ધન ઉપાર્જન કરવા લાગ્યો અને પિતાને કહેવા લાગ્યો કે-'જુઓ ! આ વંચકપણાથી મેં કેટલું બધું ધન મેળવ્યું ?' પિતા કહે-'પુત્ર ! એ બધું સોજા ચડવાથી થયેલું જાડાપણું છે. તે કાંઇ કામનું નથી. અન્યાયે મળેલું ધન અત્યારે મીઠું લાગે છે પરંતુ તેનાં ફળ આ ભવમાં ને પરભવમાં બહુ કડવાં ભોગવવા પડશે.' ( એની ઉપર તેમણે એક ધૂર્ત્તની કથા કહી તે સ્થળસંકોચના કારણથી અહીં લખી નથી. )

અન્યદા વિમળ પુષ્કળ કરિયાણાં લઇને પરદેશ જવા તૈયાર થયો. પિતાએ ઘણો વાર્યો પણ સમજ્યો નહીં. પરદેશ જતાં સોપારાપુરમાં તેણે બધાં કરિયાણાં વેચ્યા. તેમાં તેને સારો લાભ મળ્યો. પછી ત્યાંથી નવા કરિયાણાં ખરીદ કરી પાછો વળ્યો. વર્ષાકાળ આવવાથી માર્ગમાં રોકાઇ જવું પડ્યું.

હવે તે જ નગરનો રહેવાસી બુદ્ધિનિધાન તેમજ ગુણનો સમુદ્ર **સાગર** નામે શ્રેષ્ઠીપુત્ર પ્રથમ દેશાવર વ્યાપારાર્થે ગયેલો તે ત્યાં આવ્યો. એક જ શહેરના નિવાસી હોવાથી બંને આનંદથી મળ્યા. વિમળે સાગરને ત્યાં રોક્યો અને ચોમાસું વીત્યે બંને સાથે વિજયપુર જશું એમ કહ્યું. સાગર તેના આગ્રહથી ત્યાં રોકાણો. વિમળે તેના, કેટલાંક કરિયાણાં વેચાવ્યા ને નવાં અપાવ્યા તેમાં દલાલી તરીકે સારી રકમ મેળવી. ચોમાસું વીત્યે સાથે પ્રયાણ કરતાં બંને વિજયપુર સમિપે આવ્યા. કમળ શેઠ પુત્રને આવેલો જાણીને સામે આવ્યા. સાગર ને વિમળે તેમને નમસ્કાર કર્યો. પરસ્પર કુશળસમાચાર પૂછ્યા. પછી વિમળ ને સાગર બંને

સાથની આગળ ઘોડા પર બેસીને જાય છે તેવામા સાગરે વિમળને કહ્યુ કે-' હુ તને એક ચમત્કાર ઉપજે તેવી અણદીઠી ને અણસાભળી વાત કહુ તે સાભળ —

" અહીથી આગળ એક પાકેલા આબા( કેરી )નુ ભરેલુ ગાડુ ધીમે ધીમે ચાલ્યુ જાય છે તેનો સારથી બ્રાહ્મણ છે તેની પાસે એક પાણીનો ભરેલો કરવડો છે તે તેણે ગાડીની પછવાડે લાકડીમા ભરાવેલો છે તે બ્રાહ્મણ કોઢીયો છે તેના શરીરમાથી રક્તપિત્ત વહે છે પાણીનો કરવડો ગાડુ ચાલવાથી હલ્યા કરે છે તેથી તેમાથી પાણી ગળે છે તે ગાડાને બે બળદ જોડ્યા છે તેમા જમણી બાજુનો બળદ ગળીયો છે અને ડાબી બાજુનો બળદ ડાબે પગે ખોડો છે અને ડાબી આખે કાણો છે ગાડુ બેડીયુ છે તેને પુ ઠે રહેલો ચ ડાલ આક્ષેપ કરતો-અકળાતો ચાલે છે. તે ગાડાની પછવાડે કોઈ વણિકની પુત્રવધૂ રીસાઈને આવેલી ચાલે છે તે ડાબા પગે સર્વ પ્રકારના લક્ષણ સહિત છે. પગે અળવાણી (ઊઘાડી) ચાલે છે તેણે આભરણો પહેરેલા છે તે ગર્ભવતી છે તેને તરતમા પ્રસવ થનાર છે ગર્ભમા પુત્ર છે. તે સ્ત્રીના આખા શરીરે કુકુમ લગાડેલ છે તેનો ચોટલો બકુલના પુષ્પોવડે ગૂ થેલો છે વેણીમા ગૂ થેલા ફૂલ બહુ મૂલ્યવાન છે તેણે પહેરેલુ વસ્ત્ર કસુબી નવુ રગેલુ છે ગાડાવાળાએ તેને ગાડામા બેસાડી પણ તે સાગને સ્થાનકે બેઠી છે, અ દર બેઠી નથી ગાડાનો ખેડૂ બેડીઆ ઉપર આગળ બેઠો છે "

આ પ્રમાણે સાભળીને વિમળ બોલ્યો કે ' આવા ગપ્પા શુ મારે છે? આવી વાત સર્વજ્ઞ સિવાય કોઈ જાણી શકે નહી, પણ તારી જીભ લાબી છે તેથી જેમ-તેમ લવારો કરે છે. આવી તારી વાત કોણ માને?' સાગર કહે કે-' હુ અસત્ય બોલતો જ નથી મે તો સત્ય બોલવાનુ ગુરુ પાસે વ્રત લીધેલુ છે વળી આ વાત તારા માનવામા ન આવતી હોય તો આગળ ચાલ અને બધુ જાતે જોઈને ખાત્રી કર ' હાથમા રહેલા કકણને જોવા માટે કાઈ આરિસાની જરૂર નથી ' વિમળ કહે કે-' બહુ વાચાળપણુ કરવુ રહેવા દે ને ખોટી ડફાશ ન કર વળી જો તારી વાત સાચી જ હોવાની તને ખાત્રી હોય તો આપણે પરસ્પર શરત કરીએ કે-'જો તારી વાત સાચી પડે તો મારી લક્ષ્મી તારી થાય ને જો ખોટી પડે તો તારી બધી લક્ષ્મી મારી થાય.' સાગરે તે પ્રમાણે કબૂલ કર્યું અને સાક્ષી રાખવા માટે બને જણા કમળ શેઠ પાસે આવ્યા કમળ શેઠે તેની વાત સાભળીને સાગરને કહ્યુ કે ' તુ તો ડાહ્યો ને ગભીર છુ, તો આવી શરતો કેમ કરે છે? વિમળ તો મૂર્ખ છે, તે ગમે તેમ શરત કરે ' વિમળ બોલ્યો કે-' પિતાજી! તમે મારી જીતની બાજીમા પણ મને આમ હલકો કેમ પાડો છો?' સાગરે કહ્યુ કે-' હજુ પણ જો વિમળ મારે પગે પડે તો હુ બધી વાત છોડી દઉ ' વિમળ કહે કે ' તારે પગે તો તુ બધુ હારી જઈશ એટલે કૂતરા પડશે, હુ નહી પડુ.'

પછી શરત નક્કી થઈ એટલે બને આગળ ચાલ્યા કમળ શેઠ પણ સાથે હતા ત્યા તો બધુ સાગરના કહેવા પ્રમાણે દીઠુ. સાગરે ગાડીવાળાને પૂછ્યુ કે-

'અહીં બાઇ બેઠી હતી ને ક્યાં ગઇ ?' તેણે કહ્યું કે-' તેને પ્રસવનો સમય છે તેથી તે આ નજદીકના બગીચામાં ગઇ છે. તેની માતા આ ગામમાં જ રહે છે તેને તેડવા ચંડાળ ગયો છે. હું તો બ્રાહ્મણ છું.' એમ વાત કરે છે ત્યાં તો તે બાઇની માતા ને ચંડાળ બંને આવ્યા અને પેલી બાઇને પુત્ર આવ્યાની વધામણી આપી. પછી પેલા બ્રાહ્મણે સાગરને કહ્યું કે—

"આ બાઇ અમારા પાડોશમાં રહે છે. તેને તેના પતિએ મારવાથી તે રીસાઇને મારા ગાડા પાછળ આવી, એટલે મેં તેને ગાડામાં બેસાડીને તેની માતાને ત્યાં પહોંચાડવાનું ધાર્યું હતું ત્યાં તો પ્રસવ થઇ ગયો, પરંતુ તેની માતા મળી ગઇ તે ઠીક થયું. બીજા કોઇ દુઃખી હોય તો સજ્જનોએ તને પણ આશ્રય આપવો જોઇએ તો આ તો મારી પાડોશી છે એટલે મેં મારી ફરજ બજાવી છે."

પછી સાગરે વિમળને કહ્યું કે-' હવે તારા બધા કરિયાણાં મારે સ્વાધીન કરી દે.' એટલે વિમળ બોલ્યો કે-' હું તો હસતો હતો. આપણે મિત્ર છીએ તેથી પરસ્પર હસીએ તેથી શું એક બીજાની મિલ્કત લઇ લેવાય ?' સાગર કહે કે-' હવે એ વાત છોડી દે, છતાં હમણા તારા કરિયાણાં મારી વાડીમાં ઉતરાવ. પછી જે યોગ્ય હશે તે થશે.' વિમળને લાચારીએ તેમ કરવું પડ્યું.

પછી વિમળ નિરાશ થઇને મૂર્ચ્છિતની જેવો બની જઇ પોતાના પિતાની સાથે પોતાને ઘરે ગયો અને પોતાના પિતાને કહેવા લાગ્યો કે-' હે પિતાજી ! તમે આ કષ્ટમાંથી મને બચાવો. તમે બચાવશો તો જ હું બચી શકીશ. તમે સાગરને ત્યાં જઇને તેને સમજાવો કે જેથી તે મારી મિલ્કત છોડી દે અથવા બીજો પ્રયત્ન કરો. છેવટે અહીંના રાજા પાસે જાઓ અને સાગર ખોટી રીતે વિમળને ગળે પડે છે એમ કહી મને બચાવો. પુત્રના હિત માટે પિતાને ખોટું બોલવું પડે તેમાં દૂષણ નથી.'

કમળશેઠ કહે કે-' અરે વિમળ ! મેં તને ઘણી રીતે સમજાવ્યો, શરત ન કરવા કહ્યું છતાં હવે ફરી બેસે છે તે ઠીક નહીં. સજ્જનો તો હસતાં બોલ્યા હોય તે પણ પાળે છે તો આમાં તો પાકી શરત થયેલી છે તેથી હું શું કરું ? હું કેવી રીતે સાગર પાસે જઉં ? ને શું કહું ? રાજા પાસે પણ મારાથી કેમ જવાય ? હું ગમે તેટલું નુકશાન થાય છતાં પ્રાણાંતે પણ ખોટું બોલવાનો નથી. પુત્રના હિત માટે ખોટું બોલનાર પિતાને દૂષણ લાગતું નથી એમ કોણે કહ્યું છે ?' વિમળ બોલ્યો કે-' જૈનધર્મમાં તો ઉત્સર્ગ ને અપવાદ બંને માર્ગો કહ્યા છે, એકલો ઉત્સર્ગ માર્ગ કહ્યો નથી, તેથી સકારણ કદી એક વાર જૂઠું બોલવું પડે તો બોલીને પછી તેનું પ્રાયશ્ચિત્ત લેવાય.' આવી અનેક ખોટી દલીલો કરી પણ કમળશેઠ પોતાના વિચારથી જરા પણ ચલિત થયા નહીં. એટલે વિમળે તેમનું ઘણું અપમાન કર્યું, હલકા શબ્દો કહ્યા અને કહ્યું કે-' તમે ખૂણે બેસી રહો, તમારે તો મને ભિખારી બનાવવો છે પરંતુ હું મારાથી બનતા પ્રયત્ન કરું છું.'

. આ પ્રમાણે કહી સારું ભેટણું લઇને તે રાજા પાસે ગયો અને ભેટણું મૂકીને વિનંતિ કરી કે–' મેં સાગર સાથે હસતા હસતા વાત કરી તેમાં તે મારી બધી મિલ્કત લઇ લેવા માગે છે માટે આપ ન્યાય આપી મને સુખી કરો.' રાજાએ તરત જ સાગરને બોલાવ્યો અને બધી વાત પૂછી એટલે તેણે પોતાની કહેલી કલ્પનાઓ અને થયેલી શરત વિગેરે કહી બતાવ્યું. રાજા તે સાંભળીને આશ્ચર્ય પામ્યો. પછી તેણે સાગરને 'આ બધી વાત કેમ જાણી ?' એમ પૂછ્યું એટલે સાગરે કહ્યું કે–" હે મહારાજ! સાવધાન થઇને સાંભળો:–

' ગાડું જાય છે તે તો તેના ચીલા પરથી જાણ્યું. તેમાં રહેલ કેરીના સંસર્ગવાળી વસ્તુ રસ્તામાં પડેલી તેના ગંધથી પાકા આંબા ભરેલું ગાડું છે એમ જાણ્યું. એક બળદના ધૂળમાં પડેલા ઢીલા પગલાથી તે ગળીઓ છે એમ જાણ્યું. બીજા બળદના ત્રણ પગ પડેલા હતા તેથી તેને ખોડો જાણ્યો. તેણે એક બાજુનું માર્ગમાં ઊગેલું ઘાસ ખાધું હતું, બીજી બાજુનું ખાધું નહોતું તેથી તેને કાણો જાણ્યો. બ્રાહ્મણે પેશાબ કરીને પાણી લીધું હતું તેથી ગાડીવાળો બ્રાહ્મણ છે એમ જાણ્યું. માર્ગમાં પાણી ઝરતું જોયું તેથી પાણીનો કરવડો ઝર્યા કરે છે એમ જાણ્યું. ગાડીવાળા બ્રાહ્મણનો પરોણો ભાંગી જવાથી તેણે ચંડાળ પાસેથી લાકડી માગી તે તેણે ભોંયે મૂકી ને બ્રાહ્મણે પાણી છાંટીને લીધી તેથી પાછળ ચાલનાર ચંડાળ છે એમ જાણ્યું. બ્રાહ્મણ લાકડી લેવા ગાડાથી નીચે ઉતર્યો, ત્યારે તેનાં શરીરનું પરું ઝર્યું હતું ને તેના પર માખીઓ બણબણતી હતી તેથી તેને રક્તપીત્તવાળો જાણ્યો. ગાડાની પાછળ ચાલતી સ્ત્રીના પગલામાં પડેલાં લક્ષણો જોઇને મેં તેને લક્ષણવતી કહી. તે પાછું વાળીને જોયા કરતી હતી તેથી તેના પગલાં પાછા પડતા દેખાતા હતા તેથી રીસાયેલી વહુ છે એમ જાણ્યું. રીસાયેલી સ્ત્રી કૂવે પડે પણ આ તેમ ન કરતાં પિયર જાય છે તેથી ગર્ભવતી જાણી. તે નજીકના બોરડીના વનમાં દિશાએ ગયેલી ત્યાંથી ઊઠતાં જમણા હાથનો જમીન પર ટેકો દઇને મહા મુશ્કેલીએ ઊઠી હતી તેથી તેના ગર્ભમાં પુત્ર છે ને નજીકમાં પ્રસવ થનાર છે એમ જાણ્યું. તેણે મોઢું ધોયું હતું તેમાં કંકુ નીકળ્યું હતું તેથી કંકુના વિલેપનવાળી જાણી રસ્તે કાંટામાં તેના વસ્ત્રના તાંતણાં ભરાયેલા હતા તેથી કસુંબી વસ્ત્રવાળી જાણી. ગાડીવાળો આગળ બેઠેલો હતો તેની પાછળ એ બેઠી હતી તે ગાડાના ચીલા પરથી જાણ્યું. ગાડું ચોકડું નથી પણ બેડીયું છે તે બળદોના પગ પરથી જાણ્યું. સ્ત્રીના ચોટલામાં ગૂંથેલા પુષ્પોમાંથી ખરેલું એક પુષ્પ બકુલનું હતું તે જોવાથી ને તેની સુગંધથી કિંમતી બકુલના પુષ્પોથી ગૂંથેલ વેણી છે એમ જાણ્યું."

આ પ્રમાણેની બધી હકીકત સાભળી રાજા બહુ પ્રસન્ન થયો. પછી સાગરને પૂછ્યું કે–' આ વાતમાં કોઈ સાક્ષી છે ?' સાગરે કહ્યું કે–' હાજી એ વિમળનો પિતા જ સાક્ષી છે.'. રાજાએ કહ્યું કે–' એ તો સાચો સત્યવાદી છે તેથી તે

સત્ય જ કહેશે પરંતુ નીતિ જાણનારે આવી ભૂલ ન કરવી–સાક્ષી તો ત્રાહીતને જ રાખવો.' પછી રાજાએ તરત જ કમળ શેઠને બોલાવ્યા. તે આવ્યા. રાજાએ સત્કાર કરી યોગ્ય આસને બેસાડી 'સાગર ને વિમળમાં સાચું કોણ છે?' એમ પૂછ્યું. તે વખત વિમળ એકદમ મ્લાનમુખ થઇ ગયો, તેણે જાણ્યું કે મારા પિતા જરૂર સાચું કહી દેશે. કમળ શેઠે રાજાને વિવેકપૂર્વક કહ્યું કે–'હે રાજન્! સાગર સાચો છે. વિમળ જો કે મારો પુત્ર છે પરંતુ હું પ્રાણાંતે પણ ખોટું બોલું તેમ નથી.' આ પ્રમાણે સાંભળી રાજા બહુ પ્રસન્ન થયો. તે વખતે અચાનક રાજાના કંઠમાં રહેલો અમૂલ્ય હાર ઉછળીને કમળ શેઠની ડોકમાં પડ્યો. રાજા આશ્ચર્ય પામ્યો. તેણે કમળ શેઠનું બહુમાન કરીને તેને નગરશેઠની પદવી આપી તેનો પટ્ટબંધ કરાવ્યો.

રાજાએ વિમળને કહ્યું કે–'તારી જેવા અસત્ય બોલનારની તો જીભ કપાવવી જોઇએ પણ તું કમળ શેઠનો પુત્ર છે તેથી તને જીવતો છોડી દઉં છું.' તે વખતે ઉદાર દિલના સાગરે વિમળની તમામ લક્ષ્મી કમળશેઠને આપી દીધી. રાજા સત્યનો આવો પ્રબળ પ્રતાપ જોઇને બહુ રાજી થયો પછી સાગરને રાજમંત્રીની પદવી આપી.

કમળશેઠ ઘણા વર્ષ ધર્મારાધન કરી પ્રાંતે ચારિત્ર લઇ તે જ ભવમાં મોક્ષે ગયો. વિમળ દુર્ગતિએ ગયો અને સાગર સદ્ગતિનું ભાજન થયો.  કુંવરજી

## શ્રી મહાવીર પરમાત્માનો ઉગ્ર તપ

વર્તમાન ચોવીશીના ૨૪ તીર્થંકરો પૈકી આસન્નઉપગારી શ્રીવીરપરમાત્માના જીવને કર્મો ખપાવવાના ઘણા હોવાથી પચીશમા **નંદનઋષિ**ના ભવમાં એક લાખ વર્ષ પર્યંત માસખમણ કરીને અને મહાવીરપરમાત્માના ભવમાં સાડાબાર વર્ષના છદ્મસ્થપણામાં પુષ્કળ તપ કરીને કર્મોને ખપાવ્યા છે. એવા નિષ્પક્ષપાત પ્રવચનના ઉપદેશક પરમાત્માને ધન્ય છે એમનું ચારિત્ર ને તપ સર્વોત્કૃષ્ટ છે.

નંદનઋષિના ભવમાં એક લાખ વર્ષમાં પાંચ દિવસઊણા ૧૧૮૦૫૦૦ માસખમણ કર્યા એમ શ્રી વિજયલક્ષ્મીસૂરિ વીશ સ્થાનકની પૂજામાં લાવ્યા છે. લાખ વર્ષને ૩૬૬ વડે ગુણી દિવસો કરી તેને માસખમણના ૩૦ ને પારણાનો એક કુલ ૩૧ દિવસ વડે ભાંગતા ૧૧૮૦૬૪૫ માસખમણ થાય છે ને પાંચ દિવસ વધે છે. શ્રી રત્નસંચય ગ્રંથમાં ગાથા ૪૭ માં આ સંખ્યા કહી છે. બે સંખ્યામાં ૧૪૫ માસખમણ ને ૧૦ દિવસનો ફેર પડે છે. શ્રી વિજયલક્ષ્મીસૂરિએ તેને માટે કાંઇ આધાર જોયો હોય ને લાખ વર્ષમાં અમુક દિવસો ઓછો દીક્ષાપર્યાય હોય તો તેમની કહેલી સંખ્યા બરાબર ઠરે, આને માટે કોઇ વિદ્વાન ખુલાસો જણાવશે તો તે ઘણી ખુશી સાથે પ્રગટ કરશું.

કુંવરજી

# प्रश्नोत्तर

( પ્રશ્નકાર:—માસ્તર અમરચંદ જેઠાભાઇ-પાલીતાણા )

**પ્રશ્ન ૧**—આઠે કર્મ જે સ્થિતિવાળા અને જેવા રસવાળા બાંધ્યા હોય તેવા ભોગવાય કે નહીં? ન ભોગવાય તો તેનું કારણ શું?

**ઉત્તર**—આયુકર્મ સિવાય સાતે કર્મ બાંધ્યા તેવા ભોગવાતા જ નથી. એમાં અધ્યવસાય પ્રમાણે રસ ને સ્થિતિની ઉદ્વર્તના ને અપવર્તના થયા જ કરે છે. આયુકર્મ બાંધે તે ભવમાં તેના પર કોઇ કરણ લાગુ પડતું નથી, પરંતુ તે ઉદયમાં આવે તે ભવમાં તેની અપવર્તના અનેક નિમિત્તોવડે થાય છે; ઉદ્વર્તના તો થતી જ નથી.

**ઉદ્વર્તના**–રસ ને સ્થિતિનું વધવું. **અપવર્તના**–રસ ને સ્થિતિનું ઘટવું.

**પ્રશ્ન ૨**—જે જીવ સાથે આખી ભવશ્રેણીમાં સંબંધ ન થયો હોય ને ગત છેલ્લા ભવમાં જ થાય છે, ને તેનું પરિણામ વર્તમાન ભવમાં આવે છે તેનું શું કારણ?

**ઉત્તર**—અતીત અનંત કાળરૂપ સંસારમાં પ્રાયે પ્રત્યેક જીવ સાથે અનેક વખત સંબંધ થયો જ હોય છે. **ગત ભવનો સંબંધ તો** જાતિસ્મરણાદિકવડે આપણે જાણી પણ શકીએ છીએ તેથી તેની મુખ્યતા છે, માટે કોઇ જીવનો સંબંધ પ્રથમ થયો જ નહોતો એમ ધારવું નહીં.

**પ્રશ્ન ૩**—પ્રથમ સંસ્થાનવાળા તિર્યંચ મનુષ્યને છએ સંઘયણ હોય? અને પ્રથમ સંઘયણમાં છએ સંસ્થાન હોય?

**ઉત્તર**—બંને બાબત હોઇ શકે. મનુષ્ય ગતિમાંથી પ્રથમ સંઘયણવાળા જ મોક્ષે જાય છે, પરંતુ તેને સંસ્થાન છએ હોય છે. સંસ્થાન સાથે સંઘયણનો ખાસ સંબંધ નથી.

**પ્રશ્ન ૪**—એક માણસે પરિગ્રહનું-પ્રમાણ કર્યું છે પરંતુ જેટલું રાખેલ છે તેમાં મમત્વભાવ બહુ છે; બીજો એક માણસ પરિગ્રહનું પ્રમાણ કર્યા વિનાનો છે પરંતુ જેટલું છે તેમાં મમત્વભાવ બહુ અલ્પ છે ને તૃષ્ણા વિશેષ ન હોવાથી વધારવાની ઉપાધિ કરતો નથી. એવા બે મનુષ્યમાં અલ્પ કર્મબંધ કોણ કરે?

**ઉત્તર**—જેને મમત્વ ને તૃષ્ણા ઓછી છે તે અલ્પ કર્મબંધ કરે એમ કહી શકાય, પરંતુ જે જીવ તૃષ્ણા ઓછી છતાં નિયમ ગ્રહણ કરતો નથી તેને અવિરતિ રોકે છે માટે તેને શ્રેષ્ઠ કહી શકાય નહીં.

**પ્રશ્ન ૫**—કોઈ જીવ આ ભવનું અધિકરણાદિ વોસિરાવી શકતો ન હોય પણ પાછલા ભવોનું બધું વોસિરાવે તો તેને લાભ થાય?

**ઉત્તર**—જરૂર થાય. અને તે અવસરે આ ભવનું પણ પ્રાયે વોસિરાવે.

**પ્રશ્ન ૬**—ઔદારિકમિશ્રકાયયોગમાં વર્તતા અપર્યાપ્તા જીવ ન મરે તેનું શું કારણ?

**ઉત્તર**—એને શરીરપર્યાપ્તિ બાંધ્યા પછી ઔદારિક કાયયોગ થાય છે ને ત્યારપછી જ તે મરે છે. પરભવનું આયુષ્ય જીવ ઔદારિક કાયયોગમાં જ બાંધે છે.

**પ્રશ્ન ૭**—ચોથાથી સાતમા ગુણઠાણાવાળાને કેવળજ્ઞાનની પ્રાપ્તિ શ્રેણી માંડ્યા પછી જ થાય છે તો પ્રથમ તેને શ્રેણી ગણાય?

**ઉત્તર**—શ્રેણીઓ ૧૧ કહી છે તે અપેક્ષાએ તેને શ્રેણી ગણાય છે, ઉપશમ કે ક્ષપકની અપેક્ષાએ નહી.

**પ્રશ્ન ૮**—ક્ષપકશ્રેણીનું રહસ્ય શું?

**ઉત્તર**—જે શ્રેણી માંડ્યા પછી કર્મપ્રકૃતિઓનો ક્ષય જ કરવામાં આવે, ફરીને તે પ્રકૃતિ બંધાય જ નહીં તેનુ નામ ક્ષપકશ્રેણી છે. એ શ્રેણી નવમા ગુણઠાણાથી ગણાય છે.

**પ્રશ્ન ૯**—પૂર્વધરોને ગુણઠાણું કયુ હોય?

**ઉત્તર**—શ્રેણી ન માંડે ત્યાં સુધી છઠ્ઠું સાતમું હોય. એકલું છઠ્ઠું કે સાતમું અંતર્મુહૂર્ત્તથી વધારે કાળ રહી શકતું નથી, તે હીંચોળાને સ્વભાવે જ હોય છે.

**પ્રશ્ન ૧૦**—ચૌદ પૂર્વધર વૈક્રિય શરીર કરે?

**ઉત્તર**—એમને વૈક્રિય લબ્ધિ તો હોય છે. ફેરવવા સંબંધી ખાસ કારણ સિવાય બનતું નથી. એટલે શાસનના કોઈ અપૂર્વ પ્રસંગે ક્વચિત જ ફેરવે છે.

**પ્રશ્ન ૧૧**—તેરમા ગુણઠાણાવાળાને શુક્લલેશ્યા હોય તે તો ઠીક છે, પરંતુ પહેલા ગુણઠાણાવાળાને પણ હોય એમ કહે છે તે કેમ સંભવે?

**ઉત્તર**—એમાં તરતમયોગ બહુ હોય છે તેથી વાંધો સમજવો નહી. શુક્લ લેશ્યાને ખાસ ગુણઠાણા સાથે સંબંધ નથી.

**પ્રશ્ન ૧૨**—સાતમી નરકને તળીએ લોકાકાશ કેટલો પહોળો હોય?

**ઉત્તર**—સાત રાજપ્રમાણ હોય. વચ્ચે એક રાજની ત્રસનાડી ને ચોતરફ ત્રણ ત્રણ રાજ સ્થાવરનાડી હોય-આ પ્રમાણ તદ્દન તળીએ જ સમજવું.

**પ્રશ્ન ૧૩**—પાંચ સમયની વિગ્રહગતિ ક્યારે હોય?

**ઉત્તર**—અધોલોકમાં ત્રસનાડીની બહાર વિદિશામાંથી ઊર્ધ્વલોકમાં ત્રસનાડીની બહાર વિદિશામાં ઉપજનારને હોય. આમ ક્વચિત જ હોય.

**પ્રશ્ન** ૧૪—જેમ અધોલોકમાં ને ઊર્ધ્વલોકમાં ત્રસનાડી ફરતો સ્થાવર જીવો યુક્ત લોકાકાશ હોય છે તેમ તિર્ચ્છાલોકમાં હોય કે નહીં ?

**ઉત્તર**—તિર્ચ્છાલોક એક રાજ પહોળો અને ઊંચાઇમાં માત્ર ૧૮૦૦ યોજનનો જ હોવાથી તેમાં ત્રસનાડીની બહાર સ્થાવરવાળો લોકાકાશનો ભાગ અલ્પ હોય છે તેથી તેની વિવક્ષા કરવામાં આવતી નથી.

**પ્રશ્ન** ૧૫—તેજોલેશ્યાને આતપ ઉદ્યોત નામકર્મ સાથે સંબંધ છે ?

**ઉત્તર**—સંબંધ નથી, પરંતુ અધ્યવસાયરૂપ તેજોલેશ્યાવાળા જ્યોતિષી દેવોના વિમાનના એકેંદ્રિય જીવોને આતપ ને ઉદ્યોત નામકર્મ હોય છે.

**પ્રશ્ન** ૧૬—પાર્શ્વનાથને સંસારીપણામાં નેમિનાથના સાધુઓનો સમાગમ થાય કે નહીં ? થાય તો સંસારીપણે રહેલા પાર્શ્વનાથ તેમને વાંદે કે નહીં ?

**ઉત્તર**—પ્રાયે એવો સમાગમ જ થતો નથી તેથી પ્રશ્ન કરવાપણું નથી.

**પ્રશ્ન** ૧૭—રાંધેલા માસનો મુનિને સંઘટ્ટ થઇ જાય તો તે સચિત્તના સંઘટ્ટ બરાબર ગણાય કે નહીં ?

**ઉત્તર**—સચિત્તનો સંઘટ્ટ એકેંદ્રિયને અંગે જ કહ્યો છે, કારણ કે તેના સંઘટ્ટવડે તેના અસંખ્ય જીવોની વિરાધનાનો સંભવ છે. માંસ માટે તે પ્રમાણે સમજવું નહી, પરંતુ તેમા પણ સતત નિગોદ જીવોની ઉત્પત્તિનો સંભવ કહેલ હોવાથી તેનો સઘટ્ટ પણ મુનિ કરી શકે નહીં.

**પ્રશ્ન** ૧૮—દૈવસિક પ્રતિક્રમણમાં સામાયિક લીધા પછી છઠ્ઠા પચ્ચખ્ખાણ આવશ્યકને લગતી ક્રિયા કરાય છે તે કેવી રીતે પ્રતિક્રમણ કરીએ તો ન કરવી પડે ? અને બમણો કાળક્ષેપ ન થાય ?

**ઉત્તર**—બરાબર અર્ધ ડૂબતા સૂર્ય વખતે વંદિત્તા સૂત્ર કહેવાય તો તે ક્રિયા પ્રથમ ન કરવી પડે, પરંતુ એવી રીતે જાળવનારા પ્રાયે હોતા નથી તેથી પચ્ચખ્ખાણ લેવાની ક્રિયા પ્રથમ કરી લેવી તે જ ઠીક છે.

**પ્રશ્ન** ૧૯—આ શરીર આત્માથી પર છે–જુદું છે તે શી રીતે સમજાય ?

**ઉત્તર**—બુદ્ધિવાનો તો જીવોની ચાર સંજ્ઞાવડે ક્ષણે ક્ષણે સમજી શકે છે. બાકી અંતાવસ્થાએ શરીર પડયું રહે છે ને જીવ તેમાંથી નીકળીને ચાલ્યો જાય છે ત્યારે તો દરેક મનુષ્ય સમજી શકે છે કે શરીર આત્માથી પર છે–જુદું છે.

**પ્રશ્ન** ૨૦—સમયે સમયે જીવ કર્મ બાંધે છે, ભોગવે છે, તેની સંક્રમણા ઉદીરણા વિગેરે થાય છે તેનો ઉપયોગ ઉત્કૃષ્ટ મતિશ્રુતજ્ઞાની રાખી શકે ?

ઉત્તર—ન રાખી શકે. સમયનું જ્ઞાન કેવળીને જ હોય. આત્માની અનંતશક્તિ છે, પણ તે અવરાયેલી હોવાથી મતિશ્રુતજ્ઞાનીને સમયની ક્રિયાનો બોધ થઈ ન શકે.

પ્રશ્ન ૨૧—ચૌદ રાજમાં ઔદારિક વર્ગણા કરતાં વૈક્રિય વર્ગણા વધારે હોય ?

ઉત્તર—ન હોય, કારણ કે તે સૂક્ષ્મ છે ને ઔદારિક કરતાં અનંતગુણા પરમાણુના સ્કંધોની બનેલી છે. વળી તેના ગ્રાહકો પણ બહુ અલ્પ સંખ્યાવાળા જીવો છે.

પ્રશ્ન ૨૨—મનોવર્ગણા કેટલા પ્રકારની છે ? તે ઔદારિકદેહવાળા અને વૈક્રિયદેહવાળા માટે જુદી જુદી છે કે એક જ જાતની છે.

ઉત્તર—મનોવર્ગણા તો એક જ પ્રકારની છે. બાકી મનોયોગ્ય વર્ગણા ગ્રહણ કરીને જીવ મનપણે પરિણમાવે છે તે વાત સમજવાની જરૂર છે.

પ્રશ્ન ૨૩—દેવભવનો, વિમાનો, નરકના પ્રતરો વિગેરે ઔદારિક પુદ્ગળોના બનેલા છે કે વૈક્રિય પુદ્ગળોના બનેલા છે.

ઉત્તર—ઔદારિક પુદ્ગળોના બનેલા છે.

પ્રશ્ન ૨૪—નીકાચીત નહીં એવી કોડાગમે વર્ષની કર્મસ્થિતિનો જીવ અલ્પકાળમાં ક્ષય કરી શકે ?

ઉત્તર—શુભ ધ્યાનના બળે જીવ અંતર્મુહૂર્ત્તમાં ક્ષય કરી શકે.

પ્રશ્ન ૨૫—કર્મોની સ્થિતિ જેમ વધારે તેમ નીકાચીતપણું ઓછું હશે અને નીકાચીતપણામાં પણ તરતમતા હશે ?

ઉત્તર—નીકાચીતપણાની તરતમતાનો આધાર સ્થિતિ ઉપર નથી, બાકી નીકાચીતપણામાં પણ તરતમતા હોય છે.

પ્રશ્ન ૨૬—અનુભાગની તરતમતા હોય ને સ્થિતિ એક સરખી હોય ?

ઉત્તર—હોય, કારણ કે એ બંને બંધ જુદા જુદા છે અને તે બંનેના અધ્યવસાયસ્થાનો પણ અસંખ્યાતા જુદા જુદા છે.

પ્રશ્ન ૨૭—અબાધાકાળ પૂરો થયા અગાઉ કોઈ પણ કર્મ ઉદયમાં ન આવે તેમ અબાધાકાળ પૂરો થયા પછી જરૂર ઉદયમાં આવે એવો નિયમ છે ?

ઉત્તર—અબાધાકાળ પૂરો થયા પછી પ્રદેશ ઉદય કે વિપાક ઉદય જરૂર થાય.

પ્રશ્ન ૨૮—બંધકાળની અપેક્ષાએ સાત કર્મોના બંધકાળ કરતાં આયુકર્મનો બંધકાળ ઓછો કેમ કહ્યો છે ?

**ઉત્તર**—સાત કર્મ સંસારી જીવ પ્રત્યેક સમયે બાંધે છે અને આયુકર્મ તો આખા ભવમાં માત્ર અંતર્મુહૂર્ત્તકાળે જ બંધાય છે તેથી તેનો બંધકાળ ઓછો કહ્યો છે.

**પ્રશ્ન ૨૯**—ગતિનામકર્મ ઉદયમાં હોય ને તે ગતિનું આનુપૂર્વી નામકર્મ ઉદયમાં ન હોય એવું ક્યારે હોય?

**ઉત્તર**—અનુપૂર્વીનામકર્મનો ઉદય તો વક્રગતિમાં જ હોય છે. વક્રગતિમાંથી સ્વસ્થાને આવ્યા પછી ગતિનામકર્મનો જ ઉદય છે; અનુપૂર્વીનો હોતો નથી.

**પ્રશ્ન ૩૦**—અભવી ચારિત્રયોગે નવમા ગ્રૈવેયક સુધી જાય છે તો શ્રાવક દેશવિરતિ બળે ક્યાં સુધી જાય?

**ઉત્તર**—બારમા દેવલોક સુધી જાય.

**પ્રશ્ન ૩૧**—અવ્યવહારરાશિમાંથી નીકળે જ નહીં એવા જીવો હોય છે? જો એવા જીવો હોય તો તે કરતાં અભવી સારા કે નહીં?

**ઉત્તર**—અવ્યવહારરાશિમા અનંતા ભવ્ય જીવો એવા હોય છે કે તે અનંતકાળે પણ તેમાંથી નીકળવાના નથી. તે જાતિભવ્ય કહેવાય છે. તેના કરતાં ભવ્યત્વની અપેક્ષાએ અભવ્યોને સારા ન કહેવાય, પરંતુ તેને દીપક સમકિત પ્રાપ્ત થતું હોવાથી તે અપેક્ષાએ અનેક જીવોને ઉપકારક થતા હોવાથી સારા કહી શકાય.

**પ્રશ્ન ૩૨**—વ્યવહારરાશિમાં એવા જીવો હોય કે જે કોઇ કાળે સમકિત પામે જ નહીં?

**ઉત્તર**—ન હોય. જે ભવ્ય જીવ વ્યવહારરાશિમાં આવ્યો તે અનંતકાળે પણ સમકિત પામે ને મોક્ષે જાય.

**પ્રશ્ન ૩૩**—સૂક્ષ્મનિગોદ ( વનસ્પતિકાય ) સિવાયના પૃથ્વીકાયાદિ ચાર પ્રકારના સૂક્ષ્મ જીવો વ્યવહારરાશિના કહેવાય કે કેમ?

**ઉત્તર**—વ્યવહારરાશિના કહેવાય.

**પ્રશ્ન ૩૪**—ઉદ્યોતનામકર્મનો ઉદય તીર્થંકરોને હોય?

**ઉત્તર**—ન હોય.

**પ્રશ્ન ૩૫**—તેજોલેશ્યાવાળો જીવ નરકત્રિક બાંધતો નથી તો શું તે લેશ્યા પ્રશસ્ત છે?

**ઉત્તર**—શુભ છે. પ્રશસ્ત ત્રણ લેશ્યામાં છે. તમારું લક્ષ જે તેજોલેશ્યા બીજાને બાળી દેય છે તે ઉપર છે, પણ આ લેશ્યા તો શુભ અધ્યવસાયરૂપ તેથી જુદી જ છે.

પ્રશ્ન ૩૬—શ્રુતકેવળી શ્રેણી માંડે ? ત્યાં ચૌદપૂર્વીપણાની ખાસ આવશ્યકતા છે ?

ઉત્તર—માંડી શકે. જ્યારે જીવ શ્રેણી માંડે છે ત્યારે તેને સામર્થ્યયોગના બળથી ચૌદપૂર્વી જેટલો બોધ થઇ જાય છે. તેટલા બોધની જરૂર પણ છે.

પ્રશ્ન ૩૭—ક્ષપકશ્રેણીવાળા જીવો દશમા ગુણઠાણાથી બારમે જાય છે, તે અગ્યારમા ગુણઠાણાને સમયમાત્ર પણ ફરસે ?

ઉત્તર—ન જ ફરસે.

પ્રશ્ન ૩૮—અગ્યારમા ગુણઠાણાથી જીવ ત્યાંથી પડે જ છે તેનું ખાસ શું કારણ ?

ઉત્તર—તેણે મોહની કર્મની પ્રકૃતિઓને ઉપશમાવી છે; ખપાવી નથી તેથી તેનો ઉદય થાય ત્યારે તેને પડવું જ પડે. બાકી ત્યાં કાંઇ ભય નથી અને લપસવાપણું પણ નથી.

પ્રશ્ન ૩૯—બારમા ગુણઠાણે આવતા સર્વ જીવોના અધ્યવસાયો એક સરખા જ હોય ?

ઉત્તર—એક સરખા જ હોય.

પ્રશ્ન ૪૦—બારમા ગુણઠાણાની સ્થિતિ કેટલી અને તે સર્વ જીવને સરખી હોય ?

ઉત્તર—એ ગુણઠાણાની સ્થિતિ અંતર્મુહૂર્તની સર્વ જીવ માટે સરખી જ હોય.

પ્રશ્ન ૪૧—બારમે ગુણઠાણે આવ્યા સિવાય કોઇ જીવ તેરમે ગુણઠાણે જાય ?

ઉત્તર—ન જાય.

પ્રશ્ન ૪૨—તેરમે ગુણઠાણે જિનનામનો ઉદય થાય છે તે સાથે ઉદીરણા પણ થવાનું લખ્યું છે તે શી રીતે ?

ઉત્તર—પ્રાયે દરેક પ્રકૃતિ માટે ઉદયાવળિકા પછી ઉદીરણા થાય જ છે. ઉદયમાં નહીં આવેલા કર્મપ્રદેશોને ઉદયમાં લાવવા તે ઉદીરણા કહેવાય છે.

પ્રશ્ન ૪૩—કેવળીને દર્શનાવરણીય કર્મનો સર્વથા ક્ષય થયેલ હોવાથી તેમને નિદ્રાનો સર્વથા અભાવ છે તો પછી શ્રમના નિવારણ માટે આરામ મેળવવાની કે નિદ્રા લેવાની તેમને જરૂર નહીં હોય ?

ઉત્તર—વીર્યાંતરાયનો સર્વથા ક્ષય કરેલો હોવાથી કેવળી શ્રમિત થતા જ નથી કે જેથી તેમને આરામની જરૂર હોય.

કુંવરજી



# उ० यशोविजयजीकृत हरियाळीनो अर्थ

( મૂળ માટે જુઓ શ્રી જૈન ધર્મ પ્રકાશ પુ. ૫૪ નું પૃષ્ઠ ૧૦૯ )

૧ નારી તે ચેતના. બે પિતા તે જ્ઞાનોપયોગ, દર્શનોપયોગ.
૨ કીડી તે નિગોદ. હાથી તે વ્યવહારરાશિ.
૩ હાથી તે આત્મા. સસલો તે કર્મ.
૪ જ્યારે ચેતન મોહગ્રસ્ત ન થાય ત્યારે દીવા વિના અજવાળું થાય.
૫ કીડી તે નિગોદ, હાથી તે આત્મા.
૬–૭ અગ્નિ વરસે તેમાં અગ્નિરૂપ કર્મ અને કષાય. તે બંનેને જ્ઞાનરૂપ જળથી જે અટકાવે તે દીપે.
૮ વિષયકષાયના ભયથી કાયર થયેલો આત્મા પણ મોહસુભટને–મોહનીકર્મને જીતે.
૯ બેટી ચેતના, બાપ તે ઉપયોગ. તેણે આત્મારૂપ જમાઈને જાયો–જગાડ્યો.
૧૦ આત્મસ્વરૂપ ઉપરના સ્નેહરૂપ મેઘ વરસતાં કર્મરૂપ રજ ઊડે–નાશ પામે. એટલે
૧૧ જ્ઞાનવંત બલિષ્ઠ ( તે ) લોહ જેવા પણ તરે–સંસારનો પાર પામે.
૧૨ તરણા સરખા હલકા વિષયલાલચી જીવો તે તેમાં ( સંસારમાં ) ડૂબે.
૧૩ તેલ સરખા કર્મ કરે. તેને સમુદાયે પ્રમાદરૂપ ઘાણીમાં ચેતના પીલાય.
૧૪ કર્મને દાણે કરીને ચેતનારૂપ ઘંટી પ્રમાદથી ચાલે, તેમાં આત્મા પીલાય.
૧૫ બીજ તે બોધિબીજ. તે વિના ક્રિયા કરે તે શાખા કરમાય. જ્ઞાન રહિત જીવો સંસારનો પાર ન પામે.
૧૬ જ્ઞાનસરોવર આગળ સંસારરૂપ સમુદ્રનું પાણી પણ ન પૂગે.
૧૭ પ્રમાદરૂપ પંક, આત્મારૂપ સરોવર.
૧૮ પ્રમાદરૂપ વિસામે વિસામો ખાવાથી મનુષ્ય સંસારમાં ભમે, પણ જે વિસામો ન ખાય અને ચારિત્રરૂપ વેગે ચાલે તે ન ભમે.
૧૯ પ્રવહણ સરખો આત્મા તેને પ્રમાદવડે હેઠે ઘાલીને તેની ઉપર સંસારસમુદ્ર ચાલે છે.
૨૦ હરિણ સરખા કર્મ, તેને બળે ડુંગર સરખો આત્મા ચાલે છે–તે નચાવે તેમ નાચે છે તે જાણી ચેતનાની શુદ્ધિ કરવી એ પરમાર્થ છે.

આ હરિયાળી મૂળ ને તેના ત્રણ અર્થ ગુર્જર સાહિત્ય સંગ્રહ ભાગ પહેલાના પાને ૧૭૮ થી ૧૮૪ સુધી છે. તેમાંથી ઉપરનો એક જ અર્થ લીધો છે.

---

# તપશ્ચર્યાની આરાધનાથી થતા લાભ

(લેખક-મુનિશ્રી પ્રેમવિમલજી)

૧. **આરંભસમારંભના ત્યાગસાથે ઉપાધિથી મુક્તપણાની પ્રાપ્તિ**—તપશ્ચર્યાની આરાધનામાં જો કોઈ સર્વોત્કૃષ્ટ ગુણ રહેલ હોય તો તે એ જ છે કે—એની આરાધનાથી જીવોને પોતાના ગુજરાનની જરૂર નહિ રહેવાના કારણે યા અલ્પ પ્રમાણમાં રહેવાના કારણે પ્રાયઃ કરીને આરંભસમારંભનો ઘટાડો થવા સાથે ઉપાધિથી પણ મુક્ત થઈ શકાય છે.

૨. **દયા ધર્મનું પાલન**—જ્યાં તપશ્ચર્યાથી આરંભસમારંભ અટકવા પામે છે ત્યાં ષટ્કાય જીવોનું રક્ષણ સ્વાભાવિક રીતે જ થતું હોવાથી દયા ધર્મનું પાલન સુંદર પ્રકારે થઈ શકે છે.

૩. **ધર્મોન્નતિને અવકાશ**—અજ્ઞાન જીવોને ધર્મપ્રવૃત્તિમાં જોડવાને જો કોઇ સરલ માર્ગ હોય તો તે ધર્મ પ્રત્યેનું આકર્ષણ છે. આ આકર્ષણની અસર હિંસક મનાયેલ બાદશાહ અકબરને પણ થઈ શકેલ તેમાં ફક્ત 'ચંપા શ્રાવિકા'ની તપશ્ચર્યા જ મુખ્ય કારણ હતું અને તેથી જ શ્રી વિજયહીરસૂરીશ્વરજી મહારાજા ધર્મોન્નતિ શ્રેષ્ઠપણે કરી શકયા છે.

૪. **શારીરિક તંદુરસ્તી**—પ્રાણીમાત્રને જો દરેક પ્રકારનાં સુખ ભોગવી શકવા સમર્થ થવું હોય તો તેને માટે પ્રથમ શારીરિક તન્દુરસ્તીની જરૂર રહે છે. જે માટે નીતિકારને જણાવવુ પડેલ છે કે 'પહેલું સુખ તે જાતે નર્યા.' આથી સાબિત થાય છે કે—શારીરિક તંદુરસ્તી સિવાયનાં દરેક સુખ કંઇ જ સંતોષ આપી શકે તેમ નથી ત્યારે તપશ્ચર્યાની આરાધના કરનાર સ્વાભાવિક રીતે જ ક્ષુધા સહન કરવાના કારણે, શરીરની અંદર રહેલ રોગોત્પત્તિનો નાશ કરવા સમર્થ બની શકે છે. એથી તપશ્ચર્યાની આરાધનાથી સ્વાભાવિક રીતે જ શરીરની તંદુરસ્તી પ્રાપ્ત કરી શકાય છે.

૫. **કામવિકારથી મુક્તપણું**—કુદરતના નિયમાનુસાર આહારના વિશેષ સેવનથી જ શરીરમાં વીર્યોત્પત્તિ થવા પામે છે અને તે વીર્યોત્પત્તિની વિશેષપણે વૃદ્ધિ થતાં, સાંસારિક વ્યસનમાં ફસાયેલ મનુષ્યોને તરત જ કામવિકાર પ્રગટ થવા પામે છે. ત્યારે તપશ્ચર્યાની આરાધના કરનાર વ્યક્તિ આહારનું સેવન અલ્પ કરવાથી, વિશેષ વિર્યની વૃદ્ધિના અભાવે કામવિકારથી સ્વાભાવિક રીતેજ મુક્ત રહેવા પામે છે.

૬. **નિકાચીત કર્મોનો ક્ષય**—તપશ્ચર્યાની આરાધના કરનાર વ્યક્તિ પ્રત્યેક

ક્ષણે કર્મક્ષય કરે છે પરંતુ આશ્ચર્યની બીના તો એ છે કે—એ તપશ્ચર્યાની વિશેષ આરાધનાના પ્રભાવથી, જેમ ગાંઠવાળું કાષ્ઠ ( લાકડું ) પણ વિશેષ અગ્નિના સેવનથી નષ્ટ થવા પામે છે તેમ વિશેષ તપરૂપી અગ્નિ ગાંઠની જેવા નિબિડ બનેલ નિકાચિત કર્મને પણ નષ્ટ કરવા સમર્થ થઈ શકે છે

૭. **રસેન્દ્રિય પ્રત્યેનો કાબૂ**—સંસારના દરેક પ્રકારના વિષયસુખોથી મુક્ત થવામાં જો કોઈ મુશ્કેલ વસ્તુ હોય તો તે રસેન્દ્રિયની લાલસા જ છે. એ રસેન્દ્રિયની લાલસાથી, શ્રેષ્ઠ મનાતા મુનિવરોને પણ મુક્ત થવું મુશ્કેલ બની જાય છે. ત્યારે તપશ્ચર્યાની આરાધના જ એક એવી અત્યુત્તમ વસ્તુ છે કે જેના વડે રસેન્દ્રિય પ્રત્યે કાબૂ મેળવી શકાય છે.

૮. **ઋદ્ધિ-સિદ્ધિ યાને લબ્ધિઓની પ્રાપ્તિ**—આ ચમત્કારિક મનાતી વસ્તુઓને પ્રાપ્ત કરવા દરેક સંસારી મનુષ્યોને ચાહના રહેતી હોય છે અને તે માટે ઉત્તમોત્તમ મનાતા મનુષ્યો કે—જેઓએ આ વસ્તુ સિદ્ધ કરેલ હોય છે તેમની સેવા—ભક્તિ કરવાનું તેઓ પસંદ કરે છે, અથવા સ્વતંત્રપણે દેવ-દેવીઓની આરાધના કરે છે, છતાં મહામુશ્કેલીથી જ તે ચમત્કારી વસ્તુઓ પામી શકાય છે. ત્યારે તે જ ચમત્કારી વસ્તુઓ સહજપણે પામી શકવા જો કોઇ આજ સુધી સમર્થ થઈ શકયા હોય તો તે ઉગ્રપણે કરેલ તપશ્ચર્યાની આરાધના કરનારા જ થઇ શકયા છે.

૯. **સંયમનું રક્ષણ**—જ્ઞાની પુરુષોએ તપશ્ચર્યાને સંયમનું ભૂષણ માનેલ છે, તેનું મુખ્ય કારણ એ જ છે કે—તપશ્ચર્યાની આરાધનાથી સંયમનું રક્ષણ સહજપણે કરી શકાય છે. જ્યારે દરેક વસ્તુ પ્રત્યેથી કંઇક અંશે મોહ ઘટે છે ત્યારે જ તપશ્ચર્યાની આરાધના થઈ શકે છે અને એથી સંયમનું રક્ષણ સહજ-પણે થઈ શકે તે સમજવું મુશ્કેલ નથી

૧૦. **બન્ને લોકના સુખની પ્રાપ્તિ**—સંપૂર્ણ સુખ તે જ મનાય છે કે—મનુષ્યો જે સુખનો અનુભવ અહીં કરી શકે અને તેથી વિશેષ સુખ મરણ બાદ મેળવી શકે. તપશ્ચર્યાની આરાધના કરનાર વ્યક્તિને સંતોષવૃત્તિના કારણે અહિં પણ સ્વાભાવિક સુખનો ભોગવટો હોય છે અને મરણ બાદ પણ તે વિશેષ સુખ મેળવવા તપશ્ચર્યારૂપી ધર્મના પ્રભાવે ભાગ્યશાળી બને છે.

૧૧. **ત્રણ લોકથી નિર્ભયપણું**—જગતના સર્વ જીવોને એમની અનુચિત વૃત્તિઓના કારણે ઓછેવત્તે અંશે ભય રહેલ હોય છે ત્યારે તપશ્ચર્યાનું સેવન કરનાર પ્રાયઃ અનુચિત પ્રવૃત્તિથી દૂર રહેવાથી તથા આત્મિક શક્તિના બળવડે યુક્ત થવાથી હરહંમેશ નિર્ભયપણે રહી શકે છે.

## યંત્રોનો ને કેળવણીનો સદુપયોગ

કોઇ પણ જડ વસ્તુ, એ વસ્તુ તરીકે સારી કે ખરાબ હોઈ શકતી નથી; તેના ઉપયોગપરત્વે જ તે સારી કે ખરાબ થાય છે. યંત્ર પણ જડ વસ્તુ હોઇ તેને એ જ ધોરણ લાગુ પડે છે. કુહાડી એ માણસનું પહેલામાં પહેલું અને મોટામાં મોટું ઓજાર. તેનાથી માણસે જંગલો સાફ કર્યાં અને તેનાથી જ પરશુરામે એકવીશ વાર પૃથ્વી નક્ષત્રી કરી! પણ તેથી આપણે કુહાડીનો દોષ કાઢી શકતા નથી. લોઢું લઇને માણસે હળનું ચવડું બનાવ્યું અને તરવાર પણ બનાવી, એ રસ્કિનનું ઉદાહરણ સુપ્રસિદ્ધ છે. આજે વિમાનદ્વારા પ્રવાસ કરી શકાય છે અને ટપાલ પહોંચાડી શકાય છે, તેમ તે દ્વારા બૉમ્બ ફેંકીને અથવા ઝેરી વાયુ છોડીને તદ્દન નિર્દોષ માણસોનો સંહાર પણ કરી શકાય છે. જંતુવિદ્યાનો ઉપયોગ માણસ રોગના નિવારણ માટે જેમ કરે છે તેમ દુશ્મન ગણાતા દેશમાં રોગ ફેલાવવા માટે પણ કરે છે. દુઃખની વાત એ છે કે આવાં બધાં સાધનોનો અને જ્ઞાનનો ઉપયોગ માણસજાતના સુખ માટે થવાને બદલે માણસજાતના પીડનને માટે વધારે પ્રમાણમાં થાય છે. દુનિયાના બધા જ મહાન પુરુષો આજે કહી રહ્યા છે કે માણસજાતે આજે ભૌતિકશાસ્ત્રમાં જેટલી પ્રગતિ કરી છે તેટલી અધ્યાત્મશાસ્ત્રમાં નથી કરી. યંત્રવિદ્યા અને વિજ્ઞાનમાં માણસ આજે ખૂબ આગળ વધ્યો છે; પણ સમભાવ, બન્ધુતા, નિર્લોભતા, નિર્વૈર,

---

૧૨. **સ્વતંત્રતાની પ્રાપ્તિ**—પરવશપણા જેવું કોઈ મહાન દુઃખ નથી એ બીના સૌ કોઇ સમજી શકે છે. એ પરવશપણું—પરાધીનતા પ્રાયઃ કરીને પ્રાણીઓ સંસારની જડ વસ્તુઓમાં મોહિત બનીને જ જાણીજુઓને મેળવતા હોય છે, અથવા તેઓ નિર્માલ્યપણાથી જ પરાધીન બનેલ હોય છે, ત્યારે તપશ્ચર્યાનું સેવન કરનાર વ્યક્તિ સંસારની જડ વસ્તુઓમાં મોહ નહિ હોવા સાથે આત્મિક શક્તિના પ્રાબલ્યથી સદા અને સર્વથા સ્વતંત્ર બની શકે છે.

૧૩. **આત્મોન્નતિ**—સંસારમાં જે જીવો આજ સુધી આત્મોન્નતિ કરી શક્યા છે તે બાહ્ય અને અભ્યંતર તપના સેવનથી જ કરી શકેલ છે. તે બીના તીર્થંકર દેવ જેવા ઉચ્ચ કોટિના જીવોના જીવનચરિત્રો ઉપરથી સહજપણે જાણી શકાય તેમ છે. એટલે આત્મોન્નતિ માટેનો જો કોઈ સરલ અને સીધો માર્ગ હોય તો તે બાહ્ય અને અભ્યંતર તપની આરાધના જ છે.

તપશ્ચર્યાના આ તો માત્ર ગણ્યાગાંઠ્યા લાભો ગણાવ્યા છે; બાકી તેના લાભો તો અનંત છે.

અહિંસા આદિ સદ્‌ગુણોમાં તો જ્યાંનો ત્યાં જ હોય એમ દેખાય છે. યંત્રોની શોધ કરવામાં અને યોજના કરવામાં માણસે દૈવી શક્તિનું દર્શન કરાવ્યું છે પણ તેના ઉપયોગમાં માણસની પાયરીએ પણ ન રહેતાં અસુર બન્યો છે.

પણ તેથી યંત્રવિદ્યા તથા વિજ્ઞાનમાં જે પ્રગતિ થઇ છે તે અટકાવી દેવી અથવા આ વિષયોમાં માણસે જે જ્ઞાન મેળવ્યું છે તે તેણે ભૂલી જવું એમ કહેવું વાહિયાત છે અને મિથ્યા પણ છે. ખરો ઉપાય એ છે કે માણસો કરેલી શોધોનો ઉપયોગ જનસમાજના કલ્યાણ અર્થે કરતા થાય એવા એને બનાવવા જોઇએ અને તે ત્યારે જ થઇ શકે કે જ્યારે માણસજાતમાં સદ્‌વૃત્તિઓનો અને સદ્‌ગુણોનો વિકાસ થાય. એ કામ કેળવણીનું છે. દુનિયામાં કેળવણીનું તંત્ર અત્યારસુધી ખોટી દિશામાં ચાલ્યું છે. દરેક દેશ પોતાની પ્રજાને શીખવે છે કે 'આપણો દેશ સૌથી સારો અને ચડિયાતો છે. આપણા દેશના ઉદ્યોગ-ધંધા અને વેપાર વધવા જોઇએ. આપણો દેશ બળવાન અને ધનવાન થવો જોઇએ. અત્યારે અપાતી બધી ખોટી કેળવણી છે.' વળી જાતમહેનત નહિ કરનારા, ધનસંપત્તિ ધારણ કરનારા, વૈભવ માણનારા તથા રાજદરબારમાં લાગવગ અને સત્તા ધરાવનારા લોકો પ્રતિષ્ઠિત છે અને બીજા અપ્રતિષ્ઠિત છે—એવા ખ્યાલો પેદા કરનારી કેળવણી ખોટી કેળવણી છે. આવી ખોટી કેળવણીને બદલે જાતમહેનત, સાદાઇ, સહકાર, સહાયકવૃત્તિ, નિર્લોભવૃત્તિ, નિર્વૈરવૃત્તિ વિગેરે વ્યક્તિને તેમજ સમાજને હિતકારી ગુણોનો વિકાસ સાધનારી કેળવણી દાખલ થવી જોઇએ. યંત્રો ઉપરના અંકુશ શોધવાને બદલે માણસમાં રહેલી સ્વાર્થની, લોભની, વેરની વૃત્તિઓ ઉપર અંકુશ મુકાય તો યંત્રો ઉપર આપોઆપ અંકુશ આવે અને તેની મર્યાદા પણ અંકાઇ જાય.

આનો અર્થ એ થયો કે યંત્રોનાં અનિષ્ટો ટાળવા માટે અને તેના વિનાશકારી આક્રમણથી સમાજને બચાવી લેવા માટે આપણા સમાજની પુનર્ઘટના નવેસરથી અને નૈતિક ધોરણે થવી જોઇએ એ વસ્તુ રાજદંડથી નહિ થઇ શકે પણ લોકોને કેળવીને જ થઇ શકશે. આપણા દેશનો દાખલો લઇએ. માન્ચેસ્ટરની મિલોએ આપણા કાપડના ગૃહઉદ્યોગને તોડી નાખ્યો અને દેશવ્યાપી કંગાલિયત અને બેકારી પેદા કરી. આપણા હાથમાં રાજસત્તા હોત અને આપણે પરદેશી કાપડ ઉપર જકાત નાખત તો તેથી કાંઇ આપણો એ ગૃહઉદ્યોગ બચી શકત નહિ, કારણ એ ગૃહઉદ્યોગને તો માન્ચેસ્ટરને બદલે આપણા દેશમાં ઊભી થયેલી મિલોએ પણ તોડ્યો હોત, હજુ આજે ય આખો દેશ ખાદી વાપરતો થાય તો માન્ચેસ્ટરની, જપાનની કે આપણા દેશની બધી જ મિલો નકામી થઇ પડે, અને

કોઇની ઉપર આક્રમણ કર્યા વિના દેશમાંથી કંગાલિયત અને બેકારી આપણે દૂર કરી શકીએ. અહીં ખાદીની સાથે બીજા ગ્રામઉદ્યોગો પણ ગણી લેવાના છે. આવું કરવા માટે કશા રાજદંડની જરૂર નથી. આખા દેશને ખાદી પહેરતો અને ગ્રામઉદ્યોગોનો આશ્રય લેતો કરી પણ ન શકાય. એ વસ્તુ તો કેળવણીથી જ થઇ શકે એમ છે. જે જે યંત્રો લોકોને બેકાર કરી નાખતા હોય અને કંગાલ બનાવતા હોય તે તે યંત્રોનો ત્યાગ કરી અથવા તે યંત્રોથી બનેલા માલનો બહિષ્કાર કરી હાથે બનેલા માલનો ઉપયોગ કરવા લોકોને સમજાવવા જોઇએ. એવો હાથે બનેલો માલ વેચાતો લેવો બધાને ન પોસાય, એટલે પોતાને જોઇતો માલ પોતે જ એટલે કે પોતાના ઘરમાં જ અથવા ગામમાં જ પરસ્પર સહકારથી બનાવી લેવાનું સમજાવવું જોઇએ. બીજી રીતે કહીએ તો, જે વસ્તુઓ માણસો પોતાના ઘરમાં અથવા ગામમાં હાથે બનાવી શકતા હોય તે વસ્તુઓ યંત્રદ્વારા બનેલી ન વાપરવાની કેળવણી આપવી જોઇએ, અને વાપરનાર કોઇ નહિ મળે એટલે એવી વસ્તુઓ યંત્રદ્વારા ઉત્પન્ન પણ નહિ થાય પછી તો જે વસ્તુઓ અનિવાર્ય હોય અને જે મોટા પાયા ઉપર યંત્રોદ્વારા જ બની શકે એવી હોય તેને માટે યંત્રોનો ઉપયોગ રહેશે. આ યંત્રની મર્યાદા થઇ. આ જાતની મર્યાદાની મોટી ખૂબી એ છે કે તે લડાઇનાં કારણો નાબૂદ કરે છે. અથવા પૂરાં નાબૂદ ન કરે તો ખૂબ ઓછાં તો કરી જ નાખે છે. વસાહતો તથા બીજા દેશનાં બજારોના કબજાની હરીફાઈ એ અત્યારે લડાઈનું મોટામાં મોટું કારણ છે, પણ આ નવીન અર્થવ્યવસ્થામાં આવી જાતની હરીફાઇને અવકાશ જ રહેતો નથી. અત્યારે મહાબળવાન ગણાતા રાષ્ટ્રો—ઇંગ્લંડ, ફ્રાન્સ, રશિયા, જર્મની, ઇટલી, જાપાન વગેરે—વચ્ચે મહાયુદ્ધનો ભય ઝઝૂમી રહ્યો છે તે આ હરીફાઇને લીધે જ છે. બીજી તરફથી આજની યુદ્ધસામગ્રી એવા સ્વરૂપની છે કે મહાયુદ્ધ જો થાય તો એ રાષ્ટ્ર ઉપરાંત બીજા કેટલાયે મુલકોનો સર્વનાશ નિશ્ચિત છે. આ ભયમાંથી ઊગરવા માટે પણ નવી અર્થવ્યવસ્થા આવશ્યક છે. એ અર્થવ્યવસ્થા લોભ અને આક્રમણના ધોરણ ઉપર નહિ, પણ અલોભ અને પરસ્પર સદ્ભાવના ધોરણ ઉપર નિર્માણ થયેલી હોવાથી યંત્રોદ્વારા ઉત્પન્ન થતી આજની યુદ્ધસામગ્રીઓ નકામી થઇ પડશે અને એવી યુદ્ધસામગ્રીઓ તૈયાર કરવા માટેનાં યંત્રો પણ નહિ બનાવવા પડે એટલે જનસમાજને કચડી નાખતો એક મોટો બોજો તેના ઉપરથી ઊતરી જશે.

નરહરિ દ્વારકાદાસ પરીખ*

* આ લેખકે યંત્રની મર્યાદા ઉપર ૧૯ લેખો "હરિજનબંધુ"માં લખ્યા છે તે દરેક વાંચવા લાયક છે. તેમાંના છેલ્લા લેખમાંથી થોડોક ભાગ ઉપયોગી જાણી અહીં ઉદ્ધૃત કર્યો છે.

## શ્રી દેવ-ગુરુના દર્શન-વંદન-પૂજનાદિ પ્રસંગે ભાવિક ભાઇ બહેનોને લક્ષમાં રાખવા યોગ્ય અગત્યની સૂચનાઓ

૧ સાંસારિક વાતો નહીં કરવાની નિશ્ચયવાળી **નિસ્સિહી** મુખથી ઉચ્ચારીને પછી જેમાં પ્રવેશ કરીએ એવા જિનમંદિર અને ઉપાશ્રય જેવા ધર્મસ્થાનમાં સંસારી વાતો ન જ કરવી.

૨ જિનભુવને ૮૪ અને ગુરુ પ્રત્યે ૩૩ આશાતના સમજીને તજવી.

૩ સળગતી અગરબત્તી જ્યાં ત્યાં નહીં મૂકતાં ધૂપદાનમાં જ મૂકવી.

૪ પ્રભુને પ્રક્ષાલન કરવાનું ચોખ્ખું જળભરેલું શુદ્ધ વાસણ કાગડા વિગેરે પંખીઓ એંઠી જાય એમ ઊઘાડું ન મૂકવું.

૫ અભિષેક ( સ્નાન ) કરવાના કલશ વિગેરેમાં ચિકાશ ન રહે તેમ જ તેમાં લીલફૂલ ન બાઝે તેવી ચોખ્ખાઇ રાખતા રહેવું.

૬ પ્રભુના શરીરે અંગલુંછણ માટે શુદ્ધ-પવિત્ર વસ્ત્ર વાપરવું.

૭ પ્રભુની પૂજા-ભક્તિ કરનાર ભાઇ-બહેનોએ પોતાનાં પહેરવા-ઓઢવાનાં વસ્ત્ર, પણ શુદ્ધ ને સફેદ જ વાપરવાં

૮ સ્નાન કરતાં વિશેષ જળ ઢોળવાથી નાહક ત્રસાદિ જીવોની વિરાધના થવા ન પામે એવી રીતે જયણાનું લક્ષ રાખવું.

૯ પોતે સ્નાન કરી જેવા તેવા અશુદ્ધ વસ્ત્રથી શરીર લૂવું નહીં.

૧૦ દેવગુરુને વંદન પૂજન કરવાનાં વસ્ત્ર સર્વસાધારણ ( પંચાઉ ) નહીં વાપરતાં પોતાનાં અલાયદાં રાખીને વાપરવાં.

૧૧ વંદન-પૂજન-ચૈત્યવંદનાદિક પ્રસંગે નિસ્સિહી પ્રમુખ દશ ત્રિક જાળવી અને સારું, ઉત્તરાસન રાખી, મનની એકાગ્રતા સાચવી દેવગુરુની સેવાભક્તિ કરવી.

૧૨ પુરુષોએ પ્રભુની જમણી બાજુ અને સ્ત્રીઓએ ડાબી બાજુ રહી દર્શન, વંદન, પૂજન, ચૈત્યવંદનાદિ વિધિ સાચવવો.

૧૩ પ્રથમ શરીરશુદ્ધિ કરી, શુદ્ધવસ્ત્ર પહેરી, મન સ્થિર કરી, ભૂમિ પ્રમાર્જનવડે શુદ્ધ કરી, શ્રેષ્ઠ પૂજાનાં ઉપગરણોની સામગ્રીથી, ન્યાયદ્રવ્ય ખર્ચી દેવગુરુની ભક્તિનો યથાયોગ્ય લાભ લેવો.

૧૪ પંચપ્રકારી કે અષ્ટપ્રકારી પૂજા તેના હેતુ સમજીને કરવી.

૧૫ દ્રવ્યપૂજાપૂર્વક ભાવપૂજા-સ્તુતિ સ્તવનાદિકનો લાભ લેવા ચૂકવું નહીં. ગંભીર અને મધુર સ્વરથી ચૈત્યવંદનાદિક કરવું.

૧૬ જ્ઞાની ગુરુ વિગેરે વડીલ જો ચૈત્યવંદન પ્રસંગે વિદ્યમાન હોય તો વિનય-બહુમાનપૂર્વક તેમની સાથે જ ચૈત્યવંદન કરવું.

૧૭ **પંચાશકાદિકમાં** કહેલો વિધિ યથાયોગ્ય આદરવા ખપ કરવો.

૧૮ અર્થ ને રહસ્યની સમજ મેળવી સ્થિર ઉપયોગથી ધર્મકરણી કરવી.

૧૯ ચૈત્યવંદનવિધિ પૂર્ણ થાય ત્યાં સુધીના દરેક સૂત્રપાઠ વિગેરે શુદ્ધ બોલવા, જેથી અર્થનો ફેરફાર થવા ન પામે.

૨૦ બીજા ભાઇબહેનો પ્રભુભક્તિનો અપૂર્વ લાભ લેતા હોય તેમાં તેમને સ્ખલના ન થાય એવો વિવેક રાખવાનું ભૂલવું નહીં.

૨૧ બીજા ભાવિક ભાઇબહેનો તેવે પ્રસંગે કંઇ ભૂલ કરતા હોય, અવિધિદોષ સેવતા હોય તો પ્રસંગ પામીને તેમને નમ્રભાવે તેનું નિવેદન કરી સુધારી લેવાનું કહેવું. ઇતિશમ્

## જિનમંદિરાદિકના અંગે અન્ય જરૂરી સૂચના

૧ મુખ્યપણે ચંદનાદિક શીતળ દ્રવ્યોવડે પ્રભુની વિલેપનપૂજા આપણો અનાદિ કષાય-તાપ શમાવવા માટે પ્રથમ કર્યા પછી બીજી પુષ્પાદિક પૂજા યથાયોગ્ય કરવાનો વિવેક રાખવો. વિલેપન પૂજા પ્રભુના મસ્તકથી શરૂ કરી આખે અંગે કરી શકાય.

૨ પૂજાપ્રસંગે જીવજયણાનું લક્ષ ભૂલી જવુ નહીં.

૩ વીતરાગ પ્રભુના દર્શનાદિક આપણામા એવી વીતરાગતા પ્રગટાવવા માટે જ કરવાનાં છે તે લક્ષમાં રાખી, વિષય, કષાય, વિકથાદિક પ્રમાદને સાવધાનતાથી દૂર કરવા.

જે દ્રવ્યભાવપૂજાદિક કરણી કરવી તે સફળ થાય તેવા ઉપયોગ–ભાવોલ્લાસ સહિત પ્રેમપૂર્વક કરવી.

૫ આપણા કામમાં ખલેલ પડે એવું કંઇ વિપરીત આચરણ થતું જણાય તો તે શાન્તિથી સહન કરવું અને સામાને નમ્રભાવે હિતોપદેશ આપી અનુકૂળ રહેવા સમજાવવું. ઇતિશમ્

## કર્મ સંબંધી ટૂંક સમજ

મન વચ કાયાએ કરી, જે જે જીવથી થાય;
કર્મ કહે છે તેહને, જેથી જીવ બંધાય. ૧
શુભ કર્મ સારાં હોયે, અશુભ નઠારાં હોય;
તે માટે શુભ કર્મમાં, યત્ન કરો સૌ કોય. ૨

**પુણ્ય કર્મ**—પુણ્ય બંધાવાનાં મૂળ નવ કારણો છે. કર્મના ઘણા પ્રકાર છે. જીવની સાથે કર્મનો જે સંબંધ થાય છે તેમાં સારા કર્મ તે પુણ્યકર્મ કહેવાય છે. તે મુખ્યત્વે કરી નીચે દર્શાવેલા કામો કરવાથી બંધાય છે.

૧ ભૂખ્યા પ્રાણીને પ્રેમવડે અન્ન આપવાથી.

૨ તરસ્યા પ્રાણીને પાણી પીવા આપવાથી

૩ રહેવા માટે આશ્રય વગરનાને સ્થાન આપવાથી.

૪ સુવાને બિછાના વગરનાને બિછાનું આપવાથી.

૫ દરદીને ઓસડ–ઔષધ આપી વ્યાધિ ટાળવાથી.

૬ દુઃખી પ્રાણીઓના દુઃખ મટાડવા માટે સારા વિચાર કરવાથી.

૭ દુઃખી પ્રાણીનાં દુઃખ દૂર થાય તેવાં પ્રિય ને મધુર વચનો બોલવાથી.

૮ પ્રાણીનાં દુઃખને મટાડવા શરીરની મદદ આપવાથી

૯ વસ્ત્ર વિનાના પ્રાણીને પહેરવા વસ્ત્ર આપવાથી.

એવી રીતે બીજાં પણ વિશેષ કારણોથી પુણ્યકર્મ બંધાય છે. સાધુસંતોને તથ સુશ્રાવકબંધુઓને એ બધું પૂજ્યભાવ અને વિનય સહિત બહુમાનપૂર્વક આપવું, તેથ સવિશેષ પુણ્ય બંધાય છે. પુણ્યકર્મથી જીવને સુખ-શાતાની પ્રાપ્તિ થાય છે.

## પુણ્યકર્મ વિષે ચોપાઈ

સારા વિચારો મનમાં થાય, સત્યપણે નિત્ય વાણી વદાય;
ભૂખ્યાને ભોજન અપાય, તરસ્યા જનને પાણી પાય. ૧
નિરાશ્રયને આપે સ્થાન, વસ્ત્રરહિતને વસ્ત્રનું દાન;
ભૂમિ પડેલું દેખી અંગ, આપે બિછાનું રાખી ઉમંગ. ૨
દરદીનાં દુઃખ દેખ્યાં ન જાય, ઔષધ આપી દૂર કરાય;
પરદુઃખ દેખી આપ દુભાય, તે દૂર કરવા સત્વર ધાય. ૩
જીવદયાનો દિલમાં વાસ, સમતાકેરો નિત્ય પ્રકાશ;
ધર્મ વિષે જે પૂરણ પ્રીત, પુણ્યકર્મતણી એ રીત. ૪

## પાપકર્મ સંબંધી ટૂંક સમજ

જેમ સારા કર્મ તે પુણ્યકર્મ કહેવાય છે તેમ નબળા-નઠારાં-હીણાં કર્મ તે પાપ-કર્મ કહેવાય છે. તે વડે જીવો દુઃખી થાય છે. નીચે દર્શાવેલા કામો કરવાથી પાપકર્મ બંધાય છે.

૧ કોઇપણ જીવને પ્રમાદવશ મારી નાખવાથી કે દુઃખ દેવાથી.

૨ કોઇપણ પ્રકારે (ક્રોધ-લોભ-ભય-હાસ્યવડે) જૂઠું બોલવાથી.

૩ પારકી કોઇપણ વસ્તુ બગબ દાનતથી છૂપી રીતે લઇ લેવાથી

૪ પુરુષે પરસ્ત્રી સાથે કે સ્ત્રીએ પરપુરુષ સાથે મૈથુન સેવવાથી.

૫ અનીતિ યા અન્યાયથી પૈસા વગેરેનો સંગ્રહ કરવાથી.

૬ ક્રોધાદિક ચાર કષાય કરવાથી ૭ કોઇના પર જૂઠાં આળ મૂકવાથી.

૮ પારકી નિંદા કરવાથી ૯ ચાડી ખાવાથી. ૧૦ જુગાર રમવાથી.

૧૧ કલેશ-કંકાસ કરવાથી. ૧૨ માયા-કપટ યુક્ત કરણી કરવાથી.

એ પ્રમાણે પાપકર્મ બંધાય તેવા ઘણાં કારણો છે તે બધાનો અઢાર પાપસ્થાનકોમાં સમાવેશ થવા પામે છે અને તે વર્જ્ય છે. પાપકર્મોથી પ્રાણી દુઃખી થાય છે અને નરક-તિર્યં ચાદિક દુર્ગતિ પામે છે; તેથી પાપકર્મ ન બંધાય અને સુખી થવાય તેવાં પુણ્યકર્મ કરવા.

# વ્યવહાર-કૌશલ્ય

લેખક—મૌક્તિક

( ૧૪૫ )

**માણસ પોતાની વાત કરવા બેસે છે ત્યારે ઘણી વખત રસિક હોવા કરતાં વાચાળ વધારે થાય છે.**

**માણસને** પોતાની વાત કરવી ખૂબ ગમે છે. એ લૌકિકમાં જશે તો પોતાને મરણના સમાચાર ક્યાં અને કેવી રીતે મળ્યા એની વાત કરવા લાગી જશે, એ નાતજાતમાં બેઠો હશે તો પોતે કે પોતાના બાપદાદાએ મણેમણ ઘીના લાડવા કેવા કરાવ્યા હતા અને તાંબડીની ધારે ઘી કેવું પીરસ્યું હતું એની વરસો જૂની વાત કરશે, એણે વ્યાપારમાં પૈસા મેળવ્યા હશે તો પોતાની સાથનાને પછવાડે મૂકી પોતે કેવો આગળ તરી આવ્યો એવી વાતો કરશે; એજ પ્રમાણે સ્ત્રીઓ પોતાની કૂટવાની કે પછાડી ખાવાની કુનેહથી માંડીને દેરાણી જેઠાણીને કેવા ચૂપ કરી દીધા એની વાત ખૂબ રસથી કરશે. એવી અંગત વાત કરતાં એને કદી ખ્યાલ રહેતો નથી કે સામાને એ વાતની શી પડી છે? તમે પોલકાં પહેરો કે ખાદી પહેરો તેની સાથે સામાને કાંઇ સંબંધ નથી અને તમે જેને કુનેહ, ચાલાકી કે હુશિયારી માનો છો તેમાં સામાને-સાંભળનારને કાંઇ રસ નથી. આ સર્વ વાત બોલનાર અને સાંભળનાર સમજે છે, છતાં 'હું' પણ દુનિયામાં કાંઇક છું અને મારે માટે પણ સ્થાન કોઇ જગ્યાએ છે એ **બતાવવાની વૃત્તિ છુપાવી શકાતી નથી.** એને પરિણામે માણસ જ્યારે જ્યારે પોતા સબંધી વાત કરવા મંડી જાય છે, ત્યારે ત્યારે સભ્યતાના સર્વ નિયમો વિસરી જઇ હાંકે જ રાખે છે અને સાંભળનારના મુખ પર હાસ્ય કે મશ્કરી છે તે જોવા જાણવાની દરકાર કર્યા વગર લાંબા વખત સુધી ટાયલાં કર્યાં જ કરે છે. કંટાળો આવે એટલા વખત સુધી અને એટલી હદ સુધી પોતાની વાત કરવાનું કારણ શું હશે? એમાં કયો મનોવિકાર કામ કરતો હશે? એમાં સાંભળનારને મોટો અન્યાય થાય

---

## પાપકર્મ વિષે

નઠારા વિચારો સદા ચિત્ત ધારે, મૃષાવાદ બોલે ગમે તે પ્રકારે;
બુરી દાનતે પારકી ચીજ લેવા, ધરાવે હરામીપણે નીચ હેવા. ૧

અનીતિ કરી સંગ્રહે દ્રવ્ય પોતે, જુવે છિદ્ર છાનાં જૂઠા આળ ગોતે;
કરી ક્લેશ કંકાસ નિંદા દુઃખાવે, બની ચાડિયા ફંદમાંહે ફસાવે. ૨

જુગારે રમે ભોગવે અન્ય નારી, શિખાવી કરે જીવહિંસા જ ભારી;
અધર્મી બની ધર્મનો દંભ રાખે, પ્રભુ સર્વ તે પાપના કર્મ ભાખે. ૩

પુણ્યકર્મથી સુખ અને પાપકર્મથી દુઃખ મળે છે તે વચનો પરમેશ્વરનાં છે.

સ્વ૦ સન્મિત્ર કર્પૂરવિજયજી

છે તે વાત કેમ વિસરાતી હશે ? એમાં અતિશયોક્તિ અને અપ્રસ્તુત બાબતો કેવી રીતે ઘુસી જતી હશે ? એ સર્વ વિચારવા જેવું છે. વાત એ છે કે માણસ 'વ્યક્તિત્વ' દાખવવાના તરવરાટ કર્યા જ કરે છે, પોતાનું મહત્ત્વ સાચી ખોટી રીતે બતાવવાનું ખેંચાણ અનિવાર્ય થઇ પડે છે અને પછી શૈલરાજ ( અભિમાન ) એનો કબજો લે છે, એટલે એ આત્મભાન ભૂલી જાય છે. કરોડો મનુષ્યમાં પોતે કાંઇ નથી, પોતે અહીં બહુ થોડાં વર્ષ રહેનાર છે, થોડાં વર્ષ પછી તો તેને કોઇ યાદ પણ કરવાનું નથી. એ સર્વ ભૂલી જઇ નકામો ધમપછાડા કર્યા કરે છે અને પોતાની ભુંગળ ફુંકી, માખીનો વાઘ માર્યો હોય તેમ ફુલાય છે. સર્વ વાત કરનારા આ કક્ષામાં આવે છે એમ સમજવાનું નથી. અપવાદ હોય છે, મહાત્માજીના આત્મચરિત્રમા આત્મપ્રશંસાની ગંધ પણ આવતી નથી. આવા અપવાદ હોય છે ખરા, પણ તે બહુ જુજ હોય છે. સજ્જન પુરુષ-સંત પોતાની વાત બનતા સુધી કરે જ નહિ, કરે તો પોતાના નબળા મુદ્દાઓને આગળ કરે અને સામાને બોધ મળે અને રસ જામે એ રીતે વાત કરે. પ્રસંગ વગર **પોતાનાં ગાણાં ગાવાં એ તો અણસમજુનું કામ છે.** દષ્ટા હોય તે જીવનપ્રગતિ તરફ જ નજર રાખે. એ સંસારની અનંતતા અને જીવનની ક્ષણિકતા નજર સન્મુખ રાખી બોલે, તે પણ જરૂરી, તે પણ સામાને લાભ કરનાર અને તે પણ પોતાની પ્રગતિ વધારનાર વાતો જ કરે. એવી વાતમાં રસ જામે ખરો, બાકી 'અહોરૂપં અહોધ્વનિ' જેવા શ્રોતા વક્તા એકઠા થાય તેમાં તો ટોળ કે ટીખળ જ હોય. એવી વાતમાં સ્વપરને લાભ હોતો નથી. કુશળ માણસ ખાસ લાભના કારણ વગર પોતાની વાતો કરે નહિ અને પ્રસંગે કરે તો રસભંગ થવાની હદ સુધી વાત ખેંચે નહિ.

When a man talks about himself he is usually more eloquent than interesting. ( 1-9-38 ) B.Ch.

( ૧૪૬ )

## તમારા મનોરથોને તમારા સંયોગાનુરૂપ બંધબેસતા કરો

એક વાત વાંચીઃ એક સપારે **શિયાળ** જાગીને ચારે બાજુ જોઇ રહ્યું. પછી તેણે વિચાર કર્યો કે આજે તો **ઊંટનો** આહાર કરીશ. આખો દિવસ એ રખડ્યું અને ઊંટની શોધ કરી, પણ કાંઇ પત્તો ખાધો નહિ. સૂર્ય આથમવાની તૈયારી થવા માંડી એટલે એણે વિચાર કર્યો કે-કાંઇ નહિ, એક **ઊંદર** હશે તો પણ ચાલશે.

આપણા જીવન દરમ્યાન આપણે પણ આવી સ્થિતિમાંથી કોઇ કોઇ વાર પસાર થઇએ છીએ, ઘણી વખત આપણી પોતાની લાયકાત **માટે વધારે પડતો ઊંચો** ખ્યાલ બાંધી આપણે શરૂઆતના જીવનમા ઝંપલાવીએ છીએ. તે વખતે આપણી નાની નાની શક્તિઓ માટે આપણને બહુ ઊંચો ખ્યાલ થાય છે. આપણે જાણે કે દુનિયામાં કેવું નામ કાઢશું એટલી શક્તિ આપણામાં છે એવો વિચાર આવ્યા કરે છે. આપણે અનેક ગુણસંપન્ન છીએ, વિવિધ શક્તિસંપન્ન છીએ, આપણી નજર ઘણી લાંબી પહોંચી શકે છે. વિગેરે વિગેરે ખ્યાલો થયા કરે છે અને તે સાથે બીજા સર્વ જાણે જમીન પર ચાલવા સર્જાયેલ હોય

અને આપણે આકાશમાં ઊડવા નિર્માયલા છીએ એવો ખ્યાલ રહે છે. આ નબળાઇ સાર્વત્રિક નહિ, તો લગભગ નવાણુ ટકામાં દશ્યમાન થાય છે. માત્ર એ આંતરિક બાબત હોવાથી બહુ બારીકીથી અવલોકવામાં આવે તો સૂક્ષ્મ પૃથક્કરણવડે જ તે સમજી શકાય તેમ છે.

મોટા મોટા મનોરથો સેવીને અને ઘણી ઊંચી આશાઓ બાંધીને આ રીતે જીવનમાં ઝુકાવવામાં આવે છે. વરસો પસાર થાય છે અને આપણા મનોરથની મહેલાતો પડવા માંડે છે, કોઇ સ્થાનેથી કાંગરા તૂટે છે, કોઇ માળના માળ પડી જાય છે, કોઇ માળ પર ચઢવાના દાદરા પણ જડતા નથી. પછી તો શરીર પ્રમાણે કપડાં વેતરવાનું સૂઝે છે. આપણને ત્યારે જ ભાન થાય છે કે આપણે પણ સામાન્ય પ્રાણી જ છીએ, જનતાના સામાન્ય પ્રવાહમાં જ આપણું સ્થાન છે, આપણા ઉચ્ચ ઉડ્ડયનના મનોરથો આપણી શક્તિ, આવડત કે નસીબ બહારના છે. આમ દેખાય તો તે વાત સ્વીકારવામાં જરા પણ સંકોચ થવો ન ઘટે. એ પ્રમાણે કરતાં જરા આંતર મૂંઝવણ તો લાગશે, થોડા આંચકા પણ આવશે અને પાછાં પગલાં ભરતાં દિલ પણ પાછું પડશે, પણ એમ કરવામાં જરા પણ શરમાવું ન ઘટે. અસાધારણ શક્તિસંપન્નતા તો બહુ જવલ્લે જ પ્રાપ્તવ્ય છે. ચાલુ પ્રવાહમાં વહેતી વ્યક્તિઓના ખ્યાલમાં આવે તેથી એ બહુ દૂર છે. જનપ્રવાહનું મુખ્ય ધોરણ તો સાધારણ કક્ષામાંજ પરિસમાપ્તિ પામે છે, માનસિક બળ અને શારીરિક શક્તિ બહુધા સામાન્ય જ હોય છે, પણ એમાં સંતોષ પામવા જેવું છે. ઊંટપ્રાપ્તિના વિચારથી શરૂ કરનાર વ્યક્તિએ ઊંદરની પ્રાપ્તિનો પ્રસંગ આવે ત્યારે સંતોષ માની લેવો. દુનિયાના નવાણુ ટકા ભાગની એજ સ્થિતિ હોય છે. મનોરથોને યથાયોગાનુસાર જકડી લેવા અને તેમાં આઘાત થવા ન દેવો. એમાં ખરું કૌશલ્ય છે. એની સામે બળવો કરવામાં નિરર્થક કલેશ કે ગ્લાનિ જ પ્રાપ્ત થાય છે. આપણી યોગ્યતા, આજુબાજુના સંયોગોને અનુરૂપ કરી દેવી અને હોઇએ તે કરતાં વધારેની માન્યતા કરી હોય તો તે પર અનુરૂપ કાપ મૂકવો.

Adjust your ambitions to your environments. [ 23-8-37 ] S. V.

( ૧૪૭ )

## સાચા મૂલ્યવાળો પાકો માણસ પોતાના સાચા વિચારો બતાવવામાં જરા પણ ભય રાખતો નથી.

માણસ દંભથી પોતાના સાચા વિચાર જણાવતો નથી, જેને વચન અને વિચારમાં એકવાક્યતા ન હોય તે કપટ કરી સાચો મત જણાવતો નથી, સામાને દુઃખ લાગી જશે એ ખ્યાલથી સાચો અભિપ્રાય પ્રકટ કરતો નથી, સાંભળનારને ખોટું લાગવાના ભયથી સ્પષ્ટ વાત–મનમાં હોય તેવી કરવાની હિંમત કરતો નથી, સામાના તેજમાં અંજાઈ જઈ સાચા વિચારો બહાર પાડતો નથી, વિચારની અસ્પષ્ટતાને કારણે સાચો મત વ્યક્ત કરતો નથી, વિચારદર્શન વ્યક્ત કરવાની બિનઆવડતને લઇને સ્પષ્ટ કહી શકતો નથી, સાચી વાત કરવા જતાં પોતાની નોકરી જશે એવા આત્મ-

**બચાવના** સાચા ખોટા ખ્યાલથી મનમાં હોય તેવું સાચું કહી શકતો નથી, આપણે શું ? કરશે તે ભરશે-આવા **નિરપેક્ષભાવથી** વિચાર રજૂ કરતો નથી, સાચી વાત જણાવવા પોતે બંધાયો નથી એવા **ફરજના ખોટા ખ્યાલથી** મૌન સેવી સાચી વાત રજૂ કરતો નથી, સાંભળનાર ગુસ્સે થઈ જશે અને નકામી મારામારી થશે કે અગવડ થઇ આવશે એવા **ભયથી** સાચી વાત કરતો નથી, સાચું બોલવા જતાં નકામું કાચું કપાઇ જશે એવાં ધૃષ્ટ વિચારથી અભિપ્રાય બતાવતો નથી; સામો માણસ ક્રોધ કરશે એવા ભયથી પોતાનો મત જણાવતો નથી, સામો માણસ અપમાન કરી પોતાની **માનહાનિ** કરશે એવી શંકાથી અંદરનો અભિપ્રાય જણાવતો નથી, આવાં અનેક કારણોને લઇને મનમાં જે વિચાર થાય તે માણસ દાબી રાખે છે અને મનમાં ને મનમાં સબક્યા કરે છે. ઘણીખરી વાર આવા પ્રકારની વૃત્તિમાં કોઇ પણ જાતનો મનોવિકાર ક્રોધ-લોભ-મોહ-મદ-કામ-મત્સર કારણભૂત હોય છે.

પરંતુ જે ખરેખરો માણસ હોય, ચારિત્રવાન હોય, જીવનની અસ્થિરતા, માન્યતાની તુચ્છતા અને આત્મભાન સમજનાર હોય, જે દુનિયાના પ્રવાહમાં ખોટી રીતે તણાઇ જનારો ન હોય, જે સ્વાત્મસંતોષી અને દીર્ઘદ્રષ્ટા હોય તેણે તો પોતામાં નિર્ભયપણું કેળવેલું હોય છે. એ પોતાના વિચાર વગરસંકોચે, વગરઅચકાયે સ્પષ્ટ રીતે બોલે છે. એ સમજે છે કે કારણ વગર બકબક કરવું એ પાગલનું કામ છે, પણ બોલવાનો પ્રસંગ અને જરૂરીઆત હોય તો કોઇ પણ જાતના મનોવિકારને આધીન થયા વગર પોતાનો સાચો મત સચોટ રીતે વ્યક્ત કરવામાં મરદાઈ છે. એને નોકરી જવાનો ભય અકળાવતો નથી, એને સામાનું સ્થાન મુંઝવતું નથી, એને વિચારદર્શનમાં કદી અકળામણ થતી નથી અને એના આત્મવિશ્વાસ અને વિચારસ્પષ્ટતા એટલાં ચોખ્ખાં હોય છે કે એ બોલે ત્યારે નિર્ભય થઇને મનની વાતો સચોટ રીતે કરી નાખે છે. એને પોતાની અલ્પતા બતાવવામાં કે પોતાની ભૂલનો સ્વીકાર કરવામાં સંકોચ થતો નથી અને જેટલું પોતા માટે ચોખવટથી કહે છે તેટલું જ સામા માટે નિર્ભય થઇને કહે છે. સામાનો **હોદ્દો કે સ્થાન** એને કદી અકળાવતા નથી.

બોલવા માટે કોઇ બંધાયલો નથી, સમજુ માણસ મૌન સેવી શકે છે, પણ જ્યારે બોલવું જરૂરી કે ફરજ રૂપ હોય ત્યારે પછી સંકોચ કરવાનો નહિ, કે ગોટા વાળવાના નહિ, માણસની બોલી પર કીમત થાય છે, સચ્ચારિત્રશાળી નિર્ભય હોય છે, એના વિકાસક્રમમાં મૂર્ખપણું હોતું નથી, એ દાક્ષિણ્યમા માને નહિ, એ તો બોલે તો બરાબર જ બોલે, એના મનમાં હોય તેવું જ બોલે અને સાંભળનારના લાભને નજરમાં રાખીને જ બોલે, એ ભયથી લેવાય નહિ, તેજથી અંજાય નહિં અને માનહાનિના ભયથી ડરી જાય નહિ.

---

A man of real worth fears not to utter his real sentiments.
[ 11-3-36 ] S. V.

# ભરતી અને ઓટ

સમુદ્રનો એ નિયમ જ છે કે અમુક ચોક્કસ સમય ઉપર ભરતી અને એવા જ બીજા સમય વખતે ઓટ થયા જ કરે. આ મર્યાદાનું ઉલ્લંઘન કદી થયું નથી, થવા સંભવ પણ નથી. આ નિયમ માત્ર સમુદ્ર માટે જ પર્યાપ્ત નથી, પણ મનુષ્યજીવનમાં પણ સુખ દુઃખ-રૂપ ભરતી ઓટના મોજાં આવ્યા જ કરે છે.

સુખની ભરતી વખતે અનેક મનુષ્યો છકી જાય છે, પોતાની પૂર્વાવસ્થા ભૂલી જાય છે, શ્રીદેવીનો નીશો ચડે છે અને સમગ્ર જગતને તૃણવત્ ગણે છે; પરંતુ તેમણે જાણવું જોઇએ કે સુખની ભરતી પાછળ દુઃખની ઓટ ડોકિયાં કરી રહી છે અને જ્યારે સુખનો ચડેલો જુવાળ ઊતરી જશે ત્યારે ઊભું રહેવા સ્થાન પણ નહીં મળે, તેથી સુજ્ઞજનની એ ફરજ છે કે સુખમાં કદી પણ છકી જવું નહીં, પણ સાદાઇ અને નમ્રતાપૂર્વક દીન દુઃખીનો ઉદ્ધાર, ગરીબોને અન્નવસ્ત્રનું દાન, વિદ્યાર્થીઓને જ્ઞાનદાન અને સર્વ રીતે પરોપકાર કરવા તરફ પ્રવૃતિ રાખવી કે જેમાથી પરિણામે સુખની જ નિષ્પત્તિ થાય. વળી કદાચ ભાગ્યયોગે દુઃખની પ્રાપ્તિ થાય તો અતિ દીન કે દુઃખાર્ત્ત બની રડવા ન બેસી જવું, પણ દૃઢપણે માનવું કે પોતાના જ પૂર્વે કરેલા દુષ્કર્મનું આ ફળ છે, એટલે નિમિત્તના ઉપર રોષ ન લાવતાં શાંતિપૂર્વક આવેલ દુઃખને ભોગવવા સદુદ્યમ કરવો અને સત્પ્રવૃતિ વિશેષ વધારવી. આથી આત્મામા અપૂર્વ શાંતિની ધારા વર્ધમાન થતી જશે. વળી દુઃખ પણ કાયમ ટકતું જ નથી. રાત્રિ પછી દિવસ આવે એ કુદરતનો અચળ કાનૂન છે, ઓટ પછી ભરતી થાય જ એ સમુદ્રનો અવિચળ નિયમ છે, સખ્ત ગરમી પછી વર્ષાઋતુ આવે અને જળધારાથી જગતના તાપ હરાય એ પણ નિર્વિવાદ સત્ય છે. એ સર્વ ન્યાયે આવેલ દુઃખ એક વખત જવાનું જ છે તો પછી અલ્પ સમય માટે ધીરજ ખોઇ દુઃખાર્ત્ત શા માટે બનવું ? આમ વિચારી ધીરજ ધારવી ઇષ્ટ છે.

ધનની ભરતી વખતે મનુષ્યમાં ગર્વ આવી જ જાય છે; તેથી એક કવિએ ધનગર્વિત બનેલને ઉદ્દેશીને કહ્યું છે કેઃ—

> आपद्गतं हससि किं द्रविणांधमूढ !,
> लक्ष्मी स्थिरा न भवतीति किमत्र चित्रम् ?
> एतान्प्रपश्यसि घटाञ्जलयंत्रचक्रे,
> रिक्ता भवन्ति भरिता भरिताश्च रिक्ताः ॥ १ ॥

અર્થાત્—અન્યને આપત્તિમાં પડેલા જોઇને હે દ્રવ્યાંધ મૂર્ખ ! હસે છે શું ? લક્ષ્મીનો એ સ્વભાવ જ છે કે તે ક્યાંઇ પણ સ્થિર નથી રહેતી, તો પછી અહીં આશ્ચર્ય જેવું શું છે ? દેખ કે પાણીનો રેંટ—જળયંત્રચક્ર તેમાં જે ઘડા ખાલી હોય છે તે ભરાય છે અને ભરેલ હોય છે તે ખાલી થાય છે.

ઉપરના શ્લોકમાં કવિએ બરાબર કહી દીધું છે કે પાણીના રેંટમાં ખાલી પાત્ર ભરાઈને આવે છે અને તે ખાલી થાય છે, તે પાછું ફરીને ભરાય છે તેમજ ખાલી થાય છે એમ ચાલ્યા જ કરે છે, તો પછી હૃદયમાં અંધ બની અન્ય પ્રત્યે હમતું તે લેશ પણ યુક્ત નથી, કારણ કે પોતાની કઈ સ્થિતિ કઈ ઘડીએ થશે તે કહી શકાતું જ નથી મોટો રાજેશ્વરી ઘડીના છઠ્ઠા ભાગમાં ફુટપાથ પર ચાલનાર સામાન્ય માનવી બની જાય છે, તો પછી એમાં ગર્વ શું કરવા યોગ્ય છે?

મુંજરાજાને પોતાના ભત્રીજા ભોજકુમાર ઉપર અભાવ હતો અને તેથી એ બાળ રાજપુત્રને વનમાં લઈ જઈ મારી નાખવા માટે મોકલે છે મારાઓને તે વખતે બુદ્ધિમાન ભોજે એક ઝાડના પત્ર પર શ્લોક લખી આપ્યો કે—

> माधाता च महीपति॰ कृतयुगालकारभूतो गत ,
> सेतुर्येन महोदधौ विरचित क्वासौ दशास्यातक ।
> अन्ये चापि युधिष्ठिरप्रभृतयो याता दिव भूपते !
> नैकेनापि सम गता वसुमती नूल त्वया यास्यति ॥ १ ॥

અર્થાત્—સતયુગના અલંકાર ભૂત માંધાતા રાજા પણ ચાલ્યા ગયા, મહાન દરિયા પર સેતુ બાંધનાર અને રાવણને મારનાર રામચંદ્રજી પણ ગયા તે સિવાય યુધિષ્ઠિર આદિ અન્ય અનેક રાજાઓ પણ સ્વર્ગે ગયા પણ તે કોઈની સાથે આ પૃથ્વી ગઈ નથી, પરંતુ હે મુંજ! તારી સાથે તો તે જરૂર આવશે!

ભોજના આ કટાક્ષયુક્ત પણ સત્ય વચનથી મુંજના અંતરના દ્વાર ઉઘડી ગયા પશ્ચાત્તાપનો પાર ન રહ્યો પરિણામે મારાઓએ જીવતા રાખેલ ભોજકુમારને પ્રેમથી બોલાવીને રાખ્યો અને પોતાનું રાજ્ય તેને આપ્યું

મતલબ કે—જીવન-ધન-યૌવન-પ્રભુત્વ આદિ વિજળીના ચમકારા જેવા ક્ષણસ્થાયી છે, અસાર છે, પરિવર્તનશીલ છે ક્ષણભંગુર છે અને અનિત્ય છે એ સર્વની સ્થિરતાની ક્યાં ખાત્રી નથી, તો પછી અસાર એવી એ બાબતોની ભરતી વખતે તે સર્વનો ઓટ થાય તે પહેલા તેમાંથી સાર કાઢી લેવો એ જ સુજ્ઞ જનનું કર્તવ્ય છે એ જ સાચું છે એ જ ખરી ધન કમાઈ છે જો આ ન્યાય બરાબર સમજાઈ જાય અને તદનુસાર આચરણ બને તો સુખ-દુઃખના ભરતી ઓટમાં પણ આત્મકૂચ આગળ જ વધે

આ સંસારમાં રહેલી સર્વ વસ્તુ પદાર્થની તેમજ પ્રાંતે આ શરીરની પણ અનિત્યતા સમજાય અને તેના પરથી આસક્તિ છૂટી જઈ આત્મહિત કરવામાં તત્પર થવાય તો આ મહાદુર્લભ એવો મનુષ્યજન્મ મળ્યો છે તે સફળ થાય

રાજપાળ મગનલાલ વહોરા



# પ્રભાવિક પુરુષો

## શ્રેષ્ઠી સુદર્શન

### (૩)

આજના યુગમાં નારીજાતિના છળ-પ્રપંચ સંબંધી લખતાં બહુ વિચાર કરવો પડે તેમ છે, કેમકે જનતાનો મોટો ભાગ અને ખાસ કરીને ઊગતી પ્રજા એમ ચોક્કસ માને છે કે પુરુષવર્ગ તરફથી એ જાતિને ભૂતકાળમાં અતિશય અન્યાય થયો છે. સત્તાના જોરે, પુરુષ-પ્રધાન તત્ત્વના પોરહે અથવા તો ધન પેદા કરી લાવી પોષણ કરવાની લગામ પુરુષના હાથમાં હોવાથી, પોતે ચાહે તેમ કરી શકે, પોતાના ઈપ્સિત વિલાસમાં જરા પણ ક્ષતિ ન પહોંચવી જોઇએ એવા અભિમાનને લઇને જાતજાતના અંકુશો મૂકે. તેણે નીતિશાસ્ત્રોનાં વચનો-રૂપે, કિંવા ધર્મના પવિત્ર સંરક્ષણરૂપે અગર તો સમાજના કાનૂન તરિકે નિર્માણ કરીને સારીયે સ્ત્રીઆલમને એવી તો દબાવી દીધી છે; અરે! એટલી હદે એ જાતિ પર પ્રભાવ પાડ્યો છે કે ભાગ્યે જ એ નાગચૂડમાંથી માથું બહાર કાઢી શકે! બહાર નીકળવાની હિંમત જ ન કરી શકે! સદાને માટે પુરુષજાતથી દબાયેલી રહે એટલા ખાતર તો એ નારીજાતના દૂષણો-સૂચક સંખ્યાબંધ શ્લોકો રચાતા ગયા છે અને એની બેવફાઇના તેમજ પતનપણાના ઉદાહરણનો પણ તોટો નથી રખાયો. આ મંતવ્ય રજૂ કરનાર આજનો ઊગતો વર્ગ એટલે સુધી કહે છે કે આને બદલે નારીગણ સત્તામાં હોત ને એના હાથમાં ધર્મ કે સમાજનું તંત્ર સોંપાયું હોત તો એ વૃંદ આટલી હદે કર્કશ ન બનત.

ચાલુ વાર્તાપ્રવાહમાં સ્ખલન દાખવી આ ઉલ્લેખ કરવાની જરૂર એટલા સારુ લાગી છે કે વીશમી સદીનો એ પ્રસ્તુત વિષય છે. સ્ત્રીસ્વાતંત્ર્યના ઢોલ પીટાઇ રહ્યા છે અને સમાનહક્કનાં વાજાં વાગી રહ્યાં છે. નારીજાતનાં સંબંધમાં જરા પણ ઘસાતું લખનાર જૂનવાણી અને રૂઢિચુસ્તના વર્તુળમાં ધકેલાઇ જાય છે. ભલેને પછી એની વાતને નીતિ કે પરંપરાનો ટેકો હોય! ભલેને એ કથાનકો ધર્મગ્રંથમાંથી ઉદ્ધરવામાં આવ્યા હોય! કિંવા સાહિત્યના સાગરમાંથી વીણી લેવામાં આવ્યા હોય! એ સામે ઊગતી પ્રજાના મોટા ભાગની વિચારક ને શિક્ષિતપણાના છોગાવાળા વર્ગની રાતી આંખ રહેવાની. કેટલાક તો તરત જ કહી દેવાના કે નારીજાતને હલકી ચિતરવાનો–સદાય તેને દબાયેલી રાખવાનો–ઇરાદાપૂર્વક કરાયેલો આ પ્રયાસ છે.

એ ટાણે સમાનહક્કના આ ઠેકેદારો પૂર્વપુરુષોના નારીજાતિના ગૌરવસૂચક બયાનો ભૂલી જાય છે. અર્ધાંગના જેવા બહુમૂલા શબ્દને કે 'गृहिणी गृहमुच्यते।'

જેવા મહત્તાસૂચક પદને વીસરી જાય છે. પુરુષ જેવો જ આત્મા સ્ત્રીજાતમાં વસે છે. એટલે ઉભયનાં કાર્યો જુદા પ્રકારનાં છતાં ઉભય સમાન છે, સમાન શક્તિશાળી છે અને પરસ્પરના વ્યવહારમાં સખા જેવા છે એ જૈનસિદ્ધાંતના ઉમદા સૂત્રને પણ નજર બહાર કરવામાં આવે છે! અલબત્ત કથાનકોમાં કોઇ કોઇ સ્થળે કારણવશાત્ 'નારી નરકની ખાણ' કે 'મોક્ષની અર્ગલા' રૂપે કહેવાણી છે, પણ એની સાથે એ જ નારીને 'રત્નકુક્ષી'ને 'જગદંબાના' બિરુદ પણ અપાયા છે. એ વર્ગની સતીઓને સૌ કરતાં પ્રથમ નમસ્કાર કરાયા છે. એની મૃદુતા–કોમળતા કે અન્ય ગુણના કારણે અથવા તો તીવ્રતમ કર્મ આચરવાની અશક્તિએ એને માટે સાતમી નરકના દ્વાર પર કાયમને માટે ખંભાતી તાળું વાસવામાં આવ્યું છે અને ભાગ્યેજ એવી ધર્મક્રિયા હશે કે જેમાં પુરુષની જોડાજોડ સ્ત્રીની હાજરીની જરૂર નહીં માની હોય. અરે સ્ત્રી તીર્થંકર શ્રીમલ્લિનાથે દીક્ષા લીધી તે જ દિવસે કૈવલ્યપ્રાપ્તિ. એકાદ ઉપસર્ગનું સહન કરવાપણું પણ નહીં! શું નારીજાતિનું આ ગૌરવ નથી?

આ ઉપરથી શું એ સૂચિત નથી થતું કે ધર્મ–નીતિનાં ગ્રંથોમાં નર કે નારીવર્ગ માટે જે કંઇ આલેખન કરાયાં છે એ નહિં કે સ્ત્રીને ઉતારી પાડવા સારુ; પણ તે તે પ્રસંગના ગુણ–દોષ ધ્યાનમાં લઇને કરાયાં છે. અલબત્ત, લેખકની દૃષ્ટિએ એમાં રંગપૂરણી આછી કે ઘેરી થઇ ગઇ હોય.

'સમાન હક્ક'નો પ્રશ્ન નવો નથી. જૈન ધર્મે એ હક્ક આપેલો જ છે, પણ એનો અર્થ 'સમાન-કર્મો' જો કરવામાં આવતો હોય તો એમાં ગંભીર ભૂલ થાય છે એ અચૂક છે; એટલું જ નહિં પણ સુખી સંસારને ભસ્મીભૂત કરનાર ભયંકર અગ્નિ છે. તેથી જ ઉભયના દૈનિક કર્મો ભિન્ન દર્શાવાયાં છે. એક રળી લાવનાર છે તો બીજાને તેની ત્રેવડ કરવાની છે. મરદ બહારના કાર્યમાં સર્વસત્તાધીશ છે તો ગૃહકાર્યની અંદર સ્ત્રી જ કર્ત્તા–હર્તા છે, તેનું જ શાસન ચાલે છે.

આટલી પૂર્વપીઠિકા ધ્યાનમાં રાખી વાર્તાના પ્રવાહમાં આગળ વધીએ અને ચંપાપતિ દધિવાહનના આવાસના પ્રાંતભાગે આવી રહેલા ઉદ્યાનમાં એક એકાંત ભાગમાં, વિરામાસન પર બેસી એક તરુણીયુગલ કેવી વાતમાં મશગૂલ છે તે તપાસીએ. પરિચારિકા આગંતુકને રોકવા સારુ દ્વાર પર જ ખડી છે છતાં લેખક અને એનું અનુકરણ કરનાર વાચકગણને કોઇ રોકી શકે તેમ નથી જ. ગમે તેવી ગુપ્ત મંત્રણામાં અને ગહનમાં ગહન ભૂગર્ભમાં દાખલ થવાનો એને અમર્યાદિત પરવાનો છે.

"અહા! આ તો રાણી અભયાદેવી છે, પણ જેની સાથે વાત થાય છે તે કોણ છે? એનું મુખારવિંદ જોતાં તે એક બાહોશ ને ભલભલા મરદનાં હૃદય ભેદી નાંખે તેવી કુશળ કામિની જણાય છે.

એનું નામ પંડિતા છે. સ્ત્રીચરિત્ર ઉપર વર્ણન કરાતી કથામાંની નુપૂરપંડિતા સરખી આ પંડિતા પણ અંતઃપુરના ભેદી ભરમો અને ગુપ્ત રહસ્યોથી જાણીતી છે. છે તો રાણીજીની દાસી, પણ સઘળા ખાનગી કાર્યોમાં એની સલાહ લેવાતી હોઈ, રાણીજી પર એ સખી કરતાં પણ વધુ આધકાર ભોગવે છે સખી કપિલાના ઓલંભાથી અભયા રાણીને શીળવાન સુદર્શનને નમાવવાનો અભિલાષ ઉપજ્યો છે. સામાન્ય રીતે એનાં બાળકો જોતાં અંતરમાં કોઈ અનેરો અભિલાષ તે દિને ઉદ્દભવ્યો હતો, એમાં કપિલાની વાતે અગ્નિમાં ઘીની ગરજ સારી, ત્યારથી જ રાણીના કલાકો એ મનોરથની સિદ્ધિ કરવા માટેની તંત્રજાળ ગોઠવવામાં જાય છે. એ ચિંતાની અસર કમનીય ગાત્રો પર પણ થવા માંડી છે. માનસિક વ્યથાનો તાગ મેળવવા રાજવી દધિવાહને પ્રયાસ કરી જોયો, પણ એમાં સફળતા ન મળી, એટલે એ કાર્ય દાસી પંડિતા પર આવી પડ્યું છે. યોગાનુયોગ અભયાની દૃષ્ટિ પણ એ પંડિતા પર જ ચોંટી. પોતાની નજરમાં કોઈ ઉપાય ન જ આવવાથી અંતરનો 'મર્મ' આજે તેણીએ ખુલ્લા દિલે સામે ધરી દીધો. છૂપા દર્દની કહાણી શ્રવણ કરવા સાથે જ પંડિતાના ચહેરા પર સ્મિતની એક રેખા ફૂરી વળી. પણ દર્દનો ઇલાજ કરનાર વૈદ્ય સુદર્શન ! એનું નામ સાંભળતાં જ આ મંત્રતંત્રદક્ષ પંડિતા બોલી ઊઠી:

"રાણીજી ! અશક્ય–અસંભવિત. કદાચ મેરુપર્વતનું શિખર ચળાયમાન થાય, પણ શ્રેષ્ઠી સુદર્શન શિયલવ્રતથી રંચમાત્ર ચલિત ન થાય. એ તો 'પરનારીસહોદર' છે. માત્ર એ ખ્યાતિનું વચન નથી પણ નિતરું સત્ય છે."

'પંડિતા ! વહાલી સખી ! એક વાર એને અહીં તેડી લાવ, બાકીનું પછી જોઈ લેવાશે. એ છે અને હું છું.'

'રાણીજી ! તો થોડી ધીરજ ધરો. ધર્મના છળ સિવાય એને આણવાનો કાંઈ માર્ગ નથી જ. વળી એને માટે અત્યારથી જ દંભી નાટક ભજવવું પડશે. વિનારોકટોકે મહાલયની બહાર ગમનાગમન કરી શકું એ માટે રાજમુદ્રિકા મને સોંપી દો, સાથે સોનામહોરોની થેલી પણ લાવો.'

'कामातुराणां न भयं न लज्जा ।'

એ નીતિકારનું કથન અનુભવની એરણ પર ઘડાયેલું છે અને તેથી સત્ય જ છે. ઉદ્યાનમાંથી મહાલયનાં પગથિયાં ચડતાં ઉભયના ચહેરા આનંદથી છવાયા હતા. પછી થોડા દિવસોની હીલચાલ શી ચાલી રહી એ ખાસ કાંઈ નોંધવા જેવી નથી, માત્ર એક વસ્તુ સૌ કોઈના જાણવામાં આવી કે રાણીમાતા એકાએક માંદા પડી ગયા છે, અવારનવાર ચિકિત્સકોનાં આગમન થઈ રહ્યાં છે અને દાસી પંડિતા પણ દરરોજ એક બંધ શિબિકામાં કોઈને લાવે છે અને લઈ જાય છે. સાંભળવા પ્રમાણે એ કોઈ ચમત્કારી યક્ષની મૂર્તિ છે, છતાં

કોઇએ નજરે જોઇ નથી. એટલું તો ચોક્કસ છે કે દિવસ જતાં એ ક્રિયા એક કરતા વધુ વાર થવા માંડી છે, અરે! રાત્રિના પણ થાય છે અને એમાં ખૂદ ભૂપતિની પણ સંમતિ છે

દિવસો વ્યતીત થવા લાગ્યા અને અભયા ને પંડિતા તરફથી રચાયેલ કપટજાળ વધુ આશાવંત બનવા માંડી. શક્તિનો અવતાર નારી, અબળા પણ છે અને પ્રબળા પણ છે એક વાર મનમાં નિશ્ચય થયો કે ખેલ ખલાસ એકધારી અતૂટશ્રદ્ધાથી કાર્યની પાછળ મંડી પડવાની. ધર્મ-અધર્મની વિચારણા એને ડરાવી શકવાની નહી. 'જો' 'તો' ના ખડકો એના માર્ગે આડા ઊભા રહેવાના જ નહી, તેથી જ નીતિકારે કહ્યું છે કે—

> अनृतं साहसं माया,
> मूर्खत्वमतिलोभता ।
> अशौचं निर्दयत्वं च,
> स्त्रीणां दोषाः स्वभावजाः ॥

અર્થાત્ અનૃત યાને અસત્યથી માંડીને નિર્દયતા સુધીના સાત દોષો સામાન્ય રીતે સ્ત્રીઓને વારસામાં મળેલા હોય છે આનો અર્થ એમ કરવાનો નથી કે પુરુષજાત ગુણસંપન્ન જ હોય છે અથવા તો એમાં ઉપરના દોષો નથી હોતા. 'ઉજળું તેટલું દૂધ નહીં અને પીળું તેટલું સોનું નહી.' એ ઉક્તિ પ્રમાણે વિચારીએ તો પુરુષજાતિ હો, કિંવા સ્ત્રીજાતિ હો, સર્વમાં ગુણો અને દોષો હોવાના. ફક્ત અમુકની ધૈર્યતાથી અને અમુક જાતિમાં એ વિશેષ પડતા જણાવાથી એ જાતિને ઉદ્દેશી લખવામાં આવ્યું હોય છે એ વાતની પ્રતીતિ કથાના વહેણમાં આગળ વધતાં સહજ થાય તેમ છે. કૌમુદીમહોત્સવ આવ્યો અને દરબારી ઢોલ ગડગડયા પોતપોતાના કુટુંબ સહિત પૌરજન એ મોજ માણવા ઉદ્યાન પંથે કીડીઓની માફક નગરમાંથી વહી રહ્યાં. એ ઉત્સવમાં ખૂદ નરેશ પોતે પણ પ્રજાસહ છૂટથી ભાગ લેતો એ સમયે રાજા પ્રજા સહ ઓતપ્રોત બની અધિકાર વસ્તુ ભૂલી જતો. આવા મહત્ત્વના આનંદમાં ગેરહાજર રહેવાની પ્રજાજનને ખાસ મનાઈ હતી. કારણવશાત્ કોઇને રહેવું પડતું તો ભૂપાલની એ માટે પરવાનગી મેળવવી પડતી. ચતુર્દશી પર્વની આરાધનાના નિયમવાળા સુદર્શન શેઠને પૌષધની અનુકૂળતા રહે એ સારુ ઘેર રહેવાની છૂટ હતી. એ તક સાધી કામ કાઢી લેવાની યુક્તિ અભયા ને પંડિતાની જોડીએ ગોઠવેલી. એટલે નાદુરસ્ત તબિયતનું મિષ કાઢી રાણી અભયા પણ કૌમુદીમહોત્સવમાં ન ગઇ. એનું હૃદય તો કૌમુદીનો યથેચ્છ ઉપભોગ કરવા કયારનું આતુર બન્યું હતું, પણ નિશાના ઓળા ઊતર્યા વિના કાર્યસિદ્ધિ અશકય હતી. પંડિતા સુદર્શનનું કાયોત્સર્ગસ્થાન જોઈ આવી હતી અને શિબિકામાં એને ઉચકી લાવી યક્ષપ્રતિમારૂપે અંતઃપુરમાં દાખલ કરી દેવાની પેરવીમાં પડી હતી.

એ ઘટિકા આવી. અભયા પણ મોળ શણગાર સજી મનોરથની પૂર્તિ અર્થે

આવાસગૃહમાં આવી ગઈ અને અલ્પ સમયમાં જ શિબિકા આવી પહોંચી. કેવળ ધ્યાનમાં જ જે આત્મા લીન બન્યો છે એવા સુદર્શનના દેહને ઉચકી બહાર ઊભો કર્યો. પંડિતા અવસર ઓળખી વિદાય થઈ ગઈ. ત્યારપછી એ રંગમહાલય કે ચિત્રશાળામાં જેના અંગેઅંગમાં કામાગ્નિ પ્રજ્વળિત થઈ રહ્યો છે અને જેની દૃષ્ટિ કેવલ ઇષ્ટસિદ્ધિમાં એકતાર બની છે એવી રાણી અભયાએ, ચિરકાળનો ક્ષુધાર્ત્ત મનુષ્ય જેમ ભોજન ઉપર તરાપ મારે તેમ શીઘ્રગતિએ સુદર્શન શેઠના દેહને બાથમાં લીધો. જાતજાતની ચેષ્ટાઓ કરી. મદનનો વેગ પ્રગટાવવા કંઈ કંઈ પ્રયત્નો કર્યા. ભોગ ભોગવવા ભાતભાતની વિનવણીઓ કરી, પણ અફસોસ ! મુખમાંથી એક હરફ સરખો ન તો બહાર પડ્યો કે ન તો જડ પાષાણસમા દેહનું એક રૂંવાડું વિકસ્વર થયું. ઉખરભૂમિમાં બીજારોપણ કરવાના પ્રયાસ સરખું એ સર્વ નિષ્ફળ ગયું. અભયાનું હૃદય કામની ઉગ્રતા અને એની અપૂર્ણતાથી ઉપજેલ રોષજ્વાળાઓથી ભભૂકી ઉઠ્યું.

અભિલાષપૂર્તિના આવેગથી રાણી ગર્જી ઊઠી:

'અરે ! વાણિયા ! હું કોણ છું તે યાદ કર, વિચારી જો. તારા ઘેલાપણાને છોડી દે. હું તારા મૌનથી નાહિંમત થનાર નથી. ક્યાં તો ઇચ્છાની પૂર્ણતા કરીશ, નહિં તો તારું મૃત્યુ નોતરીશ.' આમ કહ્યા છતાં પણ ધ્યાનમગ્ન વણિક-વ્રતપાલનમાં રક્ત બનેલ આત્મા-કેવળ શ્રીમહાવીર સિવાય જેને કોઇના શરણની પરવા પણ નથી એવો કાયોત્સર્ગી મર્યાદિત સમયનો સાધુ શું બોલવાનો હતો ? એને વળી મરણના ભય શા હતા ?

અભયા આ મૂંગો માર-ઉઘાડો પરાભવ-ન સહી શકી. તે એકદમ પોકારી ઊઠી-પોતાની જાતે જ અંગ પર ઉઝરડા કરી, પરિધાન કરેલ વસ્ત્રો અસ્તવ્યસ્ત કરી, બૂમરાણ કરી મૂક્યું.

'અરે કોઇ દોડો, જલ્દી આવો, આ દુષ્ટ માનવી મારું શિયળ ખંડિત કરવા મારા પર હુમલો કરી રહ્યો છે.'

આ હાકોટાથી રક્ષકો દોડી આવ્યા. દાસીઓનું ટોળું એકઠું થયું અને સુદર્શન શેઠને દોરડાથી બાંધી લેવામાં આવ્યા. રાજવી ઉદ્યાનમાં હોવાથી તરત જ બંદી તરીકે તેમને ત્યાં લઇ જવામાં આવ્યા. ચિત્રવિચિત્ર શંકાઓનું પાત્ર સુદર્શન શેઠ બન્યા.

આનંદ-પ્રમોદમાં રક્ત બનેલ ભૂપે રાજપુરુષોના મુખેથી ગુનાની વાત સાંભળી; એટલે એનો ગુસ્સો મર્યાદા ઓળંગી ગયો. અન્ય કોઇને ત્યાં નહિં ને પોતાના જ મહાલયમાં-પોતાની જ પ્રેયસી રાણી પર હુમલો ! એની શિક્ષા મરણની જ હોય.

'એક જ હુકમ. જાઓ, એ હરામખોરને-એ દગાબાજ વાણિયાને-અરે એ દંભી આત્માને-ઢોંગી ધર્મઠગને શૂળી પર ચડાવી દ્યો. ચડાવતાં પૂર્વે નગરમાં ફેરવો

કે જેથી આવું નીચ કામ કરતાં બીજા મનુષ્યો પણ અટકી જાય-કરવાની હિંમત સરખી ન કરે.'

જ્યારે ચંપાના સરિયામ રસ્તે-શિયળવ્રતધારી અને જેની ખ્યાતિ દેશ-દેશાંતરમાં કપૂરની સુવાસ સમ પ્રસરી ગઈ છે અને જેની વ્રતદઢતા આબાળવૃદ્ધ પર્યંત જગજાહેર છે, એવા સુદર્શન શેઠ પર આવેલ કલંક અને એ દ્વારા જનતામાં ચાલી રહેલી રંગબેરંગી વાયકાઓની વચ્ચે થઈ વધસ્થંભ તરફ સરઘસ ગતિ કરી રહ્યું હતું, ત્યારે એ આત્માના અંતરમાં શું ચાલી રહ્યું હશે? જૈનધર્મ પર લોકોમા કેવા કટાક્ષ થતા હશે ?

જેને સત્ય પર અટલ વિશ્વાસ છે એવા એ શેઠના હૃદયનું પાણી પણ હાલ્યું નહોતું એમ શાસ્ત્ર વદે છે. પૂર્વ-કર્મને યાદ કરી એક તમાસગીર તરિકે તે નાટક ભજવાવા દે છે. દુનિયા તો દોરંગી છે, એને મોઢે ગળણું ન બંધાય, પણ 'સાચાનો સંગી' શા માટે ગભરાય?

જ્યારે આ સમાચાર સ્વામીવત્સલા મનોરમાને કાને પડ્યા ત્યારે તે ઘડીભર થંભી ગઈ સ્વપ્નમાં પણ જેનું સ્ખલન ન સંભવે એવા પતિને શિરે આ કલંક! તે સાંભળીને શું પોતે મુગે મોઢે જોઈ રહે? તરત જ હિંમત એકઠી કરીને તે દેવમંદિરમાં પહોંચી ગઈ પ્રભુ સન્મુખ કરજોડી પ્રતિજ્ઞા કરી કે-'જ્યાં સુધી મારા પતિને માથેથી આ કલંક ઉતરે નહીં ત્યાં સુધી હુ કાયોત્સર્ગમાં જ રહીશ' જેને ધર્મમાં અટલ વિશ્વાસ છે, જેને ધર્મમાં બતાવેલા વ્રતનિયમોમાં અડગ શ્રદ્ધા છે, એ ગમે તેવા કલંકોથી કે દુષ્ટ માનવીઓએ ખડા કરેલા ઉપદ્રવોથી શા સારુ હતાશ થાય! વીતરાગનું શરણુ એ જ એનો વિસામો. યકીન કોઈ અનેરી વસ્તુ છે, એનો તાર અંતરસહ જોડાયેલો છે, એનો ઝણઝણાટ સાંભળનાર સામે જ બળવાન આત્મા હોય છે. **ચોકસી**

## પરમેશ્વરના સ્વરૂપની સ્તુતિ

( ચોપાઇ )

પરમેશ્વર ઐશ્વર્યના ઠામ, શ્રી અરિહંત જિનેશ્વર નામ;
સંઘ તીર્થને સ્થાપે જેહ, તીર્થંકર કહેવાયે તેહ. ૧
તે પ્રભુ પૂર્ણ કૃપાના ધામ, નાથ નિરંજન તે નિષ્કામ;
રાગ-દ્વેષ ધરે નહિ આપ, ધારે સદ્‌ગુણ સર્વ અમાપ. ૨
પૂર્ણાનંદથી નિત્ય વિલાસ, કેવળજ્ઞાને જગત પ્રકાશ;
નિર્મળ આત્મતણા તે રૂપ, સમતારસના સાગર ભૂપ. ૩
એ છે સર્વ દેવાધિદેવ, કરવી તેની નિત્યે સેવ;
શ્રી જિનવરનું પૂજન થાય, તેથી સઘળાં કર્મ ખપાય. ૪

સ્વ૦ સન્મિત્ર કર્પૂરવિજયજી

# શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ–પાલીતાણા

( સ્થાપના—સંવત ૧૯૬૨ ના ચૈત્ર શુદિ ૧૦ )

## ફાગણ માસની પત્રિકા



**ધાર્મિક પ્રવૃત્તિઓ:**—નિયમાનુસાર સામાયિક, પ્રતિક્રમણ, ગુરુવંદન, પ્રભુપૂજા વગેરે પ્રવૃત્તિઓ થઇ રહેલ છે. ફાગણ શુદિ ૧૩ ના રોજ વિદ્યાર્થીઓ ૭ ગાઉની યાત્રાએ ગયા હતા.

**યાત્રા પર્યટન**—વાર્ષિક પરીક્ષા પૂરી થતાં મોટા વિદ્યાર્થીઓ શ્રી કદમ્બગિરિની યાત્રાએ ગયા હતા. ત્યાં બે ત્રણ દિવસ રોકાઇ, ચોક ગામના દેરાસરજીમાં દર્શન કરી પાછા આવ્યા હતા.

## પરીક્ષાના પરિણામો

**ધાર્મિક પરીક્ષા:**—શ્રી જૈનશ્વેતાંબર એજ્યુકેશન બોર્ડ તરફથી લેવામાં આવતી ધાર્મિક વાર્ષિક પરીક્ષામાં પુરુષ ધોરણ ૧ લામાં ૧૫ વિદ્યાર્થીઓ બેઠા હતા, તે બધા સારા માર્કસ મેળવીને પાસ થયા છે, અને બે વિદ્યાર્થીઓને રૂા. ૮) તથા રૂા. ૬) નું ઇનામ મળેલ છે બાળ ધોરણ બીજામાં ૧૦ વિદ્યાર્થીઓ બેઠા હતા તે બધા સારા માર્કસ મેળવીને પાસ થયા છે. તેમાં એક વિદ્યાર્થીને રૂા. ૭) નું ઇનામ મળેલ છે. પરિણામ સોએ સો ટકા આવેલ છે.

**વ્યાવહારિક વાર્ષિક પરીક્ષા**—અં. ધો. ૭મામાં ૫ વિદ્યાર્થીઓએ પ્રીલિમિનરી પરીક્ષા આપી હતી. તેમા ૪ વિદ્યાર્થીઓને ફોર્મ મળ્યાં છે. અં. ધો. ૧ થી ૬ સુધી ૭૫ વિદ્યાર્થીઓ પરીક્ષામાં બેઠા હતા તેમાં ૭૨ પાસ થયા છે. ગુજરાતીવાળા ૫ વિદ્યાર્થીઓમાંથી ૪ વિદ્યાર્થીઓ પાસ થયા છે. પરિણામ ૯૪ ટકા આવેલ છે.

## વિવાદ સભા

| વિષય | વક્તા | પ્રમુખ |
|---|---|---|
| ૧ સ્વદેશપ્રેમ | વિ. હઠીચંદ ખોડીદાસ | શ્રીયુત વીરચંદ ફુલચંદ શાહ |
| ૨ છાત્રાલયના સળગતા પ્રશ્નો | વિ ઉમેદચંદ હરખચંદ શાહ | વિ. મોહનલાલ પ્રેમચંદ શાહ |
| 3 Self Help | Mr. M. V. Shah | Mr. A. B. Shah |
| 4 Biography of Sayajirao | Mr. M. P. Desai | Mr. M. P. Shah |
| 5 Anarchy of native states | Mr. H. J. Kapashi | Mr. M. P. Desai |

જમણવાર—

| | | |
|---|---|---|
| ૧. શેઠ ચતુર્ભુજ મોતીલાલ ગાંધી | ભાવનગર | ફા. શુ. ૧૩ |
| ૨. શેઠ સકરાભાઈ ચુનીલાલ | અમદાવાદ | ફા. શુ. ૧૫ |
| ૩. શેઠ જમનાભાઈ ભગુભાઈ | અમદાવાદ | ફા. વ. ૧ |
| ૪. શેઠ જીવનલાલ પનાલાલ બાબુ | મુંબઈ | ફા. વ. ૪ |
| ૫. શેઠ બાપાલાલ ગોકળદાસ | અમદાવાદ | ફા. વ. ૫ |
| ૬. શેઠ કોદરમલ હુકમચંદ | ગડકણ | ફા. વ. ૧૦ |
| ૭. શેઠ મોહનલાલ લવજી | ખદડપર ( નોકારશી ) | ફા. વ. ૧૩ |

ફાગણ માસની આવક—

રૂા. આ. પા.

૧૫૦–૦–૦ શ્રી નિર્વાહ ફંડ ખાતે
૧૧૫–૯–૬ શ્રી ભોજન ફંડ ખાતે
૧–૦–૦ શ્રી કેળવણી ફંડ ખાતે
૨૬૬–૯–૬

મુલાકાતો—

પૂ. આચાર્ય મહારાજ શ્રી સાગરાનંદસૂરીશ્વરજી તથા તેમના શિષ્યો, આચાર્ય મહારાજ શ્રી નંદનસૂરીશ્વરજી, મોક્ષાનંદજી મહારાજ, પૂ. ઉ. જંબૂવિજયજી મહારાજ, શેઠ ચીમનલાલ વાડીલાલ, ગંગાસ્વરૂપ માણેકબેન જમનાભાઈ ભગુભાઇ, ગંગાસ્વરૂપ લક્ષ્મીબાબુ, શેઠ લાલભાઈ લફુ, શેઠ પોપટલાલ ધારશીભાઈ, સંસ્થાના ઉપપ્રમુખ છોટાલાલ જીવણભાઇ તથા સંસ્થાની સ્થાનિક કમિટીના સભ્યો, શ્રી ચતુર્ભુજ મોતીલાલ ગાંધી, ચુનીલાલ દુર્લભજી પારેખ, અમરચંદ કુંવરજી શાહ, તદુપરાંત શેઠ ગુલાબચંદ નગીનદાસવાળા શેઠ સોમાભાઈ તથા ચમનભાઇ, તથા ભાવનગરવાળા શેઠ કુંવરજી આણંદજી વગેરેએ સંસ્થાની મુલાકાત લીધી હતી.

સમાજના દાનવીરોને—

હજુ મકાન ફંડ ખાતે રૂા ૮૦૦૦ તથા દેરાસરજી ખાતે રૂા. ૪૦૦૦ નો તોટો છે. સ્વામીવાત્સલ્ય ટ્રસ્ટફંડની તિથિઓ પણ ઘણી બાકી છે. સંસ્થાને સંભારી મદદ મોકલી આપવા વિનતિ છે.



## શ્રી ત્રિષષ્ટિ શલાકા પુરુષ ચરિત્ર ભાષાંતર

### પર્વ ૮ મું ને ૯ મું : નવી આવૃત્તિ

પર્વ આઠમામાં મુખ્યવૃત્તિએ શ્રી નેમિનાથજીનું ચરિત્ર છે તેમજ નવમા વાસુદેવ કૃષ્ણ, બળદેવ બળભદ્ર ને પ્રતિવાસુદેવ જરાસંધનું ચરિત્ર છે, પરંતુ પ્રાસંગિક પાંચ પાંડવોનું ચરિત્ર ઘણા વિસ્તારથી છે તેમજ શાંબ, પ્રદ્યુમ્ન, દેવકીજીના છ પુત્ર, ગજસુકુમાળ વિગેરે અનેક ઉત્તમ પુરુષોના ચરિત્રો ખાસ વાંચવા લાયક આપેલા છે

પર્વ નવમામાં બારમા ચક્રવર્તી બ્રહ્મદત્તનું તથા શ્રી પાર્શ્વનાથ પરમાત્માનું ચરિત્ર આપેલું છે. પાર્શ્વનાથનું ચરિત્ર પૂર્વના દશ ભવના વર્ણન સાથે ઘણું વિસ્તારથી આપેલું છે વાંચનાં આનંદ ઉપજે તેમ છે.

આ પર્વ ૮-૯ ની બુક ઘણા વખતથી થઈ રહી હતી, તેની આ આવૃત્તિ ઘણી સુંદર તૈયાર કરેલી છે તેથી શ્રી ત્રિષષ્ટિ શલાકા પુરુષ ચરિત્રના દશ પર્વના સેટમાં જેમને આ પર્વ ૮-૯ મળેલ ન હોય તેમણે મંગાવીને સેટ પૂર્ણ કરી લેવો. કિંમત રૂ. ૩-૦-૦ પોસ્ટેજ છ આના.

આ ચરિત્રના પર્વ ૩-૪-૫-૬ પણ કેટલા વખતથી થઈ રહેલ છે તેની નવી આવૃત્તિ છપાવવી શરૂ કરેલ છે. તે પણ તાકીદે બહાર પાડશું.

તે સિવાયના પર્વ ૧-૨-૭-૧૦ ની બુકો મળે છે. એ પર્વોમાં પણ શ્રી ઋષભદેવનું, અજિતનાથનું તેમજ મહાવીરસ્વામીનું ચરિત્ર ઘણા વિસ્તાર સાથે આપેલ છે ને પર્વ સાતમામાં ખાસ જૈન રામાયણ આપેલ છે. આ શ્રી હેમચંદ્રાચાર્યની અપૂર્વ કૃતિ હોવાથી તેનો લાભ અવશ્ય લેવો.

### પં. શ્રીપદ્મવિજયજીકૃત નવપદજીની પૂજા

તથા

### પં. રૂપવિજયજીકૃત શ્રી પંચજ્ઞાનની પૂજા

આ બંને પૂજા અર્થ સાથે છપાવેલ છે. અર્થમાં પ્રાસંગિક ઘણો વધારો કર્યો છે કે જે ખાસ ઉપયોગી છે. તેની ખાત્રી વાચવાથી થઇ શકે તેમ છે.

અમારી છપાવેલી અનેક અર્થ સહિત પૂજાઓમાં આ બુકથી વધારો થયો છે. કિંમત બે આના રાખી છે પરંતુ પ્રયાસના પ્રમાણમાં તે કિંમત ઓછી લાગે તેમ છે. દરેક પૂજામાં રહસ્ય શું છે તે યથાશક્તિ સમજાવેલ છે.

### શ્રી જિનસહસ્રનામસ્તોત્ર

ઉ. શ્રી વિનયવિજયજીકૃત આ સ્તોત્ર જેમાં ૧૦૦૧ વાર નમસ્તે શબ્દ આવેલ છે તે અર્થ સાથે અમે છપાવેલ છે. ખાસ પાઠ કરવા લાયક છે. પાછળ શ્રી સિદ્ધસેન દિવાકરજીકૃત સંસ્કૃત શક્રસ્તવ આપેલ છે. સાધુ, સાધ્વી તથા સંસ્થાઓને ભેટ-માત્ર પોસ્ટેજ સવા આનો મોકલવો. બીજા માટે કિંમત બે આના.

જમણુવાર—

| | | |
|---|---|---|
| ૧. શેઠ ચતુર્ભુજ મોતીલાલ ગાંધી | ભાવનગર | ફા. શુ. ૧૩ |
| ૨. શેઠ સકરાભાઈ ચુનીલાલ | અમદાવાદ | ફા. શુ. ૧૫ |
| ૩. શેઠ જમનાભાઈ ભગુભાઈ | અમદાવાદ | ફા. વ. ૧ |
| ૪. શેઠ જીવનલાલ પનાલાલ બાબુ | મુંબઈ | ફા. વ. ૪ |
| ૫. શેઠ બાપાલાલ ગોકળદાસ | અમદાવાદ | ફા. વ. ૫ |
| ૬. શેઠ કોદરમલ હુકમચંદ | ગઢડા | ફા. વ. ૧૦ |
| ૭. શેઠ મોહનલાલ લવજી | ખદડપર ( નોકારશી ) | ફા. વ. ૧૩ |

ફાગણ માસની આવક—

રૂ. આ. પા.

૧૫૦–૦–૦ શ્રી નિર્વાહ ફંડ ખાતે
૧૧૫–૯–૬ શ્રી ભોજન ફંડ ખાતે
૧–૦–૦ શ્રી કેળવણી ફંડ ખાતે

૨૬૬–૯–૬

મુલાકાતો—

પૂ આચાર્ય મહારાજ શ્રી સાગરાનંદસૂરીશ્વરજી તથા તેમના શિષ્યો, આચાર્ય મહારાજ શ્રી નંદનસૂરીશ્વરજી, મોક્ષાનંદજી મહારાજ, પૂ ઉ. જંબૂવિજયજી મહારાજ, શેઠ ચીમનલાલ વાડીલાલ, ગંગાસ્વરૂપ માણેકબેન જમનાભાઈ ભગુભાઈ, ગંગાસ્વરૂપ લક્ષ્મીબાબુ, શેઠ લાલભાઈ લઠ્ઠા, શેઠ પોપટલાલ ધારશીભાઈ, સંસ્થાના ઉપપ્રમુખ છોટાલાલ જીવણભાઈ તથા સંસ્થાની સ્થાનિક કમિટીના સભ્યો, શ્રી ચતુર્ભુજ મોતીલાલ ગાંધી, ચુનીલાલ દુર્લભજી પારેખ, અમરચંદ કુંવરજી શાહ, તદુપરાંત શેઠ ગુલાબચંદ નગીનદાસવાળા શેઠ સોમાભાઈ તથા ચમનભાઈ, તથા ભાવનગરવાળા શેઠ કુંવરજી આણંદજી વગેરેએ સંસ્થાની મુલાકાત લીધી હતી.

સમાજના દાનવીરોને—

હજુ મકાન ફંડ ખાતે રૂા. ૮૦૦૦ તથા દેરાસરજી ખાતે રૂા. ૪૦૦૦ નો તોટો છે. સ્વામીવાત્સલ્ય ટ્રસ્ટફંડની તિથિઓ પણ ઘણી બાકી છે. સંસ્થાને સંભારી મદદ મોકલી આપવા વિનતિ છે.

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

પુસ્તક ૫૫ મું　　સંવત ૧૯૯૫　　અંક ૨ જો

## વૈશાખ




પ્રકટકર્તા—
શ્રી જૈનધર્મ પ્રસારક સભા
ભાવનગર

વીર સંવત ૨૪૬૫

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂા ૧-૧૨-૦

| પુસ્તક ૫૫ મું<br>અંક ૨ જો | વૈશાખ | વીર સં. ૨૪૬૫<br>વિક્રમ સં. ૧૯૯૫ |
|---|---|---|

## अनुक्रमणिका

૧ આત્મોપદેશ ... ... ... ... (અમીચંદ કરશનજી શેઠ) ૪૧
૨ શ્રી મહાવીર જયતિ ગીત ... .. (નરસિંહલાલ બી. શાહ) ૪૨
૩ જ્ઞાનપંચમીનો ગરબો ... ... ... „ ૪૩
૪ ઉત્તમ આર્જવ ધર્મ ... ... ... (સ્વ. સ. ક. વિ.) ૪૪
૫ યાદ કરી રાખવા લાયક આધ્યાત્મિક પદો ... (સ. ર. મ. ક. વિ.) ૪૪
૬ વ્યવહાર કૌશલ્ય. નાના લેખ ૨ (૧૪૮-૪૯) ... (મૌક્તિક) ૪૬
૭ આયે કયો ? (પદ્ય) ... .. ... (રાજમલ ભંડારી) ૪૮
૮ સહધર્મી પ્રત્યેની ફરજ સમજનાર જિનદાસ શેઠ . (કુંવરજી) ૪૯
૯ ટૂંકા પ્રશ્નોત્તરો . ... ... ... (શાંતિલાલ છોટાલાલ શાહ) ૫૧
૧૦ સમકિતી જીવોને કરવાનો મોહ પદનો જાપ ... (પ્રાચીનપત્રોદ્ધૃત) ૫૨
૧૧ ષડ્દ્રવ્ય સંબંધી જરૂરી સમજણ ... ... ... (કુંવરજી) ૫૩
૧૨ પ્રશ્નોત્તર ... .. ...(પ્રશ્નકાર—માસ્તર અમરચંદ જેઠાભાઈ) ૫૪
૧૩ કુસંગદોષ . . ... (રાજપાળ મગનલાલ વહોરા) ૫૯
૧૪ સુવચન પુષ્પો .. ... ... ... (મુનિ લક્ષ્મીસાગરજી) ૬૧
૧૫ ધર્મ (પદ્યબંધ)... ... ... (ડા. ભગવાનદાસ મનસુખલાલ) ૬૨
૧૬ પ્રભાવિક પુરુષો સુદર્શન શેઠ (૪) (મોહનલાલ દીપચંદ ચોકસી) ૬૫
૧૭ સંસ્કૃતિ ... ... ... ... ... (અમીચંદ કરશનજી શેઠ) ૭૧
૧૮ ધર્મધ્યાનના ચાર પ્રકારનું સ્વરૂપ .. ... (મુનિ પ્રેમવિમળજી) ૭૨

## શ્રી જૈન પંચાંગ વિષે ખુલાસો

ગત અંકમાં પંચાંગ બાંધ્યા છતાં પોસ્ટ ખાતા તરફથી કાઢીનાખવાનો હુકમ થયો, તેથી મોકલી શકાણા નથી, તેથી હાલ તો આ અંકમાં બે માસની વધઘટ ને પર્વ વિગેરે લખેલ છે. છતાં જે ગ્રાહક મંગાવશે તેને પંચાંગ મોકલશું.

| વૈશાખ-દિન ૨૯ | વર્ષીતપની શરૂઆત | જેઠ-દિન ૨૯ |
|---|---|---|
| શુદિ ૯ નો ક્ષય | શુદિ ૪ રવિ રોહિણી | શુદિ ૧ નો ક્ષય |
| વદિ ૯ બે શુક્ર-શની | શુદિ ૮ ગુરુ મુનિસુવ્રત જયંતિ | શુદિ ૨ શનિ-રોહિણી |
| શુદિ ૩ શનિ અક્ષયતૃતીયા- | વદિ ૬ ભોમ-સિદ્ધાચળવર્ષગાંઠ | વદિ ૧૪ શુક્ર રોહિણી |





| પુસ્તક ૫૫ મું | વૈશાખ | અંક ૨ જો |
| --- | --- | --- |
| વિ. સં. ૧૯૯૫ | | વીર સં. ૨૪૬૫ |


# આત્મોપદેશ

(એક હતી મુસાફર ઘેલી રે—એ રાગ.)

જીવ જોને તું ઊંઘમાંથી જાગી રે, નિંદ તને કેમ આવે ?
તારા બાર ઉપર ચાર ગયા વાગી રે, નિંદ તને૦
હવે દિવસ રહ્યો જુજ બાકી રે, નિંદ તને૦
તારા સાર્થકની લે હવે ફાકી રે, નિંદ તને૦
દેહ ધરી કરી શું કમાણી રે? નિંદ તને૦
શું સૂતો હજી સોડ તાણી રે? નિંદ તને૦
ખોટી જગતતણી જંજાળ રે, નિંદ તને૦
પૂર પહેલા બાંધી લે પાળ રે, નિંદ તને૦
જેવો પાણીમાંહી પરપોટો રે, નિંદ તને૦
તેવો દેહ ભરોસો છે ખોટો રે, નિંદ તને૦
તારા લાખોતણા ભંડાર રે, નિંદ તને૦
પડ્યા રહેશે ભૂમિ મોઝાર રે, નિંદ તને૦
અણધાર્યો દીપક બુઝાશે રે, નિંદ તને૦
પછી ખૂબ પસ્તાવો થાશે રે, નિંદ તને૦
બળે દીપક ત્યાં સુધી સગાઇ રે, નિંદ તને૦
પછી કોના છોરુ કોના ભાઇ રે? નિંદ તને૦
સુરઇન્દુ કહે કર જોડી રે, નિંદ તને૦
પ્રભુ ભજ જંજાળને છોડી રે, નિંદ તને૦

અમીચંદ કરસનજી શેઠ

# જ્ઞાનપંચમીનો ગરબો

જ્ઞાન જ્યોતને પ્રગટાવ, તારા શુદ્ધ હૃદયમાં
જિનવાણીને વસાવ, તારા શુદ્ધ હૃદયમાં
તું લક્ષ ચોરાશી રૂલ્યો, સદ્જ્ઞાનને તું ભૂલ્યો;
જ્ઞાનદીપકને પ્રગટાવ, તારા૦ (૧)

જે જ્ઞાનના પ્રતાપે, આત્મ તત્ત્વનું ભાન જ થાએ;
એવા જ્ઞાનને વસાવ, તારા૦ (૨)

જીવ અજીવનો વિચાર, જ્ઞાન વિના નવ થાય,
માટે જ્ઞાન રુડું તું ધાર, તારા૦ (૩)

જ્ઞાની એક જ શ્વાસોશ્વાસ, કરે કર્મ કઠીનનો નાશ;
સમ્યક્ જ્ઞાનને વસાવ, તારા૦ (૪)

જે કેળવણીથી આજે, ધર્મ ભાવના ઘસાયે;
એ કેળવણી કેમ લેવાય? તારા૦ (૫)

જ્ઞાન અને અજ્ઞાનના, સ્વરૂપને આગમથી પીછાણી;
આત્મસ્વરૂપને વિચાર, તારા૦ (૬)

મિથ્યા જ્ઞાન ખરેખર ભૂરું, તેનું વર્ણન ન થાય પૂરું;
જ્ઞાની વચન સત્ય ધાર, તારા૦ (૭)

સંસાર ખરેખર ભૂરો, એનો સ્વાદ કેમ લાગે મધુરો?
તેનું કારણ તું વિચાર, તારા૦ (૮)

કર્મમેલને દૂર જ કરવા, સદ્જ્ઞાન હૃદયમાં ધરવા;
આનંદ ઊર્મિઓ વરસાવ, તારા૦ (૯)

જો નર ભવ સફલો ઇચ્છો, મૂકો મિથ્યાજ્ઞાનનો પીછો;
ધાર્મિક જ્ઞાનને વસાવ, તારા૦ (૧૦)

એન. બી. શાહ (ઝીંઝુવાડાકર)

# ઉત્તમ આર્જવ ધર્મ

આર્જવ એટલે કપટ રહિત સરળપણું. આર્જવ એ ધર્મનું અંગ છે. તેનું બીજુ નામ સરળતા છે. મન, વચન, કાયાની કુટિલતાને છોડી દેવી તે આર્જવધર્મ છે. તે પાપનો નાશ કરી સુખ આપે છે, માટે કુટિલતા છોડી કર્મબંધનથી મુક્ત કરવા સમર્થ એવો આર્જવ ધર્મ આદરવો. કુટિલતા પાપ-બંધનું કારણ છે તથા લોકમાં પણ તેથી નિંદા થાય છે, તેથી આત્મહિતચિન્તક જનોએ સરળ થવું ઘટે છે. જેવું મનમાં ( હૃદયમાં ) હોય તેવું મુખથી બોલવું અને તેવું જ ચાલવું તે જ આર્જવ ધર્મ છે. માયા-કપટરૂપ શલ્યને દૂર કરી આર્જવ ગુણવડે હૃદયને બરાબર શુદ્ધ કરવું જોઇએ. તે વગર માયાવીનાં વ્રત, તપ, સંયમાદિક સર્વે નિષ્ફળ કહ્યાં છે. સરળતા મોક્ષમાર્ગમાં સહાયક છે. સરળ ચિત્તવાળામાં જ સમ્યગ્ દર્શન, જ્ઞાન, ચારિત્રાદિક ગુણો અખંડપણે વાસ કરે છે. સરળતા અતીંદ્રિય સુખનો ભંડાર છે. આર્જવધર્મવડે અતીંદ્રિય સુખ પ્રાપ્ત થઇ શકે છે. તે સંસારસમુદ્રને તરવાને જહાજ સમાન છે. કપટીનો ભ્રમ ઉઘાડો પડતાં કોઇ તેનો વિશ્વાસ કરતું નથી. કપટી માણસ મિત્રદ્રોહી, સ્વામીદ્રોહી, ધર્મદ્રોહી, કૃતઘ્ની હોય છે. જિનેન્દ્રનો ધર્મ છળકપટ રહિત મનુષ્યમાં જ વસે છે. જેમ વક્ર મ્યાનમાં સીધી તલવાર પેસી શકતી નથી તેમ કપટથી જેનું મન વક્ર છે તેનામાં વીતરાગ માર્ગ પ્રવેશી શકતો નથી. કપટીના બંને ભવ બગડે છે. જો આત્મહિત કરવા ઇચ્છતા જ હો તો માયાચારનો ત્યાગ કરો. કપટ રહિત સરળ ચિત્તવંતની વૈરી પણ પ્રશંસા કરે છે. આર્જવ ધર્મવાન આત્મસ્વરૂપનો અનુભવ કરી શકે છે તેથી ખરું આત્મહિત ઇચ્છનારે કયારેય પણ કપટ નહી કરવાનો નિશ્ચય કરવો. વિવેકી મનુષ્ય બીજાને ઠગવાનો નિષ્ફળ પ્રયત્ન શા માટે કરે ? તેનો વિશેષ અધિકાર **અધ્યાત્મસાર** ગ્રંથથી સમજી લેવો. **શ્રી ઉદયરત્નજી** પણ કહે છે કે-**સાચામાં સમકિત વસે જી, માયામાં મિથ્યાત્વ**-આ વાકય હૃદયમાં ધારણ કરી જેમ બને તેમ સરળતા ધારણ કરવી. સરળ મનુષ્ય નિરંતર નિશ્ચિત રહી શકે છે. સાચાને કશો ભય હોતો નથી. આ ગુણ ભૂમિનો છે, તેથી ભૂમિ શુદ્ધ કરવાના ઇચ્છકે જરૂર આ ગુણ ધારણ કરવા તત્પર રહેવું અને સમકિત પ્રાપ્ત કરવું કે જેથી આત્માની મોક્ષપ્રાપ્તિનો નિરધાર થઇ જાય. **ઇતિશમ્.**

---

## યાદ કરી રાખવા યોગ્ય આધ્યાત્મિક પદો

(૧)

**અનુભવ આનંદ પ્યારો, અબ મોહે[1] અનુભવ આનંદ પ્યારો;**
**એહ વિચાર ધાર તું [2]જડથી, કનક ઉપલ જેમ ન્યારો.[3] અબ૦ ૧**
**બંધહેતુ રાગાદિક પરિણતિ[4], લખ પરપખ સહુ ન્યારો;[5]**
**ચિદાનંદ પ્રભુ કર કિરપા અબ, ભવસાગરથી તારો. અબ૦ ૨**

---

૧ મને. ૨ પુદ્ગલથી. ૩ જેમ પાષાણથી સુવર્ણ ન્યારું-અલગ છે તેમ. ૪ રાગ-દ્વેષાદિક પરિણામથી કર્મ-બંધ થવા પામે છે. ૫ પુદ્ગલ-ભાવને જુદો જાણ.

( ૨ )

ઓ ઘટ વિણસત વાર ન લાગે, ઓ ઘટ૦ એ આંકણી.
યાકે સંગ કહો અબ મૂરખ, છિન છિન આધકો પાગે.[૬]　ઓ ઘટ૦ ૧

કાચા ઘડા કાચકી શીશી, લાગત ઠણુકા ભાંગે;
સડણ પડણ વિધ્વંસ [૭]ધરમ જસ, [૮]તસથી નિપુણ નીરાગે.　ઓ ઘટ૦ ૨

આધિ વ્યાધિ વ્યથા દુઃખ ઇણ ભવ, નરકાદિક ફુનિ [૯]આગે;
ડગહુ ન ચલત સંગ વિણ પોખ્યા, મારગહું મેં ત્યાગે.　ઓ ઘટ૦ ૩

મદ છક-છાક [૧૦]ગહેલ તજ વિરલા, ગુરુ કિરપા કોઉ જાગે;
તન-ધન-નેહ નિવારી ચિદાનંદ, ચલિયે તાકે [૧૧]સાગે.　ઓ ઘટ૦ ૪

( ૩ )

અવધુ પિયો અનુભવ રસ પ્યાલા, કહત પ્રેમમતવાલા[૧૨]–આંકણી.
અંતર સપ્તધાત–રસભેદી[૧૩], પરમ પ્રેમ ઉપજાવે;
પૂરવ ભાવ અવસ્થા પલટી, અજબ રૂપ દરસાવે.　અવધુ૦ ૧

[૧૪]નખ–શિખ રહત ખુમારી જાકી, સજલ સઘન [૧૫]ઘન જૈસી;
જિને એ પ્યાલા પિયા તિનકું, ઔર કેફ-રતિ [૧૬]કૈસી ?　અવધુ૦ ૨

અમૃત હોય [૧૭]હલાહલ જાકે, રોગ સોગ નવિ વ્યાપે;
રહત સદા ગરકાવ [૧૮]નસામેં, બંધન મમતા કાપે.　અવધુ૦ ૩

સત્ સંતોષ હિયામેં ધારે, આતમ કાજ સુધારે;
દીન-ભાવ હિરદે નવિ આણે, અપનો બિરુદ સંભારે.　અવધુ૦ ૪

ભાવ-દયા [૧૯]રણથંભ રોપકે, [૨૦]અનહદ તૂર બજાવે;
ચિદાનંદ અતુલબલ રાજા, જીત અરિ ઘર આવે.[૨૧]　અવધુ૦ ૫

---

૬ ક્ષણેક્ષણે એની પાછળ કેમ લાગે છે–એમાં આસક્તિ–મમતા કેમ કરે છે ? ડાહ્યો હોય તે તો તેનાથી વૈરાગ્ય ધારે. ૭ સ્વભાવ. ૮ તેનાથી. ૯ વળી આગળ ઉપર. ૧૦ ગાંડા-ઘેલા. ૧૧ તેમની–સદ્ગુરુની સાથે–તેમની સલાહ પ્રમાણે ચાલવું.

૧૨ અનુભવ રસની ખુમારીવાળા. ૧૩ અંતરની વીર્યાદિક સાતે ધાતુનો રસવિકાર હણી ૧૪ નખથી માંડી ઠેઠ મસ્તક સુધી. ૧૫ છવાયેલા મેઘ સમી. ૧૬ અન્ય કેફ કરવામા પ્રીતિ કેમ થાય ? ૧૭ હલાહલ ઝેર અમૃત થઇ પરિણમે. ૧૮ ખુમારીમાં. ૧૯ ગોરચો માંડીને. ૨૦ અનાહત–સોહંનાદ. ૨૧ શત્રુને જીતીને જ વિરમે.

# વ્યવહાર-કૌશલ્ય

લેખક—મૌક્તિક

( ૧૪૮ )

આરામી જિંદગી માટે માગણી ન કરો, મજબૂત માણસ થવાનું માગો. તમારી શક્તિ પ્રમાણેનાં કામો ન માગો, કામો જેટલી શક્તિ માગો; એટલે પછી તમે કામ કર્યું છે તેમાં આશ્ચર્ય નહિ રહે, તમે પોતે જ ચમત્કારી માણસ થઇ જશો.

દરેક માણસને કાંઇક વિશિષ્ટ કરી જવાની ભાવના-ઇચ્છા રહે છે. એ ધનવાન હોય કે ગરીબ હોય, પણ એને કાંઇક કરી પોતાનું નામ રાખી જવા ઇચ્છા હોય છે. એની ચાવી બહુ મજાની છે. વાત ઘણી સાદી દેખાય છે, પણ એના ગર્ભમાં ભારે રહસ્ય રહેલું છે. દરેક પ્રાણી પોતાના ઇષ્ટદેવની પ્રાર્થના જરૂર કરે છે. એના દેવ કયા છે એ વાતમાં આપણે નહિ ઊતરીએ. જેને જે ઇષ્ટદેવ હોય તેનું તે ધ્યાન કરે. ધ્યાનને અંતે એમાં ફળ તરીકે નહિ, પણ પોતાની ભાવના તરીકે પોતાને માટે શું ઇચ્છે એના નિર્ણયમાં ચમત્કારી પુરુષ થવાની ચાવી છે. ભાવના પ્રમાણે સિદ્ધિ થાય છે એ તો જાણીતો નિયમ છે. આ નિયમ અને પરિણામ ગમે તે વયનાં, ગમે તે સ્થિતિનાં—સર્વ સ્ત્રી-પુરુષોને લાગુ પડે છે અને તે જણાવે છે કે કોઇ પણ વ્યક્તિ આશ્ચર્યકારી કાર્ય કરી, સુંદર પરિણામ નીપજાવી, પોતાની ચમત્કારી પુરુષમાં ગણના કરાવી શકે છે. એને માટે કેમ કરવું તે તેને સ્વાધીન વાત છે. તે આ પ્રમાણે છે.

ઘણા માણસો આરામ માગે છે. એને એમ થાય છે કે નેપિયનસી રોડ પર બંગલો હોય, ઘેર માળી ઘાટી રસોયા બેઠા હોય, ઘરની મોટરો હોય—બસ, મજા પડે. આ વાતમાં મજા નથી, આ જીવનમાં સુખ નથી, આવા આરામમાં આનંદ નથી, એ દૂરના ભપકા છે, મજા ઉદ્યોગી જીવનમાં છે, મજા કલાકો સુધી ઉદ્યોગમાં મચ્યા રહેવામાં છે, મજા કલાકો સુધી લેબોરેટરી(પ્રયોગશાળા)માં પ્રયોગ કરવામાં છે, મજા માથાનો પસીનો પગ સુધી ઉતારવામાં છે. આ ભાવના-આદર્શ રાખો.

આપણી શક્તિ પ્રમાણે કામ મળે એમ ન ઇચ્છવું, પણ ગમે તેવું નાનું મોટું-ભારે હળવું કામ આવી પડે, તેને પહોંચી વળાય તેટલી શક્તિની માગણી કરો. ચોક્કસ નિર્ણય અને શંકા વગરની ભાવના હોય તો શક્તિ આવી મળે છે. ચેતનમાં અનંત શક્તિ છે, માત્ર તે છુપાઇ રહેલી છે. ગોટા ન વાળો, કામ આવી પડે ત્યારે તૈયાર થઇ જાઓ, સર્વ સાધનો જરૂર આવી મળશે. સૂતેલા સિંહના મુખમાં મૃગો આવી પડતા નથી અને દૈવ પર આધાર રાખી બેસી રહેવું એ નાદાનનું કામ છે.

શારીરિક બળ અને કાર્યવહન શક્તિ—આ બે આદર્શ રાખ્યા એટલે કામ

તો થવાનું જ છે. એ આદર્શ પાસે હજારો માઇલ નજીક થઇ જાય છે, અગમ્ય ગમ્ય બને છે અને કષ્ટસાધ્ય સુસાધ્ય બની જાય છે. કુશળ મનુષ્યો કામ જોઇ મૂંઝાય નહિ, પોતાની અલ્પ શક્તિ માટે ગણગણાટ કરે નહિ, અલ્પ આવડત માટે કકળાટ કરે નહિ. એની પ્રાર્થનાના જોસથી, એની આદર્શસ્પષ્ટતાથી એનો રસ્તો ખુલ્લો થતો જાય છે અને આજુબાજુના સંયોગો એને મદદગાર થઇ પડે છે. આવા કુશળ મનુષ્યનાં કાર્ય-પરિણામ તરફ નવાઈ જેવું નહિ રહે, પણ એવો પ્રાણી પોતે જ ચમત્કારી થઇ જશે. સ્પષ્ટ આદર્શ પાસે કોઈ વાત અશક્ય નથી.

---

Do not pray for easy lives, pray to be stronger men. Do not pray for tasks equal to your power, pray for powers equal to yout tasks; then the doing of your work shall be no miracle, but you shall be a miracle.   PHILIPS BROOKS (8-7-36)

( ૧૪૯ )

## તમારા મિત્રનું સારું બોલો, તમારા દુશ્મનનું કાંઈ બોલો નહિ.

મિત્ર શબ્દમાં અહીં તમારા ઓળખીતા, સગાં, સ્નેહી અને સંબંધી સર્વનો સમાવેશ થાય છે. મનુષ્યસ્વભાવમાં એક ખાસીઅત એ છે કે એને તક મળે ત્યારે એ પોતાનો અભિપ્રાય આપવા મંડી જશે. સમજુ માણસો અભિપ્રાય આપવામાં વિરુદ્ધનાં અને પક્ષનાં કારણો તપાસશે, પોતાની જવાબદારી અને પોતાનું સ્થાન સમજશે, જ્યારે અધકચરા કે મૂર્ખ માણસો ગમે તેમ હાંકે રાખશે. અભિપ્રાય આપવાનો પ્રસંગ આવે ત્યારે તદ્દન ચૂપ રહેનારા જવલ્લે જ નીકળશે. આ બાબત ખૂબ વિચારવા યોગ્ય છે, અનુભવથી સાચી જણાય છે અને ખ્યાલમાં રાખવા યોગ્ય છે.

પ્રથમ તો જે તે બાબતમાં કે જેના તેના સંબંધમાં આપણો અભિપ્રાય આપવાનો અધિકાર છે કે નહિ તે વિચારવું ઘટે. બીજી વાત એ છે કે દરેક બાબતમાં અને દરેકના સંબંધમાં આપણે અભિપ્રાય આપવા બંધાયલા છીએ કે નહિ ? આ બન્ને બાબતોનો વિચાર કરતાં જણાશે કે ખૂબ નિરીક્ષણ અને અવલોકનને એમાં અવકાશ છે. આપણે સર્વ કારણો તો જાણીએ નહિ, ત્યારે મત આપવાની ધૃષ્ટતા કરવા જતાં આપણે વધારે પડતી વાત ( અત્યુક્તિ ) કરી નાખતા હશું કે કેમ તે આપણે જાણતા નથી, અથવા જોઇએ તે કરતાં હલકો મત આપતા હશું; કેમકે તેની સર્વ વિગતો જાણતા નથી. આ રીતે મત આપવામાં વધારે કે ઓછું બોલવા જતાં અસત્યની કોટિમાં થોડે ઘણેઅંશે ઊતરી જતાં હશું કે કેમ તે પણ આપણે જાણતા નથી.

વાત આ પ્રમાણે છે, છતાં બોલવું જ હોય તો એટલો તો નિયમ રાખવો કે તમારા અનુકૂળ સ્નેહીનું સારું બોલો. એના જે જે અનુકરણ કરવા યોગ્ય ગુણો હોય તેની પ્રશંસા કરો, એનું નાનું સારું કામ હોય તેને અપનાવો, એના સારા વર્તનને વખાણો, એના મીલનસાર સ્વભાવ કે ઠાવકાપણાને ઉચ્ચ પદે સ્થાપો, એની મૈત્રી માટે, રખાવટપણા માટે, દાક્ષિણ્ય

માટે, ગંભીરતા માટે એનાં ગુણગાન કરો; પણ એટલેથી બસ, એની ઢીલી વાત ન કરો. એની ન ગોઠે તેવી વર્તના માટે ટીકા ન કરો, એના છીછરાપણા માટે તિરસ્કારભરી ભાષામાં કદી ન બોલો. મિત્રધર્મ એ રીતે બજાવાય. તેની કોઇ બાબત તમને ન ગમે તો તેને એકાંતમાં પ્રેમથી-વિનયથી કહો, તેમ કરશો તો તે સુધરશે, તમારો સંબંધ જળવાશે. અને તમને અંતરાનંદ થશે.

અને તમારા **વિરોધી** માટે કશું બોલો નહિ. વૈરને પાકું કરવું હોય તો જ તમે કાંઇ બોલો. એથી હીરની દોરીની ગાંઠ પર તેલનું ટીપું પડશે અને વિરોધ પાકે પાયે થશે. નિંદા કરવામાં આત્મધન હારશો અને સાચી ખોટી ટીકા કરવામાં મરણ પર્યંત વૈર જમાવશો અથવા પાકું કરશો. તમે કોઇ અભિપ્રાય આપવા કે ટીકા કરવા બંધાયલા નથી અને કરવાની જરૂર પણ નથી, છતાં બોલવુ જ હોય તો મિત્રનું સારું બોલો, પણ એ સિવાય કાંઇ બોલો નહિ, કદી બોલો નહિ, કોઇ માટે બોલો નહિ એ નિયમથી તમે ઓછાબોલા ગણાશો, તો પણ વાંધો નથી; પણ અવ્યવસ્થિત કે અસત્ય, હલકું કે નિંદાત્મક, અપ્રાસંગિક કે અસ્પષ્ટ બોલવાથી તો તમે પાછા પડશો, મૂંઝાશો. પસ્તાશો.

Speak woll of your friend; to your enemy say nothing.

(13-1-37 )E. N.

## आये क्यों ?

आये नहीं है विश्वमें हम धन उपार्जनके लिये ।<br>
आये नहीं है विश्वमें निज स्वार्थ साधनके लिये ॥ १ ॥<br>
आये कहांसें ? कौन है ? और जगसें है क्या वारता ? ।<br>
है कौनसी भूमि अचल हमको ठहरनेके लिये ? ॥ २ ॥<br>
उपरोक्त वातों का करें हम ज्ञान पहिले सर्व से ।<br>
फिर हमारा फर्ज है कुछ कार्य करने के लिये ॥ ३ ॥<br>
है नहीं कुछ फर्ज यह धन धाम का संचय करें ।<br>
अथवा कुटुम्ब परिवार की शोभा वढाने के लिये ॥ ४ ॥<br>
क्लेश ईर्षा द्वेष को धारण करे मायामें फस ।<br>
यह तो शत्रु हैं हमारे भव भमाने के लिये ॥ ५ ॥<br>
चिद्रूप हैं, चैतन्य हैं, हम शुद्ध बुद्ध ही आतमा ।<br>
आये हैं जगमें आत्मसें परमात्म होने के लिये ॥ ६ ॥<br>
लक्ष्य दें इस वात पर निज धर्म का पालन करे ।<br>
जीवन बीतावे शांति से शिव राज पाने के लिये ॥ ७ ॥

राजमल भन्डारी

## સહધર્મી પ્રત્યેની ફરજ સમજનાર જિનદાસ શેઠ

(કુંજી દેવી તથા સાંતનુની કથા)

**શ્રી** મહાવીરસ્વામીના સમયમાં **સાંતનુ** નામે એક શ્રેષ્ઠીપુત્ર હતો. તેની સ્ત્રીનું નામ **કુંજીદેવી** હતું. તેના પૂર્વ પુરુષો-વડીલો બહુ દ્રવ્યવાન હતા તેથી સાંતનુ બાલ્યાવસ્થામાં સોનાના પ્યાલામાં દૂધ પીતો હતો, ચાંદીના રમકડે રમતો હતો અને તેના મોંમાંથી પડતો બોલ ઝીલાતો હતો; પરંતુ કાળે કરીને સ્થિતિ બદલાઇ ગઇ. માતાપિતા મરણ પામ્યા, લક્ષ્મી નાશ પામી અને ખાનપાન કે વસ્ત્ર માટે પણ મુશ્કેલી પડવા લાગી એટલે સાંતનુનું ચિત્ત બહુ વ્યગ્ર થઇ ગયું, પરંતુ એમાં કાંઇ આશ્ચર્ય પામવા જેવું નથી. જગતમાં તેમ થતું જ આવે છે.

સાંતનુએ આવી સ્થિતિ દૂર કરવા અનેક સંકલ્પવિકલ્પો કર્યા પણ એકે વિચાર બંધ બેઠો નહીં. છેવટે તેણે વિચાર્યું કે-' હવે તો ચોરી કરીને કાંઇ દ્રવ્ય મેળવું, તે વિના બીજો કોઇ ઉપાય નથી. ' આ વાત તેણે પોતાની સ્ત્રીને કરી. કુંજીદેવી જાણતી હતી કે-પોતાના પતિને વ્યાપાર સિવાય બીજું કાંઇ આવડતું નથી, પરંતુ દ્રવ્ય વિના વ્યાપાર કેમ થાય ? પછી તેણે વિચારીને કહ્યું કે-' તમે ચોરી કરવા ધારતા હો તો સહધર્મીની જ કરજો; બીજાની કરશો નહીં. ' સાંતનુએ તે વાત કબૂલ કરી.

સંધ્યાકાળે સાંતનુ ઉપાશ્રયે પ્રતિક્રમણ કરવા ગયો, અને ત્યાંના સુપ્રસિદ્ધ શેઠ જિનદાસની પડખે જ બેઠો. પ્રતિક્રમણ થઇ રહ્યા અગાઉ તે ઊઠ્યો અને જિનદાસ શેઠે મૂકેલા કપડામાંથી સાત હજારની કિંમતનો એક મોતીનો હાર ઉપાડ્યો. તે હાર લાવીને પોતાની સ્ત્રીને આપ્યો.

અહીં જિનદાસશેઠ પ્રતિક્રમણ કરી ઊઠીને વસ્ત્ર પહેરતાં તપાસે છે તો તેમાં હાર જણાયો નહિ. તેમણે વિચાર્યું કે-' અહીંથી સાંતનુ સિવાય બીજું કોઇ મારી અગાઉ ઊઠીને ગયેલ નથી, તેથી તેણે જ હાર લીધેલો હોવો જોઇએ. ' પછી તે વિચારવા લાગ્યો કે-' પ્રથમ એના વડીલો બહુ ધનવાન, કુળવાન અને સંઘમાં અગ્રેસર હતા તેમજ દાતાર પણ હતા. હમણા તેમની સ્થિતિ મંદ પડી છે અને સાંતનુના વડીલો પણ સ્વર્ગવાસી થયા છે. અત્યારે તેની સ્થિતિ મુશ્કેલીવાળી છે એ ચોક્કસ છે. પરંતુ આ પ્રમાણેની હકીકત જાણતાં છતાં મેં આજસુધી તેની ખબર ન લીધી, સહાય ન કરી તે મારી જ ભૂલ છે. એમ થવાથી જ તેને આજે ચોરી કરવી પડી છે. ' આમ વિચારી એ વાતની વિશેષ ચકચાર ન કરતા શેઠ પોતાને ઘરે ગયા.

બીજે દિવસ પ્રભાતે કુંજીદેવીએ હાર કોનો છે ? એ વાત જાણ્યા પછી સાંતનુને કહ્યું કે-' તમે આ હાર લઇને જિનદાસ શેઠને ત્યાં જાઓ અને હાર ગીરવી મૂકી રૂપીઆ લાવો ને પછી વ્યાપાર કરો '

સાંતનુ કહે-'એ પોતાનો હાર ઓળખશે એટલે પછી મને પકડાવશે નહીં ?'

કુંજીદેવી-' હાર જરૂર ઓળખશે, પણ એ તમને પકડાવશે નહીં. '

સાંતનુ-' શું શ્રાવક પોતાના અપરાધીને દંડ અપાવતા નથી ? '

કુંજીદેવી-' અપાવે છે, પરંતુ આ ઉચ્ચ કોટિના સાચા શ્રાવક છે તેથી તેને સહધર્મીને સહાય ન આપ્યાની ભૂલ સમજાણી હશે એટલે એને ખેદ થતો હશે કે મેં આમની સ્થિતિ મંદ થયા છતાં સહાય કેમ ન કરી ? '

સાંતનુ-'નિર્ધન, દીન, દુઃખી સહધર્મીને સહાય કરવાની શ્રાવકની ખાસ ફરજ છે?'

કુંજીદેવી-' ખરેખરી ફરજ છે, કારણ કે પરિગ્રહ પાપરૂપ છે, તેથી તેનો યોગ્ય માર્ગે ત્યાગ કરવાથી-દાન દેવાથી પુણ્યબંધ ને નિર્જરા થાય છે. અને તેનું નામ જ સાચો ત્યાગ છે. આ વાત જિનદાસ શેઠ સારી રીતે સમજે છે.'

પછી સાંતનુ હાર લઇને જિનદાસ શેઠને ત્યાં ગયો અને જિનદાસ શેઠને હાર બતાવી તેના પર પાચ હજાર રૂપીયા ગીરવી આપવા કહ્યું.

જિનદાસ શેઠે પોતાના પુત્રને બોલાવી હાર ઉપર પાંચ હજાર રૂપીઆ આપવા કહ્યુ તેણે હાર ઓળખીને પોતાના પિતાજીને કહ્યું કે-' આ હાર તો આપ કાલે ખોઇને આવ્યા છો તે જ જણાય છે. '

શેઠે કહ્યુ કે-' આ સાતનુ તો મોટા શ્રીમંતનો પુત્ર છે તેને ત્યાં તો આપણા જેવા કેટલાએ હાર હશે આ તો હાલ સ્થિતિ મંદ થવાથી તેને ગીરવી મૂકવાનો સમય આવ્યો છે, માટે રૂપીયા પાંચ હજાર આપી દે. '

પુત્રે પિતાની આજ્ઞાનો સ્વીકાર કર્યો અને સાંતનુ રૂપીઆ લઇને ઘરે આવ્યો અને કુંજીદેવીને બધી વાત કરી

પછી સાતનુએ વ્યાપાર કર્યો તે વ્યાપારમાં કુશળ હતો અને લાભાંતરાય તૂટ્યો એટલે તેણે સારી રકમ પેદા કરી પછી કુંજીદેવીએ જિનદાસ શેઠના રૂપીઆ વ્યાજ સાથે આપી આવવા કહ્યું.

સાંતનુ જિનદાસ શેઠ પાસે આવ્યો અને વ્યાજ સાથે રૂા. ૫૦૦૦) લઇ લેવા કહ્યું. શેઠે રૂપીઆ લીધા અને હાર મગાવીને આપવા માંડ્યો એટલે સાંતનુએ કહ્યું કે-' એ હાર આપની પાસે જ રહેવા દો. એ હાર સંબંધી ગુપ્ત વાત હું ને આપ બે જ જાણીએ છીએ. '

જિનદાસ શેઠ શોક પ્રદર્શિત કરતાં બોલ્યા કે–' ભાઇ ! મેં તમારી છતી શક્તિએ સંભાળ ન લીધી એ મારી મોટી ભૂલ થઈ છે, તેને માટે ક્ષમા કરો.'

સાંતનુ ચોરી કરવાની વાત યાદ આવવાથી અશ્રુપાત કરવા લાગ્યો. એને જિનદાસ શેઠે શાંત કરીને કહ્યું કે–' કોઇ વખત પૈસાની જરૂર પડે તો ખુશીથી અહીં આવવું ને પૈસા લઇ જવા તેમાં સંકોચ કરવો નહીં. ' આ પ્રમાણે કહીને તેને રજા આપી.

અન્યદા મહાવીર પરમાત્મા ત્યાં પધાર્યા અને ભવ્ય જનોના આત્મહિત માટે દેશના આપવા લાગ્યા. દેશનાની પ્રાંતે બે ગૃહસ્થ પ્રાયશ્ચિત્ત લેવા માટે ઊભા થયા એક કહે–' મેં સહધર્મીની ચોરી કરી તેનું મને પ્રાયશ્ચિત્ત આપો. ' બીજો કહે–' મેં સારી સંપત્તિ મળ્યાં છતાં સહધર્મીની સંભાળ ન લીધી તેનું મને પ્રાયશ્ચિત આપો ' આખી સભા આ માગણીથી ચમત્કાર પામી.

મહાવીર પરમાત્માએ પ્રાયશ્ચિત્ત આપ્યું કે નહીં ? આપ્યું તો કોને આપ્યું ને શું આપ્યું ? તેનો સુજ્ઞ વાચકો વિચાર કરી લેજો.

**ધન્ય છે જિનદાસ શેઠને, સાંતનુ કુમારને અને કુંજીદેવી શ્રાવિકાને!**

કુંવરજી

## ટૂંકા પ્રશ્નોત્તરો

૧ મુક્તિનું મૂળ શું ? સદ્વિવેક
૨ મુક્તિનો પાયો શું ? નિઃસ્પૃહભાવ
૩ મુક્તિનો પ્રાસાદ શું ? ચારિત્ર
૪ મુક્તિમાં વસનાર કોણ ? શુદ્ધાત્મા
૫ સંસારમાં કલ્પવૃક્ષ કયા ? સંતજનો
૬ સંસારમાં વિષ કયું ? મિથ્યાજ્ઞાન
૭ સંસારમાં શત્રુ કોણ ? મોહ
૮ સંસારમાં નપુંસક કોણ ? સામર્થ્યહીન
૯ સંસારમાં અમૃત કયું ? જ્ઞાન
૧૦ ખરું જીવન કયું ? જ્ઞાનાનંદ
૧૧ ખરો મિત્ર કોણ ? સદ્વિચાર
૧૨ શુભ દિવસ કયો ? આત્મચિંતન થાય તે
૧૩ શું ત્યાજ્ય છે ? જેથી પરિણામે દુઃખ થાય તે
૧૪ શું સત્ય છે ? અનુભવજ્ઞાનમાં ભામે તે
૧૫ શું આદરણીય છે ? જેથી, સદાની શાંતિ મળે તે
૧૬ ખરો ભક્ત કોણ ? નિઃસ્વાર્થ ભક્તિ કરનાર
૧૭ ખરો વિવેકી કોણ ? આત્માનું હિત વિચારનાર
૧૮ નિર્ભય કોણ ? વૈરાગી
૧૯ અંધ કોણ ? અજ્ઞાની
૨૦ ચડતીનું મૂળ શું ? સુસંપ
૨૧ સુખની માતા કોણ ? નિવૃત્તિ
૨૨ દુઃખની માતા કોણ ? આશા
૨૩ દુઃખનું મૂળ શું ? કામવાસના
૨૪ આરોગ્યતાનું મૂળ શું ? બ્રહ્મચર્ય
૨૫ પરમાત્માને મેળવી આપનાર કોણ ? શુભધ્યાન

( શાંતિલાલ છોટાલાલ )

# સમકિતી જીવોને કરવાનો સોહંપદનો જાપ

અતીત, અનાગત ને વર્તમાન એ ત્રણ કાળ; આદિ, મધ્ય ને અંત એ ત્રણ અવસ્થા; સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ એ ત્રણ લોક; ઉત્પાદ, વ્યય ને ધ્રુવ એ ત્રણ પરિણામ—એ સર્વને એક સમયમાં જાણે, એમ છએ દ્રવ્યના અનંત ગુણ પર્યાયને જાણે એવો અનંતજ્ઞાનમયી સોહં. સદા કાળ ચેતન લક્ષણ સોહં. અનાકાર ઉપયોગમયી દર્શન અને સાકાર ઉપયોગમયી જ્ઞાન અનંતવંત સોહં. સમસ્ત પરભાવ—પરપરિણતિ પરિણમનરૂપ પરિત્યાગમયી સ્વસ્વભાવ ગુણને વિષે સ્થિરતાવંત અનંત ચારિત્રમયી સોહં. અરૂપી, નિર્મળ ગુણવંત, લોકાલોક ભાસમાન સોહં. સકળકર્મક્ષયકારણ અનંત વીર્યમયી સોહં. સદા કાળ બાધા—પીડા રહિત પરમાનંદમયી સોહં. લોકાલોકનો જાણ સ્વઅવગાહના સંબદ્ધ સોહં. ષડ્ગુણવૃદ્ધિહાનિપરિણામી અગુરુલઘુત્વ શક્તિમયી સોહં. એક—અનેક, નિત્ય—અનિત્ય, સિદ્ધ, શુદ્ધ, અજર, અવિનાશી, અયોગી, અભોગી, અલેશી, અબંધી, અવેદી, અભેદી, અકર્ત્તા, અનાહારક, અશરીરી, અનાદિ, અનંત, અવક્તવ્ય, અપરંપર એવો પરમાત્મા, પરમાનંદમયી, શિવ, શંકર, ભગવાન, અવાચી, અતીંદ્રિય સોહં. ધ્યાન, ધ્યાતા, ધ્યેયમયી; જ્ઞાન, જ્ઞાતા, જ્ઞેયમયી સોહં. એવો હું પરમાત્મા, પરમજ્યોતિ, પરમશક્તિ, પંચપરમેષ્ઠીસ્વરૂપ પરમપૂજ્ય છું.

એ આત્મા દ્રવ્યનયે કરી અનંત જ્ઞાનદર્શનમયી (અરિહંત) છે. શુદ્ધ સંગ્રહનયે કરી સિદ્ધસ્વરૂપી છે. પંચાચારનું નિધાન હોવાથી **આચાર્ય** છે. સ્યાદ્વાદસ્વરૂપમયી હોવાથી **ઉપાધ્યાય** છે. મોક્ષમાર્ગસાધક હોવાથી **સાધુ** છે. એવો પરમાત્મા ધ્યેય, ઉપાદેયરૂપ મુજને સંસારમાં શરણ છે, એવું જે આત્મસ્વરૂપને જાણવું તેને **જ્ઞાન** કહે છે, એવી આત્મસ્વરૂપની સ્થિતિ વિષે જે પ્રતીતિ કરવી તેને **દર્શન** કહે છે, એવા આત્મસ્વરૂપને વિષે રમણ કરવું તેને **ચારિત્ર** કહે છે—એમ એ ત્રણ મોક્ષના માર્ગ છે; બીજા સર્વ અજ્ઞાનતા અને દોષ રૂપ હોવાથી હેય છે. ઇતિ આત્મપ્રાપ્તિવિધિ

**કર્મકલંકને કાઢવા, ધ્યાન ઉત્તમ ઉપાય;**
**ચેતી ન ચેતન આદરે, વૃથા જન્મ વહી જાય. ૧**
**પરપરિણતિ પરભાવમાં, રક્ત રહી અહનિશ;**
**મોહ મમત્વ મિથ્યાત્વમાં, મૂંઝે કેમ છૂટીશ? ૨**
**અનુભવવિણ સબ અંધ હૈ, જ્યું ચંદ્ર વિણ રાત;**
**તાસ ઉપાય અભ્યાસતા, પ્રગટે ભાનુ પ્રકાશ. ૩**
**ધ્યાનશૈલિ નહીં કઠિન હૈ, જો ચિત્ત સ્થિરતા થાય;**
**ચિત્તસ્થિરતા જબ હુવે, અનુભવ જન્મ જણાય. ૪**

(પ્રાચીન પત્રોદ્ધરિત)

# ષડ્દ્રવ્ય સંબંધી જરૂરી સમજણ

परिणामी जीव मुत्तं, समएसा एग खित्त किरिया य।
णिचं कारण कत्ता, सव्वगयमियर अप्पवेसे ॥ १ ॥
दुन्नि य एग एगं पंच य ति पंच दुन्नि चउरो य।
पंच य एग एगं इगदसपयेसु तं एयं ॥ २ ॥
चउ.पण पण इग तिन्नि य इग चउरो दुन्नि इग पण पंच।
परिणामाय मेया, बोधव्वा सुद्धबुद्धीहिं ॥ ३ ॥

છ દ્રવ્યમાં પરિણામી ને અપરિણામી, જીવ અને અજીવ, મૂર્ત્ત ને અમૂર્ત્ત, સપ્રદેશી ને અપ્રદેશી, એક ને અનેક, ક્ષેત્રી ને ક્ષેત્ર, સક્રિય ને અક્રિય, નિત્ય ને અનિત્ય, કારણ ને અકારણ, કર્ત્તા ને અકર્ત્તા, સર્વગત ને અસર્વગત–આ પ્રમાણે અગ્યાર બાબતનો વિચાર કરવો. ઉપરાંત છએ દ્રવ્ય અપ્રવેશી છે અર્થાત્ એક બીજામાં પ્રવેશી જનારા–તદ્રૂપ થઇ જનારા નથી. ૧.

હવે બીજી બે ગાથાવડે તેને જુદી જુદી સંખ્યામાં સમજાવે છે.

૧ છ દ્રવ્યમાં બે (જીવ ને પુદ્ગળ) પરિણામી છે, બીજા ચાર અપરિણામી છે.
૨ છ દ્રવ્યમાં એક જીવ જ જીવ છે, બાકીના પાંચ અજીવ છે.
૩ છ દ્રવ્યમાં એક-પુદ્ગલાસ્તિકાય મૂર્ત્ત છે, બાકીના પાંચ અમૂર્ત્ત છે.
૪ છ દ્રવ્યમાં પાંચ સપ્રદેશી છે, એક કાળ અપ્રદેશી છે.
૫ છ દ્રવ્યમાં ત્રણ (ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય ને આકાશાસ્તિકાય) એકેક છે અને બીજા ત્રણ (જીવ, પુદ્ગળ ને કાળ) અનેક છે.
૬ છ દ્રવ્યમાં પાંચ દ્રવ્ય ક્ષેત્રી છે અને એક આકાશ ક્ષેત્ર છે.
૭ છ દ્રવ્યમાં જીવ ને પુદ્ગળ બે સક્રિય છે ને બીજા ચાર અક્રિય છે.
૮ છ દ્રવ્યમાં ચાર દ્રવ્ય નિત્ય છે અને જીવ ને પુદ્ગલ બે અનિત્ય છે.
૯ છ દ્રવ્યમાં પાંચ કારણ છે ને એક જીવ અકારણ છે (જીવ કોઇના કારણભૂત થતો નથી).
૧૦ છ દ્રવ્યમાં એક જીવ કર્ત્તા છે ને પાંચ અકર્ત્તા છે.
૧૧ છ દ્રવ્યમાં આકાશ (લોકાલોકને અપેક્ષીને) સર્વગત છે ને બાકીના પાંચ અસર્વગત્ત છે.

છ દ્રવ્યનાં નામ–૧ ધર્માસ્તિકાય, ૨ અધર્માસ્તિકાય, ૩ આકાશાસ્તિકાય, ૪ પુદ્ગળાસ્તિકાય, ૫ જીવાસ્તિકાય અને ૬ કાળ.

આઠમા પ્રકારમાં જીવને ગત્યાદિ પર્યાયની અપેક્ષાએ અનિત્ય કહેલ છે.

જીવ ને પુદ્ગલ બંને રૂપી કહ્યા છે, તેમાં જીવને દેહધારીપણાની અપેક્ષાએ રૂપી કહેલ છે.

———

કુંવરજી

# प्रश्नोत्तर

( પ્રશ્નકારઃ—માસ્તર અમરચંદ જેઠાભાઈ-પાલીતાણા )

**પ્રશ્ન ૧**—શ્વાસમાં બાદર વાયુકાયને સર્વ જાતિના જીવો ગ્રહણ કરે ?

**ઉત્તર**—શ્વાસ લેવા માટે તો શ્વાસોચ્છ્વાસવર્ગણાને ગ્રહણ કરવી પડે છે. બાદર વાયુકાય તેમાં સહાયક છે, તેની અપેક્ષા પણ છે; પરંતુ સર્વ એકેંદ્રિય માટે બાદર વાયુકાયની આવશ્યકતા જણાતી નથી.

**પ્રશ્ન ૨**—પાણીના કુંડોના કે સમુદ્રોના તળિયામાં રહેલા અપ્કાયના જીવો અને પર્વતોના મધ્યમાં રહેલા પૃથ્વીકાયના જીવો પણ જો ચ્યવતા હોય ને ત્યાં નવા ઉપજતા હોય તો ત્યાં ધર્માસ્તિકાયાદિની જરૂર પડે, ત્યારે શું ધર્માસ્તિકાયાદિ ત્રણે સર્વત્ર છે ?

**ઉત્તર**—ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય ને આકાશાસ્તિકાય ચૌદ રાજલોકમાં સર્વત્ર દરેક આકાશપ્રદેશે છે. જેટલા લોકાકાશના પ્રદેશો છે તેટલા જ ધર્માસ્તિકાય ને અધર્માસ્તિકાયના છે. તેના પ્રદેશો વિના કોઇ પણ વિભાગ ખાલી નથી.

**પ્રશ્ન ૩**—ઉત્સર્પિણી ને અવસર્પિણીના ભાવો પાંચે ભરતમાં ને પાંચે ઐરવતમાં કાયમ એક સરખા જ વર્તતા હશે ?

**ઉત્તર**—એક સરખા જ વર્તે છે.

**પ્રશ્ન ૪**—ઉત્સર્પિણીમાં ને અવસર્પિણીમાં મનુષ્યોનાં શરીરમાં, આયુષ્યમાં અને સાધારણ મનુષ્ય મટીને યુગલિક થવામાં કે યુગલિક મટીને સામાન્ય મનુષ્ય થવામાં ફેરફાર શી રીતે થતો હશે ?

**ઉત્તર**—એ તમામ પ્રકારનો ફેરફાર ક્રમસર જ ઘટતો ઘટતો ને વધતો વધતો જગતસ્વભાવે થાય છે, એકાએક થતો નથી. તેને માટે બારે આરાનું સ્વરૂપ બરાબર સમજવું જોઇએ.

**પ્રશ્ન ૫**—અનુત્તર વિમાનવાસી દેવોની જે ઉચ્ચ કોટીની ભાવના હોય તેવી દેશવિરતિ મનુષ્ય કે તિર્યંચની હોય ?

**ઉત્તર**—પાંચમા ગુણઠાણાને અંગે દેશવિરતિની તેનાથી વધતી ભાવના હોય, તે વિના પાંચમું ગુણઠાણું ફરસે નહીં બાકી સમકિતને અંગે તો તે દેવોની ભાવના ઉત્કૃષ્ટ પ્રકારની હોય.

**પ્રશ્ન ૬**—મન, વચન કે કાયાના યોગથી બાંધેલાં કર્મ મનને, વચનને કે કાયાને જ ભોગવવા પડે એવો નિરધાર છે ?

ઉત્તર—એવો નિરધાર હોય જ નહીં તંદુલીઓ મત્સ્ય મનથી પાપ બાંધે છે ને સાતમી નરકમાં કાયાથી ભોગવે છે. એમ ત્રણે યોગ માટે સમજવું.

પ્રશ્ન ૭—કેવળજ્ઞાન થવા યોગ્ય કે શ્રેણીએ ચડવા યોગ્ય ભાવ આ કાળના જીવોને હોય ?

ઉત્તર—ન હોય. આ કાળમાં સાતમા ગુણઠાણાની પ્રાપ્તિ થાય એટલી જ આત્મવિશુદ્ધિ હોય, તેથી વધારે ન હોય.

પ્રશ્ન ૮—મનની ધારણા શુભ છતાં સંયોગવશાત્ તેમાં ફેરફાર થઈ જાય છે, અશુભ કર્મો બંધાઇ જાય છે તેનું કારણ શું ?

ઉત્તર—એનું કારણ પૂર્વભવમાં કરેલાં અશુભ કર્મોનો ઉદય સમજવો; એના ઉદયથી સંયોગ બદલાય છે અને સયોગ બદલાવાથી આ કારણવાસી આત્માના ભાવ બદલાઈ જાય છે, એટલે અશુભ કાર્યોમાં પ્રવૃત્તિ કરે છે ને અશુભ કર્મો બાંધે છે. એમાં કાળનો પ્રભાવ ખાસ કારણ નથી, ખાસ કારણભૂત તો પૂર્વકૃત કર્મો જ છે.

પ્રશ્ન ૯—જીવના ૧૪ ભેદમાં ચારે પ્રકારના પંચેંદ્રિયોનો સમાવેશ શેમાં ગણવો ?

ઉત્તર—સંજ્ઞી અને અસંજ્ઞી-પર્યાપ્ત ને અપર્યાપ્ત એ ચાર ભેદમાં સમજવો.

પ્રશ્ન ૧૦—સ્ત્રીપુરુષના સંયોગે નવ લાખ જીવોનો વિનાશ કહ્યો છે તે કેવા સમજવા ? તદુપરાંત બીજા જીવોનો વિનાશ થાય છે ?

ઉત્તર—નવ લાખ તો ગર્ભજ સમજવા. તે પ્રાયે અપર્યાપ્ત અવસ્થામાં જ મરણ પામે છે, તેમાંથી એક બે જીવ જો વધારે આયુષવાળા હોય તો તે પર્યાપ્ત થઇ વૃદ્ધિ પામે છે. તે સિવાય સ્ત્રીના રુધિર ને પુરુષના વીર્યના સંયોગમાં અસંખ્યાત સંમૂર્છિમ મનુષ્ય ઉપજે છે તેનો પણ વિનાશ થાય છે. તદુપરાંત સ્ત્રીયોનિમાં રહેલા બેઇંદ્રિય જીવોનો પણ વિનાશ થાય છે.

પ્રશ્ન ૧૧—દેવ અને નારકો અપર્યાપ્તાવસ્થામાં મૃત્યુ પામતા નથી, છતાં તેના પર્યાપ્ત અપર્યાપ્ત બે ભેદ કેમ પાડ્યા ?

ઉત્તર—તે જીવો અપર્યાપ્તાવસ્થામાં મરણ પામતા નથી અને લબ્ધિ-અપર્યાપ્તા હોતા નથી, પરંતુ કરણઅપર્યાપ્તા હોય છે, તે અપેક્ષાએ, અવસ્થા વિશેષને લઇને બે ભેદ શાસ્ત્રકારોએ કહેલા છે.

પ્રશ્ન ૧૨—કેવળીને ૧૩ મે ગુણઠાણે પણ સત્તામાં ૮૫ પ્રકૃતિઓ કહેલી છે, તેમાં અશુભ પ્રકૃતિઓ પણ છે; તો તેનો નાશ પ્રથમ નહીં થતો હોય ?

ઉત્તર—સત્તામાંથી નાશ થતો નથી તેથી જ કહેલી છે.

**પ્રશ્ન ૧૩**—કેવળજ્ઞાનાદિની પ્રાપ્તિમાં અશુભ પ્રકૃતિઓ અટકાવ કરતી નહીં હોય ?

**ઉત્તર**—કેવળજ્ઞાનને અટકાવનાર ચાર ઘાતિકર્મ જ છે, તેની પ્રકૃતિઓ બધી અશુભ જ છે તેનો નાશ કરે છે એટલે કેવળજ્ઞાન વિગેરે નવે પ્રકારના ક્ષાયિક ભાવ પ્રાપ્ત થાય છે. બીજી અશુભ પ્રકૃતિઓ તેમાં અટકાવ કરી શકતી નથી.

**પ્રશ્ન ૧૪**—ઋજુમતિ મનઃપર્યવજ્ઞાની આહારક શરીર કરે ?

**ઉત્તર**—આહારકશરીરના સંબંધ મનઃપર્યવજ્ઞાન સાથે નથી, ચૌદ પૂર્વ રૂપ શ્રુતજ્ઞાન સાથે છે તેથી તે હોવું જોઈએ.

**પ્રશ્ન ૧૫**—ઋજુમતિ કે આહારક શરીરી અશુભ ગતિમાં જાય ?

**ઉત્તર**—ઋજુમતિપણું ને આહારકશરીરીપણું નાશ પામ્યા પછી જો ગુણઠાણે ઊતરી જાય ને મિથ્યાત્વે જાય તો અશુભ ગતિમાં પણ જાય.

**પ્રશ્ન ૧૬**—સમકિત વર્તતાં વિભંગ જ્ઞાન હોય ?

**ઉત્તર**—ન જ હોય-હોય તો અવધિજ્ઞાન હોય.

**પ્રશ્ન ૧૭**—પ્રભુના ન્હવણમા વપરાતા જળમાં રહેલા અપ્કાયના જીવો ભવી જ હોય અને મુનિનાં કપડાં વિગેરેમાં વપરાતાં પુદ્ગળો તે ભવી જીવના તજેલા શરીરના જ હોય એવો નિરધાર ખરો ?

**ઉત્તર**—સાધુના કપડાદિ માટે એવો નિરધાર વાંચવામાં આવ્યો નથી. તીર્થંકરના શરીરના ઉપભોગ માટે કહેલ છે.

**પ્રશ્ન ૧૮**—કેવળી તો અભવી મુનિનો લાવેલો આહાર લેતા નથી, પરંતુ સામાન્ય મુનિઓ લેય કે નહીં ?

**ઉત્તર**—છદ્મસ્થ મુનિ ન લેય તેવુ મારા જાણવામાં નથી, કારણ કે તેમને અમુક જીવ અભવ્ય છે તેની ખબર પડતી નથી.

**પ્રશ્ન ૧૯**—મનઃપર્યવજ્ઞાની તો અઢીદ્વીપમાં રહેલા સંજ્ઞી પંચેંદ્રિય જીવોના મનના ભાવ જાણી શકે છે અને અનુત્તર વિમાનના દેવો તો ત્યાં રહ્યા સતા મનુષ્યલોકમાં રહેલા કેવળીના મનોગત ભાવને જાણે છે, તો શું મનઃપર્યવ કરતાં અવધિજ્ઞાનની વિશેષતા છે ?

**ઉત્તર**—અમુક અપેક્ષાએ તેની વિશેષતા છે, કારણ કે અવધિજ્ઞાની તો ત્રણે લોકમાં રહેલા સર્વ રૂપી પદાર્થોને જોઇ શકે છે, પરંતુ મનઃપર્યવજ્ઞાનના સ્વામી અપ્રમત્ત મુનિ હોવાથી તેને અંગે તેની વિશેષતા છે.

**પ્રશ્ન ૨૦**—છદ્મસ્થને પ્રથમ અનાકારોપયોગ ( દર્શન ) અને પછી સાકારો-

પયોગ (જ્ઞાન) હોય અને કેવળીને પ્રથમ સમયે સાકારોપયોગ ને અનંતર સમયે નિરાકાર ઉપયોગ હોય તેનું કારણ શું?

**ઉત્તર**—આ મોટો વિવાદનો વિષય છે. તેના ખુલાસા સન્મતિતર્ક વગેરે ગ્રંથોમાં કહેલા છે. આપણે તો જ્ઞાનીઓએ કહેલું તે જ પ્રમાણ માનવાનું છે, તેમાં બુદ્ધિવ્યાપાર કરવાનો નથી.

**પ્રશ્ન ૨૧**—ઋજુમતિ મન:પર્યવજ્ઞાની ઉત્કૃષ્ટ કેટલા ભવ કરે?

**ઉત્તર**—એની સંખ્યા વાંચવામાં આવી નથી.

**પ્રશ્ન ૨૨**—સૂક્ષ્મ એકેંદ્રિય જીવો બાદર એકેંદ્રિય જીવોને કાંઈ અનુગ્રહ કે ઉપઘાત કરે?

**ઉત્તર**—ન જ કરે. એનો એકરૂપપણે સંબંધ જ થઇ શકતો નથી.

**પ્રશ્ન ૨૩**—તૈજસ શરીર જેમ આહારના પાચન માટે ઉપયોગી ગણાય છે તેમ જ્વરાદિકમાં તેની સહાય ગણાય ખરી?

**ઉત્તર**—જ્વરાદિકમાં તેની સહાય જાણી નથી, જ્વર તો અસાતાવેદનીયના ઉદયથી જ આવે છે-એમ મારા સમજવામાં છે.

**પ્રશ્ન ૨૪**—અંત સમયે કોઇ સન્નિપાતાદિ કારણે બહુ બોલે છે અને કોઈ અવાચક થઇ જાય છે, તો તેનું કારણ શું? શું ભાષાવર્ગણાની વધઘટને કારણે એમ થતું હશે એમ સમજવું?

**ઉત્તર**—કારણ તો બંનેમાં અસાતાવેદનીયનો ઉદય જ છે. તેના અનેક પ્રકાર છે, બાકી આખી જિંદગીમાં ભાષાવર્ગણા જેટલી ગ્રહણ કરવાની હોય તેટલી જ જીવ ગ્રહણ કરી શકે છે, વધારે ગ્રહણ કરી શકતો નથી, એ કારણ અવાચકપણામાં કે બહુ બોલવામાં કારણભૂત હોય છે.

**પ્રશ્ન ૨૫**—મૃત્યુ વખતે જ્યાં ઉપજવું હોય ત્યાં આત્મપ્રદેશો જાય છે ને આવે છે એમ કહેવાય છે તેમ બધા જીવો માટે થતું હશે?

**ઉત્તર**—જીવ પરભવમાં બે ગતિ વડે જાય છે. ૧ ઇલિકાગતિવડે અને ૨ કંદુકગતિવડે. જે ઇલિકાગતિવડે જવાનો હોય તેના અમુક આત્મપ્રદેશો ઉપજવાના સ્થાન સુધી જાય છે ને આવે છે, કંદુકગતિવાળા જીવના આત્મપ્રદેશો એક સાથે જ પૂર્વ શરીરમાંથી નીકળે છે.

**પ્રશ્ન ૨૬**—જીવ આ શરીરમાંથી નીકળે કે તરત પ્રથમ સમયે જ નવા ભવ સંબંધી શરીર માટે આહાર ગ્રહણ કરે?

**ઉત્તર**—જીવની પરભવગમન માટે બે પ્રકારની ગતિ છે. એક વક્રગતિ અને બીજી **સરલ**(ઋજુ)ગતિ જો ઉપજવાનું સ્થાન મરણના સ્થાનથી સમશ્રેણીમાં જ

હોય તો પ્રથમ સમયે જ ત્યાં જઇને આહાર ગ્રહણ કરે, પણ વક્રગતિએ જવાનો હોય તો એકવક્રાથી માંડીને ચતુર્વક્રા સુધીમાં વચ્ચેના સમયે અણાહારી રહે છે, ત્યાં પહોંચે તે સમયે જ આહાર લે છે. (વચ્ચેના સમયે કર્મબંધ તો કરે જ છે.)

**પ્રશ્ન ૨૭**—ઇંજેક્શન દેવાથી અવાચક માણસ પણ અંતસમયે બોલે છે તો તે શું ઉદીરણા કરી કહેવાય? વળી અંતની ઉદયાવળીમાં તો કોઇ કર્મની ઉદીરણા થતી નથી તેનું કેમ?

**ઉત્તર**—અહીં ઉદીરણા થતી હોય તો તે કયા કર્મની માનો છો ? શું આયુ કર્મની માનો છો? એમાં આયુકર્મની ઉદીરણા નથી, વેદનીય કર્મની સંભવે છે. ત્યાં અંત્યાવલિકા સમજવી નહીં.

**પ્રશ્ન ૨૮**—અષ્ટાપદથી પાછા આવતાં ૧૫૦૩ તાપસોને ગૌતમસ્વામીએ ક્ષીરવડે પારણું કરાવ્યું તે શું તેઓ ચારિત્રવાન હતા?

**ઉત્તર**—ગૌતમસ્વામીએ તેમને ચારિત્ર ઉચ્ચરાવીને જ સાથે રાખ્યા હતા, તે વિના અવિરતિને ગૌતમસ્વામી પારણું કરાવે જ નહીં.

**પ્રશ્ન ૨૯**—૧૫૦૩ તાપસોને કેવળજ્ઞાન થયાની ખબર ગૌતમસ્વામીને કેમ ન પડી? તેઓ તો ચાર જ્ઞાનવાળા હતા?

**ઉત્તર**—ઉપયોગ ન આપવાથી ખબર પડી નથી.

**પ્રશ્ન ૩૦**—કોઈ માણસને આપણે દ્રવ્યની સહાય આપી ઊભો રાખ્યો હોય, તે રકમ લેવા જતાં ન આપે અને ઊલટો અપમાન કરે, મારવા દોડે તો તે રકમ તેની પાછલા ભવની લેણી સમજવી કે કેમ?

**ઉત્તર**—એમાં એકાંતે કાંઈ કહી શકાય નહીં, પરંતુ દરેક જીવ સાથે પૂર્વ ભવમાં અનેક સંબંધો થયેલા હોવાથી તેનો સર્વ સંબંધ પૂર્વ ભવ સાથે જોડી દેવો યોગ્ય લાગે છે.

**પ્રશ્ન ૩૧**—સોયના અગ્રભાગ કરતાં પણ સૂક્ષ્મનિગોદની અવગાહના ઓછી છે અને ત્યાં અસંખ્યાતા ગોળા, તે દરેક ગોળામાં અસંખ્યાતી નિગોદ એટલે શરીરો છે ને તે દરેક શરીરમાં અનંતા જીવો હોય છે. બાદર નિગોદમાં પણ તે પ્રમાણે જ હોય છે, તો તે શ્વાસોચ્છ્વાસ શી રીતે લેતા હશે?

**ઉત્તર**—અનંતા જીવો એક સાથે શ્વાસોચ્છ્વાસ તો લે છે, પરંતુ એક શ્વાસોચ્છ્વાસમાં તો તે ૧૭ાા ભવ કરે છે એટલે એને આખો શ્વાસોચ્છ્વાસ લેવાપણું જ નથી. એનો નીકાલ જ્ઞાનીગમ્ય છે, એ હકીકત આપણી શક્તિ બહારની છે.

કુંવરજી



# કુસંગ દોષ

સહવાસ અને વાતાવરણની અસરથી અલિપ્ત રહેનાર વિરલ વ્યક્તિ હોય છે, અર્થાત્ પ્રાયઃ સર્વ કોઇને સંસર્ગની અને વાતાવરણની અસર થાય જ છે. તેથી જ ભાષામાં કહેવત પ્રચલિત થઇ છે કે " કાળીઆની જોડે ધોળીઆને બાંધે તો વાન નહીં આવે પણ સાન તો આવશે. " મતલબ કે તેનો રંગ ભલે ન આવે, પણ તેના સંગથી ગુણાવગુણ જે તેનામાં હશે તે સહવાસીમાં જરૂર આવશે.

આવા કારણોથી જ કુસંગને દોષરૂપ કહેલ છે અને તેથી તે સુમનુષ્યને વર્જ્ય છે. સત્સંગ યાને સુમનુષ્યનો સહવાસ પ્રાપ્ત હોય તો અવશ્ય તેમાં આદર કરવો ઇષ્ટ છે, પરંતુ કદી તેવો સુસમાગમ દુર્લભ હોય તો પણ કુસંગતનો દોષ તો નહીં વહોરવા લાયક છે. તે માટે સુભાષિતકારોએ એક સ્થાને યથાર્થ જ કહ્યું છે કે:-

अणुरप्यसतां संगो, सद्गुणं हन्ति विस्तृतम् ।
गुणरूपान्तरं याति, तक्रयोगाद्यथा पयः ॥ १ ॥

અર્થાત્ અણુ જેટલો અસત્સંગ-કુસંગ, વિસ્તારયુક્ત એવા સદ્‌ગુણોને હણે છે. જેમ દૂધમાં રહેજ છાશ નાખી હોય તો પણ દૂધના ગુણમાં રૂપાંતર થાય છે. મતલબ કે છાશના થોડા છાંટા દૂધમાં નાખતાં તેમાં પલટો આવે છે ( દહીં થઇ જાય છે. ) તેવી જ રીતે થોડો પણ કુસંગ ઘણા સદ્‌ગુણોને હણે છે, જમીનદોસ્ત બનાવી દે છે, તેથી તે ત્યાજ્ય છે.

શ્રીમાન્ આચાર્યવર્યશ્રી હેમચન્દ્રસૂરિજી મહારાજ ત્રિષષ્ઠિશલાકાપુરુષચરિત્રમાં એક સ્થાને જણાવે છે કે-

कुसंसर्गात् कुलीनानां, भवेदभ्युदयः कुतः ? ।
कदली नन्दति कियद्, बदरीतरुसंनिधौ ? ॥ २ ॥

અર્થાત્ કુલીન જનને પણ કુસંગથી અભ્યુદય ક્યાંથી થાય ? જેમ બોરડીના ઝાડની પાસે રહીને કદલી-કેળ ક્યાંથી પ્રફુલ્લિત રહી શકે ? ( કારણ કે કેળને મળવાનો જમીનનો રસ બોરડીનું ઝાડ ખેંચી જાય છે અને બોરડીના કાંટા પવનના યોગે કેળને ભોંકાયા જ કરે છે; તેથી કેળનું વૃક્ષ કે જે કોમળ છે તે આવા કુસંગથી કરમાઇ જાય છે. )

નાનપણમાં ત્રીજી કે ચોથી ચોપડીમાં '**ના, હું તો ગાઇશ**' વાળો પાઠ ભણેલા તે યાદ આવે છે, અર્થાત્ કુસંગથી સારાને પણ કેટલું સહેવું પડે છે તે બાળમગજમાં ઊતરે તેવી રીતે તેમાં ઠીક વર્ણવેલ છે. સંસ્કૃતમાં પણ તે વિષે શ્લોક છે કેઃ-

कुसंगसंगदोषेण, सत्याच्च मतिविभ्रमः ।
एकरात्रप्रसंगेन, काष्ठघंटाविडंबणा ॥ ३ ॥

અર્થાત્-કુસંગના સંગદોષથી સત્યવન્તને પણ મતિ-વિભ્રમ થાય છે. જુઓ કે ગધે-

ડાની સગતથી ગાય ખેતરમા માત્ર એક ગ્રાસ જ ચરવા ગઇ તો માર ખાધો અને ગળામા કાષ્ઠનો ઘંટો–ડેરા–પડ્યો.

અનેક નિર્દોષ બાળકો કે જે વયમા તેને કેવળ નિર્દોષતા જ વરી હોય છે–સંસારાસક્તિ કે બીજી તેવી કોઇ બાબતનો ખ્યાલ પણ હોતો નથી તેવી વયે તેવાઓને કુસોબતથી–ખરાબ ચેષ્ટાવાળા વિદ્યાર્થીઓના સગથી અતિ ખરાબ રીતે બગડતા જોયા છે સાગ માગ પણ તેમા ફસાય છે અને તેથી અકાર્ય અટકવું મુશ્કેલ થાય છે. ચેપી દરદ જેવી એ બાબતો સુકુમાર કળીઓના જીવનવિકાસને અકાળે કરમાવી ખેરવી નાખે છે.

વિદ્યાર્થીઓ જ નહિ પણ મોટાઓ પણ એક વખત ખરાબ સગથી સ્થાનભ્રષ્ટ–વિવેકભ્રષ્ટ–સદ્‌ગુણભ્રષ્ટ–સુવિચારભ્રષ્ટ થાય છે, એટલે પછી તે કયા જઇને થોભશે તે કહેવું મુશ્કેલ થઇ પડે છે અને પછી તો લોકભય યાને લજ્જાને પણ કુસંગદોષથી તિલાજલિ અપાય છે. એ રીતે રહીસહી સુધરવાની આશા પણ નષ્ટ થાય છે.

આ સર્વ પ્રકારનુ પતન કુસંગદોષને આભારી છે. તેથી પોતાનો, પોતાના આપ્તજનોનો અને સર્વ કોઇનો ઉત્કર્ષ ઇચ્છનારે કુસગ દોષ હોય તો તેને તિલાજલિ આપવી જોઇએ અને ભવિષ્યમા તેથી ખૂબ જ સાવધ રહેવું જોઇએ. ચોર લૂંટારાઓથી જેટલા સાવધ રહેવા પ્રયત્ન કરીએ છીએ તેથી પણ વધુ લક્ષ આ મહાઅનર્થકારી કુસગદોષથી રાખવાની જરૂર છે, કે જેથી જીવન અવનતિની ગર્તામા જઇ ન પડે.

છેવટે સુભાષિતકારોનો તે વિષેનો એક સુંદર શ્લોક અત્ર ટાકી આ લેખ સમાપ્ત કરીશ.

अहो ! दुर्जनसंसर्गात्, मानहानिः पदे पदे ।
पावको लोहसंगेन, मुद्गरैरभिहन्यते ॥ ४ ॥

અર્થાત્ અહો ! દુર્જનના સમર્ગથી માનહાનિ કેટલી બધી પગલે પગલે થાય છે ? જુઓ કે લોઢાની સગે રહેલ અગ્નિ પણ મુદ્‌ગરથી હણાય છે. ( લોઢું તપાવેલ હોય તેમા અગ્નિ રહેલ હોય ત્યારે જ યથેચ્છ ઘાટ ઘડવા લોહકાર તેના પર ઘણના ઘા મારી ટીપે છે, તેથી તેની અતર્ગત રહેલ અગ્નિ પણ મુદ્‌ગરના ઘા સહે છે. )

કુસંગ મનુષ્યના જીવનનાવને ખરાબે ચડાવી દે છે, કુસંગત, મનુષ્યમાં રહેલા અનેક સદ્‌ગુણોને પ્રજાળી દે છે, કુસંગ મનુષ્યમા રહેલ વિવેકશક્તિને નબળી છે, કુસંગ ન કરવાનું કાર્ય કરાવે છે. એવા અનેક અવગુણવાળા કુસગને–ખરાબ સોબતને સુજ્ઞ જનો તો ન જ ઇચ્છે. અહીં પ્રશ્ન થાય કે ' કુસગ કોને કહેવો ? ' તેનો ઉત્તર એ છે કે–' ક્રોધી, અભિમાની, માયાવી, અતિલોભી, કૃપણ, દુરાચારી, જુગારી, મદિરાપાની, વિશ્વાસઘાતી, અકાર્ય કરનાર, પાપમાર્ગથી નહીં ડરનાર અને ગુરુદ્રોહી, સજ્જનના દ્વેષી–એવા મનુષ્યો કુસગીમાં ગણાય છે, તેથી તેમાઓનો સગ ન કરવા किमधिकं मुमेषु ?

- રાજપાળ મગનલાલ વહોરા

# सुवचन--पुष्पो

१. धर्मनुं मूळ दया छे. क्रोधी मनुष्य दया करी शकतो नथी, माटे जे क्षमामां तत्पर छे ते ज उत्तम धर्म साधी शके छे.
२. आ जगतमां मानवो सुंदर रूप, मीठा शब्दो, मीठा रस, मनोहर सुगंध अने स्पर्शना सुखमां मोह पामी भवजळमां ड्रूबी पडे छे. कामवासना घणा शोक अने उपद्रवनुं मूळ छे, तेथी तेने तजी देवी.
३. एवो एक (मृत्यु) समय छे के ते प्राप्त थया बाद कोइनी साथे कोइनो मेळाप थतो नथी. कोइ पाछुं आवतुं नथी. सर्व उपर पतनकाळक्रिया वर्ते छे, मृत्यु सर्वने वश करे छे, परंतु कोइ मृत्युने वश करी शकतुं नथी.
४. संसारमां मायाना संगथी उद्भवेली विचित्र वासनाओथी जीव पोतानुं स्वरूप भूली मायाना पासमां मृगवत् फसायो अने जरावस्था आवी तो पण कंइ चेती शकतो नथी. अहो! जीवनी केटली अज्ञानता? मनमां जरा विचारो के आ देह अत्यारे गमे तेवो रूपाळो अने सुंदर लागे छे, पण ते काळे करीने बळरहित तथा विरूप तो थवानो ज छे तो अत्यारे तेने अंगे उपाधि वधारवानुं मारे शुं प्रयोजन छे? ज्यारे अंते जरा आववानी ज छे त्यारे क्षणिक वस्तु उपर प्रेम करवो नकामो छे.
५. अज्ञानी मनुष्य स्त्री, पुत्र, धन अने घरने ममताथी पोतानां माने छे, पण अंते तो ते सर्वने छोडी विनाश पामवानो ज ए केटली घोर आपत्ति?
६. मनुष्य पोताना देहनुं गमे तेटलुं जतन करे, तोपण अंते तेना देहनी राख थवानी ज छे.
७. बीजुं बधुं भले जुओ, विचारो, धारो, पण ज्यां सुधी आत्माने देख्यो नथी, विचार्यो नथी, धार्यो नथी त्यांसुधी मनुष्यजन्मनी साफल्यता नथी. आत्मा ज आत्मानो नियंता छे.
८. बीजा सघळा मनुष्यो पर जय मेळवनार करतां आत्मा उपर जय मेळवनार खरेखरो विजयी छे.
९. मानसिक पापनो त्याग कर अने तारा मनथी सद्गुणी जीवन गाळ. जे मनुष्य क्रोध करवाना प्रसंगे शांति न राखतां क्रोध करे छे ते परताय छे.
१०. आपणने धिक्कारनारने न धिक्कारीए तो आपणे सुखमां रही शकीए छीए. जे अन्यने मारे छे तेने मार खावो पडे छे जे बीजा तरफ इर्ष्या बतावे छे ते बीजा तरफथी इर्ष्या ज जोवे छे.
११. 'तेणे मने गाळ दीधी, मारी निन्दा करी, मने मार्यो, मने हराव्यो.' आवा विचारो मनमां राखनाराने धिक्कारनो कोई दिवस अंत आवशे ज नहि; कारण के कदापि पण धिक्कार धिक्कारथी अटकतो नथी; धिक्कार प्रेमथी ज अटके छे. आ घणो पुराणो उत्तम नियम छे. जे मनुष्य पवित्र विचारथी बोले छे अथवा वर्ते छे ते मनुष्यनी साथे ज जती तेनी छायानी पेठे सुख तेने अनुसरे छे.
१२. कषाय-क्रोध प्रीतिनो नाश करे छे, मान-अहंकार विनयनो नाश करे छे, माया-कपट मित्राइनो नाश करे छे अने लोभ सर्वनो नाश करे छे. **मुनि लक्ष्मीसागरजी**




અનુષ્ટુપ્

ધર્મ ધારણ વિશ્વોનું, ધર્મ વારણ કર્મનું;
ધર્મ તારણ જીવોનું, ધર્મ કારણ શર્મનું. ૧.

ધર્મ છે શાંતિનો દૂત, ભુવો વિભ્રાંતિ ભૂતનો;
આત્મઉત્ક્રાંતિનો સૂત, હિતસ્વી સર્વ સત્ત્વનો. ૨.

શાલિની

ધારી રાખે દુર્ગતિમાં પડંતા, ને ઉદ્ધારે પાપ-પંકે ફસંતા;
તેથી જેનું 'ધર્મ' નામ પ્રમાણ, તે તો નિશ્ચે લોક-આધાર જાણ. ૩.

માલિની

'ધરમ ધરમ' શબ્દો લોક સૌ ઉચ્ચરે છે,
મરમ ધરમકેરો અંતરે ના ધરે છે;
સ્વમત અભિનિવેશો--આગ્રહોથી ગ્રહેલા,
કયમ કરી સમજે તે દૃષ્ટિવિષે ડસેલા ? ૪.

નથી ધરમ સધાતો ભાળ ટીલાં ભર્યાથી,
નથી ધરમ સધાતો તીર્થસ્નાનો કર્યાથી;
નથી ધરમ સધાતો ધર્મ નામો જપ્યાથી,
નથી ધરમ સધાતો ધર્મમાંહિ ખપ્યાથી. ૫.

નથી ધરમ સમાતો ધર્મદંભો કર્યામાં,
નથી ધરમ સમાતો 'ધર્મસ્થંભો' ઠર્યામાં;
નથી ધરમ સમાતો અંધશ્રદ્ધા ધર્યામાં,
નથી ધરમ સમાતો લોકસ્રોતે વહ્યામાં. ૬.

મંદાક્રાંતા

ધર્મી સાચો દીન દુઃખીતણા દુઃખડાંઓ પૂછે છે,
ધર્મી સાચો તન-મન-ધને આંસું તેનાં લૂંછે છે;
ધર્મી સાચો કુપથગતને પ્રેમભાવે નિવારે,
ધર્મી સાચો અભયપ્રદ પદે માર્ગમાં સ્થિર ધારે. ૭

શાલિની

ધર્માભાસે ધર્મનો અંશ ન્હોય, તે તો સાચો અંતરંગી જ હોય;
ઓઢ્યું અંગે વ્યાઘ્રનું ચર્મ તોય, કોઇ કાળે ગર્દભ વ્યાઘ્ર ન્હોય. ૮.

ઇંદ્રિવજ્ર

છે ધર્મ તો વસ્તુતણો સ્વભાવ*, એવું કહ્યું સૂત્ર મહા પ્રભાવ;
તે માટ જે આત્મતણો સ્વભાવ, તે આત્મનો ધર્મ જ એમ ભાવ. ૯.

તે સાધવા ઉત્તમ આત્મ ધર્મ, જે જે કહ્યાં સાધન જ્ઞાનીઓએ;
તે સર્વ જાણો ઉપચાર ધર્મ, જો નિશ્ચયે સ્થાપિત લક્ષ હોયે. ૧૦.

છે ધર્મનું †લક્ષણ આ વિશિષ્ટ, જે જે કંઈ હોય સ્વને અનિષ્ટ;
તે કાયથી અન્ય પ્રતિ કરે ના, ચિત્તે ન ચિંતે, વચને વદે ના. ૧૧.

જે ચિત્તમાં ધર્મ સુરંગ લાગે, ત્યાં તો દયાનાં ઝરણાં વહે છે;
ને સત્ય શીલે તપ શૌચ ત્યાગે, આત્મા સદા તત્પરતા લહે છે. ૧૨.

અનુષ્ટુપ્

દાન શીલ તપો ભાવ, એ ચતુર્મુખ ધારતો;
ધર્મ સાક્ષાત્ વિધાતા આ, વિશ્વનો સૂત્રધાર છે. ૧૩.

ચામર છંદ

નર્ક-ગર્તમાં પડંત જીવને બચાવતો,
રમ્ય સ્વર્ગદૃશ્ય એહ લોકમાં રચાવતો;
બોધપાઠ આત્મઅર્થના ઉરે જચાવતો,
ધર્મ સદ્‌ગતિ અપાવી સત્સુખે નચાવતો. ૧૪

શિખરિણી

પિતા જેવા પ્રેમે જીવ—શિશુતણું પાલન કરે,
સદા જે માતાવત્ પરમ હિત વાત્સલ્ય જ ધરે;
વળી સાચા ભ્રાતા જયમ વિપદમાં બાંહ્ય ધરતો,
સુહૃદ્ એવો ધર્મ સ્વજન સરખો આસ ઠરતો. ૧૫

વસંતતિલકા

સંસારસાગર અપાર ઉલંઘવાને, છે યાનપાત્ર દૃઢ સુંદર ધર્મ જાણો;
સદ્‌ગુરુરૂપ તહીં ઉત્તમ કર્ણધાર, પ્હોંચાડતા જીવ સુપાત્ર ભવાબ્ધિપાર. ૧૬

જ્ઞાન-ક્રિયામય દ્વિચક્રથી ચાલનારો, દુર્લંઘ જન્મ-અટવીથી ઉતારનારો;
માર્ગજ્ઞ સારથિથી પ્રેરણ પામનારો, આ ધર્મ નામ રથ મુક્તિપુરે જનારો. ૧૭

* वत्थुसहावो धम्मो। † 'Do unto others as you would be done by.'

માલિની

ભવરૂપ સહરાની ભૂમિ તાપે તપેલી, અમૃત રસભરી ત્યાં કૂપિકા ધર્મકેરી;
શ્રમહર શીત તેનું પાણી પીને સુપ્રેમે, પથિક શિવપુરીએ પ્હોંચતા પૂર્ણ ક્ષેમે. ૧૮

વંશસ્થ

વિદારતો ગાઢ તમઃ અબોધના, પ્રસારતો કિરણ નિર્વિરોધના;
સુધર્મ એવો રવિ શો પ્રભાસતો, યથાર્થ અર્થ—સ્વરૂપ પ્રકાશતો. ૧૯

અનુષ્ટુપ્

નિષ્કારણ કરુણાનો, ધર્મ અમૃતસિંધુ છે;
બોધતો વિશ્વબંધુત્વ, નિર્વ્યાજ લોકબંધુ છે. ૨૦

શાર્દૂલવિક્રીડિત

'ક્ષાંતિ માર્દવ આર્જવે મન ધરો' સદ્ધર્મ એ બોધતો,
'સાચો શૌચ સમાચરો' સૂચવતો, સત્સંયમે શોધતો;

'સત્ય બ્રહ્મવ્રતે સદા દૃઢ રહો! ત્યાગે તપે સ્થિર હો!
આકિંચન્ય ભજો જ' એમ જગને સંદેશ દેતો અહો. ૨૧

સ્વાગતા

સર્વ મંગલનું મંગલ ધામ, સર્વ શ્રેયતણું આશ્રય ઠામ;
એવું ધર્મપદ જેહ ભજે છે, પાદપદ્મ તસ દેવ પૂજે છે. ૨૨

ધર્મથી સકળ અર્થ મળે છે, કામ વાંછિત સમસ્ત ફળે છે;
મુક્તિ પ્રાપ્તિ પણ હસ્તતળે જ, એમ સિદ્ધિ સહુ ધર્મબળે જ. ૨૩

ચક્રવર્તીની અપાર સમૃદ્ધિ, ઇંદ્ર ઋદ્ધિ ત્યમ આઠ સુસિદ્ધિ;
પ્રાતિહાર્ય શ્રી જિનેંદ્રની જેહ, ધર્મ કલ્પદ્રુમનાં ફળ એહ. ૨૪

અનુષ્ટુપ્

મનોનંદન તે ધર્મ, પ્રભાવે વૃંદ ઇંદ્રના;
પાદારવિંદ વંદે છે, ધર્મમૂર્ત્તિ જિનેંદ્રના. ૨૫

ભગવાનદાસ મનઃસુખભાઈ મહેતા

# પ્રભાવિક પુરુષો

## શ્રેષ્ઠી સુદર્શન

(૪)

કાળ ( time ) મહાસાગરમાં 'સમય' રૂપી જળબિંદુઓનો તો સુમાર નથી, છતાં એમાંનાં કેટલાકનો એવો સુંદર ઇતિહાસ જળવાયો છે કે આજે એ વાંચતાં હૃદય ઝણઝણાટ અનુભવે છે. મુખમાંથી સહસા ઉદ્‌ગાર નિકળી પડે છે કે-ધન્ય એ જીવન ! ધન્ય એ સોનેરી પળ !

દેશનાની પૂર્ણાહુતિ થતાં જ જનતા ઉદ્યાનમાંથી બહાર નીકળી પાટલીપુત્ર નગરના માર્ગે પળી. "मुंडे मुंडे मतिर्भिन्ना" એ ઉક્તિ અનુસાર વાર્તાલાપના વિષયમાં વિવિધતા ભરી હતી. કોઈક ત્યાગી સંતના જીવન પર, એમાં રહેલી પવિત્રતા પર પ્રશંસાનાં પુષ્પો વેરતાં તો કોઈ આજની દેશનાના કેંદ્ર સમા 'બ્રહ્મચર્ય' જેવા મહત્ત્વના વિષયની ચર્ચા કરી રહ્યા હતા. એકે તો સ્વજીવનના નિચોડરૂપ વાક્ય ઉચ્ચારી દીધું કે–

" મહાશય ! માનો યા ન માનો, પણ સુદર્શન મુનિ કહે છે તેવું શિયળવ્રતનું પાલન સાધુજીવન સિવાય બીજે શક્ય નથી. સંસારમાં રહી, નેત્રો સામે લાવણ્યના મૂર્તિમંત સ્વરૂપ સમી કોમળાંગીઓ અહર્નિશ ક્રીડાકેલી કરતી નિરખી બ્રહ્મચર્યનો ઉચ્ચાર કરવો એ અગ્નિમાં હાથ નાંખી ન દાઝવાનો પ્રયોગ કરવા જેવું છે ! એક કવિનું વચન છે કે 'મદમાતી યુવતીનો રાતે વિલાસ જોયા છતાં જો માનવને અંગવિકાર ન પ્રગટે તો માનવું કે કયાં તો એ ત્યાગી છે અથવા તો એ પશુ છે."

" બંધુ ! ઉતાવળો ન થા. એકાંતનો પક્ષ ન પકડ. કવિના કવનમાં માનવગણના મોટા ભાગના જીવનનું પ્રતિબિંબ ભલે દોરાયું હોય, છતાં ગૃહસ્થજીવનમાં પણ નિષ્કલંક ચારિત્ર શકય છે. એવા પણ મનુષ્યો સાંભળ્યા છે કે જે નયન સામે સ્વર્ગની અપ્સરા ઊતરી આવે તો પણ વિકારનો અંશ ન ઉદ્‌ભવે. તેથી તો 'બહુરત્ના વસુંધરા' કહેવાય છે. શા માટે દૂર જવું ? આ સુદર્શન મુનિનું પૂર્વ જીવન વિચાર ને. નિષ્કલંક ચરિત્રના પ્રભાવથી શૂળી મટી સિંહાસન થયું અને શાસનદેવીએ સાક્ષાત્‌ દર્શન દીધાં."

" શું આ તે જ મહાત્મા છે કે ?

" ચંપાપુરીના સુદર્શન શેઠ વિષે અને તેમના શિયળના પ્રભાવથી થયેલ ચમત્કાર વિષે તો મેં પણ સાંભળ્યું હતું. પણ તેમને સંયમ અંગીકાર કર્યાની વાત અગર તો એ જ સુદર્શન શેઠ અને આજના ઉપદેશા મુનિ સુદર્શન બન્ને એક જ વ્યક્તિ છે એ વાતની મને ખબર નહોતી."

એક તરફ આ વાર્તાલાપ ચાલી રહ્યો છે અને માર્ગ કપાઈ રહ્યો છે ત્યાં સુદર્શનનું નામ કાને પડતાં જ સમીપમાં

એક તંબોળીની દુકાનેથી પાન ખરીદ કરતી લલના ચોંકી ઊઠી એકાએક તેણીના ચહેરા પર કોઈ અગમ્ય ભીતિના ઓળા પથરાયા. રોજની હસીત મુદ્રા જોવાને ટેવાયેલ તંબોળી પણ આ ફેરફારથી અજાયબી પામ્યો.

તરત જ પેલી લલના સહસા થઇ ગયેલા લાગણીવશપણામાંથી જાગ્રત બની. પુનઃ હસતું વદન કરી, જાણે કંઇ બન્યું જ નથી એવો ભાવ દાખવતી, પાન લઇ સત્વર પોતાના આવાસ તરફ વિદાય થઇ. સીડી પર ચઢી, કમરામાં પ્રવેશી એકાએક દાસીને બૂમ પાડી અને જ્યાં એ આવી કે અંગુલિથી વાતો કરતાં માર્ગે જઇ રહેલાં પેલા ગૃહસ્થોને બતાવી, એમની વાતનો મર્મ જાણી લઇ આવવા જલદી તેમની પાછળ પ્રચ્છન્નપણે જવા આજ્ઞા કરી.

વાચકને પણ આશ્ચર્ય થયું જ હશે કે સુદર્શન શેઠને તો ચંપાપતિએ શૂળી પર ચઢાવરાવ્યા હતા ત્યારપછી એવો તે કયો ચમત્કાર થયો કે એ જ સુદર્શન જીવતા રહ્યા તથા આગાર ત્યજી અનગાર બન્યા અને પાટલીપુત્રના ઉદ્યાનમાં આવેલ કમળદ્રહ નજીક કયાંથી આવી ચઢ્યા ? વળી એ બનાવના વૃતાંતમાં આવતાં સુદર્શન શબ્દથી પેલી લલના કેમ વિવશ બની ગઇ અને શા કારણે એને દાસીને દોડાવી ?

એના અંકોડા જોડવા સારુ આપણે પણ એ શ્રોતાજનની પાછળ જઇએ અને તેમની વચ્ચે ચાલી રહેલી ગોષ્ઠિ ધ્યાન દઇ સાંભળીએ.

મંડળીમાંના એક ગૃહસ્થે શંકા રજૂ કરતાં જણાવ્યું કે "પ્રિયદર્શન કાકા ! આપની પેઢી ચંપાપુરીમાં છે તો ત્યાંના આ નવાઇભર્યા આખાયે વૃત્તાન્તથી આપ તો માહિતગાર હશો જ. એ સર્વ અમને કહી સંભળાવો. એમ કરવાથી આ મહાત્માના પાવનકારી જીવનસંસ્મરણથી અમારા કાન પવિત્ર થશે અને ચાલવાનો થાક પણ જણાશે નહીં"

"ભાઇ નંદન ! સાચે જ એ આખોયે બનાવ રોમાંચ ખડો કરે તેવો છે. યુવાન વય, એકાંત સમય, તરુણાવસ્થાના મધ્યાહ્નમાં રમતી સુન્દરીનો યોગ અને તેણીનો કાંનતૃપ્તિ માટે તીવ્ર અભિલાષ. એક રીતે કહીએ તો સર્વપ્રકારની સાનુકૂળતા છતાં એ સામે એકાદ મટકું પણ ન મારનાર, એકાદ રૂંવાડે પણ વિકાર ન અનુભવનાર સુદર્શન સાચે જ વણિકકુલાવતંસ છે. ખરેખર એ એક મહાન યોદ્ધો છે.

ચંપાપતિની પ્રેયસીએ જ્યારે જોયું કે મારા મનોરથ ફળતા નથી ત્યારે એના પર કલંક ચઢાવ્યું અને કાનના કાચા નૃપે શૂળીની આજ્ઞા આપી. સતી મનોરમા કાયોત્સર્ગમાં લીન બની–એ જગજાહેર બનાવના અનુસંધાનમાં અભૂતપૂર્વ બનાવ તો એ બન્યો કે નિર્જીવ એવી શૂળી કે જેણે અગાઉ હજારોના હડીઆ ચુસ્રી લીધા હતા તેણે પણ જાણે જીવ આવ્યો ન હોય તેમ એકાએક પવિત્ર પુરુષના સ્પર્શથી જબરો કંપ અનુભવ્યો અને નિમેષમાત્રમાં તો શૂળી મટી જઇ સિંહાસન રૂપે નવો અવતાર ધારણ કર્યો

જેમનાં હાથ ગળા રૈંસવા સિવાય અન્ય કોઈ સુકૃતમાં વપરાયા નથી અને જેમનાં હ્રદય સંખ્યાબંધ આત્માઓનાં મરણમાં સાક્ષીભૂત થવાથી કેવળ નિષ્ઠુર ને જડવત્ બની ગયેલાં છે એવા જલ્લાદો પણ ઘડીભર આ ચમત્કારથી અજાયબીમાં ગરકાવ થઈ ગયા.

વાયુવેગે પ્રસરતી આ વાત જોતજોતામાં વસંતનો લહાવ લૂંટતાં ભૂપતિના કાને પડી, બીજી બાજુ રણવાસમાં પણ એનો પડઘો પડ્યો. એકી સાથે રાજારાણીનાં હ્રદય એકાએક ભૂકંપ થવાથી જેમ ધરણી ધ્રૂજે તેમ ધ્રૂજી ઊઠ્યાં!

રાજા વિચારે છે કે 'જેને હું વ્યભિચારી માનું છું, અરે ! જેને. ગુનેગાર લેખવવા માટે પુરાવાની પણ જરૂર નથી જોઈ એ સુદર્શન વણિક પંચત્વ પામવાને બદલે સિંહાસન શોભાવે છે ! અવશ્ય કંઈક સમજફેર થઈ છે. નિર્મળ ન્યાયના તોલન અર્થે મારે જાતે જ ત્યાં જવું જોઈએ.' એવો નિશ્ચય થતાં જ નૃપની સ્વારી શૂળીસ્થંભ તરફ વળી. રાણી અભયા પણ સમજી ચૂકી કે 'કાળાશ છુપાવવા ગમે તેવા સફેદાનાં અસ્તર માર્યાં, પણ આખરે સત્યનો જય થયો.' એના પ્રકાશમાં પોતે પ્રજાની નજરે વ્યભિચારિણી તરીકે જાહેર થાય અને એ માટે સજાને પાત્ર બને તે પૂર્વે પલાયન થઈ જવાનો નિરધાર કરી તેણે દાસી એવી પંડિતાને જલદી તેડાવી.

જ્યારે રાજવી વધસ્થળે આવી પહોંચ્યો ત્યારે ત્યાંનો દેખાવ કોઈ તીર્થભૂમિના મેળા જેવો થઈ રહ્યો હતો. સત્ત્વવંત શિરોમણિ એવા સુદર્શન શેઠ દેવતાઈ સિંહાસન પર બિરાજ્યા હતા. કંઠમાં વિવિધવર્ણી ને નવપલ્લવિત પુષ્પોની માળાનું આરોપણ કરી, અંતરિક્ષમાં ઊભા રહી, શાસનદેવી એકત્રિત થયેલા જનવૃંદને ઉદ્દેશી ઉદ્ઘોષણાનાં મંગળાચરણ કરી રહ્યા હતા.

પોતે સતી મનોરમાની દૃઢ પ્રતિજ્ઞાથી કેવી રીતે ખેંચાઈ આવ્યા તે જણાવી આ કલંક એક પ્રશંસાપાત્ર વ્યક્તિના શિરે ચઢાવવામાં કઈ વ્યક્તિઓનો હાથ હતો? એ પાછળ કેવી નીચ મુરાદ હતી? તે સર્વ સ્પષ્ટ શબ્દોમાં જનતાને કહી સંભળાવી અંતમાં બોલ્યા કે—

'ચંપાપતિએ કેવળ લાગણીવશ બની, ઉતાવળથી ન્યાય તોળવામાં ગંભીર ભૂલ કરી છે. એમાં રાજધર્મ ચૂક્યા છે. પુનઃ આવું કાર્ય ન બનવા પામે એ ખાતર હું તેમનું તે તરફ ધ્યાન ખેંચું છું. પ્રજાના પિતા સમા ભૂપાળે ન્યાયનીતિના પાલનમાં પૂર્ણ લક્ષ આપવું ઘટે, નહિં તો અણવિચાર્યાં કાર્યોથી કોઈક વાર રાજ્ય મહાન સંકટમાં આવી પડશે એવી આગાહી કરું છું.'

સદૈવ જેના સુખ ખાતર નૃપ દધિવાહન ચિંતાતુર રહેતો અને અમાપ કાળજી ધરતો તે અભયાનું દુશ્ચરિત્ર શ્રવણ કરી એટલી હદે રોષાન્વિત બની ગયો કે કદાચ જો તેણી નજીકમાં હોત તો જીવતી રહેવા ન પામત. પ્રસંગ વિચારી, ગુસ્સાને દબાવી દઈ, મહાત્મા એવા સુદર્શનને

પ્રણામ કરી પોતાના ઉતાવળાપણાથી જે કદર્થના ઉપજાવવામાં પોતે કારણરૂપ બન્યો તેને માટે ક્ષમા માગી.

સુદર્શન રાજનને ઉદ્દેશી બોલ્યા કે "મહારાજ! આપ એનું દુઃખ ન ધરો. વાત મનમાંથી કાઢી નાંખો. એ સર્વ કર્મ-રાજના તમાસા છે એ જેવા વેશ ભવ-રૂપી નાટ્યભૂમિ પર જીવોને ભજવાવે તેવા પરતંત્ર દશા હોવાથી જીવને ભજવવા પડે છે. મારી, આપની કે દેવી અભયાની દશા શેત્રંજના પ્યાદા જેવી છે!"

તરત જ દધિવાહન રાજાએ સામૈયા-પૂર્વક વાજતેગાજતે શ્રેષ્ઠીશિરોમણિ સુદ-ર્શનનો નગરપ્રવેશ કરાવ્યો. સત્યનો જય જયકાર થયો. શિયળના અપૂર્વ મહિ-માની વાત ચોતરફ વિસ્તરી રહી. સર્વત્ર જૈન શાસનની ગૌરવગાથા ગવાવા લાગી. આ સમાચાર શ્રવણ કરી, પ્રાણવલ્લભના શિરે ચોટેલું કલંક સર્વથા નષ્ટ પામવાથી અને સચ્ચરિત્રની મહત્તા પહેલાં કરતાં સવિશેષ સ્થપાવાથી સતી મનોરમાએ કાયોત્સર્ગ પાર્યો.

જનતામાં પતિવ્રતધારિણી મનોરમા પ્રશંસાનો અને કુલટા અભયા નિંદાનો વિષય થઇ પડી.

રાજમહાલયમાં પદસંચાર કરતાં જ ચંપાપતિને દુષ્ટ અભયા યાદ આવી. અનુચરને આજ્ઞા કરી કે 'ગુન્હેગાર એવી રાણી અભયાને પોતાની સન્મુખ તેડી લાવ.' પણ અલ્પ સમયમાં જ તે પાછો ફર્યો. નિરાશાભર્યા સ્વરે તેણે જણાવ્યું કે 'રાજા-ધિરાજ! રાણી માતા તથા તેમની દાસી પંડિતાનો ક્યાંય પત્તો જ નથી, દાસી-વૃંદ અહીં તહીં શોધાશોધ કરી રહેલ છે."

"શું એ પલાયન થઇ ગઇ? જા, જલદી જા અને તળારક્ષકને ખબર આપ. ચારે દિશામાં અશ્વારોહી સૈનિકોને દોડાવી કોઇ પણ રીતે એ બન્નેને જીવતાં પકડી લાવે."

હતાશ વદને નૃપ પોતાના શયના-ગારમાં ગયો અને ભ્રમિત ચિત્ત લવવા લાગ્યો: "અહા! પદ્મા ગઇ તેનો પત્તો જ ન મળે! ધારિણી શિયળ રક્ષણાર્થે મૃત્યુને આધીન બની! અને આ અભયા મારા સ્નેહનું અનુપમ ભાજન-ઉભય અંગનાઓ કરતાં તદ્દન વિપરીત રીતે-કુળને મશીનો ડાઘ દઇ ચાલી ગઇ! ધિક્કાર છે! ફિટકાર છે આ મોહજાળને! આ માયાજાળને કોઇ પણ રીતે કાપી નાખવી જોઇએ. વહાલી પદ્માનો-એના સંતાનનો પત્તો મળે એટલી જ ઢીલ છે.

નંદન! મારા મુનિમજીએ આ લખેલ ચિત્ર મેં તારી માગણીથી વર્ણવી બતા-વ્યું. એ પત્રના પ્રાંત ભાગે જણાવ્યું છે કે ચાંપતી તપાસ કરાવ્યા છતાં અભયાનો પત્તો નથી લાગ્યો અને સુદર્શન શેઠે ગૃહનો ભાર પોતાના વડીલ પુત્રને ભળાવી ચારિત્ર લીધું છે.

જો કે એ લેખ મળ્યાને ઘણો સમય થઇ ગયો છે અને સાધુ એવા સુદર્શન પ્રભુ શ્રી મહાવીરદેવના સમાગમમાં આવી, અનુપમ આગમજ્ઞાતા થઇ ચારિત્રપાલ-નમાં એક્કા બની ગયા છે. અરે! પુનઃ

તેમના પગલા ચંપામાં પડતાં નૃપતિ દધિવાહન મોટી ધામધૂમથી સામે આવેલ. એ અવસરે સતી મનોરમાએ પણ ભાગવતી દીક્ષા સ્વીકારી. આમ ઉભય સાચા ગૃહસ્થી અને સાચા ત્યાગી બન્યા એ પત્રમાં જણાવ્યું હતું કે વિચરતા મુનિરાજ સુદર્શન તમારી તરફ યાને પ્રાચીન એવા પાટલીપુત્ર તરફ આવવા સંભવ છે. એની પાછળ પણ કંઈક રહસ્ય સમાયેલું છે, કારણ કે ભૂપ તેમ જ સંઘનો અતિ આગ્રહ છતાં એ નિર્ણય અફર રહ્યો છે "

" કાકાશ્રી! એવું કંઈક છે ખરું. મેં તો એટલે સુધી સાંભળ્યું છે કે આપણા નગરમાં એ સંતને ભારે ઉપસર્ગ થવાનો છે. એ વાત પર વિશ્વાસ બેસે તેવું કારણ પણ છે અને તે કહેનાર વ્યક્તિ બે ચાર દિવસ પૂર્વે જ નાલંદામા વિરાજમાન તીર્થપતિ શ્રી મહાવીરદેવને વાંદીને પાછા ફરેલ છે.

ત્યાં તો તેઓનો મહોલ્લો આવ્યો એટલે સૌ છૂટા પડી પોતપોતાના આવાસ પ્રતિ સિધાવ્યા. પાછળ આવેલી દાસી પણ ઝડપથી પાછી ફરી અને શ્રવણ કરેલો સર્વ વૃત્તાંત પોતાની સ્વામિનીને કહી સંભળાવ્યો. એની પૂર્ણાહૂતિ થતાં જ ઉભયના ચહેરા પર ભાવી સંકટની કાલિમા ફરી વળી. જાણે સામે જ ભયરૂપી રાક્ષસ ખડો હોય તેમ દાસીને ઉદ્દેશી બાઈ પોકારી ઊઠી.

" પંડિતા ! કંઈ પણ માર્ગ શોધ, નહિં તો જરૂર ફસાયા. રીબાઈ રીબાઈને મરવાનું. આપણે અવશ્ય ઓળખાઈ જઈશું. વાચક સમજી ગાય હશે કે સ્વામિની ખૂદ રાણી અભયા હતી અને એની દાસી તે પંડિતા હતી. ચંપાના અંતઃપુરમાંથી રફુચક્કર થઈ, છદ્મવેશે કેટલાક સ્થાનોમાં ભટકી, કેટલાક સમયથી પાટલીપુત્રમાં આવી ગુલજાર બાગના આછી વસ્તીવાળા લતામાં સ્થિત થયા હતા. વિવિધ હાવભાવ ને કાતિલ કટાક્ષથી ભોગી ભ્રમરોને આકર્ષી સ્વચ્છંદપણે વિલાસી જીવન ગાળી રહેલ આ લલનાયુગ્મને પરભવના ભય જેવું કંઇ જ નહોતું. કેવળ આજના અચાનક કાને પડેલ 'સુદર્શન' શબ્દે 'ભય' નું વાતાવરણ સરજાવ્યું. સાચે જ અભયાની શક્તિ સ્વાહા થઈ ગઈ. ધર્મનીતિ કરતાં પણ ઉઘાડા પડી જવાની ધાસ્તી અને પકડાઈ ગયા પછીનો રાજ્યતરફનો મૃત્યુદંડ તેણીના નેત્રો સામે તરવરવા લાગ્યો.

પણ કાવાદાવાના પુતળા સમી પંડિતા ગભરાય કે નાશીપાસ થાય તેમ નહોતી. મુનિ સુદર્શન અહીં વધુ રોકાય તો અનર્થ જન્મે તેથી એ પૂર્વે તેમનું કાટલું કાઢી નાખવાની યુક્તિ શોધી કાઢી. અભયાને કહી પણ સંભળાવી, છતાં હતાશ રાણી કંઇ બોલી શકી નહીં.

મધ્યરાત્રિનો સમય થતાં જ કાયોત્સર્ગમાં ઊભેલા ને કેવળ ધર્મધ્યાનમાં લીન બનેલા સંત સુદર્શન સામે–કમલદ્રહના કાંઠા પર એકાએક બે લલનાઓ ખડી થઈ. એ હતી અભયા ને પંડિતા. પંડિતાએ સાથે આણેલ પોટલામાંથી ઝટ સળગી ઊઠે તેવી સામગ્રીઓ બહાર કાઢી ધ્યાનસ્થ મુનિની ચારે બાજુ ગોઠવી

દીધી અને અતિશય ઝડપથી એમાં અંગારો મૂકયો. ચોતરફ આગ ઊઠી, વચમાં મુનિરાજ સમતારસનું પાન કરતાં પૂર્વસંચિતને વિચારતા હતા કે–' આ ઉભય યુવતીઓ તો માત્ર નિમિત્ત રૂપ છે, બાકી સાચા શત્રુઓ તો મારાં કરેલાં કર્મો જ છે.' એમ ચિંતવતાં મૌનપણે ધૈર્યથી એનો સામનો કરી રહ્યા. આયુષ્યનો અંત આવી રહ્યો. પુણ્યશ્લોક સુદર્શનનો દેહ ભસ્મીભૂત થઇ ગયો અને એનો અમર આત્મા અંતગડ કેવલી બની ચૌદ રાજલોકના પ્રાંત ભાગે આવેલી સ્ફટિક રત્નમયી સિદ્ધશિલા ઉપર સિદ્ધસ્થાનમાં પહોંચી ગયો.

પંડિતા અને અભયા દૂર ઝાડીમાં સંતાઇ આ સર્વ જોઇ રહ્યા હતા તેમણે ' હાશ ' નો ઉચ્ચાર કર્યો. પંડિતા બોલી ઊઠી:'રાણીજી! પ્રફુલ્લ થાઓ, કાંટો નીકળી ગયો.' છતાં સંતની પ્રસન્ન વદને થયેલી મૃત્યુભેટ નિહાળી અભયાના અંધારા હૃદયમાં વિજળી સમ ઝબકારો થયો. તેણીએ પતિતજીવનમાંથી હાથ ધોઇ નાંખવાની ગાંઠ વાળી.

પ્રભાત કાળના સોનેરી કિરણો પૃથ્વીતળ પર પથરાયાં. શ્રદ્ધાસંપન્ન ઉપાસકોનાં આગમન શરૂ થયાં. એમાં શ્રેષ્ઠીવર્ય પ્રિયદર્શન ને નંદન પણ હતા જ.

તેમણે મહાત્મા સુદર્શનને બદલે કેવળ રાખ જોઇ. તેમના અંતર રડી ઊઠ્યાં. મરણાંત ઉપસર્ગ સાંભળી ગ્લાનિ થઇ. પાછળથી જ્ઞાનીમુખે સુદર્શન મુનિ મોક્ષે ગયાનું સાંભળી ભાવી પ્રજા આ વૃત્તાંત ન ભૂલે એ સારુ કમળદ્રહ નજીક પાદુકા સ્થાપન કરી.

વર્ષોના વાયરા વીત્યા છતાં સચ્ચરિત્રની ખુશબો આજે પણ ત્યાં મહેકી રહી છે. **ચોકસી**

આ કથામાં સુદર્શન મુનિને બાળી દીધાની હકીકત આપેલ છે તે પ્રમાણે બીજામાં નથી તેથી એ વિચારણીય છે. **તંત્રી**



સુદર્શન શ્રેષ્ઠીની કથામાં રાજા દધિવાહને અને રાણી અભયાએ સહસા કાર્ય કર્યું છે. તે સંબંધમાં એક કવિએ કહ્યું છે કે—

> सहसा विदधीत न क्रिया-मविवेकः परमापदां पदं ।
> वृण्वते हि विमृश्यकारिणं, गुणलुब्धाः स्वयमेव संपदः ॥ १ ॥

અર્થ—કોઇપણ કાર્ય સહસા-વગરવિચાર્યે કરવું નહીં, કારણ કે તેમાં રહેલ અવિવેક ઉત્કૃષ્ટ આપત્તિનું સ્થાન છે. અને જે વિચારીને કાર્ય કરનારા છે તેને ગુણલુબ્ધ એવી સંપદા સ્વયમેવ વરે છે. અર્થાત્ સંપત્તિ સ્વયમેવ તેની પાસે આવે છે. તેને સંપત્તિની ઇચ્છા કરવી પડતી નથી. **કુંવરજી**



# સંસ્કૃતિ

હિંદુસ્થાન દેશ દુનિયાના તમામ દેશો કરતાં પેદાશ અને હવાપાણીમાં સૌથી ઉત્તમ છે. આ દેશની જમીનની અંદર અઢળક કીમતી ચીજો સમાયલી છે. દુનિયાના અનેક દેશના લોકો આ દેશમાં આવી ધનાઢ્ય બન્યા છે અને આપણે આપણી બેદરકારીને લીધે પેટને કાજે હજારો માઇલ દરિયાપાર જવું પડે છે. તેનું કારણ તપાસતાં જણાય છે કે આપણા કુમળી વયનાં બાળકો ઉપર અનાર્ય દેશની સંસ્કૃતિની છાપ પડે છે. અનાર્ય સંસ્કૃતિથી બાળકો ખાવામાં, પીવામાં, પહેરવા ઓઢવામાં, વિવેકમાં વગેરે દુનિયાદારીની તમામ રીતભાતમાં અનાર્ય દેશની સંસ્કૃતિનો ઉપયોગ કરે છે અને તેથી આપણને પોતાનું ગુજરાન ચલાવવામાં મુસીબત પડે છે. જો તેઓ આપણા દેશની સંસ્કૃતિ પ્રમાણે કામ કે રોજગાર કરે તો તેને પેટને ખાતર દરિયાપાર જવું પડે નહિ, પણ નાનપણથી અનાર્યદેશની સંસ્કૃતિની છાપ પડી જવાથી તે પોઝિશન ખાતર આર્યદેશની સંસ્કૃતિ પ્રમાણે કામ કરી શકતા નથી. મેટ્રિક, બી. એ, એમ. એ, અને એલએલ. બી. વાળા હજારો રૂપિયાનું પાણી કરી ડીગ્રી મેળવે છે પણ ડીગ્રી મેળવ્યા પછી બિનવસીલદારને પચાસ રૂપિયાનો માસિક પગાર પણ મળતો નથી અને લાંબો વખત બેસી રહેવું પડે છે. તેનો એક દાખલો થોડા વર્ષ પહેલાં પેપરમાં વાંચ્યો હતો કે કલકત્તામાં રૂા. ૨૫)ના પોસ્ટમેનની જરૂર જણાતાં તેઓએ જાહેરખબર પેપરમાં આપી એટલે તે વાંચી લગભગ આઠ સો ઉમેદવારની અરજીઓ દાખલ થઇ. તેમાં પચીશ ઉમેદવાર તો બી.એ. થયેલ હતા. અરે! આ કેવો અફસોસ! હજારો રૂપિયા ખરચી ડીગ્રી મેળવેલા જુવાનને માટે આમ નોકરી માટે ફાંફાં મારવાં પડે. આવા અનેક દાખલા બને છે, પણ આપણા બાળકો પોતાનો ધંધો હાથ ધરતા નથી અને અંતે બેહાલ બની જાય છે. અનાર્ય સંસ્કૃતિથી બાળકો માબાપની આજ્ઞાનો લોપ કરે છે અને પોતાની સ્વચ્છંદી વર્તણૂક ચલાવે છે. જન્મ આપનાર જનેતા અને પોષણ કરનાર પિતાએ કરેલા ઉપકારને પણ ભૂલી જાય છે. તેનું કારણ એટલું જ કે શિક્ષણમાં તેઓ તેવી સંસ્કૃતિથી બિનવાકેફ રહે છે અને માબાપ પ્રત્યે તેણે કરેલા ઉપકાર માટે તેનો બદલો વાળવા તેની શું ફરજ છે તે પણ જાણતા નથી. આ વખતે હોપવાંચનમાળામાં વાંચેલી માબાપે કરેલા ઉપકાર વિષેની કવિતા યાદ આવે છે. એ કવિતા એટલી બધી અસરકારક છે કે તે વાંચતાં કોમળ હૃદયવાળાનું મન તો તેને માટે દ્રવિત થઇ જાય. જેનો ઉપકાર જિંદગીપર્યંત ભૂલી શકાય તેવો નથી. એવા માબાપનો ઉપકાર ભૂલી જનાર મનુષ્યને જોતાં ખેદ થાય છે. આ બધા અનાર્ય સંસ્કૃતિનાં પરિણામ છે. અમીચંદ કરશનજી

# ધર્મધ્યાનના ચાર પ્રકારનું સ્વરૂપ

रूपस्थं च पदस्थं च, पिण्डस्थं रूपवर्जितम् ।
ध्यानं चतुर्विधं प्रोक्तं, संसारार्णवतारकम् ॥ १ ॥

અર્થ—રૂપસ્થ-પદસ્થ-પિંડસ્થ અને રૂપાતીત, એ પ્રમાણે ચાર પ્રકારનું ધ્યાન સંસારરૂપ સમુદ્રથી પાર ઉતારનારું કહેલ છે.

पश्यति प्रथमं रूपं, स्तौति ध्येयं ततः पदैः ।
तन्मयः स्यात्ततः पिण्डे, रूपातीतं क्रमाद् भवेत् ॥ २ ॥

અર્થ—સાધક પ્રથમ ધ્યેય વસ્તુનું રૂપ જુવે છે, પછી પદે કરી ધ્યેય વસ્તુની સ્તવના કરે છે, તે પછી પિંડને વિષે તન્મય થાય છે અને પછી અનુક્રમે રૂપાતીત થાય છે.

यथावस्थितमालम्ब्य, रूपं त्रिजगदीशितुः ।
क्रियते यन्मुदा ध्यानं, तद्रूपस्थं निगद्यते ॥ ३ ॥

અર્થ—તીર્થંકર ભગવાનનું જેવું રૂપ છે તેવા રૂપનું આલંબન લઈને જે ભગવાનનું હર્ષપૂર્વક ધ્યાન કરવું તે 'રૂપસ્થ' ધ્યાન કહેવાય છે.

विद्यायां यदि वा मन्त्रे, गुरुदेवस्तुतावपि ।
पदस्थं कथ्यते ध्यानं, पवित्रान्यस्तुतावपि ॥ ४ ॥

અર્થ—વિદ્યામાં-મંત્રમાં-મંત્રાક્ષરમાં-ગુરુદેવની સ્તુતિમાં તથા અન્ય કોઈ પવિત્ર વસ્તુની સ્તુતિમાં જે વિચારણા તે 'પદસ્થ' ધ્યાન કહેવાય છે.

यत्किंचन शरीरस्थं, ध्यायते देवतादिकम् ।
तन्मयीभावशुद्धं तत्, पिण्डस्थं ध्यानमुच्यते ॥ ५ ॥

અર્થ—તન્મય ભાવથી શુદ્ધ એવું જે કંઈ શરીરમાં દેવતા આદિનું ધ્યાન કરાય છે તેને 'પિંડસ્થ' ધ્યાન કહે છે.

निर्लेपस्य निरूपस्य, सिद्धस्य परमात्मनः ।
चिदानन्दमयस्य स्या-द्ध्यानं रूपविवर्जितम् ॥ ६ ॥

અર્થ—કર્મલેપ વિનાના, નિરાકાર અને ચિદાનંદમય એવા સિદ્ધ પરમાત્માનું ધ્યાન કરવું તે 'રૂપાતીત' ધ્યાન કહેવાય છે

स्वर्णादिबिम्बनिष्पत्तौ, घृते निर्मदनेऽन्तरा ।
ज्योतिः पूर्णे च संस्थाने, रूपातीतस्य कल्पना ॥ ७ ॥

અર્થ—સુવર્ણ વિગેરેનું બિંબ બનાવ્યું હોય, તેની અંદરનું પોલાણ પૂરી દીધું હોય, તથા બિંબનું સંસ્થાન તેજોમય હોય એવા સ્વરૂપને વિષે રૂપાતીતની કલ્પના થાય છે.

મુનિશ્રી પ્રમવિમળ

## બે સભાસદોનું ખેદકારક પંચત્વ

### ૧ ઝવેરી સારાભાઈ વાડીલાલ.-મુંબઇ

આ ગૃહસ્થ ઝવેરાતના વેપારી અને ધર્મચુસ્ત હતા સદાચરણી હતા આ સભાના લાઇફ મેમ્બર હતા સભા તરફ પ્રેમભાવનાળા હતા તેઓ ચાર માસની માંદગી ભોગવીને ચૈત્ર વદિ ૧ મે ૬૯ વર્ષની વયે મુંબઇ ખાતે પંચત્વ પામ્યા છે અમે તેમના ચાર પુત્ર ભાઈ રતિલાલ વગેરેને તથા કુટુંબીઓને અંતઃકરણથી દિલાસો આપીએ છીએ અને તેમના આત્માને શાંતિ ઇચ્છીએ છીએ

### ભાઇ પરભુદાસ રામચંદ-ભાવનગર

ભાવનગરનિવાસી આ બંધુ અમદાવાદ ખાતે ફોટોગ્રાફીનુ કામ કરતા હતા તેઓ છેલ્લા એક માસ લગભગ ની માંદગી ભોગવી ચૈત્ર વદિ ૭ મે ૬૫ વર્ષની વયે ભાવનગર ખાતે પંચત્વ પામ્યા છે તેઓ સભાના પ્રથમ વર્ગના મેમ્બર હતા અને સભા તરફ પ્રીતિવાળા હતા, સદાચારી હતા, ધર્મપરાયણ હતા અંતસમયે પણ એમણે શ્રદ્ધાપૂર્વક દેવગુરુ, ભક્તિ સ્મરણ સુપાત્રદાનાદિ કરીને પ્રાંતભાગ સુધાર્યો છે. અમે તેમના પુત્ર ભાઇ રતિલાલ વગેરે કુટુંબીઓને અંતઃકરણથી દિલાસો આપીએ છીએ અને તેમના આત્માને શાંતિ ઇચ્છીએ છીએ

આ બંને સભ્યોનો અભાવ થવાથી સભાને બે પ્રૌઢ મેમ્બરોની ખામી પડી છે

---

## બે પ્રતિક્રમણની શાસ્ત્રી અને ગુજરાતી બુકો

આ બંને પ્રકારની બુકો અમે બહુ વર્ષોથી છપાવીએ છીએ હાલમાં તેની નવી આવૃત્તિ કેટલાક સુધારાવધારા સાથે સુંદર છપાવી છે કિંમત ત્રણ આના રાખી છે, પરંતુ જૈનશાળા માટે કે ઇનામ માટે ૨૫ કે તેથી વધારે મંગાવનારને અઢી આને આપશું શુદ્ધિ માટે પૂરતી કાળજી રાખવામાં આવી છે

### શ્રી પ્રતિક્રમણના હેતુ

પ્રતિક્રમણ કરનારા શ્રાવક શ્રાવિકા વગેરેને માટે આ બુક બહુ જ જરૂરની છે એક સંસ્કૃત ગ્રંથનું ભાષાંતર છે તેમાં દરેક સૂત્રનો ક્રમ શા માટે અને તેમાં શું રહસ્ય છે તે બહુ સારી રીતે સમજાવેલ છે વાંદણાના (૨૫) આવશ્યક, મુહપત્તિની (૫૦) પડિલેહણા કેમ કરવી તે બહુ સારી રીતે સમજાવેલ છે આ બુક વાંચ્યા સિવાય પ્રતિક્રમણ વિષે પૂરી માહિતી મળી શકતી જ નથી પ્રાંતે પ્રતિક્રમણના આઠ પર્યાય અને તેની ઉપર આઠ કથા આપેલી છે જરૂર મંગાવો, વાંચો ને પાઠશાળામાં ચલાવો વિદ્યાર્થીઓને સમજાવો કિંમત માત્ર ૭ આના

### પં. શ્રીપદ્મવિજયજીકૃત નવપદજીની પૂજા

તથા

### પં. રૂપવિજયજીકૃત શ્રી પંચજ્ઞાનની પૂજા

આ બંને પૂજા અર્થ સાથે છપાવેલ છે અર્થમાં પ્રાસંગિક ઘણો વધારો કર્યો છે કે જે ખાસ ઉપયોગી છે તેની ખાત્રી વાંચવાથી થઇ શકે તેમ છે

અમારી છપાવેલી અનેક અર્થસહિત પૂજાઓમાં આ બુકથી વધારો થયો છે કિંમત બે આના રાખી છે, પરંતુ પ્રયાસના પ્રમાણમાં તે કિંમત ઓછી લાગે તેમ છે દરેક પૂજામાં રહસ્ય શું છે તે યથાશક્તિ સમજાવેલ છે

Reg. No. B. 156



મુદ્રક શાહ ગુલાબચંદ લલ્લુભાઈ-શ્રી મહોદય પ્રિન્ટીંગ પ્રેસ દાણાપીઠ-ભાવનગર

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે બાર અંક ને લેટના પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂા ૧-૧૨-૦

પુસ્તક ૫૫ મું / અંક ૩ જો | જેઠ. | વીર સં. ૨૪૬૫ / વિક્રમ સં. ૧૯૯૫


## अनुक्रमणिका


૧ ધર્મમય બન જાઇયે ... ... ... (રાજમલ ભંડારી) ૭૩
૨ હૈઇડે હરખ ન માય (દોહરા) ... (કપુરચંદ ઠાકરશી શાહ) ૭૪
૩ દીધા એ દાન તેથી શું? (ગઝલ)... (અમીચંદ કરશનજી શેઠ) ૭૫
૪ મનનીય વિચારો ... .. ... ... (રા ર મ ક વિ) ૭૬
૫ વ્યવહાર કૌશલ્ય નાના લેખ ૪ (૧૫૦ થી ૫૩) ... (મૌક્તિક) ૭૮
૬ ગૃહસ્થાશ્રમની ધન્યતા અને માન્યતા... ... ... (કુંવરજી) ૮૩
૭ અશ્વાવબોધ તીર્થોત્પત્તિ (ઉ... તરિષ્મતપંજિકા ઉપરથી) (કુંવરજી) ૮૪
૮ ધર્મોક્ત મૌક્તિકો ... .. ... (અનંતરાય જાદવજી શાહ) ૮૮
૯ પ્રશ્નોત્તર ... .. ... (પ્રશ્નકાર—માસ્તર અમરચંદ જેઠાભાઇ) ૯૦
૧૦ પરવેદનાથી અજાણ ... (માસ્તર ખૂબચંદ કેશવલાલ) ૯૫
૧૧ सत्संगतिः कथय किं न करोति पुंसां ? (મુનિ વિદ્યાનંદવિજયજી) ૯૭
૧૨ નામ કોનો નાશ (પદ્ય) .. ... (ડૉ. ભગવાનદાસ મનસુખભાઇ) ૧૦૦
૧૩ અક્ષરોને મળેલો દિલાસો ... . ... ... (કુંવરજી) ૧૦૨
૧૪ પ્રભાવિક પુરુષો ચેડા મહારાજ .. (મોહનલાલ દીપચંદ ચોકસી) ૧૦૩
૧૫ લક્ષ્મીવાન કે લક્ષ્મીદાન? (રાજપાળ મગનલાલ વહોરા) ૧૦૬
૧૬ હેમચંદ્રાચાર્યે કરેલી સ્તુતિ-સાર્થ . .. (મૌક્તિક) ૧૦૮
૧૭ મહારાજ સિદ્ધરાજ ને હેમચંદ્રાચાર્યનો મેળાપ ... (મૌક્તિક) ૧૦૯


---

### સભાને મળેલ નવા પેટ્રનનો લાભ

### શેઠ માણેકલાલભાઇ ચુનીલાલ-મુંબઈ

આ ઉદારદિલ ગૃહસ્થ દાનમાં અનેક શુભ માર્ગોમાં મોટી રકમનો દ્રવ્યવ્યય કરવાથી જાણીતા થયા છે મહદ્ગુણી ને સદાચારી હોવા સાથે ધર્મચુસ્ત છે સત્યધર્મ પર પ્રીતિ વાળા છે તેમણે કરેલા અમારી સભાના પેટ્રનપણાના સ્વીકારથી અમને અત્યંત આનંદ થયો છે એમની ગખાનતનું ચરિત્ર તેમના ફોટા સાથે હવે પછીના અંકમાં આપવામાં આવશે

આવા મહદ્ગુણી સજ્જનોવડે જૈન કોમ વિશેષ ઉજ્જવળ થાય છે એવા ઘણા સત્પુરુષો પ્રગટો એવું અમે ઇચ્છીએ છીએ.




પુસ્તક ૫૫ મું | જેઠ | અંક ૩ જો
વિ. સં. ૧૯૯૫ | | વીર સં. ૨૪૬૫

# धर्ममय बन जाईये ।

करता नहीं आशा कभी, में माल और मिष्टान्न की ।
आशा करता हुं सदा, संतोष के अनुष्ठान की ॥ १ ॥

माल और मिष्टान्न तो, पल भर में हो जाते खतम ।
कायम सदा रहती जगत में, निव ही एक धर्म की ॥ २ ॥

माल मिल्कत और प्यारी, देह रह जाती यहां ।
आती है संग में एक ही, जो भावना है धर्म की ॥ ३ ॥

खाने कमाने भोगने का, जो बनाया ध्येय है ।
इस ध्येय में नहीं श्रेय है, यह बात है एक कर्म की ॥ ४ ॥

ध्येय आने का हमारा, क्या बताया शास्त्र में ? ।
फिर हमने आकर क्या किया ? पाकर के शक्ति आत्म की ॥ ५ ॥

दिन रातरूपी चक्र तो, चलते रहेंगे विश्व में ।
पर पा नहीं सकते समय, जो व्यर्थ ही बरबाद की ॥ ६ ॥

इसलिये अब सोचकर, सार्थक समय कर लीजीये ।
झंझट हटा कर सर्व ही, बस राह लो फिर धर्म की ॥ ७ ॥

है विनय यह राज तुमसें, धर्ममय बन जाईये ।
फिर इस लोक में भी शांतिसें, आनंद लो यह स्वर्ग की ॥ ८ ॥

राजमल भंडारी–आगर ( मालवा )

# હૈડે હરખ ન માય.

દોહરા

નેત્રહીન નેત્રો મળે, ભૂખ્યો ઘેબર ખાય;
નિર્ધનને ધન સાંપડ્યે, હૈડે હરખ ન માય. ૧
વંધ્યા પુત્ર સુલક્ષણો, અમૃત નીર તૃષાય;
રોગી રોગ નિવારણે, હૈડે હરખ ન માય. ૨
ઇચ્છા ભોજન વૈદ કહે, ભણતાં પંડિત થાય;
લાભ મેળવે લોભી જન, હૈડે હરખ ન માય. ૩
વાંઢા વિધુર નારી પ્રસન્ન, ઇચ્છા પૂરી પમાય;
મળતાં કામી કામિની, હૈડે હરખ ન માય. ૪
અભ્યાસી શુભ જ્ઞાન લહે, પરીક્ષા પાસ થવાય;
પૂરણ માર્ક મળ્યાથકી, હૈડે હરખ ન માય. ૫
ન્યાયાધીશ મતિજ્ઞાનથી, અદલ ન્યાય અપાય;
લાંચ ન લે મળે માન તો, હૈડે હરખ ન માય. ૬
રુધિર ટીપું ન પડે જરા, દેશ અનેક જીતાય;
હોયે વિજય લડાઇમાં, હૈડે હરખ ન માય. ૭
રૈયતને સુખ આપવા, ચહે મનથી જો રાય;
રાજ કરે પ્રજામતથકી, હૈડે હરખ ન માય. ૮
પંડિત ને વિદ્યાર્થીનો, મેળ બરાબર થાય;
શીઘ્ર આવે વિદ્યાગૃહે, હૈડે હરખ ન માય. ૯
ધાર્યું કામ થાય તુરતમાં, મહેનત પડે ન જરાય;
માગ્યા વિણુ જશ જો મળે, હૈડે હરખ ન માય. ૧૦
જે જે ઇચ્છા થાય તે, તુરત જ પૂરણુ થાય;
ધર્મ પુન્ય શુભ ભાગ્યથી, હૈડે હરખ ન માય ૧૧
દઢ વૈરાગ્યના રંગથી, દીક્ષા જો લેવાય;
પામે સુરગતિ જીવ તે, હૈડે હરખ ન માય ૧૨
દેવ ગુરુ શુદ્ધ ધર્મની, શ્રદ્ધા પાકી ઠસાય;
બોધિબીજને પામતાં, હૈડે હરખ ન માય. ૧૩
તીરથ જિનબિંબ ચૈત્યનાં, નિત્ય નિત્ય દર્શન થાય;
ટળે પાપ ભવ ક્રોડનાં, હૈડે હરખ ન માય ૧૪
માત પિતા ગુરુરાયની, ભક્તિ હર્ષ ઊભરાય;
મળે આશીષ સુખી સદા, હૈડે હરખ ન માય ૧૫

નોકરી કરતાં શેઠની, દાનત શુદ્ધ રખાય;
પ્રમાણિક ને નીતિમાં, હૈડે હરખ ન માય. ૧૬
વૈરીના વિરોધને, શુભ હૃદયે ખમાવાય;
પ્રેમ અને સંતોષથી, હૈડે હરખ ન માય. ૧૭
ગુણ આવે ગુણીજનથકી, ગુણીના ગુણ ગવાય;
ગુણિયલપણું આવ્યા પછી, હૈડે હરખ ન માય. ૧૮
વાણી નમ્ર, દિલમાં દયા, પરઉપકાર કરાય;
શુભ કાર્યે ચિત્ત ચાહતાં, હૈડે હરખ ન માય. ૧૯
આતમરામ પ્રસન્ન રહે, સદ્‌બુદ્ધિ ઊભરાય;
કપૂર વિનય વિવેકથી, હૈડે હરખ ન માય. ૨૦

**કપૂરચંદ ઠાકરશી શાહ**

## દીધા એ દાન તેથી શું ?

ગઝલ

દીધાં બહુ કીર્ત્તિનાં દાનો, જમાવી નામના જગમાં;
નિભાવ્યા ના અનાથો તો, દીધા એ દાન તેથી શું ? ૧
ગયા મંદિર મસ્જીદમા, રહીમ કે રામ રીઝવવા;
રીઝાવ્યા રંકને નહિ તો, રીઝાવ્યા રામ તેથી શું ? ૨
અતિ આનંદને અવસર, જમાડ્યા રાજદરબારો;
ભૂખ્યાને ભાત ના આપ્યો, જમાડ્યા રાજ તેથી શું ? ૩
દીધા ઉપદેશ દેશોમા, લખ્યા નીતિતણા લેખો;
ન પાળ્યું જે કહ્યું પોતે, શિખામણ આપી તેથી શું ? ૪
ઉડાવી મોજ માનીતી, લૂંટાવ્યા લક્ષ્મીના ભંડાર;
પછીથી પુત્રને સંચય-ભલામણ આપી તેથી શું ? ૫
મળ્યા વિલાસ ને વૈભવ, અમીરી ઈશ્વરે આપી;
દયા ના દિલમાં સ્થાપી, અમીરી આપી તેથી શું ? ૬
રૂપાળો રંગ કાયાનો, દીપાવ્યો દેહ દાગીને;
કીધાં જો કાળજાં કાળાં, મળ્યું સૌંદર્ય તેથી શું ? ૭
રૂપાળો યોગ સાધીને, પ્રભુના નામને પામ્યો;
પ્રભુતા ના બતાવી તો, પ્રભુ પીછાનવાથી શું ? ૮
ભણ્યો બહુ જાતની ભાષા, થયો પંડિત પ્રોફેસર;
નથી વિવેક વાણીમાં, થયો પંડિત તેથી શું ? ૯

**અમીચંદ કરશનજી શેઠ**

# મનનીય વિચારો

( સંગ્રાહક સ્વ૦ સ. ક. વિ. )

૧. જ્યાં સુધી તમે નિયમોને દઢ વળગી રહેતા નહીં શિખ્યા હો ત્યાં સુધી લખાણમાં કે વિચારમાં તમે બીજાઓને માટે એવા નિયમો નક્કી કરી શકશો નહીં. આ હકીકત જીવન-ચારિત્ર્યને અંગે વધુ લાગુ પડે છે.

૨. કોઇ અવર વસ્તુને કિંમતી કે લાભદાયી ન ગણો કે જેથી તમને તમારું વચન ભંગ કરવાની ફરજ પડે, કોઇ માણસને તિરસ્કારવો પડે, શંકાશીલ બનવું પડે, શ્રાપ આપવો પડે અને ઘમંડી વર્તન રાખવું પડે. એવી ચીજની તૃષ્ણા ન રાખવી કે જેને બીજાથી છુપાવવી પડે.

૩. એક ચીજ ઘણી જ કિંમતી છે. તે એ કે તમારા જીવનને અસત્યવાદી કે અન્યાયી માણસ સાથે પણ ઉપકારમય વૃત્તિથી સત્ય અને ન્યાયપૂર્વક ગુજારવું.

૪. તમે છેલ્લો અભિપ્રાય-ચુકાદો આપવામાં ઉતાવળા ન બનો. દરેક હકીકત સાંભળો, દરેક દષ્ટિબિંદુને ધ્યાનમાં લ્યો અને કોઇ પણ જાતનો ઇન્સાફ જાહેર કરતાં પહેલાં પ્રશ્નને દરેક બાજુથી અવલોકો.

૫. કોઇ પણ વાતમા દાખલ થતા પહેલાં તેના લાભ-ગેરલાભ વિચારો-ધ્યાનમાં લ્યો. " બોલવું સહેલું છે પણ વસ્તુને અમલમાં મૂકવી મુશ્કેલ છે." આથી જો તમે કાર્યની મુશ્કેલી જાણ્યા પછી તે હાથમાં લ્યો તો તેને પાર ઊતારવું તમારે માટે વધારે સહેલું થશે.

૬. સાચી અને સ્વતંત્ર રીતે વિચારતાં શીખો. બીજાઓના નિર્ણયથી તણાઇ ન જાઓ. દરેક મનુષ્ય યા વસ્તુ તરફ નિષ્પક્ષપાતપણે જુઓ અને પછી તમારે માટે સ્વતંત્ર રીતે નિર્ણય કરો.

૭. અભિપ્રાયભેદને ખાતર કોઇને ધિક્કારો નહીં. એકસરખાપણા કરતાં વિચારની વિવિધતા વધુ સારી છે. જો તે ખોટા જ હોય તો તેને વિનયથી સાચા માર્ગે લાવો-લાવવા પ્રયત્ન કરો.

૮. જ્યાં ઇચ્છા હોય છે ત્યાં માર્ગ મળી રહે છે. તમારા હાથને જે કંઇ કરવાનું મળે તે તમારી સઘળી શક્તિપૂર્વક કરો. જો તમે કોઇ વાતમાં ઈંતેજાર હો તો તે ઉત્સાહ અને શક્તિપૂર્વક કરો એટલે તેને તમે સારી રીતે કરી શકશો.

૯. મકાન, અન્ન, વસ્ત્ર, શરીર અને મનની સ્વસ્થતા, તંદુરસ્તી, જ્ઞાન, ચાતુરી અને જીવનની બધી જરૂરીઆતો ને ભગવરો મેળવવા તમારે પરિશ્રમ કરવો જ જોઇએ.

૧૦. તમારા પોતાના પુરુષાર્થ ઉપર જ આધાર રાખો. પુરુષાર્થ એક જ ઇચ્છિતપ્રાપ્તિનો

માનનીય માર્ગ છે. જો તમે મહેનત કરી શકો તો કોઇની સહાય કે મખાવતો ઉપર આધાર રાખો નહી

૧૧. તમારાથી બની શકતું સૌથી સારું કાર્ય કરો, પણ જો તમે એક સાધારણ કાર્યને પણ સારી રીતે અને હ્રદયપૂર્વક કરો તો તેને વખાણશો નહિ દરેક જરૂરી કાર્ય પ્રમાણિકપણે અને બુદ્ધિપૂર્વક કરો

૧૨. આપ-લે કરવાનું સાધન પૈસો હોવાથી આ જગતમા સસારીને સુખરૂપ રહેવા માટે તેની પાસે થોડા પૈસા હોવા જોઇએ, પણ પૈસા પાછળ જ પડવુ તેવો આપણા જીવનનો આશય-ઉદ્દેશ ન હોવો જોઇએ. ઘણી વખત ધનપ્રાપ્તિ ઘણા અનિષ્ટ પરિણામો તરફ લઇ જાય છે.

૧૩. પૈસાનો સદ્વ્યય કરવો એ ધનપ્રાપ્તિની સફળતા લેખાય તેથી તેનો દુરુપયોગ નહીં કરતાં બને તેટલો સદુપયોગ કરવો.

૧૪. પૈસો નહિ પણ પૈસાની તૃષ્ણા જ બધા અનર્થનુ મૂળ છે જો પૈસો વધે તો તમારા હૃદયને તેના ઉપર સ્થાપિત કરો નહીં દયા-અનુકંપાના કામમા તમારા પૈસાનો વ્યય કરવાથી તમે જે કંઈ બીજાના ભલા માટે આપશો તેનું ફળ તમને જરૂર મળી રહેશે. ગુપ્તદાન કરો-તમારો જમણો હાથ જે આપે તે ડાબા હાથને જાણવા દો નહીં નામના કે કીર્તિ માટે દાન નહિ કરો પણ માત્ર તે સારુ છે અને ધનનો તે સદુપયોગ છે એટલા ખાતર જ કરો.

૧૫. સાદુ જીવન એ ઘણુ આનદી જીવન ( પુણીઆ શ્રાવકના જેવુ ) છે. દેખાવ અને સુંદરતા( ફેશન-ટાપટીપ )ની પાછળ ન પડો ઉડાઉ અને પૈસાને બરબાદ કરનાર ન બનો બધી બાબતમા નજીવી બચતો ઘણી વાર ઘણી ઉપયોગી થાય છે અને પરિણામે પૈસો બચાવે છે.

૧૬. જેમ બને તેમ જિંદગીની જરૂરીઆતો ઓછી કરો કે જેથી વધારે પૈસા મેળવવા માટે રાત્રિદિવસ પ્રયાસ કરવો ન પડે

૧૭. બોલવામા એટલા બધા નિયમિત થઇ જાઓ કે જેથી અન્યને દુ ખ લાગે તેવુ તો બોલાય જ નહીં.

૧૮ લખવામા પણ એટલા જ સાવચેત રહો કે જેથી કોઇને દુ.ખ લાગે તેવુ લખવામા તમારી કલમ જ ચાલે નહીં.

૧૯. અન્યને શ્રીમંત જોઇને રાજી થાઓ, પણ તેવા થવાની અભિલાષા ન કરો

૨૦ જેમ બને તેમ ગુણ મેળવવાના પ્રયાસમા જ તત્પર રહો



# વ્યવહાર–કૌશલ્ય

લેખક—મૌક્તિક

(૧૫૦)

## સિંહની પૂંછડી થવા કરતા ગરોળીનુ માથુ થવું સારુ.

ઘણી વ્યવહારુ વાત છે કેટલાએ માણસો મોટા માણસોના પૂછડા થવા ઇચ્છે છે એને એમ લાગે છે કે પોતાને મોટા માણસો સાથે ઓળખાણ હોય, એને ત્યા પોતાનો અવરજવર હોય એને ઘેર પોતાની બેઠક હોય તો સારુ એ મોટાની ખુશામત કરે, એના વિચિત્ર ફોટાઓના વખાણ કરે, એની મૂર્ખાઇભરેલી વાતોના વખાણ કરે, એની હામા હા ભેળવે, એમા પોતાનુ ગૌરવ વધે છે એમ માને કેટલાક ધનવાનો પણ પોતાની ઉચ્ચ સ્થિતિનો ગેરલાભ લઇ આશ્રિતોને નિરંતર દબાણ નીચે રાખવાનો ધંધો લઇ બેઠેલા હોય છે 'મોટાના ઘરની છીપર ચાટવા મળે તો પણ તમારા સારા નસીબ'–એવી એવી વાતો ગરીબની હાજરીમા કર્યા કરે અને ગરીબ કે મધ્યમ આશ્રિતોને ભરમાવ્યા કરે

એક ઝવેરી શેઠ હતો. એને ત્યા એક માણસ દરરોજ છીપર ચાટવા આવે અને છીપરને ડૂભ લગાડી ચાલ્યો જાય દશ વરસ સુધી તેણે આવી ચાલુ મુલાકાત લીધા કરી એક દિવસ શેઠને દરબારમા ઝવેરાત લઇને જવાનુ થયુ કોઇ નોકર હાજર નહોતો, એવામા છીપર ચાટવાવાળો આવી ચડ્યો શેઠે તેને સાથે લઇ લીધો દરબારને ઝવેરાત બતાવ્યુ અમુક જાતનો માલ ઘેર રહી ગયેલો તે લાવવા શેઠે તિજોરીની ચાવી પેલા છીપર ચાટનારને આપી તે લેવા ગયો રાજાને થયુ કે શેઠનો આવો વિશ્વાસુ માણસ છે તો શેઠ પાસે માગણી કરી તેને પોતાનો ખજાનચી (ટ્રેઝરર) બનાવવો જોઇએ રાજાએ માગણી કરી અને છીપર ચાટનારને મોટા પગારથી રાજ્યનો ખજાનચી બનાવ્યો આવી વાતો કહી નોકર, આશ્રિતો અને ખુશામતીઆઓને ધનવાનો હમેશને માટે દબાણમા રાખે છે મોટાના પૂછડા થનાર નિરંતર તેને અનુસરતા જ રહે છે પરંતુ એનો કદી છુટકારો વળતો નથી

એને બદલે લૂખીસૂકી સ્વતંત્ર ભાખરી મળે તે સારી સ્વતંત્રતા જેવી મોજ નથી અને નાની કોમની સરદારી મળે તે સર્વ રીતે ઇચ્છવા યોગ્ય છે ગમે તે સ્થિતિમા માણસ હોય પણ એની ઇચ્છા તો સુકાન પર બેસવાની જ હોવી જોઇએ 'પારકી આશ સદા નિરાશ' છે અને ભિખના કે ખુશામતના હાલવા કદી ઠીક ચડતા નથી કંગાળ રહેવુ સારુ, પણ બીજાના પૂછડા થવાનો ખ્યાલ ન કરવો એમા ખરી મર્દાનગી છે, સત્ત્વ છે, શૌર્ય છે અને અંતે તો એ માર્ગે ડંકો વાગશે તે કોઇ જાણતુ નથી તેલપળીનો વેપાર કરનાર સરદાર થયા છે અને મોઇદોરા વેચનાર મહેલાતોના સ્વામી થયા છે ભાવના આદર્શ તો ઉચ્ચ જ રાખવા સંયોગોને તાબે થવુ, પણ આત્મસત્ત્વ ગુમાવી વ્યક્તિત્વનો નાશ તો કદી થવા ન દેવો

એ જ નિયમ સમાજમા લાગુ પડે છે ત્યા પણ અમુક મોટા છે, માટે મોટાને અનુ

મરવાની ટેવ ન પાડવી. પોતાનો મુદ્દો કદી ચૂકવો નહિ અને સત્વ ગુમાવવા કરતા ગરીબ રહેવામાં મજા છે એમ માનવું. પસંદગીનો અવકાશ હોય ત્યા નાના ગજાના ગજ થવાનો આશય અને આદર્શ રાખવો અને કાંઇ ઉપાય ન હોય તો સિંહને પણ વળગવું; પણ તેના પૂછડે પૂછડે ચાલવાની વૃત્તિ તો ન જ રાખવી. સત્ત્વવાનને સર્વ મળી આવે છે અને આદર્શ પ્રમાણે ફળસિદ્ધિ થાય છે. પ્રબળ પુરુષાર્થ અને નિઃશંક નિર્ણય પાસે તો અશક્ય પણ શક્ય બનતું જોઇએ છીએ. કુશળ માણસ પોતાની પ્રગતિનો માર્ગ આ રીતે સાધે અને સર્વ સંયોગોમા આત્મબળિદાન તો ન જ થવા દે, એમા વ્યવહારવિચક્ષણતા છે.

"It is better to be the head of a lizard, than the tail of a lion"
(25-11-30) D N

## ( ૧૫૧ )

## પોતે ગરીબ છે એમ જેને લાગે તે ગરીબ છે. ગરીબાઈ લાગે તે ખરી ગરીબી છે

સંસ્કૃતમા એક સુભાષિત છે તેમા રાજા અને ઋષિમુનિ વચ્ચેની વાતચીત છે. ઋષિ કહે છે કે "રાજન્! અમને વલ્કલ (ઝાડની છાલના વસ્ત્રે)થી સતોષ છે, તમને રેશમી ઝરીઆન વસ્ત્રોથી સતોષ છે આમા **સંતોષ** સાધારણ ધર્મ છે અને બન્નેમા કશો તફાવત નથી અથવા હોય તો કમ વગરનો છે જેની તૃષ્ણા વિશાળ હોય તે ખરેખરો ગરીબ છે મનમા સતોષ થઈ ગયો, પછી કોણ દરિદ્રી? અને કોણ ધનવાન?" આ મુદ્દાની વાત છે. એક માણસ પાસે દશ લાખ રૂપિઆ હોય, પણ તેમા તેને સતોષ ન હોય તો તે આશાનદીના કિનારા પર ઊભો રહી ગણતરી કર્યા જ કરે છે એને હજારો વધારે મળે તો લાખની આશા કરે છે અને પાચ પચાસ હજાર ઓછા થઇ જાય તો કકળાટ કરી મૂકે છે. એને બોલતા સાભળશો કે હાલ તો ધધાધાપામા કાંઇ કસ નથી, વેપાર બધા ભાગી પડ્યા છે અને એવા સંયોગોમા એને વ્યાજની હજારોની આવક હોય તો પણ એ દયામણું મુખ કરશે, ખાસ જરૂરી સખાવતને અંગે ગલ્લાતલ્લા કરશે અને જાણે આખી દુનિયા અત્યારે વિપત્તિના આરા પર આવી ગઇ છે એવી વાતો કરશે. આશાનો અત નથી-તૃષ્ણાનો છેડો નથી અને કેટલા મળે સતોષ થાય એનો કાંઇ નિયમ નથી મનછીભાઇની ખાડ કદી ભરાણી નથી અને લોભનો થોભ નથી એમા ખરી મજા તો કોઇ ચદો-ટીપ લઇ લખપતિ પાસે આવે ત્યારે થાય છે એની વાતો, એના બહાના, એની ઉડાઉ પદ્ધતિ દેખવા લાયક હોય છે.

દિવસના આઠ આના કે રૂપીઓ મેળવી, સૂકી રોટલી ખાઇ, કુટુંબની હૂફમા આનદ માનનાર ગરીબ ખરો સુખી છે કે આશાને તાંતણે લટકેલ લખપતિ, કરોડપતિ ખરો સુખી છે? એ ઊંડા ઉતરીને જોવા જેવુ છે મજૂરી કરી સાજે ઘેર જનાર ખેડૂતની ઝૂંપડીમા ચાર હાડકા ખાટલો હોય, તેને મોજ છે કે પોતાથી વધારે ધનવાનની ઈર્ષા કરનાર મહેલમા રહેનાર ધનપતિને મોજ છે? એ માનસવિદ્યાનો મોટો કોયડો છે સાજે ગાતા

ગાતાં ઘેર જનાર મજૂરને જોયા છે ? એને કદી લાગે છે કે પોતે ગરીબ છે ? એને નસીબ પર ભરોસો છે, એને શ્રમ પર વિશ્વાસ છે, એને ઘસઘસાટ ઊંઘ આવે છે, એને ચોરનો ભય નથી, રાજ્યનો ભય નથી, ઇન્કમટેક્સના ઓફિસરનો ભય નથી. અપ્રસિદ્ધ પણ પ્રેમમય જીવન છતાં એ હુકમ આવે ત્યારે હસતો હસતો ચાલ્યો જાય છે; એની સાથે સરખામણીમાં ધનવાનનાં ડચકાં જોયાં હોય તો ઘૃણા થઇ આવે

માટે જેને લાગે કે પોતે અધૂરો છે તે ખરો ગરીબ છે, જેને નવાણુના ધક્કા લાગ્યા હોય છે તે ગરીબ છે, જેને રત્નમય બળદનાં શીંગડાં પૂરાં કરવાં હોય છે તે ગરીબ છે, જેને ખોયેલાં વહાણો હસ્તગત કરવાં હોય તે ગરીબ છે; તેથી ધન વગરના ગરીબ છે એમ માનવું ભૂલભરેલું છે. કુશળ માનસી જે હોય તે તેમાં સંતોષ માને, સમજે કે પારકી આશા તો સદા નિરાશા છે. હોય તેના મજા માણવી અને વધારે મેળવવા પ્રયત્ન કરવો, પણ તરફડાટ કરવો નહિ. આપણે તો મોજ છે એમ માનવું, ગરીબાઇ છે એમ માનવું નહિ, એ ખરું સામ્રાજ્ય છે સ્વરાજ્ય છે, નિજાનંદ છે, દૈવી કૃપા છે.

"The poor are only they who feel poor and poverty consists in feeling poor." DOMESTIC LIFE. (23-6-36) E. N.

( ૧૫૨ )

આ સખ્ત દુનિયામાં મિત્રતા એક અગત્યની બાબત છે;
કારણ કે મિત્રતાથી પોતાની જાતનું વિસ્મરણ થાય છે;
અને પોતાની જાતને વિસરી ગયા સિવાય કોઈ
મનુષ્ય મોટાં કામ કરી શકતો નથી

થવાની અને સમાજ કે જનતામાં પોતાની જાતને ઓતપ્રોત કરી દેવાની ગર્વની ભાવના હોવી જોઇએ તેથી એ રીતે શરૂઆત થાય છે તેટલા માટે અનેક દષ્ટિએ મૈત્રી આવશ્યક વસ્તુ છે, તેથી તેનો આદર કરવો

મિત્રો અનેક પ્રકારના હોય છે ગાળી મિત્ર, તાળી મિત્ર અને હૃદય મિત્ર અહીં વાત ત્રીજા પ્રકાર માટે જ છે મિત્ર ખાતર ગમે તેવો ભોગ આપનારના દાખલાઓ ઇતિહાસમા નોધાયેલ છે ક્ષમાગુણ મૈત્રીમા જ ખીલે છે, ચલાવી લેવાની શક્તિ મિત્રતામાથી જન્મે છે, આત્મવિસ્મરણ અને આત્મત્યાગની શરૂઆત મૈત્રીમાથી જ જન્મે છે અને વિશ્વબધુત્વની વિશાળ ભાવના પણ મૈત્રીમાથી ખીલી વિસ્તાર પામે છે જેઓ નિષ્કપટી, પ્રેમાળ, હૃદયસ્પર્શી, સ્વાર્થત્યાગી મિત્ર મેળવી શકે તે જીવન આનદમા ગાળી શકે અને આદર્શ પ્રમાણે આગામી હિત સાધી શકે મિત્રતા જીવનમા સુવાસ રેડે છે અને સમાન કક્ષાના મિત્રો હોય તો જીવનસાધ્ય સાધવામા મદદ કરે છે

મિત્રની પસદગીમા ખૂબ સભાળ રાખવી હૃદયના ભાવો સમજી ચારિત્રવાન સાથે મૈત્રી કરવી, પોતાની હદનો પણ પોતાથી સારો મિત્ર શોધવો સ્વાર્થને તિલાજલી આપવામા મૈત્રી ટકે છે એ વાત ધ્યાનમા રાખવી અને સમાજ કે ધર્મસાધનમા પ્રેરક મિત્ર અમૂલ્ય રત્ન છે એ વાત લક્ષમા રાખી, સમાન શીલ સસ્કૃતિ અને વિચારવાળા મિત્રને શોધી, તેના પર વિશ્વાસ રાખવામા કુશળ મનુષ્ય પોતાની બુદ્ધિશક્તિનો ઉપયોગ કરે

---

" Friendship is a mighty fact in this world, since by friendship comes self-forgetfulness, and no man does great works unless he forgets self "
JEFFREY FARNOL (7-12-37)

( ૧૫૩ )

## મૈત્રી એ માણસોમા એકબીજાનુ હિત અને સુખ વધારવાનુ મજબૂત અને ચાલુ સાધન છે.

**મૈત્રી** એ સાધારણ ચીજ નથી મનુષ્ય પરસ્પર સબધ કરનાર પ્રાણી છે એને સબધ કરતા, નભાવતા અને તોડતા આવડે છે મિત્રની સોબતમા દુખ ઓછુ થાય છે અને આનદ દશગણો થાય છે મિત્રતા કર્યા પછી તોડવી પડે એ ભારે દુખનો વિષય છે મિત્રો વૈરી થાય ત્યારે તેનો વિરોધ કટ્ટર બને છે અને આખો વખત ચિંતા ખટપટ અને ઉકળાટ કરાવે છે તેથી ઓળખાણ અનેક સાથે કરવી, પણ હૃદયની વાત કહી શકાય એવી મૈત્રી તો પોતાના સમાન ધર્મી—સમાન વયનાઓ સાથે જ કરવી જેની સોબતમા આપણે હોઇએ તેના વર્તન પરથી આપણે માટે અન્ય તોલ કરે છે, તેથી રડીબાજ, મૂર્ખ, દ્રોહી, ઉપર ફીઆ અને ધાધલીઆ સાથે મૈત્રી કરવી નહિ બાકી એક વાર મૈત્રી કરી એટલે તો જળ અને મીન( માછલા )ના જેવો સબધ કરી નાખવો. માછલી પાણી વગર રહી કે જીવી શકે નહિ એ વાત ધ્યાનમા રાખવી એક સુભાષિતમા કહ્યુ છે કે ' મિત્રદ્રોહ કરનાર, કરેલા ગુણને હણનાર અને વિશ્વાસઘાતી યાવચ્ચદ્રદિવાકરૌ નરકમા જાય છે ' આનો ભાવ એ છે કે મિત્ર થયા પછી ગમે તેટલા સંજોગે કે અગવડે મિત્રનો દ્રોહ કરવો નહિ મિત્રનુ

સુખ વધારવા માટે જેટલો ભોગ આપવો, તેનો ઉત્કર્ષ થાય તેવી તેને સલાહ આપવી અને પોતાની ગમે તેવી ગુપ્ત વાત તેને કહેતાં સંકોચ ન કરવો અને તેને પોતાની અક્કલ અને આવડત પ્રમાણે સાચી સલાહ આપવી. મિત્રને સલાહ આપવામાં અંગત સ્વાર્થ ન સાધવો. મિત્રની ખાતર ગમે તેટલો ભોગ આપવો પડે તો તેમાં સંકોચ ન રાખવો. મિત્રને ત્યાં સારે અવસરે કામકાજ કરવું અને તેના કે તેના ઘરવાળાના મંદવાડ કે આપત્તિ પ્રસંગે ખડે પગે હાજર રહેવું અને દુઃખમાં દિલાસો આપવો. મૈત્રી ચાલુ રાખવી હોય તો મિત્ર સાથે વાદવિવાદમાં ઉતરવું નહિ. તેની સાથે પૈસાની લેવડદેવડ કરવી નહિ અને તેની ગેરહાજરીમાં તેની સ્ત્રી સાથે વાતચીત કરવી નહિ, કોઈ વાર મિત્રને પૈસા આપવા પડે તો પાછા લેવા નથી એ હિસાબે જ આપવા અને પાછા આપે તો લેવા, પણ સંબંધ રાખવો હોય તો આપેલ નાણાની ઉઘરાણી કરવી નહિ.

સાચા મિત્રની પસંદગી કરી હોય તો નીતિનું પોષણ થાય છે, ગમતમાં વધારો થાય છે, હૃદયની ગાંઠો ખૂલતી જાય છે અને જીવનયાત્રા સુકર બને છે. સારો મિત્ર મળવો મુશ્કેલ છે, પણ મળ્યા પછી સંબંધ જાળવવો એ પોતાની આવડત પર આધાર રાખે છે. ખાસ કરીને અકસ્માત, મંદવાડ અને દુઃખ વખતે મિત્ર રસાયણનું કામ કરે છે. મૈત્રી મનુષ્યનો સ્વાભાવિક માનસ ધર્મ છે. પણ એની ખીલવણી અંગત ગુણવિકાસ અને આત્મનિમજ્જનની કળા પર આધાર રાખે છે. દૂધ અને જળની મૈત્રી સંસ્કૃત કવિએ વખાણી છે અને આપણા દેશમાં તો સાચી મિત્રતાના દાખલાઓનો પાર નથી. સજ્જનની મૈત્રી દિવસાનુદિવસ વધતી જાય છે અને અનંત એકતામાં પર્યવસાન પામે છે

"Friendship is a strong and habitual inclination in persons to promote the happiness and good of one another." ADDISON (25-2-39)

## અદત્તાદાન-ચોરી કરવાથી થતાં નુકસાન

૧-અનુકંપાનો અભાવ.
૨-પરોપકારનો અભાવ.
૩-કાયરતાને અવકાશ.
૪-હિંસાનો સંભવ.
૫-આબરૂ-પ્રતિષ્ઠાની હાનિ.
૬-કર્મનું બંધન.
૭-બંદીખાના નિવાસની પ્રાપ્તિ.
૮-આગામી ભવ માટે ઉપાર્જન થતું દેવું.
૯-અનંતકાળ સુધી પ્રાણીનું શોકાગ્નિપણું
૧૦-રાજ્ય તરફથી શિક્ષાનો સંભવ.

## દ્રવ્યક્રિયાના મુખ્ય ભેદ

(સિદ્ધાંત પ્રકરણ ગ્રંથમાંથી ઉદ્ધૃત)

૧-મિથ્યાત્વીની ભક્તિ કરવી તે દ્રવ્ય ક્રિયા છે.
૨-ઉપયોગ રહિત સમ્યક્ત્વીની ધર્મક્રિયા એ દ્રવ્ય ક્રિયા છે.
૩-પૌદ્ગલિક સુખની ઇચ્છાએ થતી ધાર્મિક ક્રિયા એ દ્રવ્ય ક્રિયા છે.
૪-ભયાદિના કારણે સત્તાધારી મનુષ્યાદિની ઉત્તમ પૂજા-ભક્તિ કરવી તે દ્રવ્ય ક્રિયા છે.
૫-ભાવપૂર્વક પણ પાખંડીની કરેલી સેવા-ભક્તિ તે દ્રવ્ય ક્રિયા છે.

સંગ્રાહક—મુનિ પ્રેમવિજયજી

# ગૃહસ્થાશ્રમની ધન્યતા ને અધન્યતા

सानन्दं सदनं सुतास्तु सुधियः कान्ता मृदुभाषिणी ।
स्वेच्छापूर्णधनं स्वयोपिति रतिः स्वाज्ञापराः सेवकाः ॥
आतिथ्यं प्रभुपूजनं प्रतिदिनं मिष्टान्नपानं गृहे ।
साधुसंगविलोकनेन सततं धन्यो गृहस्थाश्रमः ॥ १ ॥

અર્થ—આનંદની રેલમછેલથી પૂર્ણ ઘર, ઉત્તમ બુદ્ધિને ધારણ કરનારા પુત્રો, (આદર બહુમાનભર્યાં) કોમળ વચનોને વદનારી કાન્તા, પોતાના (શુભ) મનોરથોને પૂર્ણ કરવા પૂરતું ધન, (કૃપણો ધનવાન હોવા છતાં એમનું ધન જ એવું હોવાથી એ ધન એમના મનના મનોરથોને પૂર્ણ કરવાને બદલે ચૂર્ણ કરે છે. પુણ્યાનુબંધી પુણ્યવાનને જ પ્રાયઃ એવું ધન સાંપડે છે કે જેનો સન્માર્ગે વ્યય થાય છે.) હરાયાં જાનવરની માફક જ્યાં ત્યા મોઢું ઘાલવું તજી દઇ પોતાની સ્ત્રીમાં જ સંતોષ, પોતાની આજ્ઞા પાળવા ખડે પગે તૈયાર એવા સેવકો, જેમણે અમુક તિથિ કે અમુક વારે જ ધર્મ કરવો એવી નબળાઈ તજી દઇ સદાને માટે આખું જીવન ધર્મને જ સમર્પણ કર્યું છે–ધર્મ માટે જ જીવી રહ્યા છે એવા અતિથિ મહાત્મા-ઓનો આદરપૂર્વક સત્કાર, પરમ ઉપકારી પરમાત્માનું અહોનિશ પૂજન, મધુરાં એવાં અન્નપાણીનું ભોજન અને અહોનિશ ઉત્તમ જનોનો જ સંગ જોવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થાય, તેવો ગૃહસ્થાશ્રમ ધન્ય છે.

નીચે જણાવ્યા પ્રમાણેનો ગૃહસ્થાશ્રમ અધન્ય ગણાય છે.

क्रोशन्तः शिशवः सवारिसदनं पंकावृतं चांगणं ।
शय्या दंशवती च रूक्षमशनं धूमेन पूर्णं गृहं ॥
भार्या निष्ठुरभाषिणी प्रभुरपि क्रोधेन पूर्णः सदा ।
स्नानं शीतलवारिणा प्रतिदिनं धिग् धिग् गृहस्थाश्रमम् ॥ २ ॥

અર્થ—રડતાં બાળકો, પાણીપચ્યું (ભેજવાળું) ઘર, કાદવવાળું આંગણું, ચાંચડમાકડના ડંશવાળી શય્યા, લૂખું ભોજન, પ્રકાશ વિનાનું–ધૂમાડાવાળું ઘર, નિષ્ઠુર બોલનારી સ્ત્રી, સદા ક્રોધે ભરેલો ઘરધણી અને દરરોજ નાવા માટે ટાઢું પાણી–આવો ગૃહસ્થાશ્રમ હોય તે ધિક્કારને પાત્ર છે.

રડતાં બાળકો દરિદ્રતાની નિશાની છે, શરદીવાળા ઘરમાં નિરંતર વ્યાધિનો સદ્ભાવ હોય છે, કાદવવાળા આંગણામાં જીવજંતુ ઘણા ઉત્પન્ન થાય છે, ચાંચડ-માંકડવાળી શય્યામાં નિરાંતે ઊંઘ આવતી નથી, લૂખું ભોજન સ્વાદ આપતું નથી, પ્રકાશ વિનાના ઘરમાં શાંતિ મળતી નથી, નિષ્ઠુર બોલનારી સ્ત્રી કલેશ જ ઉપજાવે છે, ક્રોધેભરેલો ઘરધણી હમેશાં ક્રોધે ધમધમતો રહે છે અને દરરોજ નાવાનું ટાઢું પાણી દરિદ્રતા બતાવે છે–આવો ગૃહસ્થાશ્રમ નિંદ્ય છે.

ગૃહસ્થાશ્રમના આ બન્ને પ્રકારો લક્ષ આપવા લાયક છે. કુંવરજી

श्री ललितविस्तरापंजिकांतर्गत

# અશ્વાવબોધ તીર્થોત્પત્તિ

ત્રણ જગતના પ્રાણીઓને આનંદ આપનાર, શત્રુ સહન કરી ન શકે એવા પ્રબળ પ્રતાપવડે સમગ્ર શત્રુઓનો પરાભવ કરનાર **સુમિત્ર** નામના રાજાના કુળરૂપી કમળના વનને શણગારનાર ઉજ્જવળ રાજહંસ સમાન અને ત્રણ ભુવનને આનંદ આપનારી લક્ષ્મીના જેવી **પદ્માવતી** નામની રાણીના દિવ્ય ઉદરરૂપી શુક્તિ( છીપલી )ને વિષે મુક્તાફળની જેવા **શ્રી મુનિસુવ્રત** નામના તીર્થંકરે **મગધ** દેશના અલંકારરૂપ **રાજગૃહ** નગરમાં ચિરકાળ સુધી વિશાળ રાજ્યનું પાલન કર્યું. પછી તેમને સારસ્વતાદિક લોકાંતિક દેવોના સમૂહે દીક્ષાનો અવસર જણાવ્યો. ( ત્યારપછી વર્ષીદાનને અંતે ) તત્કાળ એકઠા થયેલા સર્વ ઇંદ્રોના સમૂહે જેમની ( દીક્ષાભિષેકાદિ ) મોટી પૂજા કરી છે એવા તે ભગવાને કેદખાના જેવા સંસારના નિઃસારપણાને જણાવનારી દીક્ષા ગ્રહણ કરી. ત્યારપછી વાયુની જેમ પ્રતિબંધરહિતપણે પોતાના ચરણકમળની રજવડે પૃથ્વીને પવિત્ર કરતા સતા કેટલોક કાળ છદ્મસ્થપણે વિહાર કરી, શુક્લધ્યાનરૂપી તીક્ષ્ણ કુઠારની ધારાના વ્યાપારવડે, જેનો અંત ન આવી શકે એવા મોહરૂપી વૃક્ષના મૂળસમૂહને કાપી નાંખી ત્રણે કાળ સંબંધી પદાર્થોના સ્વભાવને પ્રગટપણે જાણવા સમર્થ, નિપુણ એવા કેવળજ્ઞાનને ઉત્પન્ન કર્યું. તે વખતે પોતપોતાનાં આસનો કંપવાથી ભગવાનને જ્ઞાન ઉત્પન્ન થયું જાણી ભક્તિના ભારથી વ્યાપ્ત થયેલા સર્વ ઇંદ્રોએ આવી, સમવસરણાદિક રચના કરવારૂપ મનોહર સેવા બજાવી અનુક્રમે યોગ્ય સ્થાને બેઠા. તે વખતે જળભરેલા મેઘની જેમ ભવ્ય પ્રાણીઓના સમૂહરૂપી મયૂરના સમૂહને ઉલ્લાસ કરવાના સ્વભાવવાળા, દેદીપ્યમાન તાજા અંજનના ઢગલાની જેવા ( શ્યામ ) શરીરવાળા, કષાયરૂપી ગ્રીષ્મઋતુથી તાપ પામેલા પ્રાણીઓના સંતાપને દૂર કરવામાં ચતુર, અંધકારનો નાશ કરનાર ભામંડળરૂપી વિદ્યુતવડે શોભતા, સ્ફુરાયમાન ધર્મચક્રની કાંતિના સમૂહવડે આકાશના ભૂષણરૂપ ઇંદ્રધનુષના આડંબર ( શોભા ) ને ઉત્પન્ન કરનાર તથા સૌધર્મેંદ્ર અને ઈશાનેંદ્રના હસ્તરૂપી પલ્લવવડે વીંઝાતા શ્વેત ચામરના ઉછળવાથી બગલાના સમૂહથી ઉત્પન્ન થતી શોભાને ધારણ કરનાર ભગવાને સર્વ જીવોને સાધારણ એવી સદ્ધર્મદેશનારૂપી જળની ધારાવડે સમગ્ર પ્રાણીઓનાં હૃદયરૂપી પૃથ્વીના પ્રદેશોને સ્વસ્થ ( શાંત ) કર્યા. ત્યારપછી ચતુર્વિધ સંઘની સ્થાપના કરી.

એકદા સૂર્યની જેમ-ભવ્ય-જીવોરૂપી કમળોને પ્રબોધ કરતા ભગવાન **દક્ષિણાપથના** મુખના અલંકારરૂપ ભૃગુકચ્છ ( ભરુચ ) નામના નગરે પધાર્યા. ત્યાં ( નગરની બહાર ) ઇશાનખૂણામાં રહેલા કોરંટક નામના ઉદ્યાનમાં સમવસર્યા ( સમસરણની રચના થઇ ). આ અવસરે પોતાના સેવક ( ઉદ્યાનપાળ ) પાસેથી જિનેશ્વરનું આગમન સાંભળીને મનમાં અત્યંત આનંદ પામેલા તે નગરના નાયક **જિતશત્રુ** નામના રાજા ઉત્તમ અશ્વ ઉપર આરૂઢ થઇ મનુષ્યોના સમૂહ સહિત જગદ્‌ગુરુના ચરણકમળને વાંદવા માટે આવ્યા. ત્યાં સમગ્ર લક્ષ્મીના ઘરરૂપ જિનેશ્વરના ચરણકમળને વાંદી ભગવાનના ચરણની પાસે બે હાથ જોડીને બેઠા અને કર્ણને અમૃત સમાન ભગવાનની દેશના સાંભળવા લાગ્યા.

દેશના થઇ રહ્યા પછી પોતે જાણતા છતાં લોકોના બોધને માટે વિનયપૂર્વક પ્રભુને પ્રણામ કરીને ભગવાનના મુખ્ય ગણધરે પૂછયું કે: " હે ભગવન ! મનુષ્ય, દેવ અને તિર્યંચના સમૂહવડે ભરપૂર આ પર્ષદામાં કયા અપૂર્વ ભવ્ય જીવોએ આજે સમકિત પ્રાપ્ત કર્યું છે, સંસારસમુદ્ર પરિમિત કર્યો છે અને પોતાના આત્માને મોક્ષસુખના પાત્રરૂપ બનાવ્યો છે. ? " ત્યારે કુંદપુષ્પની જેવા મનોહર ( ઉજ્જવળ ) દાંતની કાંતિવડે ગગનના આંગણાને ઉદ્યોત કરતા જગન્નાથ બોલ્યા કે " હે સૌમ્ય ! સાંભળ. આ એક અશ્વરત્ન સિવાય બીજા કોઇએ આજે સમકિત પ્રાપ્ત કર્યું નથી. " આ પ્રમાણે સર્વજ્ઞનું વચન સાંભળી જિતશત્રુ રાજા બોલ્યો કે " હે ભગવાન ! મારું ચિત્ત આશ્ચર્યથી વ્યાપ્ત થયું છે તેથી હું અશ્વરત્નનું વૃત્તાંત જાણવાને ઇચ્છું છુ, પરંતુ હે ભગવાન ! હું આ અશ્વરત્ન ઉપર ચઢીને આપના ચરણકમળને વાંદવા માટે રાજદ્વારથી ચાલ્યો અને ત્રણ ભુવનના તિલક સમાન આ સમવસરણને દૂરથી જોઇ અશ્વ પરથી નીચે ઊતર્યો. પછી પગે જ ચાલવા લાગ્યો, તે વખતે સમગ્ર પ્રાણીવર્ગના ચિત્તને આનંદ આપનારી જળથી ભરેલા મેઘના નાદ જેવી ગંભીર અને ભયંકર સંસાર-સાગરને તરવામાં નાવ સમાન આપની દેશના સાંભળી. તે વખતે આ અશ્વના નેત્ર આનંદના જળવડે વ્યાપ્ત થઇ ગયાં, તેણે પોતાના બન્ને કાન નિશ્ચળ કર્યા, તેના શરીર ઉપર રૂંવાડાં ઊભાં થયાં અને તેના નેત્રો મીંચાઇ ગયાં. આ પ્રમાણે તે એક ક્ષણ વાર સ્તબ્ધ થઇ ગયો. ત્યારપછી ધર્મશ્રવણ કરવામાં કર્ણનો ઉપયોગ રાખતો તે સમવસરણના તોરણની પાસે આવ્યો અને ત્યાં અપૂર્વ આનંદરસને અનુભવતો તે પૃથ્વી પર બન્ને જાનુને સ્થાપન કરી, જેનો સમગ્ર અશુદ્ધ કલિમળ ગળી ગયેલ છે એવો, પોતાના મનની નિર્મળ વાસનાને (ભાવનાને) જાણે કહેતો હોય તેમ આપને મસ્તકવડે વાંદીને તે જ સ્થિતિએ

ત્યાં બેઠો. આ પ્રમાણે તે અશ્વની ચેષ્ટા જોઇને હું વિસ્મય પામ્યો અને કોઇપણ વખત પૂર્વે નહીં જોયેલા આશ્ચર્યવડે ભરપૂર મનવાળો હું આપની સમીપે આવ્યો, તેથી મિથ્યાત્વનું મથન કરનાર આપ ભગવાન આ સર્વ શું છે ? તે કહો."

ત્યારે ભગવાન બોલ્યા કે: "હે સૌમ્ય ! સાંભળ. સમગ્ર પૃથ્વીની લક્ષ્મી( શોભા )ના ઘરરૂપ **પદ્મિનીખેટ** નામનું નગર છે. તેમાં જિનધર્મનો અભ્યાસી અને લક્ષ્મીસમૂહના આશ્રયરૂપ **જિનધર્મ** નામે શ્રેષ્ઠ શ્રેષ્ઠી વસતો હતો. તે જ નગરમાં ઘણી લક્ષ્મીના નિધાનરૂપ, સમગ્ર લોકમાં પ્રધાન ( મુખ્ય ), જિનધર્મશ્રાવકનો પરમ મિત્ર અને દીન, અનાથ વગેરેને દયાદાન કરવામાં તત્પર **સાગરદત્ત** નામનો બીજો શ્રેષ્ઠી રહેતો હતો. તે હમેશાં જિનધર્મ શ્રાવકની સાથે જિનાલયમાં જતો હતો અને પાંચ પ્રકારના આચારને ધારણ કરનાર સાધુઓની સેવા (વંદનાદિ) કરતો હતો. એક દિવસ તે સાધુની પાસે ધર્મનું શ્રવણ કરતાં તેણે આ એક ગાથા સાંભળી—

"जो कारवेइ पडिमं, जिणाण जियरागदोसमोहाणं ।
सो पावइ अन्नभवे, भवमहणं धम्मवररयणं ॥ १ ॥"

જેમણે રાગ, દ્વેષ અને મોહને જીત્યા છે એવા જિનેશ્વરની પ્રતિમાને જે મનુષ્ય કરાવે છે તે અન્ય ભવમાં સંસારને મંથન કરનાર શ્રેષ્ઠ ધર્મરત્નને પામે છે.

આ ગાથાનો ભાવાર્થ તેણે બરાબર જાણ્યો, ભવિતવ્યતાના નિયોગથી તેના ચિત્તમાં તે ભાવાર્થ સ્થિર થયો, પરમાર્થબુદ્ધિએ તેને ગ્રહણ કર્યો અને પોતાનો અભિપ્રાય તેણે શ્રાવકને (જિનધર્મને) જણાવ્યો. ત્યારે તેણે પણ તેના અભિપ્રાયની પુષ્ટિ કરી. ત્યારપછી તેણે સમગ્ર કલ્યાણને કરનારી સુવર્ણમય જિનેશ્વરની પ્રતિમા કરાવી અને મોટા વૈભવ(ખર્ચ)વડે તેની પ્રતિષ્ઠા કરાવી. હવે તે સાગરદત્ત શ્રેષ્ઠીએ પહેલાં નગરની બહાર એક શિવાલય કરાવ્યું હતું. ત્યાં એકદા જનોઇ પહેરવાને દિવસે શઠ પ્રકૃતિવાળા જટાધારી તાપસોએ શિવના ભાવને ઘીવડે પૂર્ણ કરવા માટે મઠમાંથી ઘીના ભરેલા ઘડા કાઢ્યા. તેની નીચેના ભાગમાં ઘણી ધીમેલો પીંડીભૂત થયેલી હતી, ઘીના ઘડા કાઢતાં તે ધીમેલો નીચે પૃથ્વી પર પડી ગઇ, તે જટાધારીઓ માર્ગમાં પડેલી તે ધીમેલોને નિર્દયપણે મર્દન કરતા (કચરતા) ચાલવા લાગ્યા. તે વખતે સાગરદત્ત શેઠ દયાર્દ્ર ચિત્તને લીધે તેઓના ચરણથી ચુગતી તે ધીમેલોને પોતાના વસ્ત્રના છેડાવડે દૂર કરવા લાગ્યો. આવી રીતે દૂર કરતાં તેને જોઇને દયાધર્મના દ્વેષી એક જટાધારીએ ધીમેલના સમૂહને પગવડે

દબાવી સાગરશેઠને મશ્કરીમાં કહ્યું: "હે શ્રેષ્ઠી ! તું તો શ્વેતાંબરોની જેવો દયાળુ થયો જણાય છે." તે સાંભળી તે વાણુક વિલખો થયો અને 'આ આમ કેમ બોલે છે?' એમ કહીને તેણે તેના આચાર્યની સન્મુખ જોયું. તે આચાર્યે પણ તેનું વચન સાંભળ્યું નહીં. ત્યારે ચતુર ચિત્તવાળા સાગરદત્તે વિચાર્યું કે: "મૂર્ખના ચક્રવર્તી જેવા આ લોકોના મનમાં જીવદયા છે જ નહીં, ચિત્તની વૃત્તિ પણ સારી નથી, તથા ધર્માનુષ્ઠાન પણ સારું નથી." આ પ્રમાણે વિચાર કરી તેમના ઉપરોધથી તે કાર્ય પતાવ્યું, પરંતુ વિશિષ્ટ વીર્ય નહીં હોવાથી તે સમ્યક્ત્વરત્નનું ઉપાર્જન કરી શકયો નહી. પછી તે સાંસારિક મહા આરંભમાં પ્રવૃત્ત થયો, મેળવેલા દ્રવ્યનું રક્ષણ કરવામાં જ સમયને ગુમાવવા લાગ્યો. ઘર, પુત્ર, સ્ત્રી વગેરેમાં જ મમતા કરવા લાગ્યો. સ્વભાવથી જ દાનરુચિવાળો હતો તેથી તેને માટે વધારે દ્રવ્ય ઉપાર્જન કરવાની ઇચ્છાથી સાર્થ દેશાંતરમાં ક્યારે જવાનો છે? લોકો કયાં કયાં (કયા કયા દેશમાં) કયા કયા કયાણુકને ખરીદ કરે છે? કયા દેશમાં કેટલી ભૂમિ છે? ક્રયવિક્રયનો કયો કાળ છે? અથવા કઇ વસ્તુ બહુ ઉપયોગી છે?" ઈત્યાદિ હમેશાં રાતદિવસ વિચારતો તે આર્ત્ત-ધ્યાનવડે તિર્યંચ ગતિને યોગ્ય કર્મ બાંધી મરણ પામીને આ તારા અશ્વરૂપે ઉત્પન્ન થયો છે. તેને તેં પોતાના વાહનપણે સ્થાપન કર્યો છે. આજે મારું વચન સાંભળીને તેને જાતિસ્મરણ જ્ઞાન થવાથી પૂર્વ જન્મમાં બનાવેલી જિનપ્રતિ-માના પ્રભાવથી પ્રાપ્ત થયેલ અવન્ધ્ય બોધિ બીજની ઉત્પત્તિથી તે આજે સમ-કિતને પામ્યો છે, તેણે પોતાના આત્માને મોક્ષસુખના ભાજનરૂપ કર્યો છે. આ અશ્વને જ બોધ પમાડવા માટે હું અહીં આવ્યો છું." આ પ્રમાણે ભગવાને કહ્યું. ત્યારથી આરંભીને ભૃગુકચ્છ નગર **અશ્વાવબોધ** નામના તીર્થતરીકે પ્રસિદ્ધ થયું છે.

ત્યારપછી પ્રભુ ત્યાંથી વિહાર કરી ગયા. જિતશત્રુ રાજાએ અશ્વનો વાહન તરીકે ઉપયોગ ન કરતાં તેને સ્વધર્મી બંધુ માની તેનું સારી રીતે પાલણપોષણ કર્યું. આયુક્ષયે તે દેવગતિમાં ગયો.

કુંવરજી



છપ્પા

વણિક તેહનું નામ, જેહ જૂઠું નવ બોલે,<br>
વણિક તેહનું નામ, તોલ ઓછું નવ તોલે;<br>
વણિક તેહનું નામ, બોલ પોતાનો પાળે,<br>
વણિક તેહનું નામ, વ્યાજ સોતું ધન આલે.<br>
વળી નામ વિવેકી વણિકનું, સુલતાન તુલ્યે શાહ છે;<br>
વઢેવાર ચૂકે જો વાણિયો, દુઃખ દાવાનળ થાય છે.



# ધર્મોક્ત મૌક્તિકો

( ગતાંક પૃષ્ઠ  થી શરૂ )

( ૮૮ ) જે ખરાબ અને નુકશાનકારક વ્યસનમાં સપડાયો છે તેનો અન્ત નજીકમાં જ છે.

( ૮૯ ) જે ( ગૃહસ્થ ) શાસ્ત્રમર્યાદા ઉલ્લંઘીને અનીતિપૂર્વક વિષયસેવન કરે છે તે મનુષ્યજીવનનું એક ધ્યેય ચૂકે છે અને તદુપરાંત ગુનો કરે છે.

( ૯૦ ) ક્ષણિક સમયને માટે વિષયભોગમાં નિમગ્ન થઇને, વિષયસુખની પૂર્ણ તૃપ્તિની આશા રાખવી નકામી છે. શું કોઇએ કદી પણ અગ્નિને ઘૃત હોમીને શાન્ત કર્યો છે ?

( ૯૧ ) વૃદ્ધાવસ્થા એ જરૂર દાક્ષિણ્યતાનો ખજાનો અને અનુભવજ્ઞાનનો સંગ્રહ બની શકે, જો તેના અગાઉના સમયમાં ( યુવાન વયમાં ) પૂર્ણ ઇન્દ્રિય-સંયમન કરાયું હોય તો.

( ૯૨ ) અતિ પ્રજોત્પત્તિથી રાષ્ટ્ર ભૂખમરામાં સપડાય છે (માટે બ્રહ્મચર્યદ્વારા સંતતિનિયમન કરવું જોઇએ. )

( ૯૩ ) વિધવાઓની સંખ્યા વધવાનાં મુખ્ય કારણો બાળલગ્ન અને વૃદ્ધલગ્ન છે; જો આ બન્ને અનિષ્ટોનો નાશ થાય, તો વિધવાઓને પુનર્લગ્ન કરવાની છૂટ આપવી જોઇએ કે નહિ ? એ પ્રશ્ન જ રહે નહીં.

( ૯૪ ) જે પુરુષો અને સ્ત્રીઓએ પોતાની પવિત્રતા પૂર્ણપણે સાચવી છે, તેમના હૃદયમાં નમ્રતા, દાક્ષિણ્યતા, સંતોષ અને અન્ય સદ્‌ગુણો નિરન્તર વસે છે.

(૯૫) પતિવ્રતાપણું એ સ્ત્રીઓના સર્વ સદ્‌ગુણોમાં ઉત્કૃષ્ટ અને મુખ્ય આદર્શ છે.

(૯૬) જે સુખ, મનુષ્ય વિષયભોગો ભોગવવાવડે મેળવે છે તે સુખ, માંસ રહિત હાડકાને ચાટીને પોતાના જ દાંતમાંથી વહેતા પોતાના જ રક્તથી સંતોષ પામતા શ્વાનના સુખ જેવું છે.

( ૯૭ ) સત્ય આત્મદશા પ્રાપ્ત કરવી એટલે સત્ય સુખને શિખરે પહોંચવું.

( ૯૮ ) દુષ્કર્મોનો નાશ કરવા માટે સદ્‌વિચાર અને સદ્‌વર્તન એ ઉત્તમ ઉપાયો છે.

(.૯૯ ) જે અનેક મુશ્કેલીઓ છતાં મેરુપર્વતની જેમ અડગ, આસપાસ

અસ્વચ્છતા છતાં મૃગશૈલ પાષાણુની જેમ પવિત્ર અને અનેક દુઃખો છતાં હિમ્મતવાન અને ધૈર્યવાન રહે છે, તે ખરેખર એક આદર્શ મનુષ્ય છે.

(૧૦૦) અનાદિકાળથી આત્મા જે દુઃખ સહન કરી રહ્યો છે તેમાંથી અને તે દુઃખ પુનરાવર્તન ન પામે તેવી રીતે સત્ય જ્ઞાન, સત્ય દર્શન અને સત્ય ચારિત્ર એ ત્રણે ખરેખરાં દૈવી રત્નો (આત્માને) મુક્ત કરાવે છે.

(૧૦૧) જેવી રીતે મહાસાગર સર્વ મૌક્તિકોનું અને પૃથ્વી સર્વ જીવોનું આશ્રયસ્થાન છે, તેવી રીતે સત્ય શ્રદ્ધા સર્વ સદ્ગુણોનું આશ્રયસ્થાન છે.

(૧૦૨) જ્યારે પોતાના પૂર્વકૃત્યોની અજ્ઞાત (છૂપી) અસરમાંથી મલિનતા વિલીન થઇ જાય ત્યારે જ આત્મા પરમાત્મપણું પામી શકે.

(૧૦૩) શ્રદ્ધા અને સચ્ચારિત્ર વિનાનું જ્ઞાન વૃથા છે; તે (જ્ઞાન) કોઇ પણ હેતુ પૂર્ણ કરવામાં મદદરૂપ થતું નથી.

(૧૦૪) જ્યાંસુધી મનુષ્ય પોતે દુન્યવી પદાર્થોથી આકર્ષાયેલો છે, ત્યાંસુધી તે (મનુષ્ય) અન્યને આત્મોન્નતિ તરફ કેવી રીતે દોરી શકે ?

(૧૦૫) જો સર્વોત્કૃષ્ટ સંતના મુખમાંથી નીકળેલો સદુપદેશ કઠોર કે શુષ્ક હૃદયને અસર ન કરી શકે તો તેમાં ઉપદેશકનો કે સદ્બોધનો દોષ નથી, પરંતુ જેને અસર નથી થઇ એ દુર્ભાગી જીવના સ્વભાવનો દોષ છે.

(૧૦૬) સત્પુરુષોના હસ્તમાં–દ્રવ્ય એ નિઃસ્વાર્થ કૃત્યોથી આત્મોન્નતિનું સાધન બને છે; જ્યારે વિષયી માનસ ધરાવતી વ્યક્તિઓના હસ્તમાં એ દ્રવ્ય ઇન્દ્રિયસુખો ભોગવવાનું સાધન બને છે.

(૧૦૭) દ્રવ્ય સદ્ગુણાનુસારી છે; તેથી જે વ્યક્તિના પૂર્વના પુન્યનો ઉદય અસ્તિત્વમાં છે, તે ત્વરાથી દ્રવ્યવાન્ થાય છે.

(૧૦૮) આ વિશ્વમાં મતભેદ ભલે થાઓ, કિન્તુ શત્રુતા થશો નહિ; હરિફાઇઓ ભલે થાવ, પરંતુ ઇર્ષ્યા ઉદ્ભવશો નહિ.

વાંચીને ધર્મમૌક્તિકો, વિચારીને પુનઃ પુનઃ;
આચારમાં ઊતારીને, મૌક્તિક બનવું ઘટે.

સંપૂર્ણ

અનુ૦ અનંતરાય જાદવજી શાહ




( ગતાક પૃષ્ઠ  થી શરૂ )

( ૮૮ ) જે ખરાબ અને નુકશાનકારક વ્યસનમાં સપડાયો છે તેનો અન્ત નજીકમાં જ છે.

( ૮૯ ) જે ( ગૃહસ્થ ) શાસ્ત્રમર્યાદા ઉલ્લંઘીને અનીતિપૂર્વક વિષયસેવન કરે છે તે મનુષ્યજીવનનું એક ધ્યેય ચૂકે છે અને તદુપરાંત ગુનો કરે છે.

( ૯૦ ) ક્ષણિક સમયને માટે વિષયભોગમાં નિમગ્ન થઇને, વિષયસુખની પૂર્ણ તૃપ્તિની આશા રાખવી નકામી છે. શું કોઇએ કદી પણ અગ્નિને ઘૃત હોમીને શાન્ત કર્યો છે ?

( ૯૧ ) વૃદ્ધાવસ્થા એ જરૂર દાક્ષિણ્યતાનો ખજાનો અને અનુભવજ્ઞાનનો સંગ્રહ બની શકે, જો તેના અગાઉના સમયમાં ( યુવાન વયમાં ) પૂર્ણ ઇન્દ્રિય-સંયમન કરાયું હોય તો

( ૯૨ ) અતિ પ્રજોત્પત્તિથી રાષ્ટ્ર ભૂખમરામા સપડાય છે. (માટે બ્રહ્મચર્યદ્વારા સંતતિનિયમન કરવું જોઇએ. )

( ૯૩ ) વિધવાઓની સંખ્યા વધવાનાં મુખ્ય કારણો બાળલગ્ન અને વૃદ્ધલગ્ન છે; જો આ બન્ને અનિષ્ટોનો નાશ થાય, તો વિધવાઓને પુનર્લગ્ન કરવાની છૂટ આપવી જોઇએ કે નહિ ? એ પ્રશ્ન જ રહે નહી.

( ૯૪ ) જે પુરુષો અને સ્ત્રીઓએ પોતાની પવિત્રતા પૂર્ણપણે સાચવી છે, તેમના હૃદયમાં નમ્રતા, દાક્ષિણ્યતા, સંતોષ અને અન્ય સદ્દગુણો નિરન્તર વસે છે.

(૯૫) પતિવ્રતાપણું એ સ્ત્રીઓના સર્વ સદ્દગુણોમાં ઉત્કૃષ્ટ અને મુખ્ય આદર્શ છે.

(૯૬) જે સુખ, મનુષ્ય વિષયભોગો ભોગવવાવડે મેળવે છે તે સુખ, માંસ રહિત હાડકાને ચાટીને પોતાના જ દાંતમાંથી વહેતા પોતાના જ રક્તથી સંતોષ પામતા શ્વાનના સુખ જેવું છે.

( ૯૭ ) સત્ય આત્મદશા પ્રાપ્ત કરવી એટલે સત્ય સુખને શિખરે પહોંચવું.

( ૯૮ ) દુષ્કર્મોનો નાશ કરવા માટે સદ્દવિચાર અને સદ્દવર્તન એ ઉત્તમ ઉપાયો છે.

( ૯૯ ) જે અનેક મુશ્કેલીઓ છતાં મેરુપર્વતની જેમ અડગ, આસપાસ

અસ્વચ્છતા છતાં મૃગશૈલ પાષાણની જેમ પવિત્ર અને અનેક દુઃખો છતાં હિમ્મતવાન અને ધૈર્યવાન રહે છે, તે ખરેખર એક આદર્શ મનુષ્ય છે.

( ૧૦૦ ) અનાદિકાળથી આત્મા જે દુઃખ સહન કરી રહ્યો છે તેમાંથી અને તે દુઃખ પુનરાવર્તન ન પામે તેવી રીતે સત્ય જ્ઞાન, સત્ય દર્શન અને સત્ય ચારિત્ર એ ત્રણે ખરેખરાં દૈવી રત્નો ( આત્માને ) મુક્ત કરાવે છે.

( ૧૦૧ ) જેવી રીતે મહાસાગર સર્વ મૌક્તિકોનું અને પૃથ્વી સર્વ જીવોનું આશ્રયસ્થાન છે, તેવી રીતે સત્ય શ્રદ્ધા સર્વ સદ્દગુણોનું આશ્રયસ્થાન છે.

( ૧૦૨ ) જ્યારે પોતાના પૂર્વકૃત્યોની અજ્ઞાત ( છૂપી ) અસરમાંથી મલિનતા વિલીન થઇ જાય ત્યારે જ આત્મા પરમાત્મપણું પામી શકે.

( ૧૦૩ ) શ્રદ્ધા અને સચ્ચારિત્ર વિનાનું જ્ઞાન વૃથા છે; તે ( જ્ઞાન ) કોઇ પણ હેતુ પૂર્ણ કરવામાં મદદરૂપ થતું નથી.

( ૧૦૪ ) જ્યાંસુધી મનુષ્ય પોતે દુન્યવી પદાર્થોથી આકર્ષાયેલો છે, ત્યાંસુધી તે ( મનુષ્ય ) અન્યને આત્મોન્નતિ તરફ કેવી રીતે દોરી શકે ?

( ૧૦૫ ) જો સર્વોત્કૃષ્ટ સંતના મુખમાંથી નીકળેલો સદુપદેશ કઠોર કે શુષ્ક હૃદયને અસર ન કરી શકે તો તેમા ઉપદેશકનો કે સદ્દબોધનો દોષ નથી, પરંતુ જેને અસર નથી થઇ એ દુર્ભાગી જીવના સ્વભાવનો દોષ છે

( ૧૦૬ ) સત્પુરુષોના હસ્તમાં–દ્રવ્ય એ નિઃસ્વાર્થ કૃત્યોથી આત્મોન્નતિનું સાધન બને છે; જ્યારે વિષયી માનસ ધરાવતી વ્યકિતઓના હસ્તમાં એ દ્રવ્ય ઇન્દ્રિયસુખો ભોગવવાનું સાધન બને છે.

( ૧૦૭ ) દ્રવ્ય સદ્દગુણાનુસારી છે, તેથી જે વ્યકિતના પૂર્વના પુન્યનો ઉદય અસ્તિત્વમાં છે, તે ત્વરાથી દ્રવ્યવાન્ થાય છે.

( ૧૦૮ ) આ વિશ્વમાં મતભેદ ભલે થાઓ, કિન્તુ શત્રુતા થશો નહિ, હરિફાઇઓ ભલે થાવ, પરંતુ ઇર્ષ્યા ઉદ્દભવશો નહિ

વાંચીને ધર્મમૌક્તિકો, વિચારીને પુનઃ પુનઃ;
આચારમાં ઊતારીને, મૌક્તિક બનવું ઘટે.

સંપૂર્ણ

અનુ૦ અનંતરાય જાદવજી શાહ

# प्रश्नोत्तर

(પ્રશ્નકારઃ માસ્તર અમરચંદ જેઠાભાઈ—પાલીતાણા)

**પ્રશ્ન ૧**—તમસ્કાય કયા સમુદ્રમાંથી ઊઠેલો છે?

**ઉત્તર**—અસંખ્ય દ્વીપ સમુદ્રો પછી અરુણવર દ્વીપની વેદિકાથી અરુણવર સમુદ્રમાં ૪૨૦૦૦ ચોજન જઈએ ત્યારે અસંખ્ય ચોજનની ગોળાકૃતિવાળો પ્રથમ ૧૭૨૧ ચોજન સુધી સરખો જાડો ભીંતને આકારે અપ્કાયના પુદ્ગળરૂપ તમસ્કાય ઊઠેલો છે. તે સંખ્યાતા ચોજન સુધી સંખ્યાત ચોજન અને પછી વિસ્તારમાં વધી અસંખ્ય ચોજનનો થયો છે. પ્રાંતે પાંચમા દેવલોકને ત્રીજે પ્રતરે જઈને પક્ષીના પાંજરાના ઉપરના ભાગની જેમ મળી ગયો છે. તે ગાઢ અંધકારમય હોવાથી તમસ્કાય તરીકે કહેવાય છે. તેમાંથી અપ્કાયના જીવો ખર્યા જ કરે છે. તે અહીં સુધી આવે છે. તેની વિરાધનાના નિવારણ માટે જ સાધુ ઉનાળા, શિયાળા ને ચોમાસામાં બે ઘડી, ચાર ઘડી ને છ ઘડી સવારે ને સાંજે માથા પર કામળ રાખે છે. વધારે વિગત જાણવા ઇચ્છનારે લોકપ્રકાશનો સર્ગ ૨૭ મો જોવો.

**પ્રશ્ન ૨**—રાગ, દ્વેષ ને લેશ્યા—નોકષાય ગણાય?

**ઉત્તર**—નોકષાય તો નવ કહ્યા છે, તે જ ગણાય. રાગ, દ્વેષ તો મોહરાજાના મુખ્ય પુત્રો છે અને તેનાથી ચાર કષાયની ઉત્પત્તિ છે. લેશ્યા શુભાશુભ અધ્યવસાયજન્ય છે.

**પ્રશ્ન ૩**—અસંજ્ઞી તિર્યંચ પંચેંદ્રિય ગર્ભજની જેમ સંમૂર્છિમ પણ બધી જાતના પર્યાપ્તા અપર્યાપ્તા થાય છે?

**ઉત્તર**—તમામ પ્રકારના થાય છે, પરંતુ ઘણા અઢીદ્વીપની બહાર થાય છે.

**પ્રશ્ન ૪**—આર્ત્ત ને રૌદ્રધ્યાનની ઉત્પત્તિના સંયોગો હોતા છતાં કોઈ જીવ ધર્મધ્યાન કરે છે તો તે શાથી કરતો હશે?

**ઉત્તર**—આત્માના બળથી, સચ્છાસ્ત્રના વાંચનથી, સદ્ગુરુના ઉપદેશથી અને સદ્વિચારણાથી કરી શકે છે.

**પ્રશ્ન ૫**—સંમૂર્છિમ ને ગર્ભજ જળચર હજાર ચોજનના શરીરવાળા હોય છે તો તેના શરીરની જાડાઇ કેટલી હશે?

**ઉત્તર**—લંબાઈના પ્રમાણમાં જાડાઇ સમજવી. ખાસ તેનું પ્રમાણ કહેલ નથી.

**પ્રશ્ન ૬**—નારકીને મહાઆરંભી ને મહાપરિગ્રહી કઈ અપેક્ષાએ કહ્યા છે?

ઉત્તર—નારકી જીવોમાં મહારંભ મહાપરિગ્રહ કહ્યો હોય તો તે બહુધા અધ્યવસાયને અંગે સમજવો, કારણ કે ત્યાં કાંઇ તેના સાધન નથી; બાકી મહારંભી મહાપરિગ્રહી જીવ નરકગતિમાં ઉપજે એમ કહેલું છે.

**પ્રશ્ન ૭**—નરક પૃથ્વીમાં રુધિર વિગેરે કેવા સમજવા ? સચિત્ત કે અચિત્ત ?

ઉત્તર—એ બધા વૈક્રિય પુદ્ગળોના સ્કંધો સમજવા. ઔદારિક રુધિરાદિકની જેવા વર્ણ, ગંધ, રસ, સ્પર્શવાળા હોવાથી તે નામે કહેલા છે. સચિત્ત ને અચિત્તની વ્યાખ્યા પ્રાયે એકેંદ્રિય માટે છે. નરકપૃથ્વીમાં રહેલા રુધિરાદિકના દેખાવવાળા પુદ્ગળો અચિત્ત સમજાય છે.

**પ્રશ્ન ૮**—નરકમાં સમકિતી ને મિથ્યાત્વી બંને પ્રકારના જીવો હોય છે તો પીડા કોને વધારે થાય ? અને સમકિતી જીવો અન્ય નારકી સાથે લડે ?

ઉત્તર—સમકિતી જીવ માનસિક પીડા વધારે અનુભવે છે અને સમકિતી જીવ પ્રાયે બીજા જીવોને પીડા ઉપજાવતો નથી.

**પ્રશ્ન ૯**—અભવ્ય પરમાધામી થાય ?

ઉત્તર—ન થાય, અભવ્યકુલકમા નિષેધ કહેલો છે.

**પ્રશ્ન ૧૦**—વિકલેંદ્રિય અપર્યાપ્તાવસ્થામાં સાસ્વાદની હોય છે તે કરતાં એકેંદ્રિય અપર્યાપ્તાવસ્થાવાળા સાસ્વાદની વધારે હશે ?

ઉત્તર—અસંખ્યાતગુણા હોય, કારણ કે જે સમકિતી દેવો એકેંદ્રિયમાં ઉપજે છે તે અપર્યાપ્તાવસ્થામાં સાસ્વાદની હોય છે, તેઓ વિકલેંદ્રિયમાં ઉપજતા નથી.

**પ્રશ્ન ૧૧**—અપર્યાપ્ત જીવ મરીને અપર્યાપ્ત થાય ?

ઉત્તર—અનેક વખત થાય.

**પ્રશ્ન ૧૨**—ઉત્કૃષ્ટ સંખ્યાતા જેટલી વસ્તુઓ અઢી દ્વીપમાં હોય ?

ઉત્તર—અસંખ્યાતા જેટલી પણ હોય; તો પછી સંખ્યાતા માટે તો પૂછવું જ શું ?

**પ્રશ્ન ૧૩**—નારકીને નિદ્રાનો ઉદય છે; તો તે અત્યંત દુઃખમાં નિદ્રા કેમ લઇ શકતા હશે ?

ઉત્તર—પ્રાયે પ્રદેશોદયથી તે નિદ્રાને વેદે છે.

**પ્રશ્ન ૧૪**—સંજ્ઞી અપર્યાપ્તાને મન હોય ?

ઉત્તર—ન હોય. મનોવર્ગણા ગ્રહણ કર્યા પછી જ દ્રવ્યમન હોય, એટલે તે પર્યાપ્તાપણામાં જ હોય; ભાવમન જે જ્ઞાનરૂપ છે તેનો નિષેધ નહીં.

**પ્રશ્ન ૧૫**—તેજોલેશ્યા ૨૮ લબ્ધિમાં છે ?

**ઉત્તર**—૨૮ લબ્ધિમાં તેજોલેશ્યા લબ્ધિ પણ કહેલ છે. તે અધ્યવસાય-રૂપ ન સમજવી.

**પ્રશ્ન ૧૬**—જળચર સંમૂર્છિમની ઉત્પત્તિ તિર્યંચ ગર્ભજ જીવોનાં ૧૪ સ્થાનકમાં હોય ?

**ઉત્તર**—મનુષ્યની જેમ તિર્યંચ સંમૂર્છિમની ઉત્પત્તિ તેના ચૌદ કથાનકમાં કહેલ નથી પરંતુ ગર્ભજ તિર્યંચના રુધિરાદિક પૈકી જેમાં તેની ઉત્પત્તિ થઈ શકતી હશે તેમાં થતી હશે, એ સંબંધી ખાસ ઉલ્લેખ વાંચવામાં આવ્યો નથી.

**પ્રશ્ન ૧૭**—કેવળજ્ઞાન પામ્યા પછી કેવળીસમુદ્ઘાત કેટલા આયુષ્યવાળા કરે?

**ઉત્તર**—છ મહિનાથી વધારે કેવલીપર્યાયવાળા જરૂર કરે, છ મહિનાથી ઓછા આયુવાળા જો ત્રણ કર્મ આયુકર્મથી વધારે સ્થિતિવાળા હોય તો કરે, અન્યથા ન કરે. આનું કારણ જ્ઞાનીગમ્ય સમજવું.

**પ્રશ્ન ૧૮**—કર્મબંધ પછી અબાધાકાળ કહ્યો છે કે જેટલા વખતમાં તે કર્મ ઉદયમાં આવી શકતું નથી, છતાં કેટલાંક કર્મ તરત જ ઉદય આવતાં દેખાય છે અને કેટલાક કર્મ દીર્ઘકાળ પર્યંત ઉદયમાં આવતા જણાતાં નથી તેનું શું કારણ ?

**ઉત્તર**—એમાં આપણને જે તરતમાં ઉદય દેખાય છે તે તરતનાં બાંધેલાં કર્મોનો ન સમજવો, સત્તામાં તેને લગતાં પુષ્કળ કર્મો પડેલાં હોય છે તેનો સમજવો અને અબાધાકાળ પૂર્ણ થયા પછી કર્મઉદયમાં આવે જ છે, પરંતુ પ્રથમનાં કર્મોની સાથે જ ઉદયમાં આવતા હોવાથી આપણે જુદો ઉદય સમજી શકતા નથી બાકી અબાધા કાળમાં ફેરફાર સમજવો નહીં.

**પ્રશ્ન ૧૯**—દરેક પરમાણુમા વર્ણ, ગંધ, રસ, સ્પર્શ હોય?

**ઉત્તર**—પ્રત્યેક પરમાણુમાં એક વર્ણ, એક ગંધ, એક રસ અને બે સ્પર્શ અવશ્ય હોય એ બે સ્પર્શ શીત, ઉષ્ણ, રૂક્ષ ને સ્નિગ્ધ–એ ૪ માંથી બે સમજવા, બીજા ૪ સ્પર્શ તો ન જ હોય. એ ૪ સ્પર્શ તો સ્કંધમાં જ હોય.

**પ્રશ્ન ૨૦**—એક નિગોદના અનંતમા ભાગે સિદ્ધ છે, તે નિગોદ સૂક્ષ્મ સમજવી કે બાદર સમજવી. ?

**ઉત્તર**—સૂક્ષ્મ કે બાદર બેમાંથી ગમે તે એક નિગોદ સમજવી બંનેમાં દરેક નિગોદ સિદ્ધ કરતાં અનંતગુણા જીવોવાળી છે

**પ્રશ્ન ૨૧**—અભવી યુગળિક થાય ?

ઉત્તર—ન થાય. યુગળિક જેવી સરળતા તેનામાં ન જ હોય.

**પ્રશ્ન ૨૨**—બાદર નિગોદને બાદર પૃથ્વી કે પાણી પુષ્ટિ આપે છે તેમ સૂક્ષ્મ નિગોદને સૂક્ષ્મ પૃથ્વી કે પાણી મદદ કરતા હશે ? સૂક્ષ્મ એકેંદ્રિય જીવો આહાર તરીકે શું ગ્રહણ કરતા હશે ?

ઉત્તર—સૂક્ષ્મ પાંચે પ્રકારના જીવો એક બીજાને સહાય કરતા જાણ્યા નથી. તેમને આહાર તો તે સ્થાનકે રહેલી ઔદારિક વર્ગણાનો જ હોય.

**પ્રશ્ન ૨૩**—ઉષ્ણ ઋતુમાં અત્યંત ગરમી પડવાથી વાયુ અચિત્ત થતો હશે ? તેવો વાયુ આપણે શ્વાસમાં લઈએ તો આપણને દોષ ઓછો લાગે ખરો ?

ઉત્તર—વાયુ અચિત્ત થયાનું જાણવામાં નથી. કદી અચિત્ત થતો હોય તો પણ તેને આપણે ઓળખીએ તેમ નથી, તેથી દોષમાં ઓછાવત્તાપણાની સંભાવના કરવાની નથી.

**પ્રશ્ન ૨૪**—યુગળિઆના ક્ષેત્રોમા સૂર્ય ચંદ્રનું ગ્રહણ થાય કે નહી ?

ઉત્તર—સૂર્ય ચંદ્ર તેના કાંઈ જુદા નથી. જે આપણા છે તે જ તેના છે તેથી ગ્રહણ થાય ખરું, પણ કલ્પવૃક્ષના આચ્છાદનથી દેખાય નહીં સૂર્ય તાપ પણ કરે નહી. ત્યાં વિકલેંદ્રિયની ઉત્પત્તિ પણ હોય નહી.

**પ્રશ્ન ૨૫**—સિદ્ધને ૧૪ મું ગુણસ્થાન કહેવાય ?

ઉત્તર—ન કહેવાય. કર્મપ્રકૃતિના એ ગુણઠાણાના લક્ષણ ઉદય સત્તાદિ કહ્યા છે તે ત્યાં નથી.

**પ્રશ્ન ૨૬**—નિગોદના જીવ વક્રગતિએ અન્ય ભવમાં જાય કે ઋજુગતિએ જાય વક્રગતિએ જ જતા હોય તો વક્રગતિમાં અણાહારીપણું હોવાને લીધે આહારી કરતાં અણાહારીની સંખ્યા વધી ન જાય ?

ઉત્તર—નિગોદના જીવો વક્રગતિએ જ પરભવમાં જાય એવો નિયમ નથી. વળી એક નિગોદનો અસંખ્યતામો ભાગ જ પ્રત્યેક સમયે ચ્યવતો હોવાથી અણાહારીની સંખ્યા વધે જ નહિ

**પ્રશ્ન ૨૭**—નારકીઓ કરતાં નિગોદના જીવોનું દુઃખ વિશેષ છે ?

ઉત્તર—નારકી કરતાં નિગોદનું દુઃખ અનંતગુણું કહ્યું છે. ત્યાં વારંવાર જન્મ મરણાદિ કરવાના હોવાથી દુઃખની સીમા નથી. માત્ર અવ્યક્તપણું હોવાથી તે રાડો પાડી શકતા નથી.

**પ્રશ્ન ૨૮**—સૂક્ષ્મ એકેદ્રિય જીવો માર્યા મરતા નથી તો તીવ્ર અગ્નિની જ્વાળામાં ને પાણીના ધોધમાં તેનું શું થતું હશે ?

ઉત્તર—બાદર અગ્નિ કે પાણી તેને ઉપઘાત કરી શકતા નથી, કારણ કે તેનું શરીર જ એવું સૂક્ષ્મ છે કે તેને તે કાંઇ પણ અસર કરી શકે નહીં.

પ્રશ્ન ૨૯—વારંવાર શ્વાસોચ્છ્વાસ લેવાથી અસંખ્ય વાયુકાયના જીવો આપણાથી હણાય તો તેનો દોષ આપણને લાગે કે નહિ?

ઉત્તર—દોષ લાગે, પણ તે અશક્યપરિહાર છે.

પ્રશ્ન ૩૦—આ જીવનું જ્ઞાન તો અતિ અલ્પ છે, છતાં તે અનંતા ભવોના કરેલા કર્મોના ઉદયાદિની વ્યવસ્થા શી રીતે કરી શકતો હશે?

ઉત્તર—એ બધી વ્યવસ્થા સ્વભાવે જ થયા કરે છે. એમાં આત્માનો જ્ઞાનપૂર્વક પ્રયત્ન નથી. અજ્ઞાની આત્માને તેનું ભાન પણ હોતું નથી.

પ્રશ્ન ૩૧—અવ્યવહારરાશિનો પ્રત્યેક જીવ જે ઔદારિક વર્ગણા આહાર તરીકે ગ્રહણ કરે છે તેમાં પુદ્ગળ પરમાણુઓ અનંતા હોય?

ઉત્તર—અનંતાનંત પરમાણુઓના બનેલા સ્કંધો જ ઔદારિક વર્ગણારૂપે થાય છે ને તે જ આહારપણે ગ્રહણ કરાય છે.

પ્રશ્ન ૩૨—એવા દેવલોક છે કે જ્યાં બાદર પૃથ્વીકાય ન હોય?

ઉત્તર—દેવલોક જ તેના વિમાનોના સમૂહનું નામ છે. તે વિમાનો જ પૃથ્વીકાયરૂપ સચિત્ત છે તો પછી તેના વિના દેવલોક કેમ હોય?

પ્રશ્ન ૩૩—બાદર વાઉકાય શ્વાસમાં શું ગ્રહણ કરતા હશે?

ઉત્તર—શ્વાસ લેવા માટે તો શ્વાસોચ્છ્વાસ વર્ગણા જ ગ્રહણ કરવી પડે છે. બાદર વાયુકાય સહાયક થઇ શકે.

પ્રશ્ન ૩૪—આપણા શરીરના પ્રત્યેક રોમે આહાર માટે ઔદારિક વર્ગણાને શ્વાસ માટે શ્વાસોચ્છ્વાસ વર્ગણા ગ્રહણ કરતા હશું?

ઉત્તર—આહાર તો દરેક રોમે ગ્રહણ થાય છે અને તે લોમાહાર કહેવાય છે, શ્વાસોચ્છ્વાસ માટે તે પ્રમાણે સંભવ નથી. તેને માટે મુખ કે નાસિકા બે જ ગ્રહણ કરે એમ સંભવે છે.

પ્રશ્ન ૩૫—સૂક્ષ્મ જીવો જે લોકાંતે રહેલા છે તેને ૩-૪ ને ૫ દિશાનો આહાર કહેલો છે તો તેને માટે દિશાઓ છ જ માનેલી છે?

ઉત્તર—આહાર માટે દિશાઓ છ જ માની છે. પ્રાયે લોકમધ્યમાં રહેલા સર્વ જીવ છ દિશાનો આહાર જ ગ્રહણ કરે છે. તેને માટે દશ દિશા કહી જ નથી. વિદિશાનો દિશામાં સમાવેશ કર્યો છે. કુંવરજી

# પરવેદનાથી અજાણ

**વેશ્યા વૈરી માગણા, વૈદ્ય પરોણા જાણ;**
**સાત ન લહે પરવેદના, પુત્રી ને વેવાણ. ૧**

**વેશ્યા**—એ કેવળ પૈસાની જ સગી છે. જ્યાં સુધી તેના યાર પાસેથી મનમાનતી રકમ મળતી જાય ત્યાં સુધી જ સ્નેહ દાખવે છે, અનેક જાતના હાવભાવ દર્શાવે છે અને વિષયમાં લોલુપ બનેલા તેના યારને જાણે પોતાની સગી સ્ત્રી હોય તેવો જ પ્રેમ દાખવે છે; પરંતુ તેનું ધ્યેય તો તેને મળતા દ્રવ્યમાં જ હોય છે. તેના પ્રેમપાશના બંધનથી જકડાઈ કામાંધ મનુષ્ય પોતાનું સર્વસ્વ તેને અર્પણ કરી દે છે. તે કેટલી મુશ્કેલીએ દ્રવ્ય લાવી મુફત કરે છે અને જનતામાં અપજશનો કેટલો ભોગ બને છે તેની ચિંતા તે વેશ્યાને હોતી નથી, પરંતુ જ્યારે પોતાને મળતી રકમની આવક બંધ થઇ જાય છે ત્યારે કેરીમાંથી રસ ચૂસી લીધા પછી બાકી રહેલા ગોટલાની માફક તેનો તિરસ્કાર કરી તેના સ્નેહ સંબંધની શૃંખલાને તોડી નાખે છે. તે સ્વાર્થી વેશ્યાને એ ખ્યાલ નથી આવતો કે:સ્નેહની ખાતર પોતાનું સર્વસ્વ મુફત કરનાર અને મારા સહવાસથી જગતમાં પણ નિંદાપાત્ર થનાર એવા તેના મારા તિરસ્કારથી શા હાલહવાલ થશે.

**વૈરી**—દૃષ્ટિગોચર થતાં કે સ્મરણમા આવતાં પણ દ્વેષ ભાવની જ્વાળા તેને ભભૂકી ઊઠે છે. કોઇ પણ હિસાબે સામાનું બૂરું કેમ કરવું, તેને વિપત્તિમાં કેમ નાખવો, આવી જ ચિંતા જેના હૃદયમા અહર્નિશ વાસ કરી રહી છે તેવા વૈરીને સામાના હિતાહિતનું કે તેની પરિસ્થિતિનું કે તેના કુટુંબ આદિના ભરણપોષણની ઉપાધિનું ભાન હોતું નથી. સામાને બૂરી દશામાં નાખવાથી તેના હૃદયને કેટલો આઘાત પહોંચશે કે તેના કુટુંબી જનો કેવી કફોડી સ્થિતિમાં મૂકાશે તેનો ખ્યાલ બૂરું ચિંતવનાર વૈરીને સ્વપ્ને પણ આવતો નથી. સામેનો માણસ વ્યવહારિક ઉપાધિઓના કે બીજા કોઇ પ્રસંગોના બોજાથી દબાઈ જઇ કેટલો વ્યાધિગ્રસ્ત બની રહ્યો છે તેનો વિચાર આ વૈરીને ક્યાંથી સુઝે?

**માગણ**—( લેણદાર ) પ્રથમ તો ઘણા સ્નેહભાવથી સારી રકમ ધીરી હોય અને ખાતું ચાલુ રાખી અવારનવાર બીજી રકમો ધીરે જતો હોય તેવો લેણદાર જ્યારે દેણદારની આર્થિક સ્થિતિ નબળી પડી છે એમ જાણે છે કે તુરતજ તેની પાસે પહોંચી જઇ, વ્યાજ સહિત સંપૂર્ણ રકમ ચૂકવી દેવાની નોટિસ આપે છે. પણ તે લેણદારને એટલો પણ વિચાર નથી આવતો કે જેણે ઘણા વખત સુધી આપણને વ્યાજ ખવરાવ્યું છે અને ભવિષ્યમાં પણ તેની સ્થિતિ સારા પાયા પર આવી ગયેથી આપણને વ્યાજ સુદ્ધાં તે રકમ ભરી દેશે, આમ ન વિચારતાં તેનું

ભલે ગમે તેમ થાય, આપઘાત કરીને મરી જાય કે માલમિલકત વેચી નાખે પણ મારી રકમ તો વસુલ થવી જ જોઇએ, આ જ ચિંતવન તેને હોય છે. વિપત્તિના વાદળથી પીડિત દેણદારની દયા તેને હોતી નથી.

**વૈદ્ય**—કોઇક જ વૈદ્ય એવો હોય છે કે જે દર્દીની સ્થિતિનો ખ્યાલ કરીને વિઝિટ ફી કે દવા ફી લેતો હોય. બાકી તો દર્દી સામાન્ય સ્થિતિનો હોય કે સુખી સ્થિતિનો હોય, પરંતુ તેનો ચાર્જ તો બધાંને સરખો જ લાગુ પડે છે. દર્દી શરીરની વ્યાધિથી પીડાતો હોય, અને તે ઉપરાંત કદાચ પોતાના મૃત્યુ પાછળ કુટુંબીજનોના કેવા બૂરા હાલ થશે તે વ્યાધિ પણ પીડા કરતો હોય તેવા માંદા માણસને કદાચ બચી જઇશ એવી આશાએ વૈદ્યને બોલાવવાની ઇચ્છા રહે છે. બોલાવ્યા વિના પણ છૂટકો નથી અને આવશે તો તેની ફી દીધા વિના પણ છૂટકો નથી. આવી બન્ને પ્રકારની વિચારશ્રેણીઓ તેના હૃદયમાં સાથે જ ઉદ્દભવે છે અને અન્તે વૈદ્યને બોલાવવો પણ પડે છે. હવે નાડ જોયા પછી કે દવા આપ્યા પછી દર્દીને આરામ થાય કે ન થાય તેની વૈદ્યને કંઈ પડી હોતી નથી. તેઓનાં પગલાં થયાં એટલે તેમની વિઝિટ ફી તો લાગી જ ચૂકી અને કદાચ એકથી બીજી વખત પધારે તો ચાર્જ ડબલ ફીનો લાગે છે. આ એક જ ધ્યેય તેઓશ્રીનું હોય છે. બીજો ખ્યાલ તે મહાશયોને હોતો નથી.

**પરોણા** ( મેમાન )—સગાંસંબંધી કે સ્નેહીજન પરોણા–મેમાન થઇને આવનારનું ધ્યાન તેની પરોણાગત ઉપર જ હોય છે. પોતાની પરોણાગત બરાબર સચવાય છે કે કેમ ? પૂરેપૂરો આદરસત્કાર કે માન સામેના તરફથી મળે છે કે કેમ ? તે બાબત પર જ તેનુ લક્ષ હોય છે અનેક સગવડતાઓ સચવાતાં છતાં કોઈ સામાન્ય બાબત જાણે અજાણે પણ ન સચવાય તો દોષ કાઢતાં વાર લાગતી નથી. કદાચ મોઢે ભલે ન કહે પણ હૃદયમાં તો અવશ્ય લાવે છે. પરોણાગત સાચવવામાં સામેના માણસને કેવી મુશ્કેલીઓ વેઠવી પડે છે તે બાબતનો તે ભાઇને ખ્યાલ પણ આવતો નથી. તે તો પોતાનું આતિથ્ય સાચવવામાં જ સર્વસ્વ માને છે. તે ટાઇમે પોતે આપવીતી ભૂલી જાય છે.

**પુત્રી**—સાસરાનો પક્ષ સર્વસુખસંપન્ન હોય અને પિયરપક્ષ કંઇક નબળી સ્થિતિનો હોય તો પણ દીકરીને હૃદયમા કાયમ એ જ રહ્યા કરે છે કે પિતા કે ભાઇ હજી મને કંઈ આપે તો ઠીક. જ્યારે જ્યારે પિયર જાય ત્યારે ત્યારે પિયરમાંથી કંઇક તો મળવું જ જોઇએ. વૃદ્ધાવસ્થાએ પહોંચે તો પણ દીકરીને પિયરની આશા તો મટતી જ નથી. પિયર પક્ષ સારી સ્થિતિનો હોય અને અવારનવાર કંઇક ને કંઇક આપે જતો હોય તો પણ દીકરીને સંતોષ તો થતો જ નથી. પોતાને લેવાની વૃત્તિ આડે પિયરની સુખી કે દુઃખી સ્થિતિનો વિચાર થતો જ નથી. કદાચ દુનિયાને સારું દેખાડવા શબ્દોદ્વારા સંતોષવૃત્તિ જણાવે, પણ ઊંડા અંતરમાં તો તે સંતોષવૃત્તિને સ્થાન મળતું જ નથી

## सत्संगतिः कथय किं न करोति पुंसाम् ?

'સારા પુરુષોની સંગતિ શું નથી કરી શકતી? તે તું કહે.' સુજ્ઞ જનો નિરંતર સત્સંગતિને શોધતા ફરે છે. સત્સંગતિ પ્રાણીને અત્યંત લાભકારક થાય છે. જેનો સંગ કરવાથી શુભ માર્ગે જોડાવાનું બને છે તેને સત્સંગતિ કહે છે અને જેનો સંગ કરવાથી ઉન્માર્ગે જોડાવાનું બને છે તેને દુઃસંગતિ કહે છે. મુનિમહારાજાનો અને ધર્મિષ્ઠ શ્રાવકોનો સંગ કરવો તેનું નામ સત્સંગતિ છે. એ બન્નેનો સંગ પ્રાણીને અવશ્ય કરવા યોગ્ય છે. જેઓ તે બન્ને સંગથી પરાઙ્મુખ હોય છે તેઓ આ સંસારને વિષે ખૂંચી જઈને પ્રાંતે દુર્ગતિગામી થાય છે અને જો તે બંને પ્રકારના ઉત્તમ સંગને વિષે જોડાએલ રહે છે તો સંસારના કાર્ય કરતો સતો પણ અંતઃકરણથી ન્યારાપણું ધારણ કરીને, યથાશક્તિ ધર્મકાર્યમાં જોડાઇને છેવટે સદ્ગતિનું ભાજન થાય છે ઉત્તમ જનનો સંગ પ્રાણીને કેટલા લાભ ઉત્પન્ન કરે છે તે વિષે એક જૈન કવિ કહે છે કેઃ—

हरति कुमतिं भित्ते मोहं करोति विवेकितां,
वितरति रतिं सूते नीतिं तनोति गुणावलिं ।
प्रथयति यशो धत्ते धर्मं व्यपोहति दुर्गतिं,
जनयति नृणां किं नाभिष्टं गुणोत्तमसंगमः ॥ १ ॥

---

**વેવાણ**—આની બાબત પણ ઉપરના છને લગતી જ છે પ્રાયઃ સર્વ સ્થળે અરસ્પરસ વેવાણો વચ્ચે ટીકાઓ કરવાની પ્રથા હોય જ છે વ્યવહારિક કાર્યોમાં કે બીજા કોઇ પ્રસંગોમાં સમાજના નિયમ અનુસાર વિવેક ન સચવાય તો તે બાબતને ટીકાનો ઓપ ચડતાં વિલંબ લાગતો નથી. કોઇ સ્નેહીજન સાથેનો વ્યવહાર સાચવતાં અજાણપણે કંઇ સ્મૃતિહીન થઇ જવાય તો તે સ્નેહગ્રંથીને પ્રાયઃ વાંધો આવતો નથી; કારણ કે સુજ્ઞ માણસ હોય તે સમજે કે કોઇ વખતે ભૂલ પણ થઇ જાય તેથી કરીને માનસિક સ્નેહ કંઇ દોષિત નથી; પરંતુ વેવાણો વચ્ચેના વ્યવહારને સાચવવામાં ભૂલ થઈ તો સમજવું કે અરસ્પરસ દિલ ઊંચા થતાં વાર લાગતી નથી; કારણ કે સ્નેહીજનની માફક તેને પ્રાયઃ પોતાનું સાચવવા સિવાય બીજો કંઇ વિચાર સ્ફુરતો જ નથી

ઉપરોક્ત સાતે વ્યક્તિઓ **પરની વેદનાને** જાણતાં નથી

**માસ્તર ખૂબચંદ કેશવલાલ**

**ભાવાર્થ**—મનુષ્યોને ગુણે કરીને ઉત્તમ એવા જનોનો સંગમ શું શું વાંછિતને નથી પૂરતો? અર્થાત્ સર્વ પ્રકારનાં વાંછિત પૂરે છે. કુમતિને હરણ કરે છે. અજ્ઞાનનું વિદારણ કરે છે. વિવેકીપણાને ઉત્પન્ન કરે છે. સંતોષને આપે છે. નીતિને ઉપજાવે છે. ગુણની શ્રેણી પ્રકટ કરે છે. યશનો વિસ્તાર કરે છે. ધર્મને ધારણ કરે છે અને દુર્ગતિનો નાશ કરે છે. અર્થાત્ ઉત્તમ જનોનો સંગ સર્વ પ્રકારનાં અભિષ્ટ પૂરે છે. વળી કહ્યું છે કે—

> लब्धुं बुद्धिकलापमापदमपाकर्तुं विहर्तुं पथि,
> प्राप्तुं कीर्तिमसाधुतां विधुवितुं धर्मं समासेवितुं ।
> रोद्धुं पापविपाकमाकलयितुं स्वर्गापवर्गश्रियं,
> चेत्त्वं चित्त! समीहसे गुणवतां संगं तदंगीकुरु ॥ १ ॥

**ભાવાર્થ**—બુદ્ધિનો સમૂહ પામવાને, આપદાનો નાશ કરવાને, ન્યાયમાર્ગમાં વિચરવાને, કીર્તિ પ્રાપ્ત કરવાને, અસૌજન્યને સ્ફોટન કરવાને, ધર્મની સમાસેવના કરવાને, પાપવિપાકનો રોધ કરવાને અને સ્વર્ગ તથા મોક્ષલક્ષ્મીનો ઉપયોગ કરવાને હે ચિત્ત! જો તું ઇચ્છા કરતો હોય તો ગુણવંતનો સંગ અંગીકાર કર.

ઉપરના બે શ્લોક ઉપરથી ગુણવંતનો સંગ કેટલો લાભ કરે છે તે જણાઇ આવે છે ગુણવંતના સંગ સિવાય જે પ્રાણી કલ્યાણની વાંછા કરે છે તેનું કોઇ પ્રકારે કલ્યાણ થતું નથી. કહ્યું છે કે: જે પ્રાણી ગુણીજનના સંગ સિવાય કલ્યાણને ઇચ્છે છે તે નિર્દયપણે પુન્યને વાંછે છે, અન્યાય કરતો સતો કીર્તિને વાંછે છે, તે પ્રમાદી રહ્યો સતો ધનને વાંછે છે, બુદ્ધિ વિનાનો છતાં કાવ્ય કરવા ઇચ્છે છે, ઉપશમ અને દયા સિવાય તપના ફળોને વાંછે છે, તુચ્છ મતિવાળો છતાં શાસ્ત્ર પઠન કરવાને ઇચ્છે છે, નેત્ર વિનાનો છતાં ઘટપટાદિ વસ્તુઓને જોવાની ઇચ્છા કરે છે અને ચળચિત્તવાળો છતાં ધ્યાન કરવા ઇચ્છે છે, અર્થાત્ એ બધી બાબતો જેમ બનતી નથી તેમ ગુણીજનના સંગ સિવાય કલ્યાણ થતું જ નથી.

ગુણીજનના સંગમાં ઉપર બે પ્રકાર બતાવ્યા છે એક મુનિમહારાજનો સંગ અને બીજો ધર્મીષ્ટ શ્રાવકોનો સંગ. પ્રાણીઓ આ સંસારને વિષે અનેક પ્રકારની મોહજાળમાં લપેટાઇને ખુંચી રહ્યા છે. કોઇ તો રાતદિવસ દ્રવ્ય મેળવવામાં તત્પર રહે છે, કોઇ પુત્રવાંછામાં લાગ્યા રહે છે, કોઇ સ્ત્રીસેવામાં તત્પર રહે છે, કોઇ કુટુંબવર્ગના સાંસારિક કાર્યો કરી આપવામાં ગુંથાયેલા રહે છે અને કોઇ બીજી અનેક પ્રકારની વાંછામાં પ્રવૃત્ત રહ્યા છતાં અતૃપ્તપણે મોહજાળમાં મૂંઝાઇ રહેલા હોય છે. તેવા સમયમાં તેને સંસારના મોહમાંથી ન્યારો રાખવાને માટે ગુણીજનનો સંગ જ સમર્થ છે. અન્યથા અવશ્ય

તે સાંસારિક કાર્યોમાં મગ્ન રહ્યો સતો દુર્ગતિ જ પ્રાપ્ત કરે છે. તેવે પ્રસંગે જો મુનિમહારાજનો સંગ હોય અને નિરંતર એક વખત પણ તેમના વંદન નિમિત્તે જવાનો પરિચય હોય તો અનેક પ્રકારનો સદુપદેશ શ્રવણ કરવાથી ચિત્તવૃત્તિ કોમળ થાય છે, પાપકાર્યથી દૂર રહેવા ઇચ્છા થાય છે, સંસારથી ઉદ્વિગ્નતા થાય છે અને સાંસારિક કાર્યોમાં રાચવાપણું ઓછું થાય છે તેમજ બીજા પણ અનેક પ્રકારના લાભ થાય છે.

ધર્મિષ્ટ શ્રાવકનો પ્રસંગ હોય છે તો તે પણ જ્યારે જ્યારે સાંસારિક કાર્યોમાં બહુ જ પ્રવૃત્ત થઇ ગયેલ દેખે છે ત્યારે ત્યારે અનેક પ્રકારના ઉદાહરણોવડે સંસારની અનિત્યતા સમજાવે છે. સાંસારિક કાર્યોમાં અત્યંત રાચવાથી થતા પાપકર્મના બંધને દર્શાવે છે. સ્વજનકુટુંબને અર્થે પણ બાંધેલ પાપકર્મને તારે એકલાએ જ ભોગવવાં પડશે એમ લક્ષમાં લાવે છે. સંસારનાં કાર્યો ભવોભવને વિષે કર્યા છતાં તેનાથી તૃપ્તિ ન પામ્યાનું સમજાવે છે અને છેવટે હરેક પ્રકારે સંસારથી ઉદ્વિગ્નપણું કરાવીને પાપકારી કાર્યોથી પરાઙ્મુખ કરે છે. આ પ્રમાણે તે બંને પ્રકારના સંગ અત્યંત લાભકારક છે, જેના લાભનું વર્ણન કરતાં પાર આવે તેમ નથી. એવા મહા ઉત્તમ અને આ લોક તથા પરલોક બન્નેમાં હિત કરનાર સત્સંગતિના લાભનું તો શું કહેવું ? પરંતુ નીતિનિપુણ સન્મિત્રોનો સંગ પણ અનેક પ્રકારના લાભ કરે છે. કહ્યું છે કે—

> पापान्निवारयति योजयते हिताय,
> गुह्यानि गूहति गुणान् प्रकटीकरोति ।
> आपद्गतं च न जहाति ददाति काले,
> सन्मित्रलक्षणमिदं प्रवदंति संतः ॥ १ ॥

ભાવાર્થ—પાપનું નિવારણ કરે છે, હિતને માટે યોજના કરે છે, ગુહ્ય બાતને ગોપવે છે, ગુણને પ્રકટ કરે છે, આપત્તિમાં પડ્યા હઇએ ત્યારે તજતો નથી અને યોગ્ય સમયે જે જોઇએ તે આપે છેઃ સન્મિત્રનાં લક્ષણ આવાં હોય છે એમ સંતપુરુષો કહે છે.

વિચાર કરો કે જ્યારે સન્મિત્ર પણ આવા આવા લાભ કરે છે તો પૂર્વોક્ત ઉત્તમ સંગ તો કેટલા લાભને ઉત્પન્ન કરે ? અર્થાત્ અનેક લાભ ઉત્પન્ન કરે એમાં કિંચિત્ પણ આશ્ચર્ય નથી; માટે સ્વહિત ઇચ્છક જનોએ અવશ્ય ઉત્તમ જનોનો સંગ કરવો કે જેથી આ લોક અને પરલોક બંનેનું હિત થાય અને સદ્ગતિના ભાજન થઇ શકાય.

મુનિ શ્રી વિદ્યાનંદવિજયજી

# નામ–રૂપનો નાશ

નામ-રૂપનો નાશ,
ભૈયા ! નામરૂપનો નાશ;
આ સૌ ક્ષણભરનો જ વિલાસ,
ભૈયા ! નામરૂપનો નાશ. ૧

કાળ તખ્તીના વિશાળ પટ પર,
ગયા ભુંસાઈ અનંત;
રૂપ રૂપાળા ગયા અનંતા,
દેખ્યા નહિ દીસંત. ભૈયા૦ ૨

સમય-સ્વરૂપ સરિતાના સ્રોતે,
ગયા તણાઈ અનંત;
તટ પર બેઠેલા ત્યાં ક્ષણ ક્ષણ,
દશ્ય નવા નિરખંત. ભૈયા૦ ૩

કાળ મહાસાગરમાં ઊઠયા,
જન બુદ્બુદ અનંત;
ક્યાં ઊઠયા ? ને કિહાં સમાયા ?
શોધ્યા નાંહિ જડંત. ભૈયા૦ ૪

નવ નિધિ ને ચૌદ રત્નના,
સ્વામી જેહ મહંત;
ચક્રી એવા ગયા અનંતા,
નામશેષ ન રહંત. ભૈયા૦ ૫

ઋષભકૂટ પર કાંગિણી રત્ને,
અંકિત કરતાં નામ;
એક ભુંસ્યા વિણુ સ્થાન ન પામે,
જુઓ ચક્રી ય તમામ. ભૈયા૦ ૬

પાદપદ્મ જેનાં પૂજે છે,
સુરનર અસુર સમાજ;

પાવન એવા થયા અનંતા,
તીર્થંકર મહારાજ. ભૈયા૦ ૭
અતુલબલી તે બલદેવો ને.
વાસુદેવ અનેક;
ને પ્રતિવાસુદેવ નામ પણ,
ગોત્યાં જડે ન છેક. ભૈયા૦ ૮
ઇંદ્ર ચંદ્ર નાગેંદ્ર ગયા કંઈ,
ગયા માંધાતા રાય;
મહામતિ સુત્સદ્દી મોટા,
ગયા મંત્રી ચાણાક્ય. ભૈયા૦ ૯
કુબેર સરખા લક્ષ્મીનંદનો,
નંદ સમા નૃપનંદ;
પ્રલય પૂરના પ્રબળ પ્રવાહે,
રાખ્યા નહિં રહંત. ભૈયા૦ ૧૦
જસ ભ્રૂભંગે દિગંત ડોલે,
પરાક્રમી જે ધીર;
ચરણપાતથી ધરા ધ્રુજાવે,
એહ ગયા ભડવીર. ભૈયા૦ ૧૧
અનાદ્યનંત આ કાળ-ગંગનાં,
વહી ગયાં બહુ નીર;
ચચલ તેનાં તરંગ ઉપરે,
નાચી ગયા બહુ વીર. ભૈયા૦ ૧૨
જન કોલાહલથી ગર્જતી,
અમરાપુરી સમાન;
નગરીઓ જ્યાં શોભંતી ત્યાં,
શૂન્ય દીસે મેદાન. ભૈયા૦ ૧૩
જ્યાં જંગલ ત્યાં મંગળ દીસે,
જંગલ મંગળ સ્થાન;
જળ ત્યાં સ્થળ ને સ્થળ ત્યાં જળનાં,
ભૌગોલિક પ્રમાણ. ભૈયા૦ ૧૪

કાળચિત્રપટના પડદા પર,
પરિવર્ત્યાં બહુ દ્રશ્ય;
નવ નવ પાત્રો નવ નવ વેષે,
ચમકી થયાં અદ્રશ્ય. સૈયા૦ ૧૫

તો ય નામની મૃગતૃષ્ણામાં,
મહાજનો ય મૂંઝાય;
ક્ષુદ્ર જંતુનું ગજું તિહાં શું,
ગજેંદ્ર જિહાં તણાય ? સૈયા૦ ૧૬

ભગવાનદાસ મનઃસુખભાઇ મહેતા

---

## અક્ષરોને મળેલો દિલાસો

'અક્ષરો પર થતો જુલમ' એ નામના મારા નાના સરખા લેખની કેટલાક માસિકોના તંત્રી વગેરેની ઉપર અસર થઈ છે. તેમણે અક્ષરોને અસલ સ્થિતિમાં મૂક્યા છે, બીજાઓ મૂકવા ધારે છે, તેથી અક્ષરોને કાંઇક દિલાસો મળ્યો છે. કેટલાક સુજ્ઞો પણ આ અઘરતા ફેરફારને કળા તેમજ ફેશન માને છે, પરંતુ કોઇને બેડોળ બનાવવામાં કળા હોઇ શકતી નથી, સુંદર બનાવવામાં કળા હોય છે. એક માણસને અક્ષરોની જેવું બેડોળ બનાવો પછી જુઓ તેની કેવી અસર થાય છે ? કોઈ પણ રીતે આ પ્રવૃત્તિ ચાલુ રાખવા જેવી કે તેને પુષ્ટિ આપવા જેવી મને જણાતી નથી.

બાકી વિદ્વાનોના મગજો શું કામ કરતા હશે તે હું સમજી શકતો નથી. મને તો તેવા અક્ષરો વાંચવા પણ મુશ્કેલ પડે છે. કોઇને આવી લિપિ જૂની મળી આવી હોય તો તેવી શોધ કરનારને માન ઘટે છે.

ચેપી રોગ જેમ સંબંધમાં આવનારને લાગુ પડે છે તેમ આ અક્ષરોની વિકૃતિ કરવાનો ચેપ અનેકને લાગ્યો છે. એમાં મહત્ત્વ શું છે તે સમજાતું નથી. બેડોળ બનાવવાના નવા નવા તરંગ સૂઝે છે તેના કરતાં સુંદરાકૃતિ કરવાના તરંગો ઉપજાવી આપણી ગુજરાતી લિપિને વધારે સુંદર બનાવો. કુંવરજી

# પ્રભાવિક પુરુષો

## ચેડા મહારાજ

### (૧)

આજે આપણે એક એવા રાજવીનું જીવન જોવાનું છે કે જેમના સંબંધમાં જૈન ગ્રંથો જે કંઇ કહે છે એ કરતાં પણ અતિ અગત્યના મુદ્દા આગળ ધરી પુરાતત્ત્વશોધકો ઘણું ઘણું નવીન અજવાળું પાડે છે. તેમની દૃષ્ટિએ ભૂપતિ ચેટક યાને જૈન જનતામાં ઘરગથ્થુ થઇ પડેલ 'ચેડા મહારાજા' માત્ર એક વિશાળ પ્રદેશના રાજવી નથી, અગર તો અજાતશત્રુ સામે ભીષણ સંગ્રામ ખેલનાર એક પરાક્રમશાળી રાજા નથી; પરંતુ એ કરતાં અધિક એવા ગણરાજના વિધાતા છે.

કેવળ જૈન કથાનકની દૃષ્ટિએ ન જોતાં મહારાજા ચેટકનું વૃતાન્ત ઐતિહાસિક નજરે અવલોકવાની ખાસ અગત્ય છે. ભારતવર્ષમાં એ સમય અતિ મહત્ત્વનું સ્થાન ધરાવે છે અને 'વિશાલા'નું રાજ્ય પણ એ કાળના વિદ્યમાન મોટા રાજ્યવંશો સહ અતિ અગત્યનો સ્નેહસંબંધ ધરાવતું હોવાથી તે કાળના ઇતિહાસ ઘડતરમાં ખાસ મહત્ત્વનો ભાગ ભજવે છે.

**'ઉત્તર હિંદુસ્તાનમાં જૈન ધર્મ'** નામનો ઐતિહાસિક ગ્રંથ એ પરત્વે ઠીક ઠીક પ્રકાશ પાડે છે. એમાંથી કેટલાક ઉલ્લેખો નીચે રજૂ કરવામાં આવે છે, જે આપણને 'ચેડા મહારાજા'ના ગૌરવની પ્રતીતિ કરાવશે એટલું જ નહિં પણ એ ગૌરવની ગરિમા ઉપરાંત ઘણી ઘણી વિશિષ્ટતાઓનું ભાન પણ કરાવશે.

'સોળ મહા જનપદનો વિચાર કરતાં આપણને જણાય છે કે વજ્જિનું રાજ્ય જૈન અને બૌદ્ધ બન્નેને સામાન્ય છે. એ રાજ્ય આઠ સહાયકારી જાતિઓ(અટ્ઠ કુલ)-નું બનેલું છે, જેમાં વિદેહો, લિચ્છવિઓ, જ્ઞાતૃકો અને વજ્જિઓ ખાસ અગત્યનાં છે. ડૉ. પ્રધાન આ સહાયકારી મંડળમાં એક વધારે જાતિ ગણાવે છે અને ઉમેરે છે કે તે નવ જાતિઓનું બનેલું છે. તેમાંની કેટલીક લિચ્છવિ અથવા લિચ્છવિ, વૃજ્જિ અથવા વજ્જિ, જ્ઞાતૃક અને વિદેહ છે, એ નવ જાતિમાં લિચ્છવિ અને વૃજ્જિ અગત્યનાં હતાં. આ નવ લિચ્છવિ જાતિઓ પાછી નવ મલ્લકિ જાતિ કાશી–કોશલના અઢાર ગણરાજાઓ સાથે જોડાઇ હતી.' વિદ્વાન પંડિતના આ નિવેદનને જૈન સૂત્રો ટેકો આપે છે. શ્રી ભગવતી સૂત્રમાં ઉલ્લેખ છે કે નव मल्लइ नव लेच्छइ कासीकोसलगा अट्ठारसवि गणरायाणोः—

ડૉ. ચાકોળી કહે છે કે–'રાજા ચેટક જેના ઉપર ચંપાનો રાજા કૂણિક બળવાન લશ્કર સહિત ચઢી આવ્યો હતો ત્યારે તેણે કાશી, કોશલ, લિચ્છવિ અને મલ્લકિ આદિ અઢાર સહાયકારી રાજાઓને

બોલાવી પૂછયું હતું કે 'કૂણિકની માંગણીઓ તેઓ સ્વીકારવા ઇચ્છે છે કે તેઓ તેની સાથે યુદ્ધ કરવા ધારે છે ?'

શ્રી કલ્પસૂત્ર જણાવે છે તેમ શ્રી મહાવીર દેવના નિર્વાણ પ્રસંગે અપાપામાં જે અઢાર રાજાઓ એકઠા થયા હતા તે ઉપર વર્ણવ્યા તે જ હતા. તેઓ ચેડા રાજાના સામંતો કહેવાતા. વસ્તુત: જોતાં તેઓનો સંબંધ ચેટકરાજ સાથે જુદા જુદા સમૂહને એક તંત્રરૂપે ગુંથનાર એક પ્રમુખ સાથે હોય તેવો હતો. પ્રમુખની દોરવણી અનુસાર જેમ તંત્ર ચાલે તેમ ઉપરોક્ત રાજાઓ પોતપોતાના રાજ્યનો વહીવટ ચલાવતા.

'ઇ. સ. પૂર્વે ૫૦૦ વર્ષ ઉપર વૈશાલી ભારતનું એક સમૃદ્ધ શહેર હતું એ સબંધમાં ડૉ. લૉ જણાવે છે કે "મહાનગરી સર્વશ્રેષ્ઠ વૈશાલી ભારતીય ઇતિહાસમાં લિચ્છવિ રાજાઓની રાજધાની તરીકે તેમજ મહાન અને શક્તિવાન વજ્જિ જાતિના કેંદ્ર તરીકે પ્રસિદ્ધ હતી આ મહાનગરી જૈન અને બૌદ્ધ ધર્મના પ્રાચીન ઇતિહાસ સાથે નિકટ સંબંધ ધરાવે છે, એટલું જ નહિ પણ ઇ. સ. પૂર્વે પાંચસો વર્ષ ઉપર ભારતના ઇશાન ખુણામાં ઉત્પન્ન થયેલ બે મહાન ધર્મ સંસ્થાપકોના પવિત્ર સ્મરણો પોતાના પટ પર સમાવે છે."

તેની રાજયવ્યવસ્થા ગ્રીક રાજ્યને મળતી આવે છે. આ સમયની નવીન રાજયવ્યવસ્થા, સ્વતંત્ર સંસ્થાઓ, રીતરિવાજો, ધાર્મિક વિચારો તેમ જ વિધિવિધાનો ભારતના સંક્રમણ કાળની આપણને ઝાંખી કરાવે છે. આ વખતે પ્રાચીન વૈદિક સંસ્કૃતિ નવીન વિકાસ સાધી રહી હતી અને વિચારણીય પ્રવૃત્તિ, જેમાંથી આ સામાજિક, ધાર્મિક નવીન હિલચાલ જન્મી હતી તેની અસર નીચે અજબ પરિવર્તન કરી રહી હતી. આવા પ્રજાસત્તાક રાજયોમાં વૈશાલીના વજ્જિ અને કુશિનારા (કુશિનગર) તેમ જ પાવાના મલ્લિ રાજ્યો મહત્ત્વનાં હતાં. રોમની જેમ વિદેહમાં રાજસત્તા પડી ભાંગવાથી વજ્જિઓની પ્રજાસત્તા સ્થપાઇ હતી. આમ જૂની રાજસત્તાને બદલે કુંડગ્રામ તથા બીજા સ્થળોની ક્ષત્રિય જાતિના પ્રમુખપદે વૈશાલી જેવા પ્રજાસત્તાક મહારાજ્યો સ્થપાયાં."

શ્રી કલ્પસૂત્રમાં પરમાત્મા મહાવીર દેવે "વૈશાલી અને વાણિજગ્રામમાં બાર ચોમાસાં કર્યાં" એવું કથન છે એ ઉપરથી ડો હર્નલ અને નંદોલાલ ડે એક પગલું આગળ વધે છે અને કહે છે કે "વૈશાલીનું પ્રાચીન શહેર કુંડપુર અથવા વાણિજગ્રામના નામથી ઓળખાતું હતું, તેમ છતાં ય અંતે એ વાત કબૂલ કરે છે કે લિચ્છવિઓની રાજધાની વૈશાલીના તે બન્ને વિભાગો હતા."

એ સંબંધમાં નિમ્ન નોટ ઠીક ઠીક પ્રકાશ દે છે:—

"Vaniyagama (Vanijagrama), another name of the well-known City of Vesalı (Vaishali), the

capital of the Lecchavi Country...in the Kalpa-Sutra......it is mentioned separately, but in close connection with Vaisali. The fact is, that the city commonly called Vesali occupied a very extended area, which included within its circuit...besides Vesali proper (now Besarh), several other places. Among the latter were Vaniyagama and Kundagama or Kundapura. These still exist as villages under the name of Baniya and Basukunda... Hence the joint city might be called acoroding to circumstances by any of the names of its constituent parts. "

ઉપરના ટાંચણો વૈશાલીનું પ્રભુત્વ સિદ્ધ કરે છે એટલું જ નહિ પણ સાથોસાથ એનું તંત્ર તે કાળના વિદ્યમાન રાજ્યોમાં અનોખી છાપ પાડતું એની પણ સાબિતી પૂરી પાડે છે. વિશેષમાં જણાવે છે કે એ પાછળ વજ્જિઓ, લિચ્છવિઓ અને જ્ઞાત્રિકો જેવી પ્રબળ ને પરાક્રમશાળી ક્ષત્રિય જાતિઓનો સબળ સાથ હતો. એ કાળે મગધ સામ્રાજ્ય મોટું ને કીર્તિશાળી ગણાતું હોવા છતાં એને પણ વૈશાલીની મહત્તાની અસૂયા આવતી. આમ પ્રભાવિક પુરુષ ચેડા મહારાજના કથાનકમાં ડગ ભરીએ તે પૂર્વે એ પોતે જે મહત્ત્વના સ્થાનના રાજ્યકર્ત્તા હતા–અરે ખરી રીતે કહીએ તો પ્રજાસત્તાક તંત્રના માનવંતા પ્રમુખ હતા–તેનો યથાર્થ ખ્યાલ આણવા સારુ વાર્તાપ્રવાહમાં સ્ખલનદોષ વહોરી લઇને પણ ઉપર્યુક્ત પ્રસ્તાવના જરૂરી ધારી છે.

જ્ઞાત્રિકો, વજ્જિઓ સાથે પ્રજાના નાતાથી જોડાયેલા હતા અને એ જ્ઞાત્રિકોમાં અવતંસ સમા **જ્ઞાતપુત્રે-શ્રી મહાવીરે**-જૈનધર્મની પ્રરૂપણા પાછળ કેડ કસી હતી એટલે એ સર્વ ક્ષત્રિય જાતિઓમાં પ્રભુ શ્રી વર્ધમાનનાં તત્ત્વોનો સુન્દર પ્રભાવ પ્રસર્યો હતો. ડૉ. લૉના અભિપ્રાય મુજબ લિચ્છવિઓ અથવા વધારે વિશાળ અર્થમાં બોલીએ તો વજ્જિઓ દૃઢ ધાર્મિક ભાવના અને ઊંડી ભક્તિથી પ્રેરાયેલા જણાય છે. મગધ દેશ અને વજ્જિ ભૂમિમાં મહાવીરે પોતાના સિદ્ધાંતનો વિકાસ સાધીને સર્વ જીવ પ્રત્યે અસીમ દયાધર્મનો પ્રચાર કર્યો ત્યારે તેમના અનુયાયીઓમાં લિચ્છવિઓ બહુ મોટી સંખ્યામાં હતા અને બૌદ્ધગ્રંથાનુસાર વૈશાલીમાં ઉચ્ચ પદવી ધરાવનાર કેટલાક માણસો પણ તેમના અનુયાયી હતા.

આમ વિદેહો, લિચ્છવિઓ, વજ્જિઓ અને જ્ઞાત્રિકો જૈન ધર્મ સાથે જોડાએલા હતા. વજ્જિ અથવા લિચ્છવિનું રાજમંડળ શ્રી મહાવીરના સુધારેલ ધર્મને શક્તિપ્રદ હતું. મલ્લકિઓનો વિચાર કરતાં જણાય છે કે એ મહાન તીર્થંકર અને તેમના સિદ્ધાંતો પ્રતિ તેમને પણ અપૂર્વ લાગણી અને માન હતાં.

આની અસર કથાનાયક ચેટક રાજા પર કેવી થઇ હતી તે આપણે હવે પછી જોઇશું. ( ચાલુ )

**મોહનલાલ દી. ચોકસી**

# લક્ષ્મીવાન કે લક્ષ્મીદાસ ?

ઉપરનો પ્રશ્ન કદાચ આશ્ચર્યજનક જણાશે, પરંતુ બરાબર વિચારતા તેમ નહીં લાગે પ્રથમ તો આપણે એ જ વિચારી જોઈએ કે લક્ષ્મીવાન કોણ ગણાય ? લક્ષ્મીનો જે મનુષ્ય ઉપયોગ કરી શકે છે અર્થાત્–દાનમા આપી શકે છે સન્માર્ગે ખરચી શકે છે, તીર્થયાત્રાદિ કરી શકે છે, કુટુબીજનોનો ઉદ્ધાર કરી શકે છે, પોતાના અગત ભોગોપભોગમા વાપરી શકે છે આ રીતે લક્ષ્મીનો જે ઉપયોગ કરી શકે છે તે મનુષ્યને તો લક્ષ્મીવાન–લક્ષ્મી-વાળો ગણી શકાય, પરંતુ જે દાનાદિક શુભ કાર્યોમા કે અગત ઉપયોગમા વાપરી ન શકે પણ તેને બદલે કેવળ તેને સાચવી જ રાખે–માત્ર વધાર્યે જ જાય અને તેને જોઈને જ સતોષ પકડે–રાજી થાય તેને લક્ષ્મીવાન કેમ કહી શકાય ? તેને તો લક્ષ્મીદાસ અર્થાત્ લક્ષ્મીનો સેવક જ કહી શકાય એમા શકા જેવુ નથી

તેવા લક્ષ્મીદાસોમા લોભની અતિમાત્રા હાડેહાડમા વ્યાપેલી હોય છે અને તેના ઉગ્ર લોભના પ્રતાપે જ લક્ષ્મી ઉપરનો તેમનો મોહ ઊતરવાને બદલે અતિશય ગાઢ–દિન પ્રતિદિન વધુ ને વધુ ગાઢ થતો જાય છે વિચાર કરો કે આવી સ્થિતિમા તેના હાથે લક્ષ્મીનો ઉપયોગ ક્યાથી થઈ શકે ? લક્ષ્મી તેના હાથે ક્યાથી છૂટે ?

મહર્ષિઓએ ચાર કષાયમા લોભને સર્વગુણઘાતક અને દુસ્ત્યાજ્ય ગણાવ્યો છે તેનો યથાર્થ અનુભવ હૃદય, ચક્ષુ અને કાન ખુલ્લા રાખીને જગતનુ નિરીક્ષણ કરનારને પદે પદે થાય તેમ છે લોભી મનુષ્યમા કાર્યાકાર્યનો વિવેક હોતો જ નથી, અને તેથી પોતાના અગથી ઉત્પન્ન થયેલી પુત્રીનો વિક્રય કરતા તે અચકાતો નથી કોઈને નુકશાનીના ખાડામા ઉતારતા પણ તેને આચકો આવતો નથી તેવા લક્ષ્મીદાસોથી અન્યાયોપાર્જિત એ લક્ષ્મી વપરાય તો શાની જ ?

શાસ્ત્રમા મમ્મણ શેઠ ને કપિલા દાસી આદિના દૃષ્ટાતો તે માટે બહુ પ્રસિદ્ધ છે તેલ ચોળા ખાઈને જીવનાર અને અનર્ગલ દ્રવ્ય છતા સખ્ત જાતમજૂરી કરનાર, અન્યને દાન કરતો જોઈને પણ જેની ઉદાસીનતા અને ખેદનો પારો અતિશય ચઢી જાય છે તેવો, અન્યને છૂટે હાથે દ્રવ્ય વાપરતા જોઈ જેના ગાત્રો શિથિળ થઈ જાય છે તેવો અને ભયાનક ચોમાસામા ગર્જારવ કરતી મેઘલી રાત્રીએ નદીના પૂરમા તણાઈ આવતા લાકડા લેવા જનાર આ લક્ષ્મીદાસના હાલહવાલ વિચારતા શુ કમકમાટી નથી આવતી ? અન્યની વસ્તુનુ સુપાત્રે દાન કરતા પણ જે પાછી હઠે છે, દાન માટેની રાજાજ્ઞાનુ પણ જે ઉલ્લઘન કરે છે અને છેવટે બળાત્કારે તેના દ્વારા પ્રયોજેલ દાનને 'હુ નથી આપતી પણ શ્રેણિકરાજાનો ચાટવો આપે છે એમ કહેનાર કૃપણ કપિલા દાસીની ગતિનો વિચાર કરતા ત્રાસ નથી છૂટતો શુ ?

આ સર્વનું કારણ પ્રબળ લોભનો ઉદય અને લક્ષ્મી ઉપરનો અતિ મમત્વ ભાવ જ જણાય છે. કવિએ લોભીની લક્ષ્મીને પુત્રી તુલ્ય કહી છે તે સર્વથા યોગ્ય છે. અર્થાત્ પુત્રીનું પિતા ખૂબ સારી રીતે લાલન-પાલન કરે છે, પરંતુ તેને ભોગવનાર તો અન્ય કોઇ જ હોય છે. તેમ કૃપણ યાને આવા લક્ષ્મીદાસોની લક્ષ્મી પણ અન્યથી જ ભોગવાય છે; કારણ કે લક્ષ્મીની ગતિ જ ત્રણ છે. દાન, ભોગ અને નાશ. જો દાન કે ભોગમાં તેનો ઉપયોગ ન થાય તો તેનો ગમે તે રીતે નાશ જ થાય એ નિર્વિવાદ છે અને તેથી 'કીડી સંચે ને તેતર ખાય' ના ન્યાયે અન્ય જ તેનો ઉપભોગ કરે છે.

આવા લક્ષ્મીદાસોની અને પ્રાયઃ સર્વ ધનવાનની સરખામણી એક કવિએ તાવવાળા મનુષ્ય સાથે કરી છે. તે સરખામણી ઘણે અંશે બંધબેસ્તી પણ જણાય છે.

भक्ते द्वेषो जडे प्रीतिः, सुरुचिर्गुरुलंघने ।
मुखे च कटुता नित्यं, धनिनां ज्वरिणामिव ॥

અર્થાત્-તાવવાળાને ભોજન (ભક્ત) પર અપ્રીતિ હોય છે, જળ પર પ્રીતિ હોય છે, લાંબી લાંઘણો કરે છે અને મોઢામા કડવાશ વ્યાપે છે. તેની જેમ ધનવાનને ભક્તજન પર અપ્રીતિ હોય છે, જડ વસ્તુ (દ્રવ્યાદિ) પર પ્રીતિ હોય છે અને ગુરુઓનું (મોટાઓનું) તે ઉલ્લંઘન કરે છે તથા મોઢામાં કડવાશ હોય છે અર્થાત્ કટુ ભાષા હોય છે. આ પ્રમાણે જ્વરવાળા મનુષ્યમાં અને ધનવાનમાં સાદૃશ્યતા રહેલી છે.

આ સર્વનું મૂળ લોભ છે, એ આપણે પૂર્વે જોઇ ગયા છીએ અને એ ઉગ્ર લોભ મનુષ્યને ધર્મકાર્ય પણ કરવા દેતો નથી અને અનેક સદ્ગુણોને બાળી દે છે, તેથી તે માટે યથાર્થ જ કહ્યું છે કેઃ-

जनकः सर्वदोषाणां, गुणग्रसनराक्षसः ।
कन्दो व्यसनवल्लीनां, लोभः सर्वार्थबाधकः ॥ १ ॥
अतिसंचयकर्तॄणां, वित्तमन्यस्य हेतवे ।
अन्यैः संचीयते यत्नादन्यैश्च मधु पीयते ॥ २ ॥

અર્થાત્-"સર્વ દોષનો ઉત્પાદક પિતા છે, ગુણને ભક્ષણ કરવામાં જે રાક્ષસ છે, સર્વ દુઃખવેલીનું જે મૂળ છે, એ લોભ સર્વ પુરુષાર્થનો બાધ કરનાર છે. વળી દ્રવ્યનો અતિ સંચય કર્યા કરવો તે આખરે અન્યને માટે જ થાય છે. જેમ મધનો સંચય અન્ય (માખીઓ) કરે છે અને મધ પીએ છે અન્ય કોઇ બીજા જ"

લક્ષ્મીદાસો લક્ષ્મીવાન બની લક્ષ્મીનો સદુપયોગ કરે તો કેવું સારું ?

રાજપાળ મગનલાલ વહોરા





# સ્તુતિ

**પ્રસંગ : સોમનાથ મંદિરમાં પ્રવેશ**

**હાજર : કુમારપાળ, હેમચંદ્રાચાર્ય, બૃહસ્પતિ વગેરે અધિકારી .**

आर्या—भवबीजांकुरजनना रागाद्याः क्षयमुपागता यस्य ।
ब्रह्मा वा विष्णुर्वा हरो जिनो वा नमस्तस्मै ॥

ભવરૂપ બીજોના અંકુરને ઉત્પન્ન કરનાર રાગ ( કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર ) આદિ જેના ક્ષય પામ્યા છે, તે બ્રહ્મા હો, વા વિષ્ણુ હો, વા હર હો, વા જિન હો, તેમને હું નમસ્કાર કરું છું.

* * *

रथोद्धता—यत्र तत्र समये यथा तथा योऽसि सोऽस्यभिधया यथा तथा ।
वीतदोषकलुषः स चेद् भवानेक एव भगवन्नमोऽस्तु ते ॥

જે તે સમયે, જેવો તેવો તું છે, જે તે નામવાળો છે, તે તું, જો દોષરૂપી કલુષતા રહિત એક જ હો તો, હે ભગવાન્! તને હું નમસ્કાર કરું છું.

* * *

शार्दूलवि०—त्रैलोक्यं सकलं त्रिकालविषयं सालोकमालोकितं,
साक्षाद्येन यथा स्वयं करतले रेखात्रयं सांगुलि ।
रागद्वेषभयामयांतक-जरालोलत्वलोभादयो,
नालं यत्पदलंघनाय स महादेवो मया वंद्यते ॥

પોતાની આંગળીઓ સહિત હથેળીની ત્રણ રેખાઓ જેમ સાક્ષાત દેખાય છે, તેમ જેને ત્રણ લોક (સ્વર્ગ મૃત્યુ અને પાતાળ) તથા અલોક (જ્યાં જીવની ગતિ નથી, તેવો આકાશ-પ્રદેશ ) સાક્ષાત્ દસ્યમાન થાય છે; અને રાગ, દ્વેષ, ભય, આમય ( રોગ ), અંત ( કાળ ) જરા ( વૃદ્ધાવસ્થા ), લોલત્વ ( ચપળતા ) અને લોભ આદિ જેના પદનું ઉલ્લંઘન કરવાને શક્તિવાન થતાં નથી એવા મહાદેવને હું વંદન કરું છું.

* * *

स्रग्धरा—यो विश्वं वेद वेद्यं, जननजलनिधेर्भंगिनः पारदृश्वा,
पौर्वापर्याविरुद्धं वचनमनुपमं निष्कलंकं यदीयं ।
तं वंदे साधुवन्द्यं सकलगुणनिधिं ध्वस्तदोषद्विषन्तं,
बुद्धं वा वर्धमानं शतदलनिलयं केशवं वा शिवं वा ॥

જે જાણવા યોગ્ય આખા જગતને જાણે છે, જેણે વિશ્વની ઉત્પત્તિરૂપી સમુદ્રની રચનાનો પાર જોયો છે; જેનું વચન પૂર્વાપર અવિરુદ્ધ હોવા સાથે અનુપમ અને નિષ્કલંક છે, જે સાધુ પુરુષોને વંદન કરવા યોગ્ય છે અને જેના દોષરૂપી શત્રુઓ નાશ પામ્યા છે, એવા સકળ ગુણનિધિ બુદ્ધ હો, વર્ધમાન ( મહાવીર ) હો, અથવા બ્રહ્મા હો, કે કેશવ ( વિષ્ણુ ) હો, અથવા શંકર ( મહાદેવ ) હો, તેને હું વંદન કરું છું.

મૌક્તિક



# મહારાજા સિદ્ધરાજ

અને

# શ્રી હેમચંદ્રાચાર્યનો મેળાપ

ગુજરાતના મહારાજા સિદ્ધરાજ જયસિંહ અને હેમચંદ્રાચાર્યનો પ્રથમ મેળાપ ક્યારે અને કેવા સંયોગોમાં થયો તે સંબંધી હકીકત રજૂ કરતાં આનંદ થાય તેવી કેટલીક બાબતો છે. કર્ણદેવ સં. ૧૧૫૦ ના પોષ વદિ ૨ ને રોજ લગભગ ગુજરાત પર ૩૦ વર્ષ રાજ્ય કરી મૃત્યુ પામ્યા તે વખતે કર્ણદેવ અને દેવી મયણલ્લાના પાટવી પુત્ર જયસિંહને રાજ્ય પ્રાપ્ત થયું. શ્રી હેમચંદ્રાચાર્યનો આમીગ પાહિણીને ઘેર ધંધુકા શહેરમાં સં. ૧૧૪૫ના કાર્તિક શુદિ ૧૫ ને રોજ જન્મ થયો હતો. નામ ચાંગદેવ પાડ્યું હતું. એટલે સિદ્ધરાજના રાજ્યારોહણપ્રસંગે એમને ૭મું વર્ષ ચાલતુ હતું.

ત્યારપછી એ મોઢ વણિક ચાંગદેવે દેવચંદ્રસૂરિ પાસે જૈની દીક્ષા લીધી, સોમચંદ્રમુનિના નામથી પ્રસિદ્ધ થયા અને તેમના અસાધારણ બુદ્ધિવૈભવથી તેમને સં. ૧૧૬૬ ના વૈશાખ શુદિ ૩ ( અક્ષય તૃતીયા )ને રોજ આચાર્ય પદવી આપી હેમચંદ્રસૂરિના નામથી પ્રસિદ્ધ કર્યા.

પ્રભાવકચરિત્રકાર, સિદ્ધરાજ અને આચાર્યનો પ્રથમ મેળાપ, નીચેના શબ્દોમાં વર્ણવે છે:—

શ્રી સંઘરૂપસાગરના કૌસ્તુભ સમાન હેમચંદ્રસૂરિએ એક વખત અણહિલ્લપુર તરફ વિહાર કર્યો. એક દિવસ સિદ્ધરાજ રયવાડીએ નગરમાં ફરવા નીકળ્યા તે વખતે બજારમાં એક બાજુ ઊભેલા શ્રી હેમચંદ્રસૂરિને જોતાં રાજાધિરાજે અંકુશથી હસ્તીને નજીકમાં ઊભો રાખીને જણાવ્યું કે ' તમારે કાંઈ કહેવું છે ?'

આચાર્ય મહારાજે ઉત્તરમાં કહ્યું:—

> कारय प्रसरं सिद्ध ! हस्तिराजमशंकितम् ।
> त्रस्यन्तु दिग्गजाः किं तैर्भूस्त्वयैवोद्धृता यतः ॥

' સિદ્ધરાજ ! વગરસંકોચે ગજરાજને આગળ ચલાવો. દિગ્ગજો ભલે ત્રાસ પામે, પણ તેથી શું ? કારણ કે પૃથ્વીને તો તું જ ધારણ કરી રહ્યો છે. ' આમાં રાજા, હસ્તી અને દિગ્હસ્તી પર ભાર છે. દિગ્ગજો પૃથ્વીને ધારણ કરી રહ્યા છે એ માન્યતા પર ચોટ છે અને સિદ્ધરાજને કહે છે કે ભલે એ દિગ્ગજો તારા હાથીથી ત્રાસ પામે ! તારે શું છે ? કારણ કે અત્યારે તો દિગ્ગજનું પૃથ્વી ધારણ કરવાનું કામ તું પોતે જ કરી રહ્યો છે.

તાત્કાલિક બનાવેલી અલંકારમય કવિતાથી રાજા બહુ પ્રસન્ન થયો અને પોતાની પાસે દરરોજ બપોરે પ્રમોદ પમાડવા માટે રાજસભામાં આવવાનું આમંત્રણ આપ્યું.

રાજાને ગુરુના આ પ્રથમ દર્શનથી ખૂબ આનંદ થયો અને એના દિગ્યાનામાં

પણ તેનો વિજય થયો. આ રીતે ગુર્જરનરેશ અને હેમચંદ્રાચાર્યનો સંબંધ થયો.[1] આ હકીકત કયા વર્ષમાં બની તેનો નિર્ણય કરવો મુશ્કેલ છે, પણ આજુબાજુનો સંબંધ વિચારતાં સં. ૧૧૮૫ લગભગ આ બન્ને રાજશિરોમણિ અને યોગીશિરોમણિનો સંબંધ થવો સંભવે છે.

પ્રબંધચિંતામણિકાર-મેરુતુંગાચાર્ય સિદ્ધરાજ-હેમચંદ્રનો મેળાપ નીચે પ્રમાણે વર્ણવે છે,—

ધારાનગરીનો વિજય કરી, માળવપતિ યશોવર્માને છ દોરડાથી બાંધી, પોતાની આણા માળવા પર પળાવી, સિદ્ધરાજ નરેશ પાટણ પધાર્યા ત્યારે દરેક ધર્મના મુખ્ય મનુષ્યોને રાજાધિરાજને આશીર્વાદ આપવા માટે બોલાવવામાં આવતા હતા. તે પ્રસંગે હેમચંદ્રાચાર્યને આગળ કરીને જૈન આચાર્યો પણ રાજસભામાં આવ્યા. તે પ્રસંગે હેમચંદ્રાચાર્યે અલંકારમય નીચેના કાવ્યથી રાજાધિરાજને આશીર્વાદ આપ્યો.

> भूमिं कामगवि ! स्वगोमयरसैरासिञ्च रत्नाकरा !
> मुक्तास्वस्तिकमातनुध्वमुडुप ! त्वं पूर्णकुंभीभव ।
> धृत्वा कल्पतरोर्दलानि सरलैर्दिग्वारणास्तोरणा-
> न्याधत्त स्वकरैर्विजित्य जगतीं नन्वेति सिद्धाधिपः ॥ १ ॥

સિદ્ધરાજ મહારાજ પૃથ્વીને પોતાના હાથથી જીતીને આવે છે, માટે હે કામધેનુ ગાય! તારા છાણ(ગોમય)ના રસથી આ ધરતીને સિંચી દે, હે રત્નાકર સાગરો! તમે મોતીના સાથીઆ પૂરો, હે ચંદ્ર! તું તારો ઘડો અમૃતથી પૂરેપૂરો ભરી દે અને હે દિશાના હાથીઓ! તમે કલ્પવૃક્ષના પાંદડાંને તમારી ઊંચી કરેલી સુંઢવડે ગ્રહણ કરી તેના તોરણો બાંધો.

આ શ્લોકમાં ભારે ચમત્કાર છે. લડાઇમાં વિજય મેળવીને આવે ત્યારે તે ઉજવવા માટે ઘરમાં લીંપણ કરવાનો, ઓસરીમાં રંગોળી પૂરી ચિત્રો-સાથીઆઓ કરવાનો, ભરેલા ઘડા આગળ લાવવાનો અને તોરણો બાંધવાનો રિવાજ જણાય છે એ વાતને કેવા સુંદર શબ્દોમાં ભવ્ય વર્ણન સાથે જોડી દીધી છે એ નોંધવા જેવું છે.

ધારાનગરીનું યુદ્ધ તો ઘણાં વર્ષ ચાલ્યું છે અને માળવાના વિજયનો સં. ૧૧૯૨ પહેલા જઇ શકતો નથી, તેથી સિદ્ધરાજ મહારાજ અને હેમચંદ્રાચાર્યનો પ્રથમ મેળાપ આ પ્રસંગે થયો હોય તેમ સંભવતું નથી. બાકી માળવાના વિજય પછી સૂરીશ્વરે આ પ્રમાણે આશીર્વાદ આપ્યો એ વાત તો લગભગ દરેક પ્રબંધકારે લખી છે તેથી તે વાત સ્વીકારવામાં વાંધો જણાતો નથી.

આ કાવ્યની પ્રશંસાને પરિણામે શ્રી સિદ્ધહૈમવ્યાકરણની કૃતિ તૈયાર કરવાનો પ્રસંગ કેવી રીતે ઉપસ્થિત થયો તે મેં અન્યત્ર[2] બતાવ્યું છે એટલે આ આશીર્વાદનો શ્લોક સાહિત્યમાં ખૂબ નામના પામ્યો છે તે જણાવવાની ભાગ્યેજ જરૂર હોય.[3] મૌક્તિક

---

૧ કુમારપાળપ્રબંધ જિનમંડન કૃત. ૨ મારો પ્રાકૃત વ્યાકરણ પરનો નિબંધ મુંબઇ સાહિત્ય પરિષદ પ્રસંગે. ૩ પ્રભાવક ચરિત્રમાં આ બન્ને બનાવો અનુક્રમે આપ્યા છે તેથી તેની સ્પષ્ટતા થઈ જાય છે. જુઓ ભાષાંતર પૃ. ૨૯૦-૨૯૧

# શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ–પાલીતાણા

(સ્થાપના—સંવત ૧૯૬૨ ના ચૈત્ર શુદિ ૧૦)

## ચૈત્ર માસની પત્રિકા

**ધાર્મિક પ્રવૃત્તિઓઃ**—નિયમાનુસાર સામાયિક, પ્રતિક્રમણ, ગુરુવંદન, પ્રભુપૂજા વગેરે પ્રવૃત્તિઓ થઈ રહેલ છે. ચૈત્ર શુદિ ૧૫ ના રોજ વિદ્યાર્થીઓ યાત્રાએ ગયેલ હતા.

**સંસ્થાની વરસગાંઠઃ**—ચૈત્ર શુદિ ૧૦ ના રોજ સંસ્થાએ ૩૩ વરસ પૂરા કરી ૩૪ મા વર્ષમાં પ્રવેશ કર્યો, તે પ્રસંગે વિદ્યાર્થીઓને મિષ્ટ ભોજન આપવામાં આવ્યું હતું, તથા સાંજના વક્તૃત્વ સભાની મીટીંગ રાખવામાં આવી હતી. જેમાં સંસ્થાનો દિનપ્રતિદિન અભ્યુદય ઇચ્છવામાં આવ્યો હતો.

**મહાવીર જન્મ કલ્યાણક ઉત્સવઃ**—ચૈત્ર શુદિ ૧૩ ના રોજ જન્મ કલ્યાણકના વરઘોડામાં વિદ્યાર્થીઓ ગયા હતા. બપોરના આચાર્ય મહારાજ શ્રી વિજયમોહનસૂરીશ્વરજીના પ્રશિષ્ય ધર્મવિજયજી મહારાજ સાહેબનું વ્યાખ્યાન સંસ્થાના વ્યાખ્યાનહોલમાં રાખવામાં આવેલ હતું.

### વિવાદ સભાઓ

| વિષય | વક્તા | પ્રમુખ |
|---|---|---|
| હિંદની પડતીના કારણો | વિ. ખીમજી કલ્યાણજી | શ્રીયુત વીરચંદ ફૂલચંદ શાહ |
| કેળવણીની દિશા. | વિ. ઉમેદચંદ હરખચંદ | વિ. મગનલાલ પ્રેમજી શાહ. |

**જમણવાર—**

| | | |
|---|---|---|
| ૧. શેઠ માણેકલાલ ચુનીલાલ | અમદાવાદ | ચૈ. શુ. ૧ |
| ૨. શેઠ ઓતમચંદ રણછોડદાસ | મુંબઈ | ચૈ. શુ. ૧૦ |
| ૩. શેઠ મૂળચંદ હીરાચંદ | અમદાવાદ | ચૈ. વ. ૭ |

### ચૈત્ર માસની આવક—

| રૂ. આ. પા. | |
|---|---|
| ૧૧૦૩-૧-૦ | શ્રી નિર્વાહ ફંડ ખાતે |
| ૧૦૦-૦-૦ | શ્રી વાર્ષિક મદદ ખાતે |
| ૧૯૩-૪-૦ | શ્રી ભોજન ફંડ ખાતે |
| ૬-૦-૦ | શ્રી કેળવણી ફંડ ખાતે |
| ૨-૮-૦ | શ્રી કાપડ ફંડ ખાતે |
| ૭૫૨-૦-૦ | શ્રી સ્વામીવાત્સલ્ય ટ્રસ્ટ ફંડ ખાતે |
| ૧૦૧-૦-૦ | શ્રી આંગી ફંડ ખાતે |
| ૨૨૫૭-૧૩-૦ | |

### મુલાકાતો—

શેઠ માણેકચંદ જેચંદ ભાવનગર. સંસ્થાના માનદ સેક્રેટરી વીરચંદ પાનાચંદ શાહ. ગાંધી વાડીલાલ ચતુર્ભુજભાઇ ભાવનગર, શેઠ તારાચંદ મીઠાજી શીયાણા, શેઠ ધરમચંદભાઇ સંઘવી ઘાણેરા. બેન હીરાબેન પાલણપુર વગેરે ગૃહસ્થો તથા બહેનોએ સંસ્થાની મુલાકાત લીધી હતી.

### સમાજના દાનવીરોને—

હજુ મકાન ખાતે રૂા. ૮૦૦૦) તથા દેરાસરજી ખાતે રૂા. ૪૦૦૦) નો તોટો છે. સ્વામીવાત્સલ્ય ટ્રસ્ટફંડની તિથિઓ હજુ ઘણી બાકી છે, તો સ્વામીવાત્સલ્ય ટ્રસ્ટફંડની તિથિઓ ભરાવી, તેમજ મકાનફંડમાં તથા દેરાસર ખાતે મદદ મોકલી આપવા નમ્ર વિનતિ છે–સંસ્થાને દરસાલ આવક ઓછી થતી હોવાને અંગે નિર્વાહ-ફંડમાં પણ તોટો પડતો જાય છે. કેળવણીપ્રેમી દાતાઓને સંસ્થાને મદદ કરી સ્વામીવાત્સલ્યનું પુન્ય ઉપાર્જન કરવા વિનતિ છે.

## અશાડ માસની વધઘટ ને પર્વ (દિન ૨૯)

શુદિ ૬ નો ક્ષય. વદિ ૬ બે—શુક્ર ને શનિ. વદિ ૧૩ નો ક્ષય.

શુદિ ૪ ને બુધ—આર્દ્રા—કેરીત્યાગ. શુદિ ૭ શુક્ર—અટ્ઠાઇ બેઠી.

શુદિ ૧૪ શુક્ર—ચોમાસી ચૌદશ. વદિ ૧૨ શુક્ર—રોહિણી,

સુધારો—ગત અંકમાં વૈશાખના દિન ૨૯ લખ્યા હતા તે ૩૦ લખવા જોઇએ. શુદિ ૩ શનિવારે વર્ષીતપની શરૂઆત લખી છે તે વર્ષીતપના પારણા સમજવા. શરૂઆત તો ફાગણ વદિ ૮ મે થાય છે.

## નવા સભાસદોના નામ.

૧ ભાઇ ગજમલ ધુરાલાલ ભંડારી—આગર. પહેલા વર્ગના વાર્ષિક મેમ્બર

૨ શેઠ રતિલાલ મારાભાઇ ઝવેરી—મુંબઇ ,,

૩ શા. બાઉચંદ રણછોડ ભાવનગર ,,

૪ ભાવસાર ચંદુલાલ સુખલાલ. ,, ,,

## બે પ્રતિક્રમણની શાસ્ત્રી અને ગુજરાતી બુકો

આ બને પ્રકારની બુકો અમે બહુ વર્ષોથી છપાવીએ છીએ હાલમા તેની નવી આવૃત્તિ કેટલાક સુધારાવધારા સાથે સુંદર છપાવી છે. કિંમત ત્રણ આના રાખી છે, પરંતુ જૈનશાળા માટે કે ઇનામ માટે ૨૫ કે તેથી વધારે મંગાવનારને અઢી આને આપશુ. શુદ્ધિ માટે પૂરતી કાળજી રાખવામા આવી છે.

## શ્રી પ્રતિક્રમણના હેતુ

પ્રતિક્રમણ કરનારા શ્રાવક શ્રાવિકા વગેરેને માટે આ બુક બહુ જ જરૂરની છે. એક સંસ્કૃત ગ્રંથનુ ભાષાતર છે. તેમાં દરેક સૂત્રનો ક્રમ શા માટે અને તેમાં શું રહસ્ય છે તે બહુ સારી રીતે સમજાવેલ છે. વાંદણાના (૨૫) આવશ્યક અને મુહપત્તિની (૫૦) પડિલેહણા કેમ કરવી તે બહુ સારી રીતે સમજાવેલ છે. આ બુક વાંચ્યા સિવાય પ્રતિક્રમણ વિષે પૂરી માહિતી મળી શકતી જ નથી. પ્રાંતે પ્રતિક્રમણના આઠ પર્યાય અને તેની ઉપર આઠ કથા આપેલી છે. જરૂર મંગાવો, વાંચો ને પાઠશાળામા ચલાવો. વિદ્યાર્થીઓને સમજાવો. કિંમત માત્ર છ આના.

## શ્રી જંબૂદ્વીપસમાસ ભાષાંતર વિગેરે.

આ બુકમાં શ્રી ઉમાસ્વાતિ વાચકવિરચિત જંબૂદ્વીપ સમાસ ગ્રંથનું ભાષાંતર આપવામા આવ્યું છે. ઉપરાત તેમનું જ કરેલુ પૂજા પ્રકરણ ભાષાતર સાથે આપેલ છે અને યતિશિક્ષાપંચાશિકા તથા ચારિત્રમનોરથવાળા બંને અર્થસહિત આપેલ છે. મુનિરાજ તથા સંસ્થાઓ વિગેરેને ભેટ. કિંમત ત્રણ આના, પોસ્ટેજ સવા આનો.

## શ્રી અર્હન્નામસહસ્રસમુચ્ચય વિગેરે

શ્રી હેમચંદ્રાચાર્યકૃત આ સ્તોત્ર અર્થ સાથે ૧૦૦૮ નામ પૃથક્ પૃથક્ લખવા સાથે આપેલ છે. ઉપરાત શ્રી જીનહર્ષગણિવિરચિત જિનસહસ્રનામસ્તોત્ર, ઉપાધ્યાયજીકૃત સિદ્ધસહસ્રનામસ્તોત્ર, પંડિત આશાધરવિરચિત જિનસહસ્રનામસ્તોત્ર વિગેરે આ બુકમાં ઉપયોગી સંગ્રહ કરેલો છે. જરૂર વાંચો. સાધુ—સાધ્વી તથા સંસ્થાઓને ભેટ.

કિંમત ત્રણ આના, પોસ્ટેજ સવા આનો.

Reg No B 156



મુદ્રક શાહ ગુલાબચદ લલ્લુભાઈ–શ્રી મહોદય પ્રિન્ટીંગ પ્રેસ, દાણાપીઠ–ભાવનગર

# શ્રી જૈન ધર્મ પ્રકાશ


પુસ્તક ૫૫ મું

સંવત ૧૯૯૫

અંક ૪ થો

અશાડ






પ્રકટકર્તા—

શ્રી જૈનધર્મ પ્રસારક સભા

ભાવનગર

વીર સંવત ૨૪૬૫

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂા. ૧-૧૨-૦

પુસ્તક ૫૫ મું } અશાડ { વીર સં. ૨૪૬૫
અંક ૪ થો } { વિક્રમ સં. ૧૯૯૫

## अनुक्रमणिका

૧ જિન પ્રતિમા વિષે : પદ્ય... ... ( અધ્યાપક-ખૂબચંદ કેશવલાલ ) ૧૧૧
૨ શાશ્વત સુખકી હી આશા કરો : પદ્ય ... ( રાજમલ ભંડારી ) ૧૧૨
૩ વણિક વિષે છપ્પા ... ... ... ... ( સં. કુંવરજી ) ૧૧૩
૪ વિદ્યા વિષે ( મહીદીપ છંદ ) ... ... ( અમીચંદ કરશનજી શેઠ ) ૧૧૩
૫ કેટલુંક જાણવા જેવું. ... ... ... ... ( કુંવરજી ) ૧૧૪
" વિચારસારમાંથી ... ... ... " ૧૧૫
૬ પ્રશ્નોત્તર ... ... ( પ્રશ્નકાર-માસ્તર મોહનલાલ હઠીચંદ-બોટાદ ) ૧૧૮
૭ સિદ્ધહેમશબ્દાનુશાસન અને તેમાંના ઐતિહાસિક ૩૫ શ્લોકો-અર્થ સહિત ( મૌક્તિક ) ૧૨૨
૮ મુનિરત્ન શ્રી સ્થૂલભદ્રના જીવનનો એક પ્રસંગ (હીરાલાલ રસિકદાસ કાપડિયા) ૧૩૮
૯ વચનામૃત ... ... ... ( મોહનલાલ હરિચંદ-શીહોરી ) ૧૪૨
૧૦ પ્રભાવિક પુરુષો-ચેડા મહારાજા ( ૨ ) ( મોહનલાલ દીપચંદ ચોકસી ) ૧૪૩
૧૧ કઃ પરઃ પ્રિયવાદિનામ્ ( પ્રિય બોલનારને પારકું કોણ છે ? ) ( રાજપાળ મગનલાલ વહોરા ) ૧૪૬
૧૨ શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિ ... ( નરોત્તમદાસ ભગવાનદાસ શાહ ) ૧૪૮
૧૩ શ્રી જંબૂદ્વીપસમાસના ભાષાંતરમાં સુધારો ... ( કુંવરજી ) ૧૫૦

### પાંચમો અંક બીજા શ્રાવણ શુદિ ૬ ઠે બહાર પડશે.

ચાલુ વર્ષમાં શ્રાવણ માસ બે છે તેથી પ્રથમ ( અધિક ) શ્રાવણમાં શ્રી જૈન ધર્મ પ્રકાશ બહાર પડવાનું નથી. બીજા શ્રાવણ શુદિ છઠે( તા. ૨૦-૮-૩૯ )ના રોજ બહાર પડશે.

જૈન પંચાંગ ટિકિટો મોકલીને મંગાવશે તેને મફત મોકલશું.

વ્યવહારકૌશલ્યની બીજી આવૃત્તિ છપાવી શરૂ થઇ છે. તે બહાર પડશે એટલે ખબર આપશું. ત્યારપછી મંગાવવા પત્ર લખવો.

ઉપદેશપ્રાસાદ ભાષાંતર ભાગ ૩ જાની નવી આવૃત્તિ છપાવવી શરૂ થઇ છે, તેથી હવે પછી પાંચે ભાગ સાથે આપી શકશું.

**સભાની વર્ષગાંઠ**-બીજા શ્રાવણ શુદિ ૩ ગુરુવારે આવશે અને શ્રાવણનો અંક તો શુદિ ૬ ઠે બહાર પડશે તેથી તેનું આમંત્રણ પણ આ અંકથી જ સમજી લેવાનું છે.



## ધર્મ પરાયણ સખાવતી યુગલ



શેઠશ્રી માણેકલાલ ચુનીલાલ



અ. સૌ. શ્રીમતી કમળાબહેન

**માણેકલાલભાઈનો** જન્મ વિ. સં ૧૯૬૧ના ફાલ્ગુન શુદિ પૂર્ણિમાના દિવસે થયેલ છે. તેઓશ્રી અમદાવાદ નાગજી ભુદરની પોળના વતની છે. હાલમા નિવાસસ્થાન મુંબઈ–ચોપાટી–મલબાર હીલ રાખેલ છે

શેઠશ્રીના પિતાનું નામ **ચુનીલાલ નથુભાઈ** તથા માતુશ્રીનુ નામ **મંગુબહેન** છે. શેઠશ્રીએ ક્રમથી લીલીસુકી અને પુન. લીલી અવસ્થા જોયેલી હોવાથી તત્ત્વતઃ દ્રવ્યાદિની ક્ષણભંગુરતા સમજવાને લીધે છૂટે હાથે સાતે ક્ષેત્રોમાં તેમજ ઇતર દર્શનોમાં પણ જૈન ધર્મની પ્રભાવનાના હેતુએ દ્રવ્યવ્યય કરી રહ્યા છે.

શેઠશ્રીનું નામ જૈન સમાજમા એક આદર્શ કેળવણીપ્રિય દાનવીર તરીકે પ્રથમ પંક્તિએ ઉજ્જવળ અક્ષરે અંકિત થયુ છે. સાથોસાથ વ્યાપારી જગતમાં પણ એક સાહસિક કાર્યકુશળ વેપારી તરીકે મુંબઈના બધા માર્કેટોમાં સારી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે.

શેઠશ્રીએ શ્રાવક–ધર્મનું સાચું જીવન પણ જીવી જાણ્યુ છે. વીતરાગ દેવ, પંચ મહાવ્રતધારી સાધુ–ગુરુ અને વીતરાગભાષિત ધર્મ પરની શ્રદ્ધા તેમના રોમ–રોમમાં વ્યાપી રહી છે. હાલમાં મુંબઈમાં બિરાજતા અનુયોગાચાર્ય પંન્યાસ શ્રી **પ્રીતિવિજયજી** ગણિવર પાસેથી ધર્મશ્રવણનો સારો લાભ પ્રાપ્ત કર્યો છે અને તેમની પ્રેરણાનુસાર સત્કાર્યોમાં સખાવત કરે છે.

જનતામાં જ્ઞાનરૂપી દીપક પ્રગટાવવા નામનો મોહ રાખ્યા વગર તેઓશ્રીએ અન્ય શ્રીમંતોને સાચી સેવાનો બોધપાઠ આપ્યો છે. પુષ્કળ દ્રવ્યપ્રાપ્તિ છતાં વૈભવ–વિલાસમાં આસક્ત ન થતાં પોતાના જીવનને સદાચાર, સજ્જનતા, સાદાઈ, નિરભિમાનપણુ અને પરોપકારવૃત્તિની વિશાળ ભાવના તરફ પ્રેરેલ છે એટલું જ નહિ પણ કરેલ દાનને ગુપ્ત રાખવા અને નામનાના મોહથી વિરક્ત રહેવા એક આદર્શ દૃષ્ટાંત પૂરું પાડયું છે.

શેઠશ્રીનાં અ. સૌ. ધર્મપત્ની **શ્રીમતી કમળા બહેન** પણ ઘણા ધર્મયુક્ત, જિન-દર્શનના નિયમવાળા અને સુશ્રાવિકા યોગ્ય અન્ય નિયમોને પાળનારા હોવાથી આદર્શ શ્રાવિકા તરીકે પ્રસિદ્ધિ પામ્યા છે.

શેઠશ્રીએ પોતાના પુણ્યોદયથી ઉદાર દાતા તરીકે નામના મેળવી છે અને શાસન-દેવને પ્રાર્થીએ છીએ કે તેઓશ્રીની તે અમર નામના કાયમ ટકી રહે.

## દાનવીર શેઠ માણેકલાલ ચુનીલાલની મોટી સખાવતો

૧૮૦૦૦ અમદાવાદ ખોડાઢોર પાંજરાપોળમાં.
૨૫૦૦૦ કદમગિરિ ધર્મશાલામાં.
૧૧૦૦૦ શેઠ લલ્લુ રાયજી બોર્ડીંગમાં.
૩૦૦૦૦ ધી કોલેજ ઓફ કોમર્સ. અમદાવાદ
૧૧૦૦૦ શ્રી આત્માનંદ જૈન કોલેજ અંબાલા.
૧૦૦૦૦ શ્રી મહાવીર જૈન વિદ્યાલય. મુંબઈ.
૫૦૦૦ અમદાવાદ જીવદયા મંડલી.
૫૦૦૦ અમદાવાદ ભોજનશાલા.
૧૦૦૦૦ શ્રી પુસ્તકોદ્ધારમાં.
૨૫૦૦૦ શ્રી જીર્ણોદ્ધારમાં.
૧૩૦૦૦ મુંબઈ જીવદયા મંડલી.
૨૫૦૦ ઘાટકોપર જીવદયા પાંજરાપોળમાં.
૨૫૦૦ ગોકલીબાઈ હાઈસ્કુલ. વીલેપારલે.
૭૦૦૦ કારયાણી જિનમંદિરમાં.
૩૧૦૦૦ કદમગિરિ જિનમંદિરમાં.
૨૦૦૦ તલાજા તળાટીના ભાતા ખાતે.
૩૫૦૦ અયોધ્યામાં દેરાસર માટે.
૩૦૦૦ સોનગઢ ચારિત્રરત્નાશ્રમમાં.
૨૫૦૦ શ્રી યશોવિજય જૈનગુરુકુલમાં.
૧૬૦૦૦ માગરોલ કન્યાશાળામાં ધાર્મિક, ઉદ્યોગ અને જૈન શિક્ષકશાળા માટે.
૧૧૦૦૦ રાજકોટ સત્યાગ્રહમાં.

૧૦૦૦ જૈન ચિત્રકલ્પદ્રુમ
૫૦૦૦ અમદાવાદ જ્યોતિ સંઘને
૫૦૦૦ બાથરૂમ ખાતે-મુંબઈ ચનીગેંડ.
૨૦૦૦ પાલીતાણામાં સાર્વજનિક બાળમંદિરમાં
૧૨૫૦ નવસ્મરણની બુક છપાવવા માટે
૧૧૦૦૦ શૌરીપુર તીર્થમાં જીર્ણોદ્ધારાદિ માટે
૧૦૦૦ ચાંદવડ આશ્રમમાં.
૩૦૦૦ આ. મોહનસૂરિના પ્રશિષ્ય ભાવમુનિને ભણાવવા માટે.
૫૦૦૦ અમદાવાદ સાબરમતી રાજનગર દેરાસરમાં
૨૫૦૦ પાવાગઢ નાયકાશ્રમમાં.
૧૫૦૦ મુંબઈ આયંબિલ વર્ધમાન તપખાતામાં.
૮૪૦૦ શ્રી વર્ધમાન જૈન આગમમંદિર. પાલીતાણા.
૧૦૦૦ મહિલા સમાજ. મુંબઈ.
૧૦૦૦ શ્રી જૈન એજ્યુકેશન બોર્ડમાં.
૧૫૦૦ આણંદ સ્ટેશન બોર્ડીંગમાં દેરાસર માટે
૩૦૦૦ શ્રી આત્માનંદ સભામાં. સીરીઝ છપાવવા માટે.
૨૦૦૦ ઘોઘા હાઈસ્કુલમાં.
૧૦૦૦ મુંબઈ ભગવતીસૂત્ર વંચાવવા
૩૦૦૦ પંન્યાસશ્રી પ્રીતિવિજયજી મહારાજના ભંડાર માટે છેદસૂત્રો લખાવવા સારૂ.

આ સિવાય નાની નાની સખાવતો ઘણી છે. એકંદરે સાત લાખની સખાવત થાય છે. સ્થળસંકોચને કારણે અહીં બધી રકમો આપી નથી.






પુસ્તક ૫૫ મું | વિ. સં. ૧૯૯૫ | અશાડ | અંક ૪ થો | વીર સં. ૨૪૬૫

# જિનપ્રતિમા વિષે



( આજે આંગી બની નવરંગી—એ રાગ )

સેવો જિનપડિમા સુખકાર, એ છે ભવજળ તારણહાર. ટેક
બોધિબીજ નિજ નિર્મળ હુવે, મમતા સવિ મીટ જાય;
ભકતે જે ત્રિકાળ પૂજે તેનાં, પાતિક સબ દહ જાય. સે૦ ૧

અલ્પભવી તે નજરે નિહાળે, નિરખે ન કોઈ ગમાર;
નિશદિન પ્રતિમા ધ્યાન ધરે જે, આનંદ મંગળ થાય. સે૦ ૨

રાવણ ને મંદોદરી વળી, દ્રૌપદીએ પૂજી તેહ;
ગાવત ગુણ જિનરાજ પામ્યા, સુરપદવી ગુણગેહ. સે૦ ૩

પ્રતિમા લોપે પાપીઆ, છતે સૂત્ર ઘણેરી શાખ;
ગર્દભને તે કિમ રુચે જે, સાકર ને વળી દ્રાક્ષ. સે૦ ૪

વિનય ભક્તિ સુંદર ધરી હૃદયે, પૂજે જિનના પાય;
મન વચ કાયે ચરણે રહીને, ધ્યાનને ખૂબ લગાય. સે૦ ૫

અધ્યાપક—મૂળચંદ કેશવલાલ—વાવ

ॐ

# शाश्वतसुख की ही आश करो।

आशासे प्राणी अपना, जीवन बीता रहा है।
आशा विना का कोइ, नहीं दृष्टि आ रहा है ॥ १ ॥
आशा लगी है सबको, सुख भोग भोगने की।
लेकिन छीपा है जाकर, प्यारा! वो सुख कहां है? ॥ २ ॥
माना है सुख कीसीने, कंचन व कामिनीमें।
व और कोइ इसको, सुतमें बता रहा है ॥ ३ ॥
वैभव विलास बंगले, हो दास और मोटर।
हो मशहुर नाम जगमें, यह उरसे चाह रहा है ॥ ४ ॥
वस्तु अभावमें ही, माना है सुख हृदयमें।
पानेसे वो ही वस्तु, मनको हटा रहा है ॥ ५ ॥
वस्तु रही जहां पर, वहां गौर करके देखो।
न सुख रहा वहांपर, यह दृष्टि आ रहा है ॥ ६ ॥
किंचित सुखोंकी खातिर, निजको भी हैं भूलाया।
परको ही माना अपना, यह अज्ञान छा रहा है ॥ ७ ॥
कुदरतने तुझको वस्तु, ऐसी अमूल्य दी है।
तुं फिर भुलाके उसको, नश्वर ही चाह रहा है ॥ ८ ॥
है भोले भाई! तज दे, आशा क्षणिक सुखोंकी।
शाश्वत खजाना सुखका, ज्ञानी बता रहा है ॥ ९ ॥
लाकरके उसमें श्रद्धा, उसहीको निजमें ढुंढो।
मालूम होगा फिर वह, येही जता रहा है ॥ १० ॥
न सुख है धन व दोलत, त्रिया व सुतमें भाई!।
न वाड़ी बंगले मोटरमें, सुख समा रहा है ॥ ११ ॥
है संस्कार यह अनादि, सुखका जो भ्रम कराते।
इनने भूलाया निजको, यह धर्म कह रहा है ॥ १२ ॥
वस्तु है निजको भाई!, त्रण रत्न जो अत्युत्तम।
दर्शन व ज्ञान चारित्र, हितकार ही कहा है ॥ १३ ॥
इनका विकास करना, इनका ही ध्यान करना।
वाकीकी सर्व आशा, दे शिघ्र अब हटा है ॥ १४ ॥
येही विनय है सबसे, शाश्वत सुखोंको चाहो।
यह धर्मसे ही मीलते, आगम बता रहा है ॥ १५ ॥

राजमल भंडारी

# વણિક વિષે છપ્પા

જીવદયાપ્રતિપાળ, આળ[1] એકે નવ બોલે;
ન્યાવટ[2] શાવટ[3] નેક, ધર્મની ધારણ તોળે;
સદા વતીની સાખ, લાખ ઠેકાણે લહીએ;
પુણ્ય વાતમાં પૂર, નૂર કુળશુધ્ધે કહીએ;
માને છે મોટા મહીપતિ, દેશ વિદેશ કોઠી[4] કરે;
શામળ કહે શાહુ સુલતાન સમ, એમાં નવ અંતર ધરે. ૧

અધર્મ કે અભિમાન, ગાન કે તાન ગણે નહીં;
નિંદા નીચ સ્વભાવ, ભૂંડું મુખ વેણ ભણે નહીં;
વણિકમાંહી ગુણ વીશ, રીસનો ન ચડે રંગ;
ચોરી ચાડી ને જૂઠ, અહંપદ ધરે ન અંગ;
કદી ગાળો કોઇક દે ઘણી, પાછી વાળી ન જાણિયો;
વળી પૂંઠે ન બોલે પારકી, વ્યવહારી જે વાણિયો. ૨

વીશવસા નહીં વણિક, જીભે જે જૂઠું બોલે;
વીશવસા નહીં વણિક, પેટનો પડદો ખોલે;
વીશવસા નહીં વણિક, ઉતાવળીઓ જે થાયે;
વીશવસા નહીં વણિક, વનિતાશું વહેવાયે[5];
વળી વીશવસા તે વણિક નહીં, ચડ્યો રાવળે[6] જાણિયો;
જે સત્ય તજે શામળ કહે, વીશવસા નહીં વાણિયો. ૩

# વિદ્યા વિષે

મહીદીપ છંદ

સાધન સુખનું ગણાય, વિનયવાળી વિદ્યા;
વાંચ્છિત ફળદાયિની છે, કલ્પદ્રુમ વિદ્યા. ૧
મૂર્ખને મહાન કરી, સ્થાપનારી વિદ્યા;
અંધને અપાર ચક્ષુ, આપનારી વિદ્યા. ૨
રંકને બનાવનારી, રાય માત વિદ્યા;
પંગુને ઉતારનારી, સિંધુપાર વિદ્યા. ૩
દેશ ને વિદેશ સ્નેહ, સંસ્થાપનારી વિદ્યા;
દુર્જનભય દુઃખપુંજ, કાપનારી વિદ્યા. ૪
રત્નતુલ્ય પુત્રને, દીપાવનારી વિદ્યા;
મૂર્ખમાં ગણાય છે ભણ્યો ન જેહ વિદ્યા. ૫

અમીચંદ કરશનજી શેઠ

---

૧ ખોટું કલંક. ૨ ન્યાયીપણું–નાણાવટ. ૩ શાહપણું. ૪ દુકાન–પેઢી. ૫ વ્યાપાર કરે. ૬ રાજ કચેરીએ–કોર્ટે જાય નહીં.

# કેટલુંક જાણવા જેવું

૧ કલિકાળસર્વજ્ઞ **શ્રી હેમચંદ્રાચાર્ય** સુપ્રસિદ્ધ છે, તેમ જ **શ્રી હરિભદ્રસૂરિ** પણ તે બિરુદધારક હતા જુઓ **ચતુર્વિંશતિ પ્રબંધ** ( પ્રબંધકોશ ). **સિદ્ધસેનદિવાકર** પણ કળિકાળસર્વજ્ઞ કહેવાતા હતા. જુઓ **ઉપદેશચિંતામણિ.**

૨ ઉપાધ્યાયજી **શ્રી યશોવિજયજીને** લઘુ હરિભદ્ર પણ કહ્યા છે.

૩ અપરિણુત ને અતિપરિણુત શિષ્યને ન આપવા યોગ્ય હોવાથી-તેનો વિચ્છેદ ( નિષેધ ) કરેલો હોવાથી **મહાનિશિથાદિ** છ સૂત્રો **છેદસૂત્રો** કહેવાય છે.

૪ દિવસ ને રાત્રિના પહેલા ને છેલ્લા પ્રહરમાં જ પાઠ કરવાની આજ્ઞા હોવાથી અમુક સૂત્રો **કાલિક** કહેવાય છે.

૫ નંદિ ને અનુયોગદ્વાર એ બે સૂત્રો **ચૂલિકાસૂત્ર** કહેવાય છે.

૬ જ્ઞાનાદિ ગુણરત્નસર્વસ્વના આધારભૂત હોવાથી-પેટી, કરંડક, ભાજન અથવા કોશરૂપ હોવાથી દ્વાદશાંગી **આચાર્યની પીટક** (ગણિપીટક) કહેવાય છે.

૭ તીર્થંકર મહારાજના મુખથી ત્રિપદી સાંભળતાં જ ગણધરોને ગણધરનામકર્મનો ઉદય થાય છે અને ઉત્કૃષ્ટ મતિજ્ઞાન તથા શ્રુતજ્ઞાન તેના આવરણના ક્ષયોપશમથી પ્રાપ્ત થાય છે એટલે તે **દ્વાદશાંગીની** રચના કરે છે. તેમાં પ્રથમ ચૌદ પૂર્વ રચતા હોવાથી તેને "**પૂર્વ**"સંજ્ઞા છે એમ કોઇ આચાર્યનો મત છે.

૮ સર્વ સિદ્ધાંતની જડનો અવયવાર્થ વિચારી સમુદાયાર્થ વિચારતાં જડ શબ્દના છ અર્થ થાય છે ૧ સર્વ જીવોને હિતકારી સિદ્ધાંતોનું મૂળ, ૨ અરિહંતના નિશ્ચિત મતનું મૂળ, ૩ જૈનમતનું મૂળ, ૪ જૈન આગમોનું મૂળ, ૫ જૈનદૃષ્ટિરૂપ નારીના નાકનું ઘરેણુ, ૬ જૈનશાસ્ત્રસંહિતારૂપ નારીનું ઘરેણું.

**ત્રિપદી** અથવા **નિષદ્યા** એ સર્વ સિદ્ધાંતની જડ છે. તેના ઉપર પ્રમાણે છ અર્થ છે.

૯ સર્વાર્થસિદ્ધથી ચ્યવેલા, ચાર વાર આહારક શરીર ને ઉપશ્રમશ્રેણીના કરનારા, જિન અને ગણધર નિશ્ચયે તદ્દભવસિદ્ધ હોય છે. લોકાંતિક સાત આઠ ભવ કરે છે. ચાર વિજયાદિ અનુત્તરમાં બે વાર ગયેલા, પાંચમા અનુત્તરવાળા ને નવમા લોકાંતિક દેવોનો સમૂહ એકાવતારી એટલે મનુષ્ય થઇને મોક્ષ પામનારા હોય છે. ઇતિ **લઘ્ધિ સ્તોત્રે.** (આ હકીકત વીશવીશીમાં પ્રસંગોપાત લાવેલ છે.)

૧૦ મનુષ્ય તિર્યંચમાંથી કોઇકને અનુગામિ અને અનનુગામી એમ બંને પ્રકારનું અવધિજ્ઞાન એક કાળે થાય છે. તે મિશ્ર કહેવાય છે

## શ્રી વિચારસાર પ્રકરણમાંથી

(૧) અગ્યાર રૂદ્ર–પરમશ્રાદ્ધ કહ્યા છે. તેમાં પહેલા રૂદ્ર **ભીમાવલી** ઋષભદેવના તીર્થમાં બીજા **જિતશત્રુ** અજિતનાથના તીર્થમાં, ૩ ભદ્ર, ૪ વિશ્વાહલ, ૫ સુપ્રતિષ્ઠ, ૬ અચળ, ૭ પુંડરીક, ૮ અજિતધર, ૯ અજિતનાથ અને ૧૦ પેઢાળ–આ આઠ રૂદ્ર સુવિધિનાથ પછી શાંતિનાથ સુધીના તીર્થમાં અને ૧૧ મો **સત્યકીસુત** શ્રીવર્દ્ધમાનસ્વામીના તીર્થમાં થયેલ છે. આ હકીકત દશમા પૂર્વમાં છે. પૃ. ૧૦૨–૩

(૨) **શ્રી વીરપ્રભુની સ્ખલના:**–૧ અપ્રીતવાળા સ્થાનમાં રહેવું, ૨ નિત્ય કાયાને વોસિરાવવી ( કાયોત્સર્ગ કરવો ), ૩ મૌન રહેવું, ૪ પાણિપાત્ર (હસ્તપાત્ર), ૫ ગૃહીવંદન ( પ્રણામ ), ૬ વસ્ત્રાર્ધનું દાન–આ છ કારણે થયેલ છે.

૧ અપ્રીતિવાળે સ્થાને ન રહેવું જોઇએ છતાં રહ્યા.

૨ નિત્ય કાયોત્સર્ગમાં રહેવું જોઇએ છતાં વચ્ચે વચ્ચે નથી રહ્યા.

૩ છદ્મસ્થપણામાં મૌન જ રહેવું જોઇએ છતાં બોલ્યા છે. ( ગોશાળાને તેજોલેશ્યાનો વિધિ બતાવ્યો છે. વિગેરે )

૪ પાણિપાત્ર જ રહેવું જોઇએ છતાં એક વાર ગૃહસ્થના પાત્રે આહાર લીધો છે.

૫ ગૃહસ્થને પ્રણામ કરવો ન જોઇએ છતાં પિતાના મિત્ર કુળપતિને હાથ લાંબા કરીને મળ્યા છે.

૬ દીક્ષા લીધા પછી દાન ન અપાય છતાં વસ્ત્રનું દાન બ્રાહ્મણને આપ્યું અને તે પણ અર્ધ વસ્ત્રનું આપ્યું. પૃ. ૧૦૪

(૩) વીર પ્રભુના સમયમાં તીર્થંકરનામકર્મ બાંધનારા નવ જીવોનાં નામ:— ૧ શ્રેણિકરાજા ( સુપ્રસિદ્ધ છે ), ૨ સુપાર્શ્વ ( વીર પ્રભુના કાકા ), ૩ પોટ્ટિલ ( વીરપ્રભુ શિષ્ય ), ૪ દઢાયુ ( અપ્રસિદ્ધ ), ૫ છેલ્લા ઉદાયન રાજર્ષિ ( ત્યારપછી કોઈ મુકુટબદ્ધ રાજાએ દીક્ષા નથી લીધી તે ), ૬–૭ શંખ ને શતક ( વીરપ્રભુના મુખ્ય શ્રાવક ) ૮ સુલસા ને ૯ રેવતી ( વીરપ્રભુની મુખ્ય શ્રાવિકા ). પૃ. ૧૦૩

(૪) ત્રેશઠ શલાકા પુરુષ પૈકી ઋષભદેવ તીર્થંકર અને ભરતચક્રીનો જન્મ ત્રીજા આરામાં અને બાકીના ૬૧ નો જન્મ ચોથા આરામાં થયેલ છે અને પંચત્વ માત્ર ઋષભદેવનું જ ત્રીજા આરામાં અને બાકીના ૬૨ શલાકાપુરુષોનું ચોથા આરામાં થયેલ છે. શ્રી ઋષભદેવના નિર્વાણ પછી બાર લાખ પૂર્વે ભરતચક્રી ચોથા આરામાં નિર્વાણ પામ્યા છે.

(૫) વર્તમાન ચોવીશીના ચોવીશે પ્રભુના સમકિત પામ્યા ત્યારથી બધા ભવોના નામો આપેલા છે. જુઓ પૃષ્ઠ ૩૯–૪૦–૪૧.

(૬) પાંચમા બ્રહ્મદેવલોકના વાસી નવ જાતિના લોકાંતિક દેવોનું આઠ સાગરોપમનું આયુષ્ય હોય છે ને તે બધા એકાવતારી હોય છે. એ રીતે એનું લોક જે સંસાર તેનું અંતપણું સિદ્ધ થાય છે. બાકી અલોક તો તેનાથી બે બે રાજ દૂર છે. જુઓ પૃષ્ઠ ૪૭.

(૭) તીર્થંકરને પ્રથમ ભિક્ષાદાતા કેટલાક તેજ ભવે સિદ્ધિને પામ્યા છે અને કેટલાક દેવ થઇને ત્રીજે ભવે સિદ્ધિને પામ્યા છે. જુઓ પૃ. ૪૯.

(૮) રાત્રિ પ્રતિક્રમણમાં કરવાના તપચિંતવનના કાયોત્સર્ગમાં પાંચ પાંચ દિવસ ઊણા કરવાની રીત બતાવી છે. જુઓ પૃષ્ઠ ૫૮.

પરમાત્મા મહાવીરના તીર્થમાં ઉત્કૃષ્ટ તપ છ માસનો કહ્યો છે તે હે જીવ! તું કરી શકીશ? કરી નહીં શકું. તો ૧-૨-૩-૪-૫ દિવસ ઊણો છમાસી તપ કરીશ? કરી નહીં શકું. ૬-૭-૮-૯-૧૦ દિવસ ઊણો છમાસી તપ કરી શકીશ? નહીં કરી શકું. ૧૧-૧૨-૧૩-૧૪-૧૫ દિવસ ઊણુ છમાસી તપ કરી શકીશ? નહીં કરી શકું. ૧૬-૧૭-૧૮-૧૯-૨૦ દિવસ ઊણુ છમાસી તપ કરી શકીશ? નહીં કરી શકું. ૨૧-૨૨-૨૩-૨૪-૨૫ દિવસ ઊણુ છમાસી તપ કરી શકીશ? નહીં કરી શકું. પાંચ માસનો તપ કરીશ? નહીં કરી શકું. એમ ચાર માસ, ત્રણ માસ, બે માસ, એક માસ સુધી કહેવું. પછી ૧-૨-૩-૪-૫ દિવસ ઊણુ એક માસનો તપ કરીશ? કરી નહીં શકું. ૬-૭-૮-૯-૧૦ દિવસ ઊણુ એક માસનો તપ કરી શકીશ? કરી નહીં શકું. ૧૧-૧૨-૧૩ દિવસ ઊણુ કરી શકીશ? કરી નહીં શકું. પછી ૩૪ ભક્ત, ૩૨ ભક્ત, એ અનુક્રમે ૩૦-૨૮-૨૬-૨૪-૨૨-૨૦-૧૮-૧૬-૧૪-૧૨-૧૦-૮-૬ ને ચતુર્થભક્ત કરીશ? કરી નહી શકું. પછી આયંબિલ, નીવી, એકાસણ, બેઆસણ, અવઠ્ઠ, પુરિમઠ્ઠ, સાઢપોરસી, પોરસી પર્યંત પૃચ્છા કરવી. છેવટ નવકારશી કરીશ? એમ પૂછતા હા પાડીને-કરીશ એમ કહીને કાઉસ્સગ્ગ પારવો.

આમાં જ્યાં સુધી પ્રસ્તુત દિવસે તપ કરવો હોય ત્યાં સુધી પૃચ્છા કરી, કરીશ એમ કહીને પારવો. આગળ ન કહેવું.

આમાં પ્રથમ કેટલાંક ઉત્તરમાં 'શક્તિ નથી, પરિણામ નથી' એમ કહે છે અને જ્યાં સુધી પૂર્વે તપ કર્યો હોય ત્યાં સુધી આવતાં 'શક્તિ છે અને પરિણામ નથી' એમ કહે છે. આ વિધિ પણ ધારી રાખવાનો છે.

(૯) પીસ્તાળીશ આગમના નામ નીચે પ્રમાણે આપ્યા છે. પૃ. ૭૯.

૧ આચાર, ૨ સૂત્રકૃત, ૩ સ્થાન, ૪ સમવાય, ૫ ભગવતી, ૬ જ્ઞાતા-

ધર્મકથા, ૭ ઉપાસકદશા, ૮ અંતકૃદ્દશા, ૯ અનુત્તરોપપાતિક દશા, ૧૦ પ્રશ્નવ્યાકરણ, ૧૧ વિપાકશ્રુતં, ( આ ૧૧ અંગ કહેવાય છે ). ૧ ઔપપાતિકં, ૨ રાજપ્રશ્નીયં, ૩ જીવાભિગમઃ, ૪ પ્રજ્ઞાપના, ૫ ચંદ્રપ્રજ્ઞપ્તિ, ૬ સૂર્યપ્રજ્ઞપ્તિ, ૭ જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ, ૮ નિરયાવલિકા, ૯ કલ્પિકં, ૧૦ પુષ્પિકં, ૧૧ પુષ્પચૂલિકા, ૧૨ વહ્નિદશા ( આ બાર ઉપાંગ કહેવાય છે ). મતાંતરે દ્વીપસાગરપ્રજ્ઞપ્તિ ૨૪, કલ્પ ૨૫, નિશીથ ૨૬, દશાશ્રુતં ૨૭, વ્યવહાર ૨૮, ઉત્તરાધ્યયનં ૨૯, ઋષિભાષિતં ૩૦, દશવૈકાલિકં ૩૧, આવશ્યકં ૩૨, તંદુલવૈચારિકં ૩૩, ચંદ્રવિજય ૩૪, ગણિવિદ્યા ૩૫, નિરયવિભક્તિ ૩૬, આતુરપ્રત્યાખ્યાન, ૩૭, ગણધરવલયં ૩૮, દેવેન્દ્રનરકેન્દ્રકં ૩૯, મરણવિભક્તિ ૪૦, ધ્યાનવિભક્તિ ૪૧, પાક્ષિકં ૪૨, નંદિ ૪૩, અનુયોગદ્વારં ૪૪, દેવેન્દ્રસંસ્તવ ૪૫ ( ૨૩ અંગોપાંગ ઉપરાંત ૧૦ પ્રકીર્ણક, ૬ છેદસૂત્ર, ૪ મૂળસૂત્ર, ને ૨ ચૂલિકા સૂત્ર મળીને ૨૨ કુલ ૪૫ અન્યત્ર કહ્યા છે પણ તેમાં ક્રમ જુદી રીતનો છે )

(૧૦) મહાવીર પ્રભુના મુખ્ય દશ શ્રાવકો પૈકી **આનંદને અને મહાશતકને** અવધિજ્ઞાન થયું હતું, બીજા આઠને થયું નહોતું.

(૧૧) શ્રી ઋષભદેવ વિના બાકીના ૨૩ તીર્થંકરો પૂર્વના ત્રીજા ભવમાં અગ્યાર અંગના જ્ઞાતા હતા, ઋષભદેવનો જીવ ચૌદ પૂર્વનો જ્ઞાતા હતો. ( શ્રી સમવાયાંગે )

(૧૨) ભરતમાંથી મહાવિદેહમા મનુષ્ય થઇને કોઇ હળુકર્મી જીવ દશમે વર્ષે મોક્ષે જઈ શકે છે. અન્યત્ર નવ વર્ષ પૂર્ણ થયે કેવળજ્ઞાન પામી મોક્ષે જવાનું કહેલ છે; તેમાં ને આમાં વિરોધ સમજવો નહીં. આમાં કહેલ દશમું વર્ષ ચાલતુ સમજવું. પૃ. ૧૦૯

(૧૩) શ્રી સ્થૂળભદ્રમુનિની ત્રણ સ્ખલના-( ૧ ) તેમની સંસારી સાત બ્હેનો યક્ષા વિગેરે સાધ્વીઓ વંદન કરવા આવી ત્યારે સિંહનું રૂપ વિકુર્વ્યું તે ( ૨ ) સંસારીપણાના મિત્ર ધનદેવ બ્રાહ્મણને ઘરે ગયા તે. ( ૩ ) પોતાના મિત્ર ધનદેવની સ્થિતિ બહુ દીન થઈ ગયેલી જોઇને તેના ઘરમાં જ્યાં ધન દાટેલું હતું તે સ્થળ સંજ્ઞાવડે સૂચવ્યું તે. પૃ. ૧૧૧

(૧૪) શાશ્વત ચૈત્યના અધિકારમાં-ઊર્ધ્વ લોકમાં ૮૪૯૭૦૨૩ ને અધોલોકમાં ૭૭૨૦૦૦૦૦ અને વ્યંતર જ્યોતિષીમાં અસંખ્યાતા કહ્યા છે. એ તો વિસંવાદ વિનાના છે. તિર્ચ્છાલોકમાં પૃષ્ઠ ૧૨૨ ઉપર ૪૬૩ કહ્યા છે. ૬૦૭ મી ને ૬૦૯ મી ગાથામાં કેટલોક ભાગ બરાબર સમજાતો નથી. પરંતુ અર્થ મેળવતાં ૪૬૩ ચૈત્યો આ પ્રમાણે થાય છે:—૩૦ વર્ષધર પર્વતો પર, ૫૨ નંદીશ્વરદ્વીપે, ૧૦ દેવકુરુ ઉત્તરકુરુમાં આવેલા દશ વૃક્ષોની મધ્ય શાખા ઉપર, ૧૭૦ પાંચ મહાવિદેહ ને ભરત

ઐરાવતમાં આવેલા ૧૭૦ દીર્ઘવૈતાઢ્યના પ્રથમ કૂટ ઉપર, ૪ કુંડળદ્વીપે, ૪ ઇષુકાર પર્વત ઉપર, ૮૫ પાંચ મેરુના ચાર વનમાં ૮૦ તથા ચૂલિકા પરના પાંચ મળીને ૮૫, ૪ રુચકદ્વીપમાં રુચકપર્વત પર, ૪ માનુષોત્તર પર્વત ઉપર-કુલ ૩૬૩ અને પાંચ મહાવિદેહમાં વિજયોના અંતરે આવેલા ૮૦ વક્ષસ્કાર ઉપર ૮૦ ને પાંચ મેરુના ૨૦ ગંજદંતાકૃતિવાળા વક્ષસ્કાર ઉપર ૨૦ એમ કુલ ૧૦૦. એકંદર ૪૬૩ તિર્ચ્છાલોકમાં શાશ્વત ચૈત્યો છે. આ સંખ્યા બતાવનાર ૬૧૦ મી ગાથા છે. અને એ રીતે કુલ ત્રણ લોકમાં ૮ ક્રોડ, ૫૬ લાખ, ૯૭ હજાર, ૪૮૬ ની સંખ્યા બતાવનાર ગાથા ૬૧૧ મી છે. પૃષ્ઠ ૧૨૨-૨૩. સકળતીર્થમાં તિર્ચ્છાલોકમાં ૩૨૫૯ કહ્યા છે તે કરતાં આમાં ૨૭૯૬ ઓછા કહ્યા છે; તેમ જ જગચિંતામણિની ચોથી ગાથામાં કહેલી ચૈત્યસંખ્યા કરતાં પણ ૨૭૯૬ ઓછા કહ્યા છે. તત્ત્વ કેવળીગમ્ય.

(૧૫) જિનેશ્વરોએ મૈથુનભાવ વિના કોઇપણ બાબતમાં એકાંતે અનુજ્ઞા કરી નથી કે એકાંતે નિષેધ કર્યો નથી. માત્ર મૈથુનભાવનો એકાંત નિષેધ કર્યો છે, કારણ કે તે ક્રિયા રાગદ્વેષ વિના થઇ શકતી નથી. ગાથા ૮૯૨. **સં. કુંવરજી**

# प्रश्नोत्तर

(પ્રશ્નકાર-**માસ્તર મોહનલાલ હઠીચંદ-બોટાદ**)

**પ્રશ્ન ૧**—કુબડીવિજય તિર્ચ્છાલોકમાં ગણાય કે અધોલોકમાં ગણાય ? અધોલોકમાં ગણાતી હોય તો અધોલોકમાંથી મનુષ્ય સિદ્ધ થાય છે ?

ઉત્તર—જંબૂદ્વીપના મહાવિદેહનો પશ્ચિમ બાજુનો ભાગ મેરુપર્વતથી ઢાળ પડતો છે તે જગતિ પાસે જતાં એક હજાર યોજન ઊંડો થાય છે. તેમાંથી નવ સો યોજન તિર્ચ્છાલોકમાં ગણવા ને સો યોજન અધોલોકમાં ગણવા. અધોલોકમાંથી પણ મનુષ્યો મોક્ષે જાય છે. અત્યારે ત્યાં ૫૦૦ ધનુષ્યના શરીરવાળા બે વિહરમાન તીર્થંકરો તેમના પરિવાર સાથે વિચરે છે. ત્યાંથી સિદ્ધ થનારની સંખ્યા જાણવા માટે જુઓ **સિદ્ધપંચાશિકા.**

**પ્રશ્ન ૨**—જન્મથી બે હાથના શરીરવાળા મનુષ્ય મોક્ષે જઇ શકે છે. તો તે કયા ક્ષેત્રમાંથી જતા હશે ?

**ઉત્તર**—એને માટે ક્ષેત્રનો નિયમ કરેલ ન હોવાથી પંદરે કર્મભૂમિમાંથી જઇ શકે.

**પ્રશ્ન ૩**—વર્ષીતપ કરનારે પ્રથમ જ્ઞાનપંચમી વિગેરે તિથિઓ લીધી હોય તે તિથિએ ખાવાનું આવે તો તેણે શું કરવું ?

**ઉત્તર**—તેનો વિચાર વર્ષીતપ શરૂ કરતાં જ કરવો જોઇએ. બાકી તો તે તિથિ જે રીતે કરવાની પ્રથમ ઉચ્ચરી હોય તે રીતે તે તિથિએ તપ કરવો જ જોઇએ, એટલે ઉપવાસે લીધી હોય તો છઠ્ઠ કરવો પડે.

**પ્રશ્ન ૪**—લક્ષ્મીદેવીનું સ્થાન પદ્મદ્રહ છે તેમ સરસ્વતી દેવીનું સ્થાન કયાં છે ?

**ઉત્તર**—એ કાંઇ દ્રહવાસી દેવી નથી. તેનું નિશ્ચિત સ્થાન જાણવામાં નથી, પરંતુ કાશ્મિરવાસિની કહેવાય છે અને ભવનપતિનિકાયની છે.

**પ્રશ્ન ૫**—સિદ્ધની અવગાહના છેલ્લા ⅔ ભાગની પડે છે એમ કહેલ છે. તો શરીર વિના આત્મપ્રદેશોની અવગાહના શી રીતે પડતી હશે ?

**ઉત્તર**—ભવના પ્રાંતભાગે શરીરમાંહેના આત્મપ્રદેશો પોલાણ પૂરીને ⅔ ભાગમાં સમાઇ જાય છે. તેથી જ તેના સમચતુરસ્રાદિ સંસ્થાનની સ્થિતિ રહેતી નથી. એવી રીતે સંકોચાયા પછી આખા શરીરમાંથી જે રીતે ગોઠવાયેલા હોય તે રીતે સર્વ આત્મપ્રદેશો એક સાથે નીકળે છે અને સિદ્ધિસ્થાનમાં જઇને સ્થિર થાય છે. એટલે એ અવગાહનાની આકૃતિનો આધાર અહીંની પર્યંતસ્થિતિ ઉપર છે.

**પ્રશ્ન ૬**—ચાર પ્રકારના આહારનો ત્યાગ કરીને પોસહ કરનારને તેના પચ્ચખ્ખાણમાં 'આહારપોસહં સવ્વઓ' કહેવાય ?

**ઉત્તર**—કહેવાય; પણ ત્રણ આહારના ત્યાગવાળા તેમજ આંબેલ, નીવી કે એકાસણાના કરનાર પણ તેમાં હોય અને સમુદાયે પચ્ચખ્ખાણ આપવાનું હોય તો 'આહારપોસહં દેસઓ સવ્વઓ' કહેવાય.

**પ્રશ્ન ૭**—પોસહ ઉચ્ચર્યા પછી સામાયિક ઉચ્ચરવાની શી જરૂર છે ?

**ઉત્તર**—પોસહ તો ચાર પહોર કે આઠ પહોરનો ઉચ્ચર્યો, પરંતુ તેટલી વખત કેવી સ્થિતિમાં રહેવું ? તેની વિશેષ સ્પષ્ટતા માટે સામાયિક ઉચ્ચરવાનો વિધિ પૂર્વપુરુષોએ બતાવેલો છે.

**પ્રશ્ન ૮**—સ્નાત્રપૂજામાં કુસુમાંજલી પછી ચૈત્યવંદન શા માટે કરવું ?

**ઉત્તર**—વિધિ જે પ્રમાણે કહેલ હોય તેમ કરવી. તીર્થંકર સર્વ સ્થિતિમાં ચૈત્યવંદન કરવા લાયક જ છે. ત્યારપછી સ્નાત્રાદિક કરવામાં વિરોધ નથી. કુસુમાદિ દ્રવ્યપૂજા છે. તે પછી કરાતી ચૈત્યવંદનરૂપ ભાવપૂજા, એ દ્રવ્ય

પૂજાનું ફળ છે. ગૃહસ્થ ભાવપૂજા કર્યા પછી પણ દ્રવ્યપૂજા કરી શકે છે; કારણ કે એ હજુ દ્રવ્યપૂજાનો અધિકારી છે.

**પ્રશ્ન ૯**—બદામ સચિત્ત છે કે અચિત્ત ?

**ઉત્તર**—બદામ અચિત્ત જ હોય છે.

**પ્રશ્ન ૧૦**—સાંજના પ્રતિક્રમણમાં પ્રત્યાખ્યાન આવશ્યકની ક્રિયા પહેલી શા માટે કરવામાં આવે છે ? જો સૂર્યાસ્ત પહેલાં પચ્ચખ્ખાણ લઇ લેવાની જરૂર જ હોય તો મૂળ વિધિએ પ્રતિક્રમણ કરતાં પણ પ્રત્યાખ્યાન આવશ્યક વખતે સૂર્યાસ્ત થઇ જાય છે.

**ઉત્તર**—પ્રતિક્રમણ કરવાનો કાળ અનિયમિત થઇ ગયેલો હોવાથી દોષપાત્ર ન થવા માટે એ વિધિ પ્રારંભમાં દાખલ કરવામાં આવ્યો છે. રાત્રિ પડ્યા પછી પ્રતિક્રમણ કરનારે પચ્ચખ્ખાણ દિવસ છતાં જ ધારી કે કરી લેવું જોઇએ.

**પ્રશ્ન ૧૧**—નવસ્મરણ ગભારાની અંદર રહીને બોલી શકાય ?

**ઉત્તર**—ગભારામાં રહીને ન બોલવા. દેહ અશુચિનો પિંડ હોવાને લઇને વધારે વખત અંદર રહેવાથી આશાતનાનો ભય છે. ચૈત્યવંદનાદિ પણ ગભારાની બહાર જ કરવા. નવસ્મરણ રંગમંડપમાં બેસીને ગણવા તે વધારે ઠીક છે.

**પ્રશ્ન ૧૨**—સોયથી વિંધેલા હાર પ્રભુને ચડાવી શકાય ?

**ઉત્તર**—મને તો એવા હાર ચડાવવા તે ઠીક લાગતું નથી. વળી એવા હાર ચડાવવામાં વાંધો નથી એવો સ્પષ્ટ લેખ વાંચવામાં આવ્યો નથી.

**પ્રશ્ન ૧૩**—દેવતાઓના વસ્ત્રો, શસ્ત્રો, આભૂષણો વિગેરે કઇ જાતિના પુદ્‌ગળોના હોય છે અને તે શાશ્વત હોય છે કે અશાશ્વત હોય છે ?

**ઉત્તર**—એ બધા શાશ્વત અને વૈક્રિય વર્ગણાના બનેલા સચિત્ત હોય છે, એમ મારા સમજવામાં છે. તેનો દેખાવ સુતર કે રેશમના વસ્ત્રો જેવો હોય છે.

**પ્રશ્ન ૧૪**—તીર્થંકરોની દીક્ષા વખતે ઇંદ્રે ખભા પર મૂકેલું દેવદૂષ્ય જો અંતસમય સુધી રહે તો પછી તેની સ્થિતિ શું થતી હશે ?

**ઉત્તર**—તે વસ્તુ દેવકૃત અશાશ્વત ઔદારિક પુદ્‌ગળની બનેલી હોવાથી તેના પુદ્‌ગળો સ્વયમેવ વીખરાઇ જતા હશે. કારણ કે તે દેવદૂષ્ય તે તે પ્રભુની મુનિપણાની અવસ્થાના વર્ષપ્રમાણ ટકે તે હિસાબે બનાવેલું જણાય છે.

**પ્રશ્ન ૧૫**—સકલાર્હતમાં પ્રાંતે 'શ્યતોઽષ્ટાપદપર્વતો॰' એ ગાથા બોલાય છે તેમાં કહેલ ગજપદ ને કનકાચળ તીર્થ કયાં આવ્યા ?

**ઉત્તર**—એનું સ્થળ ચોક્કસ જાણવામાં નથી.

**પ્રશ્ન ૧૬**—ચોમાસામાં સમવસરણની રચના થાય ?

**ઉત્તર**—ન થાય.

**પ્રશ્ન ૧૭**—સૂર્ય ચંદ્ર પોતાના મૂળ વિમાનવડે પ્રભુને વંદન કરવા આવ્યા ત્યારે માર્ગમાં તારાના વિમાનોને અડચણ આવી નહીં હોય ?

**ઉત્તર**—તારાના વિમાન વિમાન વચ્ચે એટલું અંતર હોય છે તેથી તેને અહીં આવતાં તારાના વિમાનને અડચણ થવાનો સંભવ નથી

**પ્રશ્ન ૧૮**—નવ ગ્રૈવેયક ને પાચ અનુત્તર વિમાનના દેવો દ્રવ્યપૂજા કરે છે ?

**ઉત્તર**—તેઓ દ્રવ્યપૂજા કરતા જ નથી, ભાવપૂજા જ કરે છે અને તેમ કરવાથી તેમને મૂર્તિઓ અપૂજ્ય રહેવાનો દોષ લાગતો નથી. એ દેવોનો કલ્પ જ એવો છે. કારણ કે તે કલ્પાતીત છે.

**પ્રશ્ન ૧૯**—તીર્થંકરોથી જુદા પડીને ગણધરાદિ પ્રતિક્રમણ વિગેરે ક્રિયા કરે ત્યારે સ્થાપના શેની સ્થાપે ?

**ઉત્તર**—અક્ષાદિકની સ્થાપના સમિપે ક્રિયા કરે.

**પ્રશ્ન ૨૦**—લોકાંતિક દેવો એકાવતારી છે ?

**ઉત્તર**—એકાવતારીપણાનો નિરધાર નથી. યોગની વીશ વીશીમાં પ્રસંગોપાત લખેલ છે કે નવમા લોકાંતિક એકાવતારી ને બીજા આઠ જાતિના ૭-૮ ભવ કરે છે

**પ્રશ્ન ૨૧**—કૃષ્ણ નરકમાંથી નીકળી ક્યારે તીર્થંકર થશે ?

**ઉત્તર**—ત્યાંથી નીકળી મનુષ્ય થઇ, દેવ થઇને પછી મનુષ્ય થશે ત્યારે તીર્થંકર થશે. એમના ક્ષાયિક સમકિતી છતાં પાંચ ભવ કહ્યા છે

**પ્રશ્ન ૨૨**—સુલસ વૃક્ષ કેવું હોય છે ?

**ઉત્તર**—તે એક જાતનું વૃક્ષ છે. કેવું છે તે જાણવામાં નથી.

**પ્રશ્ન ૨૩**—નંદન ઋષિએ લાખ વર્ષમાં કેટલા માસખમણ કર્યાં ?

**ઉત્તર**—એ લાખ વર્ષમાં પાંચ દિવસ ઊણા ૧૧૮૦૫૦૦ માસખમણ કર્યાનું શ્રી વિજયલક્ષ્મીસૂરિએ શ્રી વીશ સ્થાનકની પૂજામાં કહ્યું છે અને રત્નસંચય ગ્રંથમાં ૧૧૮૦૬૪૫ માસખમણ કર્યાનું લખેલ છે. તત્ત્વ કેવળીગમ્ય.

**પ્રશ્ન ૨૪**—દરેક તીર્થંકરના સમવસરણ એક યોજન પ્રમાણ હોય છે તે યોજન કઇ અંગુલનું સમજવું ?

**ઉત્તર**—આત્માંગુલનું સમજવું એમ સમવસરણ પ્રકરણમાં કહ્યું છે.

કુંવરજી

# સિદ્ધહૈમશબ્દાનુશાસન

## અને

# તેમાંનાં ઐતિહાસિક ૩૫ શ્લોકો

લે૦ મૌક્તિક

શબ્દશાસ્ત્રનું મહાન વ્યાકરણ બનાવનાર, સર્વદેશીય કોશ બનાવનાર અને વ્યુત્પત્તિ, પિંગળ અને કાવ્યના સાહિત્યને સંપૂર્ણ તૈયાર કરનાર વિદ્યાનિધિ કલિકાલસર્વજ્ઞ શ્રીમાન્ હેમચંદ્રાચાર્યના જીવનના અનેક પ્રસંગો વર્ણવવા યોગ્ય છે, તે પૈકી શબ્દાનુશાસન નામના સિદ્ધ-હૈમ વ્યાકરણની ઉત્પત્તિનો પ્રસંગ રજૂ કરી, તદંતર્ગત પાંત્રીશ ઐતિહાસિક શ્લોકોની મહત્તા, ગેયતા અને કાવ્યતા પર દૃષ્ટિનિક્ષેપ કરી, શબ્દવિજ્ઞાનની વિવિધ દિશામાં કલિકાલસર્વજ્ઞે કેવું પ્રભુત્વ દાખવ્યું હતું તેનું સંક્ષિપ્ત નિરૂપણ કરીએ.

શરૂઆતમાં શબ્દશાસ્ત્રના પ્રાણભૂત સિદ્ધ-હૈમ શબ્દાનુશાસનની ઉત્પત્તિ પર મણિધરાશિએ રજૂ કરેલ પ્રસંગ વર્ણવવો પ્રસ્તુત ગણાશે. વિ. સં. ૧૧૯૨ની આખરે લગભગ બાર વર્ષના ઘેરાને પરિણામે માળવાની ધારાનગરી પર **સિદ્ધરાજ જયસિંહે** વિજય મેળવ્યો, એના રાજા **યશોવર્માને** કેદ કર્યો અને **"અવંતિનાથ"** બિરુદ મેળવી અણહિલ્લપુરપાટણમા રાજાધિરાજે વિજયપ્રવેશ કર્યો. તે વખતે અનેક ધર્મના આગેવાનોએ તેમને રાજસભામાં આવીને આશીર્વાદ આપ્યા તે પૈકી શ્રી હેમચંદ્રાચાર્યે અતિવિશિષ્ટ આશીર્વાદનો શ્લોક કહ્યો હતો તેનું વિવેચન અન્યત્ર કર્યું છે. એ શ્લોક ઐતિહાસિક છે અને શ્રી હેમચંદ્રાચાર્યની પોતાની જ કૃતિ છે, એમાં જરા પણ સંદેહ નથી; કારણ કે એ જ શ્લોક શબ્દાનુશાસનના ચોવીશમા પાદના છેડે એ જ શબ્દોમાં ફરી વાર મૂકવામાં આવ્યો છે. એ શ્લોક સાંભળવા પછી રાજાધિરાજનું ધ્યાન હેમચંદ્રાચાર્યની વિદ્વત્તા પર વધારે ખેંચાયું.

દરમ્યાન હકીકત એમ બની કે ધારાનગરીમાંથી જે લૂંટનો સામાન લઈ આવ્યા હતા તે પૈકી પુસ્તકોનો ભંડાર ખાસ મહત્ત્વનો લાગતો હતો. મહારાજા અને પંડિતો એ ભંડાર તપાસતા હતા તે દરમ્યાન તેમાંથી માળવાના ભોજરાજાનું બનાવેલું એક વ્યાકરણ નીકળી આવ્યું. વધારે તપાસ કરતાં એક નિઘંટુ ( શબ્દની મૂળ વ્યુત્પત્તિની ચર્ચા કરનાર પુસ્તક ) નીકળ્યું. રાજાધિરાજને એ વાંચી સ્વાભાવિક ઈર્ષ્યા થઈ આવી. એણે જાહેર રીતે કહ્યું કે 'આવા વિજ્ઞાનને લગતાં પુસ્તકો મારા રાજ્યમાં-ગુજરાતમા લખાવા જોઈએ. મારા રાજ્યભંડારમાં, મારા દેશમાં, મારી દેખરેખ નીચે લખાયલા પુસ્તક હોય તો કેવું સારું ?' એમ જણાવવા સાથે રાજાએ જરા દિલગીરી જાહેર કરી. તે વખતે સર્વની નજર

શ્રી હેમચંદ્રાચાર્ય પર પડી અને સર્વેએ જણાવ્યું કે હેમચંદ્રાચાર્યમાં ગુજરાતના ભોજ થવાની શક્તિ છે. સર્વેએ તે વખતે એક સારું સર્વાંગ વ્યાકરણ તૈયાર કરવાની આવશ્યકતા સૂચવી અને કારણમાં જણાવ્યું કે 'તે વખતે વ્યાકરણો ઉપલબ્ધ હતાં, તે કાં તો ઘણાં ટૂંકાં હતાં અથવા ઘણાં મુશ્કેલ હતાં અને કેટલાંક તદ્દન પુરાતન થઇ ગયેલાં હતાં'

હેમચંદ્રાચાર્યે જણાવ્યું કે 'રાજ્યની મદદ હોય તો તે કાર્ય બની શકે તેવું છે.' તેમણે કાશ્મીરના સરસ્વતી મંદિરમાંથી આઠ જૂનાં વ્યાકરણો મંગાવવાની વાત રજૂ કરી. જયસિંહ દેવને પણ એ વાતમાં રસ લાગ્યો. એણે પોતાના વિશિષ્ટ અધિકારીઓને કાશ્મીર મોકલ્યા. પ્રવરપુરમાં સરસ્વતીમંદિર હતું. ત્યાંથી એની અધિષ્ઠાત્રી દેવીની પ્રાર્થના કરી તેઓ પુસ્તકો પાટણ લઇ આવ્યા.

શ્રી હેમચંદ્રાચાર્યે તે વખતે 'શબ્દાનુશાસન' બનાવ્યું. એમાં આઠ અધ્યાય બનાવ્યા. દરેક અધ્યાયના ચાર ચાર પાદ બનાવ્યા. એમાં સૂત્રો, પ્રત્યયો, ધાતુના ગણો, ધાતુના અર્થો અને રૂપો વિગેરે અનેક વૈયાકરણીય બાબતનો સમાવેશ કર્યો. સંધિના નિયમો સહેલા કરી એક સાથે ગોઠવી આપ્યા. એના અંતરમાં પરસ્મૈપદ, આત્મનેપદ, જુદા જુદા કાળો, નામના રૂપો, અનિયમિતતાઓ, સમાસ, કારક, તદ્ધિત વિગેરે અનેક બાબતોનો સમાવેશ કરી સર્વાંગ વ્યાકરણ બનાવ્યું. અને એને પરિપૂર્ણ અને સ્પષ્ટ કરવા માટે એના પર વિસ્તારથી ટીકાઓ જાતે લખી.

એ વ્યાકરણને રાજ્યસંમત કરવા એનું નામ **સિદ્ધ-હૈમ** વ્યાકરણ રાખ્યું એટલે એને બનાવનાર હેમચંદ્રાચાર્યે તેને સિદ્ધરાજ મહારાજને અર્પણ કર્યું છે, એમ નામ પરથી બતાવ્યું અને એના પર રાજ્યસંમતિનો સિક્કો લગાવવા એના પ્રત્યેક પાદને છેડે મૂળરાજના સમયથી માંડીને સિદ્ધરાજ સુધીના રાજ્યવૈભવના શ્લોકો મૂકયા. એ પાંત્રીશ ઐતિહાસિક શ્લોકો પર હવે પછી વિવેચન કરશું. પ્રથમ શબ્દશાસ્ત્રની વાત પૂરી કરી લઇએ.

વ્યાકરણનો વિષય તદ્દન શુષ્ક છે, એ તો સર્વને સમજાય તેવી વાત છે. અને સંસ્કૃત વ્યાકરણના નિયમો, એના અપવાદો અને અપવાદના વળી અપવાદો ઘણા અટપટા છે એ જાણીતી વાત છે. એ સર્વને કેંદ્રિત કરવા, સ્પષ્ટ કરવા, સુગમ્ય કરવા અને નવીન પદ્ધતિએ યોજવા એ અતિ દુર્ઘટ કાર્ય છે, ભાષા પરના અસાધારણ પ્રભુત્વ વગર અશકય છે અને અસામાન્ય માનસિક વૈભવ વગર ઘૂંચવણમાં પાડી નાખે તેવું કાર્ય છે.

આ સર્વદેશીય પંચાંગી વ્યાકરણને અંગે બીજી એ વાત છે કે વ્યાકરણના વિષયમા એ છેલ્લો શબ્દ છે. શ્રી હેમચંદ્રાચાર્ય પછી કોઇ પણ પંચાંગી સંપૂર્ણ સંસ્કૃત વ્યાકરણ બન્યું નથી એ વ્યાકરણ આધારભૂત ગણાય છે. સૂત્રરૂપે લખાયેલ આ વ્યાકરણ ન્યાસ અને બૃહન્ન્યાસ (અમુક લભ્ય વિભાગ) સાથે

મુદ્રિત થયેલ છે. બારમી શતાબ્દિમાં મુદ્રણાલયો નહોતાં, પણ ત્રણસેં લહિયાઓએ બેસી એની શુદ્ધ પ્રતો તૈયાર કરી એવી વાત નોંધવામાં આવી છે. તે કેમ બની હશે તેને માટે જૂના પાટણની આપ મુલાકાત લેશો ત્યારે ત્યાં શાહીનો કુંડ બતાવવામાં આવશે. એ પરથી માલૂમ પડશે. એ કુંડ પર બેસી લહીઆઓ લખતા હશે. એક સાથે કોપી કરતા હશે એમ અનુમાન થાય છે. પ્રસિદ્ધિની આ પદ્ધતિ વિચારણીય છે.

જૈનોની આર્ષભાષા પ્રાકૃત છે. બાળજીવો–સામાન્ય બુદ્ધિવાળા સહેલાઇથી સમજી શકે તેવી ભાષાને **પ્રાકૃત** ભાષા કહેવામાં આવે છે. સંસ્કૃત ભાષામાંથી પ્રાકૃત નીકળી કે પ્રાકૃતમાંથી સંસ્કાર પામી તૈયાર થઇ તે વિદ્વદ્ભોગ્ય સંસ્કૃત ભાષા–એટલે કે પ્રથમ સંસ્કૃત ભાષા અને તે પરથી થયેલી ભાષા તે પ્રાકૃત અથવા એથી ઊલટો ક્રમ એટલે કે પ્રાકૃત એ સર્વસામાન્ય ભાષા અને સંસ્કારી વિદ્વાનોની ભાષા તે સંસ્કૃત એમ સમજતાં પ્રથમ પ્રાકૃત અને તે પરથી સંસ્કૃત એ પ્રશ્ન ઘણો રસપ્રદ છે, પણ અત્યારે તેની ચર્ચા કરવા જતાં વિષયાંતર થઇ જાય તેમ છે. કોઇક મતે પ્રાકૃત–પ્રકૃતિજન્ય–સ્વભાવસિદ્ધ–મૂળભૂત ભાષા છે અને તેમાંથી સંસ્કાર પામી તૈયાર થયેલી ભાષા સંસ્કૃત છે અને તે મતના ટેકામાં સંસ્કૃત નાટકોમાં સ્ત્રી અને સામાન્ય પાત્રના મુખમાં પ્રાકૃત ભાષા મૂકી છે તે વાતને આગળ ધરે છે. એ ચર્ચા આપણે કોઇ અન્ય પ્રસંગ પર મુલતવી રાખીએ. અત્રે એક વાત એવી જણાવવી આવશ્યક લાગે છે કે જૈનના આર્ષગ્રંથ પ્રાકૃત ભાષામાં લખાયલા છે. સિદ્ધહૈમ વ્યાકરણમાં આઠમો અધ્યાય પ્રાકૃત વ્યાકરણનો આપ્યો છે. પાણિનિએ જેમ વેદવ્યાકરણ છેલ્લે મૂકયું તેમ હેમચંદ્રાચાર્યે આઠમા અધ્યાયમાં પ્રાકૃતને સ્થાન આપ્યું. આ પ્રાકૃત વ્યાકરણના સૂત્રો દ્વયાશ્રય કાવ્યને છેડે બોમ્બે સંસ્કૃત સીરીઝમાં પ્રો. કાથાવટેએ છાપ્યાં છે. પ્રાકૃત વ્યાકરણના ચાર પાદો છે. પ્રથમ પાદમાં સંસ્કૃતના સંધિના નિયમો પ્રાકૃતમાં કેવો વિકલ્પ લે છે તે બતાવી સંસ્કૃત શબ્દના લિંગોનો પ્રાકૃતમાં કેવો ફેરફાર થાય છે તે વિગતવાર બતાવ્યું છે. દરેક ગુજરાતી શબ્દની વ્યુત્પત્તિ મળે તેના સાધન અત્ર પ્રાપ્ય છે.

આઠમા અધ્યાયના બીજા પાદમાં જોડાક્ષરો પ્રાકૃતમાં કેવાં રૂપ લે છે તે બતાવ્યું છે અને સાથે તેનાં વિકલ્પ રૂપો બતાવ્યાં છે. ભાષાશાસ્ત્રીને આ અતિ ઉપયોગી વિભાગ છે. અપભ્રંશનાં પૂર્વરૂપો અહીં ઉપલબ્ધ થતાં હોવાથી ગુજરાતી ભાષાની જોડણીના નિયમો શોધનારને અને શબ્દનું મૂળ તપાસનારને આ વિભાગ ખૂબ ઉપયોગી છે. સદર અધ્યાયના ત્રીજા પાદમાં ધાતુઓના પ્રત્યયમાં અને નામોનાં રૂપોમાં કેવા ફેરફાર પ્રાકૃત ભાષામાં થાય છે તે બતાવી તે ભાષાના હ્રસ્વ અને દીર્ઘના ફેરફારોના નિયમો વિગતવાર બતાવ્યા છે. જાતિના ફેરફાર પણ બરાબર વિગતવાર નોંધ્યા છે. સર્વનામનાં સૂત્રો વિગતથી બતાવી પ્રાકૃતમાં દ્વિવચન નથી એ વાત સ્પષ્ટ કરી છે અને આગળ વધતાં વિભક્તિના નિયમો

પ્રાકૃતને અંગે બતાવ્યા છે. ચોથા પાદમાં ધાતુના આદેશો બતાવ્યા છે. ત્યારપછી શૌરસેની ભાષા પર ભાષાના ફેરફારો નોંધ્યા છે. શૌરસેની પ્રાકૃત ભાષાનો એક પ્રકાર છે. પ્રાકૃતના માગધી વિભાગને ત્યારપછી વિચાર્યો છે. ત્યારબાદ પૈશાચી નામની પ્રાકૃત ભાષામાં થતા ફેરફારો નોંધ્યા છે અને છેવટે અપભ્રંશ ભાષામાં થતા ફેરફારો વિસ્તારથી નોંધ્યા છે.

આ અપભ્રંશ ભાષા તો ગુજરાતીની પુરોગામિની ભાષા છે, નજીકના સંબંધવાળી છે અને ગુજરાતી ભાષાની વૈજ્ઞાનિક વિચારણાને અંગે ખાસ ઉપયોગી છે.

આ રીતે 'શબ્દાનુશાસન'—સિદ્ધહૈમ વ્યાકરણ લખ્યું. તેને સિદ્ધરાજ મહારાજાએ ખૂબ જાહેરાત આપી. હાથીની અંબાડીમાં પધરાવી એના મૂલ્યની જાહેરાત કરી. ત્રણસેં લહીઆઓ પાસે એની કોપીઓ કરાવી. કક્કલ નામના અધ્યાપકને રોકી એની અધ્યયનશાળા પાટણમાં શરૂ કરાવી અને એ રીતે એ વ્યાકરણની મહત્તા વધારી. શબ્દશાસ્ત્રનો બાકીનો ભાગ પૂરો કરવા હેમચંદ્રાચાર્યે ત્યારપછીના સમયમાં ત્રણ મોટા કોશો બનાવ્યા. **અભિધાનચિંતામણિ**માં એકાર્થવાચી અનેક શબ્દોનો સંગ્રહ કર્યો ( Homonyms ). ત્યારપછી **અનેકાર્થસંગ્રહ** કોશમાં એક શબ્દના અનેક અર્થ થાય તેનો સંગ્રહ કર્યો ( Synonyms ). પછી દેશી શબ્દો—અપભ્રંશ અને પ્રાચીન ગુજરાતી શબ્દોના સંગ્રહ માટે **દેશીનામમાળા** રચી આ રીતે સર્વાંગસંપૂર્ણ શબ્દશાસ્ત્રોની રચના કરી. વ્યાકરણના સૂત્રો ઉપર પ્રકાશિકા નામની મોટી ટીકા લખી અને એ રીતે શબ્દમહાર્ણવ પૂરો કર્યો.

આ વ્યાકરણના દાખલાઓ આપવા માટે **દ્વયાશ્રય** મહાકાવ્યની રચના પણ હેમચંદ્રાચાર્યે કરી. એમાં વ્યાકરણના દરેક પાદ પરના દાખલાઓ એક બાજુએ આપ્યા અને સાથે સાથે મૂળરાજ સોલંકીથી શરૂ કરી ગુજરાતના સોલંકી રાજાઓનો ઇતિહાસ વિગતવાર રજૂ કર્યો અને સિદ્ધરાજના સમય સુધી તેને લઇ આવ્યા. આ સંસ્કૃત ગ્રંથનું ભાષાંતર સ્વર્ગસ્થ મણિભાઇ નભુભાઇએ કર્યું છે અને સર સયાજીરાવ ગ્રંથમાળામાં પ્રકટ થયું છે. એમાં શરૂઆતમાં ૭૦ શ્લોકમાં તે વખતના અણહિલપુર પાટણનું વર્ણન કર્યું છે તે ખાસ વાંચવા યોગ્ય છે. પ્રાકૃત વિભાગના દૃષ્ટાંત માટે ત્યારબાદ કુમારપાલચરિયં બનાવ્યું તે પણ ધ્યાનમાં રાખવા લાયક બીના છે.

શબ્દાનુશાસનને અંગે આટલી વાત રજૂ કરી પ્રાસંગિક થોડી વાત રજૂ કરીએ. આ કૃતિ સં. ૧૧૯૩ની આસપાસ થઇ હોય એમ જણાય છે. વ્યાકરણ ખૂબ પ્રતિષ્ઠા પામ્યું તેનું કારણ એ જણાય છે કે એની ગોઠવણ ખૂબ પદ્ધતિસરની અને વૈજ્ઞાનિક રીતે થયેલી છે. એને માટે ડો. બુલ્હરે અને ડો. કીલ્હોર્ને બહુ ઉચ્ચ પ્રકારના અભિપ્રાયો દર્શાવ્યા છે. એ વ્યાકરણ પર ત્યારપછી જુદી જુદી ઘણી ટીકાઓ રચાઇ છે અને અત્યારે પણ અનેક ટીકાઓ લભ્ય છે.

આ વ્યાકરણના આઠ અધ્યાયના ચાર ચાર પાદો છે. તેને છેડે એક એક શ્લોક મૂકી ૩૨ શ્લોક હેમચંદ્રાચાર્યે રજૂ કર્યા છે અને છેવટે પ્રશસ્તિના ત્રણ શ્લોક ઉમેરી એ ઐતિહાસિક પાંત્રીશ શ્લોકની સંખ્યા પૂરી કરી છે. એ પાંત્રીશ શ્લોક આ લેખમાં મૂળ, અર્થ અને વિવેચન સાથે આપવામાં આવ્યા છે. તે પરથી જણાશે કે એના પ્રથમના આઠ શ્લોકોમાં સોલંકી વંશના રાજ્યસ્થાપક **મૂળરાજદેવનું** વર્ણન કરવામાં આવ્યું છે. નવ, દશ અને અગિયારમાં શ્લોકમાં અનુક્રમે **ચામુંડરાજ, વલ્લભરાજ** અને **દુર્લભરાજનું** વર્ણન એક એક શ્લોકમાં કર્યું છે. **ભીમદેવ**-પાંચમા સોલંકી રાજા માટે બારથી સોળ સુધીના પાંચ શ્લોક લખ્યા છે. જ્યારે છઠ્ઠા કર્ણદેવ માટે સત્તરમો એક શ્લોક લખ્યો છે. અઢારમા શ્લોકથી જયસિંહ સિદ્ધરાજ મહારાજનું વર્ણન એના શૌર્યના યશોગાન સાથે આપ્યું છે અને એની રાજ્યપદ્ધતિ પર વિવેચન કર્યું છે. એને માટે અઢારથી પાંત્રીશ સુધીના સર્વ શ્લોકો અલંકારિક ભાષામાં મૂકયા છે. માત્ર બત્રીશમા શ્લોકમાં સોલંકી વ્યવસ્થાપક મૂળરાજદેવને ફરી:વાર યાદ કર્યા છે, પણ તે એ વંશમાં થયેલા મહાન જયસિંહ રાજાધિરાજને યાદ કરવા માટે જ છે.

આ પાંત્રીશ શ્લોકને માટે એક પ્રબંધમાં એવી વાર્તા લખાઇ છે કે સિદ્ધરાજ મહારાજ પાસે કોઈ વિરોધીએ જણાવ્યું કે 'આપના વ્યાકરણમાં સિદ્ધરાજ મહારાજનું કે એના વંશનું નામનિશાન જ આવતું નથી.' એ વાતનું નિવારણ કરવા આચાર્ય હેમચંદ્રે રાતોરાત આ પાંત્રીશ શ્લોકો બનાવી દરેક પાદને અંતે અને છેવટની પ્રશસ્તિમાં મૂકી દીધા. આ વાત ગમે તેમ હોય, પણ એ કૃતિ શ્રી હેમચંદ્રાચાર્યની પોતાની છે, એ શ્લોકો તે વખતે લખાયેલી ઉપલબ્ધ તાડ-પત્રોની પ્રતોમાંથી પ્રાપ્ત થાય છે.

આ પાંત્રીશે શ્લોકો ખૂબ વિચારવા યોગ્ય છે. એમાં શ્લેષો અને અલંકારો ખૂબ ભર્યા છે, પણ તે ઉપરાંત તે વખતના સમાજમાં રાજા તરફ કઈ નજરે જોવામાં આવતું હતું, તેની પ્રશંસા કેવા શબ્દોમાં થતી હતી અને તેની વિજય-યાત્રાઓની નોંધ કેવા ભારે શબ્દોમાં કરવામાં આવતી હતી તેનો ખ્યાલ આવે છે.

દ્વયાશ્રયમાં જે શબ્દોમાં સોલંકી વંશની પ્રશંસા કરવામાં આવી છે, જે રીતે ગુજરાતનું ગૌરવ વધારવામાં આવ્યું છે અને માળવાની સ્ત્રીઓને રડતી-કકળતી બતાવવામાં આવી છે, જે ભાષાવૈભવ સાથે સદર પાંત્રીશ શ્લોકમાં ગુજરાતને અપનાવવામાં આવ્યું છે તે એક વાત ચોખ્ખી રીતે સ્પષ્ટ કરે છે અને તે એ છે કે શ્રી હેમચંદ્રાચાર્યના હૃદયમાં ગુજરાતનું અપૂર્વ ગૌરવ હતું. જેમ રઘુવંશનું વર્ણન કાલિદાસે કરી પોતાના મુખ્ય પાત્ર રામને અપનાવ્યા, તેમ ગુજરાતનું ગૌરવ ધારી શ્રી હેમચંદ્રાચાર્યે પોતાના મુખ્ય પાત્ર સિદ્ધરાજ જયસિંહને અપ-નાવ્યા અને પાછળની જિંદગીમાં કુમારપાળને વિશેષ અપનાવ્યા, જે પાછળની હકીકત કુમારપાળચરિયં અને કૃપાસુંદરીના લગ્નવર્ણનથી જણાય છે. ગુજરાતના

ગૌરવને વધારવાનો આવો સીધો સચોટ ઐતિહાસિક પ્રથમ પ્રયત્ન કરનાર શ્રી હેમચંદ્રાચાર્ય હતા અને તે રીતે આપણે તેમને ગુજરાતના **મહાન જ્યોતિર્ધર**નું ઉપનામ આપીએ તો તે યોગ્ય ગણાશે. એ ઉપનામ બરાબર સમજવા માટે દ્વયાશ્રયનો વિગતવાર અભ્યાસ કરવાની જરૂર છે. એમાં એમણે અતિ કુશળતા વાપરી છે, એ ઉપરાંત એમણે ગુજરાતનું ગૌરવ વધારવા માટે અનેકવિધ પ્રયાસ કર્યા છે અને તે સદર ગ્રંથને બારીકીથી વાંચતાં જણાઈ આવે તેવું છે.

ગુર્જરગિરાનો આ અતિ સમૃદ્ધ વિષય હજુ વધારે શોધખોળ અને અભ્યાસ માગે છે. એ દિશાએ સવિશેષ પ્રયત્ન કરવાની પ્રેરણારૂપે સદર વ્યાકરણના પ્રત્યેક પાદને અંતે જડી દીધેલા અને પ્રશસ્તિમા વણી દીધેલા પાંત્રીશે શ્લોકને વિચારી જઈએ. ગુર્જરગિરાના વૈજ્ઞાનિક અભ્યાસ માટે સદર વ્યાકરણનો આઠમો અધ્યાય તો અનિવાર્ય જ છે, પણ એ સંબંધી પ્રેરણારૂપે આખો દ્વયાશ્રય કાવ્ય ગ્રંથ પણ ઐતિહાસિક નજરે એટલો જ ઉપયોગી છે. આટલું સ્પષ્ટીકરણ કરીને આપણે સદર પાંત્રીશ શ્લોકો અર્થ વિવેચન સાથે વિચારી જઈએ.

पाद १. हरिरिव बलिबन्धकारस्त्रिशक्तियुक्तः पिनाकपाणिरिव ।
कमलाश्रयश्च विधिरिव जयति श्रीमूलराजनृपः ॥ १ ॥ आर्या

બલિ( પ્રહ્લાદના પુત્ર વિરેચનનો પુત્ર )ને બંધ કરનાર વિષ્ણુ જેવા, ત્રણ શક્તિવાળા શિવ જેવા અને કમળનો આશ્રય કરનાર બ્રહ્મા જેવા શ્રી **મૂળરાજ** મહારાજા જય પામો.

( અહીં મૂળરાજ મહારાજા-ચૌલુક્ય પ્રથમ ગૂર્જરરાજને વિષ્ણુ, શિવ અને બ્રહ્મા સાથે સરખાવેલ છે. )

पाद २. पूर्वभवदारगोपीहरणस्मरणादिव ज्वलितमन्युः ।
श्रीमूलराजपुरुषोत्तमोऽवधीद् दुर्मदाभीरान् ॥ २ ॥ आर्या

પુરુષોમાં શ્રેષ્ઠ મૂળરાજ મહારાજે અતિ અભિમાની આભીરોનો વધ કર્યો તે પૂર્વ ભવમાં તેને બાળક અને ગોપીઓના હરણનું સ્મરણ થવાને અંગે ક્રોધ ઉત્પન્ન થયેલો તેનું જાણે પરિણામ જ હોય નહિ તેમ લાગે છે. ( સોરઠનો આભીર રાજા જે નરકાસુરનો અવતાર હતો તેને મૂળરાજે હરાવ્યો હતો અને તેનો વધ કર્યો હતો. દ્વયાશ્રયમાં તેનું વર્ણન છે. એ આભીર રાજાએ અનેક ગોવાળણોને ચોરી લીધી હતી અને તેને પરણ્યો હતો. એ ગોવાળણોને કૃષ્ણની ગોપી સાથે સરખાવી, પૂર્વભવ યાદ કરાવી અહીં મૂળરાજને કૃષ્ણની ઉપમા આપી છે. )

पाद ३. चक्रे श्रीमूलराजेन, नवः कोऽपि यशोऽर्णवः ।
परकीर्तिश्रवन्तीनां, न प्रवेशमदत्त यः ॥ ३ ॥ अनुष्टुप्

જે મૂળરાજે પરની કીર્તિરૂપ નદીને કદી પ્રવેશ જ કરવા દીધો નહિ, તેણે તો કોઈ યશરૂપ નવો જ દરિયો ઉત્પન્ન કર્યો. ( દરિયામાં નદીઓનાં પાણી ઠલ-

વાય છે. મૂળરાજે તો એવું કમાલ કામ કર્યું અને તે દ્વારા એક એવો પોતાના યશરૂપ દરિયો ઉત્પન્ન કર્યો કે જેમાં પારકાની કીર્તિરૂપ નદી જ ન હોય. એવો દરિયો કમાલ જ કહેવાય કે જેમાં નદી ન મળતી હોય. તેણે તો પરની કીર્તિ રહેવા દીધી નહિ અને છતાં દરિયો તો રાખ્યો એટલે એણે પોતાના યશરૂપ નવીન પ્રકારનો સમુદ્ર ઉત્પન્ન કર્યો.)

पाद ४. सोत्कंठमंगलगणैः कुचकर्षणैश्च,
चक्त्राब्जचुंबननखक्षतकर्ममिश्च ।
श्रीमूलराजहतभूपतिभिर्विलेसुः,
सांख्ये च खेऽपि च शिवश्च सुरस्त्रियाश्च ॥ ४ ॥ वसंततिलका

મૂળરાજ મહારાજે હણેલા ભૂપતિની સાથે શિવ અને અપ્સરાઓ-દેવીઓ ઉત્કંઠાપૂર્વક અંગોના લાગવાવડે, સ્તનના ખેંચવાવડે અને મુખકમળને ચુંબન કરતાં થયેલા નખના ઉઝરડાવડે વિલાસ કરે છે.

(મૂળરાજ મહારાજે તો કૈંક ભૂપતિઓને સ્વર્ગે પહોંચાડી દીધાં. તેઓ અત્યારે દેવીઓ-અપ્સરાઓ સાથે કામક્રીડા કરે છે. એના ત્રણ પ્રકાર આ શ્લોકમાં બતાવ્યા છે. અંગલગણ, કુચકર્ષણ, મુખચુંબન પ્રસંગે નખક્ષત. આમાં મૂળરાજનું ક્ષાત્રતેજ બતાવ્યું છે.)

पाद ५. प्रावृड्जातेऽपि हे भूपा !, मा स्म त्यजत काननम् ।
हरिः शेतेऽत्र नन्वेष, मूलराजमहीपतिः ॥ ५ ॥ अनुष्टुप्

ચોમાસું થયું છે છતાં હે રાજન્! તમે જંગલ છોડો નહિ, કારણ કે આ મૂળરાજ મહીપતિરૂપ સિંહ અત્ર સૂતો છે. (ચોમાસામાં લડાઇ બંધ રહેતી હતી. તે વખતે મૂળરાજથી હારેલા રાજાઓ જે જંગલમાં નાસી ગયા હતા તેમને ઉદ્દેશીને કહે છે કે તમે જંગલને ભૂલેચૂકયે છોડતા નહિ, કારણ કે અહીં મૂળરાજ મહારાજરૂપી સિંહ સૂતો છે. સિંહ જાગીને એક ત્રાડ પાડશે કે તમારો દમ નીકળી જશે. અથવા મૂળરાજરૂપ હરિ-કૃષ્ણ અત્યારે ભલે સૂતો હોય, પણ એ કાર્તકી એકાદશીએ જાગશે ત્યારે તમારો દમ કાઢી નાખશે, માટે તમે જંગલમાં ભરાઇને રહ્યા છો ત્યાં ને ત્યાં જ છુપાઈ રહો.)

पाद ६. मूलार्कः श्रूयते शास्त्रे, सर्वाकल्याणकारणम् ।
अधुना मूलराजस्तु, चित्रं लोकेषु गीयते ॥ ६ ॥ अनुष्टुप्

'મૂળનો સૂર્ય સર્વ પ્રકારના નુકસાનોનો કરનાર હોય છે એમ શાસ્ત્રોમાં સંભળાય છે, પણ નવાઇ જેવી વાત છે કે હાલમાં મૂળરાજનાં તો લોકોમાં (પ્રશંસાનાં) ગીત ગવાય છે.' (જ્યોતિષશાસ્ત્રમાં મૂળનો સૂર્ય ખરાબ ગણાય છે, પણ મૂળરાજરૂપ સૂર્યની તો હાલમાં ખૂબ ચઢતી દેખાય છે. જ્યોતિષ માન્યતા પર અહીં ભાર છે.)

पाद ७. मूलराजासिधारायां, निमग्ना ये महाभुजः ।
उन्मज्जन्तो विलोक्यन्ते, स्वर्गगंगाजलेषु ते ॥ ७ ॥ अनुष्टुप्

'મોટા બાહુવાળા જે મહારાજાઓ મૂળરાજની તરવારની ધારમાં ગરકાવ થઇ ગયા હતા તેઓ (અત્યારે) સ્વર્ગગંગા–આકાશગંગાના પાણીમાં તરતાં દેખાય છે.' (જેઓ મૂળરાજ સામે લડ્યા તે મરણ પામ્યા તે અત્યારે સ્વર્ગ-ગંગામાં–આકાશમાં દેખાય છે. તેઓનું દુન્યવી જીવન પૂરું થયું છે.)

पाद ८. श्रीमूलराजक्षितिपस्य बाहु-र्बिभर्ति पूर्वाचलशृंगशोभाम् ।
संकोचयन् वैरिमुखांबुजानि, यस्मिन्नयं स्फूर्जति चन्द्रहासः ॥ उपजाति

'જે મૂળરાજ મહારાજાના હાથમાં આ ચંદ્રહાસ ખડ્ગ શત્રુઓના મુખરૂપ ચંદ્રને સંકોચ કરાવતું ગડાગડાટ કરી રહ્યું છે તે પૂર્વ દિશાના ઉદયગિરિની શોભાને ધારણ કરે છે.' (ચંદ્રહાસ નામનું ખડ્ગ–હથિયાર છે. એ જ્યારે ઝળઝળાટ કરતું નીકળે ત્યારે જેમ સૂર્યનો ઉદય થતાં ચંદ્ર સંકોચ પામે તેમ શત્રુઓના મુખચંદ્રોને નરમ કરી દે છે–સંકોચ પમાડી દે છે. હાથને પર્વત સાથે–શત્રુ અને મુખને ચંદ્ર સાથે સરખાવવામાં ભારે યુક્તિ કરી છે. સૂર્ય ઉદય થાય ત્યારે ચંદ્ર સંકોચ પામે છે, પણ મૂળરાજના હાથમાં રહેલ **ચંદ્રહાસ** તો ધણધણાટ કરી મૂકે છે. આમાં પ્રચ્છન્ન વિરોધાભાસ છે.)

पाद ९. असंरब्धा अपि चिरं, दुस्सहा वैरिभूभृताम् ।
चंडाश्चामुंडराजस्य, प्रतापशिखिनः कणाः ॥ ९ ॥ अनुष्टुप्

'**ચામુંડરાજ**( મૂળરાજના વારસ )ના પ્રતાપરૂપ અગ્નિનાં તણખાઓ કોપ પામેલા ન હોવા છતાં પણ ઘણા આકરા છે અને એના વૈરી રાજાઓને માટે અસહ્ય છે.' (બીજો સોલંકી **ચામુંડરાજ**. એના પ્રતાપને અગ્નિ સાથે સરખાવી એના કણીઆઓને ખૂબ પ્રચંડ બતાવ્યા અને તેનો તાપ વૈરી રાજાઓ ન સહન કરી શકે તેવો હોય છે એમ બતાવી ચામુંડરાજના પ્રતાપને વર્ણવ્યો. એ રાજા મરણ પામ્યા છતાં હજુ પણ એનાં કણીઆં ઊડ્યા કરે છે એવો પણ અવ્યક્ત ભાવ જણાય છે.)

पाद १०. श्रीमद्वल्लभराजस्य, प्रतापः कोऽपि दुस्सहः ।
प्रसरन् वैरिभूपेषु, दीर्घनिन्द्रामकल्पयत् ॥ १० ॥ अनुष्टुप्

'શ્રીમાન **વલ્લભરાજનો** પ્રતાપ તો કોઈ ભારે આકરો છે, તે જ્યારે દુશ્મન રાજાઓમાં પ્રસાર પામે છે ત્યારે તો એ દીર્ઘનિદ્રા–ઊંઘને જ નીપજાવે છે.' (ત્રીજો સોલંકી વલ્લભરાજ. દીર્ઘનિદ્રા એટલે મરણ, જે ઊંઘમાંથી પ્રાણી જાગે નહિ તે.)

पाद ११. श्रीदुर्लभेशचुमणेः, पादास्तुष्टुविरे न कैः ।
लुलद्भिर्मेदिनीपालै-र्वालिखिल्यैरिवाग्रतः ॥ ११ ॥ अनुष्टुप्

**દુર્લભરાજ** મહારાજરૂપ સૂર્યના પાદોની સ્તુતિ તેની આગળ બાલિ-

ખિલ્યની જેમ ચાલતા અને પગ આગળ લોટતા કયા રાજાઓ નથી કરતા? ( બાલિખિલ્યનું કદ અંગુઠા જેટલું હોય છે. સંખ્યા સાઠ હજારની હોય છે. તે સૂર્યના રથની આગળ ચાલે છે. ક્રતુની સંતતિ નામે પત્નીએ જણેલા કહેવાય છે. દુર્લભરાજરૂપ સૂર્ય. સૂર્ય આગળ જેમ સાઠ હજાર બાલિખિલ્યો ચાલે તેમ મહારાજાની આગળ મેદિનીપાળો ચાલે અને એના પગ આગળ ઠેબાં ખાય—આ ભાવ છે. બાલિખિલ્યો મગતરાં જેવાં છે, તેમ આ રાજાઓ પણ મગતરાંને તોલે છે. )

पाद १२. प्रतापतपनः कोऽपि, मौलराजेर्नवोऽभवत् ।
रिपुस्त्रीमुखपद्मानां, नो सेहे यः किल श्रियम् ॥ १२ ॥ अनुष्टुप्

'મૂળરાજના વંશજ( ભીમ )નો પ્રતાપ સૂર્ય તો કોઇ નવી ભાતનો નીકળી પડ્યો. એણે શત્રુઓની સ્ત્રીઓનાં મુખકમળની લક્ષ્મીને જરા પણ સહન ન કરી.' ( આ શ્લોક ચોથા સોલંકી ભીમરાજ માટેનો જણાય છે. સૂર્ય કમળની લક્ષ્મીને વધારે છે આ રાજા તો એવો નવી જાતનો સૂર્ય ઊગ્યો કે જેણે શત્રુની સ્ત્રીઓના મુખકમળની લક્ષ્મીને મ્લાન કરી દીધી, એનું સૌભાગ્ય હરી લીધું, એને નિરર્થક બનાવી દીધી. )

पाद १३. कुर्वन्कौंतलशैथिल्यं, मध्यदेशं निपीडयन् ।
अंगेषु विलसन्भूमे-र्भर्ताऽभूद् भीमभूपतिः ॥ १३ ॥ अनुष्टुप्

' અંગ દેશ( હાલનું બંગાળ )માં વિલાસ કરતાં માથાના ચોટલાઓને ઢીલો કરતો અને મધ્યપ્રદેશને પીડા કરતો ભીમ મહારાજ ભૂમિનો પતિ થયો. અથવા કુંતલ દેશને શિથિલ કરતો અને મધ્યદેશને પીડા કરતો એવો પણ અર્થ થાય. ' ( ભીમ મહારાજે અંગ અને કુંતલ દેશ પર ચઢાઇ કરી અને મધ્ય પ્રદેશના લોકોને પીડા નીપજાવી તે પર આ ઉલ્લેખ જણાય છે. )

पाद १४. श्रीभीमभीतनोत्सातरजोभिर्वैरिभूभुजाम् ।
अहो चित्रमवर्धन्त, ललाटे जलविन्दवः ॥ १४ ॥ अनुष्टुप्

' શ્રી ભીમ મહારાજના સંતોષે ઉડાડેલી રજવડે શત્રુ રાજાઓનાં કપાળ પર પાણીના બિન્દુઓ વધે છે એ ઘણી આશ્ચર્યની વાત છે. ' ( સાધારણ રીતે પવન-રજ ઊડે ત્યારે પ્રસ્વેદના બિન્દુઓ ઘટે છે, પણ ભીમરાજનો સંતોષ જે રજ ઊડાડે છે તેથી તો શત્રુ રાજાઓની મૂંઝવણ વધી પડે છે અને પરિણામે કપાળ પર પરસેવાની શેર વધે છે )

पाद १५. कर्णं च सिद्धराजं च, निर्जित्य युधि दुर्जयम् ।
श्रीभीमेनाधुना चक्रे, महाभारतमन्यथा ॥ १५ ॥ अनुष्टुप्

' ઘણી મુસીબતે જીતી શકાય તેવા કર્ણ અને સિદ્ધરાજને લડાઇમાં જીતીને શ્રી ભીમ મહારાજાએ તો અત્યારે મહાભારતને ઉથલાવી નાખ્યુ છે. ' ( ચેદી અથવા દેહલના રાજા કર્ણને અને સિદ્ધના રાજા હેમકને ભીમરાજાએ હરાવ્યા

એવી હકીકત દ્વયાશ્રયથી પ્રાપ્ત થાય છે. મહાભારતમાં કર્ણને અર્જુને માર્યો અને સિંધુદેશના રાજા જયદ્રથને પણ અર્જુને માર્યો હતો. અહીં તો ભીમે પોતે કર્ણ અને સિદ્ધરાજનો વધ કર્યો એટલે મહાભારતના ભીમે કર્ણનો વધ નહોતો કર્યો તેમ જ જયદ્રથનો વધ પણ નહોતો કર્યો તે વાતને આ ભીમરાજાએ ઉથલાવી નાખી છે. )

पाद १६. दुर्योधनोर्वीपतिजैत्रबाहु-र्गृहीतचेदीशकरोऽवतीर्णः ।
　　अनुग्रहीतुं पुनरिन्दुवंशं, श्रीभीमदेवः किल भीम एव ॥१६॥ उपजाति

" શ્રી ભીમરાજે ચેદીના રાજાના હાથ પકડી લીધા છે તે પરથી લાગે છે કે ચંદ્રવંશ પર કૃપા કરવા સારુ દુર્યોધન મહારાજને જીતનાર પાંડવ ભીમ પોતે ફરી વાર ચદ્રવંશ પર અનુગ્રહ કરવા માટે પૃથ્વી પર ઊતરી આવ્યા છે." ( ભીમ પાંડવે દુર્યોધન પર વિજય મેળવ્યો, ભીમરાજે ચેદીના રાજાને પકડયો બન્ને ભીમ જબરા હતા. સોલંકીઓ ચંદ્રવંશી હતા, પાંડવો પણ ચંદ્રવંશી હતા. એટલે આ ભીમરાજને જોતા પાંડવ ભીમરાજ જ ફરી વાર ઊતરી આવ્યા હોય તેમ જણાય છે )

पाद १७. अगणितपञ्चेषुबलः, पुरुषोत्तमचित्तविस्मयं जनयन् ।
　　रामोल्लासनमूर्तिः, श्रीकर्णः कर्ण इव जयति ॥१७॥ आर्या

' શ્રી કર્ણદેવ-કામદેવના બળને નહિ ગણકારનાર હતા, ઉત્તમ પુરુષોના ચિત્તમાં વિસ્મય કરનાર હતા અને સ્ત્રીઓને ઉલ્લાસ થાય તેવા આકારવાળા હતા; તે પાંચ પાંડવના તીરની દરકાર ન કરનાર પુરુષોત્તમ-કૃષ્ણદેવના ચિત્તને વિસ્મય કરનાર અને સ્ત્રીઓને ઉલ્લાસ ઉત્પન્ન કરનાર મહાભારતના જાણે કર્ણ જ હોય નહિ એમ વિજય પામે છે.' ( કર્ણને કુંતીપુત્ર કર્ણ સાથે સરખાવે છે. કુંતીપુત્ર કર્ણ બ્રહ્મચારી હતા, પાચ પાડવો સામે લડનાર હતા, અર્જુનના સારથિ શ્રી કૃષ્ણને આશ્ચર્ય પમાડનાર હતા અને સૂર્ય સમાન વર્ણવાળા હતા. કર્ણદેવ કામદેવને તાબે થનાર નહોતા, વિષયી નહોતા અને ઘઉંવર્ણવાળા હતા. શ્લેષો સમજવા યોગ્ય છે. )

पाद १८. अकृत्वासननिर्बन्ध-मभीत्या पावनीं गतिम् ।
　　सिद्धराजः परपुर-प्रवेशवशितां ययौ ॥ १८ ॥ अनुष्टुप्

' આસન કરવાની રીત કર્યા વગર અને પવનની ગતિની બીક રાખ્યા વગર સિદ્ધરાજ મહારાજે દુશ્મનના નગરમા પ્રવેશનું વશપણું પ્રાપ્ત કર્યું. ' ( સિદ્ધરાજ મહારાજે ઉજ્જયિની પર વિજય કર્યો તે વાતને અને યોગને સાથે મેળવી આમ પ્રયોગ કર્યો છે પરપુરપ્રવેશ યોગનો વિષમ પ્રયોગ છે. અને 'પર' એટલે દુશ્મન પણ થાય પરપુરપ્રવેશમા આસન કરવું જોઇએ અને પ્રાણાયામ કરવું જોઇએ એ કર્યા વગર એણે પરપુરપ્રવેશ કર્યો એવો અત્ર ભાવ છે પરપુરપ્રવેશ માટે જુઓ હેમચંદ્રાચાર્યનું યોગશાસ્ત્ર ૫ ૨૬૪-૨૭૨ )

पाद १९. मात्रयाप्यधिकं कंचिन्न सहन्ते जिगीषवः ।
इतीव त्वं धरानाथ ! धारानाथमपाकृथाः ॥१९॥ अनुष्टुप्

પંડિતો એક માત્રાનું અધિકપણું પણ સહન કરતા નથી એ પ્રમાણે હે ધરાનાથ! તમે ધારાનગરીના નાથને ( યશોવર્માને ) દૂર કરી દીધો.' ( ધારાનગરીના રાજા યશોવર્માને માળવાનો ઘેરો ઘાલી સિદ્ધરાજે કેદ કર્યો હતો તે પર અહીં શ્લેષ છે. )

पाद २०. क्षुण्णैः क्षोणिभृतामनेककतका भग्नाथ धारा ततः,
कुंठः सिद्धपतेः कृपाण इति रे मा मंसत क्षत्रियाः ।
आरुह्यप्रबलप्रतापदहनाः संप्रासधाराश्चिरात्,
पीत्वा मालवयोषिदश्रुसलिलं हन्ताय मे दिश्यते ॥२०॥ शार्दूल०

'અનેક રાજાઓનો ભુક્કો કરી નાખેલ હોવાથી સિદ્ધરાજ મહારાજની તલવાર બુઠી થઈ ગઈ છે એમ હે ક્ષત્રિયો ! તમે રખે માનતા. વાત એવી બની છે કે પ્રબળ પ્રતાપની અગ્નિ ઉપર ચઢીને એના પર નવીન ધાર નીકળી છે એટલું જ નહિ પણ માળવાની સ્ત્રીઓનાં આંસુનું પાણી પીને એ તો ખૂબ તેજવાળી બની છે.' ( સિદ્ધરાજની પ્રશંસા છે. એણે અનેક રાજાને મારી હઠાવ્યા એથી એની તરવાર બુઠી થઈ ગઈ છે એમ ક્ષત્રીઓએ માનવું નહિ. એનો પ્રતાપ-અગ્નિ ખૂબ બળવાન છે. તરવારને અગ્નિમાં નાખી ઘસે એટલે ધાર ચઢે અને તેને પાણી ચઢાવે. આમાં માળવાની સ્ત્રીઓ વિધવા થતાં આંસું સારતી તે પાણી ચઢયું છે, એટલે ઊલટી એ તો વધારે બળવાન થઈ છે. )

पाद २१. श्रीविक्रमादित्यनरेश्वरस्य, त्वया न किं विप्रकृतं नरेंद्र !।
यशांस्यहार्षीः प्रथमं समन्तात्,क्षणादभांक्षीरथ राजधानीम् । उपजाति

'હે નરેંદ્ર ! વિક્રમાદિત્ય મહારાજનું બગાડવામાં તેં શું બાકી રાખ્યું છે ? એનો યશ પણ તેં હરી લીધો અને એની પ્રથમ રાજધાનીને ક્ષણવારમાં ભાંગીને ભૂક્કો કરી નાખી.'( વિક્રમાદિત્ય મહારાજા ઉજ્જયિની-ધારાના રાજા, માલવપતિ, આત ઉદાર હતા. એના કરતાં સિદ્ધરાજ વધારે ઉદાર નીકળ્યો એટલે એનો યશ પણ હરી લીધો અને વધારામાં એનું યશસ્થાન એની રાજધાની પણ ભાંગી નાખી. આ રીતે સિદ્ધરાજ વિક્રમથી પણ ચઢે એમ બતાવવાનો આશય જણાય છે.)

पाद २२. मृदित्वा दोःकंडुं समरभुवि वैरिक्षितिभुजां,
भुजां दंडे दध्रुः कति न नवखंडां वसुमतीम् ।
यदेवं साम्राज्ये विजयिनि वितृष्णेन मनसा,
यशो योगीशानां पिबसि नृप ! तत्कस्य सदृशम् ॥ शिखरिणी

'લડાઈના ક્ષેત્રમાં દુશ્મન રાજાઓના હાથની ચળને ભાંગી નાખીને કેટલીએ નવખંડ પૃથ્વીને 'ભુજદંડ પર હે રાજા ! તેં ધારણ કરી છે. આવા વિજયવંત સામ્રાજ્યમાં તૃષ્ણા વગરનું મન રાખીને તું મહાન યોગીશ્વરોના યશનું પાન

કરી રહ્યો છે તે કોના જેવો છે ?' (દુશ્મન રાજાના હાથની ચળ (લડવાની) તેં ભાંગી નાખી અને હાથ પર નવ ખંડ પૃથ્વી ધારણ કરી અને છતાં તૃષ્ણા વગરનું મન રાખી શકયો તેથી ખરેખર, મોટા યોગીઓનો મહાન યશ તેં પ્રાપ્ત કર્યો છે. વિતૃષ્ણ યોગીઓનો યશ મહાન રાજા ધારણ કરે એ અદ્ભુત છે અને તેની સાથે સરખાવી શકાય એવી કોઇ ચીજ દુનિયામાં છે નહિ. રાજા લડતો હતો છતાં અલિપ્ત હતો એવો અત્ર ભાવ છે.)

पाद २३. *जयस्तंभं सीमन्यधिजलधिवेलां निहितवान्,*
वितानैर्ब्रह्माण्डं शुचिगुणगरिष्ठैः मिहितवान् ।
यशस्तेजोरूपैरलिपत जयत्यर्घघुसृणैः,
कृतो यात्रानन्दो विरमति न किं सिद्धनृपतिः ? ॥२३॥ शिखरिणी

'સરહદ પર સમુદ્રના તરંગ સુધી જયસ્તંભોને તમે મૂકી દીધા; ઉત્તમોત્તમ ગુણોરૂપ પંખાવડે બ્રહ્માંડને આચ્છાદન કરી દીધું; યશના તેજરૂપ કેસર-કંકુથી તેને લીંપી દીધું-આ રીતે યાત્રાનો આનંદ કર્યો. સિદ્ધરાજ મહારાજા હવે કેમ અટકતા નથી ?' (જીવનયાત્રા સિદ્ધરાજે ભારે સરસ કરી. એક તો સમુદ્ર સુધી દેશની હદ જમાવી; બીજું પોતાના ગુણોથી પૃથ્વીને ઢાંકી દીધી; ત્રીજું યશકીર્તિથી પૃથ્વીને લીપી દીધી. આ રીતે જય, વિજય અને ગુણથી જીવનયાત્રા સરળ કરી. ખૂબ કર્યું. હજુ પણ એનો યાત્રાનંદ-જીવનસાફલ્ય-અટકતા નથી. ખૂબ પ્રશંસા આ રીતે કરી.)

पाद २४. भूमिं कामगवि ! स्वगोमयरसैरासिञ्च रत्नाकरा !,
मुक्तास्वस्तिकमातनुध्वमुडुप ! त्वं पूर्णकुंभीभव ।
धृत्वा कल्पतरोर्दलानि सरलैर्दिग्वारणास्तोरणा-
न्याधत्त स्वकरैर्विजित्य जगतीं नन्वेति सिद्धाधिपः ॥२४॥ शार्दूल०

'સિદ્ધરાજ મહારાજ પૃથ્વીને પોતાના હાથથી જીતીને આવે છે, માટે હે કામધેનુ ગાય ! તારા છાણના રસથી આ ધરતીને સીંચી દે; હે રત્નાકર સાગરો ! તમે મોતીના સ્વસ્તિકો પૂરો; હે ચંદ્ર ! તું તારો ઘડો અમૃતથી પૂરેપૂરો ભરી દે; અને હે દિશાના હાથીઓ ! તમે કલ્પવૃક્ષનાં પાંદડાંને ઊંધી કરેલી સૂંઢમાં બાંધી તેનાં તોરણો બાંધો.' (આ શ્લોક સિદ્ધરાજ અને આચાર્યના પ્રથમ પ્રસંગના વર્ણનમાં અન્યત્ર વિસ્તારથી ચર્ચ્યો છે. એ ભારે ચમત્કારી અને આકર્ષક શ્લોક છે.)

पाद २५. लब्धलक्षविपक्षेषु, विलक्षास्त्वयि मार्गणाः ।
तथापि तव सिद्धेन्द्र !, क्षतेत्युत्कंधरो यशः ॥२५॥ अनुष्टुप्

'જે તીરોનું સાધ્ય શત્રુપર ચોટ પકડીને બેઠું છે, તે તારા તરફ તાકી શકાતાં નથી-ભોંઠા પડે છે, (અથવા ભીખારીઓ તારા તરફ વાંકી-નજરે

જુએ છે ) છતાં સિદ્ધરાજ મહારાજ! તારા દાનેશ્વરી તરીકેનો યશ તો છાતી કાઢીને બહાર આવે છે.' ( અહીં સિદ્ધરાજના દાનગુણની-દાનેશ્વરીપણાની પ્રશંસા શ્લેષદ્વારા કરી છે. 'માર્ગણ' એટલે તીર અને ભીખારી એવા બે અર્થ થાય છે. ભીખારી નિરાશ થાય છતાં દાનગુણ પ્રશંસા પામે એ વિરોધ છે. )

पाद २६. उत्साहसाहसवता भवता नरेन्द्र!,
धाराव्रतं किमपि तद्विषमं सिषेवे ।
यस्मात्फलं न खलु मालवमात्रमेव,
श्रीपर्वतोऽपि तव कंदुककेलिपात्रम् ॥ २६ ॥ वसंततिलका

'ઉત્સાહ અને સાહસની મૂર્તિસમા હે રાજેંદ્ર! તેં તો કોઈ આકરું "અસિધારાવ્રત' લીધું છે, જેના ફળ તરીકે માત્ર માળવો જ મળ્યો છે એમ નથી, પણ શ્રીપર્વત પણ દડાની રમતને પાત્ર થયેલ છે.' ( અસિધારાવ્રત એટલે તરવારની સેવામાં હાજર રહેવાનું ક્ષાત્રિયવ્રત. એને તો ખાવાનો કે બીજો હિસાબ જ હોય નહિ. અસિધારા વ્રતને ટૂંકાવી 'ધારાવ્રત' કરી માળવાની રાજધાની ધારા પર શ્લેષ કર્યો છે. અસિધારાવ્રતમાં સ્ત્રી સાથે શયન કરે તો વચ્ચે તરવાર મૂકવાની હોય છે. રાજા સિદ્ધરાજને કહે છે કે તારું અસિધારાવ્રત તો ભારે જબરું, તેં એનાથી માળવો સર કર્યો એ તો ઠીક પણ શ્રીપર્વતને તો તારા પગ સાથે દડાની જેમ રમાડ્યો. આ શ્રીપર્વતની હકીકત ક્યાં પ્રસંગને ઉદ્દેશીને છે તે શોધખોળ માગે છે. મને તેનો પ્રસંગ પ્રાપ્ત થયો નથી. અથવા 'શ્રી' એટલે લક્ષ્મી હોય તો તારે તો લક્ષ્મી અને પર્વત પણ રમત માત્ર છે. એ તારી રમતનાં સોગઠાં છે. )

पाद २७. अयमवनीपतीन्द्रो मालवेन्द्रावरोधा-
स्तनकलशपवित्रं पत्रवल्लीं लुनातु ।
कथमखिलमहीभृन्मौलिमाणिक्यमेदे,
घटयति पटिमानं भग्नधारस्तवासिः ॥ २७ ॥ मालिनी

"આ અવનીપતિ-પૃથ્વીનો માલેક ( સિદ્ધરાજ ) માળવાના રાજાના અવરોધને પરિણામે પ્રાપ્ત થયેલ કળશોથી પવિત્ર થયેલ પાંદડાની વેલોને ભલે કાપો; પણ રાજન્! તમારી તરવારની ધાર તો પડી ગઈ છે અને છતાં સર્વ રાજાઓના મુકુટમાં રહેલા મણિઓની પરીક્ષામાં હુંશિયારી મેળવવાની બાબતને તમે કેમ ઘટાવી શકો છો?" ( માળવામાં યશોવર્માને કેદ કર્યો ત્યારે તરવારની ધાર તો બુઠ્ઠી થઇ ગઇ અને છતાં અનેક રાજાઓ નમ્યા તે વખતે તેમના મુકુટમાં રહેલ મણિઓ કઈ જાતના છે એની પરીક્ષામાં પ્રાવિણ્ય મેળવ્યું એ વાત કેમ ઘટે? બુઠ્ઠી થયેલ તરવારની ધાર છતાં અનેક રાજાઓ કેમ જીત્યા? રાજાના શૌર્યની-ક્ષત્રિયતેજની પ્રશંસા છે. )

पाद २८. क्षितिधर ! भवदीयः क्षीरधारावलक्षै,
रिपुविजययशोभिः श्वेत एवासिदंडः ।
किमुत कवलितैस्तैः कज्जलैर्मालवीनां,
परिणतमहिमानं कालिमानं तनोति ॥ २८ ॥ मालिनी

'પૃથ્વીપતિ ! તારી તરવાર દૂધની ધારા જેવા શત્રુ પરના વિજયયશવડે શ્વેત જ છે, કે માળવાની સ્ત્રીઓનાં આંજણને ખાઇ જઇને એનો મહિમા ખૂબ વધી ગયેલ હોઇને એ કાળા રંગને વ્યક્ત કરે છે ?' (વિજયયશથી એનો અસિદંડ, એની તરવાર સફેદ છે, પણ એણે માળવાની સ્ત્રીઓનાં કાજળ ખૂબ ખાધેલ છે. રડતી સ્ત્રીઓની આંખમાંથી રડવાને કારણે આંજણ બહાર પડે છે તેના રંગથી એ શું કાળો રંગ ધારણ કરે છે ? ઉત્પ્રેક્ષા છે.)

पाद २९. यद्दोर्मण्डलकुंडलीकृतधनुर्दण्डेन सिद्धाधिप !,
क्रीतं वैरिकुलात् त्वया किल दलत्कुन्दावदातं यशः ।
भ्रान्त्वा त्रीणि जगन्ति खेदविवशं यन्मालवीनां व्यधा-
दापाण्डौ स्तनमंडले च धवले गण्डस्थलेऽवस्थितम् ॥२९॥ शार्दूल०

'સિદ્ધરાજ મહારાજ ! ભુજદંડમાં કુંડળાકાર કરેલા ધનુષ્યવડે તમારા શત્રુઓ પાસેથી તમે ખીલતા ડોલરના ફૂલ જેવો ઉજ્જ્વળ યશ મેળવ્યો છે તે તમારો યશ ત્રણે જગતમાં ભમીભમીને થાકી જઇ આખરે માળવીઓ (માળવાની સ્ત્રીઓ)નાં પાંડુ રંગના સ્તનમંડળ પર અને સફેત ગંડસ્થળ (ગાળ) પર આવીને બેઠો.' (ધનુષના બળથી સિદ્ધરાજે આબરુ-કીર્તિ મેળવી એ ત્રણે જગતમાં ખૂબ ફરી એટલે સ્વર્ગ, મૃત્યુ, પાતાળમાં તેનો યશડંકો વાગ્યો અને આખરે એનું સ્થાન માળવીઓના સ્તનમંડળ અને ગંડસ્થળ પર થયું. મતલબ એનો યશડંકો છેવટે માળવામાં વાગ્યો)

पाद ३०. द्विषत्पुरक्षोदविनोदहेतोर्भवाद्वामस्य भवद्भुजस्य ।
अयं विशेषो भुवनैकवीर !, परं न यत्काममपाकरोति ॥३०॥ उपेंद्रवज्रा

'ત્રણ ભુવનમાં અદ્વિતીય વીર સિદ્ધરાજ ! શત્રુઓનાં નગરને ચૂર્ણ કરવાના વિનોદનું કારણભૂત થયેલા તમારા જમણા હાથમાં અને શ્રી શંકરદેવના જમણા હાથમાં માત્ર એટલો જ તફાવત છે કે એ—તમારો હાથ કામને દૂર કરતો નથી.' (શંકરનો હાથ કામદેવને દૂર રાખે છે, તમારો જમણો હાથ તો કામ-ઇચ્છા પૂરી કરે તેટલું દાન આપે છે. રાજાના દાનગુણની પ્રશંસા અને શંકર કરતાં પણ એ ચઢી-આતો છે એવું અવાંતર વર્ણન આ શ્લોકમાં છે. 'કામ' શબ્દ અહીં શ્લેષ છે.)

पाद ३१ ऊर्ध्वं स्वर्गनिकेतनादपि तले पातालमूलादपि,
त्वत्कीर्तिर्भ्रमति क्षितीश्वरमणे पारे पयोधेरपि ।

तेनास्याः प्रमदास्वभावसुलभैरुच्चावचैश्चापलै-
स्ते वाचंयमवृत्तयोऽपि मुनयो मौनव्रतं त्याजिताः ॥ शार्दूलवि० ॥

'પૃથ્વીના રાજાઓના મુકુટમણિ! તારી કીર્તિ ઉપર સ્વર્ગભુવન-દેવલોકથી પણ દૂર ભમે છે અને નીચે પાતાળના તળીઆથી પણ વધારે નીચી જાય છે અને દરિયાની પણ પેલે પાર જાય છે. સ્ત્રીઓના સ્વભાવને સુલભ એવા એના આવા પ્રકારના ઊંચા નીચા ચપળ સ્વભાવને લઇને એણે વાણી ઉપર સંયમ રાખનારા મુનિઓના મૌનવ્રતને પણ મૂકાવી દીધાં છે. (કીર્તિ બધે ફરે, ઉપર નીચે-અને સીધી દરિયાપાર જાય એટલે એ ચપળ કહેવાય અને એ એટલી ચપળ છે કે એણે મુનિઓનાં મૌનવ્રતને પણ છોડાવી દીધું એટલે મુનિઓ પણ સિદ્ધરાજની કીર્તિ ગાવા લાગ્યા )

पाद ३२ आसीद्विशांपतिरमुद्रचतुःसमुद्र-
प्रशस्ति १ मुद्रांकितक्षितिभरक्षमबाहुदण्डः ।
श्रीमूलराज इति दुर्धरवैरिकुंभि—
कंठीरवः शुचिचुलुक्यकुलावतंसः ॥ ३२ ॥ वसंततिलका ॥

'પૂર્વ કાળમાં પ્રજાના પતિ અને સીમા વગરના ચાર સમુદ્રની સીમાથી અંકાયેલ પૃથ્વીના ભારને વહન કરવાની શક્તિવાળી મજબૂત ભુજદંડવાળા ચાલુકયના આભૂષણ અને ભયંકર શત્રુરૂપ હાથીઓને સિંહ સમાન **શ્રી મૂળરાજ** નામના રાજા થયા.' (પ્રશસ્તિ ગ્રંથને છેડે મૂકી છે, તેનો આ પ્રથમ શ્લોક છે. તેમાં છેવટે મૂળરાજ મહારાજા ચાલુક્યવંશના સ્થાપકની પ્રશંસા કરી છે. અર્થ સ્પષ્ટ છે.)

प्रशस्ति २ तस्यान्वये समजनि प्रबलप्रताप—
तिग्मद्युतिः क्षितिपतिर्जयसिंहदेवः ।
येन स्ववंशसवितर्यपरं सुधांशौ,
श्रीसिद्धराज इति नाम निजं व्यलेखि ॥ ३३ ॥ वसंततिलका ॥

'પ્રબળ પ્રતાપની બાબતમાં સૂર્ય સાથે સરખાવવા યોગ્ય પૃથ્વીપતિ શ્રી **જયસિંહ** દેવ તેના વંશમાં થયા, જેણે પોતાના વંશરૂપ સૂર્ય ઉપર અમૃતાંશી ચંદ્ર જેવું બીજુ નામ 'સિદ્ધરાજ' એ પ્રમાણે લખાવ્યું.' (પ્રશસ્તિમાં ચાલુક્યશિરોમણિ મૂળરાજનું વર્ણન કરી સીધા સિદ્ધરાજના સમય પર લેખકશ્રી આવી જાય છે વંશને સૂર્ય સાથે સરખાવી ચંદ્રની શાંતિ બતાવવા એ રાજવીનાં બન્ને નામો અત્ર સૂચવે છે.)

प्रशस्ति ३ सम्यग्निरीक्ष्य चतुरश्चतुरोऽप्युपायान्,
जित्वोपभुज्य च भुवं चतुराब्धिकाञ्चीम् ।
विद्याचतुष्टयविनीतमतिर्जितात्मा,
काष्ठामवाप पुरुषार्थचतुष्टये यः ॥ ३४ ॥ वसंततिलका ॥

'એ ચતુર રાજાએ ચારે પ્રકારના ઉપાયોનું સારી રીતે સેવન કર્યું. ચારે સમુદ્રરૂપ કંદોરાવાળી-ચાર સમુદ્રની સીમા સુધીની પૃથ્વીને ભોગવી. એણે ચાર પ્રકારની વિદ્યાના અભ્યાસથી પોતાની બુદ્ધિને વિશેષ નમ્ર બનાવી અને આત્મા પર વિજય મેળવ્યો તથા એણે ચારે પ્રકારના પુરુષાર્થને અંગે તો હદ કરી દીધી.' (આ શ્લોકમાં **ચાર** બાબતો લઇને તેની અનેક વાતો સિદ્ધરાજ જયસિંહ સાથે જોડી છે.)

ચાર ઉપાયો:—૧ સામ-સમજાવવું તે. ૨. **દાન**-પૈસાની લાંચ આપવી. ૩. **ભેદ**-શત્રુને લડાવી મારવા અને ૪ **દંડ**-સજા કરવી. ચાર સમુદ્ર: અસલ ચાર સમુદ્ર ગણાતા હતા. નામની માહિતી મેળવવા યોગ્ય છે. ચાર વિદ્યા ૧ આન્વિક્ષિકી: ન્યાય (લૉજિક) ૨ ત્રયી (ત્રણ) વેદ-સામ, અથર્વ, યજુ. ૩. વાર્તા, કથા, ચરિત્રો અને ૪. દંડનીતિ, વ્યવહાર અને ધર્મશાસ્ત્ર. ચાર પુરુષાર્થ: ૧. ધર્મ, ૨. અર્થ, ૩. કામ, ૪ મોક્ષ. આ સર્વ બાબતમાં સિદ્ધરાજ મહારાજાએ ખૂબ પ્રગતિ કરી. સર્વથી આગળ વધ્યા.)

**प्रशस्ति ४** तेनातिविस्तृतदुरागमविप्रकीर्ण-
शब्दानुशासनसमूहकदर्थितेन ।
अभ्यर्थितो निरुपमं विधिवद्व्यधत्त,
शब्दानुशासनमिदं मुनिहेमचंद्रः ॥ ३५ ॥ वसंततिलका ॥

'શબ્દ સંબંધી વિસ્તૃત જ્ઞાન ઘણા પુસ્તકોમાં વહેંચાયલું, તેનાં પુસ્તકો મેળવવાની મુશ્કેલીવાળું અને છૂટુ છવાયું અહીંતહીં પડી રહેલું જોઇને એના મનમાં ઘણો ક્ષોભ થયો. એની માગણીને સ્વીકારીને **મુનિ હેમચંદ્રે** આ **શબ્દાનુશાસન** ગ્રંથ કોઈ પ્રકારના દોષ કે વાંધા વગરનો વિધિપૂર્વક બનાવ્યો.' (ગ્રંથનું નામ-શબ્દાનુશાસન, એના બનાવનારનું નામ મુનિ હેમચંદ્ર-સાદું નાનું નામ-કોઈ જાતના વર્ણન કે પદવી વગર. પ્રસંગ-સિદ્ધરાજ મહારાજની અભ્યર્થના. કારણ ત્રણ-૧. શબ્દજ્ઞાન ઘણા વિસ્તારવાળું છે. ૨. અનેક પુસ્તકોમાં વહેંચાયલું છે. ૩. એ પુસ્તકો મેળવવાની ઘણી મુશ્કેલી છે. એટલે છૂટાછવાયા જ્ઞાનનું અત્ર સંમિલન કરવામાં આવ્યું છે એવો એનો ભાવ છે.)



# મુનિરત્ન શ્રી સ્થૂલભદ્રના જીવનનો એક પ્રસંગ

**સાહિત્ય** એટલે શુ ? એનુ નિર્માણ કયારે અને કેમ થયુ ? ઇત્યાદિ પ્રશ્નો રસપ્રદ છે અને એના ઉત્તરો ઇતિહાસના એક અગરૂપ છે, તેમ છતા એ બાબતોને બાજુ ઉપર રાખી હુ અત્ર એટલો જ ઉલ્લેખ કરીશ કે દુનિયાભરના વિવિધ અને વેધક સાહિત્યમા જૈન સાહિત્યનુ સ્થાન જેવુ તેવુ નથી એ સાહિત્યનુ ક્ષેત્ર અતિશય વિશાળ અને રસકસવાળુ છે તેમ છતા એ ક્ષેત્રનુ જે રીતે અને જેટલા પ્રમાણમા ખેડાણ થવુ ઘટે તે રીતે અને તેટલા પ્રમાણમા એનું ખેડાણ થતુ હોય એમ જણાતુ નથી અન્યાન્ય સાહિત્યના અભ્યાસીઓથી તેમ જ એના અવલોકનકારોથી એ વાત અજાણી નથી કે ચારિત્ર્યકોશો હમણા કેટલાક વખતથી અજૈન જગતમા રચાયેલા છે આપણે ત્યા એવો કશો પ્રબધ થયેલો હોય એમ લાગતુ નથી જે જે વ્યક્તિઓના જીવનવૃત્તાન્ત આગમિક તેમ જ અનાગમિક સાહિત્યમા ગુથાયેલા છે તેનો યથાસ્થાન નિર્દેશ થવો ઘટે કાર્ય પૂર્ણ કર્યા બાદ કે તેની સાથે સાથે પ્રસગવશાત્ ઉદાહરણાર્થે જે કલ્પિત કથાઓ આપાયેલી છે તેની પણ યોગ્ય સ્વરૂપમા નોધ લેવાવી જોઇએ આ કાર્ય કથાનુયોગના રસિકો માટે તેમજ વ્યાખ્યાનમા ભાવનાધિકારે કથા કહેનારા મુનિઓ માટે સુગમતાભરેલુ છે તેઓ કોનુ જીવનચરિત્ર કયા આલે ખાયેલુ છે તેની સપ્રમાણ નોધ સહેલાઇથી કરી શકે અને કાળાતરે એ ચારિત્ર્ય કોશનુ એક ઉપયોગી અગ બની રહે આ હકીકત એના બાલ-જિજ્ઞાસુઓના ઝટ ખ્યાલમા આવે એ ઈરાદાથી સૂચવી હવે હુ **શ્રી સ્થૂલભદ્ર** મુનિવરના જીવનને સ્પર્શતો એક પ્રશ્ન વિચારુ છુ અને તેમ કરવા પૂર્વે એમના જીવનની વિવિધ બાજુઓ ઉપર પ્રકાશ પાડનારા સાધનોનો ઉલ્લેખ કરુ છુ

## સાધનો

(૧) **આવસ્સયસુત્તની** ચુણ્ણિ (ભા ૨)

(૨) **તિત્થોગાલી** પઇણ્ણય (ગા ૭૪૨-૮૮૨)*

---

* ૧ 'કલિકાલસર્વજ્ઞ **શ્રી હેમચન્દ્રસૂરિ** એટલે?" એ નામના મારા લેખમા મે સૂચવ્યુ છે તેમ આ પદ્યો યોગશાસ્ત્ર યાને અધ્યાત્મોપનિષદ (પ્ર ૩ શ્લો ૧૩૨)ની સ્વોપજ્ઞ વૃત્તિના ૧૮૯ માથી ૭૪૦ સુધીના પદ્યો સાથે મોટે ભાગે અક્ષરશ મળતા આવે છે એટલે **પરિશિષ્ટ પર્વ** અને આ વૃત્તિ એ બનેમાથી ગમે તે એક મુખ્ય સાધન ગણાય

( ૩ ) કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચન્દ્રસૂરિકૃત **યોગશાસ્ત્ર** (પ્ર. ૩. શ્લો. ૧૩૨)ની સ્વોપજ્ઞ વૃત્તિ.

( ૪ ) કલિકાલસર્વજ્ઞ **શ્રી હેમચન્દ્રસૂરિકૃત પરિશિષ્ટ પર્વ.** ( સ. ૯. શ્લો. ૫૫-૧૧૩ )

( ૫ ) **શ્રી જયાનન્દસૂરિકૃત શ્રી સ્થૂલભદ્રચરિત્ર.**

( ૬ ) **શ્રી રત્નમન્દિરગણિકૃત ઉપદેશતરંગિણી.** ( પૃ. ૮૭ )

( ૭ ) **ભરહેસર બાહુબલિ** સજ્ઝાયની શ્રી **શુભશીલગણિ**કૃત વૃત્તિ.

આ પ્રમાણે મેં અત્ર મુખ્ય મુખ્ય સાધનોનો નામનિર્દેશ લગભગ કાળક્રમ મુજબ કર્યો છે, એટલે હવે હું **શ્રી સ્થૂલભદ્ર** ચૌદ પૂર્વધર કેવી રીતે બન્યા તે હકીકત વિચારું છું:—

**શકડાલ** મંત્રીના ખાનદાન કુળમા જન્મેલા, બાર વર્ષ સુધી જે **કોશા** વેશ્યાના સંગમાં પોતે રહ્યા હતા તેનો ક્ષણભરમાં ત્યાગ કરી જીવનપર્યંત તેના પાશમાંથી મુક્ત બનેલા, **નંદ** રાજાએ આપવા માંડેલ પ્રધાનપદને ઠોકરે મારી દીક્ષિત બનેલા એવા **શ્રી સ્થૂલભદ્રે** દીક્ષા લીધા બાદ કેટલે વર્ષે ૧૧ અંગનો અભ્યાસ કર્યો એ વિષે કોઇ સ્થળે સ્પષ્ટ ઉલ્લેખ જણાતો નથી, છતાં એમ માનવાનું કારણ મળે છે કે તેઓ અન્ય ૪૯૯ મુનિઓ સાથે, નેપાલમાં ' મહાપ્રાણ ' ધ્યાન સિદ્ધ કરતાં **શ્રી ભદ્રબાહુસ્વામી** પાસે બારમા અંગનો ( ચૌદ પૂર્વોનો ) અભ્યાસ કરવા ગયા તે પૂર્વે તેમણે ૧૧ અંગોનું અધ્યયન કર્યું જ હશે, કેમકે એ કર્યા વિના બારમું અંગ ભણાતું હોય એમ જણાતું નથી.

બારમા અંગ નામે **દૃષ્ટિવાદ**ના (૧) **પરિકમ્મ,** (૨) **સુત્ત,** (૩) **પુવ્વગત,** (૪) **અણુયોગ** અને (૫) **થૂલિયા**–એમ પાંચ વિભાગો છે. આ ક્રમે અને તે પણ એક વિભાગનો સંપૂર્ણ અભ્યાસ કર્યા બાદ બીજા વિભાગનો અભ્યાસ કરાતો હશે કે કેમ તે સંબંધમાં કોઇ સપ્રમાણ ઉલ્લેખ જણાતો નથી અને એથી તો મારે એ સંબંધમાં **આર્હત આગમોનું અવલોકન** ( ભા. ૧. પૃ. ૫૧-૫૫ ) માં વિવિધ વિકલ્પો રજૂ કરી યથામતિ તે સંબંધમા ઊહાપોહ કરવો પડ્યો છે. પ્રસ્તુતમાં આપણે એમ માની લઇશું કે સૌથી પ્રથમ એમણે **પરિકમ્મ** અને **સુત્ત** એ બે વિભાગનો પૂર્ણ અભ્યાસ કર્યો હશે અને ત્યારબાદ **પુવ્વગય**માં પ્રવેશ કર્યો હશે. **પુવ્વગય**ના ચૌદ ભાગો છે અને એ દરેકને **પુવ્વ** ( સં. **પૂર્વ** ) કહેવામાં આવે છે. આ દરેક પૂર્વના અભ્યાસની સાથે સાથે **અણુઓગ** અને **ચૂલિયાનો** તત્સ્પર્શિક અભ્યાસ તેમણે કરેલો કે કેમ તે જાણવાનું કોઇ સાધન હોય એમ લાગતું નથી, એટલે એ માટે પણ મે **આર્હત આગમોનાં**

**અવલોકન** ( ભા ૧. પૃ. ૫૬–૫૫ ) માં જે વિકલ્પો રજૂ કર્યા છે તે એના જિજ્ઞાસુઓને વિચારી જોવા મારી ભલામણ છે.

**આવસ્સયસુત્ત**ની ચુણ્ણિ ( ભા. ૨. પત્ર ૧૮૭ ) ઉપરથી જાણી શકાય છે કે **શ્રી સ્થૂલભદ્રને** તેમ જ એમની સાથે આવેલા ૪૯૯ મુનિઓને પણ દરરોજ સાત વાર વાચના મળતી હતી. **તિત્થોગાલી** ( ગા. ૭૩૫–૭૩૬ ) ઉપરથી એ હકીકત સ્પષ્ટ થાય છે કે વાચના લેનાર મુનિ . શ્રી **ભદ્રબાહુસ્વામીને** બોલાવતા નહિ તેમ જ તેઓ પણ તેમની સાથે બોલતા નહિ. વિશેષમાં કાયોત્સર્ગ પૂર્ણ કર્યા બાદ, ભોજનના સમયે અને મકાન( સેજ્જા, ઉપાશ્રય )માંથી બહાર જતી આવતી વેળા શ્રી **ભદ્રબાહુસ્વામી** વાચના આપતા હતા. **પરિશિષ્ટ પર્વ** ( સ. ૯, શ્લો ૬૮-૬૯ )માં સૂચવાયું છે તેમ ભિક્ષાચર્યાથી આવતા એક, ત્રણ કાળવેળાએ ત્રણ અને સાયાહ્ન ( રાત્રિક ) પ્રતિક્રમણ થયા બાદ ત્રણ એમ સાત વાચનાઓ શ્રી **ભદ્રબાહુસ્વામી** આપતા હતા.

આ ઉપરથી એ વાત તો નિર્વિવાદપણે જોઇ શકાય છે કે શરૂઆતમાં શ્રી **સ્થૂલભદ્રને** કટકે કટકે વાચના મળતી હતી. વિશેષમાં **તિત્થોગાલી** (ગા. ૭૪૩)માં કહ્યુ છે તેમ કેટલીક વાર તો વાચનામાં તેમને એક પદ કે અડધું પદ મળતું. આવી પરિસ્થિતિમાં પણ તેમણે પોતાનો અભ્યાસ ચાલુ રાખ્યો અને આઠ વર્ષમાં તેઓ આઠ પૂર્વો ભણી શકયા **તિત્થોગાલી** ( ગા. ૭૪૩–૭૪૫ ) પ્રમાણે આ સમય ઉપર શ્રી **ભદ્રબાહુસ્વામી**એ અંગીકાર કરેલ તપ, નિયમ યાને યોગસાધન યાને મહાપ્રાણધ્યાનની પૂર્ણાહુતિ થઇ અને તેઓ પહેલવહેલી વાર શ્રી **સ્થૂલભદ્ર** સાથે બોલ્યા. તેમણે એમને પૂછ્યુ કે 'ભિક્ષા અને સ્વાધ્યાયમાં કોઇ તકલીફ તો નથી ને ?' શ્રી **સ્થૂલભદ્રે** કહ્યુ: 'ભગવન્ ! કોઇ તકલીફ નથી, પરંતુ હું એ પૂછવા ઇચ્છું છું કે મારો કેટલો અભ્યાસ થયો અને કેટલો બાકી છે?' એનો ઉત્તર મળ્યો કે 'સર્ષપ માત્ર થયો છે અને મેરુપર્વત જેટલો બાકી છે.' એ સાંભળી શ્રી **સ્થૂલભદ્રે** કહ્યુ કે 'હું અભ્યાસથી કંટાળી ગયો નથી, પરંતુ મારા અલ્પ જીવન દરમ્યાન કેવી રીતે અભ્યાસ પૂર્ણ કરી શકીશ એની મને ચિંતા થાય છે.' શ્રી **ભદ્રબાહુ**એ જવાબ આપ્યો કે 'એની તું ફિકર કરીશ નહિ. હવે મારું ધ્યાન પૂર્ણ થવા આવ્યું છે એટલે હું તને રાત અને દિવસ વાચના આપ્યા કરીશ; તેથી તું જલદી તારો અભ્યાસ પૂર્ણ કરી શકીશ.'

મોટે ભાગે આ જ હકીક્ત **પરિશિષ્ટ પર્વ**માં છે. ફેર એટલો જ છે કે ત્યાં 'મહાપ્રાણ' ધ્યાન લગભગ પૂર્ણ થયાનો અને તે પૂર્ણ થતાં વધારે વાચના આપવાનો ઉલ્લેખ છે. વિશેષમાં ત્યાં ૭૬ મા પદ્યમાં કહ્યા મુજબ 'મહાપ્રાણ' ધ્યાન પૂર્ણ થયું ત્યારે શ્રી **સ્થૂલભદ્રનું** દશમું પૂર્વ પૂરું થવા આવ્યું હતું અને ફક્ત એ પૂર્વનો બે વસ્તુ જેટલો જ અભ્યાસ બાકી હતો.

કાળાંતરે શ્રી **ભદ્રબાહુસ્વામી**ની સાથે વિહાર કરી શ્રી **સ્થૂલભદ્ર પાટલિપુત્ર** પધાર્યા અને એ વાતની ખબર પડતાં એમની સાત બહેનો સાધ્વીઅવસ્થામાં તેમને વંદન કરવા આવી. આ પ્રસંગે **તિત્થોગાલી**( ગા. ૭૫૩ )માં સૂચવ્યા મુજબ તેઓ ૧૧ મું પૂર્વ યાદ કરતા હતા. શ્રુતની ઋદ્ધિ બતાવવા તેમણે સિંહનું રૂપ વિકુર્વ્યું. એ બાબતની શ્રી **ભદ્રબાહુસ્વામી**ને ખબર પડી. અને તેમણે બાકીનાં પૂર્વો શીખવવા ના પાડી.

આપણે આગળ વધીએ તે પહેલા એ વાત નોંધી લઇએ કે નવમું અને દશમું પૂર્વ શીખવામાં શ્રી **સ્થૂલભદ્ર**ને કેટલો વખત લાગ્યો હશે તેનો કોઈ સ્પષ્ટ ઉલ્લેખ નથી, છતાં **પરિશિષ્ટ પર્વ**નો વિચાર કરતાં એમ માની શકાય કે ચાર વર્ષથી વધારે લાગ્યો નહિ હોય, કેમકે મહાપ્રાણ ધ્યાન પૂર્ણ થતાં તેઓ લગભગ દશ પૂર્વો શીખી ગયા હતા એમ ત્યાં કહ્યું છે. **તિત્થોગાલી** પ્રમાણે વિચાર કરતાં એમ ભાસે છે કે એથી પણ ઓછો સમય લાગ્યો હશે. ધ્યાન પૂર્ણ થયા બાદ કેટલા સમયમાં વિહાર કર્યો તનો કોઇ ઉલ્લેખ નથી. એ હોત તો વિશેષતઃ નિશ્ચિત રૂપે આ હકીકત રજૂ કરી શકાત. ગમે તેમ હો, **પાટલિપુત્ર**માં શ્રી **સ્થૂલભદ્ર** આવ્યા ત્યારે તેઓ દશપૂર્વી બનેલા હોય એમ લાગે છે.

શ્રી **સ્થૂલભદ્રે** અને અન્ય શ્રમણગણે પ્રાર્થના કરતાં **ભદ્રબાહુસ્વામી**એ બાકીના ચાર પૂર્વોનો અભ્યાસ કરાવવા હા પાડી, પરંતુ **તિત્થોગાલી** (ગા. ૮૦૧)માં સૂચવ્યા મુજબ છેલ્લાં ચાર પૂર્વોની અનુજ્ઞા-બીજાને એ ભણાવવાની રજા ન આપી; અનુજ્ઞા તો પહેલાં દશ પૂર્વની જ આપી. **પરિશિષ્ટ પર્વ**માં પણ પ્રાયઃ આ જ હકીકત છે. આ પ્રમાણે આખરે શ્રી **સ્થૂલભદ્ર** ચૌદપૂર્વધર બન્યા અને ત્યારપછી તેમને શ્રી **ભદ્રબાહુસ્વામી**એ આચાર્યપદે સ્થાપ્યા. **વીર** સંવત ૧૭૦ માં કાળ કરી તેઓ સ્વર્ગે સંચર્યા. આ ઉપરથી શ્રી **સ્થૂલભદ્ર** શ્રી **ભદ્રબાહુસ્વામીના** જીવન દરમ્યાન બાકીનાં પૂર્વો ભણ્યા એ વાત ફલિત થાય છે, પરંતુ તેમ કરવામાં તેમને કેટલો વખત લાગ્યો તે જાણવું બાકી રહે છે.

અંતમાં એ વાત નોંધી લઇએ કે શ્રી **સ્થૂલભદ્ર**ને છેલ્લાં ચાર પૂર્વોના મૂળમાત્રની જ વાચના અપાઈ હતી, એટલે કે તેઓ એના મર્મથી પ્રાયઃ વંચિત રહ્યા હતા.

આ પ્રમાણે શ્રી સ્થૂલભદ્રના અલૌકિક જીવનના એક અદ્દભુત પ્રસંગ વિષે યથાસાધન ઊહાપોહ કરી હું વિરમું છું અને સાથે સાથે તજ્જ્ઞોને વિનવું છું કે અહીં ચર્ચેલા પ્રશ્નની સપ્રમાણ મીમાંસા કરવા તરફ તેઓ જરૂર પૂરતું ધ્યાન આપે.

**શ્રી હીરાલાલ ર. કાપડિયા**



# વચનામૃત

૧ સંસાર એ આત્માનુ સ્વપ્ન પણ માયાની જાગૃતિ છે.

૨ પવિત્ર નામો અને પવિત્ર વિચારો પવિત્ર હૃદયમાં હમેશાં પવિત્ર પ્રીતિસંસ્કાર જગાડે છે.

૩ પુણ્યકાર્યને અર્થે ખમેલો શરીરવ્યય પુણ્ય જ છે.

૪ શ્રદ્ધાવિનાની ક્રિયા, હૃદયવિનાનું આતિથ્ય અને સ્નેહવિનાની પર્યુ-પાસના એ સર્વ પાણીવિનાના તળાવ પેઠે ત્યાગ કરવા યોગ્ય છે.

૫ ક્ષમા અને ડહાપણને મિશ્ર કરી કાર્યસિદ્ધિ શોધે તે મનુષ્યને ધન્ય છે.

૬ હેતુ વગરનો પક્ષપાત એનું નામ સ્નેહ.

૭ જ્ઞાન તેમ જ અનુભવને સીમા નથી.

૮ ઘણી વખત ઉદારતા એ માત્ર લોકોમાં પ્રિય થઇ પડવાનું મૂર્ખાઇભરેલું સાધન હોય છે.

૯ હિતવચનના લોહચુમ્બક થવું, પ્રિય વચનની અપેક્ષા રાખવી નહિં.

૧૦ ગુમાનરૂપી સર્પ મગજમાં પેસી જઇ આંખદ્વારા ઘૂર્ણાયમાન થઇ જીભદ્વારા ફુંફાડા મારે તે પહેલાં વિનયરૂપી રાફડામાં તેને પૂરી દ્યો.

૧૧ સેંકડો વર્ષોના સંસ્કારોથી અને અભ્યાસથી યુરોપના સ્ત્રીપુરુષો એકાંતમાં પણ મન મારીને સાથે વસવાની કળાને પામ્યા છે હિંદ હજી એ કળા હસ્તગત કરી શક્યું નથી.

૧૨ પોતાના મનની વૃત્તિને સ્વવશ કેમ રાખવી એ શીખવું પણ આવશ્યક છે.

૧૩ આજના યુવકો સહનશીલતાને દાસત્વ ગણે છે અને વૃદ્ધવિચારને વશ થવામાં શૌર્યહીનતા ગણે છે.

૧૪ વિદ્યા એ અન્ન છે, વિચાર એ વ્યાયામ છે, સ્વતંત્રતા એ પ્રાણનું પોષણ કરનાર રોચક પવન છે, ઉત્સાહ એ એની ક્રીડાભુમિ છે અને સંસાર-નું અવલોકન એ જીવન આપનાર પાણી છે

૧૫ જો આપણા બાળક આપણા કરતાં વધારે બુદ્ધિશાળી થાય એમ જોવાની આપણી ઇચ્છા હોય તો તેમની બુદ્ધિને આપણી બુદ્ધિની બેડીઓમાં કેદ ન કરવી, કારણ કે માબાપની બુદ્ધિની માત્ર આજ્ઞાકર થવા શીખેલી બુદ્ધિ સ્વતંત્ર રીતે ઊડવાનો અભ્યાસ પામતી જ નથી.

શાહ મોહનલાલ હરિચંદ-શીહોરી

# પ્રભાવિક પુરુષો

## ચેડા મહારાજ

( ૨ )

વૈશાલી યાને વિશાલા નગરીનું મહત્ત્વ જોયા પછી આપણે ચેટક મહારાજાના જીવનમાં ડોકિયું કરવાનું છે. પરમાત્મા મહાવીરદેવનું તીર્થ પ્રવર્ત્યું નહોતું તે પૂર્વેના તેઓ વીતરાગ ધર્મમાં અચળ શ્રદ્ધાવાળા અગ્રરાજવી હતાં. શ્રમણ-સંસ્કૃતિના તેઓ પ્રશંસક હોઇ, અવાર-નવાર નિર્ગ્રંથોના પરિચયમાં રહેતા. એ વેળા વૈશાલી જેવા મહારાજ્યની પ્રબળ જંજાળો કે અન્ય પ્રકારની આંટીઘૂંટીઓ એમાં આડી આવતી નહીં.

પુરુષાદાની પાર્શ્વનાથ ભગવાનની પરંપરામાં ઊતરી આવેલા આચાર્યો પાસેથી શ્રદ્ધાપૂર્વક જૈનધર્મનું ઊંડું જ્ઞાન પ્રાપ્ત કરી, સાંભળ્યું છે તે પ્રમાણે, એટલા ધર્મનિષ્ઠ બન્યા હતા કે શ્રી કૃષ્ણ વાસુદેવની માફક પોતાના સંતાનના વિવાહ–સંબંધ જોડવાના પોતે શપથ લીધાં હતાં

શ્રી કલ્પસૂત્રમાં પ્રભુશ્રી મહાવીર દેવના માતાપિતા પાર્શ્વજિનનાં સંતાનીય શ્રાવક હતાં એવો ઉલ્લેખ નજરે પડે છે અને પ્રભુશ્રીની માતા ત્રિશલાદેવી એ ચેટક મહારાજાની બહેન થતાં હતાં. વળી ઐતિહાસિક વૃતાન્તો ઉપરથી પણ આપણે જોઇ ગયા કે ચેડા મહારાજાના સામંતો યાને લિચ્છવી તેમજ મલ્લકી જાતિઓ પણ જૈનધર્મના ઉમદા બોધથી રંગાયેલી હતી. એ બધાના નિમિત્તભૂત ચેડામહારાજા હતા, એમ કહેવામાં અતિશયોક્તિ જેવું નહીં જ લેખાય.

ચેટક ભૂપાળના કુટુંબમાં અરિહંત ધર્મના સંસ્કાર પરાપૂર્વથી ચાલ્યા આવતા હતા અને તેથી જ તેમની પ્રત્યેક પુત્રી પણ જૈનધર્મના જ્ઞાનથી સુપ્રમાણ માહિતગાર હતી. વિશાળા નગરીમાં શ્રી મુનિસુવ્રતસ્વામી ભગવાનનો એક પ્રાચીન સ્તૂપ હતો. ચેટક નૃપ અહર્નિશ એ પુરાતન પગલાના વંદનાર્થે જતા, એટલું જ નહિ પણ તેઓશ્રીને એ સંબંધમાં એટલી દૃઢ શ્રદ્ધા હતી કે જ્યાં સુધી આ પ્રાચીન ને પવિત્ર સ્થાનનું ગૌરવ જળવાઇ રહેશે અને ઉપાસક વર્ગ તરફનું વંદન, ભક્તિ અને બહુમાન ચાલુ રહેશે ત્યાંસુધી બહારની કોઇ પણ સત્તા તરફનો રજમાત્ર ભય વૈશાલી પર આવી પડવાનો નથી. ભૂતકાળમાં રાજ્ય માથે આવી પડેલ સંકટો અને વિઘ્નો એ ચમત્કારિક સ્તૂપના પ્રભાવે જોતજોતામાં અગ્નિમાં ઘી ઓગળી જાય તેમ ઓગળી ગયાની કેટલીયે સ્મૃતિ તેઓશ્રીના મનોપ્રદેશ પર રમતી હતી પોતાના રાજ્ય માટેની આ પ્રબળ ને અફર ખાતરીના જોરે નવા રાજ્યો જીતવા અને પોતાનું રાજ્ય

વિસ્તારવું એવી વાંછા પર આપોઆપ કાપ મૂકાયો હતો અને જે કંઇ કીર્તિ અને પરાક્રમના જોરે પ્રાપ્ત થયા હતા ત્યાં પણ વહીવટ ગણતંત્રના બંધારણ અનુસાર ગોઠવ્યો હતો. પોતે માત્ર એક નિરીક્ષક કે મધ્યસ્થ પુરુષ તરિકેનો ભાગ ભજવતા આજના ધોરણે વાત કરીએ તો પ્રમુખની જેમ દોરવણી આપતા. પ્રદેશ-વૃદ્ધિની લિપ્સા કે સામ્રાજ્ય ઊભા કરવાની મહત્ત્વાકાંક્ષા તેમનામાં મૂળથી નહોતી, છતાં સાચા ક્ષત્રિયવટની ન્યૂનતા રંચ માત્ર ન હોવાથી એના રક્ષણ અર્થે યુદ્ધો કરવા પડે તેમ હોય તો એમાંથી જરા પણ પાછીપાની કરતા નહીં બાણ ફેંકવાની કળામાં તેઓશ્રી એટલી હદે નિષ્ણાત હતા કે તેમનું ફેંકેલું બાણ લક્ષ્યવેધી જ નિવડતું.[1] એ સમયમા તેઓશ્રીની ખ્યાતિ બાણાવળી તરિકે ચોતરફ દૂર દૂર સુધી વિસ્તરેલી હતી

એક તરફ પોતાની જ ભગિનીનો પુત્ર સંસારને અસાર માની કેવળ આત્મસાક્ષાત્કાર અર્થે નીકળી પડ્યો હતો. દેવ–માનવના ભયંકર ને અતિ દારુણ ઉપસર્ગો કેવળ-ઉઘાડી છાતીએ સહન કરતો હતો. એના પ્રતિકાર સારુ હથિયારની વાત તો દૂર રહી, પણ એકાદી આંગળી પણ સામી નહોતી ઉચકતો જ્યારે એ જ અરિહંતના ધર્મમાં પોતે હોવા છતાં અને રાજ્યવૃદ્ધિ કે વૈભવ-વિલાસની કામના પર ઠંડું પાણી રેડેલું હોવા છતાં–બાણ ફેંકવાની કળાથી જીવ-ઘાત કરવાના ઘોર પાપમાંથી મુક્ત નહોતા બન્યા ! આ વિચાર કેટલીયે વાર તેઓશ્રીના અંતરને વલોવી નાખતો હતો, છતાં એક વિશાલ સામ્રાજ્યના પાલક તરિકે, પ્રખ્યાત ક્ષત્રિય વંશ 'હુહુ'ના વંશજ તરિકે એનાથી પીછેહઠ થઇ શકતી નહોતી.

રાજ્યને અંતે નરક કહેવાય છે તેનું કારણ પણ આમાં જ સમાયેલું છે. ધર્મી હૃદય કચવાય, છતાં પ્રજાસંરક્ષણની ફરજ જુદી જ દિશામાં દોરી જાય છે.

એમને રોજનો ડંખ બળવત્તર બન્યો. તેમના મનમાં ઊગી આવ્યું કે હિંસાના પ્રતિરોધ અર્થે કંઇ કરવું જોઇએ. બાણ ફેંકવામાં દક્ષતા ભલે પ્રશંસનીય લેખાય, પણ જ્યાં એ ફેંકાયું કે તરત જ પ્રાણપંખેરું પિંજરમાંથી પલાયન થઇ જાય છે એ કેમ સહન થાય ? જે પ્રતિભાના શિરે કેવળ આત્મવિનાશની નગ્ન તલવાર લટકતી હોય તે પ્રતિભા હોય તોયે શું અને ન હોય તોયે શું ? એ જાતની શક્તિ પર કંઇ અંકુશ હોવો ઘટે જેના જીવનનિર્વાહનો કંઇ બીજો માર્ગ જ નહોતો તેવો હરિબળ મચ્છી સરખો પામર માનવી પણ પ્રથમ જાળમાં આવેલ મત્સ્યને છોડી દેવાનો નિયમ ગ્રહી શકે, એ દ્વારા કલ્યાણના પંથે પળી શકે, જ્યારે મારા જેવો શક્તિસંપન્ન રાજવી, ખુદ તીર્થ-પતિના સમયમાં જીવિત ધારણ કરતો

---

૧ આવી અમોઘ બાણની શક્તિ તેમને ધરણેંદ્ર પાસેથી પ્રાપ્ત થયેલી હતી.

હોવા છતાં, અને સર્વ પ્રકારની સાનુકૂળતા છતાં એક ક્ષત્રિયધર્મના નામે આવી તીવ્ર હિંસાનો છેડો ન છોડી શકે એ કેટલું લજ્જાસ્પદ કહેવાય? પુનઃ પુનઃ મસ્તિષ્કનો કબજો ધારણ કરતી ઉપરોક્ત વિચારશ્રેણી આખરે એકદા નિશ્ચયમાં પરિણમી. ચરમ જિન શ્રી વર્ધમાનસ્વામી કૈવલ્ય પામ્યા અને શ્રી ઇંદ્રભૂતિ આદિ અગીઆર મહા પંડિતોને પ્રતિબોધી શાસનની સ્થાપના કરી, તેઓ વિચરતા વિચરતાં એકદા વિશાલા નગરીની બહાર સમવસર્યા. સારીયે નગરી શ્રી ભગવંતના દર્શનાર્થે ઉલટી પડી. મહારાજા ચેટક પણ એ અનુપમ લાભથી વંચિત ન રહ્યા.

સંસારની નશ્વરતા અને દશ દૃષ્ટાંતે દુર્લભ માનવદેહની પ્રાપ્તિ સંબંધી અમૃત દેશના શ્રવણ કરતાં જ પર્ષદામાં કોઈ અનેરું વાતાવરણ છવાયું. આત્મપિછાન કરવાના સાધુધર્મ અને શ્રાવકધર્મ રૂપ બે માર્ગ છે, એ દિવ્ય સંદેશ શ્રી મહાવીર પ્રભુના મુખથી બહાર પડતાં જ જેઓ સમર્થ હતા અને જેમને સંસારની વાસનાઓ લોભાવી શકી નહોતી એવા શૂરાઓ તો સંયમના અભિલાષી તરીકે ઊભા થયા; પણ જેમના ખમીરમાં એ જાતની ગરમી આવી નહોતી તેઓ શ્રાવકધર્મની દીક્ષા લેવા તત્પર થયા. દ્રવ્ય-ક્ષેત્ર-કાળ અને ભાવરૂપ વિલક્ષણ દર્પણ તરફ દૃષ્ટિ રાખીને એ દરેકને ભગવાન શ્રી મહાવીરદેવે ઉચિત પ્રતિજ્ઞાઓ આપી. આવા અપૂર્વ પ્રસંગે પરમાત્મા શ્રી વર્ધમાનસ્વામીની પાંત્રીશ ગુણ યુક્ત મધુર ગિરા સાંભળી જેના રોમેરોમ વિકસ્વર થયા છે એવા મહારાજા ચેટકે ઊભા થઈ પ્રશ્ન કર્યો કે—

'દયાનિધિ! શ્રાવકધર્મ અને રાજ્યધર્મ એ ઉભયનું મારાથી પાલન થઈ શકે, રાજ્યરક્ષણમાં બાધ ન આવે અને બાર વ્રત પાળી શકું એવો કોઈ માર્ગ છે?' પ્રભુ બોલ્યા-'દેવાનુપ્રિય! સર્વ કંઈ શક્ય છે. શ્રાવકધર્મની રચના જ એવા પ્રકારની છે કે જેમાં મોટા સમ્રાટથી માંડી એકાદ અદનો રાંક પણ એને ગ્રહણ કરી શકે. બાર વ્રત ગ્રહણ કરવામાં લેનારની અનુકૂળતા મુજબ વિવિધ પ્રકારની તરતમતા રહેલી છે અને લેનાર પોતાના સંયોગો પર દૃષ્ટિ રાખી ઘટતી છૂટોથી વ્રતો ગ્રહણ કરી શકે છે યુદ્ધ જ જેમનો વ્યવસાય છે અને શસ્ત્ર જ જેમનો પ્રાણ છે એવા મહારથીઓ પણ એ માર્ગનું શરણ લઈ, આત્મપંથ ઉજાળી શકે છે. શ્રાવકની દયાનું નીચામાં નીચું બિન્દુ નિરપરાધી ત્રસજીવને નિરપેક્ષ બુદ્ધિએ સંકલ્પીને ન મારવામાં આવીને અટકે છે. એટલું પણ ન બની શકે તો એ માનવી પશુથી પણ ઉતરતી પાયરીએ જઈ પડે છે! સ્વાર્થવશ પોપભાગી બનવું કે દોષથી લેપાવું અને કેવળ સ્વચ્છંદતાથી, કોઈ પણ હેતુ વગર, પાપજનક ક્રિયા કરવી એ બે વચ્ચે મહદ્ અંતર છે. વ્રતગ્રહણ એ સંબંધી મર્યાદા આંકે છે; એટલે પ્રત્યેક

જો આ ન્યાય પ્રત્યેક મનુષ્ય ધારણ કરે તો પૃથ્વી પરના અનેક ઝગડા-ટંટા-કલહ-દાવાનળ વિગેરે બુઝાઈ જાય, અને શાંતિના શીતળ વાયુ વાય; પરંતુ સર્વ મનુષ્યમાં તેમ બનવું અસંભવિત છે, તેથી આપણે તો એવી શુભ ભાવના જરૂર ભાવીએ અને આપણે પોતે તે પથે ચાલવા પ્રયત્ન કરીએ.

જીભમાં અમૃત છે અને જીભમાં જ ઝેર છે. મીઠા વચને માથું પણ મળે છે અને કડવા વચને સિદ્ધ થવાની અણી પર આવેલું કાર્ય વિણસી જાય છે. એક જીભ ઉચ્ચાર કરે છે જેથી કેટલાયનું કલ્યાણ થાય છે. બીજી જીભ ઉચ્ચાર કરે છે તેથી કેટલાય જેલમાં જાય છે. એક જીભ વદે છે અને ભયંકર લડાઈ બંધ થઇ સુલેહનો શ્વેત ધ્વજ ફરકે છે, બીજી જીભ બોલે છે અને ખુનખાર લડાઇ ચાલુ થાય છે. આ સર્વ જિહ્વાબાઇના પ્રતાપ છે. અસત્ય બોલી કર્મ પણ તે જ બધાવે છે. કટુ બોલી વેરઝેરના કાંટા પણ એ નાનીસરખી જીભ જ વેરે છે. જો ધારે તો મધુર બોલી પુષ્પ પણ વેરી શકે છે અને જ્યાં ને ત્યાં મિત્રો બનાવી શકે છે. આ પ્રમાણે મોઢાના ગોખલામાં બેઠેલી એ જિહ્વાબાઇ જીવનમાં ભારે અગત્યનો ભાગ ભજવે છે. માત્ર તેના પર તેના માલીકનો કાબૂ હોવો ઘટે છે.

એક કવિએ કહ્યું છે કે **अपंडितानां भूषणं मौनम्** અર્થાત્ મૂર્ખ માણસોનું ભૂષણ મૂંગા રહેવું તે છે. મતલબ કે જ્યાંસુધી તે બોલે નહીં ત્યાં સુધી જ તે સુંદર જણાય છે; પણ જ્યારે બોલે છે ત્યારે તેની મૂર્ખાઇ જણાઇ આવે છે. આ પણ જિહ્વાના જ પ્રતાપ છે.

જીભ ઉપર કાબૂ રાખનાર, સર્વત્ર સ્મિત વદને મિષ્ટ ભાષા વદનાર, કઠોર ભાષાને સર્વથા તીલાંજલિ આપનાર મનુષ્ય જીવનસંગ્રામમાં ભારેમાં ભારે ફતેહ મેળવે છે અને તેને પારકા હોય તે પણ પોતાના થાય છે. વાંચકો સાર ગ્રહે એ જ શુભેચ્છા.

રાજપાળ મગનલાલ વહોરા

# શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિ

સન્મિત્ર, સદ્‌ગુણાનુરાગી પૂજ્ય મુનિરાજ શ્રી કર્પૂરવિજયજી જેઓ સં. ૧૯૯૩ ના આસો વદિ ૮ મે દેહમુક્ત થયા. તેમની પહેલા વર્ષની પુણ્યતિથિ ઉજવવાને મુંબઇમાં ગોડીજીના ઉપાશ્રયમાં અનુયોગાચાર્ય પંન્યાસજી શ્રી પ્રીતિવિજયજી ગણિવરના પ્રમુખપણા નીચે એક સભા સં. ૧૯૯૪ ના આસો વદિ ૮ ના રોજ મળી હતી. તે વખતે શેઠ મોહનલાલ હેમચંદ ઝવેરી તરફથી સૂચના થતાં એમ નિશ્ચય થયો કે 'એ પુણ્યપુરુષનું નામ કોઇ સંગીન યોજના કરીને ચિરસ્થાયી કરવું.' પછી શેઠ મોહનલાલ હેમચંદ ઝવેરીએ એને માટે જો ફંડ થાય તો રૂા. ૧૦૧) ભરવા ઇચ્છા દર્શાવી. તે વાતને પુણ્યાત્મા પૂજ્ય કર્પૂરવિજયજીના ગુણોથી અતિશય આકર્ષાયેલ ચિત્તવાળા પંન્યાસજી પ્રીતિવિજયજીએ ટેકો આપ્યો અને પોતાથી બની શકતી દરેક જાતની સહાય આપવા તત્પરતા બતાવી. તે મીટિંગમાં શેઠ મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ, મોહનલાલ દીપચંદ ચોકસી, રાજપાળ મગનલાલ વહોરા, નરોત્તમ ભગવાનદાસ શાહ તથા વાડીલાલ જેઠાલાલ શાહે સમયોચિત ભાષણો કર્યાં; તેથી

પન્યાસજી બહુ પ્રસન્ન થયા અને જે પોતાથી બની શકે તેવા શ્રાવકો પર આગ્રહપૂર્વક લાગવગ ચલાવી એને પરિણામે નીચે પ્રમાણે રકમો ભરાઇ —

- રૂ. ૫૦૧) શેઠ કાંતિલાલ ઇશ્વરલાલ.
- રૂ. ૫૦૧) ,, માણેકલાલ ચુનીલાલ
- રૂ. ૫૦૧) ,, કસળચંદ કમળશી, ભાઇ જીવરાજ કમળશીની વતી
- રૂ. ૫૦૧) ,, વાડીલાલ ચતુર્ભુજ ગાંધી.
- રૂ. ૫૦૧) ,, એક ગૃહસ્થના શેઠ વાડીલાલ ચતુર્ભુજ ગાંધી
- રૂ. ૧૦૧) ,, મોહનલાલ હેમચંદ ઝવેરી
- રૂ. ૧૦૧) શેઠ મોતીચંદ ગિરધર કાપડીઆ.
- રૂ. ૧૦૧) ,, મકરચંદ મોતીલાલ મૂળજી.
- રૂ. ૧૦૧) ,, વાડીલાલ પુનમચંદ
- રૂ. ૧૦૧) ,, સેન્ડહર્સ્ટ રોડના દેરાસર તરફથી શેઠ મગળદાસ
- રૂ. ૧૦૧) ,, માણેકચંદ જેચંદ જાપાન
- રૂ. ૨૫) ,, જીવરાજ ભિખાભાઇ.
- રૂ. ૨૧) શાહ નરોત્તમ ભગવાનદાસ
- રૂ. ૧૧) ની પાંચ રકમો

ઉપર પ્રમાણે રકમો અત્યાર સુધીમાં ભરાઇ છે અને મોટો ભાગ આવી પણ ગયો છે

સમિતિનું કામ નાણાં ભરનાર સભ્યોની મીટિંગમાં નીમાએલી વ્યવસ્થાપક સમિતિ કરે છે તેમાં નીચેના ગૃહસ્થો છે.

- ૧ મોતીચંદ ગિરધર કાપડીઆ—સોલિસિટર
- ૨ વાડીલાલ ચતુર્ભુજ ગાંધી
- ૩ મોહનલાલ દીપચંદ ચોકસી
- ૪ વાડીલાલ જેઠાલાલ શાહ
- ૫ હીરાભાઇ રામચંદ મલબારી
- ૬ નરોત્તમ ભગવાનદાસ શાહ

વ્યવસ્થાપક સમિતિએ નરોત્તમ ભગવાનદાસ શાહની માનદ મંત્રી તરીકે નિમણુક કરી છે અને બેંક ઑફ ઇંડિયામાં પૈસા રાખવાની ગોઠવણ કરી છે શેઠ કાંતિલાલ ઇશ્વરલાલ, મોતીચંદ ગિરધર કાપડીઆ, મોહનલાલ દીપચંદ ચોકસી અને વાડીલાલ ચતુર્ભુજ ગાંધી એ ચાર નામથી બેંકમાં ખાતું ખોલ્યું છે

સમિતિએ ઠરાવ કર્યો છે કે મુનિ કર્પૂરવિજયજી મહારાજના જે લેખો શ્રી જૈન ધર્મ પ્રકાશમાં, શ્રી આત્માનંદ પ્રકાશમાં, જૈનમાં અથવા બીજા પત્રોમાં આવ્યા હોય તે સર્વનો સંગ્રહ કરીને એક લેખસંગ્રહ બહાર પાડવો આશા છે કે સં ૧૯૯૫ના આશો વદિ ૮ ઉપર ૩૨૦ પાનાનો લેખસંગ્રહનો પહેલો ભાગ બહાર પડશે તે પછી અનુકૂળતા પ્રમાણે બીજો સંગ્રહ બહાર પડશે અને તે પછી ફંડ વધશે તો સમિતિ નિર્ણય કરશે તે પ્રમાણે તેનો ઉપયોગ કરવામાં આવશે.

સમિતિએ ઠરાવ્યું છે કે રૂ ૫૦૧) ભરનારને પાંચ નકલ મફત આપવી, રૂ. ૨૫૧) ભરનારને ત્રણ નકલ મફત આપવી રૂ ૧૦૧) ભરનારને એક નકલ મફત આપવી અને તેથી ઓછું ભરનારને અર્ધી કિંમતે આપવી સામાન્ય જૈન ભાઇ, જેણે કંઇ ભર્યું ન હોય, તેને પણ અર્ધી કીમતે આપવી આ ઉપરથી જોઇ શકાશે કે આ સમિતિનો ઉદ્દેશ પૂજ્ય મુનિરાજના પુણ્યરૂપ જ્ઞાનકાર્યમાં બની શકતી રીતે વધારો કરવાનો છે

પૂજ્ય મુનિરાજ શ્રી કર્પૂરવિજયજીના પ્રશંસકો, ગુણાનુરાગીઓ અને સર્વ જૈન બંધુઓને આ સમિતિ સંબંધી જે કાંઇ જાણવા ઇચ્છા હોય તેમણે

**શાહ નરોત્તમ ભગવાનદાસ—ગોપાલ ભુવન, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ.**

એ શિરનામે પત્ર લખવો જેથી બધી માહિતી મળી શકશે

# શ્રી જંબૂદ્વીપસમાસ ભાષાંતરમાં સુધારો.

અમે છપાવેલ જંબૂદ્વીપ સમાસ ભાષાંતરમાં પૃષ્ઠ ૩૩ ની નોટમાં ' આ હકીકત સમજાણી નથી. ' એમ લખ્યું છે, પરંતુ તે બાબત મૂળ ગ્રંથમાં આ પ્રમાણે લખાણુ છે—
**स्वपरिधिः । द्विगुणविस्तारा गजदंताकृतयो वक्षाराः । द्विमेखलाश्च पूर्वसूत्रगाः ॥**
ટીકાકારે આ સૂત્રના ત્રણ ભાગ પાડ્યા છે. પ્રથમ પરિધિની હકીકતની સમાપ્તિ માટે **સ્વપરિધિઃ** શબ્દ છે અને પ્રાંતે **દ્વિમેખળાશ્ચ પૂર્વસૂત્રગાઃ** એ વાક્ય પૂર્વસૂત્રમાં સૂચવેલા દીર્ઘવૈતાઢ્ય માટે છે તે બધા બે મેખલાવાળા છે મધ્યનો ભાગ ગજદંતાકૃતિ વક્ષારા માટે છે. તે પહોળાઈમાં જંબૂદ્વીપના ગજદંતાકૃતિ પર્વતો કરતાં બમણા વિસ્તારવાળા છે. એટલે જંબૂદ્વીપના ગજદંતા પ્રારંભમાં પાંચશેં યોજન પહોળા છે, ધાતકીખંડના ૧૦૦૦ યોજન પહોળા છે, પુષ્કરાર્ધના ૨૦૦૦ યોજન પહોળા છે.

આ પ્રમાણે એક સૂત્રના ૩ વિભાગ પાડવાથી અર્થ બરાબર બંધબેસતો થઈ ગયો છે.

આ ખુલાસો પં શ્રી ધર્મવિજયજી ભાવનગર પધારતાં તેમની સમક્ષ ટીકા વાંચતાં તેમણે સમજાવ્યો તે પ્રગટ કર્યો છે.

૧ પૃષ્ઠ ૩ ભાષાંતરની શરૂઆતમા ' જંબૂદ્વીપ સર્વ દ્વીપના મધ્યમાં ' લખેલ છે ત્યાં ' **ગોળાકાર** ' એટલું વધારે જોઇએ.

૨ પૃષ્ઠ ૩, પં. ૧૮ મીમા " પોતાના (દ્વારના) નામથી આધષ્ઠિત " લખેલ છે તેને બદલે ' **દ્વારના નામવાળા દેવોથી અધિષ્ઠિત** ' એમ જોઇએ.

૩ પૃષ્ઠ ૭, પં. ૬ ઠીમાં ' તેની રાજધાની અસંખ્ય દ્વીપો પછી આવેલા બીજા જંબૂદ્વીપમાં છે ' એમ લખ્યું છે ત્યા ' **દક્ષિણ તરફ** ' એટલું વધારે જોઇએ.

૪ પૃષ્ઠ ૩૧ પંક્તિ ૬ ઠીમા **અલિંજર**નો અર્થ કૌંસમાં **ખારો** લખ્યો છે પરંતુ તેનો અર્થ '**સાંકડા મોઢાનું** જળપાત્ર ' એવો જોઇએ.

૫ પૃષ્ઠ ૩૭, પંક્તિ ૨૦ માં ' **ઠરી ગયેલા ઘી જેવા** ' એમ લખ્યું છે તેને બદલે ' **પ્રવાહી ઘી જેવા** ' એવો અર્થ જોઇએ.

૬ પૃષ્ઠ ૪૩, પંક્તિમાં ૧૪ મીમાં ( **उमास्वातीसंगृहीतारः** ) એમ લખ્યુ છે તેને બદલે **उपोमास्वातिसंगृहीतारः** એમ જોઇએ જેથી કરેલો અર્થ બરાબર છે એમ જણાશે.

આ ૬ સુધારા મુનિશ્રી જયસાગરજીની સૂચનાનુસાર કર્યા છે હજુ બીજા કોઇ સુધારા સૂચવશે તો તે પ્રગટ કરશું, કારણ કે ગ્રંથ સૂત્રરૂપ હોવાથી અર્થ લખવામાં ભૂલ થવા સંભવ છે.

**કુંવરજી**



# શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ—પાલીતાણા

( સ્થાપના-સંવત ૧૯૬૨ ના ચૈત્ર શુદિ ૧૦ )

## વૈશાખ માસની પત્રિકા

**ધાર્મિક પ્રવૃત્તિઓઃ**—નિયમાનુસાર સામાયિક, પ્રતિક્રમણ, ગુરુવંદન, પ્રભુપૂજા વગેરે થઇ રહેલ છે. વૈશાખ શુદિ ૩ જે તથા વૈશાખ વદિ ૬ ઠે શ્રી ગિરિરાજની વરસગાંઠના રોજ સર્વ વિદ્યાર્થીઓ ગિરિરાજની યાત્રાએ ગયેલા હતા.

**વૈશાખ માસની આવક—**

| | | | |
|---|---|---|---|
| ૬૦-૦-૦ | શ્રી નિર્વાહ ફંડ ખાતે | ૨-૦-૦ | શ્રી કેળવણી ફંડ ખાતે |
| ૧૬૩-૦-૦ | શ્રી ભોજન ફંડ ખાતે | ૧૦૧-૦-૦ | શ્રી આંગી ફંડ ખાતે |
| | | ૩૨૬-૦-૦ | |

**જમણવાર—**

| | | |
|---|---|---|
| ૧. શેઠ કેસરીમલ કસ્તુરચંદ તથા બેન લાડુ | સતાપરા | વૈ. શુ. ૧ |
| ૨. શેઠ ગોવિંદજી વીરચંદ | વનાળા | વૈ. શુ. ૨ |
| ૩. શેઠ માણેકચંદ જેચંદ | ભાવનગર | વૈ. શુ. ૩ |
| ૪. શેઠ દલપતભાઈ મગનભાઈ | અમદાવાદ | વૈ. શુ. ૬ |
| ૫. શેઠ જેઠાભાઈ ધરમશી | પોરબંદર | વૈ. શુ. ૧૧ |
| ૬. શેઠ પનાજી રાજાજી | કલશાળા | વૈ. શુ. ૧૩ |
| ૭. બેન અમથીબાઈ | જામનગર | વૈ. વ. ૫ |
| ૮. પાલીતાણા મહાજન | પાલીતાણા | વૈ. વ. ૬ |
| ૯. બાઇ ઉજમ તે શેઠ ભાઇચંદ કાળાની ધર્મપત્ની | સુરકા | વૈ વ. ૭ |

**ભેટ**—શેઠ ગુલાબચંદ હરખચંદ ભાવનગર. પૂજાની જોડ ૧) જર્મન સિલ્વરનો કળશો ૧) થાળી ૧) વાટકો ૧)

**મુલાકાત**—સંસ્થાના માનદ મંત્રી ચીનુભાઇ લાલભાઇ શેઠ. સ્થાનિક કમીટીના સભ્યો. મેનેજીંગ કમીટીના સભ્ય નરોત્તમદાસ ભગવાનદાસ શાહ. શેઠ ચાંગમલજી મનરૂપજી આહોર. શેઠ સાગરમલ મોતીલાલ રતલામ. શેઠ હરજીમલ લુંબાજી જાવાલ. ચોકસી ઘેલાભાઇ ઉગરચંદ અમદાવાદ. શાહ બાબુભાઇ બાલાભાઈ અમદાવાદ.

**સમાજના દાનવીરોને**—હજુ મકાનખાતે રૂા. ૮૦૦૦) તથા દેરાસરજી ખાતે રૂા. ૪૦૦૦) નો તોટો છે. સ્વામીવાત્સલ્ય ટ્રસ્ટ ફંડની તિથિઓ હજુ ઘણી બાકી છે, તો સ્વામીવાત્સલ્ય ટ્રસ્ટફંડની તિથિઓ ભરવા તેમ જ મકાનફંડમાં તથા દેરાસર ખાતે મદદ મોકલી આપવા નમ્ર વિનતિ છે. આવક ઘટતી જતી હોવાને અંગે સંસ્થાને દરસાલ નિર્વાહફંડમાં પણ તોટો પડતો જાય છે. સંસ્થાને મદદ કરી જ્ઞાનદાન સાથે સ્વામીવાત્સલ્યનું પુન્ય ઉપાર્જન કરવા ધર્મપ્રેમી કેળવણીરસિક દાતાઓને નમ્ર વિનતિ છે.

## બંને શ્રાવણ માસમાં વધઘટ ને જૈન પર્વ

પ્રથમ શ્રાવણ–વધઘટ નથી. વદિ ૪ શુક્ર–દોઢ માસનું ઘર. વદિ ૧૦ ગુરુ–રોહિણી.
દ્વિતીય શ્રાવણ–શુદિ ૧ નો ક્ષય. વદિ ૧ બે. વદિ ૯ નો ક્ષય.
શુદિ ૫ શનિ–મહિનાનું ઘર. વદિ ૪ રવિ–પંદરનું ઘર. વદિ ૭ બુધ–રોહિણી.
વદિ ૧૨ રવિ–અઠ્ઠાઇધર–પર્યુષણ બેસશે. વદિ ૦)) બુધ–કલ્પધર

## શ્રી જૈન બાળવિદ્યાર્થીભુવન ભાવનગરનો સં. ૧૯૯૩-૯૪ નો રિપોર્ટ તથા શ્રી જૈન વિદ્યાર્થી કેળવણી ફંડનો હિસાબ

પ્રસિદ્ધ કરનાર–શા. રતિલાલ દુર્લભદાસ તથા વેલચંદ જેઠાભાઇ : ઓનરરી સેક્રેટરીઓ. રિપોર્ટ વાંચવા લાયક છે. ખાતું મદદ આપવા યોગ્ય છે. અત્યારે ૨૧ વિદ્યાર્થીઓ છે. નિયમો સારા છે રિપોર્ટમાં અનેક જરૂરી બાબતો સમાવેલી છે. કેળવણીને લગતાં આવા ખાતાની ખાસ જરૂર છે. અમે તેની પ્રગતિ ઇચ્છીએ છીએ.

## બે પ્રતિક્રમણની શાસ્ત્રી અને ગુજરાતી બુકો

આ બંને પ્રકારની બુકો અમે બહુ વર્ષોથી છપાવીએ છીએ. હાલમાં તેની નવી આવૃત્તિ કેટલાક સુધારાવધારા સાથે સુંદર છપાવી છે. કિંમત ત્રણ આના રાખી છે, પરંતુ જૈનશાળા માટે કે ઇનામ માટે ૨૫ કે તેથી વધારે મંગાવનારને અઢી આને આપશું. શુદ્ધિ માટે પૂરતી કાળજી રાખવામાં આવી છે.

## શ્રી પ્રતિક્રમણના હેતુ

પ્રતિક્રમણ કરનારા શ્રાવક શ્રાવિકા વગેરેને માટે આ બુક બહુ જ જરૂરની છે. એક સંસ્કૃત ગ્રંથનું ભાષાંતર છે. જરૂર મંગાવો ને પાઠશાળામાં ચલાવો. વિદ્યાર્થીઓને સમજાવો. કિંમત માત્ર ૭ આના.

## શ્રી જંબૂદ્વીપસમાસ ભાષાંતર વિગેરે

આ બુકમાં શ્રી ઉમાસ્વાતિવાચકવિરચિત જંબૂદ્વીપ સમાસ ગ્રંથનું ભાષાંતર આપવામાં આવ્યું છે. ઉપરાંત તેમનું જ કરેલું પૂજા પ્રકરણ ભાષાંતર સાથે આપેલ છે અને યતિશિક્ષાપંચાશિકા તથા ચારિત્રમનોરથમાળા બંને અર્થસહિત આપેલ છે. મુનિરાજ તથા સંસ્થાઓ વિગેરેને ભેટ. કિંમત ત્રણ આના, પોસ્ટેજ સવા આનો.

## શ્રી અર્હન્નામસહસ્રસમુચ્ચય વિગેરે

શ્રી હેમચંદ્રાચાર્યકૃત આ સ્તોત્ર અર્થ સાથે ૧૦૦૮ નામ પૃથક્ પૃથક્ લખવા સાથે આપેલ છે. ઉપરાંત શ્રી જીવહર્ષગણિવિરચિત જિનસહસ્રનામસ્તોત્રં, ઉપાધ્યાયજીકૃત સિદ્ધસહસ્રનામસ્તોત્ર, પંડિત આશાધરવિરચિત જિનસહસ્રનામસ્તોત્ર વિગેરે આ બુકમાં ઉપયોગી સંગ્રહ કરેલો છે. જરૂર વાંચો. સાધુ–સાધ્વી તથા સંસ્થાઓને ભેટ.

કિંમત ત્રણ આના, પોસ્ટેજ સવા આનો.

## નીચે લખેલી પૂજાઓ અર્થ સહિત મળશે

પં. શ્રી વીરવિજયજીકૃત ૧ ચોસઠ પ્રકારી પૂજા, ૨ બાર વ્રતની પૂજા, ૩ નવાણુ પ્રકારી પૂજા, ૪ પીસ્તાલીશ આગમની પૂજા, ૫ પંચકલ્યાણકની પૂજા, ૬ અષ્ટપ્રકારી પૂજા, ૭ સ્નાત્ર પૂજા, પં. શ્રી પદ્મવિજયજીકૃત, ૮ નવાણુ પ્રકારી પૂજા, ૯ નવપદજીની પૂજા, પં. શ્રી રૂપવિજયજીકૃત, ૧૦ પંચકલ્યાણકની પૂજા, ૧૧ પંચજ્ઞાનની પૂજા, ૧૨ શ્રી યશોવિજયજીકૃત નવપદજીની પૂજા તથા ૧૩ શ્રી દેવવિજયજીકૃત અષ્ટપ્રકારી પૂજા.

Reg. No. B. 156



મુદ્રક: શાહ ગુલાબચંદ લલ્લુભાઈ–શ્રી મહોદય પ્રિંટિંગ પ્રેસ, દાણાપીઠ–ભાવનગર

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂા ૧-૧૨-૦

પુસ્તક ૫૫ મું } દ્વિ. શ્રાવણ { વીર સં. ૨૪૬૫
અંક ૫ મો } { વિક્રમ સં. ૧૯૯૫

## अनुक्रमणिका


૧ જીવન જ્યોતિ–પદ્ય ... ... ... (રાજમલ ભંડારી) ૧૫૧
૨ પ્રતિકૃતિ (પ્રતિમા) પદ્ય ... ... (મુનિ હેમેંદ્રસાગર) ૧૫૨
૩ સાધ્યું ન આતમહિત તો તે સર્વથા નિષ્ફળ ગયું (એન બી. શાહ) ૧૫૩
૪ તારંગાજી તીર્થ... .. ... .. (મુનિ શ્રી ન્યાયવિજયજી) ૧૫૪
૫ માન કહેવાવું છે કે માન થવું છે? .. ... (કુંવરજી) ૧૬૦
૬ ધર્મ એ જ મનુષ્યનું જીવન છે . .. .. (કુંવરજી) ૧૬૧
૭ વીશ વિહરમાન જિનના ૨૧ ઠાણા... .. ... (કુંવરજી) ૧૬૨
૮ પ્રશ્નોત્તર ...(પ્રશ્નકાર–માસ્તર જેશીંગલાલ અમેચંદ કન્ સા) ૧૬૫
૯ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યની કૃતિઓ .. ... ... (મૌક્તિક) ૧૬૮
૧૦ શ્રાવક જન તો તેને કહીએ ... (ડૉ. ભગવાનદાસ મનસુખભાઈ) ૧૭૮
૧૧ રત્નત્રય .. ... ... (વિદ્યાર્થી ખિમચંદ હીરાચંદ) ૧૮૦
૧૨ આત્મશ્લાઘા .. ... (રાજપાળ મગનલાલ વહોરા) ૧૮૧
૧૩ પ્રભાવિક પુરુષ–ચેડા મહારાજા ૩ (મોહનલાલ દીપચંદ–ચોકસી) ૧૮૩
૧૪ પુસ્તકોની પહોંચ ... ... ... . ... .. ૧૮૮


પ્રથમ શ્રાવણનો અંક છપાયેલ નથી ભાદ્રપદનો અંક ભાદ્રપદ શુદિ ૭ મે બહાર પડશે.

### ભાદ્રપદ માસની વધઘટ.

વદિ ૧૩ નો ક્ષય. દિન ૨૯
ભાદ્રપદ શુદિ ૧ ગુરુ–શ્રીકલ્પસૂત્ર વાચન
,, ૨ શુક્ર–તેલાધર
ભા શુદિ ૪ રવિ–સંવત્સરી–વાર્ષિક પર્વ
ભા શુદિ ૮ ગુરુ–દુબળી આઠમ
ભા વદિ ૧ બુધ–રોહિણી

બીજા પંચાંગોની ભાંજગડમાં ન પડતાં દ્વિ શ્રાવણ વદિ ૧૨ રવિવારે પર્યુષણ પર્વની શરૂઆત કરી અને ભાદ્રપદ શુદિ ૪ રવિવારે સંવત્સરી કરી

આ સાથે વેચાણ બુકનું લીસ્ટ મોકલવામાં આવ્યું છે કે જેમાં સભાનાં છપાવેલાં અને બીજી સંસ્થાઓ વિગેરેનાં સભામાં વેચાણ મળતાં પુસ્તકો જણાવેલાં છે તેની તરફ લક્ષ ખેંચવામાં આવે છે ઘણાખરા પુસ્તકો ઉપયોગી અને ઉત્તમ પ્રકારની હિતશિખામણથી ભરપૂર છે ઉછરતા યુવાનોમાં ધર્મના સંસ્કાર પાડવા માટે જરૂર વાંચવા લાયક છે






પુસ્તક ૫૫ મું | દ્વિ. શ્રાવણ | અંક ૫ મો.
વિ. સં. ૧૯૯૫ | | વીર સં. ૨૪૬૫

## जीवन–ज्योति ।

( तर्ज—प्रभु भजनमें चोकस रहना, एक दिन चोर आयेगा )

एक समय एसा आयेगा, जीवनज्योति बुझायेगा ।
प्रभु ध्यानमें सावध रहना, नहीं तो फिर पस्तायेगा ॥एक०॥१॥
जीवन-ज्योति करती झगमग, वहांतक ही तुं करले झटपट ।
आखिर तो सब छोड़ यहांपर, निश्चय डेरा उठायेगा ॥एक०॥२॥
करता है तु मेरा मेरा, सोच समज ले क्या है तेरा ?।
बीती रैन और हुवा सवेरा, पंखी यह उड़ जायेगा ॥एक०॥३॥
धरा रहे सब कुटुम्बकबीला, मौज शोप और सब ही लीला ।
पडे भोगना करम अकेला, यह तुं दिलमें लायेगा ॥एक०॥४॥
दीपकरूपी देह बनाई, चेतनरूपी शक्ति भराई ।
आयुष्यरूपी बत्ती लगाई, इसको काल बुझायेगा ॥एक०॥५॥
पाया पुन्योदयसे नरभव, दस द्दष्टांतोसें जो दुर्लभ ।
धर्म मिला अज्ञान तिमिर हर, न एसा अवसर आयेगा ॥एक०॥६॥
योंहीं करता रहा बहाना, समय अमूल्यको व्यर्थ गमाना ।
धर्म भूलाकर बात बनाना, यह तो कष्ट ही लायेगा ॥एक०॥७॥
आशा करता है तु सुखकी, बात भूलाती है सब दुःखकी ।
जाने नहीं पर पीड़ा उनकी, क्या बाउल अंब खीलावेगा ? ॥एक०॥८॥
निज आतम सम सबको समझ ले, दया मात्रको हृदयमें धर ले ।
धर्म मर्मका ज्ञान भी कर ले, तो जीवन सफल बनायेगा ॥एक०॥९॥
राज विनय है ये ही तुझसे, जाना निश्चय है इस जगसे ।
रहते क्यों ही फिर गफलतसे, संग धरम ही आयेगा ॥एक०॥१०॥

राजमल भंडारी–आगर ( माळवा )

# પ્રતિકૃતિ

( શિખરિણી )

ધીમા પાદો માંડું જિનવરતણા મંદિર વિષે,
ઉરે આવે ત્યારે તરત ઘડી એ રમ્ય પ્રતિમા;
રૂડા ભાવો જાગે પુનિત પ્રતિમાને નિરખતાં,
ભલે હો પાષાણે પ્રતિકૃતિ રૂપે હો ઉર ઠરે. ૧

નિહાળ્યાં નેત્રો ને સકળ ઉર તાપો વિરમતા,
અને મીઠા ભાવો મુખકમળના અંતર હસે;
પ્રભાવી મુદ્રાથી શુચિતર ઘણા ભાવ ઊઠતા,
ભીડાયેલા ઓઠો પ્રખર દૃઢતા કો' જણાવતા. ૨

નિહાળી એ આઝી ફરી ફરી ખરે સૌમ્ય પ્રતિમા,
નથી કાં તૃપ્તિ? દૃગ અધિક શાને ત્યહીં વળે?
લલાટે શી શોભા? ભમર ઉભયે તો ધનુષ શાં,
રૂડી નાસિકા તો ધવળ નમણી દિવ્ય દીપતી. ૩

રહ્યા એ શોભામાં પ્રવૃત્ત નયનો શાં નિરખવાં?
અનેરા આનંદે ઉર ઉછળતું છે નવ સીમા;
અને વારંવારે સ્મરણ કરી ધ્યાને ય નિરખું,
રૂડા ઐક્યે તેથી પરમ સુખથી તન્મય બનું. ૪

ખરે મૂર્તિ મધ્યે પ્રશમ રસધારી નયન છે,
નિહાળો જો ધ્યાને હૃદય વધશે ભાવ અતિશે;
જીતે રાગો દ્વેષો જગત ઉદધિ નાવ સરખી,
તર્યા લાખો યોગી જિનવરતણા ધ્યાનબળથી. ૫

અનાર્યે જન્મેલો સુત નૃપતિ કો' **આદ્રકતણો**;
સ્મૃતિ જાગી તેને નિરખી નયને જૈન પ્રતિમા;
પિતા માતા ત્યાગી ચરણ ગ્રહ્યું જે આર્ય ભૂમિમાં,
બધાં ઇષ્ટો સાધ્યા અજબ ગુણ ધારી શી પ્રતિમા? ૬

પ્રતિમા ને પામ્યા જિનતણી નીચે યજ્ઞસ્તૂપની,
થયા સમ્યગ્દષ્ટિ વિમલ ઉર **શય્યંભવ** પછી;
ત્યજી સર્વે સંગો ચરણ ગ્રહી પૂર્વો ભણી સહુ,
સુતાર્થે સંક્ષેપે સુગમ **દશવૈકાલિક** રચ્યું. ૭

નિહાળે જે પ્રેમે પરમ સુખદા શાન્ત પ્રતિમા,
અને પૂજે ધ્યાવે સ્મરણ કરતો તે સુખી બને;
અધિકા પુણ્યે એ અજર અમરત્વે પળી જતો,
બની આત્માનંદી ભવજળનિધિને તરી જતો. ૮

( અનુષ્ટુપ્ )

આણંદે જિનમંદિરે, ચોરાણું સાલના વિષે;
આદિનાથ દીઠા નેત્રે, ચિત્રપટમાં જે દીસે. ૯
ભાવો દીઠા પ્રતિમાના, પ્રાચીન પ્રભુ યુગના;
શત્રુંજય પ્રતિદર્શે, અંતર્ હર્ષે સમુચ્છળે. ૧૦
ધન્ય આ લેખકો રૂડા, ધન્ય દર્શન જે કરે;
હેમેન્દ્ર ભાવ એ રૂડા, ધન્યે જે સ્મરણે ધરે. ૧૧

મુનિ હેમેન્દ્રસાગર

## સાધ્યું ન આતમહિત તો તે સર્વથા નિષ્ફળ ગયું

( હરિગીત )

બેઠા બગીચા બંગલામા મોજ શોખ સદા કરી,
ભાષણ કર્યાં ભર જોરથી ભારે સભામંડળ ભરી;
મોટા જનોમાં માનને કદી કોઈ રીતે મેળવ્યું,
સાધ્યું ન આતમહિત તો તે સર્વથા નિષ્ફળ ગયું. ૧
ધન ધામ ને ધરણી મળ્યા દ્રવ્યે ભર્યા ભંડાર છે,
છે કોઈ હાજર ? એમ કે'તાં એક બે તૈયાર છે;
રાગે અને રંગે હૃદય આનંદમાં જ રચી રહ્યું,
સાધ્યું ન આતમહિત તો તે સર્વથા નિષ્ફળ ગયું. ૨
પામ્યા પ્રવીણુ કલત્ર તેમ સુપુત્ર આ સંસારમાં,
આવી નહિ અડચણ જરા ય વિહાર કે આહારમાં;
વિદ્યા ભણ્યા વાંચ્યું બહુ વિજ્ઞાન સઘળું વાપર્યું,
સાધ્યું ન આતમહિત તો તે સર્વથા નિષ્ફળ ગયું. ૩
ભાવે કરીને ભોગવ્યા ભારે ભભકથી ભોગને,
રતિમાત્ર પણ જાણ્યો નહિ નિજને રૂંવાડે રોગને;
કાયા કદી સુંદર મળી સુખ સરસ રીતે સાંપડયું,
સાધ્યું ન આતમહિત તો તે સર્વથા નિષ્ફળ ગયું. ૪
ખોયું બધું બાળકપણું રમવા અને જમવા વિષે,
જાતી રહી જલ્દી જુવાની જાણતાં જુવતી વિષે;
આવ્યું ઘરડપણુ પ્રાણુ લેવા જોર સાવ જતું રહ્યું,
સાધ્યું ન આતમહિત તો તે સર્વથા નિષ્ફળ ગયું. ૫

એન. બી. શાહ–આમોદ

# तारंगाजी तीर्थ

( લેખક—મુનિ શ્રી ન્યાયવિજયજી )

આ તીર્થ મ્હેસાણા જંકશનથી ૨૦ માઈલ દૂર આવેલા **ટીંબા** ગામની ટેકરી પર છે. જ્યારે શત્રુંજય ગિરિરાજની તલાટી વડનગર ( આનંદપુર ) પાસે હતી ત્યારે આ ટેકરી **તારણગિરિ**( શત્રુંજયના ૧૦૮ નામ પૈકીનું એક નામ )ના નામથી શ્રી શત્રુંજયની સાથે જોડાયેલ હતી અને તેથી સિદ્ધશિલા, કોટિશિલા, મોક્ષની બારી વગેરે સ્થાનો આ ટેકરીની પાસેની ટેકરીઓ પર જ છે.

[1]**પ્રભાવક ચરિત્ર**માં આ તીર્થની ઉત્પત્તિ માટે નીચે પ્રમાણે ઉલ્લેખ મળે છે.

" પછી એકદા રિપુચ્છેદના સંકલ્પથી પૂર્ણ એવા [2]**શ્રી હેમચંદ્ર મહારાજે** શ્રીમાન્ [3]**અજિતસ્વામી**ની સ્તુતિ કરતાં અને તેનો પ્રાસાદ બનાવવાને ઇચ્છતા કુમારપાળ રાજાને પ્રગટ રીતે આદેશ કર્યો કે–હે ભૂપાલ ! અનેક સિદ્ધોથી ઉન્નત સ્થિતિયુક્ત એવા શ્રી તારંગાજી પર્વત પર અક્ષય સ્થાન અને વૈભવથી સુશોભિત એવો પ્રાસાદ કરાવવાની જરૂર છે. એ પર્વત પણ શ્રી શત્રુંજયની જાણે અપરમૂર્તિ હોય એમ સમજી લ્યો. "

" એ પ્રમાણે ગુરુની આજ્ઞા થતાં રાજાએ ચોવીશ હસ્તપ્રમાણ મંદિર કરાવ્યું. તેમા એક સો એક આંગલ પ્રમાણ બિંબ સ્થાપન કરાવ્યું કે જે પ્રાસાદ અદ્યાપિ દેવો અને ગજાઓની સ્તુતિથી શોભિત અને પર્વતના મુકુટ સમાન શ્રી સંઘજનોને દર્શનીય છે. " ( પ્રભાવક ચરિત્ર ભા. પૃ. ૩૨૮ )

---

૧ **પ્રભાવકચરિત્ર**ના કર્તા ચંદ્રકુળના રાજગચ્છની પરંપરાના શ્રી પ્રભાચંદ્રસૂરિજી છે. વિ. સં. ૧૩૩૪ ચૈ. શુ ૭ ને શુક્રવારે પુનર્વસુ નક્ષત્રમાં આ ગ્રંથ તેમણે પૂર્ણ કર્યો હતો.

૨ **શ્રી હેમચંદ્રાચાર્ય**–એમનો વિ. સં. ૧૧૪૫ માં કા: શુ. ૧૫ મે ધંધુકામાં જન્મ થયો હતો. પિતાનું નામ **ચાચિંગ**, માતાનું નામ **પાહિની**, પોતાનું નામ **ચાંગદેવ**. સં ૧૧૫૦ મા મહા શુ ૧૪ શનિવારે **શ્રી દેવચંદ્રસૂરિજી** પાસે ખંભાતમા દીક્ષા લીધી. તે વખતે તેમનું નામ **સોમદેવ મુનિ** ગણ્યું હતું. સં ૧૧૬૬ માં અક્ષય તૃતીયાને દિવસે આચાર્યપદવી મળી અને **શ્રી હેમચંદ્રાચાર્ય** નામ રાખવામાં આવ્યું. સૂરિજીમહારાજે અનેક વિષયના અનેક ગ્રંથો બનાવ્યા છે. પ્રથમ સિદ્ધરાજજયસિંહને ઉપદેશ આપતા હતા અને ત્યારબાદ મહારાજા કુમારપાલને પ્રતિબોધી પરમાર્હતોપાસક બનાવ્યા હતા. સૂરિજી મહારાજના ઉપદેશથી રાજાએ ૧૪૪૪ જિનમંદિર બંધાવ્યા હતા. સં. ૧૨૨૯ માં ૮૪ વર્ષની ઉમ્મરે સૂરિજીમહારાજનો સ્વર્ગવાસ થયો છે.

૩ અજિતનાથ બીજા તીર્થંકર છે. આ અવસર્પિણી કાળના ચોથા આરામાં થયેલા ૨૩ તીર્થંકરમાં એ પહેલા છે.

શ્રી કુમારપાલપ્રબંધમાં[1] શ્રી જિનમંડન ગણિવર આ તીર્થની સ્થાપના સંબંધી નીચે પ્રમાણે લખે છે.

"મહારાજ કુમારપાલે[2] જૈન ધર્મ સ્વીકાર્યા પહેલાં અજમેરના રાણા અર્ણોરાજ ઉપર ચઢાઇ કરી હતી. તેના ઉપર અગિયાર વખત ચઢાઇ કરવા છતાં અજમેર ન જીતાયું ત્યારે તેમણે પોતાના મંત્રી વાગ્ભટને પૂછયું કે 'એવા કોઈ ચમત્કારી દેવ છે કે જેને પૂજવાથી શત્રુ જીતી શકાય?' ત્યારે વાગ્ભટે[3] કહ્યું કે 'મારા પિતાજીના પુણ્યસ્મરણાર્થે મેં એક જિનમંદિર બનાવ્યું છે. તેની દેરીના એક ગોખલામાં શ્રી **હેમચંદ્રાચાર્ય** પ્રતિષ્ઠિત અને શેઠ **છાડા**એ બિરાજમાન કરાવેલ શ્રી અજિતનાથ ભગવાનની પ્રતિમા છે, જેનો મહિમા પ્રત્યક્ષ છે. તેની વિધિપૂર્વક પૂજા કરવાથી અવશ્ય જય થવા સંભવ છે.' પછી રાજાએ તેની વિધિપૂર્વક પૂજા કરી. ત્યારબાદ મહારાજા કુમારપાલ વિજય પ્રાપ્ત કરીને પાછા વળ્યા. (અર્ણોરાજ સાથે લડતાં કુમારપાળને અગિયાર વરસ વ્યતીત થયાં હતાં. આખરે આ ગ્રંથમાં લખ્યા મુજબ શ્રી અજિતનાથ પ્રભુની પૂજા કર્યા પછી વિજય પ્રાપ્ત કર્યો હતો. આ પ્રમાણે પ્રભાવક ચરિત્ર પૃ. ૩૧૨–૩૧૩–૩૧૪ માં પણ લખ્યું છે.)

વિજયયાત્રા કરીને પાછા વળતા રસ્તામાં કુમારપાલે **તારણદુર્ગ** નામનો અતિ સુંદર પહાડ (ટેકરી) જોયો. પછી રાજાએ ઉત્સવપૂર્વક પાટણમાં પ્રવેશ કર્યો."

"કુમારપાલે જૈનધર્મ સ્વીકાર્યા પછી એક વાર પોતાના ગુરુ શ્રી હેમચંદ્રાચાર્યજીને વંદના કરવા આવ્યા હતા. તે વખતે આચાર્ય મહારાજ શ્રી અજિતનાથ

---

૧ કુમારપાલ પ્રબંધની રચના શ્રી સોમસુંદરસૂરીશ્વરજીના શિષ્ય શ્રી જિનમંડણ ગણિવરે સં. ૧૪૯૨ માં કરી છે.

૨ **કુમારપાળ**—તેમનું જન્મસ્થાન પાટણ પાસેનું **દધિસ્થલિ** ગ્રામ. પિતાનું નામ **ત્રિભુવનપાલ**. તેમનો જન્મ વિ. સં. ૧૧૪૯ લગભગ છે. વીરવંશાવલીમા કુમારપાલનો જન્મ સં. ૧૧૭૭ માં લખ્યો છે (જન્મ સવત્ ચોક્કસ નથી મળતો). વિ. સં. ૧૧૯૯ ના માગશર વદિ ૪ રવિવારે પાટણમાં રાજ્યાભિષેક. વિ સં. ૧૨૧૬ માં આચાર્ય શ્રી હેમચંદ્રાચાર્યજી પાસે જૈન ધર્મનો અને શ્રાવકોના બાર વ્રતનો સ્વીકાર. કુમારપાળે શ્રી હેમચંદ્રાચાર્યજીના ઉપદેશથી ભારતમાં અહિંસાનો વિજયધ્વજ ફરકાવ્યો. વીતરાગદેવપ્રણીત શુદ્ધ માર્ગનો–જૈન ધર્મનો પ્રચાર કર્યો. અનેક જિનમદિરો અને જ્ઞાનમંદિરો બંધાવ્યાં. શ્રાવકક્ષેત્રને પુષ્ટ બનાવી જૈનો વધાર્યા અને **પરમાર્હતોપાસક** બન્યા. તેમનું સં.૧૨૩૦માં સ્વર્ગગમન.

૩ **વાગ્ભટ**—તેમના પિતાનું નામ ઉદાયન મંત્રી. આખું કુટુમ્બ પરમ જૈનધર્મી હતું. વાગ્ભટ મહારાજા કુમારપાલના મુખ્ય મંત્રી હતા. તેમણે શત્રુંજય તીર્થનો ઉદ્ધાર કરાવ્યો. (અંબડે) અશ્વાવબોધ તીર્થનો જીર્ણોદ્ધાર કરાવ્યો. બીજાં પણ અનેક ધાર્મિક શુભ કાર્યો કર્યાં છે. મહારાજા કુમારપાલના રાજ્યમાં વ્યવસ્થિત રીતે ધર્મપ્રચારનું કાર્ય કરવાનું માન આ મંત્રીશ્વરને ઘટે છે. વિ. સં. ૧૨૩૨ લગભગ સ્વર્ગગમન.

ભગવાનની સ્તુતિ કરતા હતા તે જોયું. તે વખતે રાજાને યાદ આવ્યું કે શ્રી-અજિતનાથ ભગવાનની સ્તુતિ–પૂજા કરીને જવાથી પોતે યુદ્ધમાં વિજય પામ્યો હતો. પછી રાજાએ ગુરુમહારાજને તારંગાજીનું સ્વરૂપ પૂછયું—

ગુરુમહારાજે કહ્યું કે–' હે ચૌલુક્ય ભૂપ ! આ તારણદુર્ગ ઉપર અનેક મુનિ-મહાત્માઓ મોક્ષે ગયા હોવાથી શત્રુંજય ( સિદ્ધાચલજી ) તીર્થની પ્રતિકૃતિરૂપ છે.' આ સાંભળી કુમારપાલ રાજાએ કોટિશિલા–સિદ્ધશિલા આદિથી મનોરમ તારણદુર્ગ ઉપર ૨૪ હાથ ઊંચું જિનમંદિર બંધાવ્યું અને ૧૦૧ આંગુલ ઊંચાં શ્રી અજિત-નાથ પ્રભુના બિંબને સ્થાપિત કર્યાં " આ જ વસ્તુ સૂચવતાં શ્રી જિનમંડન ગણિ-વરે આ પ્રમાણે ઉલ્લેખ કર્યો છે.

" विहार उचितः श्रीमन्नक्षय्यस्थानभावतः ॥
शत्रुञ्जयापरमूर्तिर्गिरिरेष विमृश्यताम् ॥ १ ॥
चतुर्विंशतिहस्तोच्चप्रमाणं मन्दिरं नृपः ॥
बिम्बं चैकोत्तरशताङ्गुलं तत्र न्यधापयत् ॥ २ ॥ "

( શ્રી જિનમંડનગણિકૃત કુમારપાલપ્રબંધ મૂળ.
પૃ. ૯૪–૯૫ શ્રી આત્માનંદ સભા પ્રકાશિત. )

વીરવંશાવલીમાં લખ્યું છે કે વિ. સં. ૧૨૨૧.માં પ્રતિષ્ઠા થઈ. " વિ. સં. ૧૨૨૧ વર્ષે તારણગીરીઇ શ્રી અજિતજિન બિંબ થાપ્યો. " (વીરવંશાવલી પૃ. ૩૨ )*

આ સિવાય એક બીજો પ્રઘોષ છે કે મહારાજ કુમારપાલે માંસાહારનો ત્યાગ કર્યા પછી એક વાર ઘેબરનું ભોજન કરતાં પૂર્વે ખાધેલ માંસાહારની સ્મૃતિ થઈ આવી, જેથી ગુરુમહારાજ શ્રી હેમચંદ્રાચાર્યજી પાસે આવી તેનું પ્રાયશ્ચિત્ત માગ્યું. ત્યારે ગુરુમહારાજે જણાવ્યું કે બત્રીશ દાંત છે તો તેના પ્રાયશ્ચિત્તરૂપે તારંગાજી ઉપર બત્રીશ માળનું મંદિર બંધાવો રાજાએ તે પ્રાયશ્ચિત્ત સ્વીકાર્યું અને બાવન દેવકુલિકાવાળો બત્રીશ માળનો ભવ્ય જિનપ્રાસાદ કરાવ્યો. તેમાં રીષ્ટ રત્નમય ૧૨૫ અંગુલનાં શ્રી અજિતનાથ પ્રભુજીની પ્રતિમાજી બિરાજમાન કર્યાં. પરન્તુ પ્રબન્ધચિન્તામણિ અને પ્રભાવકચરિત્રકાર, કુમારપાલપ્રતિબોધ, મોહરાજ પરાજય નાટક વિગેરે ગ્રંથોનો ઉપરના પ્રઘોષને ટેકો મળતો નથી.

**પ્રબન્ધ ચિન્તામણિ**માં લખ્યું છે તેનો સાર.નીચે મુજબ છે:—

રાજાને ઘેબર ખાતાં માંસાહારની સ્મૃતિ થઈ આવી જેના પ્રાયશ્ચિત્તરૂપે બત્રીશ જિનમંદિરો બંધાવવાનું ગુરુમહારાજાએ જણાવ્યું અને રાજાએ તે

* ઉપદેશતરંગિણીમાં પણ ઉલ્લેખ છે કે તારંગાજીમાં મહારાજા કુમારપાલે ભવ્ય જિનમંદિર બધાવી શ્રી અજિતનાથ પ્રભુજીની મૂર્તિ બિરાજમાન કરી. ઉપદેશતરંગિણી તપાગચ્છીય શ્રી રત્નમન્દિરગણીએ સોલમી શતાબ્દીમાં રચી છે.

પ્રાયશ્ચિત્ત સ્વીકારી બત્રીશ જિનમંદિરો પાટણમાં કરાવ્યાં છે. **કુમારપાલપ્રતિબોધ**માં લખ્યું છે કે પ્રથમ તો પાટણમાં કુમારવિહાર મંદિર બંધાવ્યું. પછી ત્રિભુવનવિહાર બંધાવ્યું. આ ઉપરાંત બીજાં ચોવીશ મંદિરો બંધાવ્યાં. (યદ્યપિ બત્રીશનાં નામ તો મળી જ રહે છે.) **મોહરાજપરાજય**માં પણ ઉલ્લેખ છે કે આ નિમિત્તે પાટણમાં બત્રીશ જિનમંદિરો બંધાવ્યાં.

**પ્રભાવકચરિત્ર**માં ઉલ્લેખ વધુ સ્પષ્ટ છે. તેમાં લખ્યું છે કે "રાજાએ પૂર્વે માંસાહાર કર્યો હતો તેના પ્રાયશ્ચિત્તમાં પોતાના બત્રીશે દાંત પડાવી નાંખવાની ઇચ્છા વ્યક્ત કરી હતી. સૂરિજીમહારાજે તેમ કરવાની ના કહી અને જણાવ્યું કે એક વાર દેહને કષ્ટ આપવાથી કદી કૃતકર્મનો નાશ થાય, પરંતુ તે અજ્ઞાનતા છે. તમો આર્હત્ ધર્મની ઇચ્છાથી પવિત્ર મનવાળા થઇને ધર્મારાધન કરો, જેથી સમસ્ત પાપરૂપ પંક ધોવાઇ જાય. બત્રીશ દાંત છે માટે પાપથી મુક્ત થવાને ઉપવનમાં મનોહર બત્રીશ ચૈત્યો કરાવો. તથા તમારા પિતા **ત્રિભુવનપાલ**ના સુકૃત નિમિત્તે મેરુશિખર સમાન એક ઉન્નત જિનચૈત્ય કરાવો."

પછી રાજાએ તે આજ્ઞા શિરોધાર્ય કરી. (પ્રભાવકચરિત્ર ભા. પૃ. ૩૨૧)

ઉપર્યુક્ત ગ્રંથકારો તો બત્રીશ મંદિરો બંધાવ્યાનું લખે છે જ્યારે તારંગાજીનું મંદિર તો અન્ય કારણે જ બન્યું છે કે જેનો ઉલ્લેખ હું પહેલાં કહી ગયો છું; એટલે તારંગાજી ઉપર મહારાજા કુમારપાલે મંદિર બંધાવ્યું છે તેમાં તો મતભેદ છે જ નહિ.

તારંગાજીનું મંદિર ઘણું જ ઊંચુ છે. તેની ઊંચાઇ લગભગ ૨૪ ગજ છે. તારંગાજીના મંદિર જેટલું અને તેના જેવું ઊંચું એક પણ મંદિર ભારતવર્ષમાં જણાતું નથી. મંદિરમાં બિરાજમાન મૂલનાયક શ્રી અજિતનાથ ભગવાનનાં પ્રતિમાજી પણ બહુ જ ઊંચાં છે. ઊભો ઊભો એક મનુષ્ય હાથ ઊંચા કરી પ્રભુજીના મસ્તકે તિલક કરી શકતો નથી. પ્રભુજીની પૂજા સંપૂર્ણ રીતે કરી શકાય તે માટે બન્ને બાજુ સીડી રાખેલી છે. મંદિર બત્રીશ માળનું છે, પરન્તુ ત્રણથી ચાર માળ સુધી જઇ શકાય છે. કેગરના લાકડાના તે માળ બનાવેલા છે. આ લાકડામાં એક ખૂબી છે કે તેને અગ્નિ લગાડવાથી તે બળતું નથી પણ અંદરથી પાણી ઝમે છે.

તારંગાજીના મંદિરમાંથી તેની પ્રાચીનતાસૂચક વિ. સં. ૧૨૮૫નો વસ્તુપાલનો શિલાલેખ મળ્યો છે, જે આ પ્રમાણે છે.

१ "द. ॥ स्वस्ति श्री विक्रम संवत् १२८५ वर्षे फाल्गुन शुदि २ रवौ। श्रीमदणहिलपुरवास्तव्य प्राग्वाटान्वयप्रसूत ठ. श्री चंडपात्मज ठ. श्री चंडप्रसादांगज ठ. श्री सोमतनुज ठ. श्री आशाराजनंदनेन ठ. कुमारदेवीकुक्षीसंभूतेन ठ. श्री लूणिमहं श्रीमालदेवयोरनुजेनमहं श्रीतेजपालाग्रजन्मनामहामात्य श्री वस्तुपालेन आत्मनः पुण्याभिवृद्धये इह तारंगकपर्वते श्रीअजितस्वामिदेवचैत्ये

श्रीआदिनाथदेवजिनविंबालंकृतखत्तकमिदं कारितं प्रतिष्ठितं श्रीनागेन्द्रगच्छे भट्टारक श्रीविजयसेनसूरिभिः "

" આ લેખ તારંગા તીર્થના મૂળ મંદિરના પ્રવેશદ્વારની આજુબાજુએ જે બે દેવકુલિકાઓ છે તેમની વેદિકા ઉપર કોતરેલો છે લેખનો ભાવાર્થ નીચે મુજબ છે."

વિ. સં. ૧૨૮૫ ના ફાલ્ગુણ શુદિ ૨ રવિવારના દિવસે અણહિલપુરનિવાસી પ્રાગ્વાટ ( પોરવાડ ) જ્ઞાતિના ઠ ચંડપના પુત્ર ઠ. ચંડપ્રસાદના પુત્ર ઠ. સોમના પુત્ર ઠ. આશારાજ અને તેની સ્ત્રી કુમારદેવીનો પુત્ર મહામાત્ય વસ્તુપાલ જે ઠ. લૂણિગ અને મહં માલદેવ લઘુ તથા મહ તેજપાલનો મોટો બન્ધુ થતો હતો. તેણે પોતાના પુણ્યની અભિવૃદ્ધિ અર્થે આ શ્રી તારંગાતીર્થ ઉપરના શ્રી અજિતનાથ દેવના મંદિરમાં આદિનાથદેવની પ્રતિમા સાથે ખત્તક ( ગોખલો ) કરાવ્યો અને તેની પ્રતિષ્ઠા નાગેન્દ્રગચ્છના ભટ્ટારક શ્રી વિજયસેનસૂરિએ કરી. " ( પ્રા. લે. સં. પૃ. ૩૪૦ લે. અં. ૫૪૩ ) અર્થાત્ મહારાજા કુમારપાલદેવે તારંગાજીમાં મંદિર બનાવ્યા પછી ૬૪ વર્ષ પછીનો આ [1]શિલાલેખ મંદિરજીની પ્રાચીનતા માટે સારા પ્રમાણરૂપ છે.

પંદરમી શતાબ્દિમાં મુસલમાની જમાનામાં મૂળ બિંબ કે જે મહારાજા કુમારપાલદેવે સ્થાપિત કરેલ હતું તેને ભોંયરામાં ભંડાર્યું હતું અને સં. ૧૪૬૨ માં તપાગચ્છીય [2]શ્રી દેવસુંદરસૂરિજીના ઉપદેશથી રાયખંડી વડાલીવાસ્તવ્ય ઓ. વૃ. શા. ગોવિન્દે તારંગા પર્વત ઉપર શ્રી અજિતનાથજીના નવીન બિંબની પ્રતિષ્ઠા કરાવી હતી ત્યારપછી મોગલકુલતિલક સમ્રાટ અકબરપ્રતિબોધક જગદ્‌ગુરુ શ્રી

૧ શ્રી ગિરનારપર્વતના વસ્તુપાલના એક લેખમા લખ્યુ છે કે શ્રી તારણગઢ ( તારંગાજી ) ઉપર શ્રી અજિતનાથદેવ ચૈત્યના ગૂઢમંડપમાં શ્રી આદિનાથ બિંબ અને ખત્તક કરાવ્યા. જૂઓ લેખની પંક્તિઓ " श्रीतारणगढे श्रीअजितनाथगूढमंडपे श्री-आदिनाथबिंबं खत्तकं च " ( પ્રા. લે સં. પૃ. ૬૧ ) પરંતુ શ્રી આદિનાથ ભગવાનની મૂર્તિ તે ગોખલામાં નથી. તેને બદલે તે ગોખલામાં યક્ષ યક્ષિણીની મૂર્તિઓ છે. શિલાલેખ વિદ્યમાન છે તેના ઉપર ચૂનો લગાવ્યો છે તેથી મુશ્કેલીથી વંચાય છે.

૨ **શ્રી દેવસુંદરસૂરિ** જન્મ વિ સં. ૧૩૯૬, ૧૪૦૪ મા દીક્ષા. ૧૪૨૦ માં આચાર્યપદ. ૧૪૬૨ માં સ્વર્ગ. તારગાજીના જીર્ણોદ્ધાર માટે વીરવંશાવલીમા નીચે પ્રમાણે ઉલ્લેખ મળે છે.

" पुनः रायखंडी वडालीवास्तव्य ओ. वृ. सा. गोविंदई असुरनो उपद्रव देवी श्री अजितनाथनो बिंब भूमिगृहे भंडारी प्रासादमध्ये नवीन बिंब थाप्यो श्री देवसुंदरसूरीई प्रतिष्ठ्यो । "

( વીરવંશાવલી. પૃ. ૪૫. )

શ્રી દેવસુંદરસૂરિજી ભગવાન્ મહાવીરસ્વામી પછી ૪૯ મા પટ્ટધર છે.

હીરવિજયસૂરીશ્વરજીના પટ્ટધર શ્રી વિજયસેનસૂરિજી મહારાજના સદુપદેશથી તારંગાજી તીર્થનો જીર્ણોદ્ધાર કરાવવામાં આવ્યો હતો. (પટ્ટાવલી સમુચ્ચય. પૃ. ૮૧)

( આ બન્ને ગુરુ-શિષ્ય મહાપ્રભાવિક અને સમર્થ જૈનાચાર્ય છે. જેમના નામથી અને મહાન્ કાર્યોથી જૈન સમાજમાં તેઓ એટલા સુપરિચિત છે કે જેથી તેમનો પરિચય આપવાની જરૂર નથી. વધુ માટે જુઓ સૂરીશ્વર ને સમ્રાટ. )

આવી રીતે આ તીર્થની પ્રાચીનતાનો ઇતિહાસ મળે છે. ભગવાનના દેરાસરજીની ઉત્તર અને દક્ષિણ દિશાએ બે મોટાં ડુંગરનાં શિખરો આવેલાં છે. દરેકની ઊંચાઇ લગભગ અર્ધો પોણા માઇલ જેટલી હશે. જેમાં એકમાં સિદ્ધશિલા અને બીજી બાજુ કોટિશિલા છે. આ બન્ને શિખરો ઉપર બે દેરીઓ છે. ત્યાં પગલાં અને મૂર્તિઓ સ્થાપિત છે.

મુખ્ય દેરાસરની સામી બાજુએ પૂર્વ દિશામાં અર્ધા મૈલને અંતરે થોડેક ઊંચે મોક્ષબારીની ટૂંક આવેલી છે. ચડાવ મુશ્કેલીભર્યો છે. મોટા દેરાસરજીની વાયવ્ય દિશાએ એક માઇલ દૂર તારણદેવી અને પદ્માવતી દેવીનું મંદિર છે.

આ તીર્થની વ્યવસ્થા શ્વેતાંબર શ્રીસંઘની પેઢી તરફથી ચાલે છે. સુંદર શ્વેતાંબર ધર્મશાળા, ઉપાશ્રય વગેરે છે. નિરંતર ભોજક ભક્તિ કરે છે.

શ્વેતાંબર ભવ્ય ગગનચુમ્બી પ્રાચીન જિનમંદિરથી થોડે દૂર છેલ્લા સૈકામાં નવું બનેલું દિગમ્બર મંદિર છે. તેની જમીન ઉદારતાથી શ્રી શ્વેતાંબર સંઘે આપેલી છે. સાથમાં થોડી દેરીઓ પણ શ્વેતાંબરોએ આપેલી છે. દિગંબર ભાઇઓએ મંદિર નવીન બનાવ્યું છે. હમણાં નવીન માણેકસ્થંભની પણ સ્થાપના કરાવી છે.

આ સિવાય પ્રાચીન ગુફાઓ, રૂઠી રાણીનો મહેલ, કિલ્લો વગેરે સ્થાનો જોવા યોગ્ય છે.

અન્તમાં શ્રીજિનપ્રભસૂરિજી ૮૪ મહાતીર્થોની ગણતરી આપતાં લખે છે કે "તારણે વિશ્વકોટિશિલાયાં શ્રીઅજિતઃ" આમાં પણ તારંગાજી તીર્થ અને કોટિશિલાની પ્રાચીનતા સૂચવે છે. આવા પ્રાચીન તીર્થની દ્રવ્ય અને ભાવથી પૂજા કરી ભવ્ય મનુષ્યો શાશ્વત સુખ પ્રાપ્ત કરો એ જ શુભેચ્છા.

## श्री अजितनाथजिनेन्द्र स्तुति

सकलसुखसमृद्धिर्यस्य पादारविन्दे, विलसति गुणरक्ता भक्तराजीव नित्यम्।<br>
त्रिभुवनजनमान्यः शान्तमुद्राऽभिरामः, स जयति जिनराजस्तुङ्गताराङ्गतीर्थे ॥ १ ॥

प्रभवति किल भव्यो यस्य निर्वर्णनेन, व्यपगतदुरितौघः प्राप्तमोदप्रपञ्चः।<br>
निजबलजितरागद्वेषविद्वेषिवर्गं, तमजितवरगोत्रं तीर्थनाथं नमामि ॥ २ ॥

नरपतिजितशत्रोर्वंशरत्नाकरेन्दुः, सुरपति-यतिमुख्यैर्भक्तिदक्षैः समर्च्यः ॥<br>
दिनपतिरिव लोकेऽपास्तमोहान्धकारो जिनपतिरजितेशः पातु मां पुण्यमूर्त्तिः ॥ ३ ॥

# સારા કહેવાવું છે કે સારા થવું છે?

ઉપર જણાવેલો પ્રશ્ન એક ન્યુસમાં વાંચતા તે ઉપર કાંઇક લખવાની ઇચ્છા થતાં આ લેખ લખ્યો છે.

પૂર્વપુણ્યાનુસારે સારી સંપત્તિ જેને પ્રાપ્ત થઇ હોય છે એવા મનુષ્યો પરોપકાર કરે છે, ધર્મકાર્ય કરે છે, જનસેવા કરે છે, લક્ષ્મીનો સદુપયોગ કરે છે, પરંતુ તેના ફળ તરીકે લોકોમાં પ્રશંસા થતી સાંભળીને તે પ્રસન્ન થાય છે, તેમ જ પોતાનાં સત્કાર્યનાં ફળની તેથી સમાપ્તિ માને છે; કારણ કે પ્રાયે તેના મનમાં સારા કહેવાવાની ઇચ્છા જ હોય છે, પરંતુ આ માન્યતા બરાબર નથી મનુષ્યે લોકોમાં સારા કહેવાવાની વાંચ્છા કરવા કરતાં સારા થવાની ઇચ્છા જ કરવી ઘટિત છે લોકો વાહવા બોલો કે ન બોલો, પરંતુ પોતે સદાચારી થવું, દાતાર થવું, દુ:ખીનાં દુ:ખ નિવારણ માટે યથાશક્તિ પ્રયાસ કરનારા થવું કે જેથી આત્માનું હિત થાય અને આગામી ભવે ધર્મની સામગ્રી વિશેષપણે પ્રાપ્ત થાય. જેમ અનાજ માટે ખેતી કરનારને ઘાસ તો વગર ઇચ્છાએ પ્રાપ્ત થાય જ છે, તેમ શુભ કાર્ય કરનારને પુણ્યપ્રાપ્તિ થવા સાથે લોકપ્રશંસા તો પ્રાપ્ત થાય જ છે, પરંતુ તેની ઇચ્છા કરવા યોગ્ય નથી તેમ જ માત્ર લોકોમાં સારા કહેવાવા માટે શુભ કાર્યો કરવાનાં નથી.

શાસ્ત્રમાં બુદ્ધિનું ફળ જ તત્ત્વવિચારણા કરવી તે કહેલ છે એટલે જેને લક્ષ્મી પ્રાપ્ત થઇ હોય તેણે એ જ વિચારવાનું છે કે–આ લક્ષ્મી શા કારણે મને મળેલી છે? મેં પૂર્વ ભવે શું સત્કાર્ય કર્યું છે કે જેને પરિણામે અનેક સારા સંયોગ સાથે મને લક્ષ્મીની પ્રાપ્તિ થઇ છે? તેનો ઉત્તર જો એવો મળે કે–'મેં પૂર્વભવે નિ:સ્વાર્થપણે પરોપકાર કર્યા હશે, સદાચાર સેવ્યો હશે અને આત્મશ્લાઘાની ઇચ્છા કરી નહી હોય તેથી જ આ સંપત્તિ વિગેરે પ્રાપ્ત થયેલ છે,' તો હવે આ ભવમાં પણ હુ એવી રીતે પરમાર્થનાં કાર્ય કરું કે જેથી મારા આત્માનું હિત થાય, આત્મા નિર્મળ થાય, હ્રદય આર્દ્ર થાય, કષાયનું બળ ઘટે, વિષયવાસના મર્યાદિત બને અને ધર્મક્રિયા કરવામાં વિશેષ પ્રયત્નવાન થઉં. આવા શુભ વિચાર આવવા તે જ બુદ્ધિનું ફળ છે. તેનું નામ જ તત્ત્વવિચારણા છે. જગતમાં વાહ વાહ તો ઘણાની બોલાતી સાંભળી છે, પંતુ પાછા તેનામાં અસદાચાર હોવાનું જણાતાં નિંદા થતી પણ સાંભળી છે. લોક તો આદર્શ (આરિસો) છે. તેમાં જેવું દેખાય તેવું તે વચનદ્વારા પ્રગટ કરે છે, માટે લોકપ્રિયતાનો વિચાર છોડી દઇને સારા થવાનો જ વિચાર કરવો અને તેને અમલમાં મૂકવો. જો તમે સારા થશો તો અન્ય સંપત્તિવાન્ પણ તમારો દાખલો લેશે અને પોતાનું વર્તન સુધારી લોકપ્રવાહમાં ન તણાતાં આત્મશ્રેયના પ્રવાહને જ પુષ્ટ કરશે. કુંવરજી

# ધર્મ એ જ મનુષ્યનું જીવન છે.

આ મનુષ્ય ભવ, આર્ય ક્ષેત્ર, ઉત્તમ કુળ વિગેરે ધર્મને અનુકૂળ સામગ્રી કેટલી મુશ્કેલીએ મળી છે તેને નહીં સમજનાર મનુષ્ય શાસ્ત્રની અપેક્ષાએ બાળ કહેવાય છે. આવી ઉત્તમ સામગ્રી સાથે જૈનધર્મ પામ્યા છતાં જે સાંસારિક સુખની વાંચ્છાએ વિપરીત ધર્મવાળા સાથે અથવા અધર્મી મનુષ્ય સાથે સંબંધ જોડીને ધર્મને ગુમાવે છે તેનો મનુષ્યજન્મ જ રદ થાય છે. તેવા જીવને ફરીને મનુષ્ય જન્મ વિગેરે સામગ્રી પ્રાપ્ત થવી અત્યંત દુર્લભ છે.

મનુષ્ય જિંદગીનું સાધ્ય ધર્મને ઓળખવો અને તદનુસાર વર્તન કરવું તે છે. નીતિની તેમાં પ્રાધાન્યતા છે, પરંતુ સાંસારિક સુખભોગની પ્રાધાન્યતા નથી. તે તો તુચ્છ વસ્તુ છે. તેની ખાતર ધર્મને ભૂલી જનારની જિંદગી ભ્રષ્ટ થયેલી જાણવી. જૈનોએ કોઈ પણ પ્રકારે તેને પુષ્ટિ આપવી નહીં, તેમ જ તેવા ધર્મથી ભ્રષ્ટ થવાના કામમાં ભાગ પણ લેવો નહીં.

જરા ઊંડા ઊતરીને વિચાર કરશો તો જણાશે કે અજૈન સાથે કોઈ પણ પ્રકારના સંબંધે જોડાયાથી ભક્ષ્યાભક્ષ્યનો, પેયાપેયનો કે કૃત્યાકૃત્યનો વિવેક રહેતો નથી. એની દૃષ્ટિમાં ધર્મ તો અકારો લાગે છે, તેને સાંસારિક સુખભોગ જ વહાલા લાગે છે અને તેની વૃદ્ધિ માટે જ તે દ્રવ્યાદિ મેળવવાના સતત પ્રયાસ કરે છે.

જ્ઞાતિભેદની વિચારણાને આમાં સ્થાન નથી, પરંતુ ધર્મભેદને જરૂર સ્થાન છે. જૈનધર્મ જેવો સર્વોત્કૃષ્ટ ધર્મ પામીને તેને પાણીને મૂલ્યે હારી જવો તે સુજ્ઞનું કર્ત્તવ્ય નથી. આ જીવે સાંસારિક સુખ તો પૂર્વે અનેક ભવમાં પ્રાપ્ત કરેલ છે. સુજ્ઞ જીવોને તેની પ્રાપ્તિથી આશ્ચર્ય થતું નથી. ધર્મની જોગવાઇ મળી છે તે જ અપૂર્વ મળી છે. તેથી યથાર્થ ધર્મને ઓળખી ધર્મપરાયણ થઈ મળેલી મનુષ્ય જિંદગીને સાર્થક કરવી જોઈએ. સાંસારિક સુખાભિલાષી અનેક વ્યક્તિઓ ધર્મવિરુદ્ધ વર્તનને પણ કદી ઉત્તેજન આપે તો તેમાં આશ્ચર્ય નથી; કારણ કે તેને તે જ પ્રિય છે અને તેઓ ધર્મની કિંમત સમજેલ નથી. આ લખાણથી દાંભિકપણે ધર્મી કહેવરાવનારને ઉત્તેજન મળે છે એમ સમજવાનું નથી, કારણ કે જૈનધર્મમાં દંભને તો સ્થાન જ નથી, ત્યાં તો ચોખ્ખા શબ્દોમાં કહેલ છે કે-'**સાચામાં સમકિત વસે જી, માયામાં મિથ્યાત્વ;**'

આ લેખ વર્તમાન સમયમાં ધર્મી કુટુંબોની બદલાતી અને બગડતી જતી સ્થિતિ જોઈને હૃદયમાં થયેલી લાગણીને અંગે લખેલ છે, તેને કોઇની ઉપરના આક્ષેપરૂપ સમજવાનો નથી, પરંતુ અન્ય સુજ્ઞોએ તેવા નિમિત્તોથી ચેતી જવાની જરૂર છે. એ સૂચવવા માટે જ આ લેખ લખેલ છે.

પત્રકાર તરીકે જૈન શબ્દ વાપરીને તેમાં અજૈનપણું પ્રગટાવનારા લેખો કે જાહેર ખબરો આવવા ન જોઇએ તે પણ પ્રાસંગિક સૂચન છે. કુંવરજી

# वीश विहरमान जिनना २१ ठाणा

ઉપર જણાવેલા નામનું વડગચ્છીય શ્રી ભાવદેવસૂરિનું કરેલું ૩૮ ગાથાનું પ્રકરણ ભાવનગર શ્રી સંઘના ભંડારમાંથી ઉપલબ્ધ થવાથી અન્ય જૈન બંધુઓને તેનું રહસ્ય જણાવવા માટે તેનો ભાવાર્થ આ નીચે પ્રગટ કર્યો છે—

| ૧ વિહરમાનજિનનામ. | ૨ પિતાનું નામ. | ૩ માતાનું નામ. | ૪ સ્ત્રીનું નામ. | ૫ લંછન. |
|---|---|---|---|---|
| ૧ સીમંધર | શ્રેયાંસ | સત્યકી | રુક્મિણી | વૃષભ |
| ૨ યુગમંધર(યુગંધર) | સુદઢ | સુતારા | પ્રિયમંગળા | ગજ |
| ૩ બાહુ | સુગ્રીવ | વિજયા | મોહના | મૃગ |
| ૪ સુબાહુ | નિસઢ | ભૂનંદા | કિંપુરુષા | કપિ |
| ૫ સુજાત | દેવસેન | દેવસેના | જયસેના | ભાનુ |
| ૬ સ્વયંપ્રભ | ચિત્રભૂતિ | સુમંગળા | પ્રિયસેના | શશી |
| ૭ ઋષભાનન | કીર્ત્તિ | વીરસેના | જયાવતી | સિંહ |
| ૮ અનંતવીર્ય | મેઘ | મંગળાવતી | વિજયા | ગજ |
| ૯ સુરપ્રભ | વિજય | વિજયાવતી | નંદસેના | હય (ચંદ્ર) |
| ૧૦ સુવિશાળ | નાગ | ભદ્રા | વિમળા | ભાનુ |
| ૧૧ વજ્રધર | પદ્મરથ | સરસ્વતી | વિજયાવતી | શંખ |
| ૧૨ ચંદ્રાનન | વાલ્મીક | પદ્માવતી | લીલાવતી | વૃષભ |
| ૧૩ ચંદ્રબાહુ | દેવાનંદ | વિજયા (રેણુકા) | સુગંધા | કમળ |
| ૧૪ ભુજંગ | મહાબળ | મહિમા | ગંધસેના | કમળ |
| ૧૫ ઇશ્વર | વજ્રસેન | જસોદા | ભદ્રાવતી | શશી |
| ૧૬ નેમિપ્રભુ(નમિપ્રભ) | વીરરાજ | સેના | મોહની | રવિ |
| ૧૭ વીરસેન | ભાનુસેન(ભૂમિપાળ) | ગજગતિ(ભાનુમતિ) | રાજસેના | વૃષભ |
| ૧૮ મહાભદ્ર | દેવરાજા | ઉમાદેવી | સૂરિકંતા | ગજ |
| ૧૯ ચંદ્રયશ(દેવયશ) | સંવરભૂતિ(સર્વભૂતિ) | ગંગા | પદ્માવતી | શશી |
| ૨૦ અજિતવીર્ય | રાજપાળ | કનિનિકા | રત્નમાળા | સ્વસ્તિક |

## દ્વાર ૬ ઠું. ક્ષેત્ર વિવરણ ( ક્યા ક્ષેત્રમાં બિરાજે છે તે. )

પ્રથમના ૪ તીર્થંકર શ્રી જંબૂદ્વીપના મહાવિદેહ ક્ષેત્રમાં.
બીજા ૪ „ (૫ માથી ૮ મા) શ્રી ધાતકીખંડ પૂર્વાર્ધના મહાવિદેહમાં.
ત્રીજા ૪ „ (૯ માથી ૧૨ મા) શ્રી ધાતકીખંડ પશ્ચિમાર્ધના મહાવિદેહમાં.
ચોથા ૪ „ (૧૩ માથી ૧૬ મા) શ્રી પુષ્કરવરાર્ધદ્વીપ પૂર્વાર્ધના મહાવિદેહમાં.
પાંચમાં ૪ „ (૧૭ માથી ૨૦ મા) શ્રી પુષ્કરવરાર્ધદ્વીપ પશ્ચિમાર્ધના મહાવિદેહમાં.

## દ્વાર ૭ મું. શ્રી મહાવિદેહક્ષેત્રની કઇ અને કેટલામી વિજયમાં વિચરે છે?

૧ લા, ૫ મા, ૯ મા, ૧૩ મા અને ૧૭ મા પ્રભુ પુષ્કળાવતી નામની આઠમી વિજયમાં
૨ જા, ૬ ઠ્ઠા, ૧૦ મા, ૧૪ મા અને ૧૮ મા પ્રભુ વપ્રા નામની પચવીશમી વિજયમાં
૩ જા, ૭ મા, ૧૧ મા, ૧૫ મા અને ૧૯ મા પ્રભુ વત્સા (વચ્છ) નામની નવમી વિજયમાં
૪ થા, ૮મા, ૧૨મા, ૧૬મા અને ૨૦મા પ્રભુ નલિનાવતી નામની ચોવીશમી વિજયમાં

શ્રી જંબૂદ્વીપના મહાવિદેહની ૩૨ વિજયનાં અને ૩૨ નગરીનાં જે નામ છે તે જ નામ પાંચે મહાવિદેહની વિજયોનાં ને નગરીનાં છે.

## દ્વાર ૮ મું. ઉપર જણાવેલ વિજયની કયા નામની નગરીમાં વિચરે છે.

૧લા, ૫મા, ૯મા, ૧૩મા અને ૧૭મા પ્રભુ પુષ્કળાવતી વિજયની પુંડરીકિણી નગરીમાં
૨જા, ૬ઠ્ઠા, ૧૦મા, ૧૪મા અને ૧૮મા „ વપ્રા વિજયની વિજયા નગરીમાં
૩જા, ૭મા, ૧૧મા, ૧૫મા અને ૧૯મા „ વત્સા વિજયની સુસીમાપુરીમાં
૪થા, ૮મા, ૧૨મા, ૧૬મા અને ૨૦મા „ નલિનાવતી વિજયની અયોધ્યાપુરીમાં

દ્વાર ૯ મું. વીશે વિહરમાનનો કંચન સમાન વર્ણ છે.
દ્વાર ૧૦ મું. વીશે વિહરમાનનું ૮૪ લાખ પૂર્વનું આયુષ્ય છે.
દ્વાર ૧૧ મું. વીશે વિહરમાનનું ૫૦૦ ધનુષ્ય પ્રમાણ શરીર છે.
દ્વાર ૧૨ મું. વીશે વિહરમાન ૩૪ અતિશય સંયુક્ત છે.

[ ૪ અતિશય જન્મથી, ૧૧ કર્મક્ષયથી, ૧૯ દેવે કરેલા ]

દ્વાર ૧૩ મું. વીશે વિહરમાન વાણીના ૩૫ અતિશયવાળા છે.

[ ૭ વચનના ગુણ, ૨૮ શબ્દના ગુણ ]

# वीश विहरमान जिनना २१ ठाणा

ઉપર જણાવેલા નામનું વડગચ્છીય શ્રી ભાવદેવસૂરિનું કરેલું ૩૮ ગાથાનું પ્રકરણ ભાવનગર શ્રી સંઘના ભંડારમાંથી ઉપલબ્ધ થવાથી અન્ય જૈન બંધુઓને તેનું રહસ્ય જણાવવા માટે તેનો ભાવાર્થ આ નીચે પ્રગટ કર્યો છે—

| ૧ વિહરમાનજિનનામ. | ૨ પિતાનું નામ. | ૩ માતાનું નામ. | ૪ સ્રીનું નામ. | ૫ લંછન. |
|---|---|---|---|---|
| ૧ સીમંધર | શ્રેયાંસ | સત્યકી | રુક્મિણી | વૃષભ |
| ૨ યુગમંધર(યુગંધર) | સુદૃઢ | સુતારા | પ્રિયમંગળા | ગજ |
| ૩ બાહુ | સુગ્રીવ | વિજયા | મોહના | મૃગ |
| ૪ સુબાહુ | નિસઢ | ભૂનંદા | કિંપુરુષા | કપિ |
| ૫ સુજાત | દેવસેન | દેવસેના | જયસેના | ભાનુ |
| ૬ સ્વયંપ્રભ | ચિત્રભૂતિ | સુમંગળા | પ્રિયસેના | શશી |
| ૭ ઋષભાનન | કીર્ત્તિ | વીરસેના | જયાવતી | સિંહ |
| ૮ અનંતવીર્ય | મેઘ | મંગળાવતી | વિજયા | ગજ |
| ૯ સુરપ્રભ | વિજય | વિજયાવતી | નંદસેના | હય (ચંદ્ર) |
| ૧૦ સુવિશાળ | નાગ | ભદ્રા | વિમળા | ભાનુ |
| ૧૧ વજ્રધર | પદ્મરથ | સરસ્વતી | વિજયાવતી | શંખ |
| ૧૨ ચંદ્રાનન | વાલ્મીક | પદ્માવતી | લીલાવતી | વૃષભ |
| ૧૩ ચંદ્રબાહુ | દેવાનંદ | વિજયા (રેણુકા) | સુગંધા | કમળ |
| ૧૪ ભુજંગ | મહાબળ | મહિમા | ગંધસેના | કમળ |
| ૧૫ ઇશ્વર | વજ્રસેન | જસોદા | ભદ્રાવતી | શશી |
| ૧૬ નેમિપ્રભુ(નમિપ્રભ) | વીરરાજ | સેના | મોહની | રવિ |
| ૧૭ વીરસેન | ભાનુસેન(ભૂમિપાળ) | ગજગતિ(ભાનુમતિ) | રાજસેના | વૃષભ |
| ૧૮ મહાભદ્ર | દેવરાજા | ઉમાદેવી | સૂરિકંતા | ગજ |
| ૧૯ ચંદ્રયશ(દેવયશ) | સંવરભૂતિ(સર્વભૂતિ) | ગંગા | પદ્માવતી | શશી |
| ૨૦ અજિતવીર્ય | રાજપાળ | કનિનિકા | રત્નમાળા | સ્વસ્તિક |

ઉત્તર—જે પરિવાર ચંદ્રનો તે જ સૂર્યનો સમજવો. જ્યોતિષી માત્રના સ્વામી તરીકે તે બંને ઇંદ્રો છે.

**પ્રશ્ન ૧૨**—પાક્ષિક વિગેરે પ્રતિક્રમણમાં પ્રાંતે સંતિકરં કહેવાની આવશ્યકતા છે કે નહીં ?

**ઉત્તર**—કેટલાક કહે છે ને કેટલાક કહેતા નથી. બંને હકીકતમાં વિરોધ જણાતો નથી, કારણ કે તે પ્રતિક્રમણ પૂર્ણ થયા પછી ચૂળિકારૂપે કહેવાય છે.

**પ્રશ્ન ૧૩**—લીલાં અંજીર અભક્ષ્ય ગણાય ?

**ઉત્તર**—ગણાતાં નથી. એ પ્રત્યેક વનસ્પતિ છે. બહુબીજ જેવાં દેખાય છે, પરંતુ તેને બહુબીજરૂપ અભક્ષ્યમાં ગણેલાં નથી.

**પ્રશ્ન ૧૪**—સીંગોડાં પાણીમાં થાય છે તે પ્રત્યેક છે કે સાધારણ છે ?

**ઉત્તર**—પ્રત્યેક છે અને ભક્ષ્ય છે પ્રભુ પાસે ધરી શકાય છે.

**પ્રશ્ન ૧૫**—રાત્રે તિવિહાર કરનાર ત્રિફળાનું ચૂર્ણ લઇ શકે ?

**ઉત્તર**—ત્રિફળાનું ચૂર્ણ અણાહારી છે, તેથી લઇ શકાય; પરંતુ રાત્રે અણાહારી પદાર્થ પાણી સાથે લેવાય નહીં.

**પ્રશ્ન ૧૬**—સામાયિકનો ટાઇમ પૂરો થયા અગાઉ સામાયિક પારવાની વિધિ શરૂ કરી શકાય ?

**ઉત્તર**—ન કરી શકાય. ૪૮ મિનિટ થયા પછી જ પરાય.

**પ્રશ્ન ૧૭**-અચિત્ત પાણી પીનાર અને સચિત્તના ત્યાગીને કાચા નાળીએરનું પાણી કાઢીને તરત પી શકાય ?

**ઉત્તર**—ન પીવાય. તે સચિત્ત ગણાય. માત્ર અચિત્ત પાણી જ પીતો હોય, સચિત્તનો સર્વથા ત્યાગી ન હોય તો પી શકે.

**પ્રશ્ન ૧૮**—કાચું દૂધ સચિત્ત થાય છે ?

**ઉત્તર**—તે સચિત્ત થતું નથી, પરંતુ ઊનું કર્યા વિના વધારે વખત રહેવાથી તેના વર્ણ, ગંધ, રસ, સ્પર્શ બદલાવાથી તેમાં રસીઆ જીવો ઉપજવાનો સંભવ છે.

**પ્રશ્ન ૧૯**—દૂધ ને ગોળ કે દહીં ને ગોળ સાથે ખવાય ?

**ઉત્તર**—ન ખવાય. તે મદિરારૂપ જ ગણાય છે.

**પ્રશ્ન ૨૦**—મગફળીનું કે કપાશીઆનું તેલ તેલવિગયમાં ગણાય ?

**ઉત્તર**—ન ગણાય, પરંતુ હાલમાં મગફળીના તેલની પ્રવૃત્તિ વધી જવાથી તેલવિગયના ત્યાગીએ વાપરવા યોગ્ય જણાતું નથી. કુંવરજી



# શ્રીમદ્ હેમચંદ્રાચાર્યની કૃતિઓ

( લેખકઃ—મૌક્તિક )



શ્રી હેમચંદ્રાચાર્યની કૃતિઓએ જગતને મુગ્ધ કર્યું છે તેનાં કારણો નીચે મુજબ છેઃ—

૧ એમની કૃતિઓ સાર્વજનિક ઉપયોગની છે.

૨ એમણે સંસ્કૃત-પ્રાકૃત વાઙ્મયની સર્વ દિશાઓ ખેડી છે.

૩ એમણે જે જે વિષયો હાથમાં લીધા છે તેમાં વિચારની સ્પષ્ટતા અને વસ્તુનો મેળાપ અસાધારણ છે.

૪ વિષયોની એમની ચર્ચા પરિપૂર્ણ છે.

૫ એમણે બાળ, મધ્યમ અને વિશિષ્ટ અભ્યાસીઓનો તફાવત બરાબર ધ્યાનમાં રાખ્યો છે.

૬ વિષયોને સહેલા, સ્પષ્ટ અને આકર્ષક બનાવવાની એમની રીતિ અદ્વિતીય છે.

૭ વૈજ્ઞાનિક વિષયોની તેમની છણાવટ તલસ્પર્શી છે અને કોઇ પણ સ્થાને તેઓ ઘૂંચવણમાં પડી ગયા નથી કે કોઇ સ્થાને તેઓએ અસ્પષ્ટતા થવા દીધી નથી.

એમની કૃતિઓને બે વિભાગમાં વહેંચી નાખવા જેવી છે. એક વિભાગ વિજ્ઞાનનો છે. એમાં એમણે વ્યાકરણને પ્રાધાન્ય આપી, કોષ, લિંગ, અલંકાર અને છંદ સુધી જઇ આખો શબ્દનો વિષય લીધો છે અને ત્યારપછી તર્ક ( ન્યાય ) અને નીતિના વિષયને ન્યાય આપ્યો છે. સમસ્ત સંસ્કૃત વાઙ્મયને આ રીતે એમણે હાથ કર્યું છે અને બીજા વિભાગમાં કાવ્ય અને ઉપદેશ વિષયને હાથ ધરી તેમાં યોગ અને અધ્યાત્મ તથા ભક્તિ-સ્તુતિને ન્યાય આપ્યો છે. સસ્કૃત માહિત્યમાં આવું સર્વદેશીય જ્ઞાન ધરાવનાર એક પણ વિદ્વાન આ ભારતભૂમિમાં થયેલ હોય એવું જાણવામાં નથી. ખુદ વ્યાકરણનાં પાંચે અંગો, તે પર વૃત્તિ, તે પર ન્યાસ લખનાર એક અખંડ વિદ્વાન થયો નથી. આમણે તો સર્વાંગી વ્યાકરણ વૃત્તિ અને ન્યાસ સહિત લખવા ઉપરાંત કોષો બનાવ્યા, અલંકાર પર છેલ્લા શબ્દો લખી નાખ્યા, છંદસાહિત્યને અપનાવ્યું અને એ રીતે 'કલિકાલસર્વજ્ઞ'નું બિરુદ સાચું કરી બતાવ્યું. એવી જ રીતે કાવ્ય લખ્યું તો મોટા મહાભારત સાથે તુલના થાય તે રીતે કામ કર્યું અને યોગમાં સ્વાનુભવ ચિતરી મહાયોગીનું પદ પ્રાપ્ત કર્યું અને સાથે સાથે પ્રભાવશાળી ભાષામાં સ્તુતિગ્રંથો પણ લખ્યા. સંસ્કૃત વાઙ્મયમાં તેમનું સ્થાન અનોખું છે.

તેમની કૃતિઓ ઉપર સંક્ષેપમાં દૃષ્ટિપાત કરી જઇએ.

# શ્રીમદ્ હેમચંદ્રાચાર્યની કૃતિઓ

## વિભાગ પ્રથમ

### (૧) સિદ્ધહૈમ શબ્દાનુશાસન

શ્રી હેમચંદ્રાચાર્યની આ અમર કૃતિના સંબંધમાં ખાસ જણાવવું જરૂરી છે કે એ કૃતિ શ્રીમાન સિદ્ધરાજ જયસિંહની પ્રેરણાથી રચવામાં આવી. એ રચના કરતી વખત દેશપરદેશથી સર્વ વ્યાકરણો મંગાવવામાં આવ્યાં. એમાં સૂત્રો, ઊણાદિ પ્રત્યયો, દશ ગણો, ધાતુઓ અને નામની જાતિ માટે જુદા જુદા વિભાગો પાડવામાં આવ્યા, એ વ્યાકરણની પ્રસિદ્ધિ હાથીની અંબાડી પર એના સ્થાપન દ્વારા થઇ, એના અધ્યાપક તરીકે કક્કલ નામના વિદ્વાન પાસે અધ્યયનશાળા પાટણમાં ખોલવામાં આવી. ત્રણસેં લહીઆઓ રોકી એની કોપીઓ કરાવવામાં આવી અને એના પર હેમચંદ્રાચાર્યે પોતે ૬૦૦૦ શ્લોકપ્રમાણ લઘુવૃત્તિ અને ૧૮૦૦૦ શ્લોકપ્રમાણ બૃહદ્વૃત્તિની રચના કરી. આ વ્યાકરણની આખી કૃતિ સિદ્ધરાજ જયસિંહના સમયમાં થઇ હોય એમ જણાય છે. એમાં માળવાના યશોવર્માની કેદની હકીકત પ્રશસ્તિના શ્લોકમાં આવે છે તેથી, તેમ જ પ્રબંધકારોના ઉલ્લેખ પરથી એ કૃતિનો કાળ સં. ૧૧૯૩ લગભગ લાગે છે.

એ જ વ્યાકરણ પર કર્તાએ પાછળની જિંદગીમાં અલંકારચૂડામણિ બનાવ્યા પછી બૃહન્ન્યાસ લખ્યો, એની શ્લોકસંખ્યા ૯૦૦૦૦ ની છે. આ સર્વ બાબતો વિચારતાં વ્યાકરણ સવાલાખ શ્લોકનું બનાવ્યું એમ શ્રી મેરુતુંગાચાર્ય કહે છે તે વાત બરાબર જણાય છે.

એમના જીવન પછી સદર વ્યાકરણ પર અનેક ટીકાઓ રચાઇ છે, એ પરથી અનેક નાનાં મોટાં વ્યાકરણો રચાયાં છે અને એના જુદા જુદા વિભાગો પર ટીકા લખાણી છે. તે ઉપરથી માલૂમ પડે છે કે સદર વ્યાકરણ ખૂબ પ્રસિદ્ધિ પામ્યું હતું અને વિદ્વાનોએ તેનો સારી રીતે સ્વીકાર કર્યો હતો. નોંધવા જેવી બાબત એ છે કે એ વ્યાકરણ પરથી દેવાનંદે **સિદ્ધસારસ્વત** વ્યાકરણ (સં. ૧૨૩૪) રચ્યું અને વિનયવિજય ઉપાધ્યાયે સં. ૧૭૧૨ માં લઘુ **હૈમ-પ્રક્રિયાના** નામથી રચ્યું અને તેના પર ન્યાસ "હૈમપ્રકાશ" નામે લગભગ ૩૪૦૦૦ શ્લોકનો રચ્યો. જિનમંડનગણિ કુમારપાળ પ્રબંધમાં કહે છે કે 'શબ્દસમુદ્રના પારગામી જે હેમચંદ્રે એકલાએ આવું શબ્દાનુશાસન રચ્યું તેની મતિની કઇ રીતે સ્તુતિ કરીએ?' આ કુમારપાળ પ્રબંધ ગ્રંથ સં. ૧૪૯૨ માં બનેલ છે, એટલે તે સમયે હેમચંદ્રાચાર્યનું વિદ્વદ્વર્ગમાં કેટલું માન અને કયું સ્થાન હશે તેનો ખ્યાલ આવે છે.

'**અનુશાસન**' શબ્દનો અર્થ **નિરૂપણ** થાય છે એટલે શબ્દના વિષયનું નિરૂપણ કરનારો ગ્રંથ એમ એનો અર્થ સમજવો. અંગ્રેજીમાં Treatise કહે છે એ અર્થમાં એ શબ્દ વપરાયો જણાય છે. સંસ્કૃત કોષમાં એનો અર્થ નિયમો-ધારાઓનો સંગ્રહ એમ પણ લખેલ છે. એમાં હુકમ કે ફરમાનનો ભાવ પણ આવે છે.

આ શબ્દાનુશાસન પર દુર્ગપદ વ્યાખ્યા નામનો લઘુ ન્યાસ ૩૦૦૦૦ શ્લોકપ્રમાણ રચ્યો છે. સં. ૧૩૬૮ માં વાદિદેવસૂરિની પાટે થયેલા વિદ્યાધર ગણિએ બૃહદ્વૃત્તિ પરથી

દીપિકા ઉદ્ધરી સં ૧૭૩૪ માં દેવાનંદે એના ઉપરથી સિદ્ધસારસ્વત વ્યાકરણ રચ્યું. સદર વ્યાકરણ પર શ્રી રત્નશેખરસૂરિએ અવચૂરિ રચી સિદ્ધહેમશબ્દાનુશાસનમાં આપેલા છએ લિંગના શબ્દોનો સંગ્રહ स्यादिशब्दसमुच्चय નામથી વાયટગચ્છીય અમરચંદ્રસૂરિએ કર્યો ( યશોવિજય ગ્રંથમાળા ) આની રીતે શબ્દાનુશાસન પર અનેક પ્રકારની રચનાઓ થઈ છે

લિંગાનુશાસન એટલે શબ્દની જાતિના નિયમો તથા ઊણુ વિગેરે પ્રત્યયોની હકીકતનો સમાવેશ પણ એ જ વ્યાકરણમાં થાય છે

શ્રી જિનમંડનગણિ આ વ્યાકરણના સંબંધમાં તેમના સમયમાં ચાલતી ઉક્તિનો ઉલ્લેખ નીચે પ્રમાણે કરે છે—

भ्रातः पाणिनि संवृणु प्रलपितं कातंत्रकथाकथा,
माकार्षीः कटु शाकटायन वचः क्षुद्रेण चान्द्रेण किम्?।
कः कंठाभरणादिभिर्बठरयत्यात्मानमन्यैरपि,
श्रूयन्ते यदि तावदर्थमधुराः श्रीसिद्धहेमोक्तयः॥ १ ॥

'ભાઈ **પાણિનિ**! તારા અપનાપ બંધ કર **વરરુચિ**! તારું કાતંત્ર વ્યાકરણ કથા જેવું છે એટલે તને તો શું કહું? **શાકટાયન**! તારા કડવા વચન કાઢીશ જ નહિ અને **ચંદ્ર**! તારું ચાંદ્ર વ્યાકરણ સાર વગરનું છે એટલે તારી તો વાત પણ કરતો નથી જ્યાં સુધી હેમચંદ્રની અર્થગંભીર મધુર વાણી આ જગતમાં વિદ્યમાન છે ત્યાં સુધી કંઠાભરણાદિ બીજા વ્યાકરણો ભણી કયો પુરુષ પોતાની બુદ્ધિને જડ કરે?'

આ સિદ્ધહેમ વ્યાકરણના સૂત્રોના શ્લોક ૧૧૦૦ છે સર્વ મળીને સૂત્રો ૪૬૮૫ છે, તેમાં ૩૫૬૬ સંસ્કૃત વિભાગના છે અને ૧૧૧૯ પ્રાકૃત વિભાગના છે આ વ્યાકરણની વિશિષ્ટતા એ છે કે પંચાંગી વ્યાકરણોમાં સૂત્ર ગણપાઠ, ધાતુપાઠ ઊણાદિ અને લિંગાનુશાસન જુદા જુદા લેખકોએ લખેલ હોય છે, ત્યારે હેમચંદ્રે આખું પંચાંગી વ્યાકરણ જાતે લખ્યું, તે પર નાની મોટી વૃત્તિ લખી અને મોટો ન્યાસ પણ જાતે લખ્યો આ મોટા ન્યાસના ટુકડાઓ છૂટા છૂટા મળે છે, ( આખો મળતો નથી ) પણ જે મળે છે તે જોતા એ અસાધારણ કૃતિ છે એમ તે વિષયના જાણકારને જરૂર લાગ્યા વગર રહે તેમ નથી બીજી ખૂબી એ છે કે આખા વ્યાકરણના વિષયને તદ્દન સ્પષ્ટ કરી દેવામાં આવ્યો છે વ્યાકરણ પરિપૂર્ણ સર્વાંગી હોવા છતાં સહેલાઈથી સમજાય તેવું અને અલ્પ પ્રયાસે યાદ રહી જાય તેવું બનાવ્યું છે પ્રાકૃત વિભાગ લખી ભાષાજ્ઞાનનું મજબૂત સાધન પૂરું પાડ્યું છે કર્તાકૃતિના સર્વ વિભાગોને એક સ્થાનકે કરી અભ્યાસીને ભારે સરળતા કરી આપી છે

( ૨ ) અભિધાન ચિંતામણિ ( કોષ—નામમાળા પર ટીકા )

આ ગ્રંથની જુદી જુદી પાંચ આવૃત્તિઓ મુદ્રિત થઈ ગયેલ છે આ કૃતિ સં ૧૨૦૦ ના અરસામાં સિદ્ધરાજ જયસિંહના મરણ બાદ થઈ હોય તેમ અનુમાન થાય છે એ શબ્દશાસ્ત્રનું આરંભેલ કાર્ય પૂર્ણ કરવા લખાયેલો ગ્રંથ હોવા છતાં એની સાથે કે એની અંદર કોઈ રાજાનું નામ જોડાયેલું નથી, તેથી જયસિંહના મરણ બાદ અને કુમારપાળના

રાજ્ય દરમ્યાન પ્રાપ્ત થયેલ ગુરુસ્થાન પહેલા—એટલે કે વચ્ચેના સમયમાં આ કૃતિ થયેલ હોય એમ સંભવ રહે છે.

આ આકર ગ્રંથ યશોવિજય ગ્રંથમાળા તરફથી ટીકા સહિત છપાયેલ છે. તેના ૬૨૦ પૃષ્ઠ છે. એમાં અધૂરા સૂચિપત્રના ૧૫૨ પૃષ્ઠો છપાયલાં છે આ ગ્રંથના ૭ કાંડ છે. પ્રથમ કાંડમાં દેવાધિદેવ, બીજા કાંડમાં દેવ, ત્રીજામાં મનુષ્ય, ચોથામાં તિર્યંચો, પાંચમામાં નારકો અને છઠ્ઠામાં સાધારણું. એક અર્થવાચી શબ્દોનો આમાં સંગ્રહ છે. દાખલા તરીકે દેવ શબ્દના અર્થમાં સુપર્વ, સુર, નિર્જર, ઋભુ, બહિર્મુખ, અનિમિષ, દેવતા, નાકિન, નાકિ ચેષ વિગેરે ૨૭ શબ્દો બતાવ્યા છે, આમાં યૌગિક, યોગરૂઢ અને રૂઢ શબ્દો સ્પષ્ટ કર્યા છે. છઠ્ઠા કાંડમાં અવ્યયની ચર્ચા કરી તેનાં સ્થાન બતાવ્યાં છે.

નામમાળા ગ્રંથ પર હેમચંદ્રાચાર્યે આ અભિધાનચિંતામણિ નામની ટીકા રચી છે. ગ્રંથ ઘણો વિશાળ છે.

શબ્દાનુશાસન પછી આ ગ્રંથ રચ્યો છે એ એના પહેલા શ્લોકથી જ જણાઇ આવે છે. મૂળ ગ્રંથનું નામ **નામમાળા** છે એ પણ પ્રથમ શ્લોકથી જ સમજાય છે. આ ગ્રંથની શરૂઆતમાં વ્યાડિ, વાસુકિ અને ધનપાળ વિગેરે પૂર્વ પંડિતોનો આધાર બતાવી ગ્રંથનો મહિમા વધાર્યો છે.

## ( ૩ ) હૈમ લિંગાનુશાસન

શબ્દવિષયનો એક વિશેષ આકર ગ્રંથ તે લિંગાનુશાસન છે. એમાં શબ્દોની નર, નારી અને નાન્યતર જાતિ પર વિવરણ છે. કેટલાક શબ્દો નર નારી, કેટલાક નારી નાન્યતર અને કેટલાક નર નાન્યતર જાતિના હોય છે તે તેમાં વિસ્તારથી બતાવ્યું છે.

એ ગ્રંથ પર હેમચંદ્રાચાર્યે પોતે અવચૂરિ લખી છે. અવચૂરિ સહિત મૂળગ્રંથ યશોવિજય ગ્રંથમાળા( નં. ૨ )માં છપાયેલ છે. પૃષ્ઠ ૧૬૦ ફાઉન છે. એને છેડે ગ્રંથકર્તા લખે છે–' મહાન શબ્દવિષયની લિંગવિધિ સંક્ષેપમાં અત્ર બતાવી છે. જે અહીં કહ્યું ન હોય તે સજ્જન માણસોએ લોકથી જાણી લેવું.' એકને એક શબ્દ એક અર્થમાં એક જાતિનો હોય તે જ શબ્દ બીજા અર્થમાં બીજી જાતિનો હોય તે પણ આ ગ્રંથમાં બતાવ્યું છે. આખો ગ્રંથ પદ્યબંધ છે, ગેય છે અને અવચૂરિ સંસ્કૃત ભાષામાં છે. આ ગ્રંથને શબ્દાનુશાસનનો એક સ્વતંત્ર વિભાગ ગણી શકાય.

## ( ૪ ) અનેકાર્થ સંગ્રહ

કોષ ગ્રંથનો આ બીજો વિભાગ છે. અભિધાન ચિંતામણિમાં એક અર્થવાચી અનેક શબ્દનો સંગ્રહ કર્યો તેમ આ ગ્રંથમાં એક શબ્દના અનેક અર્થ સ્પષ્ટ કરીને બતાવ્યા છે. આ ગ્રંથ પર હેમચંદ્રાચાર્યના શિષ્ય મહેંદ્રે ટીકા રચી છે. સ્વોપજ્ઞવૃત્તિના શ્લોક ૬૦૦૦ છે અને મહેંદ્રસૂરિની વૃત્તિના શ્લોક ૧૨૦૦૦ છે. આ ગ્રંથ મુદ્રિત થઇ ગયો છે.

## ( ૫ ) દેશ્ય શબ્દસંગ્રહ. ( દેશી નામમાળા ) રયણાવલિ.

એકાર્થવાચી શબ્દો, એક શબ્દના અનેક અર્થો લખ્યા એટલે આખી સંસ્કૃત ભાષાની ચર્ચા થઈ ગઈ અને કોષ લગભગ પૂરો થયો, પણ હેમચંદ્રાચાર્યને તો દેશી શબ્દોનો સંગ્રહ

પણ કરવો હતો તે એમણે આ ગ્રંથમાં કર્યો. વ્યાકરણના નિયમ પ્રમાણે જે શબ્દો સિદ્ધ ન થઇ શકે, છતાં ભાષામાં વપરાતાં હોય તેનો અત્ર સંગ્રહ કરવામાં આવ્યો છે. આ શબ્દોની **રમણાવલિ** અતિ મહત્ત્વની છે અને હિંદુસ્તાનની ભાષાના અભ્યાસને અંગે તેમ જ જૂની શોધખોળને અંગે અતિ મહત્ત્વનો ભાગ ભજવે છે. આ ગ્રંથ મુદ્રિત છે. આ રીતે શબ્દશાસ્ત્રના વિષયને આગળ ધપાવ્યો છે.

## ( ૬ ) નિઘંટુ શેષ

શબ્દશાસ્ત્રનો આ છેલ્લો ગ્રંથ છે. એમાં વનસ્પતિનાં નામોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. વૈદક દૃષ્ટિએ આ ગ્રંથ ઘણો મહત્ત્વનો છે, પરિપૂર્ણ છે, પણ એના ઉપર કોઇ ટીકા લખાયલી લભ્ય નથી. બનવાજોગ છે કે હેમચંદ્રાચાર્યે અથવા એના કોઇ શિષ્યે આ ગ્રંથ પર કદાચ ટીકા ન પણ લખી હોય.

આ રીતે સિદ્ધરાજના અવસાન સમય સુધીમાં અને ત્યારપછીના થોડા સમયમાં હેમચંદ્રાચાર્યે પોતાની અસાધારણ યૌગિક શક્તિથી શબ્દશાસ્ત્રના વિજ્ઞાનને એની સર્વ દિશામાં પૂરું કર્યું. આ કાર્યમાં એમના શિષ્યોએ મદદ કરી હશે એમ જણાય છે, જેમ કે અનેકાર્થ સંગ્રહની ટીકા મહેંદ્રે કરી છે, પણ સર્વ ગ્રંથરત્નોના રચનાકાર્યનું મોટું માન તો હેમચંદ્રાચાર્યની અસાધારણ ગ્રહણશક્તિ અને વ્યવસ્થાશક્તિને જ અવલંબે છે. આ ગ્રંથોમાં મૌલિકતા કરતાં ગોઠવણ-વ્યવસ્થાનો પ્રશ્ન વધારે અગત્યનો છે અને વ્યવસ્થા એ જ મૌલિકતા કહી શકાય એવા આ વિષયો છે. એ દૃષ્ટિએ હેમચંદ્રાચાર્યની માલિકતા જરૂર આકર્ષક છે. સર્વ ગ્રંથોની વચ્ચે એકવાક્યતા રહી શકી છે, એ ગ્રંથરચનામાં સ્વાધીન આધિપત્ય એક ગ્રંથકારને જ સૂચવે છે.

## ( ૭ ) દ્વયાશ્રય કાવ્ય

શબ્દાનુશાસનના સૂત્રોનાં અનુક્રમે દૃષ્ટાંતો આપવા માટે અને સાથે મૂળરાજથી માંડીને સોલંકીનો ઇતિહાસ રચવા માટે આ કાવ્ય લખ્યું. તેમાં વીશ સર્ગ છે. એમાં મૂળરાજ, ચામુંડરાજ, વલ્લભરાજ, દુર્લભરાજ, ભીમદેવ અને કર્ણદેવના રાજ્યનું વર્ણન કરી છેવટે સિદ્ધરાજ અને કુમારપાળનાં વર્ણનો કર્યાં છે. સાથે સાથે વ્યાકરણનાં દૃષ્ટાંતો ચાલે છે. એટલે એનું નામ દ્વયાશ્રય કહેવાય છે. એ ગ્રંથનું ઐતિહાસિક નજરે ઘણું મોટું મૂલ્ય છે. એનું ગુજરાતી ભાષાંતર સ્વર્ગસ્થ સાક્ષર મણિભાઇ નભુભાઇએ વડોદરા કેળવણીખાતાના આશ્રય નીચે કરી એ ગ્રંથની ઉપયોગિતા બતાવનાર વિસ્તૃત પ્રસ્તાવના લખી છે. એમાં ગુજરાતના ઇતિહાસના અલ્પભાવ પરત્વે વિચારણા કરી આ ગ્રંથને ખૂબ અપનાવ્યો છે. એ ગ્રંથનું બીજું નામ 'ચાલુક્ય વંશોત્કીર્તન' આપવામાં આવ્યું છે. એની શરૂઆતના ૭૦ શ્લોકમાં પાટણ શહેરનું વર્ણન છે. સિદ્ધરાજ જયસિંહ સુધીમાં પંદર સર્ગો કરી તે પછી કુમારપાળ રાજાના સંબંધમાં છેલ્લા પાંચ સર્ગો છે. તે યુગની સાંસારિક રીતિઓ, ધાર્મિક પ્રવૃત્તિઓ, લડાયક પદ્ધતિઓ વિગેરે પર એ ગ્રંથ ખૂબ પ્રકાશ પાડે છે. ફાર્બસ સાહેબે ગ્રંથમાળામાં એ ગ્રંથનો આધાર લીધો જણાય છે, પણ અનેક જગોએ એ ગ્રંથ બરાબર સમજ્યા નથી એમ દેખાઇ આવે છે.

આ ગ્રંથનો ઇતિહાસની નજરે સાર્વત્રિક ઉપયોગ છે અને વ્યાકરણના અભ્યાસીને વૈજ્ઞાનિક નજરે પણ ઉપયોગ છે. આ ગ્રંથ પર અભયતિલકગણિએ ટીકા રચી છે અને આખો ગ્રંથ ટીકા સહિત બે વિભાગમાં બોંબે સંસ્કૃત સીરિઝમાં પ્રો. કાથાવટેએ મુદ્રિત કર્યો છે. એનાં પૃષ્ઠ ૧૪૦૦ થાય છે. ગ્રંથ અસાધારણ ઉપયોગિતાથી ભરપૂર છે. એમાં તદ્યુગીન શસ્ત્રોનાં નામો, વ્યવહાર નીતિઓ, ચાલુ રિવાજો વિગેરે ખૂબ જાણવા જેવું છે અને એનું વાંચન ઇતિહાસની નજરે પણ પૂર્ણ બદલો વાળે તેવું છે. એ ગ્રંથ લગભગ ૬૦૦૦ શ્લોકપ્રમાણ છે.

## ( ૮ ) કુમારપાળ ચરિત

શબ્દાનુશાસનના આઠમા અધ્યાય પ્રાકૃતવિભાગનાં દૃષ્ટાંતો આપવા દ્વયાશ્રય કાવ્યની પૂરવણીરૂપે કુમારપાળ ચરિત હેમચંદ્રાચાર્યે પ્રાકૃતમાં લખ્યું. એનાં એક બાજુ દૃષ્ટાંતો ચાલે છે અને સાથે સંસ્કૃત દ્વયાશ્રયના વીશમા સર્ગ પછીનું કુમારપાળ ચરિત્ર ચાલે છે. એનાં આઠ સર્ગો છે. પ્રથમના પાંચ સર્ગમા અણુહિલ્લપુર પાટણનું વર્ણન, રાજાનો વૈભવ, જિનેશ્વરનાં મંદિરોની ભવ્યતા, રાજા દર્શને જાય તેની સ્વારીનું વર્ણન, રાજાની ભવ્ય ઉદાર જિનપૂજા, ઉદ્યાનોની ભવ્યતા, રાજવૈભવ અને રૈયતના સુખનો ખ્યાલ આપવામાં આવ્યો છે. છઠ્ઠા સર્ગમાં મલ્લિકાર્જુન સાથે કુમારપાળનું યુદ્ધ વર્ણવ્યું છે અને સાતમા આઠમા સર્ગમાં શ્રુતદેવીનો ઉપદેશ અને રાજાના મુખમાં ગુણવર્ણન મૂક્યું છે. આ ગ્રંથ પણ ઐતિહાસિક છે. એના ઉપર પૂર્ણકળશ ગણિએ સુંદર ટીકા રચી છે અને શંકર પાંડુરંગ પરબે એને બોંબે સંસ્કૃત સીરિઝમાં પ્રકટ કરેલ છે. મુદ્રિત ગ્રંથના પૃ. ૨૯૮ થયાં છે. સદર ગ્રંથને છેડે આઠમો અધ્યાય ( શબ્દાનુશાસનનો ) પણ આપેલ છે.

ઇતિહાસ અને વ્યાકરણની નજરે આ ગ્રંથ પણ ઘણો ઉપયોગી છે. સંસ્કૃત દ્વયાશ્રય કદાચ સિદ્ધરાજ જયસિંહના વખતમાં ૧૫ સર્ગ સુધી લખાયેલ હોય. આ આખો ગ્રંથ તો કુમારપાળના સમયમાં લખાયો છે અને કુમારપાળના જૈનત્વ સ્વીકારાદિ હકીકત ધ્યાનમાં લેતાં તેની કૃતિનો સમય સં. ૧૨૨૦ લગભગ ગણી શકાય. ગુજરાતના ઇતિહાસ લખનારે આ બન્ને દ્વયાશ્રયોનો ઉપયોગ સારી રીતે કર્યો છે અને તેમાં નોંધેલ બનાવને આધારભૂત ગણ્યા છે.

## ( ૯ ) કાવ્યાનુશાસન ( અલંકાર ચૂડામણિ )

શબ્દશાસ્ત્ર અને કોષનું કામ પૂરું કર્યા પછી શ્રી હેમચંદ્રાચાર્યે પોતાનું ધ્યાન કાવ્યના વિષય તરફ દોર્યું. કાવ્યની વ્યાખ્યા, રસો, ચંપુ, અલંકાર વિગેરે આખો વિજ્ઞાનનો વિષય છે. એના આઠ અધ્યાય બનાવ્યા છે. એમાં રસ, ભાવ, રસાભાસ અને ભાવાભાસ પર વિવેચન છે. એમાં કાવ્યના દોષો બતાવ્યા છે, કાવ્યના ગુણોમાં માધુર્ય, ઓજસ અને પ્રસાદ પર વિવેચન છે. ૭ પ્રકારના શબ્દાલંકાર પર વિવેચન છે. અનુપ્રાસ પર ચર્ચા છે. અર્થાલંકારોના ઓગણત્રીશ વિભાગ પાડ્યા છે. નાયક નાયિકાનાં પ્રકાર અને ગુણો પર વિવેચન છે વિગેરે કાવ્યનું સંપૂર્ણ વિવેચન આ ગ્રંથમાં છે. એ કાવ્યાનુશાસન પર પોતે અલંકાર-ચૂડામણિ નામની ટીકા લખી છે અને વિશેષ જાણકારને માટે વિસ્તૃત વિવેચન સાથે વિવેક નામની ટીકા લખી છે. આ આખો ગ્રંથ સદર બન્ને ટીકાઓ સાથે શ્રી રસિકલાલ છોટાલાલ

પરીખે શ્રી મહાવીર જૈન વિદ્યાલય તરફથી છાપ્યો છે એના પર વિસ્તારથી વિવેચન કર્યું છે અને કાવ્ય-સાહિત્ય ગ્રંથમાં આ પુસ્તકનું સ્થાન શું છે તેનું નિદર્શન કર્યું છે.

કાવ્ય-સાહિત્યના વિષય પર આ ગ્રંથ સર્વદેશીય હોવા સાથે સંક્ષિપ્ત અને સ્પષ્ટ હોઇ વિદ્વાનોની પ્રશંસા પામ્યો છે એમાં ૨૦૮ સૂત્રો છે શબ્દાનુશાસન પછી એ ગ્રંથકારે પોતે આ સાહિત્ય ગ્રંથ બનાવ્યો છે એમ ગ્રંથની શરૂઆતમાં જણાવી ગ્રંથનું કર્તૃત્વ સ્પષ્ટ કર્યું છે

## (૧૦) છંદોનુશાસન

કાવ્યાનુશાસન પછી છંદોનુશાસન રચ્યું આ ગ્રંથ તે સંસ્કૃત પ્રાકૃત ભાષાનું પિંગળ છે એમાં આઠ અધ્યાયમાં ૭૬૪ સૂત્રો છે. સંજ્ઞા પ્રથમ અધ્યાયમાં બતાવી માત્રા-મેળના છંદો અને અક્ષરમેળના છંદો પર ખૂબ વિગતો આપી છે અને પ્રાકૃત તથા અપભ્રંશના વૃત્તો માટે તો એ એક જ ગ્રંથ છે એના પર વિસ્તારથી ટીકા જાતે લખી છે. દૃષ્ટાંતોના શ્લોકો જાતે જ બનાવ્યા છે, એટલે કાવ્ય પર તેમનો કેટલો કાબૂ હતો તે જાણવા માટે આ ગ્રંથ દાખલાઓ પૂરા પાડે છે

આ રીતે શબ્દાનુશાસન, કાવ્યાનુશાસન, છંદોનુશાસન અને લિંગાનુશાસન દ્વારા લક્ષણશાસ્ત્ર અને સાહિત્ય વિભાગના સર્વ વિષયો એક જ લેખકે પૂરા કર્યા છે **સાહિત્ય** શબ્દ અહીં કાવ્યના વિજ્ઞાનમાં વાપરવામાં આવ્યો છે એના વિશાળ અર્થમાં તો આખું ભાષાશાસ્ત્ર આવે આપણે સાહિત્ય શબ્દ એ અર્થમાં આપણી પરિષદ સાથે વાપરીએ છીએ સંસ્કૃતમાં બન્ને અર્થ સુયોગ્ય છતાં સાહિત્યનો પારિભાષિક અર્થ સંકુચિત પણ થાય છે. એ રીતે આ દશ ગ્રંથો દ્વારા લક્ષણ અને સાહિત્યનું આખું વિશાળ ક્ષેત્ર લેખક મહાત્માએ પરિપૂર્ણ ખેડી લીધું પૂર્વકાળના ભાષાના વિજ્ઞાન અને કળામાં જે જે વિષયો આવે તે સર્વને આ રીતે તેઓએ અપનાવ્યા અને આ રીતે તેઓની સાહિત્યસેવાનું પ્રથમ પ્રકરણ સં ૧૨૦૮ આસપાસ પૂરું થયું

## (૧૧) પ્રમાણમીમાંસા

વ્યાકરણ, કોષ, કાવ્ય અને છંદનો વિષય પૂરો કરી આચાર્યશ્રીએ ન્યાયના વિષય તરફ પોતાનું ધ્યાન દોડાવ્યું ન્યાય અને પ્રમાણના વિષય પર જૈનોએ ખૂબ ચર્ચા કરી છે એમના નય, નિક્ષેપ અને પ્રમાણના વિચારો સ્પષ્ટ, સુગમ્ય અને વિદ્વાનોને વિચારમાં નાખી દે તેના છે એમનો સ્યાદ્‌વાદ-અનેકાંતવાદ તર્કની કોટિ પર રચાયલો છે આ વિષય પર આચાર્યે પ્રમાણ-મિમાંસા રચી એના પાંચ અધ્યાય બનાવ્યા આ ગ્રંથ ઉપર પોતે જ ટીકા રચી હાલ તો એના બીજા અધ્યાયના પ્રથમ આહ્નિક સુધીનો ભાગ લભ્ય થાય છે આખું પુસ્તક જેસલ-મીરના ભંડારમાં છે એમ કહેવાય છે એની શોધ થવાની જરૂર છે પ્રમાણમીમાંસાનો ઉપલબ્ધ ભાગ જોતાં છએ દર્શનનું વિશિષ્ટ અને સ્પષ્ટ જ્ઞાન હેમચંદ્રાચાર્યને હતું એમ જણાઇ આવે છે આ પુસ્તક લોકહિતની દૃષ્ટિએ રચાયલું છે એ ખાસ ધ્યાનમાં લેવા યોગ છે વસ્તુત હેમચંદ્રાચાર્યની સર્વ કૃતિઓ જનતાના હિત માટે લખાયલી હતી એના પુરાવા સર્વ ગ્રંથોમાં પ્રાપ્ત થાય છે એની જૈનો માટે સંકુચિત નજર નહોતી, કારણ કે

એ લોકની અંદર જૈનેતોનો સમાવેશ થાય છે એમ સમજી શકતા હતા. અનાદિ વિદ્યાઓ સંક્ષેપ અથવા વિસ્તાર દ્વારા નવીન થાય છે એટલે કોઇ ગ્રંથ નવો બનતો નથી, પણ લેખકની આવડત પ્રમાણે નવું સ્વરૂપ અપાય છે એટલે મૌલિકતા કરતાં વ્યવસ્થાનો જ એમાં સવાલ રહે છે એમ ગ્રંથકાર પોતે આ ગ્રંથની શરૂઆતમાં જ જણાવી દે છે.

નાટ્યદર્પણકાર લખે છે કે:—

शब्द-प्रमाण-साहित्य-छन्दो लक्ष्मविधायिनाम् ।
श्रीहेमचन्द्रपादानां, प्रसादाय नमो नमः ॥

અત્યાર સુધીમાં શબ્દ, પ્રમાણ, સાહિત્ય, છંદ અને કોષકાર તરીકે નામના મેળવનાર હેમચંદ્રસૂરિના પ્રસાદને અત્ર નમસ્કાર કરવામાં આવ્યો છે.

## ( ૧૨ ) ત્રિષષ્ટિ શલાકા પુરુષ ચરિત્ર

હવે આપણે પરમાર્હત કુમારપાળ મહારાજાના સમયમાં આવીએ છીએ. કુમારપાળ મહારાજાને ઉપદેશ આપવા અને તેની પ્રેરણાથી આ મોટું મહાભારત હેમચંદ્રાચાર્યે લખ્યું. તેના દશ પર્વો છે. કુલ ૩૬૦૦૦ શ્લોક અનુષ્ટુપ્ છંદમાં છે અને આખો કાવ્ય ગ્રંથ છે. એમાં ચોવીશ તીર્થંકર, બાર ચક્રવર્તી, નવ વાસુદેવ, નવ પ્રતિવાસુદેવ અને નવ બળદેવનાં મળી ત્રેસઠ પુરુષોનાં ચરિત્રો છે. એનો આદર્શ મહાભારત તથા રામાયણનો છે. ગ્રંથકર્તા પોતે મહાન કોષકાર હોવાથી એણે ભાષા પરનું સ્વામીત્વ ખૂબ સારી રીતે આ ગ્રંથમાં બતાવ્યું છે. એમની લેખનપદ્ધતિ સરળ, સ્પષ્ટ અને હૃદયંગમ હોઇ વાંચતાં ખૂબ મજા આવે એવો આ ગ્રંથ છે. કાવ્યની દૃષ્ટિયે જે મૌલિક દાખલાઓ છંદાનુશાસન અને કાવ્યાનુશાસનમાં મૂકયા છે તે જોતાં અને આ ગ્રંથનું કાવ્યત્વ જોતાં લેખક મહાત્માની અજબ શક્તિ માટે માન થયા વગર રહે તેમ નથી. કુમારપાળ મહારાજે જૈન ધર્મનો સ્વીકાર કર્યો હતો કે નહિ તે સંબંધમાં કોઇને જરા પણ શંકા હોય તો મહાવીર ચરિત્રના ભવિષ્યવાણીના શ્લોકો વાંચતાં ખુલાસો થઇ જાય તેમ છે. આ સંબંધનો વિગતવાર ખુલાસો દ્વયાશ્રય કાવ્યમાં પણ આવે છે તે વિચારવા યોગ્ય છે. આ મહાન કાવ્યગ્રંથમાં શલાકા પુરુષોનાં ચરિત્રો ઉપરાંત પ્રાસંગિક ઘણાં ચરિત્રો આવે છે. એમાં પ્રથમ તીર્થંકર આદિનાથ-ઋષભદેવ, ચરમ તીર્થંકર મહાવીરસ્વામી અને રામ લક્ષ્મણનાં ચરિત્રો ખૂબ વિસ્તારથી આપવામાં આવ્યા છે, આખો ગ્રંથ મનન કરવા યોગ્ય છે અને અનેક રીતે શિક્ષણીય છે. એનું પરિશીલન કરનાર કહે છે કે એ આખો ગ્રંથ સાદ્યંત વાંચવામાં આવે તો સંસ્કૃત ભાષાના આખા કોષનો અભ્યાસ થઈ જાય તેવી તેની ગોઠવણ છે. આખો મૂળ ગ્રંથ ૭ વિભાગમાં શ્રી જૈન ધર્મ પ્રસારક સભાએ મુદ્રિત કર્યો છે અને તેનું ગુજરાતી સરળ ભાષાંતર પણ તે જ સંસ્થાએ બહાર પાડેલ છે. આ કાવ્ય ગ્રંથ છે.

## ( ૧૩ ) પરિશિષ્ટ પર્વ

ત્રિષષ્ટિ શલાકા પુરુષ ચરિત્રની પુરવણી તરીકે શ્રી મહાવીર સ્વામી પછીના ૧૩ આચાર્યોનાં ચરિત્રો એમાં આપવામાં આવ્યાં છે. પ્રથમ ચાર સર્ગમાં (૧) જંબૂસ્વામી, પછીના

સર્ગોમાં ( ૨ ) પ્રભવસ્વામી, ( ૩ ) શય્યંભવસ્વામી, ( ૪ ) યશોભદ્રસૂરિ, ( ૫ ) સંભૂતિવિજય ( ૬ ) ભદ્રબાહુસ્વામી, ( ૭ ) સ્થૂળભદ્ર, ( ૮ ) આર્યમહાગિરિ, ( ૯ ) આર્યસુહસ્તિ, ( ૧૦ ) આર્યસિંહગિરિ, ( ૧૧ ) વજ્રસ્વામી અને ( ૧૨ ) આર્યરક્ષિતસૂરિનાં ચરિત્રો આપ્યાં છે. આ પૂર્વના અભ્યાસીઓની જીવનરેખા વિસ્તારથી આપી શ્રી મહાવીરસ્વામી પછીનો ઇતિહાસ ૨૦૦ વર્ષ આગળ લઇ આવી ઇ. સ. પૂર્વે ત્રણ સૈકા સુધી લઇ આવેલ છે. આ ગ્રંથના કુલ ૩૪૫૦ શ્લોક અનુષ્ટુપ્ છે, ભાષા અને ઇતિહાસની નજરે એમાં અપૂર્વતા છે અને જંબૂસ્વામી તથા સ્થૂળભદ્રનાં ચરિત્રો ખાસ વાંચવા-મનન કરવા-અનુકરણ કરવા યોગ્ય છે. એમાં પ્રસન્નચંદ્ર વિગેરેનાં રસિક અવાંતર ચરિત્રો પણ આપ્યાં છે. આ ગ્રંથને પ્રો. હરમન જેકોબીએ વિસ્તૃત પ્રસ્તાવના સાથે બેં. રો. એ. સોસાયટીમાં છપાવ્યો છે અને ત્યારપછી તેની આવૃત્તિ શ્રી જૈ. ધ. પ્ર. સભાએ કરેલ છે અને ગુજરાતીમાં ભાષાંતર પણ પ્રકટ કરેલ છે.

આ રીતે ઇતિહાસના વિષયમા સારો પ્રકાશ પાડનાર ગ્રંથની રચના આચાર્યવર્યે કરી.

## ( ૧૪ ) યોગશાસ્ત્ર

કુમારપાળ રાજાના આગ્રહથી યોગશાસ્ત્રની રચના હેમચંદ્રાચાર્યે કરી. આ ધાર્મિક ગ્રંથ છે. એમાં યોગની વ્યાખ્યા કરી એને મોક્ષનું કારણ જણાવ્યું છે. ગુણસ્થાનમાં ચઢતો જાય તેમ યોગમાં પ્રગતિ કરે એ નજરે એમણે-માર્ગાનુસારીપણાથી યોગની શરૂઆત કરી છે. એમાં શ્રાવક-જૈનના ગુણો વર્ણવ્યા છે. યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા અને સમાધિનું સ્વરૂપ વિગતવાર બતાવ્યું છે અને પ્રથમના ચાર પ્રકાશ પર વિગતવાર ટીકા લખી છે. એમાં કથાઓ પણ ગોઠવી ગ્રંથને વ્યાખ્યેય બનાવ્યો છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર એ આત્મા છે એમ જણાવી આત્મિક ગુણોને ખૂબ બહલાવ્યા છે અને છેલ્લા પ્રકાશમાં સ્વાનુભવ બતાવી યોગના વિષયને પરાકાષ્ઠાએ મૂક્યો છે. આખો ગ્રંથ કુમારપાળ રાજાના આત્મશ્રેય માટે લખ્યો છે એમ ગ્રથને છેડે જણાવી આશીર્વાદ આપ્યો છે. આ ગ્રંથ ખૂબ પ્રસિદ્ધ છે અને તેના પર અનેક જાતની ચર્ચાઓ થયેલ છે. એના બાર પ્રકાશ છે. આખો ગ્રંથ આત્મિક પ્રગતિ માટે વાંચવા વિચારવા યોગ્ય છે. આ ગ્રંથનું પૂર ૧૨૦૦૦ શ્લોક જેટલું છે ( ટીકા સાથે ) અને મૂળ ગ્રંથ અનુષ્ટુપ્ છંદમાં રચવામાં આવ્યો છે.

ગ્રંથને છેડે લખે છે કેઃ—

श्रीचौलुक्यकुमारपालनृपतेरत्यर्थमभ्यर्थना-
दाचार्येण निवेशिता पथि गिरां श्रीहेमचन्द्रेण सा ।

આ ગ્રંથ કુમારપાળ ચૌલુક્યની અભ્યર્થનાથી રચ્યો એ અહિં સ્પષ્ટ થાય છે.

## ( ૧૫ ) વીતરાગ સ્તોત્ર

આ ગ્રંથ પણ કુમારપાળ રાજાના આગ્રહથી તેના હિત માટે રચવામાં આવ્યો છે. આમાં તીર્થંકર વીતરાગની સ્તુતિ છે. એના ૨૦ સ્તવ-વિભાગ પાડવામાં આવ્યા છે તે

આ પ્રમાણે છેઃ-( ૧ ) પ્રસ્તાવના સ્તવ, ( ૨ ) સહજાતિશયવર્ણન સ્તવ, ( ૩ ) કર્મક્ષયજાતિશયવર્ણન સ્તવ, ( ૪ ) સુરકૃતાતિશયવર્ણન પ્રકાશ, ( ૫ ) પ્રાતિહાર્યવર્ણન સ્તવ, ( ૬ ) વિપક્ષનિરાસ પ્રકાશ, ( ૭ ) જગત્કર્તૃત્વનિરાસ પ્રકાશ, ( ૮ ) એકાંતપક્ષનિરાસ સ્તવ, ( ૯ ) કલિપ્રશમ સ્તવ, ( ૧૦ ) અદ્દભૂત સ્તવ, ( ૧૧ ) અચિંત્યમહિમ સ્તવ, ( ૧૨ ) વૈરાગ્ય સ્તવ, ( ૧૩ ) વિરોધનિરાસ સ્તવ, ( ૧૪ ) યોગશુદ્ધિ સ્તવ, ( ૧૫ ) ભક્તિ સ્તવ, ( ૧૬ ) આત્મગર્હા સ્તવ, (૧૭) શરણ સ્તવ, (૧૮) કઠોર સ્તવ, (૧૯) આજ્ઞા સ્તવ અને (૨૦) આશીઃસ્તવ. આ ગ્રંથના ૧૮૬ અનુષ્ટુપ્ છંદ-શ્લોકો છે. ભાષા અતિ મધુર અને યાદ રહી જાય તેવી છે. એના પર અન્ય લેખકોએ સંસ્કૃત ટીકા કરી છે. ગ્રંથ મુદ્રિત છે-ખાસ વાંચવા યોગ્ય છે.

### ( ૧૬ ) બે બત્રીશીઓ

( ૧ ) અયોગવ્યવચ્છેદિકા ( ૨ ) અન્યયોગવ્યવચ્છેદિકા. આ બત્રીશીઓ વિવિધ છંદમાં છે. બન્નેના નામ પ્રમાણે બત્રીશ બત્રીશ શ્લોકો છે. પ્રથમ બત્રીશીમાં જૈન ધર્મ ખોટો છે એમ કહેનારની વાતને ગ્રંથકર્તા જૂઠી પાડે છે અને બીજી બત્રીશીમાં અન્ય દર્શનકારો પોતાના મત સત્ય છે એમ કહે છે એ વાત પર ચર્ચા કરી એના જૈન તરીકે જવાબ આપે છે. આ બીજી બત્રીશી પર મલ્લિષેણે સ્યાદ્વાદમંજરી નામની ૩૦૦૦ શ્લોકપ્રમાણ ટીકા લખી છે, જે બોંબે સંસ્કૃત સીરિઝમાં ( નં. ૮૩ ) પ્રો. આનંદશંકર બા. ધ્રુવે વિસ્તૃત ઉપોદ્દ્ઘાત નોટ સાથે બહાર પાડી છે. બત્રીશ શ્લોકમાં સર્વ દર્શનને તપાસી લેવા અને તેમાં એક અક્ષર પણ બીનજરૂરી કે વગર અર્થનો આવવા ન દેવો-એમાં ગ્રંથકાર લેખકનો ભાષા પર કાબૂ, દર્શનોનો અભ્યાસ અને સંસ્કારસ્વામીત્વ દાખવે છે. સ્યાદ્વાદમંજરી ન્યાયનો અદ્દભુત ગ્રંથ ગણાય છે અને એનું માન હેમચંદ્રાચાર્યને યોગ્ય શબ્દોમાં ટીકાકાર આપે છે.

## પ્રકીર્ણ

### સસેસંધાન કાવ્ય

આ નામનું કાવ્ય શ્રી હેમચંદ્રાચાર્યે બનાવ્યું છે એવો ઉલ્લેખ મળે છે. ગ્રંથ પ્રાપ્ત થતો નથી.

### દ્વિજવદન ચપેટા

લાલબાગના ભંડારમાં એની પ્રતિ છે. મારા જોવામાં એ ગ્રંથ આવ્યો નથી.

### અર્હન્નીતિ

આ ગ્રંથ વારસા દત્તકાદિ ધર્મશાસ્ત્ર ગ્રંથ છે. એનું કર્તૃત્વ નિર્ણીત નથી, તે પર કેટલીક ચર્ચા છે. તે પ્રસંગે હાથ ધરવામાં આવશે. આ ઉપરાંત **મહાદેવ સ્તોત્ર, અલંકાર વૃત્તિ વિવેક** અને **અર્હત્સહસ્રનામ સમુચ્ચય** વિગેરે **સ્તુતિ** ગ્રંથો અને વાદાનુશાસન નામનો યોગ ગ્રંથ તેમના નામ પર આવે છે. તે પર હજુ વિશેષ શોધખોળને સ્થાન છે.



# શ્રાવક જન તો તેને કહીએ....

'વૈષ્ણવ જન તો તેને કહીએ'-એ રાગ.

શ્રાવક જન તો તેને કહીએ, ચિત્ત શુદ્ધ જે ધારે રે;
જૈનપણું સાચું દરશાવે, જિન આજ્ઞા અનુસારે રે....શ્રાવક૦ ૧

વિવેક ભાસ્કર[૧] કરથી ભેદે, આત્મ અજ્ઞાન અંધારું રે;
હેય[૨] ત્યજી આદેય[૩] ગ્રહે જે, ઉત્સુક મુક્તિ ઉતારુ રે....શ્રાવક૦ ૨

શુભ કરણી જે કરે-કરાવે, અનુમોદંતો હીસે રે;
દ્રવ્ય-ભાવથી સહુ વ્યવહારે, શુચિતા રાખી હીસે રે....શ્રાવક૦ ૩

ભૂતમાત્રમાં[૪] મૈત્રી ધરાવે, ગુણ ભાળી આનંદે રે;
વિપરીત પ્રત્યે કરે ઉપેક્ષા, પરદુઃખે અનુકંપે રે....શ્રાવક૦ ૪

સત્ય વચન ને ન્યાયીપણાની, છાપ કદી ન ભુંસાયે રે;
પવિત્ર જાસ ચરિત્રાદર્શે, કલંક કો ન જણાયે રે....શ્રાવક૦ ૫

પરસ્ત્રી પ્રત્યે માત બ્હેન ને, પુત્રી દૃષ્ટિ રાખે રે;
સ્વપ્ને પણ ભ્રૂભંગ ન જેનો, વિકાર રેખા દાખે રે....શ્રાવક૦ ૬

દીન દુઃખી સેવાના કાર્યે, સ્હાય કરે વણમાગ્યું રે;
પરોપકારકરણનું જેને, વ્યસન વસમું લાગ્યું રે....શ્રાવક૦ ૭

સપ્ત વ્યસનને દૂર કરંતો, ભક્ષ્યાભક્ષ્ય સંભાળે રે;
દ્રવ્ય-ભાવથી શૌચ ચરંતો, સદાચાર શુભ પાળે રે....શ્રાવક૦ ૮

તત્ત્વદૃષ્ટિની કરી મિમાંસા, આત્મસ્વરૂપ અવધારે રે;
જડ ચેતનનો ભેદ જાણીને, દેહાધ્યાસ વિસારે રે....શ્રાવક૦ ૯

પાપ ત્યજીને પુણ્ય આદરી, આશ્રવ બંધ નિરોધે રે;
સંવર સેવી કરી નિર્જરા, માર્ગ મુક્તિનો શોધે રે....શ્રાવક૦ ૧૦

અસિ-મ્યાનવત્ આત્મ દેહથી, જાણી ભિન્ન પ્રતીતે રે;
સ્વરૂપાચરણે ક્રમે કરીને, પ્રગતિ કરે સુરીતે રે....શ્રાવક૦ ૧૧

દેવ અર્હપણ, ગુરુ નિર્મલ ને, ધર્મ શુદ્ધ આરાધે રે;
અસત્ દેવ ને ગુરુ ધર્મની, છાયા પણ ન જ બાધે[૫] રે....શ્રાવક૦ ૧૨

શંકા જિનવચને નવ આણે, અવિતથ જાણી પ્રમાણે રે;
સંશયસ્થાને કાળદોષ ને, મંદમતિ નિજ માને રે....શ્રાવક૦ ૧૩

---

૧. વિવેકરૂપ સૂર્યના કિરણથી ૨. ત્યજવા યોગ્ય. ૩. ગ્રહણ કરવા યોગ્ય.
૪. જીવમાત્રની પ્રત્યે. ૫. તેની છાયા પણ બાધ કરે તેવી રીતે ન લેય.

  

શખે નહિં કાંક્ષા પરમતની, જિનમત-રત્નશું[1] પ્રીછે રે;
તે પામી ઈંદ્રાદિ પદની, પ્રાપ્તિ પણ નવિ ઈચ્છે રે....શ્રાવક૦ ૧૪

પરમત ઉત્કર્ષે ન પ્રશંસે, રહે સંસ્તવથી[2] દૂરે રે;
પૂજા ચમત્કારાદિક પેખી, વ્યામોહે નવ ઝૂરે[3] રે....શ્રાવક૦ ૧૫

વૃદ્ધિ કરંતો દિન દિન પ્રત્યે, આત્મિક ગુણસમૂહે રે;
ઉપબૃંહન[4] પરગુણનું કરતો, નિજ ગુણને ઉપગૂહે[5] રે....શ્રાવક૦ ૧૬

પોતાને અને પરને પ્રેમે, ધર્મપથે સ્થિર ધારે રે;
કુમતિ-પંકે પડતાં વારે, ભાવદયા અનુસારે રે....શ્રાવક૦ ૧૭

આત્મ સમા સહુ જીવ જાણીને, સાધર્મિક નિજ માને રે;
તન મન ધનથી સાર કરંતો, વત્સલતા ખૂબ આણે રે....શ્રાવક૦ ૧૮

પ્રભાવના કરે આત્મધર્મની, દર્શન જ્ઞાન પ્રભાવે રે;
સત્શ્રુત આદિનું જનતામાં, કરે પ્રભાવન ભારે રે....શ્રાવક૦ ૧૯

નિત નિત નિર્મળ રત્નત્રયીનું, ભૂષણ ધરતો અંગે રે;
શમ સંવેગાદિ ગુણવંતા, વૈરાગી અંતરંગે રે....શ્રાવક૦ ૨૦

સત્ક્ષેત્રે દે દાન પ્રમોદે, શીલ સુનિર્મલ પાળે રે;
તપ બાહ્યાંતર કરે શક્તિશું, ભાવ શુભ્ર સંભાળે રે....શ્રાવક૦ ૨૧

યતનાથી જીવરક્ષા પાળે, રાચે નહિં આરંભે રે;
શાસ્ત્રપરિચય કરતો પ્રેમે, ક્રિયા કરે નિર્દંભે રે....શ્રાવક૦ ૨૨

રહ્યો સંસારે પણ સંસારી-રંગે નવ લેપાયે રે;
જલમાં કમલ રહ્યું છે તોયે, જલનો સંગ ન થાયે રે....શ્રાવક૦ ૨૩

શ્રદ્ધાનું બખ્તર દઢ પ્હેરી, ઢાલ વિવેકની ધારી રે;
શ્રાદ્ધ સુભટ સન્નદ્ધ[6] થઇ નિત્યે, શાસન રક્ષણકારી રે....શ્રાવક૦ ૨૪

સત્સાધુની ભક્તિ કરતો, જિનવર દેવ પૂજંતો રે;
સપ્તક્ષેત્રને પુષ્ટ કરંતો, સુશ્રાવક જયવંતો રે....શ્રાવક૦ ૨૫

મુક્તિમાર્ગનો મહાધાર[7] જે, શાસનસ્થંભ કહાયે રે;
સર્વ ક્ષેત્રમાં વિજયવંત જે, સાચો જૈન ગણાયે રે....શ્રાવક૦ ૨૬

નામજૈન જગમાં છે ઝાઝા, ભાવજૈન તો થોડા રે;
**સુમનોનંદન** પદ તે નિશ્ચે, પામે વ્હેલા મોડા રે ...શ્રાવક૦ ૨૭

**ભગવાનદાસ મનઃસુખભાઈ મહેતા**

---

૧. રત્ન જેવું. ૨ પરિચયથી. ૩. મોહ ન પામે ને ચિંતા પણ ન કરે. ૪. વૃદ્ધિ, પરગુણ પ્રકાશનરૂપે. ૫. ઢાંકે, આચ્છાદે, છુપાવે-પોતાના ગુણ, ગુપ્ત ગણે, ૬. સુસજ્જ, હથિયારબંધ ( ભાવથી ). ૭. મહા આધારભૂત.

# રત્ન–સંચય

૧ ગુણવાન સજ્જનોની સેવા–પર્યુપાસનાથી જ્ઞાનમાં વૃદ્ધિ થાય છે.
૨ તપસ્વી મહાત્માના સંપર્કથી ઇશ્વરભજન અને ધ્યાનની વૃદ્ધિ થાય છે.
૩ માતાપિતા કુટુંબ પરિવારની સંગતથી મોહ વૃદ્ધિગત થાય છે.
૪ ધન ઉપાર્જન કરવામાં દત્તચિત્ત થવાથી લોભની વૃદ્ધિ થાય છે.
૫ મૂર્ખ, ગમાર, મૂઢ, નગુણાની સોબતથી ક્રોધની માત્રા વધે છે.
૬ સ્ત્રીનો સંગ કરવાથી કામવિકાર વધે છે.
૭ કવિઓના સહવાસથી બુદ્ધિ, વિવેક અને સદ્વિચારમાં વૃદ્ધિ થાય છે.
૮ સંત મહાત્માઓની સોબતથી સર્વ પ્રકારની સિદ્ધિ મળે છે.
૯ ઇચ્છા, તૃષ્ણા જતાં ચિંતા નષ્ટ થાય છે, મન આનંદમય બને છે. જેણે ઇચ્છા, તૃષ્ણાનો નાશ કર્યો છે તે સાચો શહેનશાહ છે.
૧૦ મન અને ઇન્દ્રિયરૂપી ઘોડા ઉપર સ્વાર થનાર સાધુ પુરુષ કોઈ વિરલ હોય છે.
૧૧ શરીર ઉપર ભભૂતિ લગાડી, ભગવાં વસ્ત્રો ધારણ કરી, શરીરને યોગી ઘણા બનાવી શકે છે, પરન્તુ સત્ય વાત એ જ છે કે મનને જ યોગી બનાવવું જરૂરી છે.
૧૨ જીવને શરીર સાથેનો સંબંધ અનાદિ કાળનો છે, તેથી જીવને શરીર એ જ હું એવો ભ્રમ પેદા થયો છે અને શરીર તે પોતે છે એમ માનીને તેની સેવામાં આયુષ્ય પૂરું કરી, ફરી ફરી ચોરાશી લક્ષ જીવાયોનિમાં જન્મ અને મરણને પ્રાપ્ત કરે છે.
૧૩ જન્મ–મરણ ઉભયને ટાળવા માટે સંત મહાત્માનો સંગ કરવો. તે સંત મહાત્મા "હું કોણ" એનું ભેદજ્ઞાન બતાવશે, જીવનું મૂળથી માંડી અંત સુધીનું સ્વરૂપ કહેશે અને તેથી તારું સહજ સ્વરૂપ તું ઓળખશે ત્યારે તેમાં તન્મય થવા તું યોગ્ય પ્રયત્ન કરશે એટલે જન્મ–મરણના ફેરાઓ સ્વાભાવિક રીતે ટળી જશે.
૧૪ સદ્દગુરુનાં વચન ઉપર વિશ્વાસ રાખી તું તારું સ્વરૂપ ઓળખી લે અને સમજી લે. પછી તે બાબતમાં તારું ચારિત્ર સુધારી લે એટલે તને સદ્દગુરુ શિવનગરની ટિકિટ જરૂર આપશે.
૧૫ તું માત્ર આ દૃશ્ય એવા જગતનો દ્રષ્ટા માત્ર બની રહે, જગતની સ્પર્શાતી, ચખાતી, સુંઘાતી, જોવાતી અને સંભળાતી કોઈ પણ વસ્તુઓ તારી નથી; માત્ર તું તેનો જ્ઞાતા અને દ્રષ્ટા છો એમ માની લે અને તારા નિજ સ્વરૂપમાં લીન થા.
૧૬ આત્મધર્મ, પુદ્દગલધર્મ, મનોધર્મ વિગેરે ધર્મના ભેદજ્ઞાનની સમજણ જૈનધર્માનુયાયીને અવશ્ય હોવી જોઇએ.

વિદ્યાર્થી રિખવદાસ હીરાચંદ વહોરા
માંગરોળ. ( કાઠિયાવાડ )

## માનવકુળનો એક મહાદોષ

# આત્મશ્લાઘા

**મા**નવજીવનમાં સ્વસ્તુતિ અથવા સ્વગુણની પ્રશંસા સાંભળવાની વૃત્તિ સ્વાભાવિક રીતે અનાદિ કાળથી રહેલી જ છે. ક્રોધ–લોભાદિને થોભ દેનાર પણ માન આગળ ગળી જતા જોવાય છે કેટલીક વાર ધન કરતાં પણ માનની કિંમત વધુ અંકાય છે, તેથી માન એ મીઠું ઝેર ( Sweet Poison ) છે. અને દુર્નિવાર્ય છે. માન આપવાથી કે સ્તુતિ કરવાથી યાને સામાના છતા–અછતા ગુણની પ્રશંસા કરવાથી સાંભળનાર વ્યક્તિ ખૂબ પ્રસન્ન થાય છે. આ પ્રમાણે સમગ્ર જગત પર ન્યૂનાધિકપણે માનનું સામ્રાજ્ય પ્રવર્તતું જોવાય છે.

આ માન ત્યાં સુધી ઠીક ગણાય કે જ્યાં સુધી તે અન્યદ્વારા પ્રાપ્ત થતું હોય. અર્થાત્–અન્યદ્વારા સ્તુતિ અથવા ગુણપ્રશંસા થાય ત્યાં સુધી તો તે શોભે છે, પણ માણસ પોતે ઊઠીને જ્યારે પોતાને માટે માનની માંગણી કરે છે, પોતે જ જ્યારે પોતાની સ્તુતિના બણુગા ફૂંકવા માંડે છે, મનુષ્ય પોતે જ જ્યારે આત્મ-શ્લાઘા કરવા મંડી જાય છે ત્યારે એ આખી વસ્તુ ખૂબ જ ઘૃણાસ્પદ બની જાય છે અને તેનામાં રહ્યા–સહ્યા ગુણો પણ વિદાય લે છે. તે સાથે જગત પણ પાછળથી તેની હાંસી કરે છે; કારણ કે પોતાને મોઢે પોતાની પ્રશંસા કદી શોભા પામતી નથી.

માન મેળવવાનો રસ્તો નીતિકાર આ પ્રમાણે બતાવે છે:–

> स्वयं तथा न कर्तव्यं, स्वगुणाख्यापनं पुनः ।
> स्वगुणाख्यापकं युक्त्या, परद्वारा प्रयोजयेत् ॥ १ ॥

અર્થાત્ પોતાના ગુણનું આખ્યાન પોતાના મુખે ન કરવું, પણ પોતાના ગુણાનુવાદ યુક્તિપૂર્વક અન્યદ્વારા પ્રયોજવા ( વર્તમાનમાં જેમ માનપત્રાદિની વ્યવસ્થિત યોજના પરદ્વારા કરાય છે તેમ. )

આ તો નીતિની વાત થઈ એટલે તે તો બીજા દ્વારા પોતાના ગુણો ગવરાવવાનું કહે તે સંભવિત છે, પણ પ્રગતિવાંછક વ્યક્તિ તો એ માર્ગ પણ ન ઇચ્છે.

* * *

પોતાના મુખે પોતાના છતા–અછતા ગુણોની પ્રશંસા કરનારનો આ જગતમાં તોટો નથી. એવા અનેક માણસો જોયા છે કે જેઓ જ્યારે મળે ત્યારે પોતાના

ગુણોનું જ પારાયણ માંડે! 'હું આમ છું ને હું તેમ છું,' એ સિવાય બીજી વાત જ નહિ અને જ્યાં અહંપદ આવ્યું ત્યાં બીજાની નિન્દા પણ સાથેસાથ થઈ જાય છે. આ રીતે વિવેકભ્રષ્ટ થયેલા માણસો કેટને નીચે ઊતરતા જાય છે એની તેઓને તો કલ્પના પણ થતી નથી.

આત્મશ્લાઘાનો આ રોગ અમારા પૂજ્ય કહેવાતા ત્યાગીગણમાં પણ કોઇ કોઇ સ્થળે નજરે પડે છે એ " सलिलादग्निरुत्थितः "–પાણીમાંથી અગ્નિ પ્રગટવા જેવો વિષમ બનાવ છે અન્યથા સવા હાથની લાંબી પહોળી કંકોત્રીઓની હરીફાઇ થાય ? કોઇએ દીધા વિનાના અને પોતાને અણછાજે તેવા વિશેષણોની હારમાળા પોતાના નામની આગળ લખાવાય ખરી ? નામના માટે સમાજના દ્રવ્યનો મિથ્યા વ્યય થાય ખરો ? પોતાનાં જીવતાં પોતાના ફોટાઓ, ચિત્રિત છબીઓ અને પોતાની પ્રતિમાઓ સુદ્ધાં તૈયાર કરાવાય ખરી ? ત્યાગી જીવનને આ સર્વ શોભાસ્પદ છે કે કેમ ? તે તેઓ જ વિચારી જુએ. વિવેકનો ઉપયોગ જીવંત હોય તો આ સર્વ આત્મશ્લાઘાના માર્ગો બંધ જ થઇ ગયા હોય. આટલું સ્વાભાવિક રીતે પ્રાસંગિક લખાયું છે તેમાં અવિવેક થયો હોય તો ક્ષમા ચાહું છું.

આગળ ચાલતા સુભાષિતકાર કહે છે કેઃ—

परैः प्रोक्ता गुणा यस्य, निर्गुणोऽपि गुणी भवेत् ।
इन्द्रोऽपि लघुतां याति, स्वयं प्रख्यापितैर्गुणैः ॥ ६ ॥

અર્થાત્—મનુષ્યમાં અન્યદ્વારા ગુણોનું આરોપણ થાય તો તે નિર્ગુણી હોય તો પણ ગુણી થાય છે—ગણાય છે અને પોતાના મુખે પોતાના ગુણોનું વાદન કરવાથી ઇન્દ્ર જેવો સમૃદ્ધિશાલી પણ લઘુતા પામે છે.

**સારાંશ** કે-સ્વમુખે સ્વપ્રશંસા યાને આત્મશ્લાઘા કરવાથી છતા ગુણો પણ અવરાઇ જાય છે અને લોકમાં પુષ્કળ લઘુતા થાય છે, કારણ કે સર્વ ઠેકાણે સર્વ જનો એટલા મૂર્ખ નથી હોતા કે તમારી ગુણાવળી તમારા મુખે સાંભળી તે સાચી માની લે. તેથી પ્રતિપક્ષે અન્યદ્વારા જો પ્રશંસા થાય તો તે શ્લાઘનીય ગણાય છે. તેવે વખતે પણ સુજ્ઞ વ્યક્તિએ તો પોતાની દષ્ટિ નીચે ઢાળી દેવી જ જોઇએ—તેને એવી સ્વસ્તુતિ પણ ન ગમવી જોઇએ. આ ભાવ આવે તો જ ગુણોનો વધુ ને વધુ વિકાસ થાય છે.

**રાજપાળ મગનલાલ વહોરા**



# પ્રભાવિક પુરુષો

## ચેડા મહારાજા

### ( ૩ )

"સ્વામિન્ ! આપે શું મગધરાજના દૂતને પાછો ફેરવ્યો એ વાત સાચી છે ? ભારતવર્ષમાં જેની વિજયપતાકા અસ્ખલિત રીતે ફરફરી રહી છે, જે ઋદ્ધિ-સિદ્ધિ અને વેપાર-વાણિજ્યમાં અગ્ર સ્થાન ધરાવે છે અને જેને મંત્રીશ્વરોમાં ધુરિપદે વિરાજમાન એવો **અભયકુમાર** મહા-અમાત્ય છે, એવા ગૌરવવંતા રાજ્યનો નૃપતિ આપણી દુહિતાનાં કરની માંગણી કરવા લલચાય-એ સારુ દૂત મોકલે, આવા સુંદર યોગનો લાભ લેવાના અવસરે આપ કુલીનતાનો હાઉ આગળ ધરી 'લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મોં ધોવા જવા જેવું' કરો અથવા તો એને અપમાનિત કરી વિદાય આપો એ શું વ્યાજબી લેખાય ? કદાચ સંબંધ જોડવાની વાત રુચતી ન પણ હોય, છતાં સમાનધર્મીના સંબંધથી પણ એની સાથેનું વર્તન સલુકાઈભર્યું હોવું ઘટે એમ આપશ્રીને નથી લાગતું ? "

" મહાસતી ! તમારી વાણી સાકરથી પણ અતિ મીઠી લાગે છે, એમાં અંતરાળે ઉપાલંભ છે છતાં એ એવી રીતે મિશ્ર કરાયેલ છે કે એ સાંભળતા દુઃખ લાગે તેમ નથી. મારે કહેવું જોઇએ કે શ્રવણ કરેલ વ્યતિકરમાં સમજફેરનો ભાગ વધારે છે. એ પાછળનું રહસ્ય જુદું જ છે."

" મહારાજ ! સારાયે નગરમાં આજે એક જ વાર્તા પ્રસરી રહી છે કે 'મગધેશની સગાઇ સંબંધી માંગણી આપે હસી કાઢી, કુલીનતામાં ઊણપ દેખાડી, દૂતને તિરસ્કારી વિદાય કરી દીધો.' મારી વિશ્વાસુ દાસીના સાંભળેલા આ સમાચાર છે. "

" શું આ હકીકત મારી પ્રજામાં ચર્ચાનો વિષય થઈ પડી છે ? "

" નાથ ! આપ એમ સમજો છો કે વિશાલા નગરીની પ્રજા રાજાના દરેક કાર્યો, બંધ આંખે અને મુંગે મોંએ, કેવળ ઉપેક્ષા ભાવથી ચલાવી લે ? જો આપને ખોટું ન લાગે તો એ પાછળ કેવી લોકવાયકા પ્રવર્તે છે એ જાણવા જેવી છે. તારુણ્યના આંગણે આવી ઊભેલી સ્વઅંગજાઓ તરફનું એક પિતા તરીકેનું આપનું વર્તન જનતાની નજરે વાસ્તવિક લાગતું નથી. એમાં પ્રજાને કર્તવ્ય-ચ્યૂતિનો સ્પષ્ટ ભાસ થાય છે. "

" અહો ! અંતઃપુરના કમરા સુધી પહોંચેલી આ સમસ્યા કેમ મારા કાન સુધી ન આવી એ આશ્ચર્યની વાત છે. "

" એમાં આશ્ચર્ય જેવું શું છે ? સંતાનોની ચિંતા મા-બાપે રાખવી જોઇએ એ સનાતન ધર્મ છે. આપ રાજ-કાર્યની અન્ય વિચારણાઓમાં એ વાત ઉવેખી મૂકો તો પણ મારે તો એ તરફ લક્ષ્ય આપવું જ પડે. માતૃહૃદયની એ એક વિલક્ષણતા છે. "

"અરે ! હું ભૂલ્યો, મેં તો વિવાહ-સંબંધ જોડવાના 'પણ' લીધા છે. એ બાબતની વાતમાં મારાથી ન જ પડાય."

"મહારાજ ! પ્રતિજ્ઞા લેવી સુલભ છે, એમાં રહેલ દોષ-રેખા નિહાળવી એની પણ ના નથી; છતાં એ વાત પણ જોડે ભૂલવાની નથી કે આપણો વાસ હજુ સંસારમાં છે. સંતાનોમાં યોગ્ય પસંદગી કરવાની શક્તિ ખીલવ્યા સિવાય-પોતાના ભાવિ જીવનનું શ્રેય શામાં છે એની પારખ કરવાનું ખમીર પ્રગટાવ્યા સિવાય કેવળ 'પણ' લઈ લેવા એ તો જવાબદારીમાંથી છટકી જવા જેવું લેખાય."

"મહારાણી ! તમારા સરખી ક્ષત્રિયાણીના મુખે આ જાતની દલીલ ન જ શોભે. ક્ષત્રિયકન્યાઓ ઘણુંખરું સ્વયંવરા જ હોય છે. સ્વતંત્રતા અને સ્વાવલંબન એ તો સૌ કોઈને પ્રિય હોય છે. મારી તનુજામાં એ શક્તિ છે એની પાકી ખાત્રી કરી લીધા પછી જો હું એમાં વડીલ તરીકેના અધિકારથી આડો આવું તો ઉભય પ્રકારે દોષપાત્ર લેખાઉં. તેથી તો હું વ્રતની આડ ધરી ખસી ગયો છું."

"મહારાજ ! આપનો આંતરિક ભાવ હું સમજું છું. સાથે સ્વયંવર પાછળનો આશય પણ મારા ધ્યાન બહાર નથી, છતાં એ માટેની તાલીમ અને વ્યવસ્થા કોના શિરે ? આપની માફક હું પણ એક બાજુ થઈ જાઉં તો મારી કન્યાઓના ભાવી માટે શું સમજવું ? મારા અનુભવ પ્રમાણે અને માતા તરીકેની ફરજ તરીકે મેં દરેક કન્યાઓને ધર્મ અને નીતિના વિષયમાં યથાશક્ય નિષ્ણાત બનાવી છે. એમ કરવામાં મેં આપની રાહ જોઈ નથી. એના પ્રતાપે હજુ સુધી આપણી પુત્રીઓએ લીધેલા માર્ગમાં આપણને ઝાંખપ લાગે કે અસંતોષ ઉદ્‌ભવે તેવું કંઈ પણ બન્યું નથી."

"હું સમજ્યો. આ તો '**એક માતા સો શિક્ષકની ગરજ સારે**' એ ઉક્તિ અનુસાર તમે બજાવેલ ફરજનો મારા મુખે એકરાર કરાવી, પોતાની જાતના વખાણ કરાવવા સારુ આ લાંબી ચર્ચા ઉપસ્થિત કરી જણાય છે. ખુશીથી એ માટે મહારાણી ! હું તમારી ભારોભાર પ્રશંસા કરું છું. તમ સરખી પત્ની મેળવવા માટે મારી જાતને પણ અહોભાગ્ય માનું છું."

"સ્વામિન્ ! આપ કેમ મજાકના માર્ગે વળો છો ? મેં પ્રથમ કહ્યું છે અને ફરીથી કહું છું કે સંતાનના શ્રેય સારુ માતા કે પિતા જે કંઈ કરે છે એમાં નથી તો ઉપકારની માત્રા કે નથી તો ધન્યવાદની જરૂર, કેવળ ફરજ તરીકે એ થવું જ ઘટે. આપે ન કર્યું ને મેં કર્યું એ મામુલી વસ્તુ છે. હું કંઈ આપનાથી જુદી નથી. લંબાણ ચર્ચાનો હેતુ તો એ છે કે આપ પ્રજાના મનોભાવ સમજો. આપની પ્રતિજ્ઞા ન તૂટે એ સારુ મારો આશીર્વાદ છે. હવે જે કાર્ય અમારું છે એમાં આપ આડે ન આવો. એટલે બસ."

"મહાસતી ! હું ક્યાં આડે આવ્યો છું ? મને બતાવો તો ખરા કે-મેં પ્રભા

કે પદ્મા આદિ કઇ દીકરીના સંબંધમાં ભૂલ કાઢી છે ? "

"નાથ! આકળા ન થાઓ. જ્યારે વાત વિવાહની હતી ત્યારે મગધના દૂતને અમોને જરા પણ ખબર કર્યા સિવાય-એ સંબંધમાં અમારું મંતવ્ય જાણ્યા સિવાય આમ એકાએક વિદાય કરી દેવાની જરૂર નહોતી."

આ સંવાદ આગળ વધે તે પૂર્વે આપણે પરિસ્થિતિ જોઇ લઈએ. જે સમયની વાત ચાલી રહી છે એ વેળા ચેટક મહારાજની સાત દીકરીઓમાંની પાંચ તો પોતાની પસંદગી અનુસાર જુદા જુદા દેશના રાજવીઓ સાથે પરણી ચૂકી હતી. જયેષ્ટા ક્ષત્રિયકુંડના રાજવી અને પ્રભુ શ્રી વર્ધમાનના વડીલ ભ્રાતા નંદીવર્ધનની પ્રાણવલ્લભા થઇ હતી. બીજી શિવસુંદરી યાને **શિવા** અવંતિપતિ ચંડપ્રદ્યોતની અને ત્રીજી **પ્રભાવતી** સિંધુ-સૌવીર દેશના સ્વામી ઉદાયનની પટરાણી થઇ હતી. **મૃગાવતી**ની પસંદગી કોશાંબીના રાજા શતાનીક પર ઊતરી હતી, જ્યારે પાંચમી **પદ્માવતી**એ ચંપાપતિ દધિવાહનના શિરે સ્વપ્રેમનો કળશ ઢોળ્યો હતો. હજુ પણ સુજયેષ્ઠા અને ચેલણા નામે બે બ્હેનો તારુણ્યના આંગણે આવી ઊભેલી છતાં યોગ્ય પસંદગીના અભાવે કુંવારી હતી. ઉભય વચ્ચેનો સ્નેહ અતિ ગાઢ હતો અને દેખાવ પણ એવો હતો કે એકના બદલે બીજી સામે ઊભી રહે તો નામ દેવામાં પણ ભૂલ થઇ જાય. આમ છતાં ચેલણા કરતાં સુજ્યેષ્ઠામાં સ્વાભિમાનની માત્રા કંઇક વધુ હતી. સૌ બ્હેનોમાં એનું મનોબળ અતિ મજબૂત લેખાતું.

રાજગૃહીના શ્રેણિક મહારાજે સુજ્યેષ્ઠાના રૂપ-ગુણની વાર્તા એક તાપસીમુખે જ્યારથી સાંભળી હતી ત્યારથી તેમના મનમાં એની સાથે વિવાહસંબંધ બાંધવાનો કોડ જાગ્યો હતો. પણ વિશાળાપતિ ચેટકરાજ અને મગધપતિ શ્રેણિક મહારાજ વચ્ચે બરાબર મેળ નહોતો. રાજતંત્ર ચલાવવાની ઉભયની પદ્ધતિઓ વચ્ચે આસમાન જમીનનું અંતર હતું. એક ગણરાજનો હિમાયતી હોઇ નવા રાજ્ય જીતી પોતાના રાજ્યનો વિસ્તાર વધારવામાં ઉત્સુક નહોતો, ત્યારે બીજો નાનાં રાજ્યો પર ચઢાઈ કરી, વિશાળ સામ્રાજ્ય જમાવવાની અભિલાષા સેવનાર હતો. આ ઉપરાંત ક્ષત્રિય જાતિ તરીકે સમાનતા છતાં કુલીનતાની દૃષ્ટિએ ચેટકરાજ ઉચ્ચ લેખાતો. આ સર્વ વિવિધતામાં એક સમાનતા ઊડીને આંખે વળગતી અને તે સમાનધર્મીપણાની ! ઉભય પ્રભુ શ્રી મહાવીર દેવના ઉપાસકો હતા. આટલી ટૂંકી નજર ફેંકી વાર્તાપ્રવાહમાં આંગળ વધીએ.

તમે ઉપર જોયું કે એક તરફ મગધના સ્વામી સહ-ચેટકરાજના ગૃહિણી મહાસતીનો પોતાની દીકરીનો સ્નેહસંબંધ જોડવાનો ઇરાદો હતો. બીજી બાજુ સુજયેષ્ઠા પ્રત્યે શ્રેણિકભૂપને સહજ આકર્ષણ જન્મેલું હોવાથી એ પણ સંબંધ બાંધવા તૈયાર હતો, જ્યારે વિશાળાપતિ ચેટક મહારાજ પોતે આ જાતનું જોડાણ

પસંદ કરતા નહોતા. આમ છતાં શરીર-સંબંધથી જોડાવાની આખરી સત્તા તો યુવાન પુત્રી સુજ્યેષ્ઠાના હાથમાં જ હતી. અલબત્ત એ વિષયમાં દીકરીને માતા તરફથી અવનવી સૂચનાઓ આડકતરી રીતે એટલે કે સખીઓ દ્વારા મળતી હતી. ભારતવર્ષમાં એ કાળે મગધની કીર્તિસુવાસ ઓછી નહોતી પ્રસરી. એ એક જબરું સામ્રાજ્ય લેખાતું. એની યશકલગી સામે વીતભયપટ્ટણ, અવંતિ અને કૌશાંબી ઝાંખા જણાતાં; એટલે દૂતના આવાગમન પૂર્વે કેટલાય સમયથી એવા મહાન્ રાજ્ય સાથે સંબંધ સાંકળવાના-સુજ્યેષ્ઠા એ રાજ્યની અધિષ્ઠાત્રી બને તેવા મનોરથની માળા વિશાલા નગરીના અંતઃપુરમાં ઉદ્ભવી ચૂકી હતી. તે કારણે જ મહાસતીએ દૂતનો વિદાય-પ્રસંગ સાંભળ્યો, ત્યારે માત્ર એમને અતિદુઃખ થયું એટલું જ નહિ, પણ હાથમાં આવેલી એક સુંદર તક ચાલી ગઈ એમ જણાયું અને એ વાતમાં મહારાજે અકારણ ઉતાવળ સેવીને વાત વીણુસાડી દીધી એમ સ્પષ્ટ ભાસ્યું. તેથી એ ચર્ચા શરૂમાં જોઇ ગયા તેમ અતિ મહત્ત્વની થઇ પડી.

ચેટકરાજને પ્રજામાં ચાલી રહેલ આ વિષયનો વાર્તાલાપ ખાસ અસર કરે તેમ નહોતું. તેમ એટલી ખાતરી પણ હતી કે જ્યાં લગી સુજ્યેષ્ઠાની પોતાની વૃત્તિ મગધેશ પ્રતિ વળે નહીં ત્યાં સુધી આ સંબંધ હવામાં અધર લટકતો હતો, છતાં વહાલીદેવીના આગ્રહથી આ જાતના સંધાણ સામે પોતાનો વધુ વિરોધ કયા કારણે હતો એ પ્રકાશવાની જરૂર જણાઇ. વળી મહાસતીને એ વાત કહ્યા સિવાય તેમનું મગધ તરફનું વલણ બદલાય તેમ હતું પણ નહીં એટલે તેઓ બોલ્યા—

" દેવી ! જગતના માનવીઓ માને કિંવા ન પણ માને, છતાં કેટલાક વિષય એવા છે કે એમાં બુદ્ધિબળ કરતાં શ્રદ્ધાબળ વધુ કામ લાગે છે. એ જાતના વિષયોમાં ધર્મ, જ્યોતિષ અને આરોગ્યનો સમાવેશ સહજ કરી શકાય. મારી તો એ સંબંધમાં ખાસ ખાતરી થઈ ચૂકી છે કે દલીલબાજીમાં ઊતર્યા વગર કેવલ શ્રદ્ધાના જોરથી-અંતરના અવાજથી-એવા પ્રસંગે કામ કરવું. એક વાર પંડિતમંડળીની ગોષ્ઠી પૂરી થયા પછી હું અને આપણા નામીચા જ્યોતિષી ઉદ્યાનમાં સહજ આંટા મારી રહ્યા હતા; તેવામાં વિશાલાનગરીના ભાવિ સંબંધમાં સહજ પ્રશ્ન ઉઠ્યો. ગ્રહ-નક્ષત્ર અને યોગ-રાશિના આંક તો જેની જિહ્વાએ નાચી રહ્યા હતા એવા એ પંડિતે કહી દીધું કે 'મહારાજ! આ ધરતી પર થોડા વર્ષોમાં આપત્તિનાં ઘેરાં વાદળ ઘેરાવાનાં; અને તે પણ કોઈ બહારની અતુલ સત્તાના આક્રમણથી નહીં, પણ સમીપવર્તી મગધરાજ તરફથી જ-દૌહિત્રના હાથથી જ! જ્યોતિષ તો એવો યોગ દાખવે છે-માનવું યા ન માનવું એ આપની ઇચ્છાની વાત છે. થવું યા ન થવું એ ભાવીભાવ પર અવલંબે છે.

સામાન્ય પ્રશ્ન અને એનો અચાનક ઉદ્-

ભવ થયેલ છતાં જ્યારે એનો આવો જવાબ મારા કર્ણરંધ્રમાં અથડાયો ત્યારે જે ગમગીની પ્રગટી તે મારું અંતર જાણે છે. ચિરકાળથી અથાગ પરિશ્રમે પોષેલ એકાદ પુષ્પ-ફળથી મનોહર વૃક્ષ એકાએક સખત વાયુના સપાટામાં હતું ન હતું થઈ જાય તેમ મારી પ્રિય જન્મભૂમિની ભાવિ દશા શ્રવણ કરતાં મને સખત ક્ષોભ ઉદ્ભવ્યો. આવો પ્રશ્ન શાથી ઊઠ્યો એ એક અણુઉકેલ્યો કોયડો છે, છતાં મારે કહેવું જોઈએ કે એ પ્રસંગ પછી મારા અંતરમાં મગધદેશને લગતી કંઈ પણ વાત અવશ્ય આંખના કણા માફક ખુંચે છે. એ નામ સાંભળતાં જ સહજ ગુસ્સો પ્રગટે છે ગણુરાજ્યનો હિમાયતી હું એ વેળા ન કરવાનું કરી બેસું છું. જો દૂતને અપમાન પહોંચ્યું હોય તો એમાં પણ ઉપરનું જ કારણ છે. જન્મભૂમિની ભાવી દશાનો ચિતાર મને વલોવી નાંખે છે અને મન વિહ્વળ બનાવી દે છે કુલીનતાનું માપ એ તો બાહ્યનો જનતાને સમજાવવા પૂરતો સધિયારો છે. અંતરમાં તો મગધ સામેની સૂગ ઉપરના કારણે છે."

રાણી બોલી-"મહારાજ! આપ સરખા ધર્મજ્ઞ, અલોભી અને અલ્પકાંક્ષી માટે આ પ્રકારની અગ્રચિંતા હેતુશૂન્ય છે. ભવિતવ્યતા મિથ્યા થનાર જ નથી ત્યારે એ સંબંધી ચિંતાના વર્તુળોમાં અથડાવાનું શું પ્રયોજન? શા સારુ વર્તમાન તરફ ન જોવું? કઇ ધરતી કે કઇ નગરી શાશ્વત રહેવાની છે? રાજા તો નિમિત્તરૂપ છે જન્મભૂમિ અને જનતાના શ્રેય-સંરક્ષણ અર્થે યથાશક્ય પ્રયાસ કરવા એ તેનું કાર્ય છે. સફળતા કિંવા નિષ્ફળતા એ કર્માધીન વસ્તુ છે. એ તરફ પુરુષાર્થી આત્મા દૃષ્ટિ સરખી પણ નાંખતા નથી. વળી એક વેળા આપ કહેતા હતા કે-'જ્યાં લગી વિશાલા નગરીમાં પવિત્ર 'સ્તૂપ' મોજુદ છે ત્યાં લગી એનું ભવિષ્ય ઉજ્જવળ છે. આજે તો એ પૂનિત સ્થાન સારીયે પ્રજાનું યાત્રાસ્થળ છે, તો પછી આવા વિચારને શા માટે હૃદયમાં સ્થાન આપો છો? પ્રભુ શ્રીવીરના ઉપાસક માટે-આત્મા અને કર્મની રમતના જાણકાર માટે અનાગત કાળની ચિંતા કરવાપણું ન જ હોય; એ તો ચાલુ કાળમાં પોતાનો ધર્મ બજાવે જાય. સમયના ચક્રમાં રંચમાત્ર આઘુંપાછું કરવાની જ્યાં કોઇ પણ આત્માની શક્તિ નથી ત્યાં એની વિચારણા પાછળ ફોગટ ફાંફાં શા મારવાં? માટે એ વાત મનમાંથી આપ કાઢી નાંખો. આજથી હું પણ મગધને અને એના સંબંધને વિસારી મૂકું છું"

દંપતીના આ વાર્તાલાપથી મગધ સાથેના સંબંધ પર પડદો પડ્યો, પણ વિધિના દાવ તો અદૃશ્ય હોય છે. એ 'अघटितघटितानि घटयति, सुघटितघटितानि जर्जरीकुरुते।' ની ઉપમાવાળી છે. એ ધાર્યો જોગ કેવી સિફતથી સાધે છે, નાની સરખી વાત કેવા મહાભારત રૂપમાં પરિણમે છે એ માટે હવે પછી વિચારશું. (ચાલુ)

ચોકસી

# पुस्तकोनी पहोंच

१ **श्री आत्मकल्याणमाळा**—संस्कृत तथा गुजराती चैत्यवंदनो, स्तवनो, स्तुति, सज्झायादिनो संग्रह. साध्वीजी कल्याणश्रीजीनी प्रेरणाथी तैयार करी छपावी प्रसिद्ध करनार श्री मुक्ति-कमळ जैन मोहनमाळा तरफथी वकील लालचंद नंदलाल वडोदरा. संग्रह घणो उपयोगी कर्यो छे. ११ पेजी पृष्ठ ५६० छे. बुक पाकी बांधेली छे. किंमत राखी नथी. वडोदरे पत्र लखवाथी मळी शकशे.

२ **श्री अध्यात्मसार**—उपाध्यायजी श्रीयशोविजयजीकृत. पंडितश्री वीरविजयजीकृत टबा सहित. प्रकाशक श्रीअध्यात्मज्ञानप्रसारक मंडळ तरफथी मणिलाल मोहनलाल पादराकर, किंमत बार आना. शास्त्री टाइप ने जूनी गुजराती भाषा छे. केटलांक अर्थ बहु सारा कर्या छे.

३ **नास्तिकमतवादनुं निरसन**—प्रथम भाग. लेखक मुनिराजश्री भद्रंकरविजयजी. प्रकाशक शेठ घोडीराम बाळाराम, निपाणी. अनुक्रमणिका वांचता प्रासंगिक अनेक बाबतोनो समावेश कर्यो छे एम जणाय छे. खास वांचवा लायक छे. भव्य जीवोने हितकारक थाय तेम छे. किंमत राखी नथी.

४ **श्री कल्पसूत्र सुबोधिका टीकासंक्षेप**—कर्त्ता पंन्यासश्री मुक्तिविमळगणि. पंन्यास रविविमळगणिना उपदेशथी अमदावादनिवासी वकील केशवलाल प्रेमचंदना पुत्र बबलचंदनी सहायवडे छपावेल छे. किंमत रा. २) राखी छे. उपाध्यायश्री विनयविजयजी महाराजविरचित कल्पसूत्र सुबोधिका टीकाने आधारे प्रथम कल्पसूत्र माहात्म्य छपावेल, त्यारपछी तेमां केटलोक सुधारोवधारो करीने आ टीका तैयार करवामां आवी छे. एनी रचनानो ख्याल साद्यंत वांचवाथी आवी शके तेम छे. संस्कृत भाषा सरल वापरी छे.

५ **श्री जीतकल्पसूत्रम्**—पूज्य श्री जिनभद्रगणिक्षमाश्रमणविरचित स्वोपज्ञ भाष्यसहित. संशोधक प्रवर्तक श्री कांतिविजयजी महाराजना शिष्य श्री चतुरविजयजीना शिष्य मुनि पुण्यविजयजी. आ छेदसूत्र होवाथी खास मुनिराजना उपयोगनुं छे. किंमत लखेल नथी.

आ बंने पुस्तक श्री अमदावादनिवासी शा. बालाभाइ छगनलाल ठे. कीकाभट्टनी पोळवाळा तरफथी भेट तरीके मळेल छे.

६ **श्री कल्पसूत्र सुबोधिका टीका**—श्री विनयविजयोपाध्यायकृत. प्रसिद्धकर्त्ता पंडित हीरालाल हंसराज, जामनगर. आ टीका तो प्रसिद्ध छे अने प्राये सर्वत्र पर्युषणमां ते ज वंचाय छे. प्रत सारा टाइपथी अने लक्षपूर्वक छपावी छे. अमारे त्यांथी पण मळशे. किंमत रा. ३) राखेल छे. पोस्टेज आठ आना.

७ **विविध विषय विचारमाळा**—भाग पहेलो. लेखक मुनिराज श्री गुलाबविजयजीना शिष्य मुनिराजश्री मणिविजयजी. प्रकाशक श्री बोरू गामनो संघ. किंमत राखी नथी. हजु बीजा भागो छपाववाना छे. संग्रह सारो कर्यो छे. गुजराती भाषाना अभ्यासीओने वांचवाथी सारो लाभ मळे तेम छे. क्वचित स्खलनाओ थइ छे.

૮ દશ લાખનો દસ્તાવેજ—કર્તા ડી. આર. મહેતા. પ્રકાશક વર્ધમાન એન્ડ સન્સ મુંબઇ નં. ૩. કિંમત છ આના. એક ડિટેકિટવે બતાવેલી બુદ્ધિમત્તા ૨૨ પ્રકરણોમાં બતાવી આપી છે. વાંચવા લાયક છે. બુદ્ધિને કેળવે તેવી છે.

૯ સ્ત્રીઓનો પહેરવેશ–સચિત્ર. લેખિકા ને સંપાદિકા અ. સૌ. ઇન્દિરા હીરાલાલ કાપડિયા. કિં. રૂ ૧) લેખિકાનો પ્રયાસ વિશેષ છે. ચિત્રોમાં મેળવણી સારી કરી છે. વર્તમાનકાલિન અનુભવ બતાવી આપ્યો છે. વિશેષ ચિત્રોને અંગે જ કિંમત એક રૂપીઓ રાખેલ જણાય છે.

૧૦ દુઃખમાત્ર ટાળવાનો રામબાણ ઉપાય—સંગ્રાહક ને પ્રકાશક જેઠાલાલ ચુનીલાલ વકીલ. સાદરા સાબરકાંઠા એજન્સી અને નવીનચંદ્ર મોતીલાલ શાહ, કુવાવાળી પોળ, શાહપુર અમદાવાદ. પ્રારંભમાં બે બોલ લખ્યા પછી પાંચ અભિપ્રાયો આપ્યા છે. ત્યારપછી અનુક્રમણિકા આપી છે. તેમાં ૫૩ વિષય બતાવ્યા છે. પૃષ્ઠ ૬૪ છે. દરેક વિષયને ટૂંકામાં પણ સારી રીતે સમજાવેલ છે. બુક વાચવા લાયક છે. કિંમત બે આના.

૧૧ શ્રી સિદ્ધચક્ર (નવપદ) પૂજા—સ્પષ્ટાર્થ સહિત. રચયિતા આચાર્યશ્રી વિજયપદ્મસૂરિ. પ્રકાશક શ્રી જૈનગ્રન્થ પ્રકાશક સભાના કાર્યવાહક શા. ઇશ્વરલાલ મૂળચંદ. ફીકાભટની પોળ–અમદાવાદ. પૃષ્ઠ. ૨૬૦ની આ બુકમા કર્તાએ બહુ પ્રયાસ કર્યો છે અને નવે પદ ઉપર બહુ પ્રકાશ પાડ્યો છે. સમ્યગ્ દર્શન, જ્ઞાન અને ચારિત્રનું સ્વરૂપ બહુ સારી રીતે વિસ્તારથી સમજાવ્યું છે. વાંચનારને નવો નવો બોધ થાય તેમ છે.

૧૨ નવદંપતીને જીવનસંદેશ—૧૩ મુનિ શ્રી મોહનલાલજી શતક—૧૪ સુખમય જીવન—લેખક ને પ્રકાશક માવજી દામજી શાહ. બાબૂ પન્નાલાલ જૈન હાઇસ્કૂલ મુંબઇ. કિંમત અનુક્રમે એક, બે, ત્રણ આના છે. લેખક આવો પ્રયાસ કર્યા જ કરે છે. તેમણે આવી નાની નાની ૨૮ બુકો બહાર પાડી છે.

૧૫ શ્રી માધવનિદાનમ્–પંચલક્ષણ નિદાન પર્યંતમ્—લેખક વૈદ્યશાસ્ત્રી ભાનુશંકર નિર્ભયરામ ત્રિવાડી, અધ્યાપક રાજકીય આયુર્વેદીય પાઠશાળા ભાવનગર. કિં. રૂ ૧) વૈદ્યકને લગતા આ ગ્રંથમાં કર્તાએ પોતાના અનુભવનો લાભ સારો આપ્યો છે. વૈદ્યકવિજ્ઞાનના અભિલાષીએ ખાસ રાખવા લાયક છે. અન્ય વાંચકોને પણ વ્યાધિને અંગે સારી સમજણ આપે તેમ છે.

૧૬ જગતનો આવતી કાલનો પુરુષ—અનુવાદક મગનલાલ પ્રભુદાસ દેશાઇ. પ્રકાશક જૈન સાહિત્ય પ્રકાશન સમિતિ ઠે. ગુજરાત વિદ્યાપીઠ–અમદાવાદ. આ એક ઈંગ્રેજી બુકનો અનુવાદ છે. મૂળલેખક વિશિષ્ટ વિદ્વાન છે. અનુવાદ ખાસ વાંચવા લાયક છે. ફિલોસોફીથી ભરપૂર છે. ઉપલકિયા લેખકનું લખાણ નથી, પરંતુ પૂર્ણ અનુભવને ખાસ પ્રદર્શિત કરનાર છે. પુંજાભાઇ ગ્રંથમાળાનો આ ૧૭ મો મણકો છે. કિંમત બાર આના.

૧૭ દેશ કેમ ફેરવ્યો ? દિશા ફેરવો. નં. ૨–૩–૪. લેખક મુનિ હંસસાગરજી. કિંમત દશ આના. આવી બુકની પહોંચમાં શું લખવું તે સુઝતું નથી. અમે આવો પ્રચાર કે પરસ્પર શ્રેણિ ચાલતી અટકે એ જ ઇચ્છીએ છીએ.

૧૮ શાંતિસુબોધતત્ત્વમાળા—લેખિકા ને સંગ્રાહિકા સાધ્વીજી ખાંતિશ્રીજી. આર્થિક

સહાયક ને પ્રકાશક શા. જાદવજી ધનજી-માળીઆ. (તાબે મોરબી) કિંમત પાંચ આના. ગદ્યપદ્યાત્મક અનેક વિષયોનો આ બુકમાં સંગ્રહ કર્યો છે. વાંચનારને નવી નવી હકીકત જાણવા મળે તેમ છે.

**૧૯ શ્રી વાસ્તુસાર પ્રકરણ**—પરમ જૈન ચંદ્રાંગજ ઠક્કુર ફેરૂ વિરચિત. ગુજરાતી ભાષાંતર સાથે સચિત્ર. અનુવાદક પંડિત ભગવાનદાસ જૈન. પ્રકાશક-જૈન વિવિધ ગ્રંથમાળા જયપુર સિટી. કિંમત રૂા. ૫). આ બુકમાં વાસ્તુને અંગે જૈન શાસ્ત્રોક્ત અનેક બાબતોનો તેની આકૃતિઓ સાથે સંગ્રહ કરેલા છે. પ્રથમ ગૃહવર્ણન, પછી બિંબપરીક્ષા વર્ણન, પછી જિનપ્રાસાદ વર્ણન, ત્યારપછી પરિશિષ્ટોમાં ચોવીશે તીર્થંકરોના ચિહ્નો અને યક્ષ-યક્ષિણીઓના ચિત્રો આપ્યાં છે. ત્યારપછીના પરિશિષ્ટમાં દિગંબર શાસ્ત્રાનુસાર ચોવીશે તીર્થંકરોનાં યક્ષ યક્ષણીઓનું સચિત્ર વર્ણન આપ્યું છે. ત્યારપછી પ્રતિષ્ઠાદિના મુહૂર્તો જોવાની હકીકત બહુ વિસ્તારથી આપી છે. પ્રાંતે રત્નપરીક્ષા આપીને ગ્રંથ પૂર્ણ કર્યો છે. સંપાદકનો પ્રયાસ જોતાં તેનું મૂલ્ય બહુ અલ્પ રાખેલું છે. આવી બુક દરેક સંસ્થાઓમાં તેમ જ મોટા શહેરના સંઘોમાં રાખવા લાયક છે બહુ ઉપયોગી છે. શ્રી. ભગવાનદાસ જૈનનું આ કાર્ય પ્રશંસાપાત્ર છે. એમનો પ્રયાસ ખરેખરો સફળ થયેલો છે.

**૨૦ શ્રી મહાવીરકે દશ શ્રાવક**—હિંદી ભાષાના લેખક ધીરજલાલ ટોકરશી. પ્રકાશક ઉંઝા આયુર્વેદિક ફાર્મસી. મૂલ્ય એક આનો.

**૨૧ દાદાશ્રી જિનકુશળસૂરિનું ચરિત્ર**—લેખક અગરચંદ અને ભંવરલાલ નાહટા. પ્રકાશક શંકરદાન નાહટા. મૂલ્ય ચાર આના. ભાષા હિંદી-લીપી શાસ્ત્રી. આ પ્રભાવિક આચાર્ય થયા છે. પ્રારંભમાં કિંચિત્ વક્તવ્ય અને પ્રસ્તાવના સારી લખી છે. તેમાંથી ઘણું જાણવાનું મળે તેમ છે. ચરિત્રમાં આઠ પ્રકરણ પાડયા છે. બીજા પરિશિષ્ટો આપ્યા છે. પ્રયાસ સારો કર્યો છે. ખરતરગચ્છવાળાઓએ ખાસ વાંચવા લાયક છે.

**૨૨ સંસ્કૃત પ્રાચીન સ્તવન સંદોહ**—સંપાદક મુનિશ્રી વિશાળવિજયજી. પ્રાચીન કૃતિના એકંદર ૩૬ સ્તોત્રોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. પ્રયાસ સ્તુત્ય છે. શુદ્ધ કરવામાં પ્રયાસ સારો કર્યો છે. કિંમત ત્રણ આના. અમારે ત્યાંથી મળશે.

**૨૩ જૈન ઇતિહાસ**—તિસરા ભાગ. પ્રકાશક 'દિગંબર જૈન'ના પ્રકાશક તંત્રી મૂળચંદ કીશનદાસ કાપડીઆ-સુરત. આ બુકમાં જુદી જુદી ૨૯ કથાઓ દિગંબર માન્યતા પ્રમાણે આપેલી છે. વાંચવાલાયક છે. કિંમત બાર આના.

**૨૪ શ્રી શત્રુંજય માહાત્મ્ય**—પદ્યબંધ શ્રી ધનેશ્વરસૂરિવિરચિત દશ હજાર શ્લોક-પ્રમાણ. પ્રકાશક મુનિરાજ શ્રી મંગળવિજયજી મહારાજના ઉપદેશથી શ્રી શીહોરનિવાસી શ્રાવક પોપટલાલ પ્રભુદાસ. શત્રુંજયના મહત્ત્વને સૂચવનાર આ અપૂર્વ ગ્રંથ છે. એમાં મોટા સોળ ઉદ્ધારને પ્રસંગે શ્રી ઋષભદેવનું, અજિતનાથનું, શાંતિનાથનું, નેમિનાથનું, પાર્શ્વનાથનું અને બીજાં ઘણાં ચરિત્રો સમાવ્યા છે. અમદાવાદનિવાસી ઉદારદિલ શેઠ માણેકલાલ ચુનીલાલે આર્થિક સહાય આપી છે અને પંડિત હીરાલાલ દેવચંદે સંશોધન કર્યું છે. ખાસ વ્યાખ્યાની ગ્રંથ છે. કિંમત રાખવામાં આવી નથી. મંગાવવા ઇચ્છનારે શીહોર પત્ર લખવો.

## શ્રી જૈન ધર્મ પ્રસારક સભા તરફથી સં. ૧૯૫૯ પછી પ્રસિદ્ધ થયેલા સાહિત્યમાંથી મળતા ગ્રંથો ને બુકોનું લિસ્ટ.



કીંમત રૂ. આ. પા.

૧ શ્રી વિજયચંદ્ર કેવળી ચરિત્ર. ( માગધી ગાથાબંધ ) ... ૦-૮-૦
૨ બૃહત્ ક્ષેત્રસમાસ. મોટી ટીકા સહિત. ૩-૪-૦
૩ હૈમલઘુપ્રક્રિયા વ્યાકરણ. ૦-૧૨-૦
૪ શ્રી વર્ધમાનદેશના. પ્રાકૃત. સંસ્કૃત છાયા સાથે પ્રકાશ ૩. વિભાગ ૧ લો ... ... ૩-૦-૦
૫ ,, વિભાગ ૨ જો. પ્રકાશ ૭. ૨-૦-૦
૬થી ૧૦ શ્રી ત્રિષષ્ટિશલાકાપુરુષ ચરિત્ર ભાષાંતર
- ૬ પર્વ ૧લું . ૨ જું ... ૩-૪-૦
- ૭ પર્વ ૩-૪-૫-૬ ... ૩-૪-૦
- ૮ પર્વ ૭ મું. ... ... ૧-૮-૦
- ૯ પર્વ ૮-૯ મું. ... ૩-૦-૦
- ૧૦ પર્વ ૧૦ મું.... ... ૨-૮-૦
- પાંચે બુક ભેગી લેનારના રૂ. ૧૧॥)

૧૧ થી ૧૪ શ્રી ઉપદેશપ્રાસાદ ગ્રંથ ભાષાંતર
- ૧૧ ભા. ૧ લો ( સ્થંભ ૧ થી ૪ ) ૨-૮-૦
- ૧૨ ભા. ૨ જો ( સ્થંભ ૫ થી ૯ ) ૨-૦-૦
- ૧૩ ભા. ૪થો ( સ્થંભ ૧૫થી ૧૯ ) ૨-૮-૦
- ૧૪ ભા. ૫મો ( સ્થંભ ૨૦ થી ૨૪ ) ૨-૮-૦
- ભાગ ૪ ભેગા લેનારને રૂ. ૮-૦-૦

૧૫ શ્રી શત્રુંજય માહાત્મ્ય ભાષાંતર ૨-૮-૦
૧૬ શ્રી ગૌતમકુલક બાલાવબોધ ૩-૮-૦
૧૭ શ્રી લોકપ્રકાશ (કાળલોક ને ભાવલોક) ભાષાંતરયુક્ત ... ... ૩-૮-૦
૧૮ કુમારપાળરાજાના રાસનું રહસ્ય ૧-૦-૦
૧૯ હિતશિક્ષાના રાસનું રહસ્ય. ૧-૮-૦

કીંમત રૂ. આ. પા.

૨૦ શ્રી ઉપમિતિભવપ્રપંચા કથાના પીઠબંધનું ભાષાંતર. ... ૦-૧૨-૦
૨૧ શ્રી અધ્યાત્મકલ્પદ્રુમ ભાષાંતર ૨-૮-૦
૨૨ શ્રી વિજયચંદ્ર કેવળીચરિત્ર. ભાષાંતર. ... ... ૦-૬-૦
૨૩ પ્રતિક્રમણના હેતુ ... ... ૦-૬-૦
૨૪ શ્રી જૈન ધર્મ પ્રસારક સભાનો જ્યુબીલી અંક ... ... ૦-૮-૦
૨૫ જ્ઞાનપંચમી. ... ... ૦-૮-૦
૨૬ તત્ત્વવાર્તા–લક્ષ્મી સરસ્વતી સંવાદ ૦-૪-૦
૨૭ શ્રી ઉપમિતિભવપ્રપંચા કથા ભાષાંતર ભાગ ૧ લો. ( પ્રસ્તાવ ૧-૨-૩ ) ૩-૦-૦
૨૮ ,, ભાગ ૨ જો. ( પ્રસ્તાવ ૪-૫ ) ૩-૦-૦
૨૯ ,, ભાગ ૩ જો. ( પ્રસ્તાવ ૬-૭-૮ ) ૩-૮-૦
- ત્રણે ભાગ લેનારના રૂ ૮-૦-૦

૩૦ શ્રી અધ્યાત્મસાર ભાષાંતર. ૨-૦-૦
૩૧ શ્રી પરિશિષ્ટ પર્વ ભાષાંતર. ૧-૮-૦
૩૨ શ્રી ઉપદેશકલ્પવલ્લી [ મન્નહ જિણાણું આણંની ટીકા ]નું ભાષાંતર. ૧-૮-૦
૩૩ શ્રી ભોજપ્રબંધ ભાષાંતર. ... ૧-૮-૦
૩૪ વિનોદાત્મક કથા સંગ્રહ ... ૦-૧૨-૦
૩૫ શ્રી યુગાદિદેશના ભાષાંતર ... ૦-૮-૦
૩૬ શ્રી ભુવનભાનુ કેવળી ચરિત્ર ભાષાંતર. ... ... ૦-૬-૦
૩૭ શ્રી પ્રિયંકરનૃપચરિત્ર ભાષાંતર. ૦-૬-૦
૩૮ શ્રી ઉપદેશસપ્તતિકા ભાષાંતર. ૦-૬-૦
૩૯ શ્રી પર્વતિથિ વિગેરે સ્તવનાદિનો સંગ્રહ. ... ... ... ૧-૦-૦

કીંમત રૂ. આ. પા.

૪૦ શ્રી આનંદઘનજીકૃત ચોવીશી સાર્થ તથા વીશસ્થાનક સંબંધી સર્વ સંગ્રહ. ... ... ૨–૮ ૦
૪૧ શ્રી આનંદઘનજીકૃત ચોવીશી. સાર્થ. ... ... ... ૧–૦–૦
૪૨ શ્રી વીશસ્થાનક સંબંધી સર્વ સગ્રહ. ... ... ... ૧–૮–૦
૪૩ શ્રી જયાનંદ કેવળી ચરિત્ર ભાષાંતર. ... ... ૩–૦–૦
૪૪ શ્રી ધમ્મિલ ચરિત્ર ભાષાંતર. ૨–૦–૦
૪૫ પંચ પ્રતિક્રમણ મૂળ. ગુજરાતી. ૦–૭–૦
૪૬ „ „ શાસ્ત્રી ટાઇપ ૦–૮–૦
૪૭ બે પ્રતિક્રમણ મૂળ. શાસ્ત્રી ૦–૩–૦
૪૮ „ „ ગુજરાતી. ૦–૩–૦
૪૯ સામાયિક ચૈત્યવંદન સૂત્રાર્થ. ૦–૮–૯
૫૦ ચૈત્યવંદનચોવીશી. (ચાર ચોવીશી) ૦–૭–૦
૫૧ „ „ (ત્રણ ચોવીશી) ૦–૬–૦
૫૨ પંચકલ્યાણક તથા પંચ જ્ઞાનની પૂજા, ... ... ૦–૧–૦
૫૩ સ્નાત્ર, સત્તરભેદી તથા વીશ સ્થાનકની પૂજા. ... ... ૦–૨–૦
૫૪ ધનપાળ પંચાશિકા મૂળ. ટીકા અર્થયુક્ત. ... ... ૦–૪–૦
૫૫ પાર્શ્વનાથનો વિવાહલો વધારાવાળો ૦–૨–૦
૫૬ જૈન ડીરેકટરી (ભાવનગરની) ૦–૧–૦
૫૭ શ્રી ગૌતમસ્વામીનો રાસ સાર્થ ૦–૧–૦
૫૮ મનુષ્યભવની દુર્લભતાના દશ દ્રષ્ટાંતો ૦–૧–૦
૫૯ નવાણુ યાત્રાનો અનુભવ. ... ૦–૪–૦
૬૦ આઠ દૃષ્ટિની સજ્ઝાય. સાર્થ ૦–૬–૦
૬૧ સંબોધસત્તરી મૂળ તથા ભાષાંતર ૦–૨–૦
૬૨ ગૌતમનીતિ દુર્લભ બોધ ૧–૦–૦

કિંમત રૂ. આ. પા

૬૩ અઢાર પાપસ્થાનક અને બાર ભાવનાની સજ્ઝાય, અર્થસહિત. ૦–૮–૦
૬૪ ક્ષમાકુલકાદિ સંગ્રહ. ... ૦–૩–૦
૬૫ શ્રી નવકાર મહાત્મ્ય તથા કૂર્માપુત્ર ચરિત્ર ભાષાંતર ... ... ૦–૨–૦
૬૬ તત્ત્વામૃત ગ્રંથનું ભાષાંતર. ૦–૨–૦
૬૭ રત્નાકર પચ્ચીશી. અનુવાદ સાથે ૦–૧–૦
૬૮ શ્રી શબ્દભેદપ્રકાશ, એકાક્ષરીકોષ ૦–૨–૦
૬૯ શ્રી ચારે દિશાના તીર્થોની તીર્થમાળા. અર્થયુક્ત. ... ૦–૪–૦
૭૦ માબાપોને. ... ... ૦–૧–૦
૭૧ શ્રી રત્નસંચય ગ્રંથ. અર્થ વિવેચન વિસ્તરાર્થ સહિત. ... ૧–૦–૦
૭૨ શ્રી પરિશિષ્ટ પર્વ સંસ્કૃત ... ૧–૦–૦
૭૩ કરીયાવર. (વધાગવાળી) ૦ ૬–૦
૭૪ ગુજરાતી દુહા સંગ્રહ ... ૦–૪–૦
૭૫ શ્રી ગૌતમકુળક વિગેરે સંગ્રહ. ૦–૨–૦
૭૬ શ્રી કામદેવ અને દેવકુમાર ચરિત્ર ભાષાંતર.... ... ... ૦–૪–૦
૭૭ શ્રી સતી શિયળવતી. ... ૦–૧–૦
૭૮ શ્રી અષ્ટપ્રવચનમાતાની સજ્ઝાય ૦–૪–૦
૭૯ શ્રી શ્રાદ્ધદિનકૃત્ય ભાષાંતર ... ૦–૮–૦
૮૦ શ્રીગુણસ્થાનકમારોહ.ભાષાંતરસાથે ૦–૮–૦
૮૧ ચરિતાવળીમાંની કથા ૮ [સુશીલ] ૦–૩–૦
૮૨ રતિસારની કથા. ... ... ૦–૨–૦
૮૩ જૈન ધર્મ (જૈનીઝમ) ભાષાંતર ૨–૦–૦
૮૪ સુમિત્ર ચરિત્ર ભાષાંતર. ... ૦–૨–૦
૮૫ શ્રી વૃદ્ધિચંદ્રજી (જીવન) ચરિત્ર ૦–૩–૦
૮૬ શ્રાવકના પાક્ષિક અતિચાર-સાર્થ ૦–૨–૦
૮૭ જૈન કથા સંગ્રહ (૨૫ કથાઓ) ૦–૪–૦

૮૮ સાદા ને સરલ પ્રશ્નોત્તર ભાગ ૧–૨–૩ દરેકના પાંચ આના.

# અન્ય સંસ્થાઓ વિગેરેના પુસ્તકો



| | કીમત રૂા. આ. પા. |
|---|---|
| શ્રી ભગવતીસૂત્ર સટીક ભાગ ૧-૨-૩-૪ દરેકના | ૨-૮-૦ |
| શ્રી કલ્પસૂત્ર સુબોધિકા ટીકા. | ૩-૦-૦ |
| વિદ્યાર્થી વાંચનમાળા શ્રેણી ૧ થી ૭ સુધી. દરેકનો | ૧-૪-૦ |
| શ્રી આવશ્યકસૂત્ર ટીકા મલયગિરિજી કૃત દે. લા. ભાગ ૩ જો. | ૨-૧૨-૦ |
| લોકપ્રકાશ મૂળ ભાગ ૪ થો ( બાકીનો કાળલોક પ્રકાશ ને ભાવલોકપ્રકાશ) | ૧-૦-૦ |
| ભરતેશ્વર બાહુબળી વૃત્તિ મૂળ ભાગ ૧ લો ને ભાગ ૨ જો. દરેકના | ૨-૦-૦ |
| આગમોનું અવલોકન યાને તત્ત્વરસિક ચંદ્રિકા ( હી. ર. કા. ) | ૦-૧૦-૦ |
| કાવ્યાનુશાસન ભાગ ૧-૨ દરેકના | ૩-૦-૦ |
| ઉપદેશસાર સટીક સંસ્કૃત | ૧-૮-૦ |
| આત્મપ્રબોધ સંસ્કૃત | ૧-૮-૦ |
| શ્રીચંદ્રકેવળી ચરિત્ર સંસ્કૃત | ૧-૦-૦ |
| ઉત્તર હિંદુસ્તાનમાં જૈનધર્મ | ૫-૦-૦ |
| શ્રી બૃહતકલ્પસૂત્ર સટીક ભાગ ૧ લો | ૪-૦-૦ |
| ,, ભાગ ૨ જો | ૬-૦-૦ |
| ,, ભાગ ૩ જો | ૫-૮-૦ |
| આત્મકાંતિ પ્રકાશ | ૦-૮-૦ |
| ઉપદેશપદ મૂળ ભાગ ૧-૨ દરેકના | ૩-૪-૦ |
| ઉપદેશપ્રાસાદ મૂળ ભાગ ૧-૨ દરેકના | ૨-૮-૦ |
| શ્રી ઉવવાઇ સૂત્ર મૂળ, સટીક | ૩-૦-૦ |
| જૈનતત્ત્વાદર્શ શાસ્ત્રી ભાગ ૧ લો ને ભાગ ૨ જો દરેકના | ૦-૮-૦ |
| જૈનધર્મ ભાષાંતર આ. સભા | ૧-૦-૦ |
| જૈનાગમ કથા કોષ (ગુજરાતી ભાષામાં ૨૫૦ કથાઓ ) | ૧-૦-૦ |

| | કીમત રૂા. આ. પા. |
|---|---|
| તીર્થંકર ચરિત્ર ભાષાંતર (આ. સભા) | ૦-૧૦-૦ |
| દેવાનંદાભ્યુદય કાવ્ય (સીંધી ગ્રંથમાળા) | ૨-૧૨-૦ |
| નલાયનમ્ ( કુબેર પુરાણ ) સંસ્કૃત | ૯-૦-૦ |
| પ્રશ્નચિંતામણિ ( પં. વીરવિજયજીકૃત પ્રશ્નોત્તર ) | ૧-૦-૦ |
| શ્રી પ્રજ્ઞાપના સૂત્ર (ભાષાંતર ભગવાનદાસ) ભા. ૧ લો | ૫-૦-૦ |
| ,, ભા. ૨ જો | ૫-૮-૦ |
| ,, ભા. ૩ જો | ૫-૮-૦ |
| બિંબપ્રવેશ વિધિ પ્રતાકારે ( પોપટલાલ સાકરચંદ ) | ૩-૮-૦ |
| ભરતેશ્વર બાહુબળી ભાગ ૧ લો ભાષાંતર પુરુષ વિભાગ | ૨-૮-૦ |
| ,, ભાગ ૨ જો સ્ત્રી વિભાગ | ૧-૮-૦ |
| શ્રી મહાવીર ચરિત્ર ભાષાંતર ( મોટું ) આ. સભા | ૩-૦-૦ |
| મહાવીર ભક્ત માણિભદ્ર | ૦-૧૨-૦ |
| વિશ્વલોચન કોષ અપર નામ મુક્તાવળી કોષ | ૧-૭-૦ |
| વ્યાખ્યાન મુક્તાવળી | ૦-૧૦-૦ |
| શતકનામા પંચમ કર્મ ગ્રંથ ભાષાંતર ( આ. મોહનસૂરિ ) | ૨-૦-૦ |
| શ્રીપાળરાજાનો રાસ અર્થ સહિત આ. સભા | ૨-૦-૦ |
| શ્રી ઠાણુંગ સૂત્ર મૂળ ટીકા સાથે | ૫-૦-૦ |
| શ્રી સમવાયાંગ સૂત્ર મૂળ ટીકા સાથે | ૨-૮-૦ |
| પ્રાચીન સ્તવનાદિ સંગ્રહ ( સા. ઉત્તમશ્રીજી ) | ૦-૮-૦ |
| ભારત રત્નમંજૂષા ( વન પર્વ ) | ૦-૧૩-૦ |

# લાઇબ્રેરીને શોભાવે તેવા પુસ્તકો ખાસ ખરીદો





# શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ–પાલીતાણા

(સ્થાપના સંવત ૧૯૬૨ના ચૈત્ર શુદિ ૧૦)

## જેઠ માસની પત્રિકા

**ધાર્મિક પ્રવૃત્તિઓ:**—નિયમાનુસાર સામાયિક, પ્રતિક્રમણ, ગુરુવંદન, પ્રભુપૂજા વગેરે થઈ રહેલ છે. જેઠ શુદિ ૧૧ ના રોજ વિદ્યાર્થીઓ શ્રી સિદ્ધાચળજીની યાત્રાએ ગયા હતા.

**જેઠ માસની આવક:**—

| | | | |
|---|---|---|---|
| ૭૭–૪–૦ | શ્રી નિર્વાહ ફંડ ખાતે | ૧૧–૦–૦ | કેળવણી ફંડ ખાતે |
| ૬૯–૦–૦ | શ્રી ભોજન ફંડ ખાતે | ૧–૦–૦ | કાપડ ફંડ ખાતે |

૧૫૮–૪–૦

**મેટ્રિકની પરીક્ષાનું પરિણામ:**—આ સાલ સંસ્થાના ચાર વિદ્યાર્થીઓ પરીક્ષામાં બેઠા હતા. તે બધા પાસ થયા છે. પરિણામ સો ટકા આવ્યું છે.

**જમણવાર:**—

| | | |
|---|---|---|
| ૧. શેઠ ભાઈલાલ વીરચંદ | ખેડાવા | જે. શુ. ૯ |
| ૨ મદ્રાસના નવા મંદિરના પંચમહાજન | મદ્રાસ | જે. શુ. ૧૩ |
| ૩. શેઠ માણેકચંદ ગુલાબચંદ | કુંડલા | જે. વ. ૮ |
| ૪. શેઠ મંગળદાસ ખીમચંદ | અમદાવાદ | જે. વ. ૧૦ |

### વિવાદ સભાઓ

ENGLISH

| Subject | Speaker | President |
|---|---|---|
| Present condition of India | Himatlal Maganlal Shah | Umedchand Harakhchand Shah |

ગુજરાતી

| | | |
|---|---|---|
| ૧. અહિંસા | માનચંદ વીઠ્ઠલદાસ શાહ | હિંમતલાલ જાદવજી કપાસી |
| ૨. આગગાડી | બાબુલાલ ચીમનલાલ શાહ | શ્રીયુત વીરચંદ ફુલચંદ શાહ |

**ભેટ:**—શેઠ છોટાલાલ વસ્તારામ ઉંઝાવાળા ગામ ખુરશીયા ચોખા ગુણી ૧), શાહ શાંતિલાલ ચાંપશીભાઈ પાલીતાણા હીસ્ટ્રી ઓફ ઈંગ્લાંડ ૨), પાલીતાણા સ્ટેટ હજુર ઓફીસ રાસનાદ ચિંતામણિની ચોપડી ૧).

**મુલાકાત:**—શેઠ જયંતિલાલભાઈ રંગૂન. શેઠ મણીલાલ દોલતરામ પાટણ. શેઠ વૃજલાલ અમૃતલાલ રાજકોટ. શેઠ ભગાભાઈ મોકમચંદ અમદાવાદ. શેઠ મનુભાઈ ન્યાલચંદ પેથાપુર.

## અષાઢ માસની પત્રિકા

**ધાર્મિક પ્રવૃત્તિઓ:**—નિયમાનુસાર સામાયિક, પ્રતિક્રમણ, ગુરુવંદન, પ્રભુપૂજા વિગેરે થઇ રહેલ છે. અષાઢ શુદિ ૧૪ ના રોજ સર્વે વિદ્યાર્થીઓ શ્રી તીર્થાધિરાજની યાત્રાએ ગયેલા હતા.

**અષાઢ માસની આવક**—

| | |
|---|---|
| ૭૫-૦-૦ શ્રી નિર્વાહ ફંડ ખાતે | ૨-૦-૦ શ્રી કેળવણી ફંડ ખાતે |
| ૨૨-૦-૦ શ્રી વાર્ષિક મદદ ખાતે | ૨૫૧-૦-૦ શ્રી સ્વામિવાત્સલ્ય ટ્રસ્ટ ફંડ ખાતે |
| ૨૩૯-૧૨-૦ શ્રી ભોજન ફંડ ખાતે | |
| ૫૮૯-૧૨-૦ | |

**જમણવાર:**—

| | | |
|---|---|---|
| ૧ શેઠ વાડીલાલ છગનલાલ .... .... | અમદાવાદ | અષાઢ શુદિ ૧ |
| ૨ ગાંધી વાડીલાલ ચત્રભુજ .... ... | ભાવનગર | અષાઢ શુદિ ૩ |
| ૩ બાઈ મંગી તે શેઠ ગાંડાભાઇ ભાણાભાઈ તરફથી | ભાગડાબંદર | અષાઢ શુદિ ૧૧ |
| ૪ શેઠ લવજી વાલચંદની વિધવા બાઇ કસુંબા | કરબટીઆ | અષાઢ શુદિ ૧૫ |

**ભેટ:**—શેઠ છનાલાલ અમદાવાદ ૧ કોટ, ૫ ખમીસ. સાધ્વીજી કેસરશ્રીજી પાલીતાણા પંચપ્રતિક્રમણ સૂત્ર, અનાનુપૂર્વી, શત્રુંજય લઘુકલ્પ. બેન ભીખી બેન જર્મન સિલ્વરની વાટકી ૧

**મુલાકાત:**—

શેઠ માણેકચંદ જેચંદ ભાવનગર, શેઠ ફૂલચંદ લખમાજી અમલસાડ, શેઠ છોટાલાલ વસ્તારાય ખુરસીઆ, શેઠ વાડીલાલ છગનલાલ અમદાવાદ, શેઠ ચંદુલાલ લલ્લુભાઇ વીસનગર, શેઠ સકરચંદ છગનલાલ વીજાપુર.

**વિવાદ સભા:**—

| વિષય | વક્તા | પ્રમુખ |
|---|---|---|
| સ્વ. ગિજુભાઇની શોક સભા | ... | વિ. જમનાદાસ જગજીવન |
| ખરી કેળવણી | ધીરજલાલ અમૃતલાલ | શેઠ પુનમચંદ લાલચંદ |
| Discipline | Held in the High School | |
| Proper use of time | " " | " |

**સમાજના દાનવીરોને:**—

હજુ મકાન ખાતે રૂ. આઠ હજાર, તથા શ્રી દહેરાસરજી ખાતે રૂ. ચાર હજારનો તોટો છે. શ્રી સ્વામિવાત્સલ્ય ટ્રસ્ટ ફંડની તિથિઓ હજુ ઘણી બાકી છે, તો તે તિથિઓ ભરવા તેમજ મકાનફંડમાં, તથા શ્રી દહેરાસરજી ખાતે મદદ મોકલી આપવા નમ્ર વિનતિ છે. આવક ઘટતી જતી હોવાને અંગે સંસ્થાને દરસાલ નિર્વાહ ફંડમાં પણ તોટો પડતો જાય છે. સંસ્થાને મદદ કરી જ્ઞાનદાન સાથે સ્વામિવાત્સલ્યનું પુણ્ય ઉપાર્જન કરવા ધર્મપ્રેમી, કેળવણીરસિક દાતાઓને નમ્ર વિનતિ છે.

૧ શ્રી વીરવિજય પુસ્તકાલય-બોરસદ — લાઇફ મેમ્બર
૨ શેઠ મણિલાલ વનમાળી કુંડલા ( હાલ મુંબઇ ) — ,,
૩ મેતા રિખવચંદ વેલચંદ-પાલણપુર. — પહેલા વર્ગના વાર્ષિક મેમ્બર
૪ વોરા ભોગીલાલ તલકશી-માંડલ — ,,
૫ શા. જયંતિલાલ માનચંદ-ભાવનગર — ,,

---

## શ્રી ઉપદેશપ્રાસાદ ભાષાંતર.

શ્રી વિજયલક્ષ્મીસૂરિવિરચિત ૨૪ સ્થભના વ્યાખ્યાન ૩૬૦ પાંચ ભાગમાં બહાર પાડેલ છે દરેક વ્યાખ્યાનમાં એકેક કથા છે હાલ તેના ભાગ ૧-૨-૪-૫ મળે છે. ત્રીજા ભાગની આવૃત્તિ થોડા વખતમાં બહાર પડશે. મળતા ચાર ભાગની કિંમત રૂા. ૨ા-૨-૨ા-૨ા-મળી કુલ રૂા. ૯ા થાય છે. સાથે ચારે ભાગ લેનારના રૂા. ૮) લેવામાં આવશે.

---

### મહર્ષિશ્રીસિદ્ધર્ષિગણિવિરચિતા

## શ્રી ઉપમિત ભવપ્રપંચા કથા ભાષાંતર

આ ગ્રંથ અજોડ છે. એની જોડમા મૂકીએ તેવો કોઇ ગ્રંથ જૈન સાહિત્યમાં નથી. એમાં કથાનુયોગની સાથે એવી અસરકારક ભાષામાં ઉપદેશ સમાવ્યો છે કે તેનું વર્ણન કરતાં પાર આવે તેમ નથી. એ આખા ગ્રંથનું ભાષાંતર ભાઇ મોતીચંદ ગિરધરલાલ સોલીસિટરે ઘણી સરલ ગુજરાતી ભાષામા કરેલું છે.

આખો ગ્રંથ મળીએ ત્રણ વિભાગમા છપાવ્યો છે. તેની બે ત્રણ આવૃત્તિઓ થઇ છે. દરેક બુકમાં સાતસો ઉપગત આઠ પેજી ડેમી પૃષ્ઠો છે. કુલ પૃષ્ઠ ૨૧૦૦ ઉપરાત છે. ત્રણ ભાગની કિંમત નીચે પ્રમાણે રાખી છે.

| | | |
|---|---|---|
| વિભાગ પહેલો | પ્રસ્તાવ ૧-૨-૩ | કિં. રૂા. ૩-૦-૦ |
| વિભાગ બીજો | પ્રસ્તાવ ૪-૫ | કિં. રૂા. ૩-૦-૦ |
| વિભાગ ત્રીજો | પ્રસ્તાવ ૬-૭-૮ | કિં. રૂા. ૩-૮-૦ |

### વિભાગ ૪ થો સિદ્ધર્ષિ

આ વિભાગ પ્રથમ બહુ નાનો કરવાની ઇચ્છા હતી પરંતુ લેખકની અને ભાષાંતરકારની અપૂર્વ સંકળનાને રીતસર પ્રસિદ્ધિમા મૂકતા ગ્રંથના ડેમી પૃષ્ઠ ૫૦૪ થયા છે. બાદ આખા ગ્રંથની અનુક્રમણિકાના પૃષ્ઠ ૧૦૦ થયા છે અને પ્રારંભમાં પ્રસ્તાવના અને આ ગ્રંથની અનુક્રમણિકાના પૃષ્ઠ ૪૦ થયા છે. એકંદર ૮૧ ફારમ થયા છે. લેખક ભાઇ મૌક્તિકનો આમાં અનહદ પ્રયાસ છે તેની ગણના વિદ્વાનો જ કરી શકે તેમ છે.

આ વિભાગની કિંમત રૂા. ૩) રાખી છે, પરંતુ પ્રથમના ૩ ભાગ સાથે આ બુકના મળી એકંદર રૂા. ૧૨ા થાય છે તેના રૂા. ૧૦ ) લેવામાં આવશે. આ કિંમત લેખક વિગેરેના પ્રયાસનો વિચાર કરતાં બહુ જ જુજ છે. બુક મોટા કદની હોવાથી પોસ્ટેજ તો બહુ વધારે લાગે તેમ છે એટલે રેલ્વેમાં મંગાવવાની જ ભલામણ કરવામાં આવે છે.

સિદ્ધર્ષિની એકલી બુકનું પોસ્ટેજ આઠ આના થશે. મંગાવો ને લાભ લ્યો. આવા સુંદર પ્રકાશન માટે વધારે શું લખીએ ?

મુદ્રક : શાહ ગુલાબચંદ લલ્લુભાઈ–શ્રી મહોદય પ્રિંટિંગ પ્રેસ, દાણાપીઠ–ભાવનગર

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

પુસ્તક ૫૫ મું

સંવત ૧૯૯૫

અંક ૬ ઠ્ઠો

ભાદ્રપદ




પ્રકટકર્ત્તા—

શ્રી જૈનધર્મ પ્રસારક સભા

ભાવનગર

વીર સંવત ૨૪૬૫

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂા ૧-૧૨-૦

પુસ્તક ૫૫ મું
અંક ૬ ઠ્ઠો

ભાદ્રપદ

વીર સં. ૨૪૬૫
વિક્રમ સં. ૧૯૯૫

## अनुक्रमणिका

૧ શ્રી પદ્મનાભ જિન સ્તવન . ... ... (પં. દેવચંદજીકૃત) ૧૯૧
૨ શ્રી ગોડીપાર્શ્વ જિન સ્તવન ... . ... (સ. અગરચંદજી નાહટા) ૧૯૨
૩ ઉપદેશક પદ (ક્ષમાપના) ... ... .. (રાયચંદ મૂળજી પારેખ) ૧૯૩
૪ વણિક વિષે છપ્પા ... . .. .. .. ... ... ૧૯૩-૨૧૪
૫ વર્તમાન ચોવીશીના ચોવીશ જિનના ૨૧ સ્થાનો ... .. (કુંવરજી) ૧૯૪
૬ વ્યવહાર કૌશલ્ય નાના લેખ ૩ (૧૫૪-૫-૬) ... ... (મૌક્તિક) ૨૦૦
૭ વખત નથી ... ... . .. .. ... . . (કુંવરજી) ૨૦૩
૮ ફરજિયાત કે મરજિયાત? ... . ... (કુંવરજી) ૨૦૪
૯ પ્રશ્નોત્તર ... . ... . (પ્રશ્નકાર–શા દેવચંદ કરશનજી) ૨૦૬
" ... (પ્રશ્નકાર–ભાઇ ફતેચંદ ઝવેરચંદ) ૨૦૭
૧૦ મમત્વને જે જીતી શકે તે કોઇથી જીતાય નહીં (શાંતિલાલ છોટાલાલ) ૨૦૯
૧૧ ચિંતન (મોહનલાલ હરિચંદ–શીહોર) ૨૧૦
૧૨ પતિવ્રતા ચીડિયા (ચકલી) (રાજપાળ મગનલાલ વહોરા) ૨૧૧
૧૩ હથેળીમાં સિદ્ધિ ... .. (રાજપાળ મગનલાલ વહોરા) ૨૧૨
૧૪ પાપ મોજથી કરવું ને પાપોદય વખતે નડો પાડવી એ કયાંનો ન્યાય?(કુંવરજી) ૨૧૪
૧૫ શ્રી પર્યુષણ પંચવિંશતિકા . ... (ભગવાનદાસ મનસુખભાઇ મહેતા) ૨૧૫
૧૬ પ્રભાવિક પુરુષો–ચેડા મહારાજા (૪) (મોહનલાલ દીપચંદ ચોકસી) ૨૧૭

### પોસ્ટ ગ્રેજ્યુએટોને અર્ધમાગધી (પ્રાકૃત)ના અભ્યાસ માટે વડોદરામાં સગવડ

પાલી વિગેરે અન્ય ભાષાઓને સ્થાન અને ઉત્તેજન મળવા છતાં દેશી ભાષાઓ સાથે નિકટનો સંબંધ ધરાવનારી અર્ધમાગધી (પ્રાકૃત) ભાષાને વડોદરા કૉલેજમાં હજુ સુધી સ્થાન મળ્યું નથી, તેમ છતાં એ જાણીને આનંદ થાય છે કે–મુંબઇ યુનિવર્સિટીએ ચાલુ વર્ષથી વડોદરા પ્રાચ્યવિદ્યા મંદિર (ઓરીએન્ટલ ઇન્સ્ટિટયુટ)ના જૈન પંડિત લાલચંદ ભગવાનદાસ ગાંધીને પોસ્ટ ગ્રેજ્યુએટોના અર્ધમાગધીઅધ્યાપક તરીકે સ્વીકાર કરેલ હોવાથી વડોદરામાં અભ્યાસ કરવા ઇચ્છતા એવા ઉચ્ચ કક્ષાના અભ્યાસીઓ માટે ઉત્તમ સગવડ થઇ છે. એથી આ યોજનાનો લાભ જૈન અને જૈનેતર સર્વ કોઇ પોસ્ટ ગ્રેજ્યુએટો સારી રીતે લઇ શકશે આવી સુયોગ્ય યોજના કરવા માટે મુંબઇ યુનિવર્સિટીનું પોસ્ટ ગ્રેજ્યુએટ બોર્ડ અને વડોદરા રાજ્યના એજ્યુકેશનલ અધિકારીઓ પ્રશંસાપાત્ર છે આ ગોઠવણ બે વર્ષ માટે છે આવતા જુન પછી તેની શરૂઆત થશે.

સમ્યગ્દર્શનજ્ઞાનચારિત્રાણિ મોક્ષમાર્ગઃ

# જૈન ધર્મ પ્રકાશ.

પુસ્તક ૫૫ મું | ભાદ્રપદ | અંક ૬ ઠ્ઠો
વિ. સં. ૧૯૯૫ | | વીર સં. ૨૪૬૫

અનાગત ચોવીશીના પ્રથમ જિનેશ્વર

## શ્રી પદ્મનાભ જિન સ્તવન

[ પથડો નિહાળું રે—એ દેશી ]

વાટડી વિલોકુ રે ભાવી જિનતણી રે, પદ્મનાભ જસુ નામ;
દુસમદોપી રે ભરંત કૃપાકરુ રે, ઉપશમ અમૃત ધામ  વાટડી૦ ૧

વીર નિમિત્તે શ્રેણિકને ભવે રે, તુમે બાંધ્યુ જિનનામ;
કલ્યાણક અતિશય ઉપકારતા રે, વીર સમાન સ્વભાવ.  વાટડી૦ ૨

શુદ્ધિ અષાઢી છઠ્ઠીને દિને રે, ઉપજશો જગનાથ;
ચૈત્ર ધવળ તેરશ પ્રભુ જનમશો રે, થાશે મેરુ સનાથ  વાટડી૦ ૩

માગશર વદિ દશમી દીક્ષા ગ્રહી રે, વરશો ચરણ ઉદાર;
શુદ્ધિ વૈશાખની દશમે કેવળી રે, ચઉવિહ સંઘ આધાર  વાટડી૦ ૪

સમવસરણ સિંહાસન બેસીને રે, પ્રભુ કરશો વ્યાખ્યાન;
આતમ-ધર્મ સુણી તે અવસરે રે, ધરતા પ્રભુ ગુણ ધ્યાન  વાટડી૦ ૫

સ્વયમુખ ત્રિપદી પામી ગણધરા રે, રચશે દ્વાદશ અંગ;
તે વેળા હું પ્રભુ ચરણે રહું રે, જિન ધર્મે દઢ રંગ.  વાટડી૦ ૬

દીવાળી દિન શિવપદ પામશો રે, શુદ્ધાતમ મકરંદ;
દેવચંદ્ર સાહિબની સેવના રે, કરતાં પરમ આનંદ  વાટડી૦ ૭



## श्रीमद् देवचंद्रजीकृत अप्रकाशित
## श्रीगोडीपार्श्वजिन स्तवन ।

जगजीवन तेवीशमा, गिरुआ गोडी पास लाल रे ।
दरसण देखण देवनो, अछै अधिक उल्लास लाल रे ॥ १ ॥
सुणी सुणी सुणी सुणी साहिबा, दासतणी अरदास लाल रे ।
आस करे जे आपनी, पूरेजो तसु आस लाल रे ॥ २ ॥ सु० ॥
तन मन विकसे ही माहरो, दीठां तुझ दीदार लाल रे ।
मोहन मूरति मन वसी, सहज सलूणी सार लाल रे ॥ ३ ॥ सु० ॥
नाम सुणंता जेहनो, विकसे साते धात लाल रे ।
ते जो सैं मुख भेटीए, तो कहो केही वात लाल रे ॥ ४ ॥ सु० ॥
जिण दिन प्रभुपय पूजशुं, ते दिन धन धरणीश लाल रे ।
तुझ दरसन विनु दीहड़ा, लेखे ते न गिणीश लाल रे ॥ ५ ॥ सु० ॥
महिर निजर करी मों परै, अवगुण गुण करी लेह लाल रे ।
सेवक जाणी दया करी, अवसर दरसण देह लाल रे ॥ ६ ॥ सु० ॥
आठ पहर समरण करे, धरी खरी इक तार लाल रे ।
ते चाकरनी सामीजी, कीजे अवस संभाल लाल रे ॥ ७ ॥ सु० ॥
दूर थका पिण गुण ग्रहे, पाले अविहड प्रीत लाल रे ।
पास जिणेसर तेहनी, कीजे हर विध चिंत लाल रे ॥ ८ ॥ सु० ॥
अलगा पिण ते ढूकड़ा, जेह वसे मनमांहि लाल रे ।
पास थका पिण टालिये, जे दीठा न सुहाहि लाल रे ॥ ९ ॥ सु० ॥
दीठां दुःख दोहग टळे, भेव्यां भावठ जाय लाल रे ।
पाप पणासे पूजतां, सेवन्ता सुख थाय लाल रे ॥ १० ॥ सु० ॥
तुं जगवल्लभ जगगुरु, तुंहि ज दीनदयाल लाल रे ।
तुंहि ज सेवक जनतणा, टाळे सकल जंजाल लाल रे ॥ ११ ॥ सु० ॥
दूर थकां पिण माहरो, तुंहि ज जीवन प्राण लाल रे ।
निजर तळे आवे नहीं, बीजो देव अजाण लाल रे ॥ १२ ॥ सु० ॥
तुम समरण मनमें करुं, नाम जपुं तुम्ह जीह लाल रे ।
तुझ दरसणनी आशथी, वोळे छे मुझ दीह लाल रे ॥ १३ ॥ सु० ॥
दीपचंद सद्गुरु तणो, सीस कहे जिनराज लाल रे ।
देवचन्दनी मन रली, पूरेजो महाराज लाल रे ॥ १४ ॥ सु० ॥

सं० अगरचंद नाहटा

## उपदेशक-पद

## ક્ષમા { તેરે પીછે કાળ ખડા હે (કવાલી) } પના

મનડા કયા સોચે તું [1]યાર, તેરે પીછે [2]કાળ ખડા રહા હે ૧
ન કર મનમાંહી તું ગુમાન, તેરે પીછે કાળ ખડા રહા હે. ૨
વતન[3] છોડને કર તું ખ્યાલ, તેરે પીછે કાળ ખડા રહા હે. ૩
ચતુર હો કે ન ચૂકના લગાર, તેરે પીછે કાળ ખડા રહા હે. ૪
નહી કોઈ તેરે સાથ આનેહાર, તેરે પીછે કાળ ખડા રહા હે. ૫
નેમ પ્રભુજીકો કર લે ધ્યાન, તેરે પીછે કાળ ખડા રહા હે. ૬
કામ ક્રોધકો કયોં કરે તું યાર, તેરે પીછે કાળ ખડા રહા હે. ૭
યાવત[4] કર લે ભલાઇકા કામ, તેરે પીછે કાળ ખડા રહા હે. ૮
થીર કર લે મન—વચ—કાય, તેરે પીછે કાળ ખડા રહા હે ૯
ક્ષમા માગ સર્વ જીવોંકે સાથ, તેરે પીછે કાળ ખડા રહા હે ૧૦
માન-લોભ-માયા હે સબ ચંડાળ, તેરે પીછે કાળ ખડા રહા હે ૧૧
યાદવોકો લે ગયે નરકકે દ્વાર, તેરે પીછે કાળ ખડા રહા હે. ૧૨
ચુડામણિ[5] મનુષ્ય દેહકો કયુ હાર, તેરે પીછે કાળ ખડા રહા હે. ૧૩
હું સબ જીવોસેં ક્ષમા માગનહાર, તેરે પીછે કાળ ખડા રહા હે ૧૪

રાયચંદ મૂલજી પારેખ

---

## વણિક વિષે છપ્પા

વાસ નહીં જ્યાં વણિક, નગર તે ઉજ્જડ કહેવું,
વાસ નહીં જ્યા વણિક, રાતવાસો નવ રહેવું;
વાસ નહીં જ્યાં વણિક, કશો વેપાર ન કરવો,
વાસ નહીં જ્યાં વણિક, તિહાં ભંડાર ન ભરવો;
વિદ્યા વિવેક બુદ્ધિ નહીં, વસે નહીં જ્યાં વાણિયો,
તે અધિક અઢાર વરણ વિષે, શામળે જુગતે જાણિયો. ૪

ભોગી ભૂપ સમાન, દયાળુ દાતા દાનો,
વણજ વજીરી વકીલ, મહીપતિનો મનમાન્યો;
નાણાવટમાં નેક, કોઈ ક દોઇ કણિયો,
દોશી દાસ દલાલ, ભલો ભંડારી ભણિયો;
ગુણસાગર દિલ ગિરુઓ ઘણો, લેણ દેણ લાયક લહ્યો,
સુવિચારી વિવેકી વાણિયો, શામળ ભટ કવિએ કહ્યો. ૫

---

૧ યાર-દોસ્ત-મિત્ર ૨ કાળ-મરણ ૩ વતન-દેશ (શરીરરૂપી દેહ) ૪ યાવત્-હમેશાં
૫ ચુડામણિરત્ન જેવો-મહામોંઘો મનુષ્યદેહ તે એળે ન ગુમાવવો.

# વર્તમાન ચોવીશીનાં ૨૪ જિનના ૨૧ સ્થાનો

ઉપરના નામનું ૭૨ ગાથાનું પ્રકરણ શ્રી સિદ્ધસેનસૂરિનું કરેલું અહીંના શ્રી સંઘના ભંડારમાંથી લભ્ય થતાં તેમાં બતાવેલો ભાવાર્થ અહીં યંત્રદ્વારા બતાવ્યો છે.

| તીર્થંકરનામ : | ૧ ઋષભદેવ | ૨ અજિતનાથ | ૩ સંભવનાથ | ૪ અભિનંદન |
|---|---|---|---|---|
| ૧ ચ્યવનવિમાન | સર્વાર્થસિદ્ધ | વિજયવિમાન | સાતમું ગ્રૈવેયક | સાતમું ગ્રૈવેયક |
| ૨ જન્મનગરી | વિનીતા | અયોધ્યા | સાવથ્થી | અયોધ્યા (વિનીતા) |
| ૩ પિતાનું નામ | નાભિરાજા | જિતશત્રુ | જિતારિ | સંવર |
| ૪ માતાનું નામ | મરુદેવા | વિજયા | સેના | સિદ્ધાર્થા |
| ૫ જન્મનક્ષત્ર | ઉત્તરાષાઢા | રોહિણી | મૃગશિર | પુનર્વસુ |
| ૬ જન્મરાશી | ધન | વૃષ | મિથુન | મિથુન |
| ૭ લંછન | વૃષભ | હસ્તિ | અશ્વ | કપિ |
| ૮ દેહમાન | ૫૦૦ ધનુષ્ય | ૪૫૦ ધનુષ્ય | ૪૦૦ ધનુષ્ય | ૩૫૦ ધનુષ્ય |
| ૯ આયુષ્ય | ૮૪ લાખપૂર્વ | ૭૨ લાખપૂર્વ | ૬૦ લાખપૂર્વ | ૫૦ લાખપૂર્વ |
| ૧૦ દેહવર્ણ | સુવર્ણવર્ણ | સુવર્ણવર્ણ | સુવર્ણવર્ણ | સુવર્ણવર્ણ |
| ૧૧ આંતરા | ૫૦ લાખ કોટી સાગરોપમ | ૩૦ લાખ કોટી સાગરોપમ | ૧૦ લાખ કોટી સાગરોપમ | ૯ લાખ કોટી સાગરોપમ |
| ૧૨ દીક્ષાપરિવાર | ૪૦૦૦ | ૧૦૦૦ | ૧૦૦૦ | ૧૦૦૦ |
| ૧૩ દીક્ષા-તપ | બે ઉપવાસ | બે ઉપવાસ | બે ઉપવાસ | બે ઉપવાસ |
| ૧૪ પ્રથમ પારણે આહાર | ઇક્ષુ રસ (વર્ષાંતે) | પરમાન્ન-ક્ષીર (બીજે દિવસે) | પરમાન્ન-ક્ષીર (બીજે દિવસે) | પરમાન્ન-ક્ષીર (બીજે દિવસે) |
| ૧૫ કેવળજ્ઞાનસ્થાન | પુરિમતાલ | અયોધ્યા | સાવથ્થી | અયોધ્યા |
| ૧૬ ગણધર સંખ્યા | ૮૪ | ૯૫ | ૧૦૨ | ૧૧૬ |
| ૧૭ મુનિ સંખ્યા | ૮૪૦૦૦ | ૧ લાખ | બે લાખ | ત્રણ લાખ |
| ૧૮ સાધ્વી સંખ્યા | ત્રણ લાખ | ૩૩૦૦૦૦ | ૩૩૬૦૦૦ | ૬૩૦૦૦૦ |
| ૧૯ યક્ષનું નામ | ગોમુખ | મહાયક્ષ | ત્રિમુખ | યક્ષેશ(ઇશ્વર) |
| ૨૦ યક્ષણીનું નામ | ચક્રેશ્વરી | અજિતબલા | દુરિતારિ | કાળી |
| ૨૧ સિદ્ધસ્થાન | અષ્ટાપદ | સમેતશિખર | સમેતશિખર | સમેતશિખર |

---

આ પ્રકરણમાં એકવીશ ઠાણાને અંગે કેટલીક વિશેષ હકીકતો છે તે નીચે પ્રમાણે—

## ૧ ચોવીશ પ્રભુના પિતાની ગતિ

ઋષભદેવના પિતા નાભિકુલકર નાગકુમારમાં દેવ થયા, પછીના સાત તીર્થંકરના પિતા ઇશાન દેવલોકમાં દેવ થયા, પછીના આઠ પ્રભુના પિતા સનત્કુમાર દેવલોકમાં દેવ થયા અને પછીના આઠ પ્રભુના પિતા ચોથા માહેંદ્ર દેવલોકમાં દેવ થયા.

| ૫ સુમતિનાથ | ૬ પદ્મપ્રભુ | ૭ સુપાર્શ્વનાથ | ૮ ચંદ્રપ્રભુ | ૯ સુવિધિનાથ |
|---|---|---|---|---|
| જયંતવિમાન | નવમું ગ્રૈવેયક | છઠ્ઠું ગ્રૈવેયક | વિજયંત | આણુતકલ્પ |
| અયોધ્યા | કોસંબી | વારાણસી | ચંદ્રપુરી | કાકંદી |
| મેઘરાજા | ધરરાજા | પ્રતિષ્ઠ | મહસેન | સુગ્રીવ |
| મુંગળા | સુસીમા | પૃથિવી | લક્ષ્મણા | રામા |
| મઘા | ચિત્રા | વિશાખા | અનુરાધા | મૂળ |
| સિંહ | કન્યા | તુલ | વૃશ્ચિક | ધન |
| ક્રૌંચ | પદ્મ. | સ્વસ્તિક | ચંદ્ર | મગરમચ્છ |
| ૩૦૦ ધનુષ્ય | ૨૫૦ ધ. | ૨૦૦ ધ. | ૧૫૦ ધ. | ૧૦૦ ધ. |
| ૪૦ લાખપૂર્વ | ૩૦ લાખપૂર્વ | ૨૦ લાખપૂર્વ | ૧૦ લાખપૂર્વ | બે લાખપૂર્વ |
| સુવર્ણવર્ણ | રક્તવર્ણ | સુવર્ણવર્ણ | શ્વેતવર્ણ | શ્વેતવર્ણ |
| ૯૦૦૦૦કોડીસા. | ૯૦૦૦કોડીસા. | ૯૦૦કોડીસા. | ૯૦કોડીસાગરો | ૯કોડીસાગરો૦ |
| ૧૦૦૦ સાથે | ૧૦૦૦ સાથે | ૧૦૦૦ સાથે | ૧૦૦૦ સાથે | ૧૦૦૦ સાથે |
| નિત્યભક્ત | બે ઉપવાસ | બે ઉપવાસ | બે ઉપવાસ | બે ઉપવાસ |
| પરમાન્ન | પરમાન્ન | પરમાન્ન | પરમાન્ન | પરમાન્ન |
| અયોધ્યા | કોસંબી | વાણારસી | ચંદ્રપુરી | કાકંદી |
| ૧૦૦ | ૧૦૭ | ૯૫ | ૯૩ | ૮૮ |
| ૩૨૦૦૦૦ | ૩૩૦૦૦૦ | ત્રણ લાખ | અઢી લાખ | બે લાખ |
| ૫૩૦૦૦૦ | ૪૨૦૦૦૦ | ૪૩૦૦૦૦ | ૩૮૦૦૦૦ | ૧૨૦૦૦૦ |
| તુંબરુ | કુસુમ | માતંગ | વિજય | અજિત |
| મહાકાળી | અચ્યુતા(સ્યામા) | શાતા | જ્વાળા(ભૃકુટી) | સુતારિકા |
| સમેતશિખર | સમેતશિખર | સમેતશિખર | સમેતશિખર | સમેતશિખર |

## ૨ ચોવીશ પ્રભુની માતાની ગતિ

પ્રથમના આઠ પ્રભુની માતા મોક્ષે ગઇ, પછીના આઠ પ્રભુની માતા સનત્કુમારમાં દેવ થઈ અને ત્યારપછીના આઠ પ્રભુની માતા ચોથા માહેંદ્ર દેવલોકમાં દેવ થઈ.

## ૩ કુમારાવસ્થામાં ચારિત્રગ્રહણ

રાજ્ય લીધા સિવાય રાજકુમારાવસ્થામાં શ્રી વાસુપૂજ્ય, મલ્લિનાથ, નેમિનાથ, પાર્શ્વનાથ ને મહાવીરસ્વામીએ ચારિત્ર ગ્રહણ કર્યું છે.

શ્રી મલ્લિનાથ અને નેમિનાથે પાણિગ્રહણ કર્યા સિવાય ચારિત્ર લીધું છે.

| ૧૦ શીતળનાથ | ૧૧ શ્રેયાંસનાથ | ૧૨ વાસુપૂજ્ય | ૧૩ વિમળનાથ | ૧૪ અનંતનાથ |
| --- | --- | --- | --- | --- |
| પ્રાણતકલ્પ | અચ્યુતકલ્પ | પ્રાણતકલ્પ | સહસ્રારકલ્પ | પ્રાણતકલ્પ |
| ભદ્દિલપુર | સિંહપુરી | ચંપાપુરી | કંપિલપુર | અયોધ્યા |
| દૃઢરથ | વિષ્ણુ | વસુપૂજ્ય | કૃતવર્મ | સિંહરથ |
| નંદા | વિષ્ણુ | જયા | સોમા | સુજસા |
| પૂર્વાષાઢા | શ્રવણ | શતભિષા | ઉત્તરાભાદ્રપદ | રેવતી |
| ધન | મકર | કુંભ | મીન | મીન |
| શ્રીવચ્છ | ગેંડો | પાડો | વરાહ | સીંચાણો |
| ૯૦ ધનુષ્ય | ૮૦ ધ. | ૭૦ ધ. | ૬૦ ધ. | ૫૦ ધ. |
| ૧ લાખપૂર્વ | ૮૪ લાખવર્ષ | ૭૨ લાખવર્ષ | ૬૦ લાખવર્ષ | ૩૦ લાખવર્ષ |
| સુવર્ણવર્ણ | સુવર્ણવર્ણ | રક્તવર્ણ | સુવર્ણવર્ણ | સુવર્ણવર્ણ |
| ૧ કોડીસા. ઊણુ[1] | ૫૪ સાગરોપમ | ૩૦ સાગરોપમ | ૯ સાગરોપમ | ૪ સાગરોપમ |
| ૧૦૦૦ સાથે | ૧૦૦૦ સાથે | ૬૦૦ સાથે | ૧૦૦૦ સાથે | ૧૦૦૦ સાથે |
| બે ઉપવાસ | બે ઉપવાસ | એક ઉપવાસ | બે ઉપવાસ | બે ઉપવાસ |
| પરમાન્ન | પરમાન્ન | પરમાન્ન | પરમાન્ન | પરમાન્ન |
| ભદ્દિલપુર | સિંહપુરી | ચંપાપુરી | કંપીલપુર | અયોધ્યા |
| ૮૧ | ૭૬ | ૬૬ | ૫૭ | ૫૦ |
| ૧ લાખ | ૮૪૦૦૦ | ૭૨૦૦૦ | ૬૮૦૦૦ | ૬૬૦૦૦ |
| ૧૦૦૦૦૬ | ૧૦૩૦૦૦ | એક લાખ | ૧૦૦૮૦૦ | ૬૨૦૦૦ |
| બ્રહ્મ | મનુજ (જક્ષેશ) | કુમાર | ષણ્મુખ | પાતાળ |
| અશોકા | શ્રીવત્સા (માણવી) | ચંડા | વિદિતા | અંકુશા |
| સમેતશિખર | સમેતશિખર | ચંપાપુરી | સમેતશિખર | સમેતશિખર |

## ૪ તીર્થવિચ્છેદ ક્યારે ક્યારે થયો ?

૨૪ પ્રભુના ૨૩ આંતરા પૈકી પ્રથમના ૮ આંતરામાં અને છેલ્લા ૮ આંતરામાં ધર્મવિચ્છેદ થયેલ નથી, વચ્ચેના ૭ આંતરામાં ધર્મવિચ્છેદ થયેલ છે. એટલે કે ૯મા ૧૦માના, ૧૦મા ૧૧માના, ૧૧મા ૧૨માના, ૧૨મા ૧૩માના, ૧૩મા ૧૪માના, ૧૪મા ૧૫માના અને ૧૫મા ૧૬માના આંતરામાં એમ ૭ આંતરામાં ધર્મવિચ્છેદ ૦|-૦|-૦|||-૧-૦|||-૦|-૦| એમ કુલ ૩|| પલ્યોપમ વિચ્છેદ થયેલ છે.

## ૫ પ્રથમ પારણું ક્યારે કર્યું ?

પ્રથમ પ્રભુએ વર્ષ દિવસે અને બાકીના ૨૩ પ્રભુએ દીક્ષાને બીજે જ દિવસે પારણું કર્યું છે. કઈ વસ્તુવડે કર્યું તે ઉપર બતાવ્યું છે.

*૧ સાગરોપમ તેમજ ૬૬ લાખ ને ૨૬ હજાર વર્ષે ઊણુ એક ક્રોડ સાગરોપમ સમજવા.

| ૧૫ ધર્મનાથ | ૧૬ શાંતિનાથ | ૧૭ કુંથુનાથ | ૧૮ અરનાથ | ૧૯ મલ્લિનાથ |
|---|---|---|---|---|
| વિજયવિમાન | સર્વાર્થસિદ્ધ | સર્વાર્થસિદ્ધ | સર્વાર્થસિદ્ધ | જયંતવિમાન |
| રત્નપુર | હસ્તિનાપુર | ગજપુર | નાગપુર | મિથિલાપુરી |
| ભાનુ | વિશ્વસેન | સૂર | સુદર્શન | કુંભ |
| સુવ્રતા | અચિરા | શ્રી | દેવી | પ્રભાવતી |
| પુષ્ય | ભરણી | કૃતિકા | રેવતી | અશ્વિની |
| કર્ક | મેષ | વૃષ | મીન | મેષ |
| વજ્ર | હરણ | અજ | નંદાવર્ત | કળશ |
| ૪૫ ધનુષ્ય | ૪૦ ધ. | ૩૫ ધ | ૩૦ ધ. | ૨૫ ધનુષ્ય |
| ૧૦ લાખ વર્ષ | ૧ લાખ વર્ષ | ૯૫૦૦૦ વર્ષ | ૮૪૦૦૦ વર્ષ | ૫૫ હજાર વર્ષ |
| સુવર્ણ વર્ણ | સુવર્ણ | સુવર્ણ | સુવર્ણ | નીલવર્ણ |
| ૩ સાગરોપમ પોણા પલ્યે ઊણુ | અર્ધપલ્યોપમ | ૦। પલ્યોપમ હજારક્રોડવર્ષઊણુ | ૧૦૦૦ ક્રોડ વર્ષ | ૫૪ લાખ વર્ષ |
| ૧૦૦૦ સાથે | ૧૦૦૦ સાથે | ૧૦૦૦ સાથે | ૧૦૦૦ સાથે | ૩૦૦ સાથે |
| બે ઉપવાસ | બે ઉપવાસ | બે ઉપવાસ | બે ઉપવાસ | ત્રણ ઉપવાસ |
| પરમાન્ન | પરમાન્ન | પરમાન્ન | પરમાન્ન | પરમાન્ન |
| રત્નપુરી | ગજપુર | ગજપુર | ગજપુર | મિથિલા |
| ૪૩ | ૩૬ | ૩૪ | ૩૩ | ૨૮ |
| ૬૪૦૦૦ | ૫૨૦૦૦ | ૬૦૦૦૦ | ૫૦૦૦૦ | ૪૦૦૦૦ |
| ૬૨૪૦૦ | ૬૧૬૦૦ | ૬૦૬૦૦ | ૬૦૦૦૦ | ૫૫૦૦૦ |
| કિન્નર | ગરૂડ | ગંધર્વ | યક્ષેંદ્ર | કુબેર |
| કંદર્પા(પ્રજ્ઞપ્તિ) | નિર્વાણી | બળા(અચ્યુતા) | ધરણી | વૈરોટ્યા (ધરણપ્રિયા) |
| સમેતશિખર | સમેતશિખર | સમેતશિખર | સમેતશિખર | સમેતશિખર |

## ૬ પારણું કરાવનારનાં નામ

૧ શ્રેયાંસ, ૨ બ્રહ્મદત્ત, ૩ સુરેદ્રદત્ત, ૪ ઇંદ્રદત્ત, ૫ પદ્મ, ૬ સોમદેવ, ૭ મહેંદ્ર, ૮ સોમદત્ત, ૯ પુષ્પ, ૧૦ પુનર્વસુ, ૧૧ નંદ, ૧૧ સુનંદ, ૧૩ જય, ૧૪ વિજય, ૧૫ ધર્મ( ધન )સિંહ, ૧૬ સુમિત્ર, ૧૭ વ્યાઘ્રસિંહ, ૧૮ અપરાજિત, ૧૯ વિશ્વસેન, ૨૦ બ્રહ્મદત્ત, ૨૧ દિન્ન, ૨૨ વરદિન્ન, ૨૩ ધનનૃપ, ૨૪ બહુલ બ્રાહ્મણ

## ૭ કયે વખતે ચારિત્ર ગ્રહણ કર્યું ?

૧ પાર્શ્વનાથ, ૨ અરિષ્ટનેમિ, ૩ શ્રેયાંસનાથ, ૪ સુમતિનાથ, ૫ મલ્લિનાથ–એ પાંચ પ્રભુએ પૂર્વાહ્નને, (બપોર પહેલા) ચારિત્ર લીધું છે અને બાકીના ૧૯ તીર્થંકરોએ અપરાહ્નને ( બપોર પછી ) ચારિત્ર લીધું છે.

| ૨૦ મુનિસુવ્રત | ૨૧ નમિનાથ | ૨૨ નેમિનાથ | ૨૩ પાર્શ્વનાથ | ૨૪ મહાવીરસ્વામી |
|---|---|---|---|---|
| અપરાજિતવિમાન | પ્રાણુતકલ્પ | અપરાજિતવિમાન | પ્રાણુતકલ્પ | પ્રાણુતકલ્પ |
| રાજગૃહી | મિથિલાપુરી | સૌરીપુર | વાણારસી | ક્ષત્રિયકુંડ |
| સુમિત્ર | વિજય | સમુદ્રવિજય | અશ્વસેન | સિદ્ધાર્થ |
| પદ્માવતી | વપ્રા | શિવાદેવી | વામાદેવી | ત્રિશલાદેવી |
| શ્રવણુ | અશ્વિની | ચિત્રા | વિશાખા | ઉત્તરાફાલ્ગુની |
| મકર | મેષ | કન્યા | તુલા | કન્યા |
| કચ્છપ | કમળ | શંખ | સર્પ | કેશરીસિંહ |
| ૨૦ ધનુષ્ય | ૧૫ ધ. | ૧૦ ધનુષ્ય | ૯ હાથ | ૭ હાથ |
| ૩૦૦૦૦ વર્ષ | ૧૦૦૦૦ વર્ષ | ૧૦૦૦ વર્ષ | ૧૦૦ વર્ષ | ૭૨ વર્ષ |
| શ્યામ વર્ણ | સુવર્ણ વર્ણ | શ્યામ વર્ણ | નીલ વર્ણ | સુવર્ણવર્ણ |
| ૬ લાખ વર્ષ | પાચ લાખ વર્ષ | ૮૩૭૫૦ વર્ષ | ૨૫૦ વર્ષ | * |
| ૧૦૦૦ સાથે | ૧૦૦૦ સાથે | ૧૦૦૦ સાથે | ૩૦૦ સાથે | એકાકી |
| બે ઉપવાસ | બે ઉપવાસ | બે ઉપવાસ | ત્રણ ઉપવાસ | બે ઉપવાસ |
| પરમાન્ન | પરમાન્ન | પરમાન્ન | પરમાન્ન | પરમાન્ન (ક્ષીર) |
| રાજગૃહી | મિથિલા(મથુરા) | ઉજ્જયંતગિરિ | વારાણસી | ઋજુવાલિકા નદી |
| ૧૮ | ૧૭ | ૧૧ | ૧૦ | ૧૧ |
| ૩૦૦૦૦ | ૨૦૦૦૦ | ૧૮૦૦૦ | ૧૬૦૦૦ | ૧૪૦૦૦ |
| ૫૦૦૦૦ | ૪૧૦૦૦ | ૪૦૦૦૦ | ૩૮૦૦૦ | ૩૬૦૦૦ |
| વરુણ | ભૃકુટિ | ગોમેધ | પાર્શ્વ | માતંગ |
| નરદત્તા | ગાંધારી | અંબિકા | પદ્માવતી | સિદ્ધાયિકા |
| સમેતશિખર | સમેતશિખર | ગિરનાર | સમેતશિખર | પાવાપુરી |

## ૮ છદ્મસ્થાવસ્થાના કાળનું પ્રમાણ

પહેલા તીર્થંકરનું હજાર વર્ષ, ૨ બાર વર્ષ, ૩ ચૌદ વર્ષ, ૪ અઢાર વર્ષ, ૫ વીશ વર્ષ, ૬ છ માસ, ૭ નવ માસ, ૮ ત્રણ માસ, ૯ ચાર માસ, ૧૦ ત્રણ માસ, ૧૧ બે માસ, ૧૨ એક માસ, ૧૩ બે માસ, ૧૪ ત્રણ વર્ષ, ૧૫ બે વર્ષ, ૧૬ એક વર્ષ, ૧૭ સોળ વર્ષ, ૧૮ ત્રણ વર્ષ, ૧૯ અહોરાત્ર, ૨૦ અગ્યાર માસ, ૨૧ નવ માસ, ૨૨ ચોપન દિવસ, ૨૩ ચોરાશી દિવસ, ૨૪ સાડા બાર વરસ.

## ૯ તપ કયા પ્રભુએ કેટલો કર્યો ?

૧ ઋષભપ્રભુએ વર્ષીતપ અને વીરપ્રભુએ સાડાબાર વર્ષ પર્યંત ઉગ્ર તપ કર્યો, પ્રભુએ છદ્મસ્થાવસ્થામાં વિશેષ તપ કર્યાનું જાણવામાં નથી.

* શ્રી ઋષભદેવના નિર્વાણુને અને મહાવીરસ્વામીના નિર્વાણુને ૪૨૦૦૦ વર્ષે ન્યૂન એક કોડાકોડી સાગરોપમનું અંતર સમજવું.

## ૧૦ કેવળજ્ઞાન પ્રાપ્તિ વખતે તપ

૧ ઋષભદેવ, ૨ પાર્શ્વનાથ, ૩ મલ્લિનાથ અને ૪ નેમિનાથને અઠ્ઠમ તપના ત્રીજે દિવસે કેવળજ્ઞાન થયું. વાસુપૂજ્યે એક ઉપવાસે અને બાકીના ૧૯ તીર્થંકરોએ છઠ્ઠ તપે-બીજે દિવસે કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું.

## ૧૧ કેવળજ્ઞાન જે વૃક્ષ નીચે પામ્યા તેનાં નામ

૧ ન્યગ્રોધ, ૨ સપ્તપર્ણ, ૩ શાલ, ૪ પ્રિયાલ, ૫ પ્રિયંગુ, ૬ છત્રાભ, ૭ શિરિષ, ૮ નાગ ( કેસર ), ૯ મલ્લિ, ૧૦ પિલુંખ, ૧૧ તિંદુળ, ૧૨ પાડલ, ૧૩ જંબુ, ૧૪ અશ્વત્થ, ૧૫ દધિપર્ણ, ૧૬ નંદી, ૧૭ તિલક, ૧૮ આમ્ર, ૧૯ અશોક, ૨૦ ચંપક, ૨૧ બકુલ, ૨૨ વેતસ, ૨૩ ધવ ( ધાતકી ) અને ૨૪ સાલવૃક્ષ નીચે કેવળજ્ઞાન પામ્યા—આ ૨૪ ચૈત્યવૃક્ષો કહેવાય છે.

## ૧૨ નિર્વાણતપ ( મોક્ષ પામ્યા ત્યારે કરેલ તપ )

૧ ઋષભદેવ ચૌદ ભક્તે ( છ ઉપવાસે ), મધ્યના બાવીશ તીર્થંકરો માસખમણે અને વીરપ્રભુ છઠ્ઠ તપ કરીને નિર્વાણ પામ્યા છે.

## ૧૩ નિર્વાણ સમયે મુનિપરિવાર

વીરપ્રભુ એકલા, પાર્શ્વનાથ ૩૩ મુનિ સાથે, નેમિનાથ ૫૩૬ મુનિ સાથે, મલ્લિનાથ ને સુપાર્શ્વનાથ પાંચશે મુનિ સાથે, વાસુપૂજ્ય છસો મુનિ સાથે, ધર્મનાથ આઠસો મુનિ સાથે, પદ્મપ્રભુ ૩૦૮ મુનિ સાથે, શાંતિનાથ ૯૦૦ મુનિ સાથે, વિમળનાથ છસો મુનિ સાથે, અનંતનાથ ૭૦૦ મુનિ સાથે, ઋષભદેવ દશ હજાર મુનિ સાથે અને બાકીના ૧૨ તીર્થંકરો હજાર હજાર મુનિ સાથે મોક્ષે ગયા છે.

## ૧૪ પૂર્વભવે શ્રુત કેટલું મેળવ્યું હતું ?

શ્રી ઋષભદેવના જીવ દ્વાદશાંગીધારક હતા, બીજા ૨૩ પ્રભુના જીવો ૧૧ અંગના ધારક હતા.

## ૧૫ પૂર્વે કેટલા સ્થાનકનું આરાધન કર્યું હતું ?

પહેલા ને છેલ્લા તીર્થંકરે વીશે સ્થાનક આરાધ્યાં હતાં અને મધ્યના ૨૨ પ્રભુએ ૧-૨-૩ અથવા વિશેષ સ્થાનકોની આરાધના કરીને તીર્થંકરનામકર્મ બાંધ્યું હતું.

## ૧૬ કયા પ્રભુની મૂર્તિના મસ્તક પર કેટલી ફણા હોય છે ?

શ્રી સુપાર્શ્વનાથની મૂર્તિ ઉપર છત્ર તરીકે ૧-૫-૯ ફણા હોય છે. શ્રી પાર્શ્વનાથની મૂર્તિ ઉપર ૩-૭-૧૧ ફણા છત્ર તરીકે હોય છે. બીજા પ્રભુની મૂર્તિ ઉપર ફણા હોતા નથી.

કુંવરજી



# વ્યવહાર–કૌશલ્ય

લેખક—મૌક્તિક

(૧૫૪)

**“ અભણ માણસને સમજાવવો સહેલો છે એમ સિદ્ધાંતમાં લાગે, પણ ચાલુ વ્યવહારમાં કોઇ પણ માણસ બીજાથી સમજી જાય એવી પરિસ્થિતિમા પોતાને મૂકવામા વાધો લે છે એટલુ જ નહિ, પણ જે માણસે તેને સમજાવેલ હોય છે તેને તે ધિક્કારે છે. ”**

સસ્કૃતમા એક સુભાષિત છે તેનો ભાવાર્થ એ છે કે ‘ અભણ માણસને સમજાવવો સહેલો છે, વિશેષ જાણકારને સમજાવવો એથી વધારે સહેલો છે, પણ અધકચરા માણસને–થોડી પૂજીએ મોટો જ્ઞાનવ્યાપાર કરનારને–હળદરને ગાઠીએ ગાધી બની બેઠેલા પડિતમૂર્ખને તો બ્રહ્મા પણ સમજાવી શકે નહિ ’

આ વાત સાદી, સાચી અને સમજાય તેવી છે તદ્દન અભણ માણસ હમેશા બીજાની દોરવણી પર આધાર રાખે છે એને મત આપવો હોય કે વેપાર કરવો હોય, પસદગી કરવી હોય કે નાસભાગ કરવી હોય–સર્વ કોઇ બાબતમા એને જરા સહાનુભૂતિપૂર્વક સમજાવો એટલે એ દોરવણીને આધીન થશે. નિષ્ણાત વિદ્વાન્ સમજુને તો દલીલથી દોરવી શકાય છે, એને દોરવવા માટે ન્યાયની કોટિ ઉપયોગી થાય છે, થોડુ કહેતા બાકીનુ બધુ એ સમજી જાય છે અને એને ગહધારે પર લાવવામા બહુ ઓછો પ્રયાસ પડે છે

પણ વચ્ચેનો અધકચરો વર્ગ છે એ બહુ આકરો થઇ પડે છે એ પોતાની જાતને સમજુ માને છે, એ અન્યની દોરવણી પર દોરવાવામા પોતાની આત્મલઘુતા સમજે છે એનામા અદર સત્ત્વ ઘણુ ઓછુ હોય છે છતા જે હોય છે તેમા પોતે મસ્ત હોય છે એ પોતાને હોશિયાર માને છે, પોતાની મર્યાદાઓથી એ બીલકુલ અણવાકેફગાર હોય છે અને બીજાને એ તુચ્છ માને છે દુનિયાની સમજણનો ઇજારો માનનારા આ વચલા વર્ગના પડિતમન્યો બીજો પોતાને દોરવી જાય એ વાતમા પણ પોતાની અલ્પતા માને છે અને ખાસ વાત તો એ છે કે એનુ સારુ ઇચ્છીને કોઇ દોરવવા કે સલાહ આપવાનો પ્રયત્ન કરે તો તેને એ મનથી ધિક્કારે છે અભણ માણસો પૈકી આ જાતના અર્ધદગ્ધોને સમજાવવા ઘણા મુશ્કેલ છે તેઓ પોતાનુ શ્રેય સમજી શકતા નથી અને તે શુ છે ? ક્યા છે ? અને કેમ મળે ? એ વાત સમજાવનાર તરફ માન કે પ્રેમની નજરથી જોતા નથી તદ્દન અભણ માણસો તો પોતાની મર્યાદા સમજે છે, પણ આ વચલા વર્ગના માણસોથી તો તોબા પોકારવી પડે તેવો દુનિયાનો ક્રમ છે અને આવો વર્ગ મોટો હોઈ એની સાથે સીફતથી કામ લેવાની જરૂર છે, એમા બળજબરી ચાલે તેમ નથી

---

“ In theory it is easy to convince an ignorant person, in actual life men not only object to offer themselves to be convinced, but hate the man who has convinced them ”

EPICTELUS (1-12-38) 13 C

(૧૫૫)

**મહાન કાર્ય એના કરનારની જિંદગીના નાશ સાથે નષ્ટ થઈ જતાં નથી, પણ એ કરનાર પાછળ જે જીવતા રહે અને એ કાર્યકરની યાદગીરી જાળવી રાખે-તેમનામાં એ કાર્ય જીવે છે અને ફાલેફૂલે છે.**

મોટાં કાર્ય કદી નાશ પામતાં નથી. મોટા કામનો આદર જ એવો સરસ હોય છે કે એમાં અંતરનો આનંદ આવ્યા જ કરે. મહાન કામો ઉપાડવા માટે શક્તિ જોઈએ, ધીરજ જોઈએ, મગજ જોઈએ, ચીવટ જોઈએ, ચીકટ વૃત્તિ જોઈએ અને देहं पातयामि वा कार्यं साधयामि એવો દૃઢ નિર્ણય અને આત્મવિશ્વાસ જોઈએ. મહાન કાર્ય હાથ ધરનારને બેવડો આનંદ છે. કામ ન થાય તો વીરચેષ્ટા કરી ગણાય અને થાય તો અસાધારણ સંતોષ થાય.

પ્રબળ પુરુષાર્થ અને દૃઢ નિર્ણય પાસે તો મોટા પર્વતો જેટલી કે જેની મુસીબતો પણ નભતી નથી. આત્મવિશ્વાસ એને સાધનો મેળવી આપે છે અને એવાં સાધનોનો લાભ એ ખૂબ આદરથી લે છે. આરંભ ન કરવો એ પ્રથમ ડહાપણની વાત છે અને આદરેલ કામને છેડે પહોંચી સિદ્ધિ પ્રાપ્ત કરવી એ બીજા નંબરની અક્કલની વાત છે. સુએઝની નહેર કરવાનો નિર્ણય કરનાર કે એવરેસ્ટના શિખર પર ચઢનાર અંતે વિજય હસ્તગત જરૂર કરે છે. વિજ્ઞાનની મહાન શોધો કરનાર કે વાયુયાનમાં ઊડવાનો રેકર્ડ કરનાર અંતે વિજય વરમાળ લે છે.

વિજ્ઞાનની શોધખોળ, સર્વદેશીય ત્યાગ કે સામાજિક ઉત્થાનના ભવ્ય કાર્યમાં કોઈ પડે ત્યારે એને મનમાં નિરુપમ આનંદ-સંતોષ થાય છે અને એવાં મહાન કાર્ય એવા કાર્યકરના અવસાનથી કદી મરી જતાં નથી એ તો નવયુગને દીવાદાંડી જેવા થઈ પડે છે અને માર્ગદર્શક થાય છે, તેમ જ પ્રગતિપ્રેરક સૂત્ર પૂરું પાડે છે. એડિસનની એક શોધ એના મરણથી મરી નથી ગઈ, એણે અનેક અવનવી દિશા એના પશ્ચાદ્ગામી વૈજ્ઞાનિકોને અર્પી છે. મહાત્માજીએ સાદાઈ, અહિંસા કે સત્યના પ્રયોગો કરી મહાન કાર્ય કર્યું છે તે તેઓશ્રી નહિ હોય તે દિવસે નાશ પામવાનું નથી. એવાં મહાન પ્રેરણાદાયી કાર્યો તો કરનારની પછી પણ જ્વલંત જીવતાં રહે છે અને નવયુગને પ્રેરણા આપે છે. મહાન કાર્યના વારસાને ઝીલનાર એ કામને વધારે બહલાવે છે, વિચારપથમાંથી કાર્યકર દશામાં એને મૂકે છે અને અધૂરાં રહેલાં વિગતો તથા વિભાગોને આગળ વિસ્તરાવે છે.

મહાપુરુષો જીવતાં હોય છે ત્યારે જનતાને મસ્તકે બેસે છે અને અવસાન પામે છે ત્યારે આકાશમાં ધ્રુવતારા તરીકે પ્રકાશી જીવનની દિશા સૂચવે છે. મહાન કાર્ય તેટલા માટે કદી મરતું નથી, એનો નાશ શક્ય કે કલ્પ્ય નથી, એનું અવસાન સંભવિત નથી. કુશળ મનુષ્યને મહાન કાર્યો જરૂર પ્રેરણા આપે છે.

" A great act does not perish with the life of him who performed it, lives and grows up into little acts in those who survive the doer thereof and cherish his memory." SMILES (26-9-38)

( ૧૫૬ )

### સુખમાં અને દુ:ખમાં, આનંદમાં અને દિલગીરીમાં, ફતેહમાં અને હારમાં, ધર્મમાં અને વેપારમાં જીવનના સર્વ સંયોગોમાં—નિર્ણયાત્મક તત્ત્વ ચરિત્ર છે.

**આપણે** પુત્રજન્મનો ઉત્સવ કરતા હોઇએ કે એકના એક ભાઇ, મિત્ર કે સ્નેહીના અવસાન પર નિવાપાંજલિ દેતા હોઇએ, આપણે પરીક્ષાના સુંદર પરિણામનાં અભિનંદનો લેતા હોઇએ કે વ્યાપારમા મોટી ખોટ જવાના ખ્યાલમા મૂંઝાતા હોઇએ, કેસ જીતીને આવ્યા હોઇ હરખાઇ જતા હોઇએ કે વાદવિવાદમા પાછા પડવાના ખ્યાલથી અકળાતા હોઇએ, આપણે ધર્મમાર્ગમા મોટી મખાવત કરી કર્તવ્યકરણના આનંદમાં હોઇએ કે વ્યાપારધંધામા દા' સફળ પડવાના આગ પર બેઠા હોઇએ—એ પ્રત્યેકમા અને સર્વમાં માપક તત્ત્વ તો આપણુ **ચરિત્રબંધારણ જ છે.**

ચારિત્રવાળો પ્રાણી સુખમાં મલકાઇ જતો નથી, દુ:ખ એને દબાવી દેતું નથી, આનંદનું પાર્થિવ સ્વરૂપ એ સમજે છે અને દુ:ખનું ઓસડ દહાડા છે એ વાતમા એને વિશ્વાસ હોય છે એને વિજયમાં અભિમાન થતું નથી અને પાછા હઠવામા નાસીપાસી હોતી નથી સચ્ચારિત્રશીલ મનુષ્યનુ જીવન ચોક્કસ **આદર્શ** પર ઘડાયલું હોય છે અને એ નિયમોને એ કદી ચૂકતો નથી. પરિણામે એના આતરશત્રુઓ જોર કરતા નથી. એ આપત્તિનુ મૂલ્ય આંકે છે અને સંપત્તિમા અભિમાનમા આવી જતો નથી એ વિજયવરમાળ પહેરે ત્યારે એને હર્ષોદ્રેક થતો નથી અને દુ:ખના દહાડામા એ અકળાઇ જતો નથી. સર્વ સંયોગોમા મન પરનો કાબૂ એ કદી ખોતો નથી અને મોટી ચિંતા, આકરા વ્યાધિ કે પ્રિયના વિયોગથી એ મૂંઝાતો નથી.

સર્વ સંયોગોમા એનુ મન સમચિત્ત રહે છે. એના ઘરને આગ લાગે તો સામે ઊભો ઊભો એ બળી જતો નથી અને મોટા અણધાર્યો લાભ મળી જાય તો તે નાચવા-કૂદવા મંડી જતો નથી આવી જાતની ચિત્તની **સમતા** પ્રાપ્ત કરવી એ સારા ચારિત્રવાનથી જ બને છે અને તે માટે નિરંતરનો **અભ્યાસ** અને ચાલુ **અનુભવો** કામમાં આવે છે, ધોરણ વગરનુ—નિયમવિહોણુ જીવન કર્ણ ( rudder ) કે સઢ વગરના વહાણ જેવુ છે અને જેવો પવન આવે તે પ્રમાણે યત્રતત્ર અવ્યવસ્થિત રીતે ઘસડાઇ જનારું છે. તે વસ્તુત: નકામુ છે અને અંતે પરિણામ વગરનુ છે.

જીવનના નિયમો ઘડો, મન પર સંયમ રાખો, સમચિત્ત થવાના સુંદર પરિણામો સમજો અને પછી જીવનની મોજો માણો. સુંદર વર્તન પર જીવનતત્ત્વનો નિર્ણય થાય છે. આનંદ માનવો એ તો અંતગતમાનો વિષય છે દૂધપાક કે કુશકા ઉપર સમભાવ થયો, સત્ય અને અહિંસા જમાવવા નિશ્ચય થયો, પ્રમાણિકપણે મળેલ પાઇમા રાજ્યપ્રાપ્તિ ગણવાની ભાવના આવી—એટલે બારે માસ ઉત્સવ જ છે. કુશળ પ્રાણી **સચ્ચારિત્રવાન** થઇ જીવન સફળ કરે છે.

"In happiness and unhappiness, in joy and sorrow, in success and failure, in victory and defeat, in religion and business, in all the issues of life, the determining factor is character" (4-10-38)

# વખત નથી

ઉપરના મથાળાવાળો લેખ ગુજરાતી પત્રમાં વાંચતાં તે વિષયમાં કાંઇક લખવાની ઇચ્છા થઇ. તેવામાં 'વ્યવહારકૌશલ્ય'માં આવેલો બહુ જ જૂનો લેખ બીજી આવૃત્તિ માટે છપાતો હતો તે વાચતાં તેમાં એમ લખેલ છે કે–'જો તમારે કામ કરાવવું હોય તો બહુ કામવાળાને શોધજો, નવરાને તો વખત નથી.' આટલા ઉપરથી જરા વધારે પ્રકાશ પડ્યો. '**વખત નથી**' એમ કહેનારા માણસો સાચા નથી. જો કે તેઓ ત્યા સુધી બોલે છે કે–'ખાવાનો ય વખત નથી, ઊંઘવાનો ય વખત નથી, છેવટ મરવાનો ય વખત નથી.' પરંતુ આ બોલવું વાસ્તવિક નથી. કામ કરનાર પાસે ગમે તેટલા કામનો ભરાવો હોય છતાં જો વ્યવસ્થા કરતાં આવડતી હોય, ક્રમ ગોઠવતાં આવડતો હોય, ટૂંકામાં નીકાલ લાવવાની સમજણ હોય અને દીર્ઘસૂત્રીપણું ન હોય તો જરૂર માણસ અનેક કામો બહુ સારી રીતે કરી શકે છે.

કોઇ ડાહ્યા માણસ પાસે સલાહ લેવા જશો તો તે ગમે તેટલા કામમાં હશે તો પણ તમારી વાત લક્ષપૂર્વક સાંભળીને તરત જ યોગ્ય સલાહ આપશે. નવરા માણસ પાસે પ્રાયે તો કોઇ સલાહ લેવા જતું જ નથી, પરંતુ કદી જાય તો તે લક્ષપૂર્વક વાત સાંભળશે નહીં, તેના પર પૂરતું લક્ષ આપશે નહીં અને યોગ્ય સલાહ પણ આપી શકશે નહીં વ્યાધિના પ્રસંગમાં અનેક દર્દીઓથી રોકાયેલો વૈદ્ય કે ડાકટર હકીકત સાંભળીને જે ઉપચાર બતાવશે તે નવરો વૈદ્ય કે પેશન્ટ વિનાનો ડાકટર બતાવી શકશે નહીં.

અનેક કેસોમાં ગુંથાયેલા મગજવાળો વકીલ કે બેરિસ્ટર નવા અસીલની વાત લક્ષપૂર્વક સાંભળશે અને તેને ભરવા જેવા પગલાં તરત જ કહી દેશે. તેમાં તે મૂંઝાશે નહીં.

બિનરોજગારી માણસ કોઈ સતત ઉદ્યમી પાસે સલાહ લેવા જશે તો તે આવનારની હકીકત સાંભળી તેની સ્થિતિને અનુસરતો ઉદ્યોગ બતાવશે અને તેવી અનુકૂળતા પણ કરી આપશે.

ઉપરના દૃષ્ટાંતોથી જણાશે કે–'**વખત નથી**' એમ કહેનારા જો કે અમુક અંશે સાચા પણ હોય છે, કામનો ભરાવો ઘણો હોય છે, અવકાશ ઓછો હોય છે, છતાં તે જો ધારે તો બીજાં કામો પણ હાથમાં લઇ શકે છે અને તેની યોગ્ય વ્યવસ્થા કરી તેમાંથી નીરાળો થઇ શકે છે. પ્રમાદમાં પડેલો 'વખત નથી' એમ કહે કે ન કહે, પણ તે કામ કરી શકતો નથી, ઉદ્યમી જ કામો કરી

શકે છે, માટે કામ કરી બતાવવાની ઇચ્છાવાળાએ 'વખત નથી' એ શબ્દથી બચાવ ન કરતાં અમુક મુદત આપવી અને તે વખતે આવનારનું કામ કરી આપવું.

કોઇ પણ ધર્મબંધુને સામાયિક, પ્રતિક્રમણ કરવાનું, જિનપૂજા કરવાનું અથવા વ્યાખ્યાન સાંભળવા આવવા વિગેરેનું કહેતાં ઘણા ભાઈઓ તરફથી 'ઇચ્છા તો ઘણી થાય છે, પણ વખત મળતો નથી.' આવા જવાબ મળે છે, પરંતુ તે જવાબ સાચો નથી. કરવા ધારે તો જરૂર વખત મેળવી શકાય છે. માત્ર પ્રમાદ તજવો પડશે, સ્ફૂર્તિ રાખવી પડશે, ગપ્પાસપ્પા મારવા માટે બેસી શકાશે નહીં, જો આમ કરશે તો જરૂર અનેક કાર્યો વહેલા મોડા પણ કરી શકશે. માત્ર કોઇ પણ કામ કરવાની તમન્ના થવી જોઇએ. કહેવું અઘટતું છે છતાં પ્રસંગોપાત કહેવું પડે છે કે-અવકાશ ન હોય છતાં નાની મોટી માંદગીમાં દિવસો વ્યતીત કરવા પડે છે કે નહીં? તે વખતે કેમ બધાં કામ બંધ કરવાં પડે છે, તેમ ધર્મકાર્ય કરવાને વખતે પણ બીજાં કાર્યોનો ટાઇમ આઘોપાછો-ઓછોવત્તો કરવાથી જરૂર કોઇ પણ શુભ કાર્ય થઈ શકશે.

આ વિષય ઘણો બહોળો છે, પરંતુ નિરુદ્યમીને ઉદ્યમી બનાવવા અને ઉદ્યમીમાં તેજ લાવવા આટલું જ લખાણ બસ માની લેખ સમાપ્ત કરવામાં આવે છે.

કુંવરજી

## ફરજીઆત કે મરજીઆત ?

શારીરિક કોઇ પણ વ્યાધિ થયો હોય અને વૈદ્ય અથવા ડાકટર કહે કે તમારે અમુક પદાર્થો નહીં ખવાય, આ પ્રમાણે પથ્ય પાળવું પડશે અને અમુક કડવી ને કસાયલી દવા લેવી પડશે કોઇ સાકરયુક્ત પેશાબવાળા વ્યાધિગ્રસ્તને કહે કે 'હવે તમારે જિંદગી પર્યંત ગળપણ ખવાશે નહીં, ખાશો તો મૃત્યુવશ થશો.' કોઇ ક્ષયની જરા સરખી અસરવાળા દર્દીને કહે કે 'તમારે સ્ત્રીસંગ બીલકુલ છોડી દેવો પડશે.' આ બધી વાત ફરજીઆત છતાં કબૂલ કરવામાં આવે છે, તેમાં જરા પણ આનાકાની કરવામાં આવતી નથી, પરંતુ આ કર્મના રોગથી ઘેરાયેલા જીવને તેના વૈદ્ય તરીકે શાસ્ત્રકાર કે ગુરુમહારાજ વિગેરે કહે કે 'તમારે અમુક પદાર્થો અભક્ષ્ય તજી દેવા પડશે, રાત્રિભોજન તજવું પડશે, ટાઢું પાણી નહી પીવાય અને બીજી પણ તેવી જ પરેજી પાળવી પડશે' એમ કહે, તેમ જ હિંસક વ્યાપાર નહી કરવાની કે અનીતિ તજી દેવાની, વિશ્વાસઘાત

નહીં કરવાની, પરસ્ત્રી સામે દૃષ્ટિ પણ નહીં કરવાની કે અતિ લોભતૃષ્ણા છોડવાની વાત બતાવે તે સાથે કર્મરૂપી વ્યાધિના પરમૌષધ તરીકે જિનપૂજા કરવાની, ગુરુવંદન કરવાની, તીર્થયાત્રા કરવાની, શક્તિ અનુસાર તપ કરવાની, જ્ઞાનવૃદ્ધિ કરવાની, પરમાત્માની વાણી ગુરુદ્વારા સાંભળવાની કે સ્વતંત્ર રીતે ધર્મશાસ્ત્રો વાંચવાની જરૂરીઆત બતાવે તો એ બાબત ફરજીઆત કરવાની ચોખ્ખી ના પાડશે અને મરજીઆત કરવાનું કહેશે એનું કારણ એ છે કે એ પોતે ભાવવ્યાધિથી ઘેરાયેલો છે એનું એને ભાન નથી. એ વ્યાધિને તે ઓળખતો નથી. એ વ્યાધિના પરિણામ તરીકે શરીરે વ્યાધિગ્રસ્ત રહે છે, નાણા મેળવવાના અનેક પ્રયાસો કરતાં છતાં કોઇ જગ્યાએ ફાવતો નથી, આબરૂ ઈજ્જત મેળવવાના પ્રયત્નો પણ નિષ્ફળ જાય છે. એમ અનેક બાબતો જુએ છે, જાણે છે, પરંતુ તે કયા કર્મના પરિણામ તરીકે છે તેની કડી મેળવી શકતો નથી. સંસારની અનેક બાબતો તે ફરજીઆત કરે છે ને કરાવે છે, તેમાં આનાકાની કરતો નથી; છતાં ધર્મના સંબંધમાં તેને ફરજીઆત કરવાનું ગોઠતું નથી કારણ એ જ છે કે ભારેકર્મીપણાથી એને ધર્મ કરવાનું પસંદ પડતું નથી. ધર્મને તે નિરુપયોગી માને છે અને તેમાં ' ફરજીઆત તો જોઇએ જ નહીં ' એમ દૃઢપણે કહે છે.

સંસારમાં અનેક બાબતો એવી છે કે જેમાં ફરજીઆત જોડાવાની જરૂર પડે છે. એમાં અત્યારના ડાહ્યા ગણાતા મનુષ્યો ના પાડતા નથી. ફરજીઆત કરે છે ને કરાવે છે, માત્ર આત્મહિતના કાર્યમા જ તેને ફરજીઆત કરવાનું ગોઠતું નથી. કેટલીક ધર્મની બાબતોને તે ધર્મ તરીકે સ્વીકારતા જ નથી અને ' શું એમાં જ ધર્મ છે ? ' એમ કહીને તેની ઉપેક્ષા કરે છે.

બાળકને નિશાળે મોકલવા વિગેરે અનેક બાબતમાં પોતે ફરજીઆત પ્રવૃત્તિ કરે છે. તે બાળક ઉમરલાયક થઇ કેળવણીનો લાભ સમજે ત્યારે પછી ફરજીઆતની જરૂર રહેતી નથી, પરંતુ તે વખતે તે સુજ્ઞ સ્થિતિમાં આવેલ હોય છે. તે જ પ્રમાણે ધર્મના સંબંધમાં પણ જ્યારે મનુષ્ય તેનો લાભ સમજે છે ને તેની જરૂરીઆત સ્વીકારે છે ત્યારપછી ફરજીઆત કરાવવાની જરૂર પડતી નથી; પરંતુ એ સંબંધમાં પોતાનું બાળપણું છતાં તે પોતાને સુજ્ઞ માની બેસે છે. આ વિષયનો દીર્ઘ વિચાર કરતાં ચોક્કસ જણાશે કે મનુષ્યજિંદગી સફળ કરવા માટે ધર્મારાધન ફરજીઆત કરવા કરાવવાની અનિવાર્ય જરૂરીઆત છે તેનો જે અસ્વીકાર કરે છે તે ભૂલ કરે છે અને ભૂલ કરાવે છે તેને માટે ખરી વાત તેમને સમજાવવાની આવશ્યકતા છે.

કુંવરજી



ક્ષાએ પોતાને વિસ્મરે છે તત્સમયે જ તે આનન્દ, મસ્તી અને વિજયના સૂક્ષ્મ આન્ત પ્રદેશમાં પ્રવેશ કરે છે. દેહનામનું ભાન ભૂલવાની સાથે જ આત્માની વીર્યશક્તિ જાગ્ર થાય છે અને તે અગમ્યને ગમ્ય કરે છે. દેહ, નામ, મૃત્યુ વગેરેને ભૂલી જવાથી આ શક્તિનાં બારણાં ખૂલે છે અને આત્મામાં અનેક શક્તિઓ પ્રગટે છે.

સંગ્રાહક:—શાંતિલાલ છોટાલાલ શા

# चिंतन

૧ મન સ્વસ્થ હોવા માટે સાનુકૂળ સંજોગોની આવશ્યકતા છે.

૨ જાગૃતદશાના સંસ્કારોથી થયેલા પ્રત્યય ( Impression ) સ્વપ્નરૂપે સ્ફુરે છે

૩ જેમ જેમ અભ્યાસ અને વય વધતાં જાય છે તેમ તેમ નવી નવી જાતન જ્ઞાન અને અનુભવ દૃષ્ટિ સમક્ષ ખડાં થાય છે.

૪ યુવાવસ્થા ઘા ભૂલે છે, પરંતુ ઉત્તરાવસ્થામાં ઘા વકરે છે.

૫ જીવનમાં જે દુઃખ જીરવી જાણે છે તે જ સુખની કદર બૂઝે છે.

૬ સુખીઆઓને મરણ ભયરૂપ લાગે છે, ત્યારે દુઃખીઆઓ મૃત્યુથી સંતો માને છે, કારણ કે તેવી રીતે જીવવામાં પણ હ્રદયનું જોર જોઈએ છે.

૭ જીવનવ્યવહારમાં સુખદુઃખના રૂપ ભાતભાતનાં હોય છે, પરંતુ અનુભ અથવા અવલોકન વિના તેની કલ્પના આવવી પણ મુશ્કેલ છે.

૮ બુદ્ધિમાન પુરુષે જડ વસ્તુમાંથી પણ ઉપદેશ લેવાનો છે.

૯ મિત્રતા કરવી એટલે વિશ્વાસમાં લેવાવું એમ નથી, પણ વિશ્વાસના પેટામ અવિશ્વાસ રાખી જાગૃત રહેવું.

૧૦ ગુણની કિંમત ગુણ ન હોય ત્યારે થાય છે, સુખની કિંમત દુઃખમાં થાય છે અને સારાની કિંમત નરસું કરાવે છે.

૧૧ સારાં માઠાં બધા ય પરિણામ આપણા સંચિતનાં ફળરૂપ હોય છે.

૧૨ સ્ત્રીઓની હ્રદયગુહા ઉપર જેમ લજ્જાનો પટ છે, તેમ પુરુષની હ્રદયગુહા ઉપર ગંભીરતાનો કર્કશ પટ છે.

૧૩ સમર્થ વ્યક્તિનું પૂજન એ સર્વનો ધર્મ છે, પણ એ વ્યક્તિના પુત્ર-પૌત્રોમાં કે ઉપદેશકોના પુત્ર-પૌત્રોમાં પણ એ વ્યક્તિનું સામર્થ્ય કલ્પ્યા જ કરવું, એવી ભૂલો લોકો કેમ કરતાં હશે ?

૧૪ રૂઢી અને વ્યવહારના ખડકો ગરીબીમાં ઓળંગાતા નથી-મુશ્કેલ થઈ પડે છે

૧૫ જીવનમાં વટ, વહીવટ અને વ્યવહારમાં પાવરધા રહેવું અને માન, મરતબે તથા મોભો મેળવતા જવું એ જરૂરનું છે

શાહ મોહનલાલ હરિચંદ શીહોરી

# પતિવ્રતા ચીડિયા ( ચકલી )

સામાન્ય રીતે એમ મનાય છે કે સમજણ–સદાચાર–વિવેક ઇત્યાદિ ગુણોનો ઇજારો મનુષ્યોએ રાખ્યો છે, પરંતુ આ એકાંત સત્ય નથી, અર્થાત્ મનુષ્યમાત્ર જ સદાચારી હોય એવું નથી. માનવહૃદયમાં જો પ્રવેશ થઇ શકતો હોય–અરેબીઅન નાઇટ્સમાં વર્ણવેલ કોઇ ચમત્કાર આપણને સાંપડી જાય અને તે દ્વારા પ્રત્યેક મનુષ્યના આતરિક ભાવોને જો જાણી શકીએ તો આપણા આશ્ચર્યનો પાર ન રહે તેટલા પ્રમાણમાં અસદાચારીપણું નજરમાં આવે. મનુષ્યો વિરુદ્ધ તિર્યંચોને આપણે વિવેકહીન માન્યા છે અને તેથી માતા–પુત્રીમાં પણ આસક્ત બનવાનો સામાન્ય આરોપ પશુપક્ષીઓ ઉપર મૂકાય છે; પરંતુ આ પણ સંપૂર્ણ સત્ય નથી. પશુપખીઓમાં પણ સદાચારી હોઇ શકે છે તેવા ઘણા બનાવો નોંધાયેલા જોવાય છે.

**'અનેકાંત'** માસિકના જેઠ માસના અંકમાં શ્રીયુત અયોધ્યાપ્રસાદ ગોયલીયના **"जीवन के अनुभव"** શીર્ષક લેખમા કેટલાક સદાચારી પશુઓના બનાવો રજૂ કર્યા છે. તેમાંથી પ્રસ્તુત મથાળાનો લેખ અક્ષરશઃ અનુવાદ કરી અત્રે રજૂ કરવામા આવે છે. આ હૃદયંગમ બનાવમાંથી પાઠકો સાર ગ્રહે એ જ શુભેચ્છા વર્તે છે.

"૧૨મી માર્ચ ૧૯૩૦ના પ્રાતઃકાળનો એ સોહામણો વખત હતો. અમે બધા 'સી' કલાસના રાજનૈતિક કેદીઓ માઉન્ટ ગુમરી જેલમાં કપડાનું થાન વણતા હતા. લગભગ આઠ વાગ્યાના સુમારે એક ચીડિયા સાથે એક ચીડાને સખ્ત રીતે લડતો જોયો. ચીડો તેના પર બળાત્કાર કરવા માગતો હતો પણ તે ચીડીઆ જાન પર આવીને પોતાને તેમાંથી બચાવી રહી હતી. ચીડાનો મનોરથ સફળ ન થવાથી તેણે ક્રોધાવેશમાં આવી જઇને ચીડીઆની ગરદન પીંખી નાખી. આથી તેનુ પ્રાણપંખેરૂ ઊડી ગયું. મરી ગયા પછી ચીડીઆ ઊંચી દીવાલ પરથી નીચે જમીન પર પટકાઈ પડી. અમે બધા કુતુહલવશ બની–અમારું કામ છોડી તેની ચારેકોર ફરી વળ્યા. એક બે મિનિટમા જ એક બીજો ચીડો ત્યા આવ્યો અને અમારા પગ પાસે પડેલી ચીડીઆને અતિ આતુરતાથી અને શોકથી સુંઘવા લાગ્યો. તેને ઉડાડવા પ્રયત્ન કર્યા છતાં તે ઊડ્યો નહિ. તેનો તડફડાટ કઠોર હૃદયને પણ પીગળાવે તેવો હતો. આ ઉપરથી જણાતું હતું કે નવો આવેલ ચીડો જ મૃત ચીડીયાનો વાસ્તવિક પતિ હતો. તે એટલો બધો શોકાતુર બન્યો હતો કે તેને અમારા તરફનો લગાર પણ ભય રહ્યો ન હતો. અમે આ કુતુહલ અથવા આદર્શ પ્રેમને જોઈ રહ્યા હતા. એટલામાં જેલ સુપ્રિન્ટેન્ડેન્ટ અને જેલર ત્યાં આવી ચડ્યા. તેમણે જ્યારે આ વાત સાંભળી ત્યારે તેમના નેત્રો પણ સજળ બન્યાં. મરેલી ચીડીઆને જોઇ જોઇને બીજો આવેલ ચીડો કોઈ રીતે શાંતિથી બેસે જ નહીં. આ કારણે અમે ચીડીઆને ત્યાંથી ઉઠાવી તેની નજરથી દૂર કરી ત્યારે તો એ ચીડો વિશેષ બેચેનીથી આમથી તેમ ઘુમવા લાગ્યો. તેના ભાગ્યયોગે મૃત

ચીડીઆની બે નાની પાંખો ત્યાં પડી ગઇ હતી. અંતમાં લાચાર થઇ, સ્મૃતિ-સ્વરૂપ તે બે પાંખોને ચીડો પોતાના માળામાં લઈ ગયો કે જ્યાં ક્યારેક તેઓ પ્રેમથી દામ્પત્યજીવન વ્યતીત કરતા હશે.

જેવી રીતે તે ચીડો તરફડતો અમારા પગ પાસે ઘુમતો હતો તેથી બરાબર વિપરીત પ્રથમનો કામાતુર ઘાતક ચીડો દીવાલ પર ભયભીતતાથી બેઠો હતો અને સાશંક નજરે અમારી તરફ જોતો હતો. મરેલી ચીડીઆ પાસે આવવાની તો તેની હિંમત જ ન હતી. વાત પણ ઠીક છે કે એક પ્રેમી, જેનું હૃદય પ્રેમથી તરબોળ છે તે પોતાના શત્રુઓની પાસે પણ નિઃશંકતાથી ચાલ્યો જાય છે અને જેના હૃદયમાં પાપ છે તે બધી જગ્યાએ ભયભીત રહે છે. પતિવ્રત, બ્રહ્મચર્ય અને પ્રેમનો આ આદર્શ આજ નવ વર્ષ પછી પણ એક ચિત્રની માફક નજર સામે દેખાયા કરે છે. "

## હથેળીમાં સિદ્ધિ

जो दव्वे होइ मइ, अहवा तरुणीसु रूपवन्तिसु ।
सा जइ जिणवरधम्मे, करयलमज्झे ठिया सिद्धि ॥ १ ॥

અર્થાત્-દ્રવ્યપ્રાપ્તિમાં અને તેના રક્ષણમાં મનુષ્યોની જેવી મતિ હોય છે તેમજ સ્વરૂપવાન તરુણ સ્ત્રી પ્રત્યે જેવી બુદ્ધિ પ્રવર્તે છે તેવી જો શ્રી જિનવરના ધર્મમાં વર્તે તો કરતલ-હથેલીમાં સિદ્ધિ આવીને વસે.

વાત તદ્દન સાદી છતાં ભારે કઠીન છે. એ સર્વમાન્ય અનુભવની વાત છે. જે ચિત્તવૃત્તિ સતત પૈદ્ગલિક વસ્તુઓને ઢુંઢી રહી છે-મન, વચન, કાયાના વ્યાપાર અહર્નિશ જે લૌતિક પદાર્થો મેળવવા મથી રહ્યા છે તેને એ સ્થાનેથી ખસેડી શ્રી જિનેશ્વરે પ્રરૂપેલા માર્ગમાં જો લાવવામાં આવે તો શું બાકી રહે ?

જગતમાં મહાન બંધન કહો કે સર્વશ્રેષ્ઠ પ્રલોભન-આકર્ષણ કહો તો મુખ્યત્વે બે જ વસ્તુઓ આપણી નજરે ચડશેઃ

### કંચન અને કામિની

એ સિવાયની ઘણી ચીજો પ્રલોભનકારી તો છે, પણ તે સર્વની અસર આ બે જેવી કાતિલ અને ઉગ્ર નથી તેથી કંચન-કામિનીની જોડી જગવ્યવહારમાં પ્રધાનપદે ગણાય છે, બીજી બાબતોનો ક્રમ ત્યારપછી આવે છે.

અર્થોપાર્જન માટે મનુષ્યો કેટલા દુઃખો સહે છે ? દરીઆપાર જવું પડે છે, વિદેશમાં ભટકવું પડે છે, અન્યનું દાસત્વ સ્વીકારવું પડે છે, ક્ષુધા-તૃષા-

અપમાન આદિ વેઠવા પડે છે, દિવસ ને રાત એ જ વ્યાધિ ગગજને કોરી ખાય છે, આટલું કરવા છતાં લક્ષ્મીદેવીની કૃપા થવી એ તો પૂર્વકૃત સુકૃત યાને પુણ્યને જ આભારી છે. તેથી જ કહેવાયું છે કે " लक्ष्मीः पुण्यानुसारिणी " લક્ષ્મીદેવી તેના અનેક કિંકરોમાંથી કોઈના ઉપર જ પૂર્ણ કૃપા કરે છે, કોઇકના પર તે હાસ્ય કરે છે, તો કોઇની અભિમુખ તે થાય છે કાયમી પ્રણય તો વિરલ જન સાથે જ શ્રીદેવી કરતા હશે ! અને તેમ છતાં મનુષ્યો તેની આશામાં કેટલું સડે છે ?

સ્ત્રી એ જગતનું અનેરું કદાચ સૌથી મહાન બંધન છે. લક્ષ્મીનો મોહપાશ છૂટે તેવો છે, પણ સ્ત્રીના કટાક્ષની જેને જરા પણ અસર ન થાય-જેનું ચિત્ત ચલિત ન થાય તે કાં તો મહાન યોગી હોય અથવા પશુ હોય એમ શ્રી ભર્તૃહરિ કહે છે તે યથાર્થ જ છે કુદરતી રીતે જ સ્ત્રીઓમાં સૌંદર્યનો વાસ હોય છે. કોમળતા તો સ્ત્રીઓને સ્વભાવસિદ્ધ હોય છે, તેથી પુરુષ માટે તેના સમાન અન્ય આકર્ષણ વિશ્વમાં બીજું નથી. તેમાં પણ જેના અંગેઅંગમાંથી લાવણ્યની છોળો ઉછળતી હોય, જેની કમનીયતા—સુંદરતા, તેને જ્યાં જાય ત્યાં સામ્રાજ્ઞી સમાન માન અપાવની હોય, જેના હાવ-ભાવ, અંગમરોડ, હલન-ચલન ઇત્યાદિમાં કળા વર્તતી હોય, જેના શબ્દે શબ્દે પુષ્પ ઝરતાં હોય એવી મદિરાસમાન અસર કરનાર દર્શનીય રામા-સ્ત્રીને જોતાં કયો પુરુષ સંયમિત રહી શકે ? કોણ તેની અસરથી મુક્ત રહી શકે ? મતલબ કે આ બન્ને ચીજો-દ્રવ્ય અને સુંદર સ્ત્રીની પ્રાપ્તિમાં મનુષ્યના મન, વચન, કાયાના સર્વ ભાવો અહોનિશ તીવ્રપણે વર્તતા હોય છે. આવો અતીવ ભાવ જો શ્રી જિનધર્મમાં-જિનપ્રણીત માર્ગમાં વર્તે તો સિદ્ધિગતિ હાથમાં જ સ્થિર થાય એમ કહેવામાં લેશ પણ અતિશયોક્તિ નથી.

કંચન અને કામિની એ બે વસ્તુએ આ જગતના જીવોને પોતાની માયાજાળમાં ફસાવી એવા બેશુદ્ધ કરી દીધા છે કે તેને કૃત્યાકૃત્યનું પણ ભાન રહેવા દીધું નથી. આ સંબંધમાં ઘણો ઉપદેશ સંભળાય છે, પરંતુ તેની મોહવશ જીવને અસર થતી નથી.

જ્યારે આ બે વસ્તુ ઉપર છે તેવો ગાઢ પ્રેમ શ્રીજિનમાર્ગને વિષે આ હૃદયમાં વર્તશે ત્યારે જ ભવરોગ ટળશે હમણા તો આ રટણ છે કે—

अपूर्व अवसर एवो क्यारे आवशे.......?

રાજપાળ મગનલાલ વહોરા

——•——

પુનઃ પ્રવેશ મનાતણું[૬], મોટું પાટિયું એક;
ચિત્તદ્વાર પર ચોડીને, તસ્કર રોક અનેક. ૧૪

આત્મવીર્યમય વજ્રનો, દંડ ગ્રહી નિજ હાથ;
ચિત્તદ્વાર પર બેસીને, કર ચોકી દિનરાત. ૧૫

કો પણ ચોર કવચિત ધરે, પ્રવેશવા જો હામ;
તો નિર્દય થઇ તેહને, હણી નાંખજે આમ. ૧૬

ક્રોધ ક્રોધથી મારવો, ક્ષમા-શસ્ત્રથી સાવ;
માન માનનું મોડવું, માર્દવ યંત્ર પ્રભાવ. ૧૭

માયા ભુજંગી[૭] રોધવા, જપવો આર્જવ મંત્ર;
લોભ સુભટને થોભવા, અલોભ શોભન તંત્ર. ૧૮

[૮]રાગ રાગનો કાઢવા, ધર ઉત્તમ વૈરાગ;
દ્વેષ શલ્ય આકર્ષવા, મૈત્રી ભાવ સુભાગ ! ૧૯

મહામોહ સંહારવા, વિવેકની તલવાર;
કર્મકટકને કાપવા, તપની તોપ કરાલ[૯]. ૨૦

વૈભાવિક પરિણામથી, પાછો વળીને આમ;
**'પ્રતિક્રમણ'*** કરી બેસ તું, જઈ પાછો નિજ ઠામ. ૨૧

**'સામાયિક'** કરતો સદા, સ્થિર ધરી સમભાવ;
નિરત[૧૦] થઇ સ્વાધ્યાયમાં, આત્મભાવના ભાવ. ૨૨

સાચવતો પોતાતણું, કરી પારકો ત્યાગ;
**'પચ્ચખ્ખાણ'** પરવસ્તુનું, કરી લીએ મહાભાગ. ૨૩

પરમ પુરુષ પરમાત્મના, પદપદ્મે પ્રણિધાન;
પ્રબળ પ્રેરણા પીયૂષનું, પરમ કરાવે પાન. ૨૪

તે પાને પછી કાયનો, કરી સાવ ઉત્સર્ગ[૧૧];
અમૃત થઇને પામશે, **મનનંદન** અપવર્ગ[૧૨]. ૨૫

**ભગવાનદાસ મનઃસુખભાઈ મહેતા**

---

૬ મનાઇનું. ૭ સાપણ ૮ રંગ. ૯ ભયંકર. ૧૦ રક્ત-આસક્ત. ૧૧ ત્યાગ. ૧૨ મોક્ષ.

* स्वस्थानात्यत्परस्थानं, प्रमादस्य वशाद् गतः ।
तत्रैव क्रमणं भूयः, प्रतिक्रमणमुच्यते ॥ १ ॥

પ્રતિક્રમણની વ્યાખ્યા—પોતાના સ્થાનથી પરિભ્રષ્ટ થઇ પ્રમાદવશે કરીને જે પરસ્થાનમાં ગયો છે, તેનું ત્યાં જ ( સ્વસ્થાનમાં ) પાછું જવું (આવવું) તે પ્રતિક્રમણ.

# પ્રભાવિક પુરુષો

## ચેડા મહારાજા

( ૪ )

"સુવેગા! તારા કુંવરીબાને સત્વર જઇને ખબર આપજે કે ચિરકાળસેવિત મનોરથ-વૃક્ષને ફળ બેસવાનો સમય આવી રહ્યો છે."

"સૌગંધિક મહાશય! આમ આજ-કાલ કરતાં તો આ વાતને વર્ષનાં વહાણા વાયાં. મારી શેઠાણીની ધીરજનો અંત આવ્યો છે. પ્રેમરૂપી ખંજરનો ઘા જેને વાગ્યો હોય તે જ એનું દુઃખ કેટલું થાય છે એનો ક્યાસ કાઢી શકે 'પ્રસૂતિની પીડા વધ્યા ન જાણી શકે' એ લોકોક્તિ ખરેખર સાચી છે. અંતરની વ્યથાનો સાચો તાગ પ્રેમી યુગલો જ સમજી શકે, માટે આવા વાયદા કરવાનું છોડી દઇ સાચેસાચું કહો કે વાત કયા આવીને અટકી છે?"

"સુવેગા! ત્યારે તું શું એમ સમજે છે કે આ બધી બનાવટ થાય છે? તારા કુંવરીબાને તો મારી સંગાતે પરિચય નથી, પણ ચેટક મહારાજના અંતઃપુરની તારા સરખી દક્ષ દાસી કે જેની સોબત મેં વિશાલામાં પગ મૂકયો ત્યારપછી માત્ર પંદર દિવસમાં થઈ છે અને તે એકધારી અત્યાર સુધી ચાલી આવે છે તેણીને પણ મારા વચનની કિંમત નથી? તો પછી કહેવું જ પડશે કે ખરેખરો કળિયુગ આવ્યો."

"મહાશય! આમ ઉત્તેજિત થવાનું કારણ નથી એમાં અણુવિશ્વાસનું પણ કારણ નથી. બાકી તમે વેપારી સોદાગર ક્રય-વિક્રયના વ્યવસાયમાં અન્ય સૌ કંઇ ભૂલી જાઓ, નફાતોટાના આંકડા મૂકતાં તમને ખાવાનું પણ ન સાંભરે! ભલેને બિચારી કુળવંતીને ઠંડી પડતી રસોઈ વારંવાર ચૂલો ફૂંકી ગરમ રાખવી પડે! મારી કુંવરીબાનો શો વાંક કાઢું? હું નજર સામે નિહાળી રહી છું કે અહીં આવ્યાને તમોને વર્ષ ઉપરાંતનો અવધિ વીતી ગયો. દરમીઆન નથી તમે એક વાર દેશભેગા થયા કે નથી તમારી ઘર-વાળીને અહીં બોલાવી! શું તમને બૈરીછોકરાં સાંભરતાં પણ નથી? તમે ગૃહસ્થાશ્રમી છો એ તો આપણા પ્રથમ પરિચયથી જ હું જાણી ચૂકી છું, એટલે જ આજે છાતી ઠોકી કહી શકું છું કે ક્યાં તો પ્રેમ શું ચીજ છે એ તમે જાણતા જ નથી અથવા તો તમે કેવળ વ્યવસાયના કીડા છો! ધનના દાસ છો! એમ ન હોય તો છતે સાધને આવું નિરસ જીવન કોણ ગાળે? પુરુષના હૃદય ખરેખર કઠોર જ હોય છે!

"જ્યારથી તમારી પાસેથી પેલી છબી લઈ જઈ મેં મારી સ્વામિનીને બતાવી છે ત્યારથી તેણીની દશા એટલી બધી

પલટાઈ ગઈ છે કે મને તો લાગે છે કે એ અગાઉના સુજયેષ્ઠા બ્હેન જ ન હોય! કયાં પૂર્વનું સ્વતંત્ર ને મોજીલું જીવન અને કયાં અત્યારનું પરતંત્ર ને વિહ્વળ જીવન! કોણ જાણે એ છબીના દર્શને શું જાદુ કર્યું છે કે ત્યારથી એમનો આનંદ, કુતૂહળ અને તનમનાટ પલાયન કરી ગયો છે અને એનું સ્થાન ગંભીરતા ને વિચારમગ્નતાએ લીધું છે. એમાં કેટલીક વાર ઉદ્વેગની રેખા પણ જણાય છે. સતત એ પ્રતિકૃતિના વિચાર એકાંત મળતાં ચાલતા જ હોય છે અને સ્વપ્નમાં પણ એ નામનો લવારો થઈ જાય છે. નથી તો પૂરું ખાતાં કે નથી તો પૂરું ઊંઘતાં! કયાં એ પૂર્વની કંચનવર્ણી દેહલતા અને જુવાનીના અદમ્ય તનમનાટથી નાચતાં અંગો! અને કયાં હાલની ગ્રીષ્મઋતુની સરિતાપટ સમી શુષ્ક કાયા! પ્રીતની રીત ન્યારી છે અને એની કારમી અસર મરદ કરતાં સ્ત્રી-હૃદય પર સત્વર ને સચોટ થાય છે. જેમ ચક્રવાકી ચક્રવાક પાછળ પોતાના જીવનની આહૂતિ દેતાં પાછી પાની નથી કરતી અને જેમ પતંગીઉં દીપકની જ્યોત પાછળ ફનાગીરી વહોરે છે તેમ જેણે પ્રેમરસનું પાન કર્યું છે એને મન જીવન-અર્પણ એ મામુલી વસ્તુ છે. 'પ્રેમપંથ પાવકની જ્વાળા છે' એથી મારા તમારા જેવાં દેખનારાં દાઝે છે, બાકી અંદર પડેલાં તો મહાસુખ માણે છે.

"આટલો લાંબો ઇતિહાસ વાંચવાનું પ્રયોજન એટલું જ કે મારી સ્વામિનીની દિવસે દિવસે થઇ રહેલી ગંભીર દશાનો પરદેશી બંધુ તમને સાચો ખ્યાલ આવે. એ વાત પરથી તમારી સરખા પુરુષ-હૃદયને સમજાય કે સીતા-દ્રૌપદી-દમયંતી અથવા તો કળાવતી કે અંજના જેવી મહાસતીઓના પ્રેમ એ ગુલામી દશાના પ્રતીકરૂપ નહોતાં! તેમ નહોતાં એ પાછળ પુરુષજાતિએ ગોઠવેલાં સમાજતંત્રના ભય કે નૈતિક કાનૂનનાં બંધન. એની પાછળ તો સતીહૃદયની ગુહામાં ઝળહળતી પ્રેમજ્યોતિનો ગહન ઇતિહાસ ભર્યો છે. એને ઉકેલવા સારુ સ્વતંત્રતા કે ક્રાન્તિનાં નિરસ ગાન ગાતાં શુષ્ક હૃદયો હરગીજ નકામાં છે. અરે! પુરુષજાતિનો અતિ મોટો ભાગ એ ગૂઢતા સમજી પણ નહીં શકવાનો! નારીહૃદયની કોમળતા, અર્પણતા અને ઓતપ્રોતતા એ અનેરી વસ્તુ છે. કોઇ ભલે માને કે પુરુષ-જાતિએ ઊભા કરેલાં બંધનો અને રચેલા કાનૂનોની સખ્તાઇથી નારીજાતિ સૈકાઓથી પરાધીન દશા ભોગવતી આવી છે. આ માન્યતામાં થોડો સત્યાંશ ભલે હોય, બાકી તો નારીજાતિનો જે નૈસર્ગિક સ્વભાવ છે અને એ સ્વભાવ પાછળ જીવન હોમી દેવાની જે દૃઢ શક્તિ છે તેથી જ ભૂતકાળના ઇતિહાસનાં પાનાં એ જાતિના અદ્‌ભૂત મનોબળની સાક્ષી પૂરતા ઉલ્લેખોથી ભરાયાં છે. એ કીર્તિ-ગાથાને 'ગુલામી' તરીકે ઓળખનાર ભ્રમ સેવે છે. જે હાથ પારણું ઝુલાવે છે

તે હાથમાં જગતને હચમચાવી મૂકવાની તાકાત છે. ફક્ત નિશ્ચય થાય તો જ– સ્ત્રીજાતિ એ શક્તિનો અવતાર છે. એની સામે પુરુષનું ખમીર ઠીંગુજી જેવું છે ! અપેક્ષાથી આ વાત ગળે ઊતરે તેવી છે,કેમ કે મોટા મહારથીઓ પણ જે માતાના અંકમા ઉછર્યા, એ માતાની સૂચનાઓથી ટગમગ દશા ભૂલી, પગ મૂકતા ને ડગ ભરતા થયા; તેઓ એ માતાની હોડમાં ઊભા જ ન રહી શકે. તેથી તો શાસ્ત્રકારોએ 'જનની'નું સ્થાન સર્વોત્કૃષ્ટ પદે સ્થાપ્યું છે. એના વાત્સલ્યની તોલે કોઇ ચીજ આવી શકે તેમ નથી, જેમાં નારીજાતિની ગુણવંદના છે. એ યશગાથા અજોડ છે

- "સૌગંધિક મહાશય ! તમે એમ ન સમજશો કે આ અબળા મારા સહકાર વિના શું કરી શકવાની છે ? જાળમા આવેલ માછલું હવે કયાં જવાનું છે ? માટે એને ઇચ્છા મુજબ નાચ નચાવું ! સાચી વાત તો એ છે કે મારી શેઠાણી કુલીન વંશનું સંતાન હોઇ, ધર્મનીતિની જાણકાર હોઇ, કોઇ ઉતાવળું પગલું ભરે તેમ નથી. વળી તમે જાણો છો કે રાજ્યકારભારની આંટીઘૂંટીઓ વિચિત્રતાથી ભરેલી હોય છે, પણ જ્યાં એક વાર પ્રેમની ગાંઠ બંધાઇ ત્યાં એ બધી પ્રતિકૂળતાઓનો હિસાબ મૂકાતો જ નથી. તેથી જ તમારી મારફતે સાધના કરવી ઇષ્ટ ધારી છે.

"તમોએ તમારા માલિકનું જે રીતે વર્ણન કર્યું હતું તે જોતાં તો એ મોટા દેશનો સ્વામી છે. બહારથી પણ સાંભળ્યું છે કે મગધદેશનો રાજા પ્રતાપી છે. તો પછી એને આ કાર્યમાં આટલો વિલંબ શો ? આમાં તો તમારું જ આળસ દેખાય છે. આની પાછળ કંઇ લાલસા કે ચાલબાજી તો નથી ને ? '**આંગળ કહીને માંગળ વાસે, માંગળ કહીને મૂલ પ્રકાસે; જો ભૂલે તો કાઢે હાંસે, વણિક કળાથી દેવે નાસે**' એવી જે તમારી છાપ છે તેવું તો કંઇ નથી ને ?"

"સુવેગા ! સાથે જ આજે તો તેં રેતી પર મોટા આલિશાન મહેલનું ચણતર ઊભું કરવામાં કંઇ કચાશ નથી રાખી. તારી કલ્પનાશક્તિને પણ ધન્ય છે ! અને નારીજાતિની વકીલાત કરવાની ચતુરાઇને પણ ધન્ય છે ! વિશાલાના અંતઃપુરમાં તારા સરખી દાસીઓમાં જ્યારે આવી દક્ષતા દૃષ્ટિગોચર થાય છે ત્યારે એનું આધિપત્ય ધરાવતાં મહારાણી કે એમની કુંવરીઓમાં એ શક્તિ પૂર્ણતાએ પહોંચી હોય એમાં આશ્ચર્ય જેવું પણ શું હોઇ શકે ? આજે ભારતવર્ષમાં ચેડામહારાજાની દીકરીઓની જે પ્રતિષ્ઠા પ્રસરી છે એ આ પ્રકારના એકધારા સંસ્કારનો પ્રતાપ જ છે પણ આટલી પ્રશંસા પછી, ચેટી સુવેગા ! મારે કહેવું જોઇએ કે તેં મને તો અન્યાય જ કર્યો છે. તારી શેઠાણીનું ઇપ્સિત સાધવામાં મેં મારા વ્યવસાયને બાજુ પર રાખી કેવળ પરમાર્થદૃષ્ટિએ જે ભયંકર સાહસ ખેડ્યું છે અને લગભગ

એમાં સફળતા મેળવી છે અર્થાત્ વહાણુ કિનારે આવ્યા જેવી સ્થિતિ ઉપસ્થિત કરી છે તેનો નતીજો મળી ગયો છે. વણિકકળાના વખાણ તો દૂર રહ્યા, એની ડહાપણગીરી તો અદૃશ્ય રહી, એની સહનશક્તિ, ધીરજ કે સાહસિકતા તો નજરે ન ચડી, માત્ર જડી એક સોદાગરી કિંવા વ્યવસાય–પટુતા ! અને તે પણ ટીકાની દૃષ્ટિથી !

" ભોળી વામા ! સાંભળ. આવાં કાર્ય પાછળ વણિકબુદ્ધિ અને ખંત ન હોય તો ભાગ્યે જ એમાં સફળતા પ્રાપ્ત થઇ શકે. ઉતાવળથી તો જોતજોતામાં ભડકો થઇ જાય ને કાર્ય વિણસી જાય ! ' વાણીઆ વિના રાજા રાવણનું રાજ્ય ગયું ' એ લોકોકિત શું તેં નથી સાંભળી ? ખેર ! તારી માફક મને લંબાણ કરવાનો સમય નથી. ધ્યાન રાખી સાંભળ. જો આજે એકાદશી છે ત્યારથી ચોથા દિવસે અર્થાત્ પૂર્ણિમાના મધ્યાહ્ન કાળ પછી, મગધનો સ્વામી થોડા અંગ-રક્ષકો સહિત અંતઃપુરની સમીપમાં જે બાગ છે ત્યાં આવી પહોંચશે. તે પૂર્વે તારી સ્વામિનીએ બધી તૈયારી કરી ત્યાં સત્વર હાજર થવું જોઇએ. કોઇને સાથે લેવાનું નથી. સુરંગમાર્ગ એવો સાંકડો છે કે નાનકડા રથ સિવાય કોઇ પસાર થઇ શકે તેમ નથી, તેમ વિલંબ પણ થવો ન ઘટે. મહાન્ શત્રુના ઘરમાં ઝાઝો વિલંબ જોખમકારક છે "

સૌગંધિક ને સુવેગાના આ સંવાદ પરથી ચાલુ કથાનો મેળ સહજ અનુમાની શકાય તેમ છે, છતાં એને યથાર્થ સ્વરૂપે જોઇ લઇએ કે જેથી વાર્તાપ્રવાહ અબાધિત-પણે આગળ વહે

જ્યારથી રાજગૃહીમાં નિરાશ હૃદયે દૂત પાછો ફર્યો ત્યારથી શ્રેણિક ભૂપાલના હૃદયમાં એ બનાવ જબરો મંથનકારી થઇ પડ્યો. પ્રથમ તો સ્નેહનો તંતુ ઉદ્વેગ પમાડતો, પણ હવે એની સાથે ગોત્રહીણપતનો ટોણો ભળ્યો અને એ જાતનો ટોણો સામાન્ય વ્યક્તિને દુઃખકર્તા નીવડે તો મગધના સ્વામીને શલ્ય તરીકે ભોંકાય એમાં નવાઇ પણ શી ? એ વાત અમાત્યમુખ્ય અભયકુમારના કર્ણે પહોંચી. તરત જ તે મસલતગૃહમાં પોતાના પિતા રાજવીને તેડી ગયો અને તેમના મુખેથી એ વાતનો નિશ્ચય કરી લીધો કે વિશાળાનરેશની તનયા સુજ્યેષ્ઠાને જ્યારથી ચિત્રપટમાં નિરખી છે ત્યારથી તે ચહાવા લાગ્યા છે અને તેણી તેવી જ રીતે પોતાને સ્નેહદૃષ્ટિથી જોતી હોય તો ગમે તે ભોગે–છેવટે સંગ્રામ ખેડીને પણ–પોતાની રાણી બનાવવા રાજા તૈયાર છે. દૂતના અપમાનનો એ સીધો પ્રતિકાર છે. ક્ષત્રિયો માટે એ જાતના યુદ્ધની નવાઇ નથી. જ્યાં આ જાતની ખાત્રી થઇ ચૂકી ત્યાં બુદ્ધિનિધાન અભયમંત્રીને ઝાઝી મંત્રણા કે લાંબી વિચારણા કરવાપણું હતું જ નહીં. સુજ્યેષ્ઠાને લાવવા સારુ કેવો માર્ગ લેવો ? કેવી યોજના કરવી ? એનું ચિંતવન તો એના મગજમાં ક્યારનુંયે ચાલી રહ્યું હતું. એ

માટે ભિન્નભિન્ન વ્યૂહો ગોઠવાતાં ને વિલીન થતાં આખરે એક કલ્પના પર આંખ ઠરી. રાજવીને એટલું કહી તે ઊઠ્યો કે 'મહારાજા! આપ બેફિકર રહો, ચેટકતનયા આપના મંદિરને જરૂર શોભાવશે. કાંઇપણ ઉગ્ર પગલું ભરતાં પૂર્વે એના પ્રેમની પ્રતીતિ કરવી જોઇએ. એ માટે હું જ વિશાળા સિધાવીશ. તમારે મારી સૂચનાઓનો અમલ કરવો ત્યાં ગયા પછી એ માટેનો કાર્યક્રમ જણાવીશ'

સુવેગા સાથે લંબાણુથી વાત કરનાર અને વણિક્જાતિની વ્યવહારકુશળતાની સચોટ છાપ પાડનાર સૌગંધિક એ અન્ય કોઇ નહીં, પણ મંત્રીશ્વર અભય પોતે જ હતો. આજે ચેટક મહારાજના અંતઃપુરની સમીપમાં સુગંધી તેલ અને સુવાસિત કરીઆણાંના વેપારી તરીકે ધામો નાંખીને પચ્ચાસ વર્ષ ઉપરાંતનો અવધિ વીત્યો હતો. અડ્ડો જમાવ્યા પછી અઠવાડીઆના ટૂંકા સમયમાં જ તેણે રાજમહાલયના દાસ-દાસીઓનું આકર્ષણ કરી લીધું હતું. સસ્તા દામે વિવિધ પ્રકારનાં તેલો વેચનાર સૌગધિક તરીકે એની ખ્યાતિ સારીયે નગરીમાં પ્રસરી ચૂકી હતી આવી સુંદર શરૂઆત પછી એણે દૈનકક્રમ શરૂ કરતાં પૂર્વે એક સુંદર રીતે આળેખાયેલ ચિત્રપટને પુષ્પહાર ચડાવી ભાવપૂર્વક પ્રણામ કરવાનો નિયમ રાખ્યો હતો. કોઇક વાર આ વિધિમાં ઠીક ઠીક સમય લેતો. એ વેળા અંતઃપુરની દાસીઓને સુગંધી પદાર્થની ખરીદમાં ઢીલ થતી. આવી એક સમયની ઢીલ સારુ સુવેગાને સુજ્યેષ્ઠા કુમારી તરફથી ઉપાલંભ મળતાં તેણીના મનમાં એ કોનું ચિત્રપટ છે એ જાણી લેવાની તાલાવેલી ઉદ્ભવી. બીજે દિવસે એકાંત જોઇ એણે સૌગંધિકને પ્રશ્ન કર્યો 'જોઇતું હતું ને વૈદ્યે કહ્યું' એ કહેવત પ્રમાણે સૌગંધિકે એનું સ્વરૂપવર્ણન એવી છટાથી કરી બતાવ્યું કે સુવેગાના મનમાં વસી ગયું કે આવા ક્ષત્રિય સ્વામીનો યોગ મળે તો મારી શેઠાણી સુખી થાય તરત જ તેણીએ આ વૃતાંત પોતાની સ્વામિની સુજ્યેષ્ઠા કુમારીને કહ્યો અને અંતમાં જણાવ્યું કે "આ ક્ષત્રિયાવતસ બીજો કોઇ નહિ પણ થોડા સમય પૂર્વે જેનું માગું આવ્યું હતું એ મગધરાજ ભંભાસાર પોતે છે."

આ શબ્દો કર્ણમાં પડતાં જ તરુણી સુજ્યેષ્ઠાના અંતરમાં જબરું મંથન ઉદ્ભવ્યું પ્રેમાળ માતા સાથે બહિના પૂર્વેની મંત્રણાઓ તાજી થઇ. સુવેગાને એ ચિત્રપટ લઇ આવવાની આજ્ઞા કરી.

'વણિકકળાથી દેવ પણ નાસે' એ કહેવત મુજબ ઇપ્સિત સિદ્ધ થવાની પળ નજીક આવતાં સૌગધિકે કંઇ કંઇ યુક્તિઓ કરી. એના લંબાણનું અહિં પ્રયોજન નથી. ટૂંકમાં એટલું જ કે પોતાનો ઇરાદો જરા માત્ર પ્રગટ ન થવા દેતાં, કુંવરીની ખાસ તમન્નાથી જ પોતે આ પ્રવૃત્તિમાં પડે છે એવો ભાવ ખડો કર્યો ચિત્રપટના દર્શનથી સુજ્યેષ્ઠાનો નિશ્ચય થયો કે વરવું તો મગધેશને.

જો કે એમ થવામાં વિઘ્નો ઓછાં નહોતાં. પિતાશ્રી ચેટક એ માટે નારાજ હતા, એ વાત ઉઘાડી હતી. પણ ક્ષત્રિય-બાળાના નિરધારમાં એવી મુશ્કેલીઓને જરા માત્ર પણ સ્થાન હોતું જ નથી. પ્રેમનો માર્ગ જ કાંટાળો હોય છે. દુશ્મન-ભાવ દાખવતાં કુળોમાં પ્રેમની જમાવટ થયાના ઉદાહરણો સંખ્યાબંધ લાભી શકે છે. અહીં તો પિતાનો જેમ વિરોધ હતો તેમ સ્વેચ્છા મુજબ પતિની પસંદગી કરવાનો પોતાને હક્ક પણ હતો. એટલે એ જોખમ તો હતું, પણ એનો ઝાઝો ગભરાટ નહોતો; છતાં જો એ કાર્ય ગુપ્ત રીતે ઊકલી જતું હોય તો ઘણું સારું. એવો નિશ્ચય કરી કોઇ પણ રીતે એનું ચોકઠું ગોઠવવાનું જવાબદારીભર્યું કાર્ય સૌગંધિકના હાથમાં સોંપાયું. બનતી શીઘ્રતાએ એ કાર્ય પાર પાડવાની ખાસ ચેતવણી અપાણી. સુજ્યેષ્ઠા તરફથી સુવેગાએ ખાત્રી આપી કે 'મગધરાજ આવીને સુજ્યેષ્ઠાને લઇ જાય એ માટે સુજ્યેષ્ઠા કાગના ડોળે રાહ જોતી તૈયાર છે.'

આ પ્રકારની પાકી ખાત્રી થયા પછી સૌગંધિક-અભયે પિતા શ્રેણિકભૂપને સર્વ વ્યતિકર જણાવી એ માટે ગુપ્તપણે મગધરાજ્યની હદના છેડેથી એક સુરંગ ( ભૂમિમાર્ગ ) ઠેઠ ચેટક રાજાના અંતઃપુરના બાગમાં નીકળાય તેવી રીતે તૈયાર કરવાની સૂચના કરી અને એ માટે ઉપયોગી થઇ પડે તેવા બરાબર માપસૂચક નકશા પણ મોકલી આપ્યા. વળી એ સાથે કામ સત્વર ઉપાડવાની તાકીદ કરી. એ સુરંગ સૂચવાયેલા નકશા પ્રમાણે પૂર્ણ થયાના સમાચાર મળતાં જ અભયે પૂર્ણિમાનો દિન નક્કી કરી એની ખબર રાજગૃહમાં પહોંચાડી. ઉપર જોયું તેમ સુવેગાદ્વારા સુજ્યેષ્ઠાને એ સંબંધી તાકીદ કરવામાં આવી.

સુવેગા આ આનંદના સમાચાર લઇ ઝટપટ અંતઃપુરમાં પહોંચી અને સૌગંધિકમહાશય પોતાનો વ્યવસાય સંકેલી ઉચાળા ભરવાના કાર્યમાં મશગૂલ બન્યા.

( ચાલુ ) **ચોકસી**

## અત્યારના મહાયુદ્ધ સમયે કરવાની વિચારણા

આ વિષય પર લેખ લખવાની ઇચ્છા છે તે તો હવે પછીના અંકે પૂર્ણ થશે અત્યારે તો સામાન્ય હિતશિક્ષા તરીકે જણાવવાનું કે—

**सहसा विदधीत न क्रिया, अविवेकः परमापदां पदं ।**
**वृणते हि विमश्यकारिणः, गुणलुब्धाः स्वयमेव संपदः ॥ १ ॥**

" કોઇપણ કાર્ય સહસા ન કરવું, કારણ કે તેમાં થતો અવિવેક પરમ આપત્તિનું સ્થાન છે. વિચારીને કાર્ય કરનાર પુરુષને ગુણલુબ્ધ એવી સર્વપ્રકારની સંપત્તિ સ્વયમેવ આવીને મળે છે. "

( વર્તમાન યુદ્ધકાર્ય અવિવેકનું જ ફળ જણાય છે. )

Reg. No. B. 156

## જૈનાનંદ પુસ્તકાલયમાં મળતા નીચે જણાવેલા તમામ પુસ્તકો શ્રી જૈનધર્મ પ્રસારક સભામાંથી મળી શકશે.

| | | |
|---|---|---|
| ૧ | શ્રી દશવૈકાલિક સૂત્ર ચૂર્ણિ ( શ્રીભદ્રબાહુસ્વામીકૃત નિર્યુક્તિયુક્ત ) | ૪–૦–૦ |
| ૨ | શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર ચૂર્ણિ ( શ્રી જિનદાસગણિકૃત ) | ૪–૦–૦ |
| ૩ | શ્રી લલિતવિસ્તરા ( શ્રી હરિભદ્રસૂરિકૃત ) સટિપ્પન | ૦-૧૦-૦ |
| ૪ | તત્ત્વતરંગિણી ( ઉ. ધર્મસાગરજીકૃત ) તિથિનિર્ણય | ૦–૮–૦ |
| ૫ | બૃહદ્ સિદ્ધપ્રભા વ્યાકરણ | ૨–૮–૦ |
| ૬ | મધ્યમ સિદ્ધપ્રભા વ્યાકરણ | ૦-૧૨-૦ |
| ૭ | શ્રી ભગવતીસૂત્ર ટીકા ( શ્રી દાનશેખરસૂરિકૃત ) | ૫–૦–૦ |
| ૮ | પુષ્પમાળા ( ઉપદેશમાળા ) મલધારી શ્રી હેમચંદ્રસૂરિપ્રણીત સ્વોપજ્ઞ વૃત્તિયુક્ત | ૬–૦–૦ |
| ૯ | શ્રી તત્ત્વાર્થ સૂત્ર હારિભદ્રી ટીકાયુક્ત | ૬–૦–૦ |
| ૧૦ | પર્યુષણા દશશતક સટીક ( ઉ. ધર્મસાગરગણિવિરચિત ) | ૦-૧૦-૦ |
| ૧૧ | બુદ્ધિસાગર ( સોની સંગ્રામસિંહવિરચિત ) | ૦ ૩–૦ |
| ૧૨ | શ્રી વિશેષાવશ્યક સૂત્ર ભાગ ૧ લો. ( કોટ્યાચાર્યકૃત ટીકાયુક્ત ) | ૫–૮–૦ |
| ૧૩ | " ભાગ ૨ જો. " | ૫–૮–૦ |
| ૧૪ | ભવભાવનાવૃત્તિ ભાગ ૧ લો ( મલધારી શ્રીહેમચંદ્રસૂરિકૃત સ્વોપજ્ઞ ટીકાયુક્ત ) | ૩–૮–૦ |
| ૧૫ | " ભાગ ૨ જો " | ૩-૧૦-૦ |
| ૧૬ | ધર્મોપદેશકર્ણિકા ( સંસ્કૃત ગદ્યબંધ કથાઓનો સંગ્રહ ) | ૧–૪–૦ |
| ૧૭ | પરિણામમાળા ( શ્રી ઉપમિતિ ભવપ્રપંચા કથામાંથી ઉદ્ધરિત ) | ૦ ૧૦-૦ |
| ૧૮ | કલ્પકૌમુદી–કલ્પસૂત્ર ટીકા ( ઉ. શાંતિસાગરવિરચિત ) | ૨–૦–૦ |
| ૧૯ | ષોડશક પ્રકરણ ( હરિભદ્રસૂરિવિરચિત–યશોભદ્રસૂરિપ્રણીત વૃત્તિયુક્ત ) | ૧–૦–૦ |
| ૨૦ | ષડાવશ્યક સૂત્રાણિ ( નવીન સાધુયોગ્ય ) | ૦–૮–૦ |
| ૨૧ | ઉત્પાદાદિ સિદ્ધિ: ( શ્રી ચંદ્રસેનસૂરિપ્રણીત સ્વોપજ્ઞ ટીકાયુક્ત ) | ૨–૮–૦ |
| ૨૨ | શ્રી વર્ધમાન દેશના. સંસ્કૃત ગદ્યબદ્ધ ( રાજકીર્તિગણિવિરચિત ) | ૨–૮–૦ |
| ૨૩ | શ્રી નંદિસૂત્ર ચૂર્ણિ ( હારિભદ્રી વૃત્તિયુક્ત ) | ૧-૧૨-૦ |
| ૨૪ | શ્રી અનુયોગદ્વાર ચૂર્ણિ " | ૨–૦–૦ |
| ૨૫ | શ્રી જ્યોતિષ કરંડક પ્રકીર્ણક ( મલયગિરિજીકૃત ટીકાયુક્ત ) | ૩–૮–૦ |
| ૨૬ | પંચવસ્તુક ગ્રંથ ( શ્રી હરિભદ્રસૂરિકૃત સ્વોપજ્ઞ ટીકાયુક્ત ) | ૩–૦–૦ |
| ૨૭ | વિચારરત્નાકર ( ઉ. કીર્તિવિજયજીકૃત ) | ૩–૦–૦ |
| ૨૮ | પ્રવચનસારોદ્ધાર–ભાગ ૨ જો. ( શ્રી સિદ્ધસેનસૂરિકૃત ટીકાયુક્ત ) | ૪–૦–૦ |
| ૨૯ | શ્રી શ્રાદ્ધદિનકૃત્ય સટીક ભાગ ૧ લો | ૩-૧૨-૦ |
| ૩૦ | " ભાગ ૨ જો | ૨–૪–૦ |
| ૩૧ | સંઘાચાર ( ચૈત્યવંદનમહાભાષ્ય ) સટીક | ૫–૦–૦ |
| ૩૨ | પ્રવચનપરીક્ષા સટીક ભાગ ૧–૨ | રૂા. ૬ ને રૂા. ૪ |

મુનિરાજ શ્રી જયંતવિજયજી વિગેરેના પુસ્તકો પણ મળી શકે.

મુદ્રક : શાહ ગુલાબચંદ લલ્લુભાઇ–શ્રી મહોદય પ્રીન્ટિંગ પ્રેસ–ભાવનગર.

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

પુસ્તક ૫૫ મું | સંવત ૧૯૯૫ | અંક ૭ મો

આશ્વિન




પ્રકટકર્ત્તા—
શ્રી જૈનધર્મ પ્રસારક સભા
ભાવનગર

વીર સંવત ૨૪૬૫

# શ્રી સ્તુતિ–ચતુર્વિંશિકા

( શિખરિણી છંદ )

( ૧ )

પ્રભો ! તું છે આદિ-ક્ષીતિપતિ-વ્રતી-તીર્થપતિમાં,
ધુરાધારી ભારી, ધરમ-રથની તેં જગતમાં;
કીધો વ્હેતો ખંતે, શિવપુરતણો પંથ પળમાં,
સદા વંદું સ્નેહે, **ऋषभजिन !** તારા ચરણમાં.

( ૨ )

જીતી જેણે રાગા-દિક સકળ દુર્વાર રિપુને,
પતાકા ફર્કાવી, અજિત અભિધાની ત્રિભુવને;
રહી ગર્ભે કીધી, અજિત જનની કેલિ સમયે,
સ્મરું તારંગે તે, **અજિત જિનને** શુદ્ધ હૃદયે.

( ૩ )

હરે જે વાણીના, વિમળ જળથી કર્મ-મળને,
ચલાવે લીલાથી, શિવપુર પથે ભવ્યજનને;
શમાવે ભવ્યોના, ભવદવતણા તાપ ગણને,
મળો તેવા સ્વામી, ભવ ભવ વિષે **સંભવ** મને.

( ૪ )

હણી ચારે ચોરો, ચઉગતિ તથા ચાર વિકથા.
તજી સંજ્ઞા ચારે, ચઉવિહ ધરી સંવર તથા;
થયા ચોથા તીર્થં-કર સુત તમે સંવરતણા,
અભિષ્ટો પૂરો સૌ, સુખદ **અભિનંદા** ભવિતણા.

( ૫ )

તળાજે તું રાજે, **સુમતિ જિન !** સાચો જગપતિ,
દયા લાવી મારુ, કુમતિ-તમ ટાળો દિનપતિ;
પ્રભો ! તેં તો સાધી, શુભમતિ ધરી પંચમ ગતિ,
અમોને આપોને, સુગુણતતિ દાતાર **સુમતિ.**

( ૬ )

સદા વિશ્વારામે, તુજ સુગુણ પદ્મો વિકસતા,
સુગંધોથી તેમાં, વિબુધ ભમરા લુબ્ધ બનતા;




પુસ્તક ૫૫ મું { આશ્વિન } અંક ૭ મો
વિ. સં. ૧૯૯૫ { } વીર સં. ૨૪૬૫

# " મનુષ્યની સ્થિતિ "

હરિગીત છંદ

એક દિન સુંદર મહેલમાં વિધવિધ આનંદ માણતો,
એક દિન વનમાં આથડે શિર ઉપર તપતો ભાણ તો,
એક દિન આશા સૌ ફળે એક દિન નિરાશા મળે,
વિધિના લખેલા લેખ તે ટાળ્યા કદાપિ નવ ટળે (૧)
એક દિન વિમાને ચડી આનંદથી ખૂબ મ્હાલવું,
એક દિન ઊઘાડે પગે શિર ભાર લઈને ચાલવું,
એક દિન ભિક્ષા માગતો એક દિન મનવંછિત મળે,
વિધિના લખેલા લેખ તે ટાળ્યા કદાપિ નવ ટળે (૨)
એક દિન વિધવિધ ભોજનો એક દિન સૂકી ભાખરી,
એક દિન તો લાખોપતિ એક દિન મજૂરી ચાકરી,
નહિ હર્ષ કે વળી શોક કરવો કર્મના ફળ તો મળે,
વિધિના લખેલા લેખ તે ટાળ્યા કદાપિ નવ ટળે (૩)
એક દિન યુવક પુત્રના તું હોંશથી વીવા કરે,
એક દિન એ યુવકતણું મૃત્યુ થતાં આંસુ ઝરે,
રોવા અને કૂટવાથકી એ યુવક પાછો નહિ મળે,
વિધિના લખેલા લેખ તે ટાળ્યા કદાપિ નવ ટળે (૪)
એક દિન કંઠે પુષ્પમાળા લઈ આરોપે હાથણી,
એક દિન શત્રુ શસ્ત્રથી તુજ દેહને નાખે હણી,
કહે **સુરઈંદુ** મનુષ્યની બદલાય સ્થિતિ પળે પળે,
વિધિના લખેલા લેખ તે ટાળ્યા કદાપિ નવ ટળે (૫)

અમીચંદ કરશનજી શેઠ

# શ્રી સ્તુતિ–ચતુર્વિંશિકા



( શિખરિણી છંદ )

( ૧ )

પ્રભો ! તું છે આદિ–ક્ષીતિપતિ–વ્રતી–તીર્થપતિમાં,
ધુરાધારી ભારી, ધરમ–રથની તેં જગતમાં;
કીધો વ્હેતો ખંતે, શિવપુરતણો પંથ પળમાં,
સદા વંદું સ્નેહે, **ઋષભજિન** ! તારા ચરણમાં.

( ૨ )

જીતી જેણે રાગા–દિક સકળ દુર્વાર રિપુને,
પતાકા ફર્કાવી, અજિત અભિધાની ત્રિભુવને;
રહી ગર્ભે કીધી, અજિત જનની કેલિ સમયે,
સ્મરું તારંગે તે, **અજિત જિનને** શુદ્ધ હૃદયે.

( ૩ )

હરે જે વાણીના, વિમળ જળથી કર્મ–મળને,
ચલાવે લીલાથી, શિવપુર પથે ભવ્યજનને;
શમાવે ભવ્યોના, ભવદવતણા તાપ ગણને,
મળો તેવા સ્વામી, ભવ ભવ વિષે **સંભવ** મને.

( ૪ )

હણી ચારે ચોરો, ચઉગતિ તથા ચાર વિકથા,
તજી સંજ્ઞા ચારે, ચઉવિહ ધરી સંવર તથા;
થયા ચોથા તીર્થં–કર સુત તમે સંવરતણા,
અભિષ્ટો પૂરો સૌ, સુખદ **અભિનંદા** ભવિતણા.

( ૫ )

તળાજે તું રાજે, **સુમતિ જિન** ! સાચો જગપતિ,
દયા લાવી મારુ, કુમતિ–તમ ટાળો દિનપતિ;
પ્રભો ! તેં તો સાધી, શુભમતિ ધરી પંચમ ગતિ,
અમોને આપોને, સુગુણતતિ દાતાર **સુમતિ**.

( ૬ )

સદા વિશ્વારામે, તુજ સુગુણ પદ્મો વિકસતા,
સુગંધોથી તેમાં, વિબુધ ભમરા લુબ્ધ બનતા;

રચી સ્તોત્રો રંગે, ત્રિભુવન વિષે નાદ કરતા,
નમે તારા **પદ્મ-પ્રભ** પદ સુપદ્મે સુજનતા.

( ૭ )

સુપાર્શ્વો જેનાં સૌ, ભવિક જીવ કલ્યાણુ કરતા,
સુસંગે રંગે જે,. દુરિત-તમને દૂર કરતા;
સદા તે છે દાતા, શિવસુખતણા આ જગધણી,
ભજો કલ્યાણાર્થી, જિનવર **સુપાર્શ્વેશ્વર**મણિ.

( ૮ )

સુબોધોથી બોધે, ભવિ કુવલયોને પલકમાં,
હરે સંતાપો જે, શુભ શમ સુધાધામ જગમાં;
ઉછાળે જે છોળો, વિમળ ગુણ રત્નાકરતણી,
નમો નેહે તે આ, અઘતમહ **ચંદ્રપ્રભ** ધણી.

( ૯ )

સુરેંદ્રો સૌ સંગે, સુરગિરિ સુશૃંગે સુવિધિથી,
કરી સ્નાત્રો: જેનાં, જનમસમયે ભક્તિભરથી;
હરે કર્મોરૂપી, સકળ મળને સ્નાત્ર જળથી,
સદા સેવું તે શ્રી-**સુવિધિ જિનને** શુદ્ધ મનથી.

( ૧૦ )

રહી ગર્ભે તેં તો, નિજ જનકના પિત્તદવને,
શમાવ્યો માતાના, કરકમળના સ્પર્શનઘને;
શમાવી દે મારા, ભવ સકળ સંતાપ ગણને,
ઉગારો કર્મોથી, જિનપતિ **પ્રભો શીતળ** ! મને.

( ૧૧ )

પિતા માતા ભ્રાતા, સકળ સુખ દાતા જગતના,
સદા શ્રેયસ્કર્તા, દુરિત તમ હર્તા ભવિકનાં;
**પ્રભો ! શ્રી શ્રેયાંસ** ! પ્રશમસરના હંસ ! સુમના !,
સમર્પો શ્રેયાંસો વિપદ હર નિઃશ્રેય પદના.

( ૧૨ )

વિરાજે તેજે જે, જગપતિ જગે વાસરમણિ,
પૂરે જે આશાઓ, સુરમણિ પરે પૂજકતણી;
સદા હેજે જેના, પદકજ વિષે વાસવ નમે,
મને તેવા સ્વામી, સુરૂપ **વસુપૂજ્યાંગજ** ગમે.

( ચાલુ ) **મુનિ દક્ષવિજયજી**

# विद्यानुं सुंदर स्वरूप

अन्नदानं परं दानं, विद्यादानमतः परम्।
अन्नेन क्षणिका तृप्तिः, यावज्जीवं तु विद्यया ॥ १ ॥

અર્થ—અન્નદાન એ ઉત્તમ દાન છે, પણ વિદ્યાદાન એથી પણ વધુ શ્રેષ્ઠ છે અન્ન વડે જીવોને ક્ષણિક તૃપ્તિ થાય છે ત્યારે વિદ્યાથી જીવનભર સુખી થઇ શકે છે

विद्या ददाति विनयं, विनयाद्याति पात्रताम्।
पात्रत्वाद्धनमाप्नोति, धनाद्धर्मं तत सुखम् ॥ २ ॥

અર્થ—વિદ્યા મનુષ્યને વિનયગુણ આપે છે, વિનયગુણથી સુપાત્રતા આવે છે, સુપાત્રતાથી પુષ્કળ ધન પામે છે, ધનવડે જીવ ધર્મ પામી છેવટે સુખી થાય છે

मातेव रक्षति पितेव हिते नियुंक्ते,
कान्तेव चाभिरमयत्यपनीतखेदम्।
लक्ष्मीं तनोति वितनोति च दिक्षु कीर्तिं,
किं किं न साधयति कल्पलतेव विद्या ॥ ३ ॥

અર્થ—વિદ્યા માતા સમાન રક્ષણ કરે છે, પિતા સમાન જીવોને શ્રેષ્ઠ કામોમાં જોડે છે તથા કાવ્યશાસ્ત્રાદિના વિનોદવડે જીવનસગીની પત્નીની જેમ પુરુષની સાથે રમણ કરી તેના મનનો થાક દૂર કરે છે, ચારે બાજુ સુયશ ફેલાવે છે, લક્ષ્મી પ્રાપ્ત કરાવે છે હે મનુષ્યો ! એવી સુખદાયક સુવિદ્યા કલ્પલતાની જેમ આ સંસારમા મનુષ્યોનુ શું શું ભલુ કરી શકતી નથી ? અર્થાત્ સર્વ કરી શકે છે

कामधेनुगुणा विद्या, ह्यकाले फलदायिनी।
प्रवासे मातृसदृशी, विद्या गुप्तधनं स्मृतम् ॥ ४ ॥

અર્થ—વિદ્યા એ સાક્ષાત કામધેનુ સમાન છે, કેમકે તે અકાળે પણ ફળ દેવાવાળી છે, મુસાફરીમા માતા સરખુ કાર્ય કરે છે, આથી જ વિદ્યાને ગુપ્ત ધન કહ્યુ છે

विद्वान् प्रशस्यते लोके, विद्वान् सर्वत्र गौरवम्।
विद्यया लभते सर्वं, विद्या सर्वत्र पूज्यते ॥ ५ ॥

અર્થ—વિદ્વાન્ મનુષ્ય લોકમા પ્રશંસા પામે છે, દરેક જગ્યાએ ગૌરવ મેળવે છે, વિદ્યાથી જ સર્વ વસ્તુ પામી શકાય છે અને વિદ્યાથી મનુષ્ય સર્વત્ર પૂજાય છે

विद्या विनयोपेता, हरति न चेतांसि कस्य मनुजस्य ?।
काञ्चनमणिसंयोगे, न जायते कस्य लोचनाऽऽनंदः ॥ ६ ॥

અર્થ—વિદ્વાન્-ગુણવાન-વિનયવાન મનુષ્યો દરેકના હૃદયને વશ કરે છે, જેમકે સોનામા જડેલ મણિને જોઇને કોના નેત્રને આનંદ થતો નથી ?

धनहीनो न दीनश्च, धनिकः स सुनिश्चयः।
विद्यारत्नेन यो हीनः, स हीनः सर्ववस्तुषु ॥ ७ ॥

અર્થ—ખરી રીતે ધન વિનાનો મનુષ્ય એ ગરીબ મનુષ્ય નથી; તે તો નિશ્ચયે ધનિક છે, પરંતુ જેની પાસે વિદ્યા નથી તે જ ખરેખર ગરીબ મનુષ્ય છે.

न चौरहार्यं न च राजहार्यम्, न भ्रातृभाज्यं न च भारकारि।
व्यये कृते वर्धत एव नित्यं, विद्याधनं सर्वधनप्रधानम् ॥ ८ ॥

અર્થ--વિદ્યારૂપી ધનની ચોર ચોરી કરી શકતો નથી, રાજા છીનવી શકતો નથી. ભાઈ પણ તેમાંથી ભાગ માગી શકતો નથી, વિદ્યારૂપી ધનનો બોજો પણ લાગતો નથી. ઊલટી વિદ્યા તો જેમ વાપરે તેમ વધે છે, તેથી જ વિદ્યારૂપી ધન દરેક ધનમાં પ્રધાન છે.

मातापितृकृताभ्यासो, गुणितामेति बालकः ।
न गर्भच्युतिमात्रेण, पुत्रो भवति पंडितः ॥ ९ ॥

અર્થ—બાલક જન્મતાં જ પંડિત બનતો નથી પરંતુ માબાપ પોતાના પુત્રને અભ્યાસ કરાવે છે ત્યારે જ પુત્ર પંડિત બની શકે છે; તેથી બુદ્ધિવાન માબાપની ફરજ છે કે-તેઓએ પોતાના પુત્રને ભણાવવા માટે સંપૂર્ણ પ્રયત્ન કરવો.

विद्यागमार्थं पुत्रस्य, वृत्त्यर्थं यतते च यः ।
पुत्रं सदा साधु शास्ति, प्रतिकर्ता पिताऽनृणी ॥ १० ॥

અર્થ—માબાપ પણ અમુક રીતે સંતાનનાં ઋણી છે, પણ જે પોતાના પુત્રને વિદ્યાભ્યાસ કરાવવા માટે અને આજીવિકા ચલાવવા માટે પ્રયાસ કરે છે અને નિરંતર સાચી શિખામણ આપે છે તો તેઓ પુત્રના ઋણમાંથી મુક્ત થાય છે.

लालनाद्बहवो दोषा-स्ताडनाद्बहवो गुणाः ।
तस्मात्पुत्रं च शिष्यं च, ताडयेन्न तु लालयेत् ॥ ११ ॥

અર્થ—લાડ લડાવવાથી ઘણા દોષ છે ને તાડના કરવાથી ઘણા ગુણ છે, તેથી પુત્રને અને શિષ્યને તાડના કરવી, પણ લાડ લડાવવા નહીં.

विद्या नाम नरस्य रूपमधिकं प्रच्छन्नगुप्तं धनम्,
विद्या भोगकरी यशःसुखकरी विद्या गुरूणां गुरुः ।
विद्या बंधुजनो विदेशगमने विद्या परं दैवतम्,
विद्या राजसु पूज्यते न हि धनं विद्याविहीनः पशुः ॥ १२ ॥

અર્થ—વિદ્યા એ મનુષ્યનું રૂપ અને ગુપ્ત ધન છે, તે સંસારના ભોગ પ્રાપ્ત કરાવનાર છે, યશ અને સુખ દેનાર છે અને તે ગુરુનો પણ ગુરુ છે. એ વિદ્યા દેશાવરમાં બંધુ સમાન છે તથા પરમ દૈવત છે. રાજાઓની પાસે પણ વિદ્યાવાન જ પૂજાય છે, ધનવાન પૂજાતા નથી, વિદ્યા વિનાનો મનુષ્ય પશુ બરાબર છે.

शुनः पुच्छमिव व्यर्थं, जीवितं विद्यया विना ।
न गुह्यगोपने शक्तं, न च दंशनिवारणे ॥ १३ ॥

અર્થ—વિદ્યા વિનાના મનુષ્યનુ જીવન કૂતરાના પૂંછડાની જેમ વ્યર્થ છે, કેમકે તે પૂંછડું નથી મચ્છર ઉડાડી શકતું કે નથી ગુહ્ય ભાગને ઢાંકી શકતુ.

विद्या नाम नरस्य कीर्तिरतुला, भाग्यक्षये चाश्रयो,
धेनुः कामदुधा रतिश्च विरहे, नेत्रं तृतीयञ्च सा ।

सत्कारायतनं कुलस्य महिमा, रत्नैर्विना भूषणम्,
तस्मादन्यमुपेक्ष्य सर्वविषयं, विद्याऽधिकारं कुरु ॥ १४ ॥

અર્થ—વિદ્યા મનુષ્યની અતુલનીય કીર્તિ છે અને ભાગ્ય જ્યારે ક્ષય પામે છે ત્યારે વિદ્યા તેને આશ્રય આપે છે. વિદ્યા કામધેનુની જેમ સર્વ મનોરથોને દેનારી અને વિયોગમાં પણ પ્રીતિ પેદા કરનારી છે. વિદ્યા એ મનુષ્યનું ત્રીજું નેત્ર છે અને વિદ્યા સત્કારનું સ્થાન છે. વિદ્યા કુલનો મહિમા છે અને રત્ન વિનાનું ભૂષણ છે. આથી સંસારના સઘળા વિષયોને મૂકી ફક્ત વિદ્યા જ પ્રાપ્ત કરો.

आहारनिद्राभयमैथुनं च, सामान्यमेतत्पशुभिर्नराणाम् ।
ज्ञानं नराणामधिको विशेषो, ज्ञानेन हीनाः पशुभिः समानाः ॥ १५ ॥

અર્થ—ખાવુંપીવું, ઊંઘવું, ભયથી ધ્રુજવું અને મૈથુન સેવવું વિગેરે બાબતો તો મનુષ્ય અને પશુઓમાં સમાનપણે છે, પરંતુ મનુષ્યોમાં ફક્ત એક જ્ઞાન જ વિશેષ છે કે જેથી તે ઉત્તમ મનાય છે જ્ઞાન વિનાના મનુષ્યો તે પશુ સમાન છે.

केयूरा न विभूषयंति पुरुषं, हारा न चंद्रोज्ज्वला,
न स्नानं न विलेपनं न कुसुमं, नालंकृता मूर्धजाः ।
वाण्येका समलंकरोति पुरुषं, या संस्कृता धार्यते,
क्षीयन्ते खलु भूषणानि सततं, वाग्भूषणं भूषणं ॥ १६ ॥

અર્થ—સુંદર બાજુબન્ધ, ચંદ્ર જેવા ઉજ્જવલ હાર, સુવાસિત સલિલથી સ્નાન, ચંદનનું વિલેપન, કુસુમ અને શોભાવેલા વાળ-આમાંથી કોઇ પણ વસ્તુ પુરુષને સુંદર નથી બનાવી શકતી, ત્યારે ફક્ત શ્રેષ્ઠ વિદ્યાથી જ પુરુષ શોભાયમાન બની શકે છે. વળી સોના ચાંદીનાં આભૂષણો પણ સમય આવે ક્ષીણ થઈ જાય છે ત્યારે વાણીરૂપી આભૂષણ તો સાચું ભૂષણ હોવાથી તે સદાય શોભાયમાન રહે છે.

अनेकसंशयोच्छेदि, परोक्षार्थस्य दर्शकम् ।
सर्वस्य लोचनं शास्त्रं, यस्य नास्त्यन्ध एव सः ॥ १७ ॥

અર્થ—અનેક સંદેહને દૂર કરનાર અને પરોક્ષ વસ્તુને પણ દેખાડનાર જેને જ્ઞાનરૂપી નેત્ર છે તે જ સુનેત્રવાન છે, પણ જેને તે જ્ઞાનરૂપી નેત્ર નથી તે જ અંધ છે.

अजातमृतमूर्खाणां, वरमाद्यौ न चान्तिमः ।
सकृद्दुःखकराद्याद्या-वन्तिमस्तु पदे पदे ॥ १८ ॥

અર્થ—પુત્ર થયો નહિ, મૃત થયો અથવા મૂર્ખ થયો તે ત્રણ પ્રકારમાં પ્રથમના બે ઉત્તમ છે, પરંતુ પુત્ર મૂર્ખ હોય તે ઉત્તમ નથી. કારણ કે પુત્ર ન થવો કે મરી જવો, તે ફક્ત થોડા ટાઇમ જ દુઃખકર્તા છે, પણ મૂર્ખ પુત્ર તો સદાને માટે દુઃખરૂપ થાય છે.

गुरुशुश्रूषया विद्या, पुष्कलेन धनेन वा ।
अथवा विद्यया विद्या, चतुर्थं नैव साधनम् ॥ १९ ॥

અર્થ—ગુરુની સાચી ભક્તિથી અથવા પુષ્કળ ધન દેવાથી કે બદલામાં અન્ય કોઇ વિદ્યા શિખવવાથી જ કોઈ પણ વિદ્યા પ્રાપ્ત કરી શકાય છે. એ સિવાય ચોથો માર્ગ વિદ્યા પ્રાપ્ત કરવા માટે નથી.

——

મુનિ પ્રેમવિમળજી



# ઉનાદિ પંચતીર્થી

( લેખક-દક્ષિણવિહારી મુનિશ્રી અમરવિજયજી શિષ્ય-મુનિ ચતુરવિજયજી )

## ૧ ઉના

ઉના, અંજાર, દેલવાડા, દીવ અને કોડીનાર એ પંચતીર્થી ગણાય છે. તેમાં પ્રથમ ઉના પ્રાચીન તીર્થ છે. એનું સંસ્કૃત નામ ઉન્નતપુર છે. લોકરૂઢ કહેવત છે કે-" ઉના, પૂના અને ગઢજૂના એ ત્રણે જૂના. " વિક્રમની સત્તરમી શતાબ્દી સુધી અહિં સારી જાહોજલાલી હતી. સાતસો પૌષધશાલા હતી. આ ઉપરથી શ્રાવકની વસ્તી કેટલા મોટા પ્રમાણમાં હશે તેનો સહેજે ખ્યાલ આવી જાય તેમ છે. મોગલસમ્રાટ્પ્રતિબોધક સમર્થ આચાર્ય શ્રી વિજયહીરસૂરિમહારાજે અંતિમ બે ચાતુર્માસ અહિં જ વ્યતીત કર્યાં હતાં. તેમનો ઉપાશ્રય, પાદુકાની દહેરીઓ વિગેરે સ્થલો જોવા-જાણવા યોગ્ય છે.

અત્રે પાંચ દહેરાસરો ભિન્ન ભિન્ન સ્થળે હતા પરંતુ વસ્તી તુટતી ગઈ, સારસંભાળ લેનાર ઓછા થયા અને ઇતરવર્ગના ઉપદ્રવો દિનપ્રતિદિન વધતા ગયા, તેથી તે સુરક્ષિત રહે એવા આશયથી સંવત્ ૧૯૨૪ માં ત્યાંથી ફેરવી જોડાજોડ ગોઠવી પુનઃ પ્રતિષ્ઠા કરાવેલ છે.

(૧) પ્રથમ દેરાસરમાં મૂળનાયક શ્રી આદીશ્વરપ્રભુ છે. ભમતીમાં ૨૫ નાની દહેરીઓ, બે ઓરડીઓ અને ભોંયરા આદિ મળી કુલ ૫૧ આરસની પ્રતિમાઓ છે. **જૈન પ્રાચીન લેખ સંગ્રહ** ભાગ બીજામાં પૃ. ૧૨૯ ઉપર વિવેચનકાર લખે છે કે—દીવ બંદરની પાસે આવેલા ઉના નગરમાં ભોંયરામાં રહેલી એક પ્રતિમા ઉપર પણ એ આચાર્ય( ધર્મઘોષ )ના નામનો લેખ કોતરેલો છે, યથા-**एवमेव श्रीद्वीपासन्न श्रीउनानगेर भूमीगृहान्तर्वर्ति प्रतिमाप्रशस्तावपि लिखितमस्ति । यथा-नवाङ्गवृत्तिकार-श्रीअभयदेवसूरिसन्तानीयैः श्रीधर्मघोषसूरिभिः प्रतिष्ठितम् ।**

સમયસુન્દરોપાધ્યાય-સમાચારીશતકે, આ પ્રતિમાના દર્શન માટે મેં અત્યંત પ્રયત્ન કરેલો, પરંતુ ક્યાંય જોવામાં આવી નહી.*

(૨) અહિં મૂળનાયક શ્રી સંભવનાથ છે. પ્રભુના પરઘરની કોરણી અદ્ભુત છે. લેખ પણ કોતરેલો છે. તેનો સાર નીચે મુજબ છે—

---

* અહિંથી ૪૦ બિંબો મુંબઇ ગોડીજીના દેરાસરમાં, ૩૨ ભાવનગર દાદાસાહેબના દેરાસરમાં, ત્રણ બિંબ જામનગર તાબે લાલપુરના દેરાસરમાં અને બે બિંબ પાલીતાણા બાબુની ધર્મશાળાના દેરાસરમાં, બાકીનાં અન્ય સ્થળે લઇ જઇ પધરાવવામાં આવેલા છે. અને તે સિવાય ધાતુનાં લગભગ ૧૦૦૦ બિંબો ભિન્ન ભિન્ન સ્થળે મોકલવામાં આવેલ છે, તેથી કદાચ પ્રસ્તુત પ્રતિમાજી પણ કોઈ સ્થળે જતા રહ્યા હોય તો તેમ બનવા સંભવ છે.

"આ બિંબ દીવબંદરના રહીશ પારેખ મેઘજીની ભાર્યા સુશ્રાવિકા લાડકીબાઇએ[1] ભરાવેલ છે અને પ્રતિષ્ઠાક્રિયા શ્રી વિજયહીરસૂરિના પટ્ટધર શ્રી વિજયસેનસૂરિ મહારાજે સં. ૧૬૬૫ના જ્યેષ્ઠ શુદિ ૧૧ ના રોજે કરાવેલ છે." એકંદર ચૌદ પ્રતિમાજી છે.

(૩) ત્રીજા ચૈત્યમાં મૂળનાયક શ્રી સંભવનાથ ભગવાન છે. ભમતીમાં ૨૩ દહેરીઓ, રંગમંડપમાં ચઉમુખજી અને રંગમંડપની પશ્ચિમે સંભવનાથ મુખ્ય છે. તે સિવાય ઘણાં બિંબો છે. શ્રી શાંતિનાથજીની પ્રતિમા આ જ ગામના રહીશ દોસી ફીકા વીરજીએ સં. ૧૬૬૫ના જેઠ શુદિ ૧૧ ના દિવસે સવાઇબિરુદધારક શ્રી વિજયસેનસૂરિના વરદહસ્તે પ્રતિષ્ઠિત કરાવેલ છે.

(૪) અત્રે મૂળનાયક શ્યામવર્ણમય શ્રી પાર્શ્વનાથજી છે. કુલ ૧૯ પ્રતિમાજી છે, તેમાં બે મૂર્ત્તિ શ્રી ગૌતમસ્વામીની છે.

(૫) અહિં મૂળનાયક શ્રી નેમિનાથ છે. કુલ ૨૪ બિંબ છે.

પાંચે દેરાસરો રમણીય અને દર્શનીય છે.

શ્રી વિજયહીરસૂરિ મહારાજે જે ઉપાશ્રયમાં ચતુર્માસ કરેલું અને દેવલોક થયેલા તે સ્થળ અત્યંત જીર્ણ થઇ જવાથી સં. ૧૯૭૨ મા મુંબઇ આદિના શ્રાવકોની મદદથી નવીન બંધાવેલ છે. તેમજ પ્રાચીન દેરીની જગ્યાએ પણ નવીન દેરી કરાવી તેમાં શ્રી વિજયહીરસૂરિ, શ્રી વિજયસેનસૂરિ, શ્રી વિજયદેવસૂરિની મૂર્તિઓ પધરાવેલ છે. તેનો લેખ નીચે મુજબ—

ॐ जगद्गुरु श्रीविजयहीरसूरीश्वरप्रतिमा मुनिश्रीहंसविजयोपदेशेन विक्रमपुरवासिन्या कोचरगोत्रीय सुमेरमल्लपुत्र्या वरजीबाईश्राविकया कारापिता तस्य उन्नतपुरे सं. १९७२ माघमासे शुक्लपञ्चम्यां सोमवारे मुनिश्रीयशोविजयेन प्रतिष्ठिता । A.

---

૧. આ બાઇએ સં. ૧૬૫૨ મા શ્રી વિજયહીરસૂરિ મહારાજની પાદુકાની પ્રતિષ્ઠા કરાવેલ છે.

A એમની પ્રાચીન મૂર્તિઓની માહિતી નીચે મુજબ મળે છે.

( ૧ ) આચાર્યદેવના સ્વર્ગવાસ પછી થોડા જ સમયમા ( એક વર્ષમાં જ ) ઘડાયેલી મૂર્તિ પ્રથમ ખંભાતમા હતી, તે હાલમા મહુવામા મુખ્ય મંદિરના મંડપની પાસેના ભાગ પર વિરાજમાન છે. એને લોકો ગૌતમસ્વામીની મૂર્તિ કહે છે, પરંતુ તેના પર संवत–१६५२ पातशाहि श्रीअकब्बरप्रवर्तित सं० १ वर्षे फा० सुदि ८ दिने श्री स्तम्भतीर्थवास्तव्य श्रावक पउमा भार्या पांचीनाम्न्या श्रीहीरविजयसूरीश्वराणां मूर्तिः कारिता प्रतिष्ठिता तपागच्छे श्रीविजयसेनसूरिभिः આ પ્રમાણે સ્પષ્ટ ઉલ્લેખ છે.

( ૨ ) સં. ૧૬૫૯માં શ્રીઆણંદવિમળસૂરિ (વાનરગણી) શિષ્ય આનંદવિજયે જેશલમેરમાં તપાગચ્છનો ઝાલકોપ સ્થાપ્યો. તેમા શ્રી વિજયહીરસૂરિની મૂર્તિ બેસાડી હતી તે હજુ ત્યાં છે.

( ૩ ) પાટણના પંચાસરા પાર્શ્વનાથના દેરાસરમાં પેસતાં ડાબી બાજુએ એક નાની સરખી ઓરડી છે, તેમાં સં. ૧૬૬૨મા પાટણનિવાસી પોરવાડ જ્ઞાતિના દોશી રાકરની ભાર્યા બાઇ વ્હાલીએ પોતાના પુત્રપૌત્રાદિ પરિવાર સાથે ભરાવેલી, શ્રી વિજયસેનસૂરિપ્રતિષ્ઠિત મૂર્તિ છે

જમણી બાજુ—श्रीविजयसेनसूरीश्वरप्रतिमा । B.

ડાબી બાજુ—श्रीविजयदेवसूरीश्वरप्रतिमा । C.

બાકીનો ઉલ્લેખ ઉપરના લેખ પ્રમાણે જ છે.

ગામથી પોણા માઇલના અંતરે નદીના કિનારે જ્યાં શ્રી વિજયહીરસૂરીશ્વરજીના સ્થૂળદેહને અગ્નિસંસ્કાર કરવામાં આવેલ તે સ્થળે તેમની તથા અન્ય આચાર્યાદિની ચરણપાદુકાની દેહરીઓ નં. ૧૨ છે. તેના નંબર અને નામ નીચે *પ્રમાણે—

દેહરી નંબર-૧ શ્રી વિજયહીરસૂરિ. સં. ૧૬૫૨. દીવાલ ઉપર વિશાલ લેખ છે. જે હવે પછી આપવામાં આવશે.

દેહરી નંબર-૨ શ્રી શાંતિસૂરીશ્વરજી. સ. ૧૬૬૪

„ ૩ શ્રી પ્રભાવવિજયસૂરીશ્વર. સં. ૧૬૬૪+ પગલાં ઉપર મોટા અક્ષરે વિસ્તૃત લેખ કોતરેલ છે, પરંતુ દેહરીમાં મસ્તક દાખલ કરી વાંચી શકાય તેવી સ્થિતિ નથી.

દેહરી નંબર-૪ શ્રી મુનિસુંદરસૂરીશ્વરજી સં. ૧૭૧૩. દીવાલ ઉપર વિસ્તૃત લેખ છે, જેની લંબાઇ આશરે દોઢ ફૂટ અને પહોળાઇ સવા ફૂટ છે, પરંતુ લેખ ઘસાઇ ગયેલ હોવાથી કેટલાક અક્ષરો વંચાય તેમ ન હોવાથી મેં ઉતારવા મહેનત કરી નથી. જૈનસસ્તીવાંચનમાળા (ભાવનગર) તરફથી છપાયેલ "અઝારાપાર્શ્વનાથ" નામના પુસ્તકમાં પૃ. ૨૫૩ માં શ્રી વિજયદેવસૂરિના સ્તૂપ ઉપર મોટો લેખ હોવાનો ઉલ્લેખ છે

દેહરી નંબર-૫ શ્રી પ્રભાવ (વિજયપ્રભસૂરીશ્વરજી.) સં. ૧૯૪૯

દેહરી નંબર-૬ શ્રી હેમસૂરીશ્વરજી. સં. ૧૭૪૯

દેહરી નંબર-૭ શ્રી સોમસૂરીશ્વરજી. સં. ૧૭૮૫

આ આચાર્ય ગૌતમાવતાર ગણાતા હતા અને ૬૨ મી પાટે થયેલ છે. એઓ સં. ૧૭૪૯ માં સ્વર્ગવાસી થયા હતા.

---

B. સંવત. ૧૬૬૪ ફા. શુદિ ૮ શનિવારે ઉપરોક્ત વ્હાલીબાઇએ કરાવેલી અને શ્રી વિજયદેવસૂરિપ્રતિષ્ઠિત એમની મૂર્તિ છે.

C. સં. ૧૬૬૪માં ફા. શુદિ ૮મે એ જ શંકરની ભાર્યા બાઇ વ્હાલીએ ભરાવેલી એમની મૂર્તિ અને સં. ૧૭૧૩ માહ શુદિ ૭મે શ્રાવક રામસિંહ ચાંપસીએ ભટ્ટારક શ્રી વિજયપ્રભસૂરિના ઉપદેશથી પ્રતિષ્ઠિત ચરણપાદુકા પણ ત્યાં જ દષ્ટિગોચર થાય છે.

* આમાંના કેટલાંક નામો શંકિત લાગે છે, પરંતુ દેહરીઓનાં મુખ સંકીર્ણ હોવાથી પાદુકા ઉપરના લેખો વાંચી શકાય તેમ ન હોવાથી ઉપર ચ્હોંટાડેલા લેબલ પ્રમાણે અહિં નોંધ લીધી છે.

+ એમનો જન્મ કચ્છમાં, સં. ૧૬૧૦ વૈશાખ શુદિ ૧૦ અંધારમાં, સૂરિપદ સં. ૧૬૪૯ જેઠ શુદિ ૧૨ ઉનામાં સ્વર્ગવાસી થયા હતા

A દેહરી નંબર ૮ શ્રી વિજયદેવાંલુ(?)સૂરીશ્વરજી સં. ૧૮૧૪
(શ્રી વિજયદેવસૂરિ સં. ૧૭૧૩ માં ઉનામાં સ્વર્ગવાસી થયા હતા.)

B દેહરી નંબર ૯ શ્રી વિજયધર્મસૂરીશ્વરજી સં. ૧૮૧૬

. "A આઠમી દેરીમાં વિજયક્ષમાસૂરિની પાદુકા પર લેખ છે કે क्षमासूरि । दयासूरि-प्रतिष्ठिता। सं. १७८१ महोत्सवेन उन्नतपुरसंघेन स्थापना कारिता ॥ १ ॥
અજાહરાપાર્શ્વનાથ. પૃ. ૨૫૩

વિજયક્ષમાસૂરિના રાજ્યમાં ધીરકુશળ-ગજકુશળ-પ્રીતિકુશળ-બુદ્ધિકુશળ-સુંદરકુશળ શિષ્યે સં. ૧૭૭૫ માં કા. વદિ ૧૩ જૂનાગઢમાં શ્રેણિકરાસ તથા સં. ૧૭૯૩ માગશર શુદિ ૨ ભોમે ઐતિહાસિક હેમચંદ્રગણિરાસ રચ્યો ( જૈ. ગૂ. ક. પૃ. ૫૨૪. )

સ. ૧૭૮૫ માં શ્રી વિજયક્ષમાસૂરિનો સ્વર્ગવાસ થતાં દીવના શ્રાવકોએ પુષ્કળ દ્રવ્ય ખર્ચી શ્રી વિજયદયાસૂરિને સૂરિપદે સ્થાપન કર્યા એમણે સં. ૧૮૧૭ માં શત્રુંજય ઉપર અનેક બિંબોની પ્રતિષ્ઠા કરાવેલી છે. સ્વોપજ્ઞટીકાયુક્ત દ્રવ્યાનુયોગતર્કણાકાર પાઠકપ્રવર ભોજ-સાગરે સં. ૧૭૯૮ માં એમના આદેશથી રમલ શાસ્ત્ર રચ્યું. જુઓ તેમના જ પ્રશસ્તિગત નિમ્ન લિખિત પદ્યો—

सोऽहं श्रीविजयाद्दयागणधराः श्रीवर्द्धमानार्हतः,
पट्टे दिग्गजतर्कसम्मितवरे(६८)ऽकार्षं स्वयं रामलम् ।
शास्त्रं ग्रहविचारसारसहितं लोके चमत्कारदं,
वर्षे चाष्टनिधानसंयममिते (१७९८) पौषे दशम्यां सिते ॥ ५१ ॥

× × × ×

श्रीसूर्यमण्डनजिनेश्वरपादपद्म–माहात्म्यतो विरचितो रमले निबन्धः ।
पद्यात्मकः प्रवरपाठकभोजनाम्ना, निर्विघ्नशास्त्रपरिपूर्तिरपीह तस्मात् ॥
प्रथमादर्शे लिखितं, सूर्यपुरे भोजसागरेणेदम् ।
पाठकवरेण सम्यक्, श्रीपूज्यादेशतः शास्त्रम् ॥

એ સિવાય એમના રાજ્યમા અનેક પ્રતો લખાઈ છે.

એમના પછી ૬૬ મી પાટે શ્રી વિજયધર્મસૂરિ આવ્યા.

B. આ આચાર્ય સં. ૧૮૩૮ સુધી વિદ્યમાન હતા. એમના રાજ્યમાં સં. ૧૮૨૨માં શ્રી માનવિજયે વિક્રમચરિત્ર, સં. ૧૮૩૩માં શ્રીરામવિજયે દાનકલ્પદ્રુમ બાલાવબોધ રચ્યો તથા સં. ૧૮૫૧માં શ્રી તીર્થવિજયે શ્રીપાલરાસની પ્રત લખી. સં. ૧૮૪૧ માગશર વદિ ૧૦ મારવાડના મુલંદા ગામમાં સ્વર્ગવાસ થયો. એમના પછી ૬૭મી પાટે શ્રી વિજયજિનેંદ્રસૂરીશ્વર થયા. જન્મ સં. ૧૮૦૧

દેહરી નબર ૧ શ્રી વિજયહીરસૂરીશ્વરજીની છે તેની દીવાલ ઉપરનો લેખ નીચે મુજબ છે—

श्री संवत १६५२ वर्षे कार्तिकशुदि ५ बुधे तेपा जगद्गुरूणा सवेग-वैराग्य-सौभाग्यादिगुणश्रवणात चमत्कृतैर्महाराजाधिराज पातशाहि श्रीअकब्बराभिधाभिर्गूर्जरदेशात् दिल्लीमण्डले सबहुमानमाकार्य धर्मोपदेशाकर्णनपूर्वक- पुस्तककोप-समर्पण–डाबराभिधानमहासरोवरमत्स्यवधनिवारण–प्रतिवर्षं षाण्मासिकाऽमारि-प्रवर्तनपूर्वकश्रीशत्रुंजयतीर्थमुण्डकाभिधानकरनिवर्तन–जीजिआभिधानकरनिवर्तन–निजसकलदेशदाणमृतस्वमोचन–सदैव वदीकरणनिवारण–चैत्यादिधर्मकृत्यानि सकललोकप्रतीतानि कृतानि । प्रवर्तनेनैषा श्रीशत्रुंजये सकलसंघयुतकृतयात्राणा

C દેહરી નબર ૧૦ શ્રી વિજયેંદ્ર[ વિજયજિનેંદ્ર(?) ]સૂરીશ્વરજી સ ૧૯૦૮*

D દેહરી નબર ૧૧ શ્રી વિજયદેવેંદ્રસૂરીશ્વરજી સ ૧૯૪૯

દેહરી નબર ૧૨ ઉપર લેખન નથી પાદુકા ઉપર લેખ પણ નથી

---

C એમણે સ ૧૮૫૯ તેમ જ ૧૮૭૫મા ગિરનારના શિલાલેખો કરાવ્યા હતા તથા ચોરવાડના શ્રી ચિંતામણિપાર્શ્વનાથના ચૈત્યનો ઉદ્ધાર સ ૧૮૭૪ મા કરાવ્યો હતો તેનો શિલાલેખ ત્યા જ ગર્ભાગાર(ગભારા)મા પેસતા જમણી બાજુએ દિવાલમા ચ્હોટાડેલ છે લબચોરસ એક વેંત લગભગ છે તેમ જ સ ૧૮૭૬મા પ્રભાસપાટણમા શ્રી ચદ્રપ્રભ જિન ચૈત્યોદ્ધાર કરાવ્યો હતો ત્યા પણ મૂળનાયકજીની ડાબી બાજુ રગમડપમા દીવાલ પર લેખ ચ્હોટાડેલ છે આ બન્ને લેખો અમુદ્રિત હોવા છતા લેખનું કલેવર વધી જવાના ભયે અહીં મોકલ્યા નથી એમના રાજ્યમા ત્યા ત્યા શ્રી યશોવિજયોપાધ્યાય શિષ્ય ગુણવિ૦–સુમતિવિ૦–ના શિષ્ય ઉત્તમવિજયે સ ૧૮૪૧થી ૧૮૮૪ વચ્ચે શ્રાદ્ધવિધિ બાલાવબોધની રચના કરી સ. ૧૮૮૪ પોષ વદિ ૧૧ શિરોહી( મારવાડ )મા સ્વર્ગવાસ

"અજાહરા પાર્શ્વનાથ" પૃ ૨૫૩મા નવમી દેહરીની પાદુકાનો લેખ નીચે પ્રમાણે જણાવેલ છે—

सवत् १८१५ ना महासुदि ७ ना दिने मंगलवारे भट्टारकश्री १०८ श्री विजयदयासूरिपादुका। तपागच्छे श्रीविजयदयासूरीश्वरपादुका। शेठ निहालचद अचला तथा मीठा जशवीरा तथा धनजी मकनजी सघेन प्रतिष्ठिता उन्नतपुरे ।

D એમને સ ૧૭૮૫ દીક્ષા સૂરિપદ, માગરોળમા પદ સ્થાપના, સ ૧૮૦૯ વૈશાખ વદિ ૭ ઘોઘામા સ્વર્ગવાસ ત્યા સ્તૂપ કરાવેલ છે

* સ ૧૯૦૩ મા એમણે ધોળેરામા મણિભદ્રની મૂર્તિ પ્રતિષ્ઠિત કરેલ છે તથા એમના જ હસ્તે અજનશલાકા કરાયેલી જિનેશ્વરની પ્રતિમા પણ ત્યા જ ગભારામા વિરાજમાન છે અને સ ૧૯૦૭મા ઉમરાળા ગ્રામે શ્રી અજિતનાથપ્રભુ પ્રતિષ્ઠિત કરાવેલ છે એમના ઉપર ચાતુર્માસ માટે લખાયેલ એક વિજ્ઞપ્તિ પણ શિનોરના ભડારમા અસ્તિત્વ ધરાવે છે

૧ આ યાત્રા સ ૧૬૫૦ મા કરી હતી, અને તે પ્રસગે ૨૦૦ મુનિઓની હાજરી હતી. જુઓ નિમ્ન લિખિત લેખ—

भाद्रशुक्लैकादशीदिने जातनिर्वाणे चाग्निसंस्कारस्थानासन्नफलितसहकाराणां श्रीहीरविजयसूरीश्वराणां प्रतिदिनदिव्यनादश्रवण–दीपदर्शनादिकानेकप्रभावाः स्तूपसहिताः पादुकाः कारिताः पं. मेघेन । भार्या लाडकीप्रमुखकुटुंबयुतेन । प्रतिष्ठिताश्च तपागच्छाधिराजैः भट्टारकश्रीविजयसेनसूरिभिः । उपा० श्री विमलहर्षगणि–उपा० श्रीकल्याणविजयगणि–उपा० श्रीसोमविजयगणिभिः प्रणता (भिः ?) भव्यजनैः पूज्यमानाश्चिरं नंदतु । लिखिता प्रशस्तिः पद्मानंदगणिना। श्रीउन्नतनगरे । शुभं भवतु ॥

---

संवत् १६५० प्रथमचैत्रपूर्णिमायां सुविहितसाधुक्षीरसागरप्रोल्लासशीतपादानां निजवचनरञ्जितशाहिश्रीअकब्बरप्रदत्तश्रीसिद्धशैलानां भट्टारकश्रीविजयसेनसूरिप्रमुखसुविहितभक्तिभरसेव्यमानपादारविन्दानां श्री ६ श्रीहीरविजयसूरिपादानां माहात्म्यप्रीणितसाहिनिर्मितसकलसत्वद्रव्यग्रहणमुक्तिकायां प्रथमचैत्रपूर्णिमायां तच्छिष्य सकलवाचककोटिकोटीरशतकोटि श्री ६ श्रीविमलहर्षगणिभिः । श्रे० पं० श्रीदेवहर्षग० श्रीशत्रुंजय० कृतकृत्य पं० श्री धनविजयग० पं. जयविजयग० जशविजय–हंसविजयग० मुनिवेसलादिमुनिशतद्वयपरिकरितैर्निर्विघ्नीकृता यात्रा इति भद्रम् ॥

—એપિગ્રાફિકા ઇન્ડિકા. २१८६

२.-આ શ્રી હીરવિજયસૂરિના શિષ્ય હતા ( જુઓ ઉપરનો લેખ ). એમણે સં ૧૬૫૬–માં ખાખર ( કચ્છ ) ગામને પ્રતિબોધી ધર્મક્ષેત્ર બનાવ્યું હતું. સં. ૧૬૫૭ માં મહા શુદિ ૧૦ સોમવારે શ્રી સંભવનાથ, આદિનાથ અને વિમળનાથની પ્રતિમાઓ ભરાવી એમના હસ્તે પ્રતિષ્ઠા કરાવી હતી. સં. ૧૬૫૭ ફાગણવદિ ૧૦ મે શત્રુંજયાવતાર નામનું દેરાસર પ્રારંભ્યું અને સં ૧૬૫૯ ફાગણ શુદિ ૧૦ મે પૂર્ણ કરી એમના હસ્તે પ્રતિષ્ઠા કરાવી ( પ્રા. જૈ. લે. સ. ખાખરનો લેખ. નં ૪૪૬ )

૩. આ એક સમર્થ વિદ્વાન હતા. વ્યાકરણ વિષયમાં તો ખાસ પારંગત હતા. જુઓ શ્રી વિનયવિજયોપાધ્યાયનો નિમ્નલિખિત ઉલ્લેખ—

" तथा च श्रूयते हि कालानुभावतस्तत्त्वप्रकाशिकाख्याया हैमव्याकरण–बृहद्वृत्तेः सम्प्रदाये व्युच्छिन्नप्राये सति जगद्गुरुश्रीहीरविजयसूरिनिर्देशात् स्तम्भतीर्थवास्तव्य–वृद्धशाखीयोकेशज्ञातीयसंघपति–उदयकरण-सोमकरणसाहाय्याच्च, बहुशः परिपठितमहाभाष्यादिमहाव्याकरणात् भूधीभट्टात् सम्यगवगम्य, महोपाध्यायश्रीसोमविजयगणिभिस्तत्त्वप्रकाशिका तपागच्छे बहूनां गीतार्थानां पाठिता । ततोऽद्यापि सम्प्रदायशुद्धा सा प्रवर्तते ॥ "

–श्री હૈમપ્રકાશ, પૃ. ૩

લેખની પહોળાઇ પ્રાય: એક ફૂટ, લંબાઇ સવાફૂટ, લાઇન ૧૬. આ સર્વે સ્તૂપોની ફરતો સુંદર બગીચો છે, જેની જમીન પ્રથમ ૧૦૦ વીઘા હતી. હાલમા ૬૨ વીઘા રહેલી છે. બગીચામાં ૫૦૦ આંબા, ૪૦૦ નાલીએરનાં ઝાડ છે. તે સિવાય બીજાં પણ ઘણાં ઝાડ છે. જગ્યા નદીકિનારે આવેલી હોવાથી અત્યંત રમણીય અને શાંત વાતાવરણમય છે. એકાંતે ધ્યાન કરનારાઓને તેમજ હવાફેર કરવા ઇચ્છનારાઓ માટે સ્થાન ઉત્તમ છે.

## ૨ અજાહરા

આ તીર્થ ઉપરોક્ત શ્રી વિજયહીરસૂરિશ્વરાદિના સ્તૂપના બગીચાથી લગભગ અડધા ગાઉ છેટે છે. આ તીર્થના પ્રાચીન અવશેષો ઘણા વિનાશ પામ્યા છે, છતાં એક ૩૫ રતલપ્રમાણ પ્રાચીન ઘંટ જળવાઇ રહેલ છે. તેના પર લખેલ છે કે–શ્રી અજાહરા પાર્શ્વનાથજી સંવત ૧૦૧૪ શાહ રાયચંદ જેચંદ. બીજા ઘંટ ઉપર બાલબોધ લિપિમાં લેખ છે કે–સં. ૧૬૬૨ વર્ષે આષાડ શુદિ ૨ ઉનાવાસ્તવ્ય શ્રી જગપાળભાર્યા હબકબાઇના પુણ્યાર્થે ઘંટ કારિત ઇત્યાદિ.

આજથી ૭ લાખ વર્ષ પૂર્વે શ્રી મુનિસુવ્રતસ્વામીના શાસનમાં થયેલ ત્રિખંડાધીશ રામ–લક્ષ્મણના પૂર્વજ અજયપાળ(અનરણ્ય)ને વ્યાપેલા ૧૦૭ રોગના નિવારણાર્થે સમુદ્રમાર્ગે દ્વીપ ( દીવ ) બંદર નજીક પદ્માવતી દેવીની કૃપાથી આ મૂર્તિ પ્રાપ્ત થઇ હતી. ત્યાં જ અજયપુર નામે શહેર વસાવી ભવ્ય જિનાલય બંધાવી પ્રભુને પ્રતિષ્ઠિત કર્યા ત્યારથી અજાહરા પાર્શ્વનાથ નામે પ્રસિદ્ધ થયા. પ્રતિમાજી લેપમય છતા અલૌકિક અને ભવ્ય છે.

આ પ્રાસાદમાં ત્રણ ગભારા છે. તે દરેક ગર્ભગૃહમાં ત્રણ ત્રણ બિંબ, એક પાષાણની ચોવીશી અને એક ગૌતમસ્વામીનું બિંબ છે. ગભારાના દ્વારની બન્ને બાજુએ પહેલા અને છેલ્લા જિનેશ્વરની કાઉસ્સગીઆ તરીકે બે પ્રતિમાઓ છે. આ બન્ને કાઉસ્સગીઆના ચરણ તળે સુંદર લેખ છે. તેનો સારાંશ આ પ્રમાણે છે–" સંવત ૧૩૨૩ ના જેઠ વદિ ૮ ગુરુવારે ઉદયપ્રભસૂરિના પટ્ટધર શ્રી મહેંદ્રસૂરિએ પ્રતિષ્ઠિતં. " લેખ સ્પષ્ટ વંચાય તેવો હોવા છતાં સમયના અભાવે હું ઉતારી શકયો નહી.

અનરણ્ય રાજાના સ્થાપન પછી અત્યારસુધીમાં આ દેરાસરના[1] ચૌદ જીર્ણોદ્ધાર થયા કહેવાય છે, છતાં મૂળનાયકજીનું બિંબ તો તેનું તે જ છે. છેલ્લો જીર્ણોદ્ધાર સં. ૧૬૭૭ માં અજયપુરીના વતની શ્રીમાલી દોસી જીવરાજના પુત્ર કુંવરજી( ઉનાના રહેવાસી )એ દીવના સંઘની મદદથી તેમ જ શ્રી વિજયહીરસૂરિ મહારાજના શિષ્યાદિકની સાહાય્યથી કરાવ્યો હતો. આ મતલબનો એક વિસ્તૃત શિલાલેખ પ્રભુની જમણી બાજુ ( ગભારા બહાર ) દીવાલ પર ઉત્કીર્ણ છે. લેખની પહોળાઇ આશરે એક ફૂટ અને ઊંચાઇ સવા ફૂટ છે. શ્વેત પત્થર પર છે. શ્લો. ૧૫. તેનો ઉતારો હવે પછી આવશે. (અપૂર્ણ)

[1] આ જીર્ણોદ્ધાર ચૌદમો હતો. તે સંબંધી એક લેખ સં. ૧૮૪૨ સુધી હયાતી ભોગવતો હતો. ત્યારપછી વ્યવસ્થાપકોની બેદરકારી આદિ કારણોને લીધે વિનષ્ટ થઇ ગયેલ કહેવાય છે. આવા અનેક પ્રાચીનતાના પુરાવાઓ દિનપ્રતિદિન વિનાશ થતા જાય છે, માટે કાર્યવાહકોએ કાળજી રાખવી ઉચિત છે.

## વ્યવહાર–કૌશલ્ય

લેખક—મૌક્તિક

( ૧૫૭ )

**"નવરાશના વખતમાં આપણે શું કરીએ છીએ તે પર ઘણી વાર સુખનો આધાર રહે છે."**

સવારથી સાંજ કેમ પાડવી એ ઘણો અગત્યનો સવાલ છે. સાધારણ રીતે એમ લાગે છે કે એમાં તે શી મોટી વાત છે? પણ એ લાગે છે તેવી સાધારણ બાબત નથી. બારીકીથી જોતાં લાગે છે કે રવિવારે નાટક–સિનેમાની ટિકિટો ઘણી વાર મળતી નથી તેની પછવાડે રહસ્ય છે. રવિવારે બપોરે શું કરવું તેની મૂંઝવણ ઘણાને હોય છે. જુહુ કે ચોપાટીને દરિયે ચાલવાની જગ્યા ન મળે તે તંદુરસ્તીની નજરે ઠીક ગણાય, પણ બીજું કાંઈ કરવાનું નથી, તેથી વખત કાઢવાના સાધન તરીકે તેનો ઉપયોગ હોય, તો એ બાબત વિચારવા જેવી થઇ પડે. જેના ઘરમાં ભટ–ઘાટી હોય, ઘરની મોટર હોય, હજારો લાખોની આવક હોય, ત્યાં બૈરાઓમાં કલેશ ઘણો વધારે હોય છે; તેનું કારણ ઘણી વધારે પડતી ફુરસદ અને સશક્ત શરીર હોવા છતાં મગજને અને શરીરને અપાતું ઘણું ઓછું કામ જ હોય છે. મોટા શ્રીમંતના ઘરોમાં ખાવાનું લગભગ મોઢાં સુધી તો નોકર લઇ આવે, માત્ર બાઇ સાહેબને ચાવવાની તસ્દી લેવી પડે. આવા બિલકુલ કામવગરના અને પૌષ્ટિક ખોરાક ખાનારાને નવરાશના વખતનો મોટો કોયડો હોય છે. એવી સગવડ કે એટલી સંપત્તિ વગરના માણસો ભલે તેવા બંગલામાં રહેનારને સુખી માને, બાકી એમાં સુખ જેવું કાંઇ નથી. આ તો નવરાશના પ્રસંગોની વાત થઇ. નવરાશનો વખત કેમ ગાળવો? શું કરવું? એનો એક નિયમ તો ન જ હોઇ શકે. જેને જેમાં આનંદ આવે તેમાં તેનો ઉપયોગ કરે; પણ એ આનંદ **સ્વ** માટે છે કે **પર** માટે છે. એ પર અંતરના સાચા અને ચિરસ્થાયી આનંદનો આધાર રહે છે.

નાટક, સિનેમા, ઉજાણી, ગંજીપાનાં પાનાં, કલબમાં ખાણું કે મોટરની લાંબી લટાર– આ અને એવા વખતના ઉપયોગમાં **સ્વને** જ સ્થાન છે. પ્રયોગશાળામાં શોધખોળના પ્રયોગ, મહાન પ્રશ્નોની વિચારણા, પ્રેરક ચર્ચા, વિશિષ્ટ વક્તાના ભાષણનું શ્રવણ–એમાં **સ્વ** અને પરને સ્થાન છે. સ્વને સ્થાન ઓછું અને પરને જેટલું વધારે તેટલું અંતરનું સાચું સ્થાયી સુખ છે. ઉપયોગી અભ્યાસ, સુંદર લેખન, આત્મતત્ત્વની વિચારણા અથવા આત્મનિરીક્ષણમાં **સ્વ પર** બન્નેને સ્થાન છે. સમાજ, રાષ્ટ્ર કે વિશ્વને ઉપયોગી થવાનાં કાર્યોમાં પરને સ્થાન છે. સર્વ ઊંઘે ત્યારે અવકાશ મેળવી પરને માટે વિચાર, લેખન કે પ્રયોગ કરનાર સાચા સુખને અનુલક્ષી શકે છે.

તમારો ધંધો–વ્યવસાય જે હોય તે કરો, પણ તે ઉપરાંત જે કાંઇ સમય મળે તે પર કુટુંબીજનોનો હક્ક છે, સમાજનો હક્ક છે, વિશ્વનો હક્ક છે. એ બહારના હક્કોને તમે જેટલે અંશે પૂરા પડો, તેટલે અંશે તમે સુખને જમાવી શકો. અવકાશના વખતનો ઉપયોગ કરતાં આવડે તો આ જીવનને સ્વર્ગીય બનાવી શકાય છે અને ન આવડે તો ધન-ધાન્યની વિપુળતા છતાં અહીં ત્રાસ, ભય અને કકળાટમય જીવન કરી શકાય છે. ધનવાનોને

ઉપાધિથી માથાં કૂટતાં જોયા છે અને લક્ષાધિપતિને કૂવે, તળાવે કે દરિયે પડવા જતા જાણ્યા છે. એનું એક જ કારણ છે. એને કે એના સંબંધીને નવરાશનો ઉપયોગ કરતાં આવડ્યો નથી. બારીકીથી જોશો તો આ વાત દીવા જેવી લાગશે. કુશળ મનુષ્ય નવરાશના વખતનો ખૂબ લાભ લે, પરને લાભ આપે અને તે દ્વારા સાચા સ્થાયી સુખને ભોગવે. જીવન રમત છે, પણ રમતાં આવડે તો તેને બહલાવી શકાય છે.

" Happiness often depends upon what we do with our spare time."
(15-9-38) B. C. P. F.

(૧૫૮)

**તમારે ધનવાન થવું હોય તો આપો; ગરીબ થવું હોય તો આકર્ષો.**
**તમારે ઢગલા જોઈતા હોય તો વેરો; દરિદ્રી થવું હોય તો સંઘરો.**

આપવાથી મળે છે, ખવરાવેલું ખવાય છે, વાવેલું લણાય છે ખાધું તે ખોયું, 'ખવરાવ્યું તે ખાધું'. આપનારને કદી ખોટ જતી નથી. ચપટી આપનારને ચપટી મળે છે, જ્યારે ખોબે ખોબે આપનારને ઢગલે ઢગલા મળે છે. આપણા મનમાં જેવી ભાવના હોય છે તેવી સિદ્ધિ થાય છે. આપનારને મળ્યા જ કરે છે, બીજાનું ખેંચનાર હોય છે તેને સદૈવ ભૂખ જ રહે છે. હજારો કે લાખો આપનારને એ વેપારમાં કદી ખોટ આવી નથી અને ઉઘાડી આંખે જોઈએ તો કદી ખોટ આવવી જોઈએ પણ નહિ. અંતે તો દાનત હોય તેવી જ ફળપત થાય છે. ભૂખનાં કે ભીખનાં હાલ્લાં કદી શીકે ચઢ્યાં જાણ્યાં નથી. ખૂબ મેળવવાનો માર્ગ ખૂબ આપવામાં જ છે. બાકી ભિખારી થવું હોય તો ઘરભેગું કરવાની દાનત રાખવી સારી છે અને અંતે પણ શું? કર્ણ જેવા દાનેશ્વરી થયા તે પણ ગયા અને નંદરાજાએ સોનાની ડુંગરીઓ કરી તે પણ ગયા. અને ડુંગરીઓ તો અહીં જ રહી ગઈ અને નંદરાજા હાથ ખંખેરતાં ચાલ્યા ગયા, આજે સૌ કોઈ કર્ણને યાદ કરે છે, ભામાશાને યાદ કરે છે, ધન્નાશાળિભદ્રને યાદ કરે છે, આ તો જાણે પ્રાચીન ને પુરાણી વાતો થઈ, પણ દાનવીર કાર્નેગી કે રોકફેલરે અઢળક દાન આપ્યાં, તેમાં તેઓ ગરીબ નથી થયા; દાનગુણ તો ધનને ખેંચી લાવે છે, સંપત્તિ સંપડાવે છે અને હૃદયને પ્રફુલિત રાખે છે.

ખેતરમાં એક દાણો નાખ્યો હોય તો તેના સેંકડો થાય છે, પણ કોઠીમાં દાણા ભરી રાખ્યા હોય તો તે કોહવાઈ (સળી) જાય છે. વહેતાં પાણી જ નિર્મળ રહે છે અને કેદમાં પૂરાયેલી લક્ષ્મી તો શ્રાપો આપે છે.

કેટલાકને લક્ષ્મી સ્ત્રીરૂપે વરેલી હોય છે. એને એ ભોગવે, ખરચે અને દાનમાં આપે. કેટલાકને એ બેન તરીકે વરે છે. એ એની સામું જોઈ રહે, એ ગમે તેવી રૂપાળી લાગે, પણ એને એ અસ્પર્શ્ય છે. એની આસપાસ એ આંટા માર્યા કરે, એની ફરતી એ મુંબઈ બેંકના ભૈયાની જેમ ચોકી કરે અને ચાલી જાય ત્યારે શોકમાં નિમગ્ન થાય. એનો એને કશો ઉપયોગ નથી, એને એમાં ચોકી કરવા સિવાય બીજો લાભ નથી અને એને એનો ભોગવટો

નથી. દાન, ભોગ અને નાશ—આ ત્રણ જ રસ્તા લક્ષ્મીના છે. ભોગમાં સ્વાર્થીપણું છે, જ્યારે દાનમાં પરમાર્થ છે દાન કે ભોગ ન કરનારની લક્ષ્મી ત્રીજો-નાશનો માર્ગ લે છે, એ આપણા અનુભવ-અવલોકનનો દરરોજનો વિષય છે.

માટે લક્ષ્મીપતિ થાઓ, લક્ષ્મીના સ્વામી થાઓ, લક્ષ્મીનો લ્હાવો લ્યો, લક્ષ્મીને ફેરવ્યા કરો, લક્ષ્મીને રમાડ્યા કરો, એની ફરતાં ફેરા મારવા જેવું નથી. એને અનુસરનારી દાસી બનાવી શકાય છે અને એની રમત જેને આવડે અને એનો ઉપયોગ કરી જાણે તે જીવન-યાત્રા સફળ કરે. કુશળ મનુષ્ય લક્ષ્મીનું આ વિજ્ઞાન વિચાર પૂર્વક સંગ્રહે.

If you wish to be rich—GIVE. If you wish to be poor—GRASP.
*If you wish abundance—SCATTER. If you wish to be needy—HOARD.*
(15-9-38)

( ૧૫૯ )

**તમે કોઈ ખરેખરી જરૂરી બાબતને અંગે મચ્યા રહેતા હો, તમે દરેક માઈલ કાપતા વધારે હિંમત મેળવી શકતા હો, બરાબર કેમ લડવું અને કેમ હસવું એ તમે જાણતા હો, તો ઝુકાવે રાખો-તમે સાચા રાહ પર છો.**

એક રીતે જોઈએ તો જિંદગી ( જીવન ) એક મોટો સંગ્રામ છે, બીજી રીતે એ મોટો કલહ છે, ત્રીજી રીતે એ આરામ ગેલગાહની ભૂમિ છે. કોઈ રીતે એને દાવાનળ પણ કહેવાય, ભયંકર અટવી પણ કહેવાય, અગાધ સમુદ્ર પણ કહેવાય. ગમે તે રીતે જોઈએ પણ તેમાં ઝુકાવનાર કયા મોરચા પર છે ? એના મઠ સલામત છે કે નહિ ? એનાં હથિયારો અણીદાર છે કે બુઠ્ઠાં છે ? એના હોકાયંત્રો વ્યવસ્થિત છે કે નહિ ? એને રસ્તો બતાવનાર ભોમિયા સાંપડ્યા છે કે નહિ ? એ જાણવાની અને જોવાની તો જરૂર રહેવાની જ. ઘણી વાર એને પોતાને જ શક પડી જાય છે કે પોતે સાચે રસ્તે છે કે આડાઅવળો ચઢી ગયો છે. કંઈ પણ જીવન સફળ થયું છે કે નહિ તેનો ફેંસલો તો જિંદગી પૂરી થયા પછી જ થઈ શકે, કારણ કે રસ્તે ચાલતાં માર્ગભ્રષ્ટ થવાના તો અનેક દાખલા જોયા છે અને ઘણી મોટી વયે કંચન કે કામિનીના મોહથી આડે રસ્તે ઉતરનારાના દાખલા પણ સાંભળ્યા છે. આવી શંકાનું નિવારણ કરે તેવી કેટલીક દીવાદાંડીઓ છે. એ સ્થાનદર્શક પ્રકારનો આશ્રય લેવાથી જીવનકલહના મૂલ્ય આંકી શકાય તેમ છે તેટલું સદ્ભાગ્ય છે. સાચા માર્ગના નિર્ણય માટે પ્રથમ તો એ જોવું કે આપણે જે કામમાં મચ્યા છીએ તેમાં લાંબી નજરે કાંઈ લાભ છે કે નહિ ? કાર્યની મહત્તા પ્રમાણે પરના હિતની ગણના કરવી, થોડા વખતના લાભને બદલે લાંબા વખતનો લાભ જોવો. પોતાના લાભ કરતાં અન્યનો લાભ જોવો. જે કામ હાથ ધર્યું હોય તેનું મૂલ્ય આ રીતે કરવું. આ રીતે કામની કિંમત પ્રથમ કરવી પછી એ કામ કરતાં જેમ જેમ આગળ વધાય તેમ તેમ અંદરથી પ્રેરણા મળવી જોઈએ, એ કાર્યની કર્તવ્યતા અંદરથી પ્રેરણાત્મક ઉત્તેજન આપતી રહેતી હોવી જોઈએ-આ બીજી વાત.

અને ખરી વાત તો તમારા આંતરતેજથી તમને લડતા આવડવું જોઈએઃ ક્યાં ઘા કરવો ? ક્યારે કરવો ? કેમ કરવો ! અને કેવી રીતે મચ્યા રહેવું ? આમ છતાં તમને કામમાં

અને કામમાં પણ હસતાં આવડતું હોય, ખોટી ગંભીરતા કે ભારેખમપણાંને લઇને તમારા પર કામનો બોજો ન પડતો હોય અને તમે હસતાં રમતાં કામને રસ્તે પાડી શકતા હો, તમારા મનમાં ગોટા ન વાળવા પડતા હોય. આ સાચા પ્રગતિ માર્ગની ત્રીજી વાત થઇ.

હાથ ધરેલ કાર્યની મહત્તા, તેને માટે થતી અંદરની પ્રેરણા અને કામ કરવામાં અને સાથે તેમાં જ આનંદ મેળવવાની ગત તમને આવડી ગઇ હોય તો તે કામમાં ઝુકાવે રાખો. અંતરનો અવાજ મોટી વાત છે અને કામ હાર પાડવાની ચાવી હાથ બેસી ગઇ છે, ખરો રસ તેમાં જામ્યો તો સમજો કે એ કામ કરવા જેવું છે. કુશળ માણસ કામને ઓળખી લે, પોતાની શક્તિ ગણી લે અને ચીવટથી પણ હસતા હસતા કામ કરતો જાય તો પોતે સાચે માર્ગે જ છે એમ સમજે. સમજુ માણસને તો કામ કામને શીખવે છે અને અંદરનો અવાજ એ નાનીસૂની વાત નથી.

"If you are working for something that's realy worth while; if you are getting fresh courage with every mile; if you know how to fight and you know how to smile--keep going — you're on the right road." (17-9-38)

( ૧૬૦ )

## આરિસામાં જોતા સંતપુરુષ કોઇએ કદી શોધી કાઢ્યો નથી.

સંત કોણ? જેને આ દુનિયા ઉપર સાચો નિર્વેદ હોય, જેને સંસારની રમતો માયાજાળ લાગતી હોય, જેને ઘરખેતરની માલીકીમાં નરી અંધતા દેખાતી હોય, જેનું સર્વ લક્ષ્ય અંતર તરફ હોય, જેને કામવિલાસ તરફ નૈસર્ગિક અરુચિ હોય, જેનું સર્વ ધ્યાન એકાગ્રતા કે સમાધિ સન્મુખ હોય તે સંત છે. એવા સંતની નજરે દુનિયા 'અંધ' લાગે છે, દુનિયા એને 'બાવરો' ગાંડો, અવ્યવહારુ માને છે. યોગીની મનોદશા તદ્દન જુદા પ્રકારની હોય છે અને ચાલુ દુન્યવી નજરે એમાં વિચિત્રતા લાગે છે.

સંતનો એક બીજો પ્રકાર પણ છે. એ પોતાની જાતનો કદી વિચાર કરતા નથી. મનુષ્ય સુખી કેમ થાય? પરાધીનતાની બેડીમાંથી કેમ મૂકાય? એના જીવનક્રમમાંથી ગુલામીનું તત્ત્વ કેમ દૂર થાય? એમાં ઘુસી ગયેલા કુરિવાજો, ખોટા ખ્યાલો અને અવ્યવસ્થિત આદર્શો દૂર કેમ થાય? તે માટે ઘટના કરી નિર્લેપભાવે માર્ગદર્શન કરાવે અને ત્યાં આખો વખત આંતરવિચારણા, દૂરદર્શિતા અને વિચારસ્પષ્ટતામાં એ મગ્ન રહે. આ પ્રકારના સંતો જનસંપર્ક સાધે ખરા અને છતાં તદ્દન નિર્લેપ રહે, ચાલુ ઘટનાથી પર રહે અને છતાં જનતા એના ચરણે શિર ઝુકાવે.

આરિસામાં કોણ જુએ? જેને પોતાનું મુખ સ્વચ્છ થયું છે કે નહિ? પોતે મુખ પર અંજન તિલક બરાબર કર્યાં છે કે નહિ? પોતાની પાઘડી બરાબર બેઠી છે કે નહિ? પોતાના બાલ બરાબર ગોઠવાયા છે કે નહિ? પોતાનો કોલર બરાબર આવ્યો છે કે નહિ? ટૂંકમાં પોતાનો બાહ્ય દેખાવ આકર્ષક થયો છે કે નહિ? એનો નિરધાર કરનાર કાચમાં–આરિસામાં જુએ.

સંત સાચો હોય તો એને દુનિયાની શી પડી છે? એને તો અંતર્યામી સાથે વાત કરવી છે, એને ભૌતિક એષણા ખલાસ થયેલી હોય છે, એ ઘરને ધર્મશાળા સમજી ગયેલ

હોય છે, એને જીવનની અસ્થિરતા સમજાયલી હોય છે, એને ટૂંકા વખતમાં મુદ્દામ કામ સાધવું હોય છે. એની પાસે આરિસો હોય પણ ક્યાંથી ? અને કોઇ સ્થાને જાય તો એને પોતાનું મુખડું નીહાળવાની ઇચ્છા પણ શેની થાય ? એની આંતરરસિકતા એને બહારની લપછપમાં પડવાને કદી લલચાવે પણ નહિ અને એનો આંતરવિકાસ એને બહિરંગ પ્રદેશમાં ફસાવે પણ નહિ. અંદર જોવાની ટેવ પડ્યા પછી સામે જોવાનું મન થાય તેવું નથી, સ્વની સંભાળમાં વિના કારણ પારકી ' અથ્થારી ' ગારવાનું સૂઝે તેવું નથી અને નિર્લેપ ભાવે પરકાર્ય થાય, ત્યારે પણ અંતરચક્ષુ તો ઉઘાડા જ હોય છે. એવા સંતને આરિસો મળી જાય તો તેમા એ બાહ્ય રૂપરંગ કદી ન જ જુએ, એ તો આ કાચી માટીના પિંડને યથાસ્વરૂપે ઓળખે અને ઓળખીને આરિસાદ્વારા પણ એ અંદર ઊતરી જાય એટલે એના પ્રત્યે આરિસો આરિસાનું કામ જ કરતો નથી. આવા સંતને ઓળખી એના ચરણે પડવું, એના વિચાર-વ્યવહારો પચાવવા પ્રયત્ન કરવો, એના આદર્શોને સમજવા એ કૌશલ્ય છે અને આદર્શની સ્પષ્ટતામાં-પ્રગતિ તરફ પ્રયાણ છે, સંતને શોધી કાઢવામાં જીવનની સફળતા અને સાર્થકતા છે.

આ વ્યવહારુ સત્યનો બીજો અર્થ પણ શકય છે. કોઇ પ્રાણી આરિસામાં જુએ ત્યારે કોને જુએ ? પોતાને. આરિસામા સામે સંત ઊભો હોય એવું કોઇ જુએ નહિ. મનુષ્ય પોતાની નિર્બળતા, દંભ અને પોલ સમજતો હોય છે એટલે સામા આરિસામાં એ સંતને જોઇ શકતો નથી, શોધી શકતો નથી, એ મુખ્યતયા સમજી શકાય તેવું સત્ય છે. આ રીતે પણ આત્મનિરીક્ષણનો મહિમા કુશળતા પ્રાપ્તિ માટે બતાવ્યો છે તે સુયોગ્ય છે.

"No one ever discoverd a saint looking in a mirror." (15-9-38)
B. C. P. P.

## આધ્યાત્મિક પદ

રાગ કનડો

એ પરમ બ્રહ્મ પરમેશ્વર, પરમ આનંદમયી સોહાયો;
પરતાપકી સુખ સંપત્તિ, બરની ન જાત મોંપે,
તા સુખ અલખ કહાયો. એ૦ ૧

તા સુખ ગ્રહવેકું મુનિમન ખોજત, મનરંજન કર ધ્યાયો;
મન મંજરી ભઈ, પ્રફુલ્લિત દશા લહી,
તા પર ભમર લોભાયો. એ૦ ૨

ભમર અનુભવ ભયો, પ્રભુ-ગુણ વાસ- લહ્યો;
ચરન કરત તેરો અલખ લખાયો, એસી દશા હોત જબ,
પરમ પુરુષ તબ, પકરત પાસ પઠાયો. એ૦ ૩

તબ તો સુજસ ભયો, અંતરંગ આનંદ લહ્યો;
રોમરોમ શીતળ ભયો, પરમાતમ પાયો;
અકળ સ્વરૂપ ભૂપ, કોઉ ન પરખત રૂપ;
સુજસ પ્રભુ ચિત્ત આયો. એ૦ ૪

# તીર્થંકરની શબ્દશક્તિ

પ્રભુની શબ્દશક્તિ અગાધ છે. તેઓ એક વાક્યમાં એક સાથે ઘણા પ્રાણીઓના સંશયના ઉત્તર આપી શકે છે. તેમની આવી શક્તિના સમર્થન માટે એક લૌકિક દૃષ્ટાંત છે. આવા સાધારણ દૃષ્ટાંતમાં એક ઉત્તરના જુદા જુદા અર્થો નીકળી શકે છે તો તીર્થંકરની વાણીશક્તિની તો વાત જ શી કરવી ?

**સંગધર** નામના ગામમાં ધન, કણ તથા સુવર્ણથી ભરપૂર **બુઢણ** નામે એક આહીર રહેતો હતો. તેને **પુષ્પવતી** ઉપરાંત બીજી પંદર સ્ત્રીઓ હતી. તે બધી પરસ્પર સ્નેહવાળી હતી. એક વખતે બુઢણ ગાયો ચારવા વનમાં ગયો. મધ્યાહ્નકાળ થયો એટલે તે ભોજન કરવા બેઠો. તે સમયે વનની શોભા જોવાને ઉત્સુક થયેલી તેની સ્ત્રીઓ તેની પાસે આવી. પછી તે સર્વે અનુક્રમે પુષ્પવતીને આ પ્રમાણે પૂછવા લાગી. પહેલીએ કહ્યું–'આજે આટલી બધી ખીચડી કેમ રાંધી છે ?' બીજી બોલી–'આજે છાશમાં મીઠાશ કેમ થોડી છે ?' ત્રીજી બોલી–'પેલી દાઢી–મૂછવાળી સ્ત્રી ઘેર કેમ છે ?' ચોથી બોલી–'આજે તમારે શરીરે શાંતિ કેમ છે ?' પાંચમી બોલી–'આજે કંકોડાનું શાક આખું કેમ કર્યું છે ?' છઠ્ઠી બોલી–'આ કૂતરી કેમ ઘૂરકે છે ?' સાતમી બોલી–'તે ભેંશ ગાભણી થઈ છે ?' આઠમી બોલી–'આ આગળ દેખાતી સ્ત્રી થાકી ગઈ છે ?' નવમી બોલી–'આજે સદાવ્રતમાં ભોજન આપે છે ?' દશમી બોલી–'આજે આ જલપ્રવાહમાં ઘણું જળ કેમ વહે છે ?' અગીઆરમી બોલી–'તમારો ચોટલો સમાર્યો છે ?' બારમી બોલી–'કાનમાં કુંડળ કેમ પહેર્યાં નથી ?' તેરમી બોલી–'આ ગહ્વરમાં ભય કેમ લાગતો નથી ?' ચૌદમી બોલી–'આ ફળ લેશો ?' પંદરમી બોલી–'આ બકરીઓ ગણી છે કે નહિ ?' આ પ્રમાણે અનુક્રમે પૂછતી તે બધી સ્ત્રીઓને સર્વમાં માન્ય એવી પુષ્પવતીએ એક શબ્દમાં જ ઉત્તર આપ્યો કે **'પાલી નથી.'**

પહેલીએ પૂછ્યું કે ખીચડી આટલી બધી કેમ રાંધી છે ? તેના ઉત્તરમાં કહ્યું કે ધાન્ય માપવાની **પાલી** મારી પાસે નહોતી; તેથી વધારે રંધાઇ ગઈ છે. ધાન્યનું માપ કરનારા લોકો તે માપવાના પાત્રને **પાલી** કહે છે. બીજીએ પૂછ્યું કે છાશમાં મીઠાશ થોડી કેમ છે ? તેના ઉત્તરમાં પણ **'પાલી નથી.'** એમ કહ્યું એટલે છાશ કરવાનો વારો નથી, તેથી કાલની છાશ હોવાથી મીઠાશ ઓછી છે, અથવા બોરડી, બાવલ વિગેરે જે તિર્યંચનો ચારો છે તેને લોકમાં **પાલી** અથવા પાલો કહે છે તે ગાયને ન ખવરાવવાથી છાશમાં મીઠાશ ઓછી છે. ત્રીજીએ પૂછ્યું કે પેલી દાઢી–મૂછવાળી સ્ત્રી ઘેર નથી ? શું તે નાપિતને ઘેર ગઇ છે ? તેને ઉત્તરમાં કહ્યું કે આજે હજામતની **'પાલી નથી,'** એટલે ઘેર છે. ચોથીએ પૂછ્યું કે આજે તમને શરીરે શાંતિ છે ? તેનાં ઉત્તરમાં કહ્યું કે **'પાલી નથી,'** એટલે એકાંતરો

તાવ આવતો હતો તેની આજે '**પાલી** [ વારો ] **નથી**' તેથી શાંતિ છે. પાંચમીએ પૂછયું કે કંકોડાનું શાક આખું કેમ કર્યું છે? તેના ઉત્તરમાં કહ્યું કે '**પાલી નથી,**' એટલે તે સુધારવાની છરી નથી' છઠ્ઠીએ કહ્યું કે આ કૂતરી કેમ ઘૂરકે છે? તેના ઉત્તરમાં કહ્યું કે '**પાલી નથી**' એટલે તે કૂતરીને કોઇએ પાળેલી નથી તેથી તે ઘૂરકે છે. સાતમીએ પૂછયું કે આ ભેંશ ગાભણી છે? તેના ઉત્તરમાં કહ્યું કે '**પાલી નથી.**' ગાય, ભેંશ વિગેરેને ગર્ભ રહેવાના સમયને લોકો પાલી કહે છે તે નથી. આઠમી સ્ત્રીએ પૂછયું કે પેલી સ્ત્રી શું માર્ગમાં થાકી ગઈ છે? તેના ઉત્તરમાં કહ્યું કે '**પાલી નથી**' અર્થાત્ તે પગપાળે ચાલતી નથી, રથમાં, બેસીને આવી છે તેથી થાકેલી નથી. નવમી સ્ત્રીએ પૂછયું કે આજે સદાવ્રતમાં ભોજન અપાય છે? તેના ઉત્તરમાં કહ્યું કે '**પાલી નથી.**' એટલે આજે દાન દેવાનો વારો નથી. કેટલાક સદાવ્રત અમુક દિવસે અપાતાં હોય છે. દશમીએ પૂછયું કે આ પ્રવાહમાં વિશેષ જળ કેમ વહે છે? તેના ઉત્તરમાં કહ્યું કે '**પાલી નથી.**' એટલે તે તળાવની પાળ બાંધેલી નથી, તેથી વધારે જળ વહે છે. અગીઆરમીએ પૂછયુ કે ચોટલો તૈયાર કરેલો છે? તેના ઉત્તરમાં પણ કહ્યું કે '**પાલી નથી.**' અહીં પાલી કહેતા જૂ સમજવી, એટલે મારા મસ્તકમાં જૂ પડી નથી, તેથી કેશપાશ તૈયાર જ છે. બારમીએ પૂછયું કે કાનમાં કુંડળ પહેર્યાં છે કે નહિ? તેના ઉત્તરમાં કહ્યું કે '**પાલી નથી.**' અહીં કાનમાં છિદ્ર પડાવીને ઉછેરે તેને કાન પાળ્યો કહે છે તે પાળ્યા વિના કુંડળ શી રીતે પહેરાય? તેરમીએ પૂછયું કે આ ગહ્વરમાં ભય કેમ નથી? તેના ઉત્તરમાં કહ્યું કે '**પાલી નથી.**' એટલે આ વનની સમીપમાં ચોર લોકોની પાલી નથી, તેથી ભય નથી. ચોર લોકોના રહેવાના સ્થાનને પાલ અથવા પાલી (પલ્લી) કહે છે. ચૌદમીએ પૂછયું કે આ ફળ ગ્રહણ કરશો? તેના ઉત્તરમાં કહ્યુ કે '**પાલી નથી**' એટલે મારે ખોળો નથી, તેથી શેમાં ફળ લેવાય? પંદરમીએ પૂછયું કે આ બકરીઓ ગણી છે? તેના ઉત્તરમાં કહ્યું કે '**પાલી નથી**' અહીં પાલી એટલે પ્રાંત [ છેડો અથવા આડશ કરેલી ] નથી, તેથી એટલી બધી બકરીઓની ગણના શી રીતે થાય? આ પ્રમાણે પુષ્પવતીએ સર્વ સ્ત્રીઓના પ્રશ્નોનો ઉત્તર એક શબ્દમાં આપ્યો અને તે બધી સમજી ગઈ; તેથી તેનો પતિ પણ ખુશી થયો. જ્યારે એક સાધારણ માણસમાં ઉત્તર આપવાની આવી શક્તિ હોય છે, તો પછી જિનેંદ્રના એક વચનથી સર્વના સંશયનો અભાવ કેમ ન થાય?

"અર્હંતનું એક વચન સમકાળે અનેક જીવોની સંશયશ્રેણીને એક સાથે હરી લેવા સમર્થ નીવડે છે, તે ઉપર બુઢણ આહેરની સ્ત્રીઓનું દૃષ્ટાંત સાંભળીને વિચારવું કે તેમાં શું આશ્ચર્ય છે? કાંઈ પણ આશ્ચર્ય નથી."

[ઉપદેશપ્રાસાદ વ્યા. ૨૦૧]

# માર્ગાનુસારી(અપુનર્બંધક)ની પ્રવૃત્તિ

૧ ચૈત્યવંદન-ગુરુવંદનાદિ કાર્યમાં પ્રવૃત્તિ કરવી.
૨ અકલ્યાણ( પાપ )મિત્રનો યોગ તજી દેવો.
૩ કલ્યાણમિત્રની સંગતિ કરવી.
૪ ઉચિત સ્થિતિનું ઉલ્લંઘન ન કરવું.
૫ લોકમાર્ગની અપેક્ષા રાખવી.
૬ ગુરુજનોને અંતઃકરણથી પૂજ્ય માનવા.
૭ ગુરુજનોની આજ્ઞાને આધીન રહેવું.
૮ દાનાદિકમાં પ્રવૃત્તિ કરવી.
૯ ભગવંતની ઉદારદિલે પૂજા કરવી.
૧૦ સુસાધુનાં દર્શન કરવાં.
૧૧ વિધિપૂર્વક ધર્મશાસ્ત્રનું શ્રવણ કરવુ
૧૨ મોટા યત્નવડે શુભ ભાવના ભાવવી
૧૩ વિધિવિધાનપૂર્વક પ્રવૃત્તિ કરવી.
૧૪ ધૈર્યનું અવલંબન કરવું.
૧૫ આયતિ(ઉત્તર કાળ)નો વિચાર કરવો.
૧૬ મૃત્યુને ધ્યાનમાં રાખવું ( ભૂલી ન જવું )
૧૭ પરલોકપ્રધાનપણે-પરલોકમાં હિત થાય તેવા થવું-અર્થાત્ તેવી પ્રવૃત્તિ કરવી
૧૮ ગુરુજનની સેવા કરવી.
૧૯ યોગપટ્ટનાં દર્શન કરવાં.
૨૦ યોગપટ્ટના સ્વરૂપને ચિત્તમાં ધારણ કરવું.
૨૧ ધારણાને ધારણ કરવી-શુભ ધારણા રાખવી.
૨૨ વિક્ષેપકારી માર્ગનો ત્યાગ કરવો.
૨૩ યોગની સિદ્ધિમાં યત્ન કરવો.
૨૪ ભગવંતની પ્રતિમા ભરાવવી.
૨૫ જિનેશ્વરકથિત આગમો લખાવવાં.
૨૬ મંગળજાપ કરવો.
૨૭ ચાર શરણ અંગીકાર કરવાં.
૨૮ પાપની નિંદા કરવી
૨૯ પુણ્યની અનુમોદના કરવી

૩૦ મંત્રદેવતાની પૂજા કરવી
૩૧ સત્પુરુષનાં ચરિત્રો સાંભળવાં
૩૨ ઉદારતાની ભાવના કરવી ( ઉદારતા રાખવી ).
૩૩ ઉત્તમ પુરુષનાં દૃષ્ટાંત પ્રમાણે વર્ત્તવું.

આ પ્રમાણેની આચરણાવાળા પુરુષની જે પ્રવૃત્તિ છે તે બધી સારી છે-અનુકરણીય છે.

આવી આચરણાવાળો માર્ગાનુસારી હોય તે અવશ્ય અપુનર્બંધકાદિ ગુણઠાણે વર્તતો હોય; કારણ કે તે સિવાયના જીવોમાં આવી ગુણસંપદા હોતી નથી.

કુંવરજી

# મનુષ્યના જાણપણાને અંગે ચાર પ્રકાર

૧. પોતે જાણતો નથી, પણ પોતે જાણતો નથી એવું સમજતો પણ નથી.
૨. પોતે જાણતો નથી, પરંતુ પોતે અજ્ઞાન છે એમ સમજે છે.
૩. પોતે જાણે છે છતાં તે પ્રમાણે વર્તતો કેમ નથી ? એ વિચારી શકતો નથી.
૪. પોતે જાણે છે અને તે પ્રમાણે વર્તન કરે છે.

આ ચાર પ્રકારમાં ચોથો ભેદ શ્રેષ્ઠ છે એ તો સૌ સમજી શકે તેવું છે, પરંતુ પ્રથમના ત્રણ પ્રકાર માટે કેટલીક વિચાર કરવા જેવો છે.

૧. પ્રથમ ભેદવાળા જીવો તદ્દન અજ્ઞાન છે, તેને પોતાના અજ્ઞાનપણાનું પણ ભાન નથી તો પછી આ જગતમાં જન્મ ધારણ કરીને શું કર્ત્તવ્ય છે તેનું ભાન તો ક્યાંથી જ હોય ? એવા મનુષ્યો તો ઉપેક્ષણીય છે. તેને જાણકાર બનાવવા તે પણ અતિ મુશ્કેલ છે-દુઃસાધ્ય છે.

૨. બીજા પ્રકારના મનુષ્યો કે જેને પોતાના અજ્ઞાનપણાનું ભાન છે તેને રસ્તે લાવવાનો પ્રયાસ કરવા યોગ્ય છે પ્રયત્ન કરવાથી તે રસ્તે આવી શકે છે. પ્રથમ તો તેને મનુષ્યપણાની દુર્લભતાનું ભાન કરાવવું જોઇએ જ્યારે તેને મનુષ્યપણાની દુર્લભતા સમજાશે અને તેવા દુર્લભ મનુષ્યભવને પામીને પછી કર્ત્તવ્ય શું છે ? તે સમજાવવામાં આવશે તો તે જરૂર કર્તવ્યપરાયણ થઇ શકશે. આવા મનુષ્ય પ્રયાસસાધ્ય છે. પ્રથમના પ્રકાર જેવા દુઃસાધ્ય કોટિના નથી.

૩ ત્રીજા પ્રકારના મનુષ્યો સુસાધ્ય છે. તેને પોતાનું કર્ત્તવ્ય શું છે તે

સમજાયેલ હોય છે, પરંતુ કર્તવ્યપરાયણ થવામાં વાંધો શું આવે છે? તે તેને સમજાતું નથી. તેને જો બરાબર સમજાવવામાં આવે કે "મહાનુભાવ! જો તને આ સંસાર પરની આસક્તિ ઓછી થશે, તું સત્સંગતિ કરીશ, ધર્મનું શ્રવણ કરીશ, સારું વાંચન વાંચીશ તો તને જે મુશ્કેલી જણાય છે તે દૂર થશે. સંસારમાં આસક્ત મનુષ્યો મોહના પ્રાબલ્યપણાથી કેટલાં કષ્ટો સહન કરે છે તે વિચારવામાં આવે તો જણાય કે જો તેને મોહમદિરાનો છાક ન હોય તો તે આવાં આવાં કષ્ટો સહન કરે છે, છતાં તેમાં જ મચ્યો રહે છે તે બને જ નહીં, માટે જો જરા જ્ઞાનનેત્ર ઊઘાડી તારી પરિસ્થિતિનો વિચાર કરીશ તો સમજાશે કે આમ ને આમ સંસારમાં આસક્ત રહેતાં તો મનુષ્ય ભવ હારી જવાશે, માટે મોહનાં સાધનો ઘટાડ્યા વિના તેમ જ તેમાં જે ગાઢ આસક્તિ છે તેને મંદ કર્યા વિના તું ઊંચો આવી શકીશ જ નહીં. વળી આ સાંસારિક પરિસ્થિતિનો અનુભવ તો તેં અનેક ભવોમાં કર્યો છે, તેમાં કાંઇ નવું નથી હવે તેને છોડવું, તેમાં મમતા ઘટાડવી અને મનને અન્ય આત્મહિતવાળા કાર્યમા જોડવું તે જ કર્તવ્ય છે. તે કર્તવ્યમાં જો પ્રમાદ કરીશ અને ધર્મના કાર્ય માટે વાયદા જ કર્યા કરીશ તો અચાનક યમરાજાનું તેડું આવશે ત્યારે કાંઇ કરી શકીશ નહીં અને વગરવિલંબે ચાલ્યા જવું પડશે, માટે હજી બાજી હાથમાં છે તેટલા વખતમાં જેટલું આત્મહિત થાય તેટલું કરી લે." આ પ્રમાણે કહેવાથી આ ત્રીજા પ્રકારના જીવો સારી રીતે રસ્તે આવે છે અને કર્તવ્ય કરે છે.

૪. ચોથા પ્રકારના મનુષ્યો માટે તો કાંઇ કહેવાનું જ નથી. તે તો સાચું સમજે છે ને તેને કર્તવ્યમાં મૂકે છે, એટલું જ નહીં પણ દિનપરદિન આગળ વધતા જાય છે. તેવા મનુષ્યો પ્રશંસનીય છે.

આ ચારમાં આપણે કઈ પંક્તિમાં છીએ તેનો વાચક જનોએ વિચાર કરવો.



કુંવરજી

## ભૂલનો સુધારો

પં. શ્રી વીરવિજયજીકૃત પીસ્તાળીશ આગમની પૂજામાં પહેલી પૂજામાં ચૌદ પૂર્વના વર્ણનમાં ક્રિયાવિશાળ પૂર્વમાં ૧૩ વસ્તુ લખી છે પણ ૩૦ છે તે સુધારી લેશો.

શ્રાવણના અંકમાં પ્રશ્નોત્તરમાં પ્રશ્ન ૧૭ માં શ્રીફળની અંદરના પાણીને બહાર કાઢ્યા પછી સચિત્ત લખેલ છે પણ સચિત્તમિશ્ર કહેવાય છે.

તેજ અંકમાં પ્રશ્ન ૧૯ માં દૂધ ને ગોળ તેમ જ દહીં ને ગોળ ન ખવાય તેના કારણમાં તે મદિરારૂપ ગણાય છે એમ લખેલ છે, તે લૌકિક કથન છે, શાસ્ત્રોક્ત નથી, પરંતુ લોકવિરુદ્ધ તજવાની અપેક્ષાએ તજવા યોગ્ય છે.

# प्रश्नोत्तर

( પ્રશ્નકાર—એન. બી. શાહ, ઝીંઝુવાડાકર )

**પ્રશ્ન ૧**—બેઇંદ્રિય જીવોને ભાષાપર્યાપ્તિ ને વચનબળ શી રીતે ઘટી શકે ? આપણે તે જીવોને બોલતા સાંભળતા નથી.

**ઉત્તર**—બેઇંદ્રિય જીવો અતિ મંદ સ્વરવાળા હોવાથી તેનો શબ્દ આપણે સાંભળીએ નહીં, પણ જીભ હોવાથી બોલે છે એ ચોક્કસ છે. કેટલીક વાર આપણા પેટમાં કરમીઆ બોલ્યાનું સાંભળેલ છે. તે બેઇંદ્રિય જીવો છે.

**પ્રશ્ન ૨**—કાળઆયુષ્ય ને દ્રવ્યઆયુષ્યમાં ફેર શો ?

**ઉત્તર**—કાળ આયુષ્ય તે આયુષ્યની સ્થિતિ અને દ્રવ્ય આયુષ્ય તે આયુ-કર્મનાં દળીઆ સમજવાં.

**પ્રશ્ન ૩**—કાળ આયુષ્યની અપવર્તના થાય છે, પરંતુ દ્રવ્યાયુષ્ય તો ભોગવવું જ પડે છે એમ કહેલ છે એનો તાત્પર્ય શું ?

**ઉત્તર**—જો કાળની અપવર્તના થઇ હોય તો કર્મનાં દળ અલ્પસમયમાં ઘણાં વેદી નાખે, પરંતુ તે તો પ્રદેશોદયથી પણ વેદવાં જ પડે.

**પ્રશ્ન ૪**—આયુષ્યના અપવર્તનીય અને અનપવર્તનીય એવા બે ભેદ પાડ્યા છે તે શેની અપેક્ષાએ પાડ્યા છે ?

**ઉત્તર**—એ ભેદ કાળની અપેક્ષાએ પાડેલા છે. ચરમશરીરી વિગેરેનું આયુષ્ય અનપવર્ત્તનીય હોવાથી તેની સ્થિતિની અપવર્તના થતી નથી. તેઓ પૂર્ણ આયુષ્ય ભોગવીને જ મરણ પામે છે.

**પ્રશ્ન ૫**—લબ્ધિપર્યાપ્તા અને કરણપર્યાપ્તામાં ફેર શું ?

**ઉત્તર**—લબ્ધિ શબ્દ શક્તિવાચક છે, એટલે પર્યાપ્તા જીવ સ્વયોગ્ય બધી પર્યાપ્તિ પૂરી કરવાના છે, હજુ કરી નથી. તે લબ્ધિપર્યાપ્ત કહેવાય છે ને કરણ-પર્યાપ્ત સ્વયોગ્ય પર્યાપ્તિ પૂર્ણ કર્યા પછી કહેવાય છે.

ત્રણ પર્યાપ્તિએ પર્યાપ્તાને પણ કરણપર્યાપ્તા એક અપેક્ષાએ કહ્યા છે તે અપેક્ષાએ દરેક જીવ કરણપર્યાપ્ત થઇને જ મરણ પામે છે.

**પ્રશ્ન ૬**—અપર્યાપ્ત જીવ શ્વાસ લેય કે નહીં ?

**ઉત્તર**—એકેંદ્રિય અપર્યાપ્ત ન લેય, કેમકે તેણે હજુ શ્વાસોચ્છ્‌વાસ પર્યાપ્તિ બાંધી નથી, પરંતુ અપર્યાપ્તપણાનો કાળ બહુ અલ્પ હોવાથી તેનો વાંધો આવતો નથી.

**પ્રશ્ન** ૭—શેત્રુંજી નદીમાં નાહવાથી પુણ્ય થાય છે ?

**ઉત્તર**—પુણ્ય થાય છે એમ કહેલ છે તે અનેક ઉત્તમ જીવોના શરીરનાં પુદ્ગળોનો ત્યાં સંચાર થયેલો હોવાથી તેના સંસર્ગથી આપણા આત્માને લાભ થાય છે તે અપેક્ષાએ કહેલ છે, પરંતુ નદીમાં પડીને નાહવાનો નિષેધ છે. પાણી બહાર કાઢી, ગળીને પરિમિત જળે સ્નાન કરવાનું છે.

**પ્રશ્ન** ૮—શત્રુંજય યાત્રાએ જનારે શેત્રુંજી નદીમાં નાહવું જ જોઈએ ?

**ઉત્તર**—એવો નિરધાર નથી. ન નાહવાથી યાત્રાનું ફળ ન મળે એમ ન સમજવું.

**પ્રશ્ન** ૯—અલોકમાં અંધારું હોય કે અજવાળું હોય ?

**ઉત્તર**—અંધકાર ને પ્રકાશ બંને પુદ્ગળના વિકાર છે-પૌદ્ગલિક છે. અલોકમાં તે બંને હોય જ નહીં, માત્ર આકાશ જ હોય.

**પ્રશ્ન** ૧૦—સ્કંધ શબ્દનો અર્થ નવતત્ત્વની બુકમાં લખ્યો છે તે બરાબર છે ? એમાં શોષાવા-પોષાવાપણું છે ?

**ઉત્તર**—અર્થ બરાબર છે. પુદ્ગળસ્કંધોમાં નવાં પુદ્ગળો ભળવાથી ને જૂનાં વિખરવાથી પોષાવા-શોષાવાપણું છે.

**પ્રશ્ન** ૧૧—પુદ્ગળસ્કંધમાં પોષણ-શોષણ થયા કરે છે ?

**ઉત્તર**—સમયે સમયે થયા જ કરે છે, પરંતુ અલ્પ થાય એટલે તે આપણા લક્ષમાં ન આવે.

**પ્રશ્ન** ૧૨—પુદ્ગળાસ્તિકાયનાં સંસ્થાન કેટલાં પ્રકારનાં કહ્યાં છે ?

**ઉત્તર**—પુદ્ગળનાં સંસ્થાન પાંચ પ્રકારનાં કહ્યાં છે એ હકીકત નવતત્ત્વાદિકમાં વાંચો ને ગુરુગમથી સમજો માત્ર પ્રશ્નોનો ઉત્તર લખવાથી સમજાવી શકાય નહીં.

**પ્રશ્ન** ૧૩—અંધકારને ગંધગ્રાહ્ય કેમ કહેલ છે ?

**ઉત્તર**—દરેક પુદ્ગળમાં વર્ણ, ગંધ, રસ ને સ્પર્શ હોય છે. અંધકારમાં જ્ઞાનીઓએ ગંધની વિશેષતા જાણીને તેમ કહેલ જણાય છે.

**પ્રશ્ન** ૧૪—વ્યવહારરાશિમાંથી જેટલા જીવો મોક્ષે જાય તેટલા જીવો અવ્યવહારરાશિમાંથી વ્યવહારરાશિમાં આવે છે, એવો નિયમ બાંધવાનું શું કારણ ?

**ઉત્તર**—એવો નિયમ કોઇએ બાંધેલ જ નથી. અનાદિ કાળથી જ્ઞાનીઓએ તેવી પરિસ્થિતિ જોઈ-તેમાં ફેરફાર ન જોયો, તેથી તે પ્રમાણે જણાવેલ છે.

**પ્રશ્ન** ૧૫—દેવતાના ભેદમાં અપર્યાપ્ત કહ્યા છે તો શું તે અપર્યાપ્ત હોય ?

**ઉત્તર**—એ ભેદ કરણઅપર્યાપ્તને લઇને કહેલ છે. દેવો લબ્ધિઅપર્યાપ્ત હોતા જ નથી. એ ભેદ અવસ્થાવિશેષને લઇને કહેલ છે.

**પ્રશ્ન ૧૬**—મોક્ષને અષ્ટમી ગતિ પણ કહી છે તે શી રીતે સમજવી ?

**ઉત્તર**—મનુષ્ય, તિર્યંચ ને દેવગતિના બે બે ભેદ ને નરકગતિનો એક જ ભેદ-એમ ચાર ગતિના સાત ભેદ ઉપરાંત આઠમી ગતિ મોક્ષની કહી છે. આ ભેદ વેદની મુખ્યતાએ કર્યા છે મનુષ્યગતિમાં ને તિર્યંચગતિમાં ત્રણે વેદ હોય છે, પણ આકૃતિ બે જ પ્રકારની હોવાથી બે બે ભેદ ગણ્યા છે, દેવગતિમાં બે વેદ જ છે અને નરકગતિમાં એક નપુંસક વેદ જ છે.

**પ્રશ્ન ૧૭**—કેવળજ્ઞાની થયેલા અરિહંતને ધ્યાન હોય ?

**ઉત્તર**—શુક્લધ્યાનનો બીજો પાયો ધ્યાતાં કેવળજ્ઞાન પામે છે, પછી યાવત્ અંતર્મુહૂર્ત આયુષ્ય શેષ રહેતા સુધી તેરમે ગુણસ્થાને ધ્યાનાંતરદશા હોય છે, ધ્યાન હોતું નથી. તેરમાને અંતે શુક્લધ્યાનનો ત્રીજો પાયો ને ચૌદમે ગુણઠાણે ચોથો પાયો ધ્યાય છે. બીજું કોઈ પણ પ્રકારનું ધ્યાન તેમને હોતું નથી.

**પ્રશ્ન ૧૮**—આત્મકમળ, હૃદયકમળ, નાભિકમળ, ચરણકમળ, હસ્તકમળ, આ બધાને કમળની ઉપમા કેમ આપી હશે ?

**ઉત્તર**—હૃદય ને નાભિમાં તો તેવી આકૃતિ અંદર હોય છે. આત્માને કર્મથી ન્યારો રહેનાર ગણી કમળની ઉપમા આપી છે. ચરણ તથા હસ્તને કોમળતા વિગેરે કારણથી તેવી ઉપમા આપી છે.

( ૨ )

( પ્રશ્નકાર—શા. પુંજાલાલ અમથાલાલ, આજોલ )

**પ્રશ્ન ૧**—તીર્થંકરની માતાને જે ડોહળા ઉત્પન્ન થાય તેમાં જે મનુષ્યથી પૂરાય તેવા હોય તે તો મનુષ્ય પૂરે, પરંતુ દેવથી પૂરાય એવા હોય તેનું શું થાય ?

**ઉત્તર**—તેવા ડોહળા દેવસાનિધ્યથી તેના પતિ રાજા પૂરે. દેવનું સાનિધ્ય મળવું તેમને માટે મુશ્કેલ નથી.

**પ્રશ્ન ૨**—સુઘોષા ઘંટા કયારે વગાડે અને તેનો સ્વર કેટલો વખત પહોંચે ?

**ઉત્તર**—પાંચે કલ્યાણકાદિ વખતે ઇંદ્રને જ્યારે મનુષ્યલોકમાં આવવું હોય ત્યારે ઇંદ્રની આજ્ઞાથી દેવ વગાડે છે. તેનો સ્વર બહુ વખત પહોંચતો નથી, કારણ કે તરતમાં જ ઇંદ્રને અહીં આવવાનું હોય છે.

**પ્રશ્ન ૩**—તીર્થંકર સંસારીપણામાં પૂર્વે થઈ ગયેલા તીર્થંકરની પ્રતિમાની પૂજા-ભક્તિ કરે કે નહીં ?

**ઉત્તર**—કરે એમ જાણવામાં નથી. મનમાં ભક્તિભાવ હોય, પણ શરીરથી દર્શન-પૂજા કરવાનો ઉલ્લેખ વાંચ્યો નથી. માત્ર શ્રી ત્રિષષ્ટિ શલાકા પુરુષ ચરિત્રમાં શ્રી અજિતનાથ ચરિત્રમાં દીક્ષા લેવાને અવસરે જિનપૂજા કર્યાનો ઉલ્લેખ છે.

પ્રશ્ન ૪—તીર્થંકરે કરેલ લોચના કેશો દેવતા તરત ક્ષીરસમુદ્રમાં નાખી આવે કે કેમ ?

ઉત્તર—દેવો તરત જ નાખી આવે છે.

પ્રશ્ન ૫—કેટલાક મુનિરાજને શ્રાવક દાન આપે તે વખતે સુવર્ણવૃષ્ટિ થયાનું કહેવામાં આવેલ છે તે મુનિ કેવા સમજવા ?

ઉત્તર—જેને માટે કહેવામાં આવેલ છે તેની જેવા પ્રભાવિક અને જેની ભક્તિમાં દેવો પણ તત્પર હોય તેવા સમજવા.

પ્રશ્ન ૬—વીરપ્રભુનું દેવદૂષ્ય ગયા પછી તેઓ વસ્ત્ર રહિત રહ્યા હતા કે કેમ ?

ઉત્તર—વસ્ત્રરહિત રહ્યા હતા, પરંતુ અમનોજ્ઞ દેખાતા ન હતા.

પ્રશ્ન ૭—વીરપ્રભુના નિર્વાણથી આપણે દીવાળી પર્વ માનીએ છીએ ત્યાર અગાઉ દીવાળી ક્યારે થતી હશે ?

ઉત્તર—વર્ષનો આખર દિવસ આસો વદિ ૦)) નો હોવાથી લૌકિક દીવાળી પર્વ તો તે જ દિવસે થતું હશે, આપણે ધાર્મિક પર્વ તરીકે મહાવીર પ્રભુના નિર્વાણ પછી માનવા લાગ્યા છીએ.

પ્રશ્ન ૮—કોઇ શ્રાવક કે શ્રાવિકા એકાસણું કે આયંબિલ કરવા બેઠેલ હોય તેવે વખતે સાધુ કે સાધ્વી વહોરવા આવે તો તે ઊભા થઇને વહોરાવે કે નહીં ?

ઉત્તર—કોઇ બીજું વહોરાવનાર ન જ હોય તો પોતે ઊભા થઇને વહોરાવે, પણ બીજું કોઇ હોય તો પોતે ઊભા ન થાય. તેમાં પણ કોઈ પ્રભાવિક મુનિ વિગેરે આવેલ હોય તો ઊભા થાય એમ મારું માનવું છે.

પ્રશ્ન ૯—સિદ્ધાચળનું સ્તવન સિદ્ધાચળ સિવાય બીજા તીર્થે અને એક પ્રભુનું સ્તવન બીજા પ્રભુ પાસે કહેવાય કે નહીં ?

ઉત્તર—વાસ્તવિક રીતે તો સિદ્ધાચળ તીર્થે અથવા તે તીર્થની રચના કરી હોય ત્યાં કહેવું યોગ્ય છે. તેમ જ જે તીર્થંકર સન્મુખ બેસીને ચૈત્યવંદન કરતા હઇએ તે જ પ્રભુનું સ્તવન ત્યાં કહેવું જોઇએ, પરંતુ તે ન આવડતું હોય તો પછી બીજા પ્રભુનું પણ કહી શકાય છે; કારણ કે બધા તીર્થંકરો સમાન છે અને ચોવીશે પ્રભુનાં નામનો સામાન્ય અર્થ બધાને લાગુ પડે તેવો થાય છે. તીર્થોનાં સ્તવનોમાં તેવો મેળ ખાતો નથી, તો પણ જો તે તીર્થનું સ્તવન ન જ આવડતું હોય તો કહી શકાય.

પ્રશ્ન ૧૦—સિદ્ધગિરિ ઉપર અત્યારે જે રાયણનું વૃક્ષ છે તે આદીશ્વર પ્રભુના વખતનું જ હશે કે બીજું હશે ?

ઉત્તર—આદિનાથ પ્રભુને થયા એક કોડાકોડી સાગરોપમ એટલે અસં-

ખ્યાતાં વર્ષો થઇ ગયેલાં હોવાથી અસંખ્યાતાં વૃક્ષો બદલાઇ ગયાં. વૃક્ષની સ્થિતિ જ બહુ ઓછી હોય છે. વૃક્ષો ક્રમે ક્રમે નાનાં નાનાં થતાં આવ્યાં એમ પણ સમજવું. અત્યારનું વૃક્ષ છેવટની સ્થિતિનું છે.

**પ્રશ્ન ૧૧**—બાવીશ અભક્ષ્યમાં કારેલાં ગણાય કે નહીં ?

**ઉત્તર**—ન ગણાય. એ ભક્ષ્ય છે, પ્રત્યેકવનસ્પતિ છે.

**પ્રશ્ન ૧૨**—દેરાસરજીમાં મૂળનાયકના પબાસણ નીચેના ભાગમાં દેવીની મૂર્તિ પધરાવે છે તે જોઇએ જ કે તે વિના ચાલે ?

**ઉત્તર**—શિખરબંધ દેરાસરમાં તો જે પ્રભુ મૂળનાયક તરીકે સ્થાપવામાં આવે તેની યક્ષણી( શાસનદેવી )ની મૂર્તિ જરૂર પધરાવવી જોઇએ. પ્રતિષ્ઠા પ્રસંગે તેની પણ સ્થાપના વિધિપૂર્વક કરવામાં આવે છે.

**પ્રશ્ન ૧૪**—વીરપ્રભુને છદ્મસ્થાવસ્થામાં આવેલાં દશ સ્વપ્નોનું ફળ ઉત્પળ નિમિત્તીઆએ પ્રભુને કહ્યું હતું તે શા આધારે કહ્યું હશે ?

**ઉત્તર**—સ્વપ્નશાસ્ત્રને આધારે કહેલ છે. વળી તે નિમિત્તિયો જૈન હતો.

**પ્રશ્ન ૧૫**—એક તીર્થંકરના નિર્વાણ પછી બીજા તીર્થંકર કેવળજ્ઞાન પામે ત્યાં સુધી પ્રથમ પ્રભુના મુનિઓ વિચરતા હશે કે કેમ ?

**ઉત્તર**—છદ્મસ્થ મુનિઓ અને કેવળજ્ઞાની મુનિઓ પણ કાયમ વિચરતા જ હોય-તેનો વિરહ ન હોય ચોવીશ પ્રભુના ૨૩ આંતરા પૈકી મધ્યના સાત આંતરામાં અમુક વખત સુધી તીર્થવિચ્છેદ થયો છે, પરંતુ તે અચ્છેરાભૂત છે.

**પ્રશ્ન ૧૬**—જિનેશ્વરની ભાવપૂજા કરવામાં ફળ વધારે કે તાકીદે પોસહ લેવાની ખાતર ઉતાવળે ઉતાવળે જિનપૂજા કરી લેય તેમાં ફળ વધારે ?

**ઉત્તર**—વધારે ફળ તો ભાવપૂજામાં જ હોય, પરંતુ તેટલાં ઉપરથી દ્રવ્યપૂજાનો નિષેધ ન કરાય. દ્રવ્યપૂજા કરે તો તે પણ શાંતિથી ને ભાવપૂર્વક જ કરવી જોઇએ.

**પ્રશ્ન ૧૭**—આચાર્ય કે મુનિની ગેરહાજરીમાં સ્થાપના સ્થાપીને પોસહ કે સામાયિક કરી શકાય ?

**ઉત્તર**—કરી શકાય. ગુરુના વિરહે સ્થાપના સ્થાપવાનું કહેલ જ છે.

**પ્રશ્ન ૧૮**—શેતુરનાં ફળ શ્રાવક વાપરી શકે ?

**ઉત્તર**—ન વાપરી શકે. એના ભક્ષ્યપણાનો નિરધાર નથી.

કુંવરજી

# પ્રભાવિક પુરુષો

## ચેડા મહારાજા

( ૫ )

'સારથિ ! તેં ચપળતાથી, શીઘ્ર ગતિએ રથ હાંકી લગભગ શત્રુના પ્રદેશમાંથી નિર્વિઘ્ને બહાર આણ્યા છે, એટલે હવે જરા રથ થોભાવ. આ હરિણાક્ષી સુજ્યેષ્ઠા કે જે વેગ-ઉદ્વેગથી લગભગ અવાક્ બની ગઇ છે તેણીને જરા જંગલના વાયુથી તાજગી પ્રાપ્ત થવા દે.'

'મહારાજ ! આપ ઠગાયા છો. સારથીની કુશળતાએ આપ સુજ્યેષ્ઠાને બદલે એની ભગિનીને લઇ દોડી આવ્યા છો. મારું નામ તો 'ચેલણા' છે. મેં સારથિએ રથ ઉપાડ્યો તે વેળા જ એ વાત પર ધ્યાન ખેંચવા પ્રયત્ન કર્યો હતો કે સુજ્યેષ્ઠાને આવવા દ્યો, પણ આપે તે ગણકાર્યું નહીં. એના ફળસ્વરૂપે આપની ધારણા અપૂર્ણ રહી અને મારી દશા ત્રિશંકુવત્ બની. નીર ન મળ્યું અને તીરથી દૂર નીકળી ગઇ !' સારથિએ રથ થોભાવતાં જ ચેલણા એમાંથી ઊતરી પડી અને ઉપાલંભરૂપે ઉપર પ્રમાણે જણાવ્યું.

'સુભ્રુ ! શા સારુ વિષાદ ધરે છે ? મેં જે છબી નિહાળી છે અને જેનાથી હું મોહમુગ્ધ બન્યો છું એમાં અને તારા પ્રત્યક્ષ દિદારમાં મને કંઇ જ ફેર જણાતો નથી. કયાં તો તું મારી સાથે છળ રમતી હોય વા મજાક કરતી હોય; કિંવા તમારી બન્નેની આકૃતિઓ સમાન હોય; એ સિવાય અહીં અન્ય પ્રશ્ન સંભવતો જ નથી '

'મહારાજ ! આપનું અનુમાન સાચું છે, તેમ મેં જે કહ્યું છે તે પણ તેટલું જ સાચું છે. મગધના સ્વામી જોડે કપટાચરણ કરવાની કે પૂર્વપરિચય વિના મજાક ઉડાવવાની મારા સરખી નવયૌવનાને અગત્ય પણ શી હોય ? આપ ખાત્રી રાખો કે કેવળ હું જ નહિ, પણ મારી દરેક બહેનો છળ-કપટ કે દંભ-નીતિથી હોઢસો ગાઉ દૂર વસનારી છીએ. અમારી પ્રેમાળ માતા તરફથી ગળથુથીમાં જ અમને દરેકને ધર્મ-નીતિના ઉમદા પાઠ પઢાવ્યા છે. **'સાચને આંચ નથી આવતી'** એ સૂત્ર પર પૂરો ઇતબાર મૂકવાનું અમને શીખવવામાં આવ્યું છે. એટલે જૂઠું બોલી છેતરવાનો પ્રશ્ન રહેતો જ નથી. આપ રૂપની સરખાઇ અથવા તો ચહેરાની સમાનતા જણાવો છો એ વાત નેવું ટકા સાચી છે. મારા સંબંધમાં પણ આપને તે જાતની ભૂલના ભોગ થવું પડયું છે ! આપને સુજયેષ્ઠા જેવી પ્રેયસી ગુમાવવારૂપ એક જ પ્રકારનું દુઃખ છે જ્યારે મારે તો એ ભગિનીનો વિરહ અને આપ સરખા અપરિચિત રાજવીના હસ્તે પરાધીનતા એમ ઉભય પ્રકારનું દુઃખ આવી પડ્યું છે !'

'આખાની આશાથકી, અર્ધો ત્યજે આહારઃ
પાછળથી પસ્તાય છે, એ પણ એક ગમાર.'

એ ' ગમાર 'ની વ્યાખ્યા મારા સંબંધમાં તો બંધબેસ્તી થઈ પડી છે. બ્હેનડી સાથે હરખભેર આવી હતી એ દ્વારા ભાવિ જીવનના કંઇ કંઈ સ્વપ્નો સેવ્યાં હતાં, જાતજાતના મનોરથો સફળ કરવાના ધાર્યા હતા; પણ એ સર્વ આપના સારથિની ચપળતાથી કહો કે આપ સરખા નરેશની અકારણ ઉતાવળથી કહો— આજે તો ધરાશાયી થઇ ગયા છે. મારે માટે તો અંધકારભરી ચોદિશા દેખાય છે. મારા ઉદ્વેગનું કારણ આપે હમણાં પ્રશંસેલો એ ' વેગ ' જ છે જરા થોભ્યા હોત તો મારી બ્હેન જરૂર પહોંચી હોત હું બીજા કશાથી અવાક્ બનું એ તો અસંભવિત છે પણ મને મુંઝવે છે–મૌન સેવરાવે છે–એમાં પ્રશ્ન તો એક જ છે અને તે એજ છે કે જ્યારે આપ સરખા ધરણીપતિએ આવો મહાન્ સમારંભ સેવ્યો–કલ્પનામાં પણ ન આવે તેવી સામગ્રી તૈયાર કરી, અરે એ સારુ ભયંકર શત્રુના પાટનગરમાં ગણત્રીના રસાલા સાથે આવવાનું જોખમ પણ ખેડ્યું; છતાં એ બધું જેને માટે કરવામાં આવ્યું–જેના પ્રેમસંબંધમાં એ જાતના સાહસની હારમાળા રચાઈ તેને લીધા વગર આટલા ત્વરિત પાછા કેમ ફર્યા? એ પાછળ અવશ્ય કંઇ ભેદ હોવો જોઇએ. કયાં તો એ પ્રેમનું ચણતર કાચે પાયે થયું હોય અથવા તો પ્રેમ પાછળના બળિદાન કરતાં જીવન ભયમાં આવી પડવાની ભીતિ જોર કરતી હોય. જ્યાંસુધી આ ઘૂંચનો સાચો ઉકેલ ન થાય ત્યાંસુધી મહારાજ! આપના આ જંગલનો સ્વચ્છ વાયુ નથી તો મને તાજગી અર્પવાનો કે નથી તો મારા હૃદયપટ પર છવાયેલી શંકારૂપ મલિનતાને ઉડાડી એક ડગલું પણ આગળ જવાની પ્રેરણા પાવાનો.'

'રાજપુત્રી! તારું આ સંભાષણ શ્રવણ કરી મને માથે ઝઝુમતા ભય વચ્ચે પણ અતિ આનંદ થયો છે. તારી તર્કબાજી સંસ્કારસંપન્ન માતપિતાના સંતાનને શોભે તેવી છે. વળી જે જાતનું આચરણ થયું છે એ જોતાં એક કુલીન રાજકુંવરીને શંકા ઉઠાવવાનું કારણ મળે એ પણ માન્યા વિના ચાલે તેમ નથી. છતાં એ સર્વનું નિરસન કરવા સારુ આ જંગલ યોગ્ય સ્થાન ન ગણાય. પ્રેમનો પાયો ઢીલો છે કે નક્કર છે એ અનુભવે સમજાય અને પાવકની જ્વાળા સમજીને સિંહની બોડમાં હાથ નાખ્યો છે. જેટલું આશ્ચર્ય તને થયું છે એથી અધિક મને પણ થયું છે. ઉતાવળ કરવામાં આવી નથી પણ એ રીતે કામ ઉકેલી લેવાનો પૂર્વથી સંકેત કરાયો હતો. ઉભય પક્ષે એ નિર્ણીત થયું હતું. છેલ્લી ઘડીએ એવું કયું કારણ બન્યું કે તારી ભગિની મિષ કાઢી પાછળ રહી તે હું નથી જાણતો....તે તો તારા ખુલાસા પછી જ જાણવા પામ્યો છું કે તમારા ઉભયમાં આ જાતની ભૂલભૂલામણી ભરી

છે. મેં જે ચિત્ર જોયું હતું અને એની જે સ્મૃતિ મારા મનોપ્રદેશમાં રમણ કરતી હતી એ જોતાં સાચું કહું છું કે તને હું સુજ્યેષ્ઠા માનીને જ આગળ વધ્યો છું. મારો પ્રેમ ચેટકતનયા સહ અચળ એવા ધ્રુવના તારા સમ–ન ચળે તેવી રીતે બંધાયો છે. પછી એ તનયાનું નામ સુજ્યેષ્ઠા હોય કે ચેલણા હોય, તેથી રંચ માત્ર ફેર પડતો નથી. આપણા વચ્ચેની વાતચિતથી આ ધૂંચનો ઊકેલ સરળ બનશે. વાતના પૂર્વાપર અંકોડા મેળવ્યા વિના સાચી પરિસ્થિતિ કળી શકાવાની નથી. હાલ આટલી ચોખવટ પર્યાપ્ત છે.

'સુભ્રૂ! વિષાદ ત્યજી સત્વર રથારૂઢ થઇ જા. જો પેલા દોડતા સૈનિકો આવી રહ્યા છે, એટલે અવશ્ય કંઇ માઠા સમાચાર હશે. એમની વાત પરથી એ માર્ગમાં જ સમજી લેવાશે. બાકી પરરાજ્યનો હદમાં ઘડીકનો વિલંબ એ સામે ઊભેલા મૃત્યુને નોતરવા સદૃશ છે. સુજ્ઞ પુરુષ એવી ભૂલ ન જ કરે.'

ચેલણા સંયોગ વિચારી પુનઃ રથમાં બેસી ગઇ. જોતજોતામાં રસાલો જાણે હવામાં આકાશી ઘોડા ન દોડી રહ્યા હોય એ રીતે ઝડપથી કૂચ કરવા લાગ્યો. દિવસભરના સખત પરિશ્રમ પછી સૂર્યદેવ આરામભુવનમાં પ્રવેશવાને લગભગ ઘટિકાથી થોડો અધિક સમય બાકી રહ્યો, સંધ્યા સુંદરી રૂમઝુમ કરતી ધરતી માતાની ભેટ કરવા આવવાની શરણાઇ બજી રહી, વાયુ પણ મંદમંદ રીતે તાજગી અર્પતો વાઇ રહ્યો, એ વખતે આપણો પરિચિત રસાલો એક નાના ગ્રામની વિશાળ મર્યાદા હેઠળ આવી પહોંચ્યો. મનોહર આંબાવાડીઆમાં થોડા થોડા અંતરે પાંચ સાત તંબુઓ તાણેલા છે. એમાંના એકમાંથી એક પ્રૌઢ પુરુષ રથના અશ્વોના ખોંખારા ને પૈડાંના રણકાર સાંભળી તરત જ દોડી આવ્યો. રથમાંથી મહારાજે માથું કાઢી, બહાર નજર કરતાં જ એને ઓળખી લઇને સવાલ કર્યો–

'કોણ અભય કે ?'

'હા, મહારાજ! આપનું કાર્ય નિર્વિઘ્ને સિદ્ધ થયું ને ?' એ પ્રશ્નનો ઉત્તર અધ્ધર રહ્યો !

સૌ કોઇ આ પોતાના રાજ્યનો સલામતીવાળો પ્રદેશ હોવાથી–ભયનું કારણ ન રહેવાથી–વાહનોનો ત્યાગ કરી, આશાયેશ મેળવી માર્ગનો થાક ઉતારવાના કાર્યમાં રક્ત બન્યા.

મહારાજા, ચેલણા અને અભયરૂપ ત્રિપુટી એક સુંદર રીતે શણગારેલા સમિયાણા પ્રતિ વળી. અનુચરને ખાદ્ય સામગ્રી ને સ્વાદુ જળ ત્યાં સત્વર આણવાનો આદેશ મળ્યો. આમ પૂર્ણિમાનો કાર્યક્રમ એક રીતે સફળતાને વર્યો. ઉક્ત ત્રિપુટી સંધ્યાજમણથી પરવારી વાર્તાલાપમાં આગળ વધે તે પૂર્વે જ આપણે ત્યાં પહોંચી જવાનું છે.

છેલ્લા અંકના અનુસંધાનમાં ઝાઝું કહેવાપણું નથી સુવેગા ને સૌગંધિક મહાશય વચ્ચેના સંકેત પ્રમાણે જ પૂર્ણિમા-

ના દિવસે મહારાજા શ્રેણિક થોડા સૈનિકો અને નાગ-સુલસાના બત્રીશ પુત્રો કે જે મહારાજાના ચુનંદા અંગરક્ષકો હતા તેમની સાથે સુરંગ માર્ગેથી મધ્યાહ્ન થતાં જ વિશાળાનગરીની નિશ્ચિત થયેલી આરામવાટિકામાં ઉપસ્થિત થઇ ગયા. અંગરક્ષકોને રથની પાછળ રહેવાનું હોવાથી સત્વર તેઓ બહાર નીકળી વૃક્ષના આશ્રયે જુદા જુદા વૃંદમાં વહેંચાઇ ગયા. દરમીઆન ચેટક મહારાજના અંતઃપુરમાંથી એક તરુણી-યુગલ ધીમી ગતિએ સુરંગના મુખદ્વાર પર આવી પહોચ્યું. મહારાજા શ્રેણિક સહ એ યુગલની આંખો મળી. મહારાજાએ તક ઓળખીને કોઇ પણ જાતનો અન્ય સન્માનવિધિ ન આચરતાં સત્વર રથમાં બિરાજમાન થવાની સૂચના કરી. ત્યાં તો જાણે કંઇ ભૂલાયેલી વસ્તુ યાદ આવી હોય અને તે લઇ આવવાની ખાસ અગત્ય હોય, એ ભાવથી વયમાં કંઇક અધિક દેખાતી તરુણીએ પોતાની સાથેની તરુણીને ઉદ્દેશી, ધીમા સ્વરે કહ્યું કે-'તું ઊભી રહે, હું મારા અલંકારનો ડાબડો લઇ આવું' કહેનાર તરુણીના નેત્રો પરથી એવો ભાવ સ્પષ્ટ જણાતો હતો કે જો એની સાથેની તરુણી લેવા જાય તો પોતે ન જાય, પણ પેલી તો મૌન રહી. એટલે બોલનાર તરુણી સત્વર અંતઃપુરના માર્ગે પડી. મહારાજા શ્રેણિક તેમજ સારથિ આ દ્રશ્ય જોઇ રહ્યા. પેલી રમણી નજરથી દૂર થતાં જ મહારાજના કહેવાથી સારથિએ નજીક આવી મૌન ઊભેલી તરુણીને રથમાં બેસી જવાનો આગ્રહ કર્યો. મૌન રમણીએ સારથિની સૂચનાનો અમલ કર્યો. એના બેઠા પછી તુર્ત જ મહારાજા શ્રેણિક પણ રથારૂઢ થયા અને ઇસારો થતાં જ સારથિએ રથના અશ્વોને છોડી મેલ્યા. રથારૂઢ થયેલી રમણીએ રથ થોભાવવા-અલંકાર લેવા ગયેલી ભગિનીને આવી જવા માટે રાહ જોવા-મંદ સ્વરે મહારાજાને જણાવ્યું, પણ રથ તો ઉપડી જ ચૂક્યો. એની પાછળ વૃક્ષના ઓથે છુપાયેલા અંગરક્ષકો ધીમે ધીમે આવી સુરંગના માર્ગે આગળ વધવા લાગ્યા.

એ પછી શું બન્યું તે આપણે ત્રિપુટીના વાર્તાલાપથી જ જાણી લઇશું, એટલે તે તરફ મીંટ માંડીએ શ્રેણિકભૂપે વાતનો આરંભ કરતાં જણાવ્યું કે—

'અભય! તારી દરેક રીતની ચોક્કસ ગણત્રી પાર પાડવા છતાં અને એ કાર્યક્રમ પ્રમાણે અમે સર્વ યથાર્થપણે રમત રમવા છતાં, કોઇ અજ્ઞાત કારણથી સુજ્યેષ્ઠાને બદલે આ તેની ભગિની ચેલણાની ભેટ થઇ છે. પાછળના રહસ્યથી મારા જેટલી જ તેણી પોતે પણ અજ્ઞાત છે.'

'અહો ત્યારે દેવી ચેલણા! તમે મને જણાવશો કે-ભગિની સુજ્યેષ્ઠા સાથેનો અમારો તદ્દન છુપો કાર્યક્રમ તમારી જાણમાં શી રીતે આવ્યો? અમારા બે જણ વચ્ચે ચાલતી મસલતમાં જ્યારે ખુદ સુજ્યેષ્ઠાએ પરોક્ષપણે ભાગ ભજવ્યો છે અને એક પણ પ્રસંગમાં તમારો ઉલ્લેખ

સરખો કર્યો નથી, ત્યારે આ યોજના તમે શી રીતે જાણી ?' અભયે પૂછ્યું.

અમે બન્ને કુમારિકા હોવાથી તેમ જ અમારી બેની વચ્ચે ગાઢ પ્રીતિ હોવાથી આનંદ-પ્રમોદના દરેક પ્રસંગોમાં અમે જોડીરૂપે જ ભાગ લેતા હતા. તેણીને મેં પૂર્ણિમાને દિને વાટિકા તરફ જતી જોઈ અને હું સાથે થઈ, જો કે રોજ કરતાં મારા આજના વર્તનથી તેણીનો ચહેરો કંઈ વિકૃત જણાયો. મને એમ પણ કહ્યું કે-' ચેલ્લણા ! હું કંઇ ક્રીડા અર્થે જતી નથી, આ તો સહજ આંટો મારી આવું છું. બહેનડી ! તું સાથે ન આવતાં અહીં જ થોભી જા.' મેં બાળસુલભ આગ્રહથી એ વાત કાન પર ન ધરી અને તેણીની અંગૂલી પકડી સાથે જ ચાલી આવી. આમ કરવામાં એક કારણ હતું અને તે એ કે મેં સુજ્યેષ્ઠા અને એની ચેટી સુવેગાને છેલ્લા ત્રણેક દિવસથી ઘણીવાર ગુસપુસ કરતાં જોયેલા હતા એક વાર એમ પણ સાંભળેલું કે-' સુવેગા ! તું બેફીકર રહે, હું ઠરીઠામ થતાં તુર્ત જ તને તેડાવી લઇશ.' તેમની આ ગુસપુસ જાણવા સારુ મને સહજ કુતૂહળ જન્મ્યું. જ્યારે બાગમાં પગ મૂકતાં રથયુક્ત મહારાજને જોયા ત્યારે મને ભેદની થોડી સમજ પડી. અલંકારનો ડાબડો રહી ગયાના મિષે જો કે એ પાછી ફરી, છતાં મને એટલું તો સમજાઇ ચૂક્યું કે મને થાપ આપવાનું એ એક બાનું છે. જો હું અહીંથી આઘીપાછી થઇશ તો તરત જ સુજ્યેષ્ઠા પસાર થઈ જશે. જેના વિના મને ઘડીએ ન ચાલે તેને હું કેમ ત્યજી શકું ? એ ગઇ છતાં હું તો મૌનપણે ઊભી જ રહી. તેણી પાછી ફરે તે પૂર્વે મહારાજે મને રથમાં બેસારી અશ્વોને હાંકી મૂકાવ્યા. રથ થોભાવવાની મારી વાત સાંભળી જ નહીં. આ કરતાં વધુ માહિતી મારી પાસે નથી. હા, એટલું વિશેષ જાણું છું કે અંતઃપુરની નજીકમાં એક સૌગંધિકની દુકાન હતી જ્યાં સુવેગા વારંવાર જતી, પણ છેલ્લા ત્રણ દિવસથી એ દુકાન એકાએક ઉપડી ગઈ છે અને સૌગંધિક જણાતો નથી.'

આ પ્રમાણે વાત થાય છે ત્યાં તો પ્રતિહારીએ ખબર આપી કે ' એક સૈનિક હાંફતો હાંફતો દ્વાર પર ઊભો છે. તે મહારાજને રૂબરૂ મળવા માંગે છે.'

' સત્વર જઈ એને પ્રવેશ કરાવ.' મહારાજા શ્રેણિકે આજ્ઞા આપી સૈનિકે શિબિરમાં પ્રવેશ કર્યો ત્યારે તેનો શ્વાસ સમાતો પણ ન હતો. ચહેરા પર વિષાદની કાલિમા ફરી વળેલી હતી.

મહારાજે ઇસારો કરી તેને બેસવા જણાવ્યું અને જે કંઇ બન્યું હોય તે ધીરજથી કહેવા સૂચવ્યું.

સૈનિકે ગદ્દગદ્દ કંઠે જણાવ્યું-' નામદાર ! જ્યારે આપનો રથ સુરંગ માર્ગે આગળ વધવા લાગ્યો ત્યારે અમે પાછળ રહેલા સૈનિકો અને દરેક અંગરક્ષક એક પછી એક સુરંગમાં પ્રવેશી આપના રથ પાછળ કાર્યસિદ્ધિ થયાના ઉમંગથી સ્મિતવદને કૂચ કરી રહ્યા. છેલ્લો અંગ-

ક્ષક ને હું જોડેમાં જ હતા. સુરંગનું મુખ ંધ કરવાની તૈયારી કરવાનો આરંભ ર્યો ત્યાં બાસાહેબની જોડે જે રમ-ણીએ શરૂમાં દેખાવ દીધો હતો અને પાછી ્રી હતી તે એકાએક આવી ચઢી માપ પસાર થઇ ગયાનું જાણતાં જ તેણી ોકાર પાડતી પાછી ફરી.

'દોડો, દોડો, ચેલણાનું હરણુ મગ-ધનો સ્વામી કરી જાય છે' એવા શબ્દો મમારા કર્ણ પર અથડાયા. એ પોકારનો પડઘો સારાયે અંતઃપુરમાં અને આસપાસ પડતાં જ દોડધામ મચી રહી. જોત-જોતામાં વિશાલાના સૈનિકોની એક ટુકડી સુરંગ પ્રતિ આવતી જણાઇ. અમોને સ્પષ્ટ જણાયું કે સુરંગનું મુખ આચ્છાદ-નાનો પ્રયાસ હવે નકામો છે, એટલે એને પડતો મૂકી અમે આપની પાછળ ઝડપથી આગળ વધ્યા. મને આ વ્યતિકર આપને જણાવવા સારુ તાકીદ અપાણી માંડ મધ્ય-માર્ગે પહોંચ્યો ત્યાં તો શત્રુસૈન્યનાં તીરોની વર્ષા શરૂ થઇ ચૂકેલી લાગી. 'પકડો, પકડો, અને મારો, મારો'ની બૂમો પડી રહી. અંગ-રક્ષકોએ જબરી ટક્કર લીધી, સુરંગનો સાંકડો માર્ગ પણ ઠીક સહાયભૂત બન્યો. એથી શત્રુનું જોર વધુ હોવા છતાં, એનો આગળ વધવાનો પ્રયાસ કારગત ન થયો. યાં તો નાયક તરીકેના સ્વાંગધારી એક પડછંદ અધિકારીએ તાકીને બાણ છોડ્યું. તે આપનાં અંગરક્ષકોની છાતી વીંધી સોંસરું નીકળી જઇ લોચે પડ્યું. એ સાથે જ બત્રીશે અંગરક્ષકો ઢગલો થઇ પડ્યા. હું તો આભો જ બની ગયો કે એકાએક આ શી કરામત થઇ ! તરત જ બળપૂર્વક દોડ્યો. મને લાગ્યું કે હવે આવી બન્યું. મહા-રાજાનો રથ હવે જરૂર સપડાઇ જવાનો. કોઇ પણ જોખમે આ વાત આપસાહેબના કાને નાંખવાના એક માત્ર સંકલ્પથી મારી દોટ ચાલુ જ રહી અને સુરંગના પ્રવેશદ્વાર આગળ આવ્યો ત્યારે જ જરા શ્વાસ લેવા થોભ્યો. 'મારી પાછળ સૈન્યના માણસો આવી પહોંચવા જોઇએ' એવી મારી ધારણા હતી પણ એવી કંઇ હીલચાલ દેખાણી નહીં. હું થોડો પાછો ફરી તપાસું ત્યાં સુરંગનો ભાગ મડ-દાથી એવી રીતે ભરાયેલો જોયો કે જ્યાંસુધી એ કલેવરોના ઢગને ખસેડવામાં ન આવે ત્યાં લગી ગમે તેવો પ્રબળ સૈનિક પણ સરળતાથી કૂચ કરી ન શકે. એ જોઇ મને કંઇક ધીરજ વળી. આપ સાહેબને આપની હદમાં પહોંચવાનો કંઈક વધુ સમય મળશે એ વાતથી આનંદ થયો. મેં મારી મજલ પુનઃ શરૂ કરી અને આપની સન્મુખ એ દુઃખદ સમાચાર પહોંચાડવા ઉપસ્થિત થયો.'

આ સાંભળી મહારાજા શ્રેણિકને ભારે દુઃખ થયું. પોતાના પ્રિય એવા બત્રીશે કસાયેલા અંગરક્ષકો આમ સ્વાહા થઇ જશે એવો સ્વપ્ને પણ એમને ખ્યાલ નહોતો. સૈનિકને આરામ લેવાની આજ્ઞા આપી અને અભયકુમાર તરફ દષ્ટિ નાંખતાં તેમનાથી સહસા બોલાઇ ગયું—

'અભય! આ તો અણધારી બની ગઇ!

સારથિસાર્યા સુલસાનો એક પણ વારસ જીવતો ન રહ્યો ! તેણીને હું મુખ પણ કઇ રીતે બતાવી શકીશ ? '

' મહારાજ ! ગઇ વાતનો શોક કરવો વૃથા છે. આખરે તો ભવિતવ્યતા બળવાન છે. આ સર્વ હકીકત જાણ્યા પછી સારીયે ગૂંચનો ઊકેલ આવી જાય છે. સુજ્યેષ્ઠા કરાર મુજબ પ્રચ્છન્નપણે આપની સહ આવવા ઉત્સુક હતી, એમાં ચેલણા અચાનક સાથે થવાથી તેણીને થાપ આપવા જ અલંકારના ડાબડાનું મિષ ઊભું કર્યું. આપ તેમ જ ચેલણા એ ભાવ ન સમજી શકયા. વળી આપ તો ' ઉભય ભગિનીઓ છે કિંવા ડાબડો લેવા ગઇ એ સુજ્યેષ્ઠા હતી અને ઊભી હતી એ ચેલણા છે ' એવો ભેદ પણ ન જાણતા હોવાથી શત્રુના ઘરમાં વધુ સમય ન રહેવું એવા ઉદ્દેશથી ઉતાવળા થયા. રથ હંકારી મૂકાવ્યો. પછી પ્રેયસી સુજ્યેષ્ઠા ત્યાં આવી. એની ધારણા હશે કે પોતાની પાછળ ચેલણા આવશે એમાં એ નાસીપાસ થઇ, પણ આવીને જોયું કે આપ તો ચેલણા સહ વિદાય થઇ ગયા છો એટલે પ્રેમ, સહજ અસૂયામાં પરિવર્તન પામ્યો; તેથી જ પોકાર પણ થઇ ગયો. સુલસાના પુત્રોનું મરણ એ નિમિત્તે થવું સર્જીત તેઓનો જન્મ જેમ એક સાથે થયો હતો એમ મૃત્યુ પણ સાથે જ થયું. એ બધી કર્મની અટળતા સામે માનવ લાચાર છે. હવે શોક કરવો વૃથા છે. '

' દેવી ચેલણા ! તમારી શી ઇચ્છા છે ? મહારાજના હૃદયમાં તમારું સ્થાન સુજ્યેષ્ઠા જેટલું જ અચળ અને ગૌરવસંપન્ન છે. લગ્નનો કરાર એ તો ઉભયના દિલની સંમતિ ઉપર અવલંબે છે. તમારી ઇચ્છા પાછા ફરવાની હોય તો તેમ કરવામાં રંચમાત્ર વાંધો નથી. વિચાર કરી જવાબ આપો કે જેથી પ્રયાણ નિયત થાય. '

' કુમાર ! સગી આંખે જોયેલા સાહસ ને વીરતા હું કેમ વિસરી જઉં ? વળી સુજ્યેષ્ઠાનો કરાર પાળવો એ એની બહેન તરીકે મારી પ્રથમ ફરજ છે, એટલે મારું સ્થાન હવે વિશાલા નહિ, પણ રાજગૃહમાં જ છે. મહારાજ મારા શિરતાજ છે. ' ( અપૂર્ણ )

ચોકસી

## દાતા અને ઉત્તરદાતાની દુર્લભતા

अर्थलुब्धकृतप्रश्नौ, सुलभौ तौ गृहे गृहे ।
दाता चोत्तरदाता च, दुर्लभौ पुरुषावुभौ ॥ १ ॥'

અર્થાત્-ધનલોભી અને પ્રશ્ન પૂછનાર-કોઇ પણ બાબતમાં ન સમજતાં અન્ય જાણકાર પાસેથી જવાબ મેળવવા સવાલ કરનાર આ બે પ્રકારના મનુષ્યો તો ઘરે ઘરે હોય છે, પરંતુ **દાતા** અને **ઉત્તરદાતા** આ બે પ્રકારના મનુષ્યો દુર્લભ છે.

× × × ×

સંસારમાં ધનના લોભી મનુષ્યોની સંખ્યા કાઢવી હોય તો એમ જ કહી શકાય કે જગતમાં નિર્લોભી મનુષ્યો કેટલા છે તે ગણી કાઢો એટલે આપોઆપ લોભીની સંખ્યા જણાઇ આવશે, અર્થાત્ આંગળીને વેઢે ગણાય તેટલા માણસો ધનમાં તદ્દન નિઃસ્પૃહભાવે વર્તતા હશે, બાકી અધિકાંશે અથવા ઘરેઘરે અર્થલુબ્ધ યાને ધનલોભી મનુષ્યો દષ્ટિગોચર થાય છે.

પ્રશ્ન કરનાર—જાણપણાના અભાવવાળા મનુષ્યો પણ પુષ્કળ હોય છે, કારણ કે સંસારના અનેક વિષયો અને શાસ્ત્રમાં રહેલ અગાધ જ્ઞાનને ગ્રહણ કરે તેવી કુશાગ્ર મતિ બહુ જ અલ્પ મનુષ્યોમાં વાસ કરતી હોય છે, તેથી જગતમાં જાણકારો કરતાં અજાણ મનુષ્યોની સંખ્યા ઘણી વધારે હોય એ સ્વાભાવિક છે. પરિણામે પ્રશ્નકર્તા મનુષ્યો ઘરેઘરે પ્રાપ્ત થાય એ કથન યુક્ત છે.

આ બેના પ્રતિપક્ષી એવા દાતા અને ઉત્તરદાતા મનુષ્યોની સંખ્યા પ્રાયઃ સર્વ કાળે ઘણી ઓછી હોય છે. લક્ષ્મી ઉપરનો મોહ છૂટ્યા વિના દાનધર્મને સેવી શકાતો નથી, જ્યારે લક્ષ્મીનો મોહ છૂટવો અતિ દુષ્કર છે. કોઈ ભાગ્યશાલી જ મળેલ લક્ષ્મીને સ્વહસ્તે ઉચિત સ્થાનમાં વાપરી લાભ લઇ શકતા હશે. અત્ર દાનના અર્થમાં માત્ર લક્ષ્મી વાપરવી એમ જ નથી, પરંતુ સુપાત્રદાન, અભયદાન, અનુકંપાદાન, ઉચિતદાન, અન્નદાન, ધનદાન, વસ્ત્રદાન, જ્ઞાનદાન ઇત્યાદિ પ્રકારોમાંથી યથાશક્ય દાન આપનાર પણ દાની જ ગણાય છે. આ સર્વ પ્રકારે દાન આપવાની વૃત્તિ ત્યારે જ મનુષ્યમાં ઉદ્ભવે છે કે જ્યારે તેનું દાનાંતરાય કર્મ ક્ષીણ થયું હોય, ધન ઉપર નિઃસ્પૃહભાવ પ્રગટ્યો હોય અને ભવાંતર માટે શુભોપાર્જન થવાનું હોય. વળી ચાર પ્રકારના ધર્મોમાં પણ દાનધર્મને પ્રથમ પદ આપેલ છે, કારણ કે દાતાર અને લેનાર એમ બન્નેનું કલ્યાણ કરનાર એક માત્ર દાન છે. દાતારની કીર્તિ તો દિગંત પર્યંત ફેલાય તેમાં શું નવાઇ ? દાનનો ઉગ્ર વિચાર પણ જીર્ણશેઠને અચ્યુત દેવલોકનો બંધ પાડે છે. ક્ષીરદાનથી ગોપબાલ શાલિભદ્રના અપૂર્વ ભોગને પ્રાપ્ત કરે છે. આ પ્રમાણે દાન એ આત્માને સુગતિનું ભાજન બનાવે છે. દાતાની દુર્લભતા વર્ણવતાં નીતિકારોએ કહ્યું છે કે—

> शतेषु जायते शूरः, सहस्रेषु च पंडितः ।
> वक्ता दशसहस्रेषु, दाता भवति वा न वा ॥ १ ॥

**અર્થાત્**–સો માણસોમાં એક શૂરવીર હોય છે, હજારમાં એક પંડિત હોય છે, દશ હજારમાં એક વક્તા હોય છે અને દાતાર તો હોય કે ન હોય, અર્થાત દાતારની જગતમાં દુર્લભતા છે.

ઉત્તરદાતા—ગમે તેવા શાસ્ત્રીય કે વ્યવહારિક પ્રશ્નોની ગૂંચને સરળતાથી ઉકેલનાર ઉત્તરદાતા પણ ક્વચિત જ નજરે પડે છે, કારણ કે જ્ઞાન અને અનુભવનો સુયોગ બન્યો હોય ત્યાં જ પૂછવાનું બને છે અને તો જ સમાધાનકારક ઉત્તર દઇ શકાય છે.

રા. મ. વહોરા

# શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ—પાલીતાણા.

( સ્થાપના—સંવત ૧૯૬૨ ના ચૈત્ર શુદિ ૧૦ )

## પ્રથમ તથા દ્વિતીય શ્રાવણ માસની પત્રિકા.

**ધાર્મિક પ્રવૃત્તિઓ:**—નિયમાનુસાર સામાયિક, પ્રતિક્રમણ, ગુરુવંદન, પ્રભુ-પૂજા વિગેરે થઈ રહેલ છે. શ્રી પર્યુષણ પર્વ પ્રસંગે વિદ્યાર્થીઓએ વ્યાખ્યાન, ગુરુ વંદન, દેવદર્શન તથા બે ટંક પ્રતિક્રમણમાં ઉત્સાહપૂર્વક ભાગ લીધો હતો. અઠ્ઠાઈ-ધરના દિવસે વિદ્યાર્થીઓએ ઉપવાસ કર્યો હતો, તથા બીજા દિવસોએ યથાશક્તિ વ્રત—તપ કર્યાં હતાં. દહેરાસરજીમાં દરરોજ આંગી રચવવામાં આવતી હતી.

આવક:—રૂ. ૧૦૮) શ્રી નિર્વાહફંડ ખાતે રૂ. ૮૫–૪–૦ શ્રી ભોજન ફંડ ખાતે

૧૯૩–૪–૦

જમણવાર:—

| | | | |
|---|---|---|---|
| ૧. શેઠ ત્રિભોવનદાસ ભાણજી, | ભાવનગર | દ્વિ. શ્રા. | શુ. ૨ |
| ૨. શેઠ મણિભાઈ બાપુભાઈ, | ઘેલડા | ,, ,, | શુ. ૪ |
| ૩. શેઠ પાનાચંદ નવલચંદ, | સુરત | ,, ,, | શુ. ૬ |
| ૪. વોરા મગનલાલ તારાચંદ, | પાલીતાણા | ,, ,, | વ. ૧૧ |

વિવાદ સભા—

| વિષય | વક્તા | પ્રમુખ |
|---|---|---|
| Prohibition | N. G. shah | S. M. Ajmera |
| Choice of Books | M. H. shah | Held in Highschool |
| આપણી દશા | પ્રે. ગુ. શાહ | શ્રી વી. કુ. શાહ |
| વિધવાનાં આંસુ | રા. ઓ. શાહ | ત્ર્યં. લ. અજમેરા |
| આજની પરિસ્થિતિ | જ. જા. મહેતા | ઉ. હ. શાહ |
| આધુનિક કેળવણી / વ્યાયામ | Held in Highschool | |

**ભેટ**—શેઠ નાનજી શામજી ભાવનગર ચોખા ગુણ ૨. એક જૈન ગૃહસ્થ હા. શેઠ ચતુર્ભુજ મોતીલાલ ગાંધી. કાપડ વાર ૨૪

**સમાજના દાનવીરોને:**—હજુ મકાન ખાતે રૂા. આઠ હજાર, તથા શ્રી દહેરાસરજી ખાતે રૂા. ચાર હજારનો તોટો છે. શ્રી સ્વામિવાત્સલ્ય ટ્રસ્ટ-ફંડની તિથિઓ હજી ઘણી બાકી છે, તો તે તિથિઓ ભરવા તેમજ મકાન ફંડ તથા શ્રી દહેરાસરજીખાતે મદદ મોકલી આપવા નમ્ર વિનંતિ છે. આવક ઘટતી જતી હોવાને લીધે સંસ્થાને દર સાલ નિર્વાહફંડમાં પણ તોટો પડતો જાય છે. સંસ્થાને મદદ કરી જ્ઞાન—દાન સાથે સ્વામિવાત્સલ્યનું પુણ્ય ઉપાર્જન કરવા ધર્મપ્રેમી, કેળવણીરસિક દાતાઓને નમ્ર વિનંતિ છે.

# શ્રી ઉપદેશપ્રાસાદ ભાષાંતર

આ ગ્રંથના કર્ત્તા શ્રી વિજયલક્ષ્મીસૂરિ છે તેમણે આ ગ્રંથરૂપ પ્રાસાદના ૨૪ સ્થંભો કલ્પી દરેક સ્થંભની પંદર પંદર અસ્ર ( હાંશ ) કલ્પી છે. એ રીતે વર્ષના દિવસપ્રમાણ ૩૬૦ વ્યાખ્યાનોરૂપ સંસ્કૃત ભાષામાં આ ગ્રંથ રચ્યો છે. પ્રસંગે અનેક સૂત્રોના તથા ગ્રંથોના આધાર શ્લોકો તથા ગદ્ય તરીકે આપેલા છે. તેનું ભાષાંતર કરાવીને અમે તે પાંચ ભાગમાં પ્રગટ કરેલું છે

પ્રથમ ભાગમાં પ્રથમના ચાર સ્થંભ ને ૬૧ વ્યાખ્યાન આપેલા છે તેમાં સમકિતના ૬૭ બોલનું વર્ણન કથાઓ સાથે આપેલું છે. કિં રૂા. ૨॥

બીજા ભાગમાં પાંચમાથી નવમા સુધીના પાંચ સ્થંભ ને ૭૪ વ્યાખ્યાનો ૬૨ થી ૧૩૫ સુધી આપેલા છે તેમા શ્રાવકના પાચ અણુવ્રત ને ત્રણ ગુણવ્રતનું સ્વરૂપ કથાઓ સાથે આપેલું છે. કિં રૂા. ૨)

ત્રીજા ભાગમાં દશમાથી ચૌદમા સુધીના પાંચ સ્થંભ ને ૭૫ વ્યાખ્યાન ૧૩૬ થી ૨૧૦ સુધી આપેલા છે. તેમાં ચાર શિક્ષાવ્રતોનું સ્વરૂપ તથા બીજી અનેક બાબતો કથાઓ સાથે આપેલી છે કિં. રૂા. ૨)

ચોથા ભાગમાં પંદરમાથી ઓગણીશમા સુધી પાંચ સ્થંભ ને ૭૫ વ્યાખ્યાન ૨૧૧ થી ૨૮૫ સુધી આપેલા છે. તેમાં જિનપૂજાદિ અનેક વિષયોનું તથા જ્ઞાનાચારાદિ ત્રણ આચારોનું સ્વરૂપ કથાઓ સાથે આપેલું છે. કિં. રૂા ૨॥

પાંચમા ભાગમાં વીશમાથી ચોવીશમા સુધી પાંચ સ્થંભ ને ૭૬ વ્યાખ્યાનો ૨૮૬ થી ૩૬૧ સુધી આપેલા છે. તેમાં તપાચાર ને વિર્યાચારનું સ્વરૂપ, ઉપાધ્યાયજીના કરેલા ૩૨ અષ્ટકો ઉપર ૩૮ વ્યાખ્યાન તથા તપગચ્છની પટ્ટાવળી વિગેરે અનેક બાબતો કથાઓ સાથે આપેલ છે. કિં. રૂા. ૨॥. **પાંચે ભાગ ભેગા લેનારના રૂા. ૧૦)**

આ દરેક વ્યાખ્યાનમાં પ્રાયે નાની મોટી એકેક કથા આપેલી છે તે બધી ( ૩૫૨ ) કથાઓની અનુક્રમણિકા અક્ષરાનુક્રમે પાંચમા ભાગની પ્રાંતે આપેલ છે તે જોવાથી જે કથા જાણવાની ઇચ્છા હોય તે તરતજ નીકળી શકે છે.

આ ગ્રંથમાં જ્ઞાનપંચમી વિગેરે તમામ પર્વતિથિઓના વ્યાખ્યાન એટલે (૧૧) પર્વની કથા આપેલી છે. તેની અનુક્રમણિકા પણ પાંચમા ભાગને પ્રાંતે આપેલી છે.

પ્રથમ વ્યાખ્યાનની શરૂઆત ચૈત્ર શુદિ ૧ થી કરેલી છે ત્યારપછીના દિવસોની ગણત્રીએ બધા પર્વના વ્યાખ્યાનો આપેલા છે. દાખલા તરીકે દીપોત્સવી ( આસો વદિ ૦)) )નું વ્યા. ૨૧૦ મું, બેસતા વર્ષનું ( કાર્તિક શુદિ ૧ નું ) ૨૧૧ મું, જ્ઞાનપંચમી ( કાર્તિક શુદિ ૫ )નું ૨૧૫ મું એ રીતે બધા પર્વો માટે સમજી લેવું.

આ ગ્રંથ મૂળ પણ અમે ચાર ભાગમાં છપાવ્યો છે, પરંતુ તેની નકલ અત્યારે મળી શકતી નથી. હાલમાં અમદાવાદમાં તેની આવૃત્તિ તરીકે સુપ્રસિદ્ધ અને ઉદારદિલ શેઠ માણેકલાલ ચુનીલાલની સહાયથી છપાય છે, તેના બે વિભાગ બહાર પડ્યા છે, બીજા બે વિભાગ બહાર પડવાના છે. આ મૂળ ગ્રંથ પણ અમારે ત્યાં મળે છે ખાસ વાંચવાલાયક છે. કિંમત દરેક ભાગના અઢી રૂપીઆ છે.

**શ્રી જૈન ધર્મ પ્રસારક સભા—ભાવનગર.**

## કાર્તિક માસની વધઘટ ને પર્વ. દિન-૨૯. વદિ ૧૦ નો ક્ષય.

શુદિ ૧ રવિ-નવુંવર્ષ સં. ૧૯૯૬ વીર સં. ૨૪૬૬ ગૌતમ કેવળજ્ઞાન. શુદિ ૫ ગુરુ-જ્ઞાન પંચમી શુદિ ૭ શનિ-અઠ્ઠાઈ બેઠી શુદિ ૧૪ શનિ-ચોમાસી ચૌદશ શુદિ ૧૫ રવિ-કાર્તિકીપુનમ-સિદ્ધાચળ યાત્રા-મુનિવિહારની છૂટ વદિ ૧ સોમ-રોહિણી

**સુધારો**—ગયા અંકમાં દીવાળીનો છઠ્ઠ વદિ ૧૪ ને વદિ ૦)) નો કરવાનું લખ્યું છે, પરંતુ પૃચ્છા કરતાં વદિ ૧૩ ને વદિ ૧૪ નો છઠ્ઠ કરવો એમ નિર્ણય થયો છે.

---

## શ્રી ઉપધાનવિધિ-આવૃત્તિ છઠ્ઠી.

હાલમાં ઉપધાન કરવાની શરૂઆત થવાની કુંકુમપત્રિકાઓ આવવા લાગી છે, અમારી પાસે ઉપધાનવિધિની બુકો થઈ રહેવાથી નવી આવૃત્તિ છપાવી છે. દરેક ઉપધાન કરનાર શ્રાવક કે શ્રાવિકાને આ બુક જરૂર પ્રથમથી વંચાવવાની ને સમજાવવાની અમારી ઉપધાન કરાવનાર મુનિરાજને વિનંતિ છે. પાંચ દશ નકલ તો અમે ભેટ આપીએ છીએ. સામટી નકલો લેનાર પાસેથી સો નકલના રૂા ૫) પ્રમાણે લેવાય છે. પોસ્ટેજ જુદું સમજવું.

---

### વ્યવહાર કૌશલ્ય. ભાગ ૧-૨

આ બુકની નવી આવૃત્તિ કલિકટનિવાસી શેઠ નાગજીભાઈ અમરશીની આર્થિક સહાયથી અમે કરી છે. તેમાંથી ઘણી નકલો તો ભેટ આપવાની છે, પરંતુ વેચાણ લેનાર માટે દરેક ભાગના ત્રણ આના અને બે ભાગની ભેગી બુકના છ આના સગવડની ખાતર રાખ્યા છે. પોસ્ટેજ બે આના.

---

### શ્રી ઉપદેશપ્રાસાદ ભાષાંતર.

આ આખા ગ્રંથનું ભાષાંતર અમે પાંચ ભાગમાં પ્રસિદ્ધ કરેલું છે. તેનો ત્રીજો ભાગ મળતો ન હતો તે હાલમાં જ ફરીને છપાવ્યો છે. હવે પાંચે ભાગ મળી શકે છે. તે સંબંધી સવિસ્તર જાહેર ખબર આ માસિક સાથે જુદી છે તે વાંચો.

ઘણા વખતથી મળતા નહોતા તે મેળવ્યા છે.

**શ્રી જંબૂદ્વીપના નકશા**

રંગીન-કપડું ચોડેલા. કિંમત પાંચ આના

**શ્રી અઢીદ્વીપના નકશા**

રંગીન-કપડું ચોડેલા. કિંમત સાત આના

---

## શ્રી સમવાયાંગ સૂત્ર

### મૂળ, મૂળાર્થ ને ટીકાર્થયુક્ત

બહુ પ્રયાસપૂર્વક તૈયાર કરેલ છે. દ્રવ્યાનુયોગનો અપૂર્વ સંગ્રહ છે. કિંમત રૂા. ૩) પોસ્ટેજ પંદર આના. રેલ્વેમાં મંગાવવાથી ખર્ચ કમી લાગશે.

### શ્રી ત્રિષષ્ટિશલાકા પુરુષ ચરિત્ર ભાષાંતર

આખા ગ્રંથનું ભાષાંતર જુદા જુદા પાંચ ભાગમાં છપાવેલ છે. કિંમત રૂા. ૩।-૩।-૩। ૩-૨।। કુલ રૂા. ૧૩।। પાંચે ભાગ ભેળા મંગાવનારના રૂા. ૧૧।।

# શ્રી ઉપદેશપ્રાસાદ ભાષાંતર

આ ગ્રંથના કર્તા શ્રી વિજયલક્ષ્મીસૂરિ છે તેમણે આ ગ્રંથરૂપ પ્રાસાદના ૨૪ સ્થંભો કલ્પી દરેક સ્થંભની પંદર પંદર અસ ( હાંશ ) કલ્પી છે. એ રીતે વર્ષના દિવસપ્રમાણુ ૩૬૦ વ્યાખ્યાનોરૂપ સંસ્કૃત ભાષામાં આ ગ્રંથ રચ્યો છે. પ્રસંગે અનેક સૂત્રોના તથા ગ્રંથોના આધાર શ્લોકો તથા ગદ્ય તરીકે આપેલા છે. તેનું ભાષાંતર કરાવીને અમે તે પાંચ ભાગમાં પ્રગટ કરેલું છે.

પ્રથમ ભાગમાં પ્રથમના ચાર સ્થંભ ને ૬૧ વ્યાખ્યાન આપેલા છે. તેમાં સમકિતના ૬૭ બોલનું વર્ણન કથાઓ સાથે આપેલું છે. કિં. રૂા. ૨ાા

બીજા ભાગમાં પંચમાથી નવમા સુધીના પાંચ સ્થંભ ને ૭૪ વ્યાખ્યાનો ૬૨ થી ૧૩૫ સુધી આપેલા છે. તેમાં શ્રાવકના પાચ અણુવ્રત ને, ત્રણુ ગુણુવ્રતનું સ્વરૂપ કથાઓ સાથે આપેલું છે. કિ રૂા. ૨)

ત્રીજા ભાગમાં દશમાથી ચૌદમા સુધીના પાંચ સ્થંભ ને ૭૫ વ્યાખ્યાન ૧૩૬ થી ૨૧૦ સુધી આપેલા છે. તેમાં ચાર શિક્ષાવ્રતોનું સ્વરૂપ તથા બીજી અનેક બાબતો કથાઓ સાથે આપેલી છે. કિં. રૂા. ૨).

ચોથા ભાગમાં પંદરમાથી ઓગણીશમા સુધી પાંચ સ્થંભ ને ૭૫ વ્યાખ્યાન ૨૧૧ થી ૨૮૫ સુધી આપેલા છે. તેમાં જિનપૂજાદિ અનેક વિષયોનું તથા જ્ઞાનાચારાદિ ત્રણુ આચારોનું સ્વરૂપ કથાઓ સાથે આપેલું છે. કિં. રૂા ૨ાા

પાંચમા ભાગમાં વીશમાથી ચોવીશમા સુધી પાંચ સ્થંભ ને ૭૬ વ્યાખ્યાનો ૨૮૬ થી ૩૬૧ સુધી આપેલા છે. તેમાં તપાચાર ને વિર્યાચારનું સ્વરૂપ, ઉપાધ્યાયજીના કરેલા ૩૨ અષ્ટકો ઉપર ૩૮ વ્યાખ્યાન તથા તપગચ્છની પટ્ટાવળી વિગેરે અનેક બાબતો કથાઓ સાથે આપેલ છે. કિં. રૂા. ૨ાા. **પાંચે ભાગ ભેગા લેનારના રૂા. ૧૦)**

આ દરેક વ્યાખ્યાનમાં પ્રાયે નાની મોટી એકેક કથા આપેલી છે તે બધી (૩૫૨) કથાઓની અનુક્રમણિકા અક્ષરાનુક્રમે પાંચમા ભાગની પ્રાંતે આપેલ છે તે જોવાથી જે કથા જાણુવાની ઈચ્છા હોય તે તરતજ નીકળી શકે છે.

આ ગ્રથમાં જ્ઞાનપંચમી વિગેરે તમામ પર્વતિથિઓના વ્યાખ્યાન એટલે (૧૧) પર્વની કથા આપેલી છે. તેની અનુક્રમણિકા પણ પાંચમા ભાગને પ્રાંતે આપેલી છે.

પ્રથમ વ્યાખ્યાનની શરૂઆત ચૈત્ર શુદિ ૧ થી કરેલી છે ત્યારપછીના દિવસોની ગણત્રીએ બધા પર્વના વ્યાખ્યાનો આપેલા છે. દાખલા તરીકે દીપોત્સવી ( આસો વદિ ૦)) )નું વ્યા. ૨૧૦ મું, બેસતા વર્ષનું ( કાર્તિક શુદિ ૧ નું ) ૨૧૧ મું, જ્ઞાનપંચમી.( કાર્તિક શુદિ ૫ )નું ૨૧૫ મું એ રીતે બધા પર્વો માટે સમજી લેવું.

આ ગ્રંથ મૂળ પણ અમે ચાર ભાગમાં છપાવ્યો છે, પરંતુ તેની નકલ અત્યારે મળી શકતી નથી. હાલમાં અમદાવાદમાં તેની આવૃત્તિ તરીકે સુપ્રસિદ્ધ અને ઉદારદિલ શેઠ માણેકલાલ ચુનીલાલની સહાયથી છપાય છે, તેના બે વિભાગ બહાર પડ્યા છે, બીજા બે વિભાગ બહાર પડવાના છે. આ મૂળ ગ્રંથ પણ અમારે ત્યાં મળે છે. ખાસ વાંચવાલાયક છે. કિંમત દરેક ભાગના અઢી રૂપીઆ છે.

**શ્રી જૈન ધર્મ પ્રસારક સભા—ભાવનગર.**

# શ્રી જૈન ધર્મ પ્રકાશ


પુસ્તક ૫૫ મું

સંવત ૧૯૯૬

અંક ૮ મો


કાર્તિક





પ્રકટકર્ત્તા—

શ્રી જૈનધર્મ પ્રસારક સભા

ભાવનગર

વીર સંવત ૨૪૬૬

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે બાર અંક ને ભેટના પૅસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂા. ૧-૧૨-૦

પુસ્તક ૫૫ મું } કાર્તિક { વીર સં. ૨૪૬૬
અંક ૮ મો } { વિક્રમ સં. ૧૯૯૬

## अनुक्रमणिका

૧ શ્રી ભદ્રેશ્વરમંડન શ્રી મહાવીર જિન સ્તવન ( મુનિશ્રી વિદ્યાનંદવિજયજી ) ૨૫૯
૨ શ્રી સ્તુતિ ચતુર્વિંશતિકા ... ... ( મુનિશ્રી દક્ષવિજયજી ) ૨૬૦
૩ નવા વર્ષની મંગળકારી મીઠી લ્હાણી [ પદ્ય ] ( કપૂરચંદ ઠાકરશી શાહ ) ૨૬૨
૪ ઉનાદિ પંચતીર્થી ... ... ... ( મુનિશ્રી ચતુરવિજયજી ) ૨૬૩
૫ પાંચ પ્રાચીન શિલાલેખો ... ... ( મુનિશ્રી ચતુરવિજયજી ) ૨૬૭
૬ વ્યવહાર કૌશલ્ય: નાના લેખ ૨ ( ૨૬૧ થી ૨૬૨ ) ( લેખક–મૌક્તિક ) ૨૭૧
૭ શ્રી સીમંધર જિન સ્તવન ... ... ( પંન્યાસશ્રી ધર્મવિજયજી ) ૨૭૩
૮ શ્રી હેમચંદ્રાચાર્યના કાળધર્મ સમયે શ્રી કુમારપાળ ભૂપાળકૃત સ્તુતિ
તથા કુમારપાળાવસાને મન્તશોક વર્ણન ( પ્રેષક–પ્રવર્તક શ્રી કાંતિવિજયજી ) ૨૭૪
૯ ત્યારે તું શું કરીશ ? ... ... ... ( મુનિશ્રી સુબોધવિજયજી ) ૨૭૯
૧૦ હાલમાં ચાલતી લડાઇ ઉપરથી ઉપજતા વિચારો ... ( કુંવરજી ) ૨૮૦
૧૧ શ્રી પર્યંતારાધના કુલકનું ભાષાંતર ... ... ( કુંવરજી ) ૨૮૧
૧૨ પ્રશ્નોત્તર ... ... ... ( પ્રશ્નકાર–શા. દેવચંદ કરશનજી ) ૨૮૩
૧૩ પુણ્યપાપની ચતુર્ભંગી ... ... ( રાજપાળ મગનલાલ વહોરા ) ૨૮૭
૧૪ સમયં ગોયમ ! મા પમાયએ ( પદ્ય ) ( ડૉ. ભગવાનદાસ મનસુખભાઇ ) ૨૮૯
૧૫ પ્રમાદ ન કરવા વિષે સજ્ઝાય ... ... ... ... ... ૨૯૨
૧૬ પુસ્તકોની પહોંચ .. ... ... ... ... ... ૨૯૩
૧૭ પ્રભાવિક પુરુષો: ચેડા મહારાજા (૬) ( મોહનલાલ દીપચંદ ચોકસી ) ૨૯૭
૧૮ શ્રી જૈન ધર્મ પ્રસારક સભાનો ૫૭-મો વાર્ષિક રિપોર્ટ ને હિસાબ ૧ થી ૯

---

### માગશર માસની વધઘટ ને જૈન પર્વો

શુદિ ૪ બે–ગુરુ ને શુક્ર. શુદિ ૧૧ શુક્ર–મૌનએકાદશી. શુદિ ૧૪ સોમ–રોહિણી.
વદિ ૪ નો ક્ષય. વદિ ૧૦ ગુરુ–પોષ દશમ–શ્રી પાર્શ્વનાથ જન્મ કલ્યાણક

---

## સ્વ. ભાઇશ્રી અમરચંદ ઘેલાભાઇ

આ વ્યક્તિ સભા પરત્વે અપૂર્વ સ્નેહ ધરાવનારી હતી સભાના સ્થાપનથી જ તેમા હિત ધરાવનારા હતા સુમારે પચાસ વર્ષ ઉપરાતથી સભાના માનનતા સેક્રેટરી હતા સભાની સેવા એમણે અનેક પ્રકારે બજાવી છે તેઓ સાહિત્યરસિક હતા તેમનુ વાચન એટલુ બધુ વિસ્તીર્ણ હતુ કે એવા વાચનાર બધુઓની સખ્યા ગહુ અલ્પ હોય છે. તેઓ માત્ર નવી નવી બુકોના વાચનાર જ હતા એમ નહોતુ, પરતુ તેમાથી સાર સાર



ઉદ્ધરીને લેખો પણ લખતા હતા અને પોતાના વર્તનમા પણ તેઓ બને તેટલુ ઉતારતા હતા શાત વૃત્તિવાળા હતા સતોષી હતા વિચક્ષણ હતા કોઇ પ્રસગની ઘુચ આવી પડે ત્યારે મુઝાઇ જાય તેવા નહોતા, પરંતુ ઘુચનો નીકાલ કરવામા પ્રવીણ હતા જ્યાસુધી એમની સ્થિરતા ભાવનગરમા હતી ત્યાસુધી તો સભાની અખડ સેવા બજાવતા હતા સુમારે ૩૫ વર્ષથી મુબઇના રહીશ થયા હતા તેમણે મકુદબાને ખાસ મકાનો બધાવ્યા હતા અને ત્યા જ રહેતા હતા પરમાર્થપરાયણ હતા પ્રમાણિકપણે વ્યાપાર કરનાર હતા દરીઆણા બજારના

વેપારીઓના સાચા સલાહકાર હતા. છેલ્લા ૩-૪ વર્ષથી શરીરસ્થિતિ સ્વસ્થ નહોતી તો પણ તેમની વૃત્તિ બહુ સુંદર હતી. કથાઓ લખવામાં સારી પ્રવીણતા ધરાવતા હતા. સભા તરફથી બહુ વર્ષ અગાઉ બહાર પડેલી **ચરિતાવળી**ના તેઓ જ લેખક હતા તે બુકનો બહુ સત્કાર થયો હતો.

ગયા વર્ષના આસો વદિ ૧ મે ૭૭ વર્ષની વયે મહુવાખાતે થયેલા તેમના અભાવથી સભાને એક લાયક સભ્યની અને સેક્રેટરીની ન પૂરાય એવી ખામી પડી છે. એમના સુપુત્ર **જમનાદાસ**ને તથા બે પુત્રીઓ બેન **હરકોર** તથા **અજવાળી**ને અમે અંતઃકરણથી દિલાસો આપીએ છીએ અને તેમના આત્માને શાંતિ ઇચ્છીએ છીએ. આશા છે કે તેમના પુત્ર જમનાદાસ તેમને જ પગલે ચાલી વડીલની કીર્તિમાં વધારો કરશે. આવી વ્યક્તિઓ વારંવાર જન્મતી નથી. તેમ તેમના સત્સંગનો લાભ પણ મહેલાઇથી મળી શકતો નથી. આવા એક પૂરેપૂરા વ્યવહારવિચક્ષણ અને લાયક સભ્યના પંચત્વની નોંધ લેતા અમને પણ અત્યંત ખેદ ઉત્પન્ન થાય છે, પરંતુ ભાવીની પ્રબળતા માની શાંતિ રાખીએ છીએ.

## સુજ્ઞ ધર્મબંધુ

### દેશાઈ લખમીચંદ ભવાન-બોટાદ

આ ધર્મચુસ્ત અને ક્રિયાપરાયણ જૈન બંધુના મરણની નોંધ લેતા અમારું અંતઃકરણ વધારે દુભાય છે તે ખાસ તો એટલા માટે કે જેને માટે અંશ માત્ર પણ સંભવ ન હોય તેવા નિમિત્તથી તેઓ પંચત્વ પામ્યા છે. તેઓ ખાસ પ્રમાણિકપણે વ્યાપાર કરનાર હતા તેથી જ તેમને **શાભાઈ**નું ઉપનામ પ્રાપ્ત થયું હતું. તેઓ ગયા વર્ષના આસો માસની વદિ ૮ મે સુમારે ૬૯ વર્ષની વયે પાછળ માત્ર એક પુત્રીને જ મૂકીને સ્વર્ગવાસી થયા છે. જો કે તેમના બે બંધુનું કુટુંબ બહોળું છે. તે સર્વને અમે અંતઃકરણથી દિલાસો આપીએ છીએ અને તેમના આત્માને શાંતિ ઇચ્છીએ છીએ. આવા ધર્મપરાયણ બંધુ માટે શ્રી બોટાદના આખા સંઘને દિલગીરી થયેલી છે.

આ બંધુ આ સભાના લાઈફ મેમ્બર હતા, સભા તરફ પ્રીતિ ધરાવનાર હતા. સારી સંપત્તિવાળા હતા તેમજ દ્રવ્યનો વ્યય પણ સત્કાર્યમાં કરતા હતા. તેમણે એક ઉપાશ્રય બંધાવીને રૂ. ૧૦૦૦૦) ખર્ચ્યા છે અને ત્યાંની જૈન પાઠશાળામા રૂ. ૬૦૦૦) આપ્યા છે. બીજો અનેક તીર્થોની યાત્રામા સારો ખર્ચ કર્યો છે. આ બંધુની આ સભાને તેમજ બોટાદના શ્રી સંઘને ન પૂરાય તેવી ખામી પડી છે, પરંતુ ભાવી પ્રબળ માની શાંતિ રાખવી પડે છે.





પુસ્તક ૫૫ મું | કાર્તિક | અંક ૮ મો.
વિ. સં. ૧૯૯૬ | | વીર સં. ૨૪૬૬



मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या ( મુદ્રાલેખ )


# શ્રી ભદ્રેશ્વરમંડન શ્રી મહાવીર પ્રભુ સ્તવન

( તીરથની આશાતના નવિ કરીએ—એ દેશી )

ભદ્રેશ્વર મહાવીરજી નિત્ય નમિયે, હાં રે નિત્ય નમિયે તો પાપ નિગમિયે;
હાં રે પાંચે ઇન્દ્રિયને વળી દમિયે, હાં રે ભમિયે ન સંસાર. ભદ્રેશ્વર મ૦ ૧

તીર્થ પ્રાચીન કચ્છ દેશમાં એ રાજે, હાં રે જેની શોભા અતિશય છાજે;
હાં રે જસ મહિમા જગમાહિ ગાજે, હાં રે નમતા સુખકાર. ભદ્રેશ્વર મ૦ ૨

દુકાળ-હરણ દીનબંધુ જેહ કેવાયો, હાં રે શેઠ જગડુ ચિત્તમેં ઉમાયો;
હાં રે પ્રભુ દરિશનથી સુખ પાયો, હાં રે કર્યો જીર્ણોદ્ધાર. ભદ્રેશ્વર મ૦ ૩

કાળ દૂષણે તિહાં પુરીની થઇ પડતી, હાં રે બહુ કાળે તીરથની ચડતી;
હાં રે જીહાં ઓટ તિહાં વળી ભરતી, હાં રે એ વીરસિદ્ધાંત. ભદ્રેશ્વર મ૦ ૪

આજે બાવન જિનાલય તિહાં દીપે, હાં રે ઇન્દ્ર સભાને શોભાથી જીપે;
હાં રે સદા રહિયે જેહની સમીપે, હાં રે એવા મનોરથ થાય ભદ્રેશ્વર મ૦ ૫

સહજ રાજેશ્વર જગતમાં ઉપગારી, હાં રે ભવસાગર દૂર નિવારી;
હાં રે પ્રભુ દરિશને પ્રસન્નતા ભારી, હાં રે આપે મંગળમાળ. ભદ્રેશ્વર મ૦ ૬

મુનિશ્રી વિદ્યાનંદવિજયજી

# શ્રી સ્તુતિ–ચતુર્વિંશિકા

( શિખરિણી છંદ )

( અનુસંધાન પૃષ્ઠ ૨૨૫ થી )

સદા જેના સંગે, વિમળ ગુણનો વાર્ધિ ઉછળે,
હરે જે કર્મોના, મળ સકળને દર્શન જળે;
ફળે આશા જેથી, શિવસુખ મળે સંકટ ટળે,
નમું નેહે તેવા, **વિમળજિન**નાં પાદ કમળે. (૧૩)

અનંતા જ્ઞાનો જ્યાં, દરિસણ અનંતા ઉલસતા,
અનંતા ચારિત્રા-દિક ગુણ અનંતા નિવસતા;
સદા તેવા સ્વામી, જિનપાત **અનંતપ્રભુ** નમી,
અનંતા આનંદો-લ્લસિત પદ પામું ભવ વમી. (૧૪)

પ્રકારે ચારે જે, કથન કરતા ધર્મપથને,
પડંતા ધારે તે, કુગતિ રૂપ કૂપે ભવિકને;
હરી કર્મો અર્પે, વિમળ શિવશર્મો જગતને,
સુધર્માર્થી ધ્યાવો, ત્રિવિધ કરણે **ધર્મજિનને.** (૧૫)

દયાના નીરે જે, અશિવ-દવની શાંતિ કરતા,
મૃગાંકી ચક્રી જે, કનક સરખી કાંતિ ધરતા;
ભવી સેવી જેને, ભવ ભવ ભય ભ્રાન્તિ હરતા,
નમી તેવા **શાંતિ-પ્રભુ** ચરણમાં પામું પ્રભુતા. (૧૬)

તજી પટ્ ખંડોની, પૃથુલ પૃથિવી **કુંથુજિનજી!**
વળી ચૌદે રત્નો, નવનિધિતણા વૈભવ તજી;
થયા છઠ્ઠા ચક્રી, ધરમવર ચક્રી પ્રભુ તમે,
અહો તેથી તારા, ચરણકમળે વિશ્વ પ્રણમે. (૧૭)

તજી પટ્ખંડો સ્ત્રી, સહસ ચઉસઠ્ઠી નવનિધિ;
તજીને ચોરાશી, લખ રથ ગજાશ્વો ગુણનિધિ;
વળી છન્નુ કોટી, પયદળ અને ચૌદ રયણો,
થયા વિશ્વ સ્વામી, **અરજિન!** નમું તે સુચરણો. (૧૮)

ભરી નિત્યે તેં તો, કનક પુતળીને કવળથી,
ઉગર્યા પટ્મિત્રો, પ્રવચન જળે કામદવથી;
**પ્રભો! મલ્લિ!** વલ્લી, સકલ કુશલની ભક્તિ ભરથી,
નમી વંદી માગું, ભવ દવ હરો સ્નેહજળથી. (૧૯)

તરી રહેજે જેણે, ચરણુ કરણે વાર્ધિ ભવનો,
દયા લાવી તાર્યા, નિજ ચરણુ-નૌથી ભવિજનો;
નમે ઇંદ્રો જેના, વિમળ ચરણે ત્રૈણ કરણે,
પદાબ્જે વંદું તે, જિન **મુનિ** મણિ **સુવ્રત**તણે. (૨૦)

રહી ગર્ભે જેણે, રિપુ નૃપ નમાવ્યા પલકમાં,
નમે જેના નામે, અરિદલ ટળે આધિ પળમાં;
પદાબ્જે જેના સૌ, સુરપતિ નમે છે પ્રણયથી,
હરું હું પાપો તે, **નમિજિન** નમી નેહ ભરથી. (૨૧)

સુણી પોકારો તેં, પશુગણતણા હે જગધણી!
તજી રાજી નારી, નવ ભવતણી ચારુ રમણી;
ભવી રાજી તારી, ભવજલધિથી રૈવતમણિ,
અમોને તારોને, જિનપતિ **પ્રભો! નેમિ** તરણી. (૨૨)

પ્રભો! તારી ન્યારી, વિમળ કરુણાએ ફણિમણિ,
મહામંત્રે કીધો, પલક ભવમાં દાનવમણિ;
નમું પ્યારા મારા, પરમ ઉપગારી ગુણીમણિ,
સદા **વામાનંદા**, હર દુરિત ફંદા જિનમણિ (૨૩)

**મહાવીરસ્વામી !** સકળ ગુણધામી! જગપિતા!
અહો કીધી જેણે, અધમ અપરાધે અધમતા;
દયા લાવી તેમાં, હૃદયદુઃખથી આંસુ ઝરતા,
વિભો! તારા તેવા, સદય નયનોને નમનતા. (૨૪)

---

કળશ

( શાર્દૂલવિક્રીડિત-છંદ )

દીપે જે તપગચ્છ સ્વચ્છ ગગને, ભાનૂપમા ભાસુરા,
સમ્રાટ્ શાસનના જગદ્ગુરુવરા, તે **નેમિસૂરીશ્વરા**;
તત્પટ્ટાંબુધિચંદ્રમા ગુરુવરા, **લાવણ્યસૂરીશ્વરા**,
તત્પાદાંબુજ ભૃંગ **દક્ષવિજયે**, વંદી સુતીર્થેશ્વરા. (૧)

વિશ્વે ખ્યાતિ ધરાવતા **ઝગડિયા-તીર્થે** રહી રંગથી,
શ્રી આદીશ્વર મ્હેરથી શિખરિણી-છંદોતણા યોગથી;
ચોવીશી જિનરાજની સ્તુતિતણી, ગીર્ગુર્જરીથી શુચી,
બાણાંકાંકમૃગાંક (૧૯૯૫) વિક્રમતણા વર્ષે સહર્ષે રચી. (૨)

મુનિ શ્રી દક્ષવિજયજી

# નવા વર્ષની મંગલકારી મીઠી લહાણી

## દોહરો

ઓગણીસો ને છન્નુના, વિક્રમ સંવત સાર;
કરણી દુઃખહરણી બનો, આપો લાભ અપાર. ૧

## સવૈયા એકત્રીશા

ઝળહળતો રવિવાર રવિને, મંગળમય સુવર્ણ પ્રભાત,
નવીન વર્ષમા નવીન કિરણથી, મનુષ્ય માત્ર થાયે રળીઆત;
દીનદયાળ શ્રી **વીર**પ્રભુનું, પહેલું મંગળ સુખકર થાય,
અખિલ વર્ષમાં આનંદ આનંદ, **અન્ન વસ્ત્ર ને લાજ** પમાય. ૧

વીર વજીર શ્રી **ઇંદ્રભૂતિજી**, ગણધર લબ્ધિતણા ભંડાર,
મંગળ દ્વિતીય તેહનુ કહેતાં, **ધન યશ** પામે અપરંપાર;
અનુકૂળ ઉપસર્ગ કોશ્યાના, છતાં અવિકારી ત્રિકરણ જેહ,
તૃતીય મંગળ શ્રી **સ્થૂળભદ્રજી**, **બળ સદ્બુદ્ધિ** આપે એહ ૨

સૂક્ષ્મ સૂક્ષ્મ ભેદે કરી ભરીઓ, તત્ત્વતણા અણમૂલા તાર,
જિનવરજીએ જે ભાખેલો, અહિંસક ભાવતણો ભંડાર;
અધિકાધિક ફળ જે આરાધે, પામે **સર્વે સુખ**નાં મૂળ,
મંગળ ચોથું મંગળિક કામે, કરતાં દાઝે દુઃખનાં શૂળ ૩

ચારે મંગળ ચોગતિ ચૂરે, જેને જેહવી ઇચ્છાપૂર,
પ્રત્યૂષ કાળે સમરણ કરતાં, **દુઃખ દાળિદર** જાયે દૂર;
આયુષ્ય કીર્તિ તપ જપ ધરમે, વાધે નિત નિત શ્રી સુખકાર,
તીર્થ ધામની યાત્રા પૂજન, કરજો ભક્તિ ચિત્ત ઉદાર. ૪

ધરમ અને સાંસારિક કરણી, દેવ ગુરુનાં વંદન રોજ,
વપુ નિરોગી ગરીબતણાં દુઃખ, લઇ લક્ષ્મીં માણો મોજ;
**"જૈન ધર્મ પ્રકાશ"**માસિકમાં, લેખોના પીરસાતા થાળ,
જમી જમીને તૃપ્તિ પામો, દે આશીષ **કર્પૂર** ઉજમાળ. ૫

કપુરચંદ ઠાકરશી શાહ

## શ્રી ઉનાદિ પંચતીર્થી

( અનુસંધાન પૃ૪ ૨૩૫ થી )

( લેખક-દક્ષિણવિહારી મુનિશ્રી અમરવિજયજી શિષ્ય-મુનિ ચતુરવિજયજી )

### શ્રી અજાહરાતીર્થના શિલાલેખની નકલ

.... .... .... .... ....

.... .... .... .... .... ॥ १ ॥*

श्रीमद् विक्रमतः संवत् मुनिवाजिरसेन्दुके ( १६७७ ) ।
वर्षे वैशाखमासेन्दुवर्धिपक्षेऽर्कभूदिने ॥ २ ॥

अक्षयायां तृतीयायां रोहिण्याख्ये नवांबुदे ।
एवं पूर्वशुभे घस्ते जीर्णः प्रासाद उद्धृतः ॥ ३ ॥

श्रीमत्पार्श्वजिनेंद्रस्य कल्याणफलहेतवे ।
श्रीमत्यामजपुर्यां च धुर्यायां तीर्थसंसदि ॥ ४ ॥

श्री श्रीमालिकुलाम्भोधिचन्द्रेण सितकीर्तिना ।
दोसी श्रीजीवराजाह्वसुतेन गुणशालिना ॥ ५ ॥

सद्धर्मचारिणा हर्षादुन्नतपुरवासिना ।
श्रीमत्कुंवरजीनाम्ना सद्द्रव्यस्य व्ययेन च ॥ ६ ॥

साहाय्याद् द्वीपसंघस्य गुरुदेवप्रसादतः ।
जाता कार्यस्य संसिद्धिः, पुण्यैः किं किं न सिध्यति ? ॥ ७ ॥

श्रीमत्तपागणाधीशश्रीहीरविजयप्रभोः ।
पट्टे श्रीविजयसेनसूरिः परमभाग्यवान् ॥ ८ ॥

तत्पट्टेऽभिविराजति सुगुरौ श्रीविजयदेवसूरीन्द्रे ।
निष्पन्नोऽयं पुण्यः प्रासादवरश्चिरं जीयात् ॥ ९ ॥

तस्य दक्षिणदिग्भागे सद्द्रव्यरचनान्विते ।
स्तूपे श्रीऋषभस्वामिपादुकेऽत्र महाद्भुते ॥ १० ॥

---

* આ પ્રથમ શ્લોક ખંડિત થઇ ગયેલ હોવાથી થોડા અક્ષરો જ વંચાય છે તેથી આપેલ નથી.

पूजनीयाः शुभाः श्लाघ्या गुरूणां तत्र पादुकाः ।
कारिता मदनाख्येन दोसिना वालयान्विता ॥ ११ ॥

धर्मशाला विशाला च सा भाईकेन निर्मिता ।
साहाय्याद् वरसङ्घस्य दोसीसङ्घस्य तुष्टये ॥ १२ ॥

पण्डितगणमौलिमणेः तार्किकसिद्धान्तवादशास्त्राब्धेः ।
श्रीमत्कल्याणकुशलसुगुरोश्चरणप्रसादेन ॥ १३ ॥

सच्छिष्यस्य सुबुद्धेर्विदुषः सुयतेर्दयाकुशलनाम्नः ।
महतोद्यमेन कृत्यं सिद्धं श्रीभगवतः कृपया ॥ १४ ॥

रम्यो जीर्णोद्धारः श्रीपार्श्वनाथान्वितोऽर्च्यमानश्च ।
आचन्द्रार्कं राजतु सज्जनजनसुखकरो नित्यम् ॥ १५ ॥

**संवत् १६७७ वर्षे वैशाखशुदि ३ शनौ श्रीअजारापुरमहातीर्थजीर्णोद्धारो जातः । श्रीतपागच्छे भट्टारक प्रभुश्री ५ श्रीविजयदेवसूरिविजयराज्ये पं. श्रीमेहमुनीन्द्रगणिशिष्य पं. श्रीकल्याणकुशलगणिशिष्य पं. श्रीदयाकुशलगणिशिष्येण प्रशस्तिरियं लिखिता गणिभक्तिकुशलेन । श्रीरस्तु ।**

---

( ૧ ) એમનું અપરનામ મેઘર્ષિ હતુ. પ્રસ્તુત પં. શ્રી કલ્યાણકુશળ ઉપરાંત અન્ય શિષ્યાદિનાં નામો નીચે મુજબ ઉપલબ્ધ થાય છે–૧ ક્ષેમકુશળ. જેમણે સં. ૧૬૭૨ પહેલાં શ્રી વિમળાચલ સ્તવન રચ્યું. ૨ દામર્ષિ એમના શિષ્ય રત્નકુશળે સં. ૧૬૫૨ ની આસપાસ શ્રી પાર્શ્વનાથ સંખ્યા સ્તવન રચ્યું તથા સં. ૧૬૫૨ આશ્વિન સિત પંચમીદિને રવિવારે ઉંઝાગ્રામમાં પંચાશક વૃત્તિની પ્રત લખી. ( અપ્રગટ વિ. ધ. પ્રશસ્તિ સંગ્રહ ). દામર્ષિના અન્ય શિષ્ય જિનકુશળ હતા, જેમના હસ્તાક્ષરથી લખાયેલી બૃહત્સંગ્રહણી અવચૂરીની પ્રત શ્રી જ્ઞાનવિમળસૂરિ જ્ઞાનભંડાર( ખંભાત )માં છે. ( પ્રશસ્તિ સંગ્રહ. પૃ. ૧૧૬ ).

( ૨ ) શ્રી હીરવિજયસૂરિવિરચિત શ્રી જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિવૃત્તિના સંશોધન કાર્યમાં એ પણ સામેલ હતા. હીરપ્રશ્નનું પણ એમણે સંશોધન કરેલ છે.

( ૩ ) એ સારા કવિ હતા. એમની કૃતિઓ નીચે મુજબ—

૧ લાભોદય રાસ. આ રાસ ઐતિહાસિક દૃષ્ટિએ ઉપયોગી છે અને અકબ્બરના અવસાન પહેલાં બાર વર્ષે રચાયેલો હોવાથી ખાસ મહત્ત્વનો તેમજ વિશ્વસનીય ગણાય. આ રાસમાં શ્રી હીરવિજયસૂરિ તથા શ્રી વિજયસેનસૂરિના ઉપદેશથી અકબ્બર શાહે કરેલા કાર્યોનું વિસ્તૃત વર્ણન આપેલું છે. ૨ તીર્થમાળા સ્તવન. સં. ૧૬૭૮. ૩ ત્રિષષ્ટિશલાકાપુરુષવિચારગર્ભિત સ્તોત્ર. સં. ૧૬૮૨. ૪ પદ્મમહોત્સવરાસ. સં. ૧૬૮૫. એમાં

**એમનું વંશવૃક્ષ નીચે મુજબ ફલિત થાય છે.**




સંવત્ ૧૯૩૬ ની સાલમાં અજ્જરા ગામના નજીક સીમમાંથી કાઉસ્સગીઆ, પરિકર, યક્ષ, યક્ષિણી અને નવગ્રહ સહિત શ્રી ચિંતામણિપાર્શ્વનાથજીનું શ્યામવર્ણું બિંબ પ્રગટ થયેલું. તે ત્રણ ગભારા પૈકી ઉત્તર દિશાના ગભારામાં પધરાવેલ છે. તેના સિંહાસન ઉપરના લેખ ઉપરથી તે સંવત્ ૧૩૪૩ના મહા વદિ ૨ શનિવારના રોજે પ્રતિષ્ઠિત થયાનું જણાય છે. તથા સંવત્ ૧૯૪૦ ની સાલમાં અજયપાળરાજાના નામથી ઓળખાતા ચોરા પાસે ખોદકામ કરતાં બે કાઉસ્સગીઆ પ્રગટ થયેલા તેમની કાઉસ્સગ્ગમુદ્રા ફરતી અન્ય બાવીશ તીર્થંકરોની પ્રતિમાઓ વિગેરે છે. તે બિંબો સં. ૧૩૨૩ ના જેઠ વદિ ૮ ગુરુવારે શ્રી ઉદયપ્રભસૂરિના પટ્ટધર શ્રી મહેંદ્રસૂરિએ પ્રતિષ્ઠિત કર્યાની હકીકત ત્યાં કોતરેલા લેખ ઉપરથી જાણવા મળે છે.

દક્ષિણ દિશા તરફ પાદુકાનો સ્તૂપ છે. તેના મધ્યભાગમાં શ્રી ઋષભપ્રભુની ચરણ પાદુકા છે. તેનો લેખ આ પ્રમાણે—

---

શ્રી હીરવિજયસૂરિના સૂરિપદમહોત્સવનું વર્ણન છે. ૫ શ્રી વિજયસિંહસૂરિ રાસ. સં. ૧૬૮૫ આસો શુદિ ૧૫ રવિ. ૬ જ્ઞાનપંચમી સ્તવન.

એમના શિષ્ય. સૂરકુશલ હતા. તેમના શિષ્ય વિબુધકુશલે સં. ૧૭૦૪ માં કવિઋષભદાસકૃત કુમારપાળ રાસની પ્રત લખી. ( જૈ. ગૂ. ક. ભા. ૧ પૃ. ૪૧૯ )

( ૧ ) શ્રી ભક્તિકુશળે સં. ૧૬૦૭માં લખેલી દશવૈકાલિકની પ્રત. મુ. વિ. શા. સં. છાણીમાં છે. અને સં. ૧૬૮૫ માં માંગરોળના શ્રીમાળી પ્રેમજીએ પટ્ટાવલી (ગુર્વાવલી) વૃત્તિની પ્રત લખાવી એમને વહોરાવી હતી. (પ્રશસ્તિ પૃ ૧૦૫, ૧૯૭) આ ઉપરથી એમનું આયુષ્ય વિશેષ દીર્ઘ હોવાની સંભાવના થાય છે. તેમના શિષ્યો પૈકી–૧ તેજકુશળ, ૨ સુંદરકુશળ અને ૩ રૂપકુશળની માહિતી મળે છે. સુંદરકુશળના હસ્તાક્ષરથી સં. ૧૬૭૪ માં લખાયેલી પટ્ટાવલી વૃત્તિની પ્રત. આ. શ્રી વિ. દા. સ. શા. સં. છાણીમાં છે અને રૂપકુશલના શિષ્ય રાજકુશળે સં. ૧૭૫૫ માં વેરાવળમાં લખેલી પ્રતિક્રમણ સૂત્રની પ્રત મુ. વિ. શા. સં. છાણીમાં છે.

संवत् १६७८ वर्षे फागुण शुदि ९ शनिवारे श्रीविजयदेवसूरिराज्ये पं. श्रीकल्याणकुशल शिष्य पं. दयाकुशलगणी । श्री दीववंदिरनिवासी कीका-भार्या हीराके सुत दोसीं मदनकेन ।

આ ઋષભદેવની પાદુકાની પૂર્વે શ્રી [1]આણંદવિમળસૂરીશ્વરની, દક્ષિણે શ્રી [2]વિજયદાનસૂરીશ્વરજીની, પશ્ચિમે અકબ્બરશા પ્રતિબોધક જગદ્ગુરુ શ્રી [3]વિજયહીરસૂરીશ્વરજીની અને ઉત્તરે સવાઇબિરુદ ધારક શ્રી [4]વિજયસેનસૂરીશ્વરની પાદુકાઓ છે. તેમ જ ચાર વિદિશાઓ પૈકી અગ્નિકોણે શ્રી [5]મેહમુનીશ્વરની, નૈઋત્યે તત્ત્વકુશળની, વાયવ્યે ઋષિવીરજીની અને ઇશાનકોણે ઉપાધ્યાય શ્રી વિદ્યાસાગરજીની પાદુકાઓ છે.

પૂર્વે આ સ્થળે વિશેષ દહેરાસરો હોવાં જોઇએ. બારોટ લોકોના ચોપડાઓમાં સાત પ્રાસાદનો તો ઉલ્લેખ મળે છે અને ખોદકામ કરતાં ખંડિત તેમ જ અખંડિત પ્રતિમાઓ હજુ પણ નીકળે છે. અજયપાળના નામે ઓળખાતા વૃક્ષનાં પાંદડાં વિગેરે રોગાદિના નિવારણમાં કામ લાગે છે.

## ૩. દેલવાડા

ઉનાથી ત્રણ માઇલ અને અજાહરાથી એક માઇલ છેટે છે. અહિં મૂળનાયકજી શ્રી ચિંતામણિપાર્શ્વનાથ છે. આ મંદિર કોણે અને ક્યારે બંધાવ્યું તે સંબંધી હકીકત ઉપલબ્ધ થતી નથી. દેરાસરના દ્વાર ઉપર જ લેખ છે; તેમાં મેલ ભરાઇ જવાથી સ્પષ્ટ વંચાતો નથી, તથાપિ ભાવનગર સ્ટેટે પોતાના શોધખોળખાતાદ્વારા પ્રગટ કરાવેલ છે. તે તરફ દૃષ્ટિપાત કરતાં વિક્રમ સંવત્ ૧૭૮૪ માં કસ્તુરબાઇએ છેલ્લો જીર્ણોદ્ધાર કરાવેલો જણાય છે.

## ૪. દીવબંદર

ઉનાથી આઠ માઇલ અને દેલવાડાથી પાંચ માઇલ તેમ જ અજારાથી છ માઇલના અંતરે આવેલું આ સ્થળ છે. આજથી છ લાખ વર્ષ અગાઉ થયેલા **અનરણ્યરાજા** વહાણદ્વારા મુસાફરી કરતા અત્રે ઊતર્યા હતા. તે સમયે અજાહરાપાર્શ્વનાથની પ્રતિમાની દેવી તરફથી પ્રાપ્તિ થઇ હતી, તેથી આ બંદર અત્યંત પુરાતન હોય એમ જણાય છે. દેલવાડાથી જતાં

---

( ૧ ) શ્રી વિજયહીરસૂરિજીના ગુરુના ગુરુ થાય છે.

( ૨ ) એ શ્રી વિજયહીરસૂરિના ગુરુ હતા.

( ૩ ) શ્રી વિજયહીરસૂરિના સ્વર્ગવાસ પછી તે જ સાલમાં ( સં. ૧૬૫૨ માં ) માગશર વદિ ૨ દિને સોમવારે તેમના ભક્ત ખંભાતનિવાસી સંઘવી ઉદયકરણે શ્રી વિજયસેનસૂરિના હસ્તે, મહોપાધ્યાય શ્રી કલ્યાણવિજય અને ધનવિજયની વિદ્યમાનતામાં સિદ્ધાચળજી ઉપર એમનાં પગલાંની સ્થાપના કરી પ્રતિષ્ઠા કરાવી હતી. તે સિવાય ડભોઇમાં શ્રી શામળાપાર્શ્વનાથના દહેરાસરમાં પણ તેમની પાદુકાની દહેરી છે.

( ૪ ) એ શ્રી વિજયહીરસૂરિના પટ્ટધર હતા. એમણે અનેક સ્થળે પ્રતિષ્ઠાદિ કરાવેલ છે.

( ૫ ) એ શ્રી કલ્યાણકુશળજીના ગુરુ હતા. ( જુઓ અજાહરાના લેખની ફુટનોટ )

ઘોઘલા ગામ આવે છે. ત્યાંથી ૧૦૦ થી ૧૫૦ વારની દરીઆની ખાડી ઓળંગવી પડે છે. અહિં મુખ્ય પ્રાસાદ નવલખા પાર્શ્વનાથનો, બીજો નેમિનાથનો અને ત્રીજો શ્રી સુવિધિનાથના નામે ઓળખાય છે. ત્રણે દેરાસરમાં મળીને કુલ બિંબ ૩૨ છે. બે સ્ફટિકરત્નનાં બિંબો છે. ત્રણે દેરાસરો પ્રથમ ભિન્નભિન્ન જગ્યાએ હતાં; પરંતુ જૈનોની વસ્તી વિરલ હોવાથી ત્યાંથી ઉત્થાપન કરી નવલખા પાર્શ્વનાથની હવેલમા સં. ૧૯૪૯ ના ફાગણ શુદિ ૫ ના દિવસે પુનઃ સ્થાપન કરવામાં આવેલ છે. સુવિધિનાથને બદલે શાંતિનાથ સ્થાપ્યા છે.

## ૫. કોડીનાર

આ સ્થળ પૂર્વે પંચતીર્થીની ગણત્રીમાં હતું. નેમિનાથની શાસનાધિષ્ઠાયિકા અંબિકા પૂર્વભવમાં અહિંની રહેવાસી હતી. અહિં અઢારમા સૈકા સુધી દેરાસર અસ્તિત્વ ધરાવતાં હતાં. "કોડીનારે નમશું નેમ, અને સુહાગણ અંબિકા દેવ." આ પ્રમાણે એક તીર્થમાળામાં ઉલ્લેખ મળે છે અને ભાવનગર સ્ટેટ તરફથી પ્રગટ થયેલા લેખસંગ્રહમાં પણ અનેક મૂર્તિઓના લેખો જોવામાં આવે છે. આજે ત્યાં કંઇ પણ અવશેષ નહીં હોવાથી તીર્થ વિચ્છેદ થયેલ કહેવાય છે.

આ પંચતીર્થીની યાત્રાના અભિલાષી ગૃહસ્થો માટે મહુવા, કુંડલા અને પ્રભાસપાટણ તરફના ત્રણે માર્ગો રેલ્વે, મોટર, ઘોડાગાડી વિગેરે સાધનો મળતાં હોવાથી સુગમતાવાળા છે. સાધુ, સાધ્વીવર્ગને માર્ગમાં શ્રાવકોની વસ્તી ઓછી હોવાથી વિકટતા ભાસે છે, પરંતુ ઉપરોક્ત ત્રણે ગામોના શ્રાવકવર્ગ તરફથી યોગ્ય સહાયતા મળી રહે છે, એટલે બહુ મુશ્કેલી પડતી નથી.

સં. ૧૯૯૪ માં ભાવનગરના ચતુર્માસ પછી પુણ્યોદયના યોગથી મને આ તીર્થોની યાત્રા કરવાનો લાભ મળેલો, તે સમયે યથાવકાશે ઉપલબ્ધ થયેલી લેખાદિ સામગ્રી ઉપરથી કરેલી નોંધનો અહિં ઉલ્લેખ કરવામાં આવેલ છે. વિસ્મૃતિ આદિના કારણે કોઇ સ્થળે અસંબદ્ધ લખાયેલ જણાય તો વાચકોને સુધારીને વાંચવા વિજ્ઞપ્તિ છે.

# પાંચ પ્રાચીન શિલાલેખો

(લેખક–દક્ષિણવિહારી મુનિશ્રી અમરવિજયજી શિષ્ય મુનિ ચતુરવિજયજી)

(૧)

ચોરવાડના શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ નામક ચૈત્યનો મૂળ ( અસલ ) લેખ:

श्रीसुरमण्डले विशाले, नगरे श्रीचोरवाटके रुचिरे ।
चिन्तामणिपार्श्वविभोश्चैत्यमिदं जयति सततमदः ॥ १ ॥
सोनी सायरतनयौ आंबाख्यस्तत्र चादिमो गुणवान् ।
द्वितीयो मनाभिधानो, जिनधर्मरतः कृपावासः ॥ २ ॥
आंबाख्यस्य तनूजः सुविवेकः समरसिंह इत्याह्वः ।
देवगुरुभक्तिपरमस्तत्सूनुर्जैत्रपालाख्यः ॥ ३ ॥

सवत् १५२९ वर्षे वैशाखशुदि ३ गुरौ श्रीमंगलपुरवास्तव्य श्रीओशवाल-ज्ञातीय सोनी सायरसिंह-जशदे सुत सोनी आंबा, भार्या बाई सहजू, सुत सोनी समरसी, भार्या मनाई, अपरभार्या जसमाई सुत सोनी जयपाल, भार्या मृगाई। ततः (था ?) सोनी सायर भार्या वीकु, सुत सोनी मना, भार्या बाई वरजू, सुत सोनी श्रीवंत-सोनी जयवंतौ । सर्वपरिजनसहितेन सोनी समरसिंह भार्या पांची सहितेन एतैः ( ? ) श्रीचोरवाडपुरवरे निजभुजोपार्जितधनकृतार्थहेतोः श्री-चिन्तामणिपार्श्वनाथचैत्यं कारापितम् । प्रतिष्ठितं वृद्धतपापक्षे भट्टारक श्रीजय-शेखरसूरिपट्टावतंस भट्टा० श्रीजिनरत्नसूरिशिष्य-महोपाध्याय श्रीजयसुन्दर-गणिशिष्य-महोपाध्याय श्रीसंवेगसुंदरगुरूपदेशेन प्रतिष्ठितं चेति ॥

આ લેખ મૂળનાયકના સન્મુખ ગભારાના બહારની દિવાલમા સ્થિર કરેલ છે લબાઇ આશરે ૧ ફુટ, પહોળાઇ ૧૨ અગુલ, એકદર લાઇન ૧૧.




( ૨ )

## ચોરવાડના જિનમદિરના જીર્ણોદ્ધારકારકને લેખ

स्वस्ति श्रीमन्नृपविक्रमार्कसंवत्सरात् १८७४ वर्षे श्रीशालिवाहनभूपा-लकृतशाके १७४० प्रवर्तमाने मासोत्तमज्येष्टमासे शुक्लपक्षे ४ तिथौ चंद्रवासरे शुभयोगे श्रीमद्वीरपट्टपरंपरागत-जंगमयुगप्रधान श्रीमत्तपागच्छाधिराज-सकल-भट्टारकानामाखंडलोपम-भट्टारकश्रीविजयधर्मसूरीश्वरजित्कानां पट्टप्रभाकर-श्रीम-द्विमलाचलोज्जयंतगिर्यादिप्रचुरतरजिनबिंब-जिनमंदिराणां प्रतिष्ठाकर्तारः (कर्तॄणां ?) श्रीमद्विजयजिनेंद्रसूरीश्वराणामुपदेशात् सौराष्ट्रमंडले जलनिधिनिकटवर्ति मंगल-पुरवास्तव्य ओशवंशज्ञातीय-लघुशाखायां शा. जेकरण खेमजी-तद्भार्या बालबाई, तयोः द्वौ पुत्रौ शा. नानजी कनिष्ठ शा. रवजी वृहत्पुत्रभार्या फूली लघुसुत-

भार्या जीवी द्वे पुत्री बाई हरखी तथा भाणी, स्वसा वा नाथी तथा वृहत्सुत मकनजी, तद्भार्या मूली इत्यादि स्वकीयकुटुंबस्य श्रेयोऽर्थं शा. नानजी जेकरणेन श्रीसिद्धगिरिसंघयात्राद्यनेकशुभकृत्यानि कृतानि ( कर्तव्यानि ? )। ततः चोरवाटकनगरे श्रीचिंतामणिपार्श्वनाथजिनचैत्योद्धारः कारापितः । भ० श्रीमद्विजयजिनेंद्रसूरीश्वरेण प्रतिष्ठितम्। श्रीमत्तपागच्छे। लि० वजीर पं.माणिक्यविजयमुनिना।

जब लग मेरु अडग रहे, जब लग शशि अरु सूर।
तब लग ए पट्टक सदा, रहेजो स्थिर भरपूर ॥

આ લેખ ગભારામાં પેસતાં જમણી બાજુએ ભીંતમાં જડી દીધેલ છે. લેખ ચોરસ માપ ૧ વંત લગભગ છે. લાઇન ૧૯




( ૩ )

શેઠ નાનજી જેકરણના પૌત્ર સુંદરજી મકનજીએ પ્રભાસપાટણના શ્રી ચંદ્રપ્રભ પ્રભુના ચૈત્યનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. તેનો લેખ નીચે મુજબ—

संवत् १८७६ वर्षे शाके १७५७ प्रवर्तमाने माघमासे शुक्लपक्षे ८ तिथौ शनिवासरे श्रीदेवकापाटणनगरे श्रीचंद्रप्रभजिनजीर्णोद्धारः समस्तसंघेन कारापितः। भट्टारक श्रीविजयजिनेंद्रसूरिउपदेशेन श्रीमांगरोळवास्तव्य शा. नानजी जयकरणसुत मकनजी, तत्सुत सुंदरजीकेन जीर्णोद्धारप्रतिष्ठा कारापिता। प्रतिष्ठिता भट्टारक श्रीविजयजिनेंद्रसूरिभिः। उत्कीर्णो वजीर माणिक्यविजयमुनिना। श्रीरस्तु।

આ લેખ પ્રભાસપાટણના શ્રી ચંદ્રપ્રભસ્વામીના દેરાસરજીમાં પ્રભુની ડાબી બાજુ દીવાલમાં ચોંટાડેલ છે.

* એમણે પાલીતાણા ઉપર ટૂંક બંધાવેલ છે. ચોરવાડમાં હજુ એમનાં મકાનો છે, જે ગોડી વિગેરેના ઉપયોગમાં આવે છે.

( ૪ )

ઉમરાળા ગામના મૂળનાયક શ્રી અજિતનાથ પ્રભુના પબાસણ ઉપરનો લેખ

संवत् १९०७ना वर्षे शाके १७७३ प्रवर्तमाने उत्तरायणागते श्रीसूर्ये उत्तरगोलाविलम्बिते श्रीमार्तंडमंडले मासोत्तममासे शुभकार्ये वैशाखमासे कृष्णपक्षे तिथौ षष्ठ्यां श्रीबुधवासरे श्रवणनक्षत्रे ब्रह्मयोगे(न) दिन सूर्योदयात् इष्टघटि ४ तत्समये वृषलग्ने वहमाने लग्नाधिपोभृगुः लग्ननवांशे तृतीये मीनाख्ये गुरुदैवत्ये अस्यां शुभग्रहनिरीक्षितायां कल्याणवतीवेलायां श्रीउमरालाग्रामे श्रीनवीनप्रासादे संघमुख्य श्रीसंघसमस्त–श्रीतपागच्छे श्रीवीशाश्रीमालीज्ञातीय श्रीअजितनाथजिनबिंबं स्थापितम् । प्रतिष्ठितं श्रीभट्टारक श्री १००८ श्रीविजयदेवेंद्रसूरीश्वरराज्ये सकलपंडितशिरोमणि पं. श्री. ५ श्री पं. अमरविजयगणि, पं. श्री ७ पं. प्रेमसत्कहस्ते ।

लि० पु. झवेरसागर म० पु० श्री ७ भावसत्क ।

श्रीअजितनाथजिनप्रसादात् । श्रीरस्तु । शुभं भवतु ॥

( ૫ )

## શ્રી ખંભાત નગરે શ્રી નારંગાપાર્શ્વનાથનો અપ્રગટ લેખ

संवत् १७०६ वर्षे ज्येष्ठवदि ३ गुरौ श्री स्तम्भतीर्थवास्तव्य श्री श्रीमालीज्ञातीय वृद्धशाखीय गां. सूरा भार्या बाई लीलाई सुत दोसी यादो, यादसुत दो० जीवराज भार्या राजबाई पुत्रस्य परी. वजीया–राजिआह्वान भागिनेयस्य पालितपुत्रस्य च सकलश्रावकगुणमणिभूषितगात्रस्य नानाविधधर्मकार्यसमर्थनोद्भूतकीर्तिसुधारसपात्रस्य सा. नेमिदासस्य वनितया दानगुणनिर्जितनिर्जरलतया सुकृतिकृतस्तवनीयसम्यक्त्वशीलशोभितया श्रीनारिंगनाम्न्या श्रीनारिंगपुराख्य श्रीपार्श्वनाथबिंबं कारितम् । प्रतिष्ठितं च तत्कारितप्रतिष्ठायां तपागच्छाधीश पातशाहि श्रीअकब्बरप्रदत्तजगद्गुरुबिरुदधारक भट्टा० श्री हीरविजयसूरिपट्टालंकार भ० श्रीविजयसेनसूरिपट्टोद्योतक भ० श्री विजयतिलकसूरिपट्टांबरभास्करैः भट्टा० श्री विजयाणंदसूरीश्वरैः आचार्यश्री विजयराजसूरिराजपरिकरितैः ।

आचन्द्रार्कं नन्दतादिदं श्रीधरणेन्द्रपद्मावतीदेवी सान्निध्यात् ॥

ખંભાતમાં શ્રી ચિંતામણિ પાર્શ્વનાથની જમણી બાજુ જૂના નારિંગાપાર્શ્વનાથની પલૌઠી ઉપર આ લેખ છે. પ્રતિમાજી ભોંયરામાં છે.

# વ્યવહાર–કૌશલ્ય

લેખક—મૌક્તિક

( ૧૬૧ )

" મૂર્ખ ધામધુમીઓ માણસ જો કે હમેશાં ઉતાવળમાં હોય છે, પણ એને વખત મળતો નથી."

" ઉદ્યોગી માણસને નકામી ગાળવા માટે એક મિનિટ મળતી નથી, પણ એને ખૂબ વખત મળે છે."

ઘણા માણસો ફરિયાદ કરે છે કે 'દિલગીર છું, મારી હોંશ તો ઘણી છે, પણ મને ફુરસદ મળતી નથી.' આ ફરિયાદ તદ્દન ખોટી છે. કાં તો એ માણસને વખત કેમ પસાર કરવો તેના વિજ્ઞાનનું ભાન નથી અથવા એ અકિંચિત્કર (કાંઇ ન કરે તેવો) ધમાલીઓ અથવા પંડિતમૂર્ખ માણસ છે એમ સમજવું. પુસ્તકો વાંચી ગયેલા સર્વ ભણેલા કુશળ છે એમ માનવું નહિ. કામને હાથ પાડવાની આવડતમાં ખરી કુશળતા છે. તે કાં તો જન્મથી આવી જાય અથવા ચીવટથી સંસ્કારદ્વારા પ્રાપ્ત કરી શકાય. એવા ઘણા માણસો જોયા છે કે જેને પાણી પીવાની ફુરસદ હોતી નથી, એક કામ પૂરું થાય તે પહેલાં તેને માટે બીજાં ત્રણ કામ તૈયાર હોય છે અને એ કાર્યમાં પડે ત્યારે નવ સાંધે ત્યાં તેર તૂટે એવી એની દશા હોય છે. જ્યારે જુઓ ત્યારે એની પાસે ધમાલ, દોડાદોડ અને છતાં આ રહી ગયું, આને દુઃખ લાગી ગયું, પેલી મુલાકાત આપવી રહી ગઈ, અમુક સભામાં જતાં મોડું થઇ ગયું–આ સર્વ આવડતની ગેરહાજરી, વ્યવસ્થાનો અભાવ અને સંક્ષેપમાં કહીએ તો કાર્યદક્ષતાનો અલ્પભાવ કે અભાવ બતાવે છે. એ તો સિદ્ધ નિયમ છે કે **કામવાળો માણસ જ કામ કરી શકે છે,** નવરો માણસ કામ કરી શકતો નથી અને નવરાની પાસે કોઇ મહત્ત્વનું કામ કરાવવા આવતું પણ નથી. માણસો તો નગદ ધર્મ માગે છે. એને કામ સાથે કામ હોય છે, એને બાહ્ય ધમાલમાં રસ ન જ પડે અને એ અક્કલવાન હોય તો એથી લેવાઇ જાય પણ નહિ.

ખોટી ધમાલવાળાને વખત મળતો નથી, ત્યારે ખરા ઉદ્યમીને તમે જુઓ તો એ ફુરસદવાળો જ દેખાશે. એના મગજ પર કામનો બોજો કદી જણાશે નહિ. એ નકામી એક મિનિટ ન ગાળે, પણ કામ માટે તો એને જોઇએ તેટલો વખત મળે જ છે. ધમાલ કરવાથી કામ થતાં નથી, ઊલટો ઉતાવળીઓ માણસ સાત વાર પાછો ફરે છે અને છતાં પણ એ પરિણામ બતાવી શકતો નથી. સાચો ઉદ્યમી માણસ કામ પર ધ્યાન આપે, પણ કામને પોતા પર સામ્રાજ્ય ચલાવવા કદી ન આપે. સાચો ઉદ્યમી માણસ કામમાં નિપુણ હોય છે, બીજાને કલાક લાગે ત્યારે એ પાંચ મિનિટમાં પરિણામ બતાવી શકે છે, જ્યારે ધામધુમીઓ માણસ ચાર કલાકને અંતે હતો ત્યાંનો ત્યાં જ હોય છે.

કુશળ માણસ તેટલા માટે ધામધૂમ કે ધમાલ ન કરે, કામ કરવાની સુકરતા અને સરલતા શોધી કાઢે અને નકામો કાળક્ષેપ ન કરતાં સીધો સાધ્ય તરફ કૂચ આદરી દે. અર્થવગરની દોડાદોડને કે અક્કલવગરની ઉતાવળને સમાજમાં સ્થાન જ ન મળે અને કદાચ મળી જાય તો ટકે નહિ. કામગરો માણસ તો હરે, ફરે, બેસે અને કામને વખતે

કામમા મચ્યો રહે એ કામથી લૂચવાય નહિ, પણ સમયસર કામ હાર પાડતો જાય એમા એને પદ્ધતિસર કામ કરવાના રાજમાર્ગો સાપડે અને એ નકામી એક ક્ષણ પણ ન બગાડે, છતા એ નવરો ને નવરો દેખાય નગર કામે વખત કાઢનારા અથવા અકિંચિત્કર અલ્પ ઉદ્યમીને તો ધમાલ આડે નવરાશ ન જ મળે કુશળ માણસ સાચો ઉદ્યોગી અને કાર્યસાધક હોય

The muddling fellow has no time, though he's always in haste
The busy man has lots of time, but not a bit to waste (13-10-38)

( ૧૬૨ )

" ઘણુ ખરૂ આવેશવાળો માણસ બીજાને ઠેકાણે લાવવા ખૂબ આતુર હોય છે, પણ બુદ્ધિશાળી માણસ પોતાની જાતને ઠેકાણે લાવે છે

" આખી દુનિયાને સુધારવા જે આતુર હોય, તેણે પોતાની સુધારણાથી શરૂઆત કરવી ઘટે "

માણસોના બે પ્રકાર જોવામા આવે છે એક આવેશવાળા અને બીજા બુદ્ધિશાળી આવેશવાળા મનુષ્યોમા બુદ્ધિ હોતી નથી એમ માનવાનુ નથી, પણ એની બુદ્ધિશક્તિ ઉપર કોઇ પ્રકારના મનોવિકારનુ દબાણ વધારે પડતુ હોય છે કોઇને કીર્તિ મેળવવાનુ કોઇને ધનના આસડા બાધવાનુ કોઇને બીજાઓ પર સત્તા ચલાવવાનુ, કોઇને કામવિકાર તૃપ્ત કરવાનુ, તો કોઇને છલ-કપટ કરવાનુ જોર વધારે હોય છે અને જે કોઇ વ્યક્તિ કોઈ પણ પ્રકારના મનોવિકારને વશ પડી જાય છે એટલે પછી એની બુદ્ધિ બહેર મારી જાય છે અને એના પર મનોવિકારનુ એટલુ જોર થઈ જાય છે કે એની બુદ્ધિ એને કામ આપતી નથી એટલુ જ નહિ પણ એના વિકારને તૃપ્ત કરવામા તેના બળનો હોય તેટલો સર્વ ઉપયોગ થઇ જાય છે

દુનિયાના ઉપદેશક હોવાનો દાવો કરનારા પૈકી કોઈ વિરલા આતરપ્રેરણાથી કામ કરનારા પણ હોય છે, બાકી ઘણાખરા તો 'પરોપદેશે પાડિત્ય'ની વૃત્તિવાળા હોય છે એ પારકાને સલાહ આપવા માડે કે ભાષણ કરવા ખડા થાય ત્યારે જાણે એ સર્વ-સગત્યાગી જેવી વાતો કરવા મડી જશે પણ પોતાના ઘરનુ ઠેકાણુ નથી એનુ તેમને તે વખતે ભાન રહેતુ નથી અને આપણામા જે વાત ન હોય તેનો ઉપદેશ અન્યને કરવા લાગીએ, તો સાભળનાર પર જરા પણ તેની અસર થતી નથી એ રહસ્ય તેઓ જાણતા નથી અને જાણવાની દરકાર પણ કરતા નથી

સમજુ માણસ પોતાની જાતને પ્રથમ સુધારે, ઉપદેશ આપતા પહેલા પોતાની જાતને નખથી શીખ સુધી જોઈ તપાસી લે અને સ્વચારિત્ર વગરનો સાની લીધેલો અધિકાર અસ્થાને છે એ વાતનુ રહસ્ય સમજે અન્ય સુધરે કે નહિ તે માટે આપણે કોન્ટ્રેક્ટ લીધો નથી, પણ આપણુ વર્ત્તન સીધુ, સરલ અને સુવ્યવસ્થિત કરવાની તો આપણી ફરજ છે આપણે ગમે તેવુ બોલી નાખતા હોઇએ, વ્યવહારમા કોઇને દબાવતા હોઇએ, ચાડી-ચુગલી કે નિંદા રચતા હોઇએ અને પ્રમાણિકપણા કે સત્ય પર વ્યાખ્યાન આપવા નીકળી પડીએ, તો આપણી વાત બીજાને કેમ અસર કરે ? સમાજ, દેશ કે વિશ્વની સુધારણા કરવાની

ભાવના થઇ હોય તો પોતાથી જ શરૂઆત કરવી ઘટે. પોતામાં ન હોય તેવી વાતનો ઉપદેશ કરવાનો કોઇને અધિકાર નથી.. બુદ્ધિશાળી માણસ શાંત વિચારણા કરે, આત્મનિરીક્ષણ કરે, કલાકો કે દિવસો સુધી મૌન સેવે, અંદર જુએ અને પોતાનું માપ કાઢે. એમાં જ્યાં જ્યાં ત્રુટીઓ દેખાય ત્યાં ત્યાં તેનું અવલોકન અને તેની તુલના કરી એને સુધારવાનો નિર્ણય કરે. આ રીતે દુનિયાને સુધારવાની મુરાદ પણ પાર પડી શકે. સારો દાખલો બેસાડીએ તો અનેક તેનું અનુકરણ કરે, સામાના જીવન પર એની જે છાપ પડે તે વિકારી ભાષણોથી કદી પડવાની નથી. આપણું જીવન ચારિત્રશીલ થયું તો દુનિયા સુધારી દીધી છે એમ ગણવું. દુનિયા દેખતી છે, ત્યાં છેવટે ગોટા ચાલતો નથી અને સત્યના ડંકા તો વાગવાના જ છે. એમાં ધીરજ રાખવી પડે, પણ પરિણામ એકધારું અને નિર્ણયાત્મક જ છે.

"Frequently the man of passion is most eager to put others right; but the man of wisdom puts himself right. If one is anxious to reform the world, let him begin by reforming himself." (11-10-38)

## શ્રી સીમંધર જિન સ્તવન

[ રાગ—શ્રી રે સિદ્ધાચલ ભેટવા, મુજ મન અધિક ઉમીયો. ]

શ્રી સીમંધર સાહિબા, દેવ દયાળ કૃપાળ;
અવધારો મુજ વિનતિ, અલવેસર આધાર. શ્રી સીમ૦-૧
મિથ્યા મોહ મહા મદે, છકિયો હું મહારાય;
અવિરતિ યોગ કષાયથી, કર્મતણું બળ થાય. શ્રી સીમં૦ ૨
ઘોર અપાર સંસારમાં, રૂલીઓ વાર અનંત;
દુઃખ અનંતાં મેં સહ્યાં, તે કેમ કહું ભગવંત? શ્રી સીમં૦ ૩
ઇમ જગમાં ભમતાં થકાં, સરિદુપલ દૃષ્ટાંત;
સહજ કર્મની નિર્જરા- નો યોગ થયો એકાંત. શ્રી સીમં૦ ૪
તાસ પસાયે પામીઓ, નરભવ ભરતે આજ;
તો પણ પંચમ કાળમાં, વિરહ પડ્યો જિનરાજ. શ્રી સીમં૦ ૫
ઇણ ભરતે નહિં કેવળી, પૂરવધર આ કાળ;
શ્રેણિદુગ મુક્તિ નહિં, ક્ષાયિક ભાવ ઉજાળ. શ્રી સીમં૦ ૬
એ સવિ જોગ સુહંકરા, આપ સમીપે સુણાય;
નિશદિન જોવું વાટડી, (કોઇ) પ્રભુ પાસે લઇ જાય. શ્રી સીમં૦ ૭
શ્રી વીર શાસન યોગથી, જાણ્યું આપ-સ્વરૂપ;
સત્યકીનંદન સાહિબા, ઉદ્ધારો ભવકૂપ. શ્રી સીમં૦ ૮
યોગક્ષેમંકર જિનવરા, મનમોહન! જગનાથ;
શિવરમણીના વાલહા, કરીએ 'ધર્મ' સનાથ. શ્રી સીમં૦ ૯

શ્રીહેમચંદ્રાચાર્યના કાળધર્મ સમયે

## श्री कुमारपाळ भूपालकृत स्तुति

તથા

## कुमारपाळावसाने प्रजाशोकवर्णन

श्रीहेमचन्द्रगुरवोऽप्युरुभाग्यवन्तस्ते–ऽपालयंश्चतुरशीतिसमानिजायुः ।
ज्ञात्वाऽवसानसमयं समयैकविज्ञा, आराधनां विदधिरेऽनशनेन सार्धम् ॥ १ ॥

મહા ભાગ્યશાળી શ્રી હેમચન્દ્રાચાર્ય મહારાજે ચોરાશી વર્ષનું પોતાનું આયુષ્ય પૂર્ણ કર્યું અને સમયના જાણનાર એવા તેમણે પોતાનો અન્તસમય જાણીને અનશન સહિત આરાધના કરી ॥ ૧ ॥

स्वामिन्! विमुच्य किमु मामिह देवलोकं गच्छेश! गच्छसि वितुच्छकलानिधान!।
पूर्णापि सर्वजनताभिरियं धरित्री, शून्या भविष्यति मुनीश! विना भवन्तम् ॥ २ ॥

હે સ્વામિન્! હે ગચ્છનાયક! હે સંપૂર્ણ કળાના ભંડાર! મને આ લોકમાં મૂકીને તમે શામાટે દેવલોકમાં જાઓ છો? હે મુનિઓના સ્વામી! સર્વ લોકવડે પૂર્ણ એવી પૃથ્વી આપ વિના શૂન્ય થશે આ પ્રમાણે કુમારપાલ રાજાએ વિનતિ કરી ॥ ૨ ॥

एवं वदन्तमवनीपतिमाह सूरिः, मा खेदमुद्वह नरेश! विचारविज्ञ! ।
षण्मासशेषमिह तेऽपि किलायुरस्ति, गन्ता भवानपि ततः परलोकमाशु ॥३॥

એમ બોલતા કુમારપાલ રાજાને હેમચન્દ્રાચાર્યે કહ્યું કે—હે વિચારકુશલ! હે રાજન્! તું ખેદ ન કર. આ લોકમા તારું પણ આયુષ્ય છ માસનું છે. ત્યારબાદ તું પણ જલદી પરલોકમા જઈશ ॥ ૩ ॥

भूपाय शोकविधुराय निवेद्य भावि, गुह्यादि वृत्तमखिलं प्रथमं दधानाः ।
श्रीवीतरागचरणस्मरणैकचित्ताः, सूरीश्वरा दिवमगुः कमलासनस्थाः ॥ ४ ॥

શ્રીતીર્થંકરના ચરણકમળના સ્મરણમાં જેમનું ચિત્ત છે એવા, પદ્માસને બેઠેલા અને પ્રથમના સર્વ ગુહ્ય વૃતાન્તને જાણનારા આચાર્ય હેમચન્દ્રસૂરિ શોકગ્રસ્ત કુમારપાલ રાજાને ભાવિ જણાવીને સ્વર્ગે ગયા ॥ ૪ ॥

कर्पूरागरुचन्दनप्रभृतिभिर्दिव्यैः सुगन्धैर्विभोः,
संस्कारं वपुषश्चकार कुमरो यद्वज्जिनेन्दोर्हरिः ।
धातः किं कृतवानसीति च मुहुर्निन्दन् विधिं निर्भरं,
स्मृत्वा तद्गुणसंचयं मृतिसमामानर्छ मूर्च्छामसौ ॥ ५ ॥

જેમ ઇન્દ્ર જિનેશ્વરના શરીરને સુગંધી સુંદર કપૂર, અગર તથા ચંદન આદિ પદાર્થોવડે સંસ્કાર કરે તેમ કુમારપાલ રાજાએ હેમચન્દ્રસૂરીશ્વરના શરીરનો અગ્નિ-સંસ્કાર કર્યો અને 'હે દેવ ! તેં આ શું કર્યું !' એમ વારંવાર દેવને નિંદતા આચાર્યનાં ગુણસમૂહને સંભારીને કુમારપાલ રાજા મૃત્યુ સમાન મૂર્છાને પામ્યા ॥ ૫ ॥

शीतोपचारकरणेन स जातसंज्ञ-स्तज्ज्ञोऽपि मोहविवशो विललाप भूपः ।
दृष्ट्वापि सूरिमरणं न विदीर्यते यत्, ही वज्रकर्कशमिदं हृदयं धिगस्तु ॥ ६ ॥

ઠંડા ઉપચાર કરવાથી ભાનમાં આવેલા તે રાજા સમજુ છતાં મોહને આધીન થઈ વિલાપ કરવા લાગ્યા કે-' આચાર્યના મરણને જોઈને જે હૃદય ફાટતું નથી તે વજ્ર સમાન કઠોર હૃદયને ધિક્કાર હો !' ॥ ૬ ॥

कंटेश्वरीं गुरुसूरिः (वरः) प्रकटप्रभावां, बद्ध्वा निनाय लघु यो निजमंत्रशक्त्या ।
सोऽयं सुरासुरनरेश्वरसेव्यपादः, श्रीहेमचन्द्रसूरिरभजत् सुरलोकमद्य ॥ ७ ॥

જે ગુરુમહારાજ હેમચંદ્ર આચાર્ય પોતાની મંત્રશક્તિથી કંટેશ્વરી દેવીને તરતજ બાંધીને લાવ્યા હતા તે અને દેવ, દાનવ તથા રાજાઓથી જેમના ચરણકમળ સેવવા યોગ્ય છે તે આચાર્ય આજે દેવલોકમાં પધાર્યા. ॥ ૭ ॥

धिक् धिक् बलं परिजनं स्वजनं धिगस्तु, धिग्वैभवं विषयसौख्यमहो धिगेतत् !
यज्जन्तुरत्र निजकर्मवशः क्षणेन, सर्वं विहाय परलोकमयं प्रयाति ॥ ८ ॥

શરીરના બળને ધિક્કાર હો, સ્વજન તથા પરિજનોને ધિક્કાર હો, વૈભવને અને વિષયના સુખને ધિક્કાર હો, કારણ કે પોતાના કર્મને આધીન થયેલો પ્રાણી ક્ષણમાત્રમાં સર્વ પદાર્થો તજીને પરલોકમાં જાય છે. ॥ ૮ ॥

अहह सृजसि धातर्विश्वविश्वावतंसं, पुरुषमखिलविद्यावन्तमुद्यत्प्रशंसम् ।
तमपि यमसमीपं प्रापयन्नात्मनैव, व्रजसि बत विनाशं किं कृतघ्नेश ! न त्वम् ॥९॥

ખેદની વાત છે કે હે દેવ ! સર્વ જગતના અલંકારરૂપ, સમગ્ર વિદ્યાના જાણનાર અને અતિ પ્રશંસનીય એવા પુરુષને તું સરજે છે અને પાછો તેને તું પોતે જ યમ પાસે લઇ જાય છે તેથી હે કૃતઘ્નેશ ! તું વિનાશને કેમ પામતો નથી ? ॥ ૯ ॥

ये विश्वोरुपरोपकाररसिका ये सर्वसाधारणा,
ये दीनार्त्तिहराः स्फुरद्गुणधरा ये शीलरत्नाकराः ।
ये विद्वज्जनमौलिमंडल( न )निभा ये सज्जनानन्दना,
धिक् संतः कृपणेन तेऽपि विधिना दीर्घायुषो नो कृताः ॥ १० ॥

જેઓ જગતનો ઉપકાર કરવામાં ઘણા પ્રેમવાળા હોય, જેઓને આખું જગત સમાન હોય, જેઓ ગરીબની પીડા હરનારા હોય, જે સારા ગુણવાળા હોય, જેઓ

શીલવ્રત રૂપ રત્નને ધરનારા હોય, જેઓ વિદ્વાનોના સમૂહના મસ્તકના મુકુટ સમાન હોય અને જેઓ સત્પુરુષોને આનંદ આપનારા હોય તેવા પુરુષોને પણ કૃપણ એવા વિધાતાએ લાંબા આયુષ્યવાળા ન કર્યા, માટે હે વિધિ! તને ધિક્કાર છે! ॥ ૧૦ ॥

संबोधितः स निपुणैरवलम्ब्य सत्त्व-मादाय भस्म गुरुदेहभवं ववन्दे ।
तच्चाददेऽखिलजनोऽप्यखिलामयघ्नं, गर्ताऽभवद्गुरुतराऽत्र यथा क्रमेण ॥११॥

ત્યારબાદ ડાહ્યા માણસોએ સમજાવ્યા પછી તે રાજાએ ધીરજ પકડીને ગુરુના શરીરની ભસ્મ લઈને વન્દન કર્યું સર્વ રોગોને નાશ કરનાર તે ભસ્મ સકળ લોકોએ લીધી, જેથી તે સ્થાનકે મોટો ખાડો થઈ ગયો. ॥ ૧૧ ॥

रक्षाकरामखिलरोगहरां विभूति-मारात् समेत्य बहुकालमलाज्जनौघः ।
गर्ता क्रमेण गुरुनामधरा बभूव, सा श्रूयते यदणहिल्लपुरेऽधुनाऽपि ॥ १२ ॥

રક્ષા કરનારી અને સઘળા રોગોનો નાશ કરનારી તે રાખને લોકો દૂરથી આવી આવીને લેવા લાગ્યા એમ ઘણો વખત લેવાથી તે ખાડો આચાર્યના નામથી પ્રસિદ્ધ થયો કે જે અણહિલ્લપાટણમા અત્યારે પણ તે હેમખાડના નામથી પ્રખ્યાત સંભળાય છે ॥૧૨॥

ताम्बूलचन्दनविलेपनभोगहीनः, सुष्वाप शोकविवशः स दशाहमुर्व्याम् ।
इत्यादिपंडितवचोभिरमुञ्चदुच्चैः, शोकं कुमारनृपतिर्विदिताखिलार्थः ॥ १३ ॥

શોકગ્રસ્ત થયેલા કુમારપાલ રાજાએ દશ દિવસ તાંબૂલ અને ચંદનનું વિલેપન વિગેરે ભોગવિલાસો તજ્યા, પૃથ્વી ઉપર શયન કર્યું, ત્યારબાદ સર્વ પદાર્થના જાણનાર રાજાએ પંડિતોના વચનોથી શોક મૂકી દીધો ॥ ૧૩ ॥

अंभोधीनपि शोषयन्ति चतुरो येऽनंतवीर्यान्विता,
ये मेरुं दलयन्ति वज्रकठिनैर्मुष्टिप्रहारैरपि ।
दंडीकृत्य सुराचलं वसुमतीं छत्राकृतिं कुर्वते,
यावत्तेऽपि जिनाः कृतान्तवदने कालेन सर्वे गताः ॥ १४ ॥

જે તીર્થંકરો અનંત પરાક્રમવાળા છે, જેઓ ચારે દિશાના સમુદ્રોને પણ શોષવી નાખી શકે છે, જેઓ મેરુપર્વતને વજ્રના જેવી કઠિન મુઠીઓવડે પીસી નાંખી શકે છે અને જેઓ મેરુપર્વતનો દંડ કરીને પૃથ્વીને છત્રરૂપે કરી શકે છે તેવા તીર્થંકરો પણ કાળે કરીને આ લોકમાંથી ચાલ્યા ગયા. ॥ ૧૪ ॥

लुप्तं येनान्यतेजः परमपि निखिला बोधिता नीरजाली,
भाभिर्विश्वं निजाभिः सकलमपि किलोद्भासितं येन वेगात् ।
आक्रान्तं भूमिखंडं निखिलमपि पदैर्येन विध्वस्तशंकं,
संप्रत्यस्तं गतोऽसौ हतविधिवशतः शोचनीयो न भानुः ॥ १५ ॥

જે સૂર્યે બીજાનાં તેજોને દબાવ્યાં, પોતાના તેજથી કમલોને વિકાસ પમાડ્યાં અને જલદી જગતને પ્રકાશમાન કર્યું, જે સૂર્યે પોતાના તેજથી નિઃશંકપણે આખી પૃથ્વી પ્રકાશમાન કરી તે સૂર્ય દુર્દૈવના વશથી હાલ અસ્ત થયો છે, છતાં તેનો શોક કરવા યોગ્ય નથી ॥ ૧૫ ॥ ( ગુરુ સંબંધી અન્યોક્તિ છે. )

भूपः श्रीकुमरः स्मरन् गुरुगुणान् संवेगरुद्धाशयः,
षण्मासानिति सोऽनयद् बहुतरं तत्तत्कथाकर्णनैः ।
चैत्ये स्वं बलिमात्मनैव मुदितोऽप्याढौकयत् प्रौढधी-
र्ज्ञात्वा सूरिगिरावसानसमयं चौलुक्यचूडामणिः ॥ १६ ॥

સંવેગથી શાન્ત થયું છે હૃદય જેનું એવા કુમારપાલરાજા ગુરુના ગુણોને સંભારતા સતા તેની વાર્તાઓ સાંભળવાવડે છ માસ વિતાવતા હવા અને ગુરુની વાણીથી પોતાના અવસાનસમયને જાણી ચૌલુક્યવંશમાં ચૂડામણિ તે કુમારપાલરાજા સદ્બુદ્ધિવાળા અને હૃષ્ટચિત્તવાળા હોઇ દેરાસરોમા નૈવેદ્યઢૌકનાદિ જિનપૂજા કરતા હવા ॥૧૬॥

भ्रातृव्यदत्तगरदोषविशोषितांगः, श्रीवीतरागचरणस्मरणैकचित्तः ।
आयुः प्रपाल्य षडशीतिसमाप्रमाणं, शिश्राय देवभुवनं स कुमारभूपः ॥ १७ ॥

ભાઈના દીકરાએ ( અજયપાળે ) આપેલા ઝેરથી જેના અંગો શોષાયા છે એવા અને શ્રી જિનેશ્વરના ચરણકમળના સ્મરણમાં જેનું ચિત્ત રક્ત બન્યું છે એવા કુમારપાલરાજા ૮૬ વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી દેવલોકમાં ગયા ॥ ૧૭ ॥

याते तत्र परत्र सर्वजनतातातोपमे भूपतौ,
हाहारावपरापराधृतिधरश्चक्रन्द लोकोऽखिलः ।
नागृह्णन् पशवोऽपि शोकविधुराः स्वाहारनीरादिकं,
नीलीकज्जलसान्द्रकर्दमभरैर्लिप्ता इवासन् दिशः ॥ १८ ॥

સર્વ લોકોના પિતા સમાન કુમારપાલ રાજા પરલોક જવાથી સઘળા લોકો હાહારવ કરતા સતા રુદન કરવા લાગ્યા. પશુઓએ પણ શોકથી દુઃખીઆ બની જલ તથા પોતાના આહારને તજી દીધો અને દિશાઓ ગળી, કાજલ તથા કાદવ(ગાડાની મળી)થી લીપેલી હોય તેવી નિસ્તેજ ( શ્યામ ) બની ગઈ. ॥ ૧૮ ॥

हा चौलुक्यकुलावतंस ! वसुधाशृंगारसद्धार ! हा,
हा विश्वाभयदानदक्ष ! रमणीप्रत्यक्षकंदर्प ! हा ।
हा लोकोत्तमदानतांतदलितोदारिद्र्यसंदोह ! हा,
हा धर्मप्रिय ! हा कुमारनृपते ! क्वासि प्रतीक्षस्व नः ॥ १९ ॥

તે વખતે લોકો વિલાપ કરે છે કે–' હે ચૌલુક્યકુલના આભૂષણ ! હે પૃથ્વીના-

શણગારહાર! હે વિશ્વને અભયદાન દેવામાં કુશલ! હે સ્ત્રીઓને પ્રત્યક્ષ કામદેવ સમાન! હે દાન આપવાથી લોકોના દારિદ્રને દૂર કરનાર! હે ધર્મપ્રિય! હે કુમારપાલરાજા! તમે કયાં ગયા છો? અમારી ખબર લ્યો' ॥ ૧૯ ॥

जीमूते त्वयि विश्वतापशमने दूरं प्रयाते दिवं,
पूर्णं संवरराशिभिश्चिरतरं सन्मानसन्मानसम् ।
तप्तं तीव्रकरैर्गमिष्यति विभो! शोषं क्षणेनाधुना,
हंसस्तद्विरहासहः पुनरयं स्थानान्तरं यास्यति ॥ २० ॥

'જગતના તાપને શાન્ત કરનાર મેઘ સમાન તમે દૂર સ્વર્ગમાં જવાથી સંવરના સમૂહથી પૂર્ણ સત્પુરુષોનું મનરૂપ માનસરોવર શોકથી તપીને સુકાઇ જશે. તે કાળે હે રાજન્! તેના વિરહને સહન ન કરી શકનાર આ જીવરૂપ હંસ બીજા સ્થાને ચાલ્યો જશે ॥૨૦॥

बुद्धिर्देवगुरौ कला शितरुचौ गांभीर्यमंभोनिधौ,
धैर्यं देवगिरौ क्षमा भुवि रवौ प्रोद्यत्प्रतापस्तव ।
स्थानेष्वेव कलानिधान! सकलान्येतानि यास्यन्त्यहो,
क्वेयं जीवदया गते त्वयि पुनर्याता विचिन्त्या प्रभो! ॥ २१ ॥

હે સ્વામિન્! તમારા જવાથી તમારા ગુણો પૈકી બુદ્ધિ બૃહસ્પતિમાં જશે, કળાઓ ચંદ્રની અંદર જશે, ગંભીરતા સમુદ્રમાં જશે, ધીરજ મેરુ પર્વતમાં જશે, ક્ષમા પૃથ્વીમા જશે, તમારો પ્રતાપ સૂર્યમાં જશે, હે કળાના ભંડાર! આ પ્રમાણે બધી કળાઓ પોતપોતાના સ્થાનમાં ચાલી જશે; પણ આ તમારી દયા કયાં જશે? તેનો આધાર કોણ થશે? તે જ વિચારવાનું છે ॥ ૨૧ ॥

सर्वानात्मजवत् त्वया प्रतिदिनं जन्तूनिमान् पालितान्,
प्रीत्या कः क्षितिपालमस्तकमणे! तान् पालयिष्यत्यहो ।
एवं बाष्पनिरुद्धकंठनयना वाग्भिर्निजाभिस्तदा,
प्रोचुः प्राणिगणा जलस्थलनभोयाना दधानाः शुचम् ॥ २२ ॥

હે રાજાઓના મસ્તક પર રહેતા મુગટના મણિસમાન! તમે નિરંતર સર્વ પ્રાણીઓને પુત્રની માફક પાળ્યા છે, હવે તેમને પ્રેમથી કોણ પાળશે? આ પ્રમાણે જેમના કંઠ અને નેત્રો આંસુવડે રૂંધાઇ ગયા છે એવા જલ, સ્થલ અને આકાશમાં ફરનારા પ્રાણીગણો શોકને ધારણ કરતા સતા પોતાના વચનોવડે બોલતા હવા. ॥ ૨૨ ॥

પ્રેષક—પ્રવર્તક શ્રી કાંતિવિજયજી

ઇતિ શ્રી હેમચંદ્રસૂરિ અવસાનસમયે કુમારપાલ ભૂપાલકૃત સ્તુતિ તથા કુમારપાળાવસાને પ્રજાશોકવર્ણનં સમાપ્તમ્॥

# ત્યારે તું શું કરીશ ?

બુદ્ધિમાન માનવ ! શરીર રોગથી ઘેરાઇ જશે, વહાલાઓના ઉપાયો નિષ્ફળ જશે, વૈદ્ય ડોકટરો પોતાના છેલ્લા ઉપાયો અજમાવી હાથ ખંખેરશે, સહુ સ્નેહીઓ ગમગીન બની જશે · ત્યારે તું શું કરીશ ?

શ્વાસ ઘૂંટાશે, નાડીઓના ધબકારા મંદ પડશે, કોઇ અનેરા જ ભણકારા વાગતા હશે, દશે દિશાઓમાં નાંખી નજર પણ નહિ પહોંચે ત્યારે તું શું કરીશ ?

પાપનાં પોટલા બાંધી પેદા કરેલા પૈસા, બંગલા, મોટર, બગીચા અને કારખાનાઓથી પલકમાં સદાને માટે જુદા પડવાનો અણધાર્યો અવસર આવી લાગશે · ત્યારે તું શું કરીશ ?

પ્રાણથી વહાલી મનાતી પ્રેમદા, અને કુમળાં બાળકોના માનેલા મીઠા સહવાસમાંથી હંમેશને માટે જુદા પડવાનો અણધાર્યો અવસર આવી પહોંચશે ત્યારે તું શું કરીશ ?

માથે ટાલ પડશે, કાનથી ઓછું સંભળાશે, આંખે બરાબર સૂઝશે નહિ, તેમાંથી પાણી ટપકયા કરશે, મુખમાંથી લાળ ચાલી જતી હશે, ઉધરસ અને દમથી છાતી ભરાઈ ગઇ હશે, હાથપગની શક્તિ નરમ પડશે, કમર વળી જશે, લાકડીના ટેકા વગર ચાલવું ભારે થઇ પડશે, સહુ તિરસ્કાર કરશે, સર્વથા પરવશ બની જઈશ, જીવન અકારું લાગશે, સ્વભાવ ચીડિયો બની જશે અને એક પણ ધારણા સફળ નહિ કરી શકે ત્યારે તું શું કરીશ ?

ઊંઘમાંથી જાગ, પ્રાણી ! હજુ વિચાર કર, આવું બધું દુનિયામાં બનતું રોજ જોવાય છે, જગતના જીવોની આવી સ્થિતિ બનતી તારા જોવામાં આવે છે, જુવાનીના જોરમાં અને ધનવાનપણાની ધનાંધતામાં મહાલતા( મહાલનાર )ના બૂરા હાલ થતા નજરે જોવાય છે, તારી એવી દશા નહિ જ આવે એવા ભરોસે રખે બેસી રહેતો ! વિષમ અવસ્થા વખતે દીનતા ન આવે, પોકાર કરવા ન પડે અને અશાંતિમાં પણ શાંતિ અનુભવાય, તે માટે અત્યારથી જ કાંઇ વિચાર કરી લે.

પાણી પહેલાં પાળ બાંધનાર જ સમજદાર ગણાય, પાળ બાંધી નહિ ને પાણી ભરાયું, તળાવ ફાટયું અને ધોધમાર પાણી ચારે બાજુએ વહેવા લાગ્યું તે વખતે તું શું કરી શકીશ ?

મનનું ધાર્યું મનમાં જ રહી જશે, મનોરથો માટીમાં મળી જશે, આશા નિરાશામાં ફેરવાઇ જશે, તે વખતે પસ્તાવાનો પાર નહિ રહે, માટે સારી અવસ્થામાં મળેલી સામગ્રીનો સદુપયોગ કરી લેવા માટે વિચાર કર, સાવધાન થઈ જા.

સર્વ અવસ્થામાં કામ આવે અને સર્વ સ્થળે નિશ્ચિત બનાવે એવું ભાતું બાંધી લે.

પ્રમાદ નિદ્રામાંથી જાગીને ધર્મનો આશ્રય કર.

મિથ્યા મોહમાયારૂપી અંધકારને છેદીને ધર્મ(સમકિત)રૂપી પ્રકાશમાં આવ.

શુદ્ધ ત્રિપુટી( સમ્યગ્ જ્ઞાન, દર્શન, ચારિત્ર )રૂપ સૂર્યનો અનુભવ કર, પછી તને કોઈ પણ અવસ્થામાં દુઃખી થવું કે રીબાવું પડશે નહિ. અને સદા સુખ અને શાંતિ તને છોડશે નહિ.

જાગ ! જાગ !! આત્મસુખનો પૂરેપૂરો આનંદ તે વખતે સર્વ સ્થળે પ્રસરી જશે, તેથી તું અક્ષય અને શાશ્વત એવા મોક્ષસુખનો ભોક્તા થઇશ.

માટે બુદ્ધિમાન આત્મા ! જાગૃત થા ! જાગૃત થા !! વિચાર કર ! વિચાર કર !! અને તારા આત્માને સન્માર્ગે લઈ જા. ત્યાં જ તને ખરા આત્મસુખનો અનુભવ થશે.

મુનિશ્રી સુબોધવિજયજી

## હાલમાં ચાલતી લડાઇ પરથી ઉપજતા વિચારો

હાલમાં યુરોપમાં ચાલતું યુદ્ધ તે જડવાદનું જ પરિણામ છે. જ્યાં આત્મા નથી, પુણ્ય નથી, પાપ નથી, પરભવ નથી, જવાબદારી નથી, માત્ર રાજકીય હક્ક, વ્યાપારી હક્ક, અધિકારીપણું વિગેરે રોમરોમમાં પ્રસાર પામેલ હોય ત્યાં જે હકીકત સાંભળીને આર્યભૂમિના મનુષ્યનાં હૃદય કંપી ઊઠે એવા બનાવો બને તેમાં નવાઇ નથી. આ બધા જડવાદ ઉપરાંત ક્રોધાદિ કષાયનાં પરિણામ છે. એ યુદ્ધના આગેવાનોના-સત્તાધારીઓના હૃદયમાં સામા પક્ષના રાજ્ય તરફ, તેની પ્રજા તરફ, તેના સૈન્યો તરફ ઝળહળતો ક્રોધ ભરેલો હોય છે. માનની તો ટોચે પહોંચેલા હોય છે. હવે જો પાછા હઠવાનું થાય તો પ્રાણ જ જાય એવું તેમને લાગે છે. વળી માયામાં મશગૂલ રહેલા હોય છે. હૃદયમાં હેતુ હોય કાંઇ અને બતાવવાનો હેતુ કાંઇ. એમાં હૃદયની નિર્મળતા તો હોવી જ નથી. લોભ-રાજલોભ તો પ્રબળતા પામેલો પ્રગટ જ છે. આ પ્રમાણે ચારે કષાયોની પરિણતિ જ્યાં પ્રવર્તતી હોય ત્યાં તેનું વિશેષ વર્ણન શું કરવું ?

આ યુદ્ધના બનાવે આપણા દેશની પ્રજાનાં મન એટલા બધા વિહ્વળ બનાવી દીધાં છે કે તેના અંતઃકરણમાં ડામાડોળપણું વધી પડ્યું છે. વિકથાએ તો ઘર ઘાલ્યું છે. ન્યુસપેપર વાંચ્યા વિનાનો દિવસ જાય તો તે નિષ્ફળ ગયો મનાય છે, તે વાત પોસાતી જ નથી. સવારના પહોરમાં પરમાત્માનું નામ

લેવાને બદલે હેર હીટલર વિગેરે યુદ્ધના આગેવાનોના નામો લેવામાં–સંભારવામાં આવે છે. રાત્રે સ્વપ્નમાં પણ પ્રાયે તે જ આવતાં હશે. આ પ્રસંગે વ્યાપારની દશા પણ કફોડી–અનવસ્થિત થઇ જવાથી વ્યાપારીની દશા પણ અનવસ્થિત થઈ પડી છે. માલ લેવાતો નથી, વેચાતો નથી. લેનાર પસ્તાય છે, વેચનાર પણ ઓછે લાભે વેચી નાખ્યાનું માની પસ્તાય છે. એકે વાત ગોઠતી નથી. તેમ વ્યાપાર કર્યા વિના રહી શકાતું નથી. સંતોષને તો દેશવટો જ મળ્યો છે.

આ પ્રસંગનું જેમ જેમ પૃથક્કરણ કરીએ ને ઊંડા ઊતરીએ તેમ તેમ તેમાંથી નવી નવી જ્વાળા નીકળે છે. શાંતિને તો સ્થાન જ નથી. સર્વત્ર વાતનો વિષય લડાઇ, લડાઇ ને લડાઇ જ થઇ પડ્યો છે. વેપારી કે વાણોતર, કારીગર કે મજૂર–બધાને લડાઇની હકીકત જાણવાનો શોખ થઈ પડ્યો છે. કેટલાક વિચક્ષણ ગણાતા માણસો તો તેના પર અભિપ્રાય પણ આપે છે. સામસામા વાદવિવાદ કરવા મંડી પડે છે. યુદ્ધના આગેવાનોની ભૂલો પણ કાઢે છે અને વિનાકારણ અનેક પ્રકારનો કર્મબંધ કરી આત્માને ભારે કરે છે. આવે પ્રસંગે ન્યુસપેપરોથી અસ્પર્શ્ય રહેનારી વ્યક્તિ બહુ અલ્પ જણાય છે. કેટલાકને વાંચવાનો તો કેટલાકને સાંભળવાનો, કેટલાકને તેની વાતો કરવાનો તો કેટલાકને પરસ્પર વિવાદ કરવાનો અભ્યાસ થઇ પડ્યો છે. સુજ્ઞ મનુષ્યોએ આ બધી કર્મપરિણામ રાજાની રચના જોઇને સંસારની અસારતા અને અનિત્યતા વિચારવાની છે. તેમાં લેવાઇ જવાનું નથી, તદ્રૂપ થઇ જવાનું નથી, ન્યારા રહેવાનું છે કે જેથી પોતાને ડાઘ ન લાગે. જેટલો સમય પરમાત્મ–સ્મરણ કે પૂજાભક્તિમાં જાય તેટલો જ વખત સફળ અને ઉપયોગી સમજવાનો છે. કુંવરજી

## શ્રી પર્યંતારાધનાકુલકનું ભાષાંતર

હે ભવ્ય! જો તને પંડિતમરણ પ્રાપ્ત થાય તો સુખીપણાનો અથવા દુઃખીપણાનો અને અલ્પ જીવિતનો અથવા બહુ જીવિતનો–કોઇ પ્રકારનો ખેદ કરીશ નહીં. ૧

આ સંસારમાં તેં પૂર્વે અનંતા મનુષ્યભવ પ્રાપ્ત કર્યા છે તે સર્વમાં આ મનુષ્યભવ ( પંડિતમરણને લઇને ) તિલકપણાને પામશે. ૨

તેં અનંત સુખને આપનારી આવી ધર્મસામગ્રી પ્રાપ્ત કરી છે, તેથી તું તારું નામ ( અનેક સત્કાર્યો કરીને ) ચંદ્રલોક( દેવલોક )માં સ્થાપન કર. ૩

રે જીવ! તેં પારકા હાથમાં જઇને અર્થાત્ પરવશપણે શું શું દુઃખો સહન કર્યાં નથી ? અત્યારે હવે સુભટ થઇને જયપતાકા કેમ ગ્રહણ કરતો નથી ? ૪

રે જીવ! જો તને ( સાંસારિક ) પીડાવડે અતિશય વિધુરત્વ પ્રાપ્ત થાય છે તો તું કાન દઇને મારું એક વચન સાંભળ! ૫

અતિ કડવો પણ લિંબડો ( લિંબડાનો રસ ) જેમ સાહસ કરીને એક ક્ષણ આંખ મીંચી જઇને દીર્ઘ જીવિતનો અર્થી મનુષ્ય પી જાય તેમ તું શુભ ભાવવાળો થઇને પરમેષ્ઠી મહામંત્રનું સ્મરણ કર, ધીરપણું ધારણ કર, કુટુંબનો મોહ તજી દે અને હવે કહેવાશે તેવા તત્ત્વની પરિભાવના કર. ૬–૭

જિનધર્મનું મારે શરણ છે. ગુરુમહારાજનાં ચરણમાં હું ભાવથી નમસ્કાર કરું છું. સર્વ જીવો સાથે મૈત્રીભાવ ધારણ કરું છું અને મારાં દુશ્ચરિત્રની નિંદા કરું છું. ૮

હે ભદ્ર! જન્મપર્યંત તેં ત્રણ સંધ્યાએ ( ચૈત્યવંદનાદિમાં ) જે માગ્યું છે તે મેળવીને રાધાવેધ સમાન જયપતાકાને તું પ્રાપ્ત કર. ૯

હે જીવ! જો તારા હૃદયમાં ભાવના સહિત નવકારમંત્ર હશે તો આજે સ્વર્ગ ને મોક્ષનાં સુખ તારા હાથમાં જ રહેલાં છે એમ જાણ. ૧૦

હે મહાનુભાવ! આ પરમ રહસ્ય છે, તે તું એકમનવાળો થઇને સાંભળ! તું જિનમતવડે ભાવિત ચિત્તવાળો થઇને અત્યારે સુભટપણું ધારણ કર. ૧૧

પૂર્વે બહુપ્રકારનાં દાન દીધાં, દીર્ઘકાળ પર્યંત તપ તપ્યાં, ચિરકાળપર્યંત શિયળ પાળ્યું, અનેક શાસ્ત્રો ભણ્યો, જિનભવનાદિ ધર્મસ્થાનો કરાવ્યાં અને શ્રદ્ધાપૂર્વક ગુરુચરણને સેવ્યાં તે સર્વનું ફળ આજે ( મરણાવસ્થાએ ) ધીરપણું ધારણ કરવું તે જ છે. ૧૨–૧૩

એ પ્રમાણે ધીરપણું ધારણ કરીને તું મનુષ્યની કે સ્વર્ગની ઋદ્ધિ માગીશ નહીં, પરંતુ સુખનું સર્વાંગશ્રેષ્ઠ બીજ ( સમકિત ) માગજે. ૧૪

વળી મહામંગળના નિધિ સમાન પદ્મનાભપ્રભુ પાસે જન્મ માગજે અને જૈનધર્મની અને સદ્ગુરુની પ્રાપ્તિ થાય તે હે જીવ! તું માગજે, ચિંતવજે. ૧૫

આ પ્રમાણે પંડિતવિધિએ ચરમસમયે આરાધના કરતારને નિશ્ચયે એવું કોઇપણ કલ્યાણ ( પુણ્ય ) નથી કે જે તે પ્રાણી ન પામે ? ૧૬

ઇતિ પર્યંતસમયારાધના કુલક સંપૂર્ણ કુંવરજી



# प्रश्नोत्तर

( પ્રશ્નકાર—શાહ દેવચંદ કરશનજી-રાધણપુર )

પ્રશ્ન ૧—તિર્યંચ પંચેદ્રિયમાં ગર્ભજ કરતાં સંમૂછિમનું શરીર મોટું હોય ?

ઉત્તર—ન હોય. ચતુષ્પદ સંમૂછિમનું શરીર ગાઉપૃથક્ત્વનું કહેલ છે તે ૭ ગાઉની અંદર સમજવું. પૃથક્ત્વનો અર્થ નવ સુધી જ એમ ન કરવો. તેના જુદા જુદા અર્થ પ્રસંગને અનુસરીને લઈ શકાય છે

પ્રશ્ન ૨—ખેચર (પક્ષી) સંમૂછિમનું ને ગર્ભજનું શરીર ઉત્કૃષ્ટ એક સરખું છે ?

ઉત્તર—એક સરખું ધનુષ્યપૃથક્ત્વ જ કહ્યું છે.

પ્રશ્ન ૩—યુગળિકનાં ક્ષેત્રમાં બાદર અગ્નિકાય હોય કે નહી ?

ઉત્તર—ન હોય ત્યાં બાદર અગ્નિકાયની જરૂર જ નથી. ભરત તથા ઐરવત ક્ષેત્રમાં પણ યુગળિકના કાળે બાદર અગ્નિ ન હોય જુઓ ! ઋષભદેવના વખતમાં જ બાદર અગ્નિ નવો ઉત્પન્ન થયેલ છે.

પ્રશ્ન ૪—અઢીદ્વીપ બહારના તિર્યંચ પંચેદ્રિયને વૈક્રિયલબ્ધિ હોય કે નહીં ?

ઉત્તર—હોય તેની મોટી સંખ્યા જ અઢીદ્વીપની બહાર છે.

પ્રશ્ન ૫—નવસો યોજનનું વૈક્રિય શરીર કયા તિર્યંચો કરે ?

ઉત્તર—જળચર ને ઉરપરિસર્પ તિર્યંચપંચેદ્રિય જ કરે, કારણ કે તેનું જ ઉત્કૃષ્ટ શરીર એક હજાર યોજનનું ઔદારિક હોય છે. બીજા પ્રકારના તિર્યંચ વૈક્રિયશરીર કરે, પણ નવશેં યોજનનુ ન કરે એમ મારું માનવું છે.

પ્રશ્ન ૬—કેવળીને કેટલા ઉપયોગ હોય ?

ઉત્તર—કેવળજ્ઞાન ને કેવળદર્શન એ બે જ ઉપયોગ હોય.

પ્રશ્ન ૭—કેવળીને સાત સમુદ્ઘાતમાંથી કેટલા હોય ?

ઉત્તર—એક કેવળીસમુદ્ઘાત જ હોય.

પ્રશ્ન ૮—કેવળીને પંદર યોગ પૈકી કેટલા યોગ હોય ?

ઉત્તર—બે મનના, બે વચનના ને ત્રણ કાયાના મળી કુલ ૭ યોગ તેરમે ગુણઠાણે વર્તતા હોય, ચૌદમે ગુણઠાણે યોગ ન હોય.

પ્રશ્ન ૯—કેવળીને મનબળ હોય છે તેનો ઉપયોગ ક્યારે કરે ?

ઉત્તર—અનુત્તર વિમાનના દેવોને તેના મનથી પૂછેલા પ્રશ્નોના ઉત્તર દેવા માટે દ્રવ્યમન વાપરે–મનોવર્ગણા ગ્રહણ કરી મનપણે પરિણમાવે ત્યારે હોય.

પ્રશ્ન ૧૦—જે જે જીવોને ભાષાપર્યાપ્તિ હોય તે બોલવા માટે ભાષાવર્ગણાને ગ્રહણ કરે, તે વર્ગણા બધા માટે જુદી જુદી જાતની હોય કે એક જ જાતની હોય ? કારણ કે દરેકની ભાષામાં તો ભેદ હોય છે.

ઉત્તર—ભાષા વર્ગણામાં ઓછાવત્તા પરમાણુને લઈને અનંતા ભેદ છે, તેથી તે ગ્રહણ કરવામાં અને તેને પરિણમાવવામાં ભેદ હોય છે. પછી જેવી પરિણમાવે તેવી વર્ગણાને અવલંબીને મૂકે છે. એટલે જુદા જુદા ભેદ પડી શકે છે, તેથી મનુષ્યો, દેવો, નારકો અને અનેક જાતના તિર્યંચો જુદી જુદી ભાષા બોલે છે. મનુષ્યોમાં પણ દેશવિશેષે ભાષામાં ભેદ પડે છે. વિકળેંદ્રિયમાં પણ ભાષાપર્યાપ્તિને લઈને બહુ અલ્પ બોલવાપણું હોય છે.

પ્રશ્ન ૧૧—દેવ અને નારકીને કવળાહાર નથી, તેને નિહાર હોય કે નહીં ?

ઉત્તર—ન હોય.

પ્રશ્ન ૧૨—ભારંડપક્ષીના એક શરીરમાં બે જીવ હોય છે, છતાં તે પ્રત્યેક કહેવાય ?

ઉત્તર—પ્રત્યેક જ કહેવાય, કારણ કે તેના શરીરમાં અમુક વિભાગ બંને જીવના જુદા જુદા છે ને અમુક ભેગા છે, બધા એકરૂપતા નથી.

પ્રશ્ન ૧૩—પાંચ જ્ઞાનાવરણીય પૈકી પ્રથમના ચાર જ્ઞાનાવરણીયનો ક્ષયોપશમ જ થાય કે ક્ષય પણ થાય ?

ઉત્તર—કેવળજ્ઞાનાવરણીય પ્રકૃતિનો જ ક્ષાયકભાવ થાય છે, બીજી ચાર પ્રકૃતિનો ક્ષયોપશમભાવ જ થાય છે, પરંતુ કેવળજ્ઞાનાવરણીયનો ક્ષય થતાં તે ચાર પ્રકૃતિ સત્તામાં પણ રહેતી નથી; તેથી જ બારમા ગુણઠાણાને અંતે જ્ઞાનાવરણીયની પાંચે ઉત્તર પ્રકૃતિઓનો ક્ષય કહ્યો છે.

પ્રશ્ન ૧૪—વૈક્રિય ને આહારક શરીર જીવ કયા કર્મના ક્ષયોપશમથી પામે ?

ઉત્તર—એ બે શરીરનામકર્મની પ્રકૃતિ છે તેથી અને નામકર્મ ઔદયિકભાવનું હોવાથી તે તે લબ્ધિવાળાને તેનો ઉદય હોય છે.

પ્રશ્ન ૧૫—ચક્રવર્તીના અંગરક્ષક બે હજાર દેવ હોય છે, તો તીર્થંકરના અંગરક્ષક દેવો સંસારીપણામાં કે છદ્મસ્થપણામાં કેટલા હોય ?

ઉત્તર—ખાસ તેના અંગરક્ષક હોતા નથી, બાકી અનેક દેવો રક્ષા કરે છે. જો કે તીર્થંકરને તેની જરા પણ અપેક્ષા હોતી નથી.

પ્રશ્ન ૧૬—ચક્રવર્તી દીક્ષા લેય ત્યારે તેના અંગરક્ષકો રહે કે જાય? અને ચક્ર વિગેરે રત્નો કયાં જાય?

ઉત્તર—અંગરક્ષક દેવો તો સ્વસ્થાને જાય. પંચેંદ્રિય રત્નો આયુષ્ય પૂર્ણ થયે અન્ય ગતિમાં જાય એકેંદ્રિય રત્નો વિસરાળ થઇ જાય, બીજાના ઉપયોગમાં ન આવે.

પ્રશ્ન ૧૭—દેવોની ચાર લાખ જીવાયોનિ કહી છે તે ચારે નિકાયની મળીને સમજવી કે કેમ?

ઉત્તર—ચારે નિકાયની મળીને સમજવી. તે વ્યક્તિ તરીકે તો અસંખ્યાત છે, પરંતુ એક સરખા વર્ણ, ગંધ, રસ, સ્પર્શવાળી જેટલી હોય તેટલી જાતિ તરીકે એક ગણવાથી ચાર લાખ થાય છે.

પ્રશ્ન ૧૮—એક જીવ એક સાથે નામકર્મની કેટલી પ્રકૃતિ બાંધે?

ઉત્તર—આને માટે પાંચમો ને છઠ્ઠો કર્મગ્રંથ જુઓ.

પ્રશ્ન ૧૯—કયા કયા કર્મના ઉદયથી જીવ પંચેંદ્રિય તિર્યંચમાં જળચર, સ્થળચર, ઉરપરિસર્પ, ભુજપરિસર્પ ને ખેચરપણું પામે?

ઉત્તર—એ દરેકને માટે તિર્યંચ ગતિનામકર્મ, અને જે જાતિનું આયુ બાંધ્યું હોય તે આયુકર્મ કારણભૂત સમજવું. એ તિર્યંચગતિનામકર્મના પેટા ભેદ સમજવા.

પ્રશ્ન ૨૦—નારકીની ચાર લાખ જીવાયોનિ શી રીતે સમજવી?

ઉત્તર—સાતે નરકની ભેળી સમજવી, જુદી જુદી કહેલ નથી.

પ્રશ્ન ૨૧—તિર્યંચોની જીવાયોનિ શી રીતે સમજવી?

ઉત્તર—તે પણ પાંચે જાતિના તિર્યંચો ગર્ભજ ને સંમૂર્છિમની ભેળી સમજવી, જુદી કહેલ નથી. પરંતુ ગર્ભજની ને સંમૂર્છિમની એક ન સમજવી. જીવાયોનિનું લક્ષણ ઉપર કહેલ છે તે સમજવું.

પ્રશ્ન ૨૨—પાંચઅનુત્તરના અને નવ ગ્રૈવેયકના દેવોને પુરુષવેદ ઉદયમાં હોય?

ઉત્તર—ઉદયમાં હોય, પણ બહુ અલ્પરસવાળો હોવાથી વિકાર ઉત્પન્ન કરે નહીં, કારણ કે તેને મનથી પણ સ્ત્રીપરિભોગ નથી.

પ્રશ્ન ૨૩—નિદ્રાનો ઉદય દેવોને હોય?

ઉત્તર—ઉદય તો હોય, પરંતુ ગતિ પરત્વે અલ્પરસવાળો હોવાથી દેવો મનુષ્યની જેમ નિદ્રા લેતા નથી.

પ્રશ્ન ૨૪—નારકીને નિદ્રાનો ઉદય હોય કે નહીં.

ઉત્તર—ઉદયમાંથી નાશ પામેલ નથી તેથી હોય, પરંતુ ગતિ પરત્વે મહા-

દુઃખમાં નિમગ્ન હોવાથી જેમ મનુષ્યમાં બહુ વ્યાધિવાળાને નિદ્રા આવતી નથી એવી તેની સ્થિતિ સમજવી.

**પ્રશ્ન ૨૫**—વિકળેંદ્રિય ચૌદ રાજમાંથી કેટલા રાજમાં હોય ?

**ઉત્તર**—માત્ર તિર્ચ્છા લોકમાં એક રાજ લાંબા, પહોળા ને અઢારસો યોજન જાડાઇમાં હોય. કુબડીવિજયને લઇને ૧૯૦૦ યોજનમાં હોય, બીજે ન હોય.

**પ્રશ્ન ૨૬**—વાંસમાં, હસ્તિના મસ્તકમાં અને છીપમાં મોતી ઉપજે છે તે સચિત્ત હોય કે અચિત્ત હોય ?

**ઉત્તર**—મોતી સચિત્ત સંભવતાં નથી, એ તો એક જાતનો શરીરનો મેલ છે, એટલે અચિત્ત સંભવે છે ઉત્પત્તિસ્થાનથી છૂટાં પડ્યા પછી તેને અચિત્ત જ કહ્યાં છે. પૃથ્વીકાયના ભેદોમાં તેનું નામ નથી.

**પ્રશ્ન ૨૭**—સર્પના મસ્તકનો મણિ પૃથ્વીકાયરૂપ સચિત્ત હોય ?

**ઉત્તર**—તે સચિત્ત સંભવતો નથી. સર્પના શરીર કે આત્મપ્રદેશ સાથે મળેલ હોય ત્યારે તેના આત્મપ્રદેશવાળો હોય પણ એકેંદ્રિય નથી.

**પ્રશ્ન ૨૮**—ઉધરસ, છીંક, ઓડકાર, બગાસું વિગેરે કયા કર્મના ઉદયથી આવે છે ?

**ઉત્તર**—વેદનીય કર્મના ઉદયથી સંભવે છે.

**પ્રશ્ન ૨૯**—યતિધર્મના દશ પ્રકારમાં તપધર્મ કહ્યો છે; છતાં તેને માટે નિર્જરા તત્ત્વ જુદું કહેવાની શી જરૂર છે ?

**ઉત્તર**—યતિધર્મમાં કહેલ તપ સંવરરૂપ છે અને નિર્જરા તત્ત્વમાં કહેલ તપ કર્મની નિર્જરા કરે છે અર્થાત્ તપ સંવર ને નિર્જરા બંને કરે છે.

**પ્રશ્ન ૩૦**—પુન્ય બાંધવાના નવ પ્રકાર કહ્યા છે, તેની પ્રાપ્તિ કયા કર્મના ઉદયથી થાય છે ?

**ઉત્તર**—અંતરાય કર્મના ક્ષયોપશમનું એ પરિણામ જણાય છે.

**પ્રશ્ન ૩૧**—પુણ્ય જો નવ પ્રકારે બંધાય છે તો ભોગવવામાં ૪૨ પ્રકાર કેમ થાય છે?

**ઉત્તર**—પુણ્ય ભોગવવામાં ચાર અઘાતિ કર્મની શુભ પ્રકૃતિઓ છે તે ગણાવેલી છે ૧ સાતા વેદની, ૧ ઉચ્ચ ગોત્ર, ૩ નારક વિના ત્રણ ગતિનાં આયુ, બાકીની ૩૭ પ્રકૃતિઓ નામકર્મની છે. તે ૪૨ પ્રકાર અનેક જીવોને આશ્રીને છે, એક જીવ ૪૨ પ્રકારે ભોગવી શકતો નથી. વળી તેની સાથે પાપપ્રકૃતિઓ પણ કેટલીક ઉદયમાં હોય છે એકલી પુન્યપ્રકૃતિ હોતી નથી. પુણ્યપ્રકૃતિમાં પણ તરતમ યોગ ઘણો હોય છે.

**પ્રશ્ન** ૩૨—પાપ અઢાર પાપસ્થાનકવડે બંધાય છે તેથી ઓછા સ્થાનકોવડે પણ બંધાય કે નહીં? અને નવા પાપ સેવવાની વૃત્તિ શાથી થાય છે?

**ઉત્તર**—એ હકીકત અનેક જીવોને આશ્રયીને છે. એક જીવ એક સાથે અઢારે પાપસ્થાનકો સેવતો નથી અને તેથી બંધાતું પાપ બાંધતો પણ નથી. તે પાપ બાંધવાના હેતુ તો મિથ્યાત્વ, અવિરતિ, કષાય ને યોગ સમજવા. એનો વિસ્તાર કર્મગ્રંથાદિકથી જાણવો.

**પ્રશ્ન** ૩૩—પાપ ૮૨ પ્રકારે ભોગવાય છે તે શી રીતે સમજવું?

**ઉત્તર**—તે હકીકત પણ અનેક જીવોને ઉદ્દેશીને સમજવી. એક જીવ એકં સાથે ૮૨ પ્રકારના પાપ ભોગવતો નથી અને જે ભોગવે છે તેમાં પણ તરતમતા ઘણી હોય છે.

**પ્રશ્ન** ૩૪—પાંચે ઇંદ્રિયો કેટલે કેટલે દૂરથી પોતાના વિષયને જાણી કે ગ્રહણ કરી શકે છે?

**ઉત્તર**—શ્રોત્ર બાર યોજનથી આવેલ શબ્દ સાંભળી શકે છે, ચક્ષુનો વિષય લાખ યોજન ઝાઝેરો કહ્યો છે ને બાકીની ત્રણ ઇંદ્રિયો (ઘ્રાણ, જિહ્વા ને સ્પર્શેંદ્રિય) નો વિષય નવ યોજનનો છે. તેટલે દૂરથી આવેલા વિષયને તે ગ્રહણ કરી શકે છે.

કુંવરજી

## પુણ્ય–પાપની ચતુર્ભંગી

૧. પુણ્યાનુબંધી પુણ્ય—

સત્યશૌચધરા ધીરાः, સદ્દેવગુરુમાનિનः ।
पूर्णकामा गुणैः पूज्याः, पुण्यैः पुण्यानुबन्धिभिः ॥ १ ॥

**અર્થ:**—સત્યરૂપી સ્વચ્છતામાં રક્ત, ધીરજવાન, સુદેવ-સુગુરુને માનનાર, કામનાથી પૂર્ણ થયેલ, ગુણથી પૂજાયેલ એવી વ્યક્તિનું પુણ્ય પુણ્યાનુબંધી હોય છે. મતલબ કે તેવા જીવો અહીં પણ પુણ્યનો ભોગવટો કરે છે અને સત્કાર્યોદ્વારા પુણ્યનો બંધ પાડી આગામી ભવે પણ પુણ્ય-સુખના ભાગી બને છે.

૨. પુણ્યાનુબંધી પાપ—

कूपस्य खनको यद्वद्, धूलीभिर्मलिनीकृतम् ।
क्षालयेत् तज्जलेनांगं, तथैव पुरुषो यदा ॥ २ ॥
धर्मस्थानविधानाद्या—ऽऽरंभजं मलमात्मनः ।
छिन्द्यात् तदुत्थपुण्येन, पापं पुण्यानुबन्धि तत् ॥ ३ ॥

**અર્થ**:—કૂવાનો ખોદનાર જેમ શરૂઆતમાં ધૂળથી ખરડાય છે-મલિન બને છે, પરંતુ આખરે એ જ કૂવાના જળથી તે પોતાના અંગને પ્રક્ષાલન કરી સ્વચ્છ પ્રથમથી પણ વધુ સ્વચ્છ બને છે તેમ કોઇ પુરુષ જ્યારે ઉપાશ્રય, જિનમંદિર આદિ ધર્મસ્થાનક બનાવવાનો આરંભ કરે છે ત્યારે તે પ્રથમ કર્મથી મલિન બને છે, પરંતુ પૂર્વોક્ત દષ્ટાંતે તેમાંથી ઉત્પન્ન થતા પુણ્યદ્વારા પોતાના પૂર્વકૃત પાપોને તે છેદી શકે છે. આ પ્રમાણે વર્તનારના કાર્યને પુણ્યાનુબંધી પાપ કહેવામાં આવે છે. અર્થાત્-વર્તમાનમાં કદાચ દેખીતી રીતે ધર્મસ્થાનાદિકના વિધાનમાં હિંસાજન્ય પાપ જણાય છે, પણ પરિણામે તેમાંથી પુણ્યની ઉત્પત્તિ પુષ્કળ થતી હોવાથી આખરે તે મનુષ્ય સુખભાગી બની શકે છે.

**૩. પાપાનુબંધી પુણ્ય—**

विद्या-रूप-बलैश्वर्या-ऽभिमानाः सुखिनः पुनः ।

अन्यायनिरताः स्वैराः, स्युः पुण्यैः पातकोत्तरैः ॥ ४ ॥

**અર્થ**:—વિદ્યા, રૂપ, બળ, ઐશ્વર્ય અને અભિમાનવાળો કોઈ સુખી પુરુષ હોય અને તે અન્યાયમાં રક્ત રહેતો હોય, વળી સ્વેચ્છાચારી પણ હોય તો તેનું પુણ્ય પાપનો બંધ પાડનારું થાય છે. અર્થાત્-એ વ્યક્તિ આ ભવે પુણ્યનો ભોગવટો કરે છે, પણ તેમાંથી પાપનો બંધ પડે છે; એટલે આગામી ભવમાં તેને માટે દુઃખની જાળ તૈયાર થાય છે.

**૪ પાપાનુબંધી પાપ—**

जन्तुघातकराः क्रूराः, दोषैकनिचयोऽधमाः ।

जायन्ते दुःखिता नित्यं, पापे पापोत्तरैर्नराः ॥ ५ ॥

**અર્થાત્**—જે મનુષ્ય જીવોનો ઘાત કરનાર હોય, ક્રૂર હોય, એક માત્ર દોષોનાજ ભંડાર સમાન હોય, એવા અધમ પુરુષો અહીં પણ નિત્ય દુઃખી થાય છે અને પાપનો બંધ નવો પડતો હોવાથી ભવાંતરમાં પણ તેવાઓ મહાન દુઃખના ભાગી બને છે.

पुण्य-पापचतुर्भंगी-मिति ज्ञात्वा विपश्चितः ।

आद्यभेदद्वये सक्ता, विरतिं कुर्वते परे ॥ ६ ॥

**અર્થ**:—પુણ્ય-પાપની આ ચઉભંગીને જાણીને પંડિત પુરુષો પ્રથમના બે ભેદને આચરે છે અને પાછળના બે ભેદથી વિરમે છે.

શ્રીમાન્ ભાવદેવસૂરિવિરચિત શ્રી પાર્શ્વનાથ ચરિત્ર અવલોકતાં તેના અષ્ટમ સર્ગમાંથી ઉપર દર્શાવેલ પાપ-પુણ્યની ચઉભંગી ખાસ સમજવા લાયક જણાયાથી તત્સંબંધ દર્શાવનાર આ શ્લોકોને ઉધ્ધૃત કરી અત્રે રજૂ કરેલ છે. સુજ્ઞ જનોને આમાંથી ઘણો સાર મળી શકવા સંભવ છે. **રાજપાળ મગનલાલ વહોરા**

# समयं गोयम मा पमायए ।

(દ્રુમપત્રક અધ્યયન[1])

( દુઃખ દોહગ દૂરે ટળ્યા રે—એ રાગ )

રાત્રિગણો વીતી જતાં રે, જેમ ખરે તરુ પાન;
તે જ રીતે માનવતણા રે, નક્કી પડે છે પ્રાણ.
**રે ગૌતમ ! મ કર સમય પ્રમાદ. ૧**

કુશ અગ્રે ઝાકળતણું રે, બિંદુ ન બહુ ટકનાર;
તેમ મનુષ્ય જીવિતને રે, પડતાં લાગે ન વાર.
**રે ગૌતમ ! મ કર સમય પ્રમાદ. ૨.**

એહ અલ્પ આયુષ્યમાં રે, જીવને ઘાત અનેક;
કર્મ-રજ પૂર્વે કરી રે, ખંખેરી દે છેક.
**રે ગૌતમ ! મ કર સમય પ્રમાદ. ૩.**

ચિર કાળે પણ સર્વને રે, દુર્લભ માનવ ભાવ;
તેમાં પણ છે કર્મના રે, ગાઢ વિપાક પ્રભાવ.
**રે ગૌતમ ! મ કર સમય પ્રમાદ. ૪.**

પૃથ્વીકાય વિષે પડ્યો રે, જીવ લહે સંત્રાસ;
કાળ તિહાં સંખ્યાતીતો રે, કરે ઉત્કૃષ્ટો વાસ.
**રે ગૌતમ ! મ કર સમય પ્રમાદ. ૫.**

આઉકાય વિષે પડ્યો રે, જીવ લહે સંત્રાસ;
કાળ તિહાં સંખ્યાતીતો રે, કરે ઉત્કૃષ્ટો વાસ.
**રે ગૌતમ ! મ કર સમય પ્રમાદ. ૬.**

તેજોકાય વિષે પડ્યો રે, જીવ લહે સંત્રાસ;
કાળ તિહાં સંખ્યાતીતો રે, કરે ઉત્કૃષ્ટો વાસ.
**રે ગૌતમ ! મ કર સમય પ્રમાદ. ૭.**

વાયુકાય વિષે પડ્યો રે, જીવ લહે સંત્રાસ;
કાળ તિહાં સંખ્યાતીતો રે, કરે ઉત્કૃષ્ટો વાસ.
**રે ગૌતમ ! મ કર સમય પ્રમાદ. ૮.**

વનસ્પતિ કાયે પડ્યો રે, જીવ સહે દુઃખવૃંદ;
વાસ કરે ઉત્કૃષ્ટ ત્યાં રે, કાળ અનંત દુરંત.
**રે ગૌતમ ! મ કર સમય પ્રમાદ. ૯.**

---

[1] શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના દશમા દ્રુમપત્ર અધ્યયનનો ગુજરાતી પદ્યાનુવાદ

બેઇંદ્રિય કાયે પડ્યો રે, જીવ લહે દુઃખજાળ;
વાસ કરે ઉત્કૃષ્ટથી રે, ત્યાં સંખ્યાતો કાળ.
**રે ગૌતમ! મ કર સમય પ્રમાદ. ૧૦.**

તેઇંદ્રિય કાયે પડ્યો રે, જીવ લહે દુઃખજાળ;
વાસ કરે ઉત્કૃષ્ટથી રે, ત્યાં સંખ્યાતો કાળ.
**રે ગૌતમ! મ કર સમય પ્રમાદ. ૧૧.**

ચતુરિંદ્રિય કાયે પડ્યો રે, જીવ લહે દુઃખજાળ;
વાસ કરે ઉત્કૃષ્ટથી રે, ત્યાં સંખ્યાતો કાળ.
**રે ગૌતમ! મ કર સમય પ્રમાદ. ૧૨.**

પંચેંદ્રિય કાયે પડ્યો રે, જીવ કરે ગર્ભવાસ;
સાત-આઠ ભવ ત્યા કરે રે, ઉત્કૃષ્ટો સંવાસ.
**રે ગૌતમ! મ કર સમય પ્રમાદ. ૧૩.**

દેવ-નારક ભવમા પડ્યો રે, જીવ કરે છે નિવાસ;
ઉત્કૃષ્ટથી ત્યાં તો ગ્રહી રે, એક એક ભવ ખાસ
**રે ગૌતમ! મ કર સમય પ્રમાદ. ૧૪.**

ભવ સંસારે સંસરે રે, એહ પ્રકારે જીવ;
શુભાશુભ કર્મે કરી રે, પ્રમાદવંત અતીવ.
**રે ગૌતમ! મ કર સમય પ્રમાદ. ૧૫.**

મનુષ્યપણું પણ પામતા રે, આર્યપણું ય દુર્લભ્ય;
બહુ દસ્યુ[1] લોકો દીસે રે, વળી મ્લેચ્છો બહુ દૃશ્ય
**રે ગૌતમ! મ કર સમય પ્રમાદ. ૧૬.**

આર્યપણું પણ પામતા રે, પંચેંદ્રિય અહીન;
દુર્લભ છે કારણ દીસે[2] રે, વિકલેંદ્રિય બહુ હીન.
**રે ગૌતમ! મ કર સમય પ્રમાદ. ૧૭.**

અહીન પંચેદ્રિયપણું રે, પામ્યે પણ દુર્લભ્ય;
ઉત્તમ ધર્મતણી શ્રુતિ રે, સેવે કુતીર્થી અન્ય.
**રે ગૌતમ! મ કર સમય પ્રમાદ. ૧૮.**

શ્રુતિ[3] ઉત્તમ પામ્યા છતા રે, દુર્લભ સદ્દહણાય;
મિથ્યાત્વ નિષેવક[4] જના રે, અત્ર ઘણાય જણાય.
**રે ગૌતમ! મ કર સમય પ્રમાદ. ૧૯.**

ધર્મ સદ્દહે પણ દુર્લભા રે, કાયાથી સ્પર્શનાર;
કામ ગુણોમાંહી ઘણા રે, જન મૂર્છા ધરનાર.
**રે ગૌતમ! મ કર સમય પ્રમાદ. ૨૦.**

---

૧ ચોર વિગેરે. ૨ દેખાય છે. ૩ ધર્મનું શ્રવણ ૪ સેવનાર.

જર્જર થાતી સર્વથા રે, જો ! ત્હારી એહ કાય;
વાળ તુજ ધોળા થતા રે, શ્રોત્રબળ ક્ષીણ થાય

**રે ગૌતમ ! મ કર સમય પ્રમાદ. ૨૧**

જર્જર થાતી સર્વથા રે, જો ! ત્હારી એહ કાય;
વાળ તુજ ધોળા થતા રે, ચક્ષુબળ ક્ષીણ થાય.

**રે ગૌતમ ! મ કર સમય પ્રમાદ. ૨૨.**

જર્જર થાતી સર્વથા રે, જો ! ત્હારી એહ કાય;
વાળ તુજ ધોળા થતા રે, ઘ્રાણબળ ક્ષીણ થાય.

**રે ગૌતમ ! મ કર સમય પ્રમાદ. ૨૩.**

જર્જર થાતી સર્વથા રે, જો ! ત્હારી એહ કાય;
વાળ તુજ ધોળા થતા રે, જિહ્વાબળ ક્ષીણ થાય.

**રે ગૌતમ ! મ કર સમય પ્રમાદ. ૨૪.**

જર્જર થાતી સર્વથા રે, જો ! ત્હારી એહ કાય;
વાળ તુજ ધોળા થતા રે, સ્પર્શબળ ક્ષીણ થાય.

**રે ગૌતમ ! મ કર સમય પ્રમાદ. ૨૫.**

જર્જર થાતી સર્વથા રે, જો ! ત્હારી એહ કાય;
વાળ તુજ ધોળા થતા રે, સર્વ બળ ક્ષીણ થાય.

**રે ગૌતમ ! મ કર સમય પ્રમાદ. ૨૬.**

અરતિ ગંડવિશુચિકા રે, નાનાવિધ આતંક;
સ્પર્શે તુજ શરીર પડે રે, પામે ધ્વંસ અત્યંત

**રે ગૌતમ ! મ કર સમય પ્રમાદ. ૨૭.**

કુમુદ શરદઋતુતણું રે, જેમ કરે જળત્યાગ;
તેમ ઉચ્છેદ તુ સ્નેહને રે, થઈ નિઃસ્નેહ સુભાગ.

**રે ગૌતમ ! મ કર સમય પ્રમાદ. ૨૮.**

ધન ધાન્ય ભાર્યા ત્યજી રે, થયો તુ અણગાર,
તેથી વમેલું તે હવે તુ, પીજે મા ફરી વાર.

**રે ગૌતમ ! મ કર સમય પ્રમાદ. ૨૯.**

મિત્ર વરગ બાંધવ જનો રે, ને ધન સંચય સાર;
ત્યાગ કરીને તું હવે રે, ઈચ્છીશ મા ફરી વાર

**રે ગૌતમ ! મ કર સમય પ્રમાદ. ૩૦.**

આજે જિન દેખાય ના રે, પણ મારગ દેશનાર,
મોક્ષ માર્ગ બહુમત દીસે રે, ન્યાય પથે તું ચાલ.

**રે ગૌતમ ! મ કર સમય પ્રમાદ. ૩૧.**

કંટકયુત મારગ ત્યજી રે, તું ઊતર્યો મહામાર્ગ;
તેહ વિશોધી માર્ગ તું રે, ચાલી રહ્યો મહાભાગ!
**રે ગૌતમ ! મ કર સમય પ્રમાદ. ૩૨.**

ભારવાહક ક્યમ નિર્બળો રે, વિષમ પ્રવેશી માર્ગ;
પશ્ચાત્તાપ પછી કરે રે, એવું મ હોજે સુભાગ!
**રે ગૌતમ ! મ કર સમય પ્રમાદ. ૩૩.**

મહા અર્ણવને તરી જઇ રે, તું આવ્યો છે તીર;
તો કયમ અટકી રહ્યો હવે રે, કર ત્વરા હે ધીર!
**રે ગૌતમ ! મ કર સમય પ્રમાદ. ૩૪.**

અશરીર એવી શ્રેણિને રે, પછી કરી સંપ્રાપ્ત;
ક્ષેમ શિવ અનુત્તરા રે, સિદ્ધિ લોકે તું પ્રાપ્ત.
**રે ગૌતમ ! મ કર સમય પ્રમાદ. ૩૫.**

ગ્રામ નગર અરણ્યમા રે, જઈ તું સંયત બુદ્ધ;
પરિનિવૃત થઇ વિચર તું રે, શાંતિ માર્ગ કર વૃદ્ધ.
**રે ગૌતમ ! મ કર સમય પ્રમાદ. ૩૬.**

બુદ્ધનું અર્થ પદે ૩ડુ રે, સુણી સુભાષિત આમ;
રાગ દ્વેષ છેદીને સિઝયા રે, ભગવંત ગૌતમસ્વામ.
**રે ગૌતમ ! મ કર સમય પ્રમાદ. ૩૭.**

**ભગવાનદાસ મનઃસુખભાઈ મહેતા**

## પ્રમાદ ન કરવા વિષે સજ્ઝાય

સમવસરણ સિંહાસને જી, વીરજી કરે રે વખાણ; દશમે ઉત્તરાધ્યયનમેં જી, દીયે ઉપદેશ સુજાણ. સમયમે[1] ગોયમ ! મ કર પ્રમાદ. ૧. વીર જિણેશર શિખવે જી, પરિહર મદ વિખવાદ સ૦ એ આંકણી. જિમ તરુ પંડૂર[2] પાદડો જી, પડતાં ન લાગે વાર; તિમ એ માણસ જીવડો જી, થિર ન રહે સંસાર. સ૦ ૨. ડાભ અણી જળ ઓસનો[3] જી, થિર ન રહે જળબિંદ; તિમ એ ચચળ જીવડો જી, ન રહે ઇંદ નરીંદ. સ૦ ૩. સૂક્ષ્મ નિગોદ વમી કરી જી, રાશિ ચઢ્યો વ્યવહાર; લાખ ચોરાશી જીવાયોનિમાં જી, લાધો નરભવ સાર. સ૦ ૪. શરીર જરાએ જાજરો જી, શિર પર પળિયા[4] રે કેશ; ઇંદ્રિય-બળ હીણા પડ્યાં જી, પગ પગ પેખે કલેશ. સ૦ ૫. ભવસાયર તરવા ભણી જી, ચારિત્ર પ્રવહણ[5] પૂર; તપ જપ સંજમ આકરાં જી, મોક્ષ નગર છે દૂર. સ૦ ૬. ઇમ નિસુણી પ્રભુ દેશના જી, ગણધર થયા સાવધાન, પાપ પડળ પાછા પડ્યા જી, પામ્યા કેવલજ્ઞાન. સ૦ ૭. ગૌતમના ગુણ ગાવતાં જી, ઘર સંપત્તિની કોડ; વાચક શ્રીકરણ ઇમ વદે જી, પ્રણમું બે કર જોડ. સમયમે ગોયમ ! મ કર પ્રમાદ ૮. ઇતિ.

૧ સમયમાત્ર. ૨ પીળુ. થઈ ગયેલું. ૩ ઝાકળનો. ૪ ધોળા. ૫ વહાણ

# पुस्तकोनी पहोंच

૧. શ્રી હરિભદ્રસૂરિકૃત ગ્રંથસંગ્રહ—તૈયાર કરનાર આચાર્ય શ્રી વિજયોદયસૂરિ, પ્રકાશક શ્રી રાજનગર જૈન ગ્રંથ પ્રકાશક સભા-અમદાવાદ. આ સંગ્રહમાં યોગદષ્ટિસમુચ્ચય, યોગબિંદુ, ષોડશક, શાસ્ત્રવાર્તાસમુચ્ચય, ષડ્દર્શનસમુચ્ચય, દ્વાત્રિંશદષ્ટક પ્રકરણ, લોકતત્ત્વનિર્ણય, ધર્મબિંદુ, હિંસાફળાષ્ટક, સર્વજ્ઞસિદ્ધિ–આ પ્રમાણેના દશ સંસ્કૃત મૂળ ગ્રંથોનો સંગ્રહ કરેલો છે. કિંમત જણાવેલ નથી.

૨. સંવાદ સંગ્રહ—સંપાદક સોમચંદ ડી. શાહ–વઢવાણ શહેર. કિંમત ૭ આના. જુદા જુદા સુજ્ઞ લેખકોના લખેલા ૧૬ સંવાદો છે. ખાસ વાંચવા લાયક છે.

૩. બાળ નાટકો—સંયોજક મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી. પ્રકાશક શેઠ ફુલચંદજી વૈદ, શ્રી યશોવિજય જૈન ગ્રંથમાળા–ભાવનગર. કિંમત ૭ આના. શાહ યા બાદશાહ, વક્તૃત્વકળા, પ્રતાપ અને ભામાશાહ. આ નામના ત્રણ નાટકો હિંદી ભાષામાં ને શાસ્ત્રી ટાઇપમાં છપાયેલાં છે. શાળાના છાત્રોને ભજવવા માટે ઉપયોગી છે.

૪. આત્મસૂક્તમાળા અને ભજન સંગ્રહ—સંપાદક મુનિ લક્ષ્મીસાગરજી. પ્રકાશક શાહ કેશવલાલ અમથાલાલ–પ્રાંતીજ. કિંમત બે આના. આ બુકના પ્રારંભમાં બસો લગભગ શિક્ષાવચનો છે અને ત્યારપછી ૧૨ ભજનો છે. પ્રયાસ સારો કર્યો છે. કૃતિ શ્રી અજિતસાગરસૂરિની છે.

૫. આરાધનાનો માર્ગ—લેખક મુનિરાજ શ્રી ભદ્રંકરવિજયજી. આર્થિક સહાયક શેઠ હુકમચંદજી ડુંગાજી–કોલ્હાપુર. પ્રકાશક શ્રી વીરશાસન કાર્યાલય, અમદાવાદ. જુદા જુદા અઢાર લેખોનો સંગ્રહ છે. ખાસ વાંચવા વિચારવા લાયક છે. પ્રયાસ સ્તુત્ય છે. કિંમત બાર આના.

૬. આલોચના—પ્રકાશક દાની ગૃહસ્થ મૂલ્ય આલોચન. હિંદી ઉપરથી ગુજરાતી અનુવાદક ભાયાણી હરિલાલ જીવરાજભાઇ–ભાવનગર.

૭ કલ્યાણકપચ્ચીશી—કર્તા મુનિરાજ શ્રી દક્ષવિજયજી. ચોવીશ પ્રભુના પાંચ પાંચ કલ્યાણકની ૧૨૦ તિથિઓ ૨૫ પદમાં બતાવી છે.

૮. સરાકજાતિ ઔર જૈનધર્મ—લેખક તેજમલ બોથરા. પ્રકાશક જૈન ધર્મ પ્રચારક સભા, બાલીગંજ–કલકત્તા.

૯. ભાવના કલ્પલત્તા—ભાગ ૧ લો ( અનિત્ય ભાવના ). પ્રકાશક શ્રી જૈન ગ્રંથ પ્રકાશક સભાના કાર્યવાહક શેઠ ઇશ્વરદાસ મૂળચંદ. કિંમત દશ આના. લેખક શ્રી વિજયપદ્મસૂરિ. ખાસ વાંચવા ને વિચારવા લાયક છે. અનિત્ય ભાવનાનું સ્વરૂપ બહુ અસર કરે તેવું આલેખ્યું છે.

૧૦. તત્ત્વન્યાયપ્રભાકર—લેખક આચાર્ય શ્રી વિજયલબ્ધિસૂરિ. પ્રકાશિકા શ્રી લબ્ધિસૂરીશ્વર જૈન ગ્રંથમાળા. પ્રારંભમાં પૃષ્ઠ ૫૮ માં નવતત્ત્વનું સ્વરૂપ વિદ્વત્તાપૂર્ણ શૈલીથી આપ્યું છે. સંવર તત્ત્વમાં પંચસંયતને લગતા ૩૬ દ્વારો વિગત સાથે આપ્યાં છે. ત્યારપછી પાંચ જ્ઞાન વિગેરે અનેક બાબતોનું નિરૂપણ કર્યું છે. જૈન ન્યાય સંક્ષેપમાં પ્રદર્શિત કરેલ છે. બુક ખાસ વાંચવા તેમ જ સમજવા લાયક છે.

૧૧. પુરાણાં પુષ્પો—'જૈન'પત્રની વર્ષ ૩૮ માની ભેટ તરીકેની આ બુકમાં પ્રસિદ્ધ

લેખક સુશીલનાં લખેલાં જુદાં જુદાં ( ૧૧ ) ચરિત્રો આપેલાં છે. લેખનશૈલી સુંદર છે. ખાસ વાંચવા લાયક છે કિંમત રૂા. ૧ા રાખેલ છે. પ્રારંભમાં શ્રી ઉપદેશમાળાના કર્તાનું ચરિત્ર રોચક શૈલીએ વિસ્તારથી આપ્યું છે.

૧૨. **શ્રી મહેન્દ્રજૈનપંચાંગ**—સંવત ૧૯૯૯ નું, કર્તા મુનિ વિકાસવિજયજી. પ્રકાશક અમૃતલાલ કેવળદાસ, અમદાવાદ. કિંમત દોઢ આનો રાખેલ છે. મુનિશ્રી સતત પ્રયાસ કર્યા કરે છે. આ પાંચમા વર્ષનું પંચાંગ છે. આગેવાન આચાર્યોનું તેના પર લક્ષ જતું હોય તેમ જણાતું નથી. મંગાવનારે ઠે નાગજી ભુધરની પોળના શરનામે લખી મંગાવવું.

૧૩ **વર્ષપ્રબોધ અને અષ્ટાંગ નિમિત્ત**—પ્રકાશક માસ્તર પોપટલાલ સાકરચંદ, ફીકાભટ્ટની પોળ-અમદાવાદ. કિં રૂા. ૪) આવૃત્તિ બીજી. પ્રથમાવૃત્તિમાં રહી ગયેલી સ્ખલનાઓ જ્યોતિષરત્ન પંડિતવર્ય શ્રી મીઠાલાલજી વ્યાસને બતાવીને દૂર કરાવી છે. અષ્ટાંગનિમિત્તમાંથી દીક્ષાપ્રતિષ્ઠાદિકનાં મુહૂર્તો વિગેરે વિષયો કાઢીને બીજા ઉપયોગી વિષયો દાખલ કર્યા છે. તે અનુક્રમણિકા વાંચવાથી સમજાય તેમ છે. આ મૂળ ગ્રંથ ઉપાધ્યાય શ્રી મેઘવિજયજીનો કરેલો છે. તેનું આ ભાષાંતર છે. આ વખત કિંમત પ્રથમ કરતાં અર્ધી રાખી છે. એ વિષયના પ્રેમીઓએ ખાસ વાંચવા લાયક તેમ જ વિચારવા લાયક છે.

૧૪. **વીરવિભૂતિશતકમ્**—લેખક ન્યાયવિશારદ ન્યાયતીર્થ મુનિ શ્રી ન્યાયવિજયજી. પ્રારંભમાં વિશ્વબંધુ મહાવીર વિષે ઇંગ્રેજીમાં ને ગુજરાતીમાં જરૂરી ઉલ્લેખ કર્યા પછી દરેક પૃષ્ઠ ઉપર એકેક શ્લોક સંસ્કૃત અને તેની નીચે તેનો ગુજરાતી ને ઇંગ્રેજી અનુવાદ આપ્યો છે. એ રીતે ૧૦૦ પૃષ્ઠ કર્યા છે કર્તાએ ત્રણે ભાષામાં પોતાની વિદ્વત્તા બતાવી આપી છે. શ્રી માંગરોળ તપાગચ્છ જૈનસંઘ પેઢી તરફથી મળેલી આર્થિક સહાયથી વડોદરામાં છપાવેલ છે. કિંમત રાખી નથી.

૧૫. **કુબેરદત્તા**—લેખક શ્રીકાંત. આવૃત્તિ બીજી. પ્રકાશક શ્રી વિજયદાનસૂરિ જૈન ગ્રંથમાળા-સુરત. આ જુદા જુદા પ્રકારે ૧૮ સંબંધો બતાવનારી શ્રી જંબૂસ્વામીના ચરિત્રમાં આપેલી કથા છે. વાચવા લાયક છે. કિંમત એક આનો.

૧૬ **કર્તવ્ય ધર્મનો સંદેશ**—( પર્યુષણા મહાપર્વને અંગે ) લેખક મુનિરાજ શ્રી કનકવિજયજી. પ્રકાશક શ્રી યંગમેન્સ જૈન સોસાયટી, મુંબઇ પૃષ્ઠ ૧૬ ની આ બુક વાંચવા તથા વિચારવા લાયક છે. કિંમત રાખી નથી.

૧૭. **મગધરાજ**—( સેણિય-બિંબિસાર )-લેખક જયભિખ્ખુ. પ્રકાશક શ્રી જ્યોતિ-કાર્યાલય અમદાવાદ તરફથી ભાઇ ધીરજલાલ ટોકરશી શાહ. કિંમત રૂા. ૧-૮-૦. આ બુક જુદા જુદા ૨૭ પ્રકરણો પાડીને નોવેલ રૂપે લખવામાં આવી છે. લેખનપદ્ધતિ સુંદર તેમ જ અસરકારક છે. પૃષ્ઠ ૨૪૦ ની આ બુક સારું વાંચન પૂરું પાડનારી છે.

૧૮. **શ્રી કલ્યાણ: પરિ કલ્પલતા ટીકા**—ઉપાધ્યાયજી શ્રી સમયસુંદરજી વિરચિત શ્લોકસંખ્યા ૭૭૦૦. ઉપર સંપ્રાન્કાળિકાચાર્યની કથા આપેલી છે. શ્રી જિનદત્તસૂરિ પ્રાચીન પુસ્તકોદ્ધાર ફંડ( સુરત )ના ગ્રંથાંક ૪૨ તરીકે શ્રી જિનકૃપાચંદ્રસૂરિના શિષ્યરત્ન ઉપાધ્યાય શ્રી સુખસાગરજીએ ચાર ગૃહસ્થો તરફથી મળેલી આર્થિક સહાયવડે છપાવી પ્રસિદ્ધ કરેલ છે;

નકલ ૫૦૦ ભેટ આપવા માટે છપાવેલ છે અપ્રસિદ્ધ ટીકા હોવાથી વાચવા લાયક છે કેટલીક હકીકત નવીન દષ્ટિગોચર થાય છે. તેની પરીક્ષા કરવાનુ કામ ગીતાર્થોનુ છે.

૧૯ **શ્રી યોગશાસ્ત્ર મૂળ**—ઉપયોગી આંતરશ્લોક સમન્વિત કર્તા શ્રીમાન્ હેમચદ્રાચાર્ય એનુ અધ્યાત્મોપનિષદ્ એવુ બીજુ નામ છે શ્રી કુમારપાળ ભૂપાળની દંતશુદ્ધિ માટે બનાવેલા ૩૨ પ્રકાશ પૈકી આ બાર પ્રકાશ છે વાચતા અત્યત આહ્‌લાદ ઉપજે તેમ છે આચાર્ય શ્રી વિજયદાનસૂરિ જૈન ગ્રંથમાળા( સુરત )ના ૧૦ મા મણુકા તરીકે શ્રી કગડગ્રામે શ્રી વિજયરામચદ્રસૂરિએ વહેવગવેલા ઉપધાનમા થયેલી ઉપજની સહાયથી પત્રાકારે છપાવીને બહાર પાડેલ છે કિમત રાખી નથી મુનિરાજ શ્રી મનકવિજયજી તરફથી ભેટ મળેલ છે

૨૦ **શ્રી વૈરાગ્યરસમંજરી**—આચાર્ય શ્રી વિજયલબ્ધિસૂરિવિરચિત સુમારે ૭૦૦ શ્લોક ( અનુષ્ટુપ ) પ્રમાણ આ તેમના નામની ગ્રથમાળાના ૭ મા મણુકા તરીકે તેના કાર્યવાહક ચંદુલાલ જમનાદાસ તરફથી પ્રતાકારે પ્રસિદ્ધ કરવામા આવેલ છે પાંચ ગુચ્છક કરેલા છે વાચતા આનદ સાથે વૈરાગ્યવાસિત ઉપદેશ મળે તેમ છે

૨૧. **શ્રી ચૈત્યવંદન ચતુર્વિંશતિકા** આચાર્ય શ્રી વિજયલબ્ધિસૂરિવિરચિત તેમના નામની ગ્રંથમાળાના ૮ મા મણુકા તરીકે બુકાકારે પ્રસિદ્ધ કરેલ છે તેમાં વર્તમાન ચોવીશીના ૨૪ પ્રભુના ૨૪ અને બીજા શ્રી સીમધરસ્વામી વિગેરેના ૧૦ મળી કુલ ૩૪ ચૈત્યવંદનો જુદા જુદા વૃત્તમા રચેલા છે તે દરેક ચૈત્યવદનની નીચે નોટમા તે તે વૃત્તોનું છંદશાસ્ત્રાનુસાર લક્ષણ આપેલ છે શ્રી વિજયગભીરસૂરિના ઉપદેશથી મદ્રાસના સઘે આપેલી સહાયથી છપાવેલી છે કિંમત બે આના

૨૨ **શ્રી સ્તવનામૃતસંગ્રહ**—રચયિતા પન્યાસશ્રી અમૃતવિજયજીગણિ પ્રકાશક કે એમ શાહ બુકસેલર—અમદાવાદ કિંમત આઠ આના ચૈત્યવંદનો, સ્તવનો, સજ્ઝાયો, સ્તુતિઓ, ગહુળીઓ વિગેરેનો સારો સગ્રહ છે. તેમ જ બીજી સમજવા લાયક અનેક બાબતોનો સગ્રહ કર્યો છે. ખાસ વાચવા વિચારવા લાયક છે. પૃષ્ઠ ૩૦૦ લગભગની બુક હોવાથી કિંમત વધારે નથી

૨૩ **પ્રભાવિક સ્મરણ સ્તોત્રાદિ સંગ્રહ**—સાધ્વીજી હેતશ્રીજીના સદુપદેશથી સાધ્વી હરકોરશ્રીજીના તેમ જ સ્વપુત્રી રમિલાના સ્મરણાર્થે જામનગરનિવાસી શ્રાવક મગનલાલ લાલજીભાઈએ છપાવેલ છે. નવ સ્મરણો ઉપરાત બીજા સ્તોત્રો, બે પયન્ના, ગૌતમસ્વામીનો રાસ, બે દેવવદન અને ચૈત્યવદન ભાષ્ય—ગુજરાતી મોટા ટાઈપમા ૩૨ પેજી સારા કદમા છપાવેલ છે પૃષ્ઠ ૨૮૦ કિંમત રાખી નથી.

૨૪ **સુધારસ સ્તવન સંગ્રહ, ૨૫ દેવસીરાઇ પ્રતિક્રમણ સૂત્ર—મૂળ, ૨૬ સામાયિક ચૈત્યવદન સૂત્ર, ૨૭ દીવાળીકલ્પનું સ્તવન તથા નવકારનો રાસ, ૨૮ શ્રી સામાયિકસૂત્ર** (લઘુ કદની) આ પાચ બુકો મહેતા માણેકલાલ નાગરદાસ પ્રાગજી અમદાવાદ દોશીવાડાની પોળ તરફથી ભેટ તરીકે મળી છે એની કિંમત બુકના પ્રમાણમા જુદી જુદી રાખી છે. તેમની પાસે મગાવવાથી મળી શકશે

૨૯ **એ સતના સંતને**—પ્રકાશક પ્રસિદ્ધ લેખક માવજી દામજી શાહ, મુબઇ. કિંરૂ ૦-૧-૬

૩૦ **શ્રી સ્તોત્ર ચિંતામણિ** તથા **પ્રાકૃત સ્તોત્ર પ્રકાશ**—કર્તા શ્રીવિજયપદ્મસૂરિ શ્રી નેમિપદ્મગ્રંથમાળાના મણકા ૭–૮ તરીકે છપાએલ છે પ્રકાશક શ્રી અમદાવાદ જૈન ગ્રંથ પ્રકાશક સભા કાર્યવાહક શા ઇશ્વરદાસ મૂળચંદ કિંમત રૂ ૧) પ્રથમ વિભાગમા સસ્કૃત સ્તોત્રો ૬૦ છે ને બીજા વિભાગમા પ્રાકૃત સ્તોત્રો ૩૫ છે ત્રીન કૃતિ છતા વિદ્વત્તાભરેલી છે કેટલાક સ્તોત્રો તો ખાસ કંઠે કરવા લાયક છે પ્રયાસ સ્તુત્ય છે અને અવિચ્છિન્ન રહેતો જણાય છે

૩૧ સદ્ગુણાનુરાગી શ્રી કર્પૂરવિજયજી **લેખ સગ્રહ ભાગ ૧ લો**—પ્રકાશક શ્રી કર્પૂરવિજયજી સ્મારકસમિતિ, મુબઇ આ બુકમા 'શ્રી જૈન ધર્મ પ્રકાશ'મા ૨૫–૩૦ વર્ષ અગાઉ પ્રગટ થયેલા ૧૧૨ લેખોનો સગ્રહ છે તેની અનુક્રમણિકા બે પ્રકારની પ્રારભમા ને પ્રાતભાગમા આપેલી છે તમામ લેખો ખાસ ઉપદેશક છે મજકુર સમિતિના પ્રયાસરૂપ વૃક્ષનુ આ પ્રથમ ફળ છે પન્યાસજી પ્રીતિવિજયજીની પ્રેરણાથી આ કાર્યની ઉત્પત્તિ થઇ છે પ્રારભમા લેખકનો અને પ્રેરકનો ફોટો આપેલ છે તેમ જ ઉપોદ્ઘાત, આમુખ વિગેરે આપેલ છે સુમારે ૧૬ પેજી ૩૫૦ પૃષ્ઠની પાકી બાધેલી બુકની કિંમત માત્ર પાચ આના જ રાખી છે કપડાના પુઠાવાળીના છ આના રાખ્યા છે પ્રાપ્તિસ્થાન મુબઇ ગોપાળ ભુવન પ્રીન્સેસ સ્ટ્રીટ મત્રી નરોત્તમદાસ ભગવાનદાસ ( અમારી સભામાથી પણ મળશે )

૩૨ **શ્રી વિનયસુબોધ સગ્રહ.** ભાગ ૧ લો તથા ૨ જો—ગુજરાત બરવાળા સપ્રદાયના **મુનિરાજ શ્રી વિનયચદ્રજી સ્વામી** પ્રકાશક આચાર્ય ***શ્રી ઉમેદચદ્રજી સ્વામીના*** પરમ સેવક **મહેતા ચુનીલાલ** ભાઇચદભાઈ જે પી મુબઇના માજી શેરિફ અનુક્રમણિકા વાચતા બને ભાગમા ગદ્ય પદ્ય અનેક બાબતોનો સગ્રહ કરેલો છે મોટા કદના ૮૦૦ પૃષ્ઠની પાકી બાધેલી બુક છે કિંમત રૂ ૩–૮–૦ રાખેલી છે સ્થાનકવાસી સપ્રદાય માટે ખાસ ઉપયોગી છે આવી બુકોનુ સમુદાય મળી વાચન થાય તો સારગ્રાહી જીવોને લાભ થવા સભવ છે કેટલાક લેખો અસરકારક શૈલીમા લખાયેલા છે

૩૩ **મારી સિંધયાત્રા**—લેખક **મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી મહારાજ** જુદા જુદા ૩૮ પ્રકરણોની અદર સિંધ દેશને લગતી પોતાના વિહારને લગતી તેમ જ ત્યા કરેલી સ્થિતિને લગતી અનેક બાબતોનો સગ્રહ કર્યો છે ફોટા પણ ઘણા આપ્યા છે પ્રયાસનુ માપ કાઢી શકાય તેમ નથી પ્રયાસની કિંમત સદ્યત વાચનાર જ આકી શકે તેમ છે શ્રી જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક સઘ કરાચી તરફથી પ્રસિદ્ધ થયેલ છે કિંમત રૂા ૨–૮–૦ પોસ્ટેજ આઠ આના અમારી સભામાથી પણ મળી શકશે લાબા વખતના પ્રયાસનુ આ પરિણામ છે તેનો અનુભવ થોડાક પૃષ્ઠ વાચતા પણ થઇ શકે તેમ છે

૩૪ **શ્રી કચ્છી દશાઓશવાળ જૈન પાઠશાળાનો પદરમો રિપોર્ટ**—અનેક સસ્થાઓ તરફથી રિપોર્ટો રિવ્યુ માટે અમારી તરફ મોકલવામા આવે છે પરતુ અમે અવકાશ અને સ્થળના અભાવથી તેનો રિવ્યુ લઇ શકતા નથી તેને માટે ક્ષમા–યાચના છે

આ રિપોર્ટમા સદરહુ સસ્થાને લગતી અનેક બાબતો સમાયેલી છે તે ટૂકામા લખી શકાય તેમ નથી કાર્યવાહકોનો પ્રયાસ સ્તુત્ય હોવા સાથે અનુકરણીય છે અમે એ સસ્થાની પ્રગતિ ઇચ્છીએ છીએ

---

# પ્રભાવિક પુરુષો

## ચેડા મહારાજા

(૬)

ચેલણાનું અપહરણ થયા પછી વિશાલા નગરીની પરિસ્થિતિ તદ્દન બદલાઇ ગઇ હતી. મહારાજા ચેટકના સ્વભાવથી ને પરાક્રમથી પરિચિત પ્રજા સારી રીતે જાણતી હતી કે ટૂંક સમયમાં મગધદેશ સાથે સંગ્રામનું રણશિંગડું ફુંકાવાનું. ચેલણાને ઉપાડી જવાનો ઘા રાજવી મૌનપણે સહન કરે એ શકય જ નહોતું. સુરંગ માર્ગે આ બનાવ બન્યો તેથી જ આટલા દિવસ પસાર થયા. ઉઘાડી લડાઈમાં પરાજય પામ્યા હોય એવું કોઇ વાર ચેટકરાજની કારકિર્દીમાં નહોતું નોંધાયું કે નહોતું વિશાલાનગરીની વસતીએ જોયું! એક તરફ મહાસંગ્રામની તૈયારીથી અને બીજી તરફ ગુપ્તચરોની છૂપી તપાસથી સારાયે પુરમાં વાતાવરણ ગરમ બન્યું હતું. ચકલે, ચૌટે અને આવાસોમાં વાતનો વિષય સુરંગ ને ચેલણાના અપહરણનો જ ચર્ચાનો. એની પાછળ જાતજાતનાં ચણતર થતાં. ખુદ મહારાજાને પણ ઓછું આશ્ચર્ય નહોતું ઉદ્ભવ્યું! પોતાની નજર હેઠળ ખરે બપોરે એક નૃપ, ગણત્રીના અંગરક્ષકો સાથે આવી ચેલણાને ઉડાવી જાય! પોતે તેનો પીછો પણ ન પકડી શકે! અરે આ જાતની સુરંગ થઇ તેની ગંધ સરખી પણ પોતાને ન આવે! એ આશ્ચર્ય.

આવા વિચારના અંતે મગધેશની હિંમત માટે માન છૂટતું તેમ આવી સુરંગ તૈયાર કરાવનારની પ્રજ્ઞા પર મન આફરીન પોકારતું. આમ છતાં આ કડવો ઘૂંટડો ગળી જવાય તેમ નહોતું. ક્ષાત્રત્વને લાંછન લાગે તેવો બનાવ બની ગયો હતો. પોતે સામ્રાજ્યવાદનો વિરોધી હોઇ, સંગ્રામલાલસુ ન હોવા છતાં, કેવળ સ્વમાનના રક્ષણ અર્થે આ જાતના અપમાનનો પ્રતિરોધ યુદ્ધ ખેડીને કર્યા સિવાય પોતાને ચાલે તેમ નહોતું. તેથી અહિંસા ધર્મનો પ્રખર ઉપાસક હોવા છતાં, રાજધર્મ-ક્ષત્રિયવટના સંરક્ષણ અર્થે મગધ પર ચઢાઇ લઇ જવાના આદેશ અપાઇ ચૂકયા, તૈયારીઓ પૂરી થવા આવી. તેમાં જે કંઇ ઢીલ થઇ તે એક જ મુદ્દાની ચોખવટ કરવાના હેતુથી અને તે એ જ કે આ બનાવની પાછળ વૈશાલીની પ્રજામાંથી કિંવા અંતઃપુરના નારીવૃંદમાંથી કોઇનો છૂપો દોરીસંચાર તો નહોતો ને? આટલું સાહસ પ્રથમની ગોઠવણ વિના શકય નહોતું જ! આ જાતની તૈયારી એ કંઇ બે ચાર ઘડીનું કાર્ય ન સંભવી શકે. એની પાછળ સંખ્યાબંધ રાતદિવસના ઉજાગરા અને લાગણીવાળા અંતરોની તીવ્ર મહેનત હોવી જોઇએ. કોઇ બુદ્ધિમાનની નજર અને વૈશાલીના વતનીના સહકાર વિના આ યોજના સંભવી જ ન શકે. મહારાજાના મસ્તિષ્કમાં ઘોળાઇ રહેલ આ સંશય સાવ નિર્મૂળ ન હતો એમ વાચક તો સારી રીતે સમજે છે, પણ ગુપ્તચરોએ મેળવેલી હકીકતો પરથી એના કેટલાક

અંકોડા જોડવાનો સુયોગ આજે મહારાજાને સાંપડતાં તેઓશ્રી રાજકાર્યને જલદી આટોપી એકાએક અંતઃપુરમાં આવી પહોચ્યા

મસલતગૃહમાં બેઠક લઇ, તરત જ મહારાણીને બોલાવી લાવવા ચેટીને આજ્ઞા કરી. જ્યારથી ચેલણાનું અપહરણ થયું ત્યારથી અંતઃપુરનું વાતાવરણ પણ સંક્ષુબ્ધ બન્યું હતું. જાતજાતની ચર્ચાઓ ઊઠતી. સૌના મન પર ગમગીનીની છવાઈ ગઇ હતી. સુજ્યેષ્ઠા તરફ–એની દક્ષતા તરફ–સૌની આંખ વળતી. વધુ જાણવા સારુ અત્યાર પૂર્વે તેણીને ઓછા પ્રશ્નો નહોતા પૂછાયા.

આજે એકાએક મહારાજાનાં પગલાં આ સમયે પડતાં જ કંઇ નવા–જૂની થવાની આશંકા થવાથી દોડધામ વધી પડી મહારાણી આવી ગયા વિરામાસન પર બેસી મહારાજાને આવવાનું કારણ પૂછે ત્યાર પહેલાં ખુદ રાજવીએ જ ઉત્તેજિત સ્વરે ઉપાલંભ આપવાના ભાવથી જણાવ્યું—

'આટઆટલી નુકતેચીની થયા છતાં, આખરે નજર મગધભણી જ વળીને ! જગતની આંખે જે અપહરણ મનાય છે તે ખરું જોતાં મળેલી બાતમીના સાંધા જોડતાં અપહરણ નથી પણ તમારી વહાલી પુત્રીનો પ્રેમકિસ્સો છે.'

'મહારાજ! તમારા સરખા ધર્મજ્ઞ આ બનાવ પાછળ આટલી બધી ઉત્કટતા કેમ ધરાવે છે એ જ મને તો નથી સમજાતું !

**लिखितमपि ललाटे, प्रोज्झितुं कः समर्थः** અથવા તો '**विधिरेव बलीयसी**' જેવાં નીતિકારનાં વચનો પર આપને શ્રદ્ધા નથી બેસતી ? પુરુષાર્થ મર્યાદિત હદ સુધી કામ લાગે છે, આખરી સત્તા તો ભાગ્યદેવીના હસ્તમાં સોંપાયેલી છે. તે વિના '**वसिष्ठदत्तलग्नोऽपि, रामः प्रव्रजितो वने**' જેવું આશ્ચર્ય સંભવી શકતી ચક્ષુ સામેના બનાવથી નિશ્ચિત કરી લ્યો કે '**विधिरेव तानि घटयति, यानि पुमान् नैव चिंतयति**' અર્થાત્ માનવીના આરંભ્યા અધવચ રહે છે અને દૈવ કરે તે થાય છે.'

'મહારાણી ! તો પછી જાણ્યા છતાં મારાથી આ વાત છુપાવવાનું શું પ્રયોજન ? તે દિવસે મને તમે ખાતરી આપેલી કે 'પુનઃ આ વાત હું નહીં સંભારું' એ કેવળ બનાવટ હતીને ?'

'હે નાથ ! મર્યાદા ઓળંગાય છે. ક્ષત્રિયાણી પોતાના વચનથી ચળાયમાન થવા કરતાં મૃત્યુ વધુ પસંદ કરે છે. આપ શું એમ માનો છો કે જે બન્યું છે તે મારી જાણમાં છે કિંવા એને મારી સંમતિ છે ? એ બનાવના સબંધમાં જેટલા આપ અજ્ઞાન છો તેટલી જ હું છું; આપ કહો છો કે અપહરણ નથી, પણ પ્રેમકિસ્સો છે ત્યારે મને પુરાણી વાત સ્મૃતિપટમાં તાજી થાય છે; જો કે એનો મેળ મળતો નથી એ વેળા મેં પુત્રી સુજ્યેષ્ઠાનું દિલ મગધેશ પ્રતિ વળેલું છે એટલું જોઇ લીધેલું, જ્યારે બન્યું છે જુદું સુજ્યેષ્ઠાએ પોકાર કરી ચેતવણી આપી છે અને ચાલી ગઈ છે તો ચેલણા ! જેના સંબંધમાં સ્વપ્ને પણ ખ્યાલ ન આવે. વારંવાર વિચાર્યા છતાં હજુ એ કોકડું ઊકેલી શકાયું નથી ! (ચાલુ) **ચોકસી**



# ભાવનગર
# શ્રી જૈન ધર્મ પ્રસારક સભાનો
## સં. ૧૯૯૪ ના ચૈત્રથી સં. ૧૯૯૫ ના ફાગણ સુધીનો ૫૮ મો વાર્ષિક રિપોર્ટ

### જનરલ કમિટી

ગત વર્ષ આખરે ૩ પેટ્રન, ૩૨૦ લાઇફ મેમ્બર, ૧૩૨ પહેલા વર્ગના વાર્ષિક મેમ્બર, ૭ બીજા વર્ગના વાર્ષિક મેમ્બર અને ૧ ઓનરરી મેમ્બર મળી કુલ ૪૬૩ સભ્યો હતા, તેમાંથી ગુજરી ગયેલા ને બંધ થયેલા બાદ કરતાં ને નવા થયેલા ઉમેરતાં પ્રસ્તુત વર્ષની આખરે ૫ પેટ્રન, ૩૨૫ લાઇફ મેમ્બર, ૧૩૩ પહેલા વર્ગના વાર્ષિક મેમ્બર, ૭ બીજા વર્ગના વાર્ષિક મેમ્બર ને ૧ ઓનરરી મેમ્બર કુલ ૪૭૧ રહ્યા છે.

### પેટ્રન*

| | |
|---|---|
| ૧ શેઠ માણેકલાલભાઈ મનસુખભાઇ | અમદાવાદ |
| ૨ શેઠ કીકાભાઈ પ્રેમચંદ રાયચંદ | મુંબઇ |
| ૩ શેઠ નાગરદાસ પુરુષોત્તમદાસ | રાણપુર |
| ૪ રાવબહાદુર કાંતિલાલભાઇ ઈશ્વરભાઈ જે. પી. | મુંબઇ |
| ૫ શેઠ માણેકલાલ પ્રેમચંદ રાયચંદ | મુંબઇ |

### મેનેજીંગ કમિટી સં. ૧૯૯૪ ના ફાગણ શુદિ ૨ જે નવી નીમાણી છે, તે નીચે પ્રમાણે—

| પ્રમુખ | ઉપપ્રમુખ |
|---|---|
| ૧ શા. કુંવરજી આણંદજી | ૨ રા. રા. જીવરાજભાઇ ઓધવજી |

**જનરલ સેક્રેટરી**

૩ ગાંધી અમરચંદ ઘેલાભાઈ હાલ મુંબઇ×

**સેક્રેટરી**

૪ મેતા ચુનીલાલ નાગરદાસ — ૫ શાહ અમરચંદ કુંવરજી

**ખજાનચી**

૬ શા. નેમચંદ ગિરધરલાલ

---

*૧ નવા વર્ષમાં શેઠ માણેકલાલભાઇ ચુનીલાલે પેટ્રનપણું સ્વીકાર્યું છે.

×૨ સં. ૧૯૯૫ ના આસો વદિ ૧ રવિવાર રાત્રે મુંબઇ-મલુંદખાતે સ્વર્ગવાસી થયા છે.

## મેમ્બરો

૭ પરી. ચુનીલાલ દુલભજી
૮ શેઠ છોટાલાલ નાનચંદ
૯ શા. ગુલાબચંદ આણંદજી
૧૦ શા. વિઠ્ઠલદાસ મૂળચંદ
૧૧ શા. જીવરાજભાઇ રતનજી
૧૨ વોરા પરમાણંદ તારાચંદ
૧૩ વકીલ જગજીવનદાસ શિવલાલ
૧૪ વકીલ ભાઇચંદ અમરચંદ
૧૫ શા. કુંવરજી નથુભાઇ
૧૬ શેઠ નાનચંદ કુંવરજી

'શ્રી જૈન ધર્મ પ્રકાશ'ના તંત્રી તરીકે ભાઇ નરોત્તમદાસ દેવચંદને નિયુક્ત કરવામાં આવ્યા છે.

### પ્રસ્તુત વર્ષમાં મળેલી મિટીંગોમાં થયેલ કામકાજનો સાર.

આ વર્ષમાં ૨ જનરલ મિટીંગ અને ૬ મેનેજીંગ કમિટીની મિટીંગ મળી છે અને ૪ વખત સરક્યુલરથી વિનંતિપત્રો મંજૂર કરવામાં આવ્યા છે.

### ૧ સં. ૧૯૯૪ ના ચૈત્ર વદિ ૧૪ મેનેજીંગ કમિટી.

નવા સભાસદોના ૩ વિનંતિપત્રો મંજૂર કર્યા.

### ૨ સં. ૧૯૯૪ ના અશાડ શુદિ ૧ મેનેજીંગ કમિટીને સરક્યુલર.

નવા સભાસદોના ૩ વિનંતિપત્રો મંજૂર કરવામાં આવ્યા.

### ૩ સં. ૧૯૯૪ અશાડ વદિ ૬ મેનેજીંગ કમિટી.

૧ શ્રાવણ શુદિ ૩ ની સભાની ૫૭ મી વર્ષગાંઠ કાયમના રિવાજ મુજબ શીહોર ઉજવવી, પૂજા ભણાવવી અને પ્રીતિભોજન કરવું એમ ઠરાવ્યું.

૨ બહારગામના મેમ્બરોને શ્રાવણનો અંક મોડો બહાર પડવાનો હોવાથી આ વખત કાર્ડ મોકલીને ખબર આપવા. હવે પછી અશાડના અંકમાં જ લખીને ખબર આપવાનું ઠરાવ્યું.

### ૪ સં. ૧૯૯૪ ના શ્રાવણ વદિ ૮ મેનેજીંગ કમિટી

૧ નવા સભાસદોના ૧૦ વિનંતિપત્રો મંજૂર કરવામાં આવ્યા.
૨ શ્રાવણશુદિ ૩ ની વર્ષગાંઠમાં થયેલ ખર્ચ કેટલીક ચર્ચા સાથે મંજૂર કર્યો.
૩ ઇલેક્ટ્રિકનું ફિટીંગ બગડી ગયેલું હોવાથી નવું કરાવવાનું ઠરાવ્યું અને તેમાં જે ખર્ચ થાય તે મંજૂર કરવાનું ઠરાવ્યું.

### ૫ સં. ૧૯૯૫ ના કાર્તિક શુદિ ૪ મેનેજીંગ કમિટી

શ્રીમુંબઇથી જૈન કોન્ફરન્સ મેળવવા સંબંધી પ્રયત્ન કરવા રા. રા. કાંતિલાલભાઇ ઇશ્વરભાઇ તથા ભાઇ મોતીચંદ ગિરધરલાલ સોલીસિટર કા. શુદિ ૬ કે આવનારા હોવાથી તેમના સત્કાર માટે સ્પેશીયલ જનરલ સભા બોલાવવાનું અને રીતસર પાર્ટી આપવાનું ઠરાવ્યું.

### ૬ સં. ૧૯૯૫ના કાર્તિક શુદિ ૬ જનરલ સભા

રા. રા. કાંતિલાલભાઇ ઈશ્વરલાલભાઇ તથા મોતીચંદ ગિરધરલાલ જૈન કોન્ફરન્સના કાર્ય પરત્વે અહીં આવતાં જનરલ સભા બોલાવવામાં આવી. બીજા સંભાવિત જૈન ગૃહસ્થોને પણ આમંત્રણ આપવામાં આવ્યું. યોગ્ય શબ્દોમાં તેમનો સત્કાર કર્યા બાદ ચા-ટિફિનપાર્ટી કરવામાં આવી. પ્રાંતે પાનગુલાબ આપવા સાથે મેળાવડો બરખાસ્ત કર્યો.

### ૭ સં ૧૯૯૫ ના કાર્તિક વદિ ૨ સરક્યુલર

નવા સભાસદોના વિનતિપત્રો ૩ મંજૂર કરવામાં આવ્યા.

### ૮ સં ૧૯૯૫ ના માગશર શુદિ ૮ મેનેજીંગ કમિટી

રા. રા. કાંતિલાલભાઈ ઈશ્વરભાઈએ સભાનું પેટ્રનપણું સ્વીકાર્યું તે હકીકત રોશન કરી અને તેમના ફોટા સાથે તેમની સખાવતની ટૂંકી હકીકત હવે પછીના અંકમાં મૂકવાનું ઠરાવ્યું.

### ૯ સં. ૧૯૯૫ ના માગશર વદિ ૭ મેનેજીંગ કમિટી

સં. ૧૯૮૩ ના ચૈત્રથી સં. ૧૯૯૪ ના ફાગણ સુધીનો હિસાબ ને રિપોર્ટ રજૂ કર્યો અને તે રિપોર્ટ મંજૂર કરવા માટે માગશર વદિ ૧૪ શે જનરલ સભા બોલાવવાનું ઠરાવ્યું. ભાવનગરના દરેક સભ્યોને કાર્ડો છપાવીને ખબર આપવા ઠરાવ્યું.

### ૧૦ સં. ૧૯૯૫ ના માગશર વદિ ૧૪ જનરલ સભા

સં. ૧૯૯૩ ના ચૈત્રથી સં. ૧૯૯૪ ના ફાગણ સુધીનો સભાનો ૫૭ મો રિપોર્ટ ને હિસાબ રજૂ કરવામાં આવ્યો તે મંજૂર કર્યો સરવૈયામાં રહેલ ફેર બાબત શા. ગુલાબચંદ મેરાજને હિસાબ તપાસવા માટે આપવાનું ઠરાવ્યું અને પસાર થયેલ રિપોર્ટ છપાવીને માસિક સાથે વહેંચવાનું ઠરાવ્યું.

### ૧૧ સં. ૧૯૯૫ના પોષ શુદિ ૯ સરક્યુલર

નવા સભાસદોના ૨ વિનંતિપત્ર મંજૂર કરવામાં આવ્યા.

### ૧૨ ૧૯૯૫ના ફાગણ શુદિ ૧૫ સરક્યુલર

નવા સભાસદોના ૪ વિનંતિપત્ર મંજૂર કરવામાં આવ્યા.

### સભાનું નાણા પ્રકરણી ખાતું

આ ખાતાની હકીકત જાણવા માટે નીચે જણાવેલા દશ ખાતાનો ઉપજ-ખર્ચ અને છેવટનું સરવૈયું વાંચવા તસ્દી લેવી. વિશેષ જાણવાની ઇચ્છાવાળા સભ્યે સભાના વહીવટી ચોપડા ઉપરથી માહિતી મેળવવી.

### ૧ સભાખાતું

#### જમે બાજુ

૧૧ાા૦ ॥ કાર્તિક શુદિ ૧ તથા શુદિ ૫ મે જ્ઞાન પાસે આવ્યા તે
૨૦૨ાાા–ાા ભેટ આવેલી બુકોના તથા માસિકની ફાઈલોના

### મેમ્બરો

| | |
|---|---|
| ૭ પરી. ચુનીલાલ દુલભજી | ૧૨ વોરા પરમાણંદ તારાચંદ |
| ૮ શેઠ છોટાલાલ નાનચંદ | ૧૩ વકીલ જગજીવનદાસ શિવલાલ |
| ૯ શા. ગુલાબચંદ આણંદજી | ૧૪ વકીલ ભાઈચંદ અમરચંદ |
| ૧૦ શા. વિઠ્ઠલદાસ મૂળચંદ | ૧૫ શા. કુંવરજી નથુભાઈ |
| ૧૧ શા. જીવરાજભાઇ રતનજી | ૧૬ શેઠ નાનચંદ કુંવરજી |

'શ્રી જૈન ધર્મ પ્રકાશ'ના તંત્રી તરીકે ભાઇ નરોત્તમદાસ દેવચંદને નિયુક્ત કરવામાં આવ્યા છે.

### પ્રસ્તુત વર્ષમાં મળેલી મિટીંગોમાં થયેલ કામકાજનો સાર.

આ વર્ષમાં ૨ જનરલ મિટીંગ અને ૬ મેનેજીંગ કમિટીની મિટીંગ મળી છે અને ૪ વખત સરક્યુલરથી વિનંતિપત્રો મંજૂર કરવામાં આવ્યા છે.

**૧ સં. ૧૯૯૪ ના ચૈત્ર વદિ ૧૪ મેનેજીંગ કમિટી.**

નવા સભાસદોના ૩ વિનંતિપત્રો મંજૂર કર્યા.

**૨ સં. ૧૯૯૪ ના અશાડ શુદિ ૧ મેનેજીંગ કમિટીને સરક્યુલર.**

નવા સભાસદોના ૩ વિનંતિપત્રો મંજૂર કરવામાં આવ્યા.

**૩ સં. ૧૯૯૪ અશાડ વદિ ૬ મેનેજીંગ કમિટી.**

૧ શ્રાવણ શુદિ ૩ ની સભાની ૫૭ મી વર્ષગાંઠ કાયમના રિવાજ મુજબ શીહોર ઉજવવી, પૂજા ભણાવવી અને પ્રીતિભોજન કરવું એમ ઠરાવ્યું.

૨ બહારગામના મેમ્બરોને શ્રાવણનો અંક મોડો બહાર પડવાનો હોવાથી આ વખત કાર્ડ મોકલીને ખબર આપવા. હવે પછી અશાડના અંકમાં જ લખીને ખબર આપવાનું ઠરાવ્યું.

**૪ સં. ૧૯૯૪ ના શ્રાવણ વદિ ૮ મેનેજીંગ કમિટી**

૧ નવા સભાસદોના ૧૦ વિનંતિપત્રો મંજૂર કરવામાં આવ્યા.
૨ શ્રાવણશુદિ ૩ ની વર્ષગાંઠમાં થયેલ ખર્ચ કેટલીક ચર્ચા સાથે મંજૂર કર્યો.
૩ ઇલેક્ટ્રિકનું ફ્રિટીંગ બગડી ગયેલું હોવાથી નવું કરાવવાનું ઠરાવ્યું અને તેમાં જે ખર્ચ થાય તે મંજૂર કરવાનું ઠરાવ્યું.

**૫ સં. ૧૯૯૫ ના કાર્તિક શુદિ ૪ મેનેજીંગ કમિટી**

શ્રીમુંબઈથી જૈન કોન્ફરન્સ મેળવવા સંબંધી પ્રયત્ન કરવા રા. રા. કાંતિલાલ-ભાઇ ઇશ્વરભાઈ તથા ભાઇ મોતીચંદ ગિરધરલાલ સોલીસિટર કા. શુદિ ૬ કે આવનારા હોવાથી તેમના સત્કાર માટે સ્પેશીયલ જનરલ સભા બોલાવવાનુ અને રીતસર પાર્ટી આપવાનું ઠરાવ્યું.

૫૫૨ાા સભાસદોને માસિક ભેટ આપ્યું તેના
. ૧૪૪) ભાવનગરના સભાસદો ૧૪૪ને દર રૂા. ૧) ૪૦૮ાા બહારગામના
સભાસદો ૩૨૭ ને દર રૂા. ૧ા
૧૯૬૭ાાન્ડ માસિકના વેલ્યુ કરવાથી તેમજ મનીઓર્ડર વિગેરેથી વસુલ આવ્યા તે
૨૫૭૩ાન્ાા

## ઉધાર બાજુ

૧૧૫૦ાળાા માસિકના બાર અંક છપામણના તથા કાગળખર્ચના
૭૨૪ાા છપામણના અંક ૧૨ ના ફારમ ૫૪ાા તથા બાર માસના
ટાઇટલના ફારમ ૬ કુલ ફારમ ૬૦ાા ના રૂા. ૧૨) લેખે
૩૦) ટાઈટલે દ્વિરંગી છપાવવાના
૩૧૩ાા કાગળ રોયલ રીમ ૩૫) ૧૬-૨૧ રૂા. ૮ાા લેખે
૮૨)ાા પુંઠા માટે આર્ટપેપર રીમ ૮) રૂા. ૧૦ા લેખે
૬૦) મુફ તપાસામણના ફારમ ૬૦ ના દર રૂા. ૧)
૨૨) રેપરના કાગળના તથા છપામણના
૪૦૦ાાા પોસ્ટેજ સંબંધી તથા વી. પી. સંબંધી ખર્ચના
૩૦ાાન્ા પરચુરણ ખર્ચના
૧૯૯૩ાાન્ા

ગયા વર્ષના બાકી લેણા રૂા. ૭૧૮ાન્ા ઉમેરતાં કુલ રૂા. ૨૩૮૨)ાા થયા તે જમેની રકમમાંથી બાદ કરતા રૂા ૧૯૧)ાા નો વધારો રહ્યો તે શ્રી જૈન ધર્મ પ્રકાશના હાંસલખોટ ખાતે લઇ જવામાં આવ્યા છે.

## ૩ શ્રી જૈન ધર્મ પ્રકાશનું હાંસલ ખોટ ખાતું

આ ખાતે રૂા. ૨૯૨ાાા લેણા હતા તેમાં ઉપર જણાવેલા રૂા. ૧૯૧)ાા જમે આવતા રૂા. ૧૦૧ાાા લેણા રહ્યા છે.

## ૪ વ્યાજ ખાતું

આ ખાતે પડેલા નોટના રૂા. ૫૫૫ા સભાખાતે ઉધારી વાળ્યા છે.

## ૫ શ્રી સભાની લાઇબ્રેરી ખાતું

આ ખાતે ગયા વર્ષની આખરે રૂા. ૯૪૬૧ાાન્ા લેણા હતા તેમાં બુકો નવી ખરીદ કરી તેના તથા ભેટ આવેલી બુકોના રૂા ૩૦૩ાાા ઉધરતાં રૂા.૯૭૬૫ાન્ા થયા છે તેની વર્ગવાર વિગત નીચે મુજબ—

| | | |
|---|---|---|
| ૨૯૬૨-૧૦-૩ | વર્ગ પહેલાની જૈન બુકો | ૩૦૨૭ |
| ૪૨૮-૮-૦ | વર્ગ બીજાની સંસ્કૃત જૈનેતર બુકો | ૨૪૩ |
| ૨૮૧૭-૧૦-૦ | વર્ગ ત્રીજાની નીતિ સંબંધી બુકો | ૨૫૮૯ |

૪૪૧-૦-૦ વર્ગ ચોથાની હસ્તલિખિત પ્રતો ૬૮
૧૩૯૪-૮-૦ વર્ગ પાંચમાની માસિકની ફાઇલો ૬૮૧
૧૯૭-૧૦-૦ વર્ગ છઠ્ઠાની ઈંગ્રેજી બુકો ૧૩૦
૧૫૨૩-૧૧-૦ વર્ગ સાતમાની જૈન ધર્મની છાપેલી પ્રતો ૭૬૨
૯૭૬૫-૯-૩ ૭૫૦૦

ગતવર્ષ આખરે નકલ ૭૨૮૬ હતી તેમાં ૨૧૪ વધવાથી કુલ નકલ ૭૫૦૦ થઈ છે.

## ૬ સભાસદોનું ફી ખાતું

### જમે બાજુ

૧૬૦૨) સભાના મકાનભાડાની ઉપજના
૪૩૬)ાાા સભાસદોની વાર્ષિક ફીના
૨૦૩૮)ાાા

### ઉધાર બાજુ

૧૦૩૨ા નોકર પગારના
૪૮૦) કા. મોહનલાલ મગનલાલ ૨૪૦) પંડિત જગજીવનદાસ પોપટલાલ
૧૮૦) કા. ન્યાલચંદ નરોત્તમ ૧૩૨ા કા. મણિલાલ મૂળચંદ
૫૨) પાણી ભરામણ વિગેરે કામના બાઈ હેમીને માસ ૧૩ ના
૫૫૨ાા સભાસદોને શ્રી જૈન ધર્મ પ્રકાશ ભેટ આપ્યું તેના.
૧૪૪) ભાવનગરના સભાસદો ૧૪૪ ને દર રૂા. ૧) લેખે.
૪૦૮ાા બહારગામના સભાસદો ૩૨૭ ને દર રૂ ૧ા લેખે.
૧૨૨)ાાા ઈલેક્ટ્રિક લાઇટના નવા ફિટીંગના રૂા. ૧૫૦) અને માસ ૧૨ ના ખર્ચના રૂા. ૯૪ા કુલ રૂા. ૨૪૪ાના ભાગ અરધાના.
૩૦ાા સભાના મકાનના વિમાના.
૪૦ાા બંધ થયેલા મેમ્બરો પાસે લેણી રહેલી ફીના માંડી વાળ્યા તે.
૩૭)ાા ખાસ બાબતોના ખર્ચના.
૩ાા શેત્રુંજીના. ૬) પ્રથમના માનપત્ર વખતના મોટર ભાડાના.
૧૦ાા તકીઆના. ૭)ર મણિલાલ બાલાભાઇના માનમાં ચા પાર્ટીના
રાા ઓછાડના. ૬ાા માણસોને સાકર અને બોણીના.
૩૫ાાા પરચુરણ ખર્ચના. ૧૨ાા-૨૨ાાા
૧૯૦૩)ાાા

ઉપર પ્રમાણે ઉપજમાંથી ખર્ચ બાદ કરતાં રૂા. ૧૩૪ાા ને વધારો પડવાથી આ ખાતે રૂા. ૩૭૬૪ાાા દેવા હતા તે રૂા. ૩૯૨૯ાા થયા છે.

## ૭ શ્રી લાઇફમેમ્બરોનું ફી ખાતું

આ ખાતે જમે આવેલા રૂા. ૧૫૮૧)ની વિગત
૫૧) મેતા કાંતિલાલ સૂરચંદ પાટણ

૫૦) શા. વલ્લભદાસ લલ્લુભાઇ ભાવનગર
૫૧) શેઠ ચીમનલાલ ઝવેરભાઈ ,,
૫૧) શા. હરગોવિંદ સોમચંદ ,,
૫૧) શેઠ મણિલાલ સાંકળચંદ અમદાવાદ
૫૧) શેઠ ગુલાબચંદ નગીનદાસ ,,
૫૦) શા. વિનયચંદ હરજીવન ભાવનગર
૨૫) શા. ગિરધરલાલ પીતામ્બર ,,
૫૧) શેઠ છોટાલાલ જમનાદાસ અમદાવાદ
૫૦) શા. વિનયચંદ ગુલાબચંદ ભાવનગર
૧૦૦) શેઠ રતિલાલ વાડીલાલ પુનમચંદ મુંબઈ
૫૦૦) રાવબહાદુર કાંતિલાલભાઈ ઈશ્વરભાઇ ,,
૫૦૦) શેઠ માણેકલાલભાઇ પ્રેમચંદ રાયચંદ ,,
૧૫૮૧)

આ ખાતે રૂા. ૨૬૭૭૨ા દેવા હતા તેમાં રૂા. ૧૫૮૧) ભળવાથી કુલ રૂા. ૨૮૩૫૩ા થયા છે. આ રકમ સભાના મકાનમાં વપરાયેલી હોવાથી આ રકમના વ્યાજ બદલ મકાનભાડું સભાસદોની ફી ખાતે જમે કરવામાં આવે છે. આ વર્ષે ભાડાના રૂા. ૧૬૦૨) ઉપજ્યા છે.

### ૮ શ્રાવણ શુદિ ૩ની સભાની વર્ષગાંઠ ખાતું

આ ખાતે રૂા. ૪૨૬૪ાા૦ દેવા હતા ને વ્યાજના રૂા. ૧૮૨ાા= જમે થયા, કુલ રૂા. ૪૪૪૭ા=૦ થયા, તેમાંથી શ્રાવણ શુદિ ૩જે ખર્ચના રૂા ૨૧૫ાાા– થયા તે બાદ જતાં બાકી રૂા. ૪૨૩૧ાા–ના દેવા રહ્યા છે.

### ૯ કાર્તિક શુદિ ૬ના સ્વામીવાત્સલ્ય ખાતું

આ ખાતે રૂા ૫૩૮ા૦ દેવા હતા ને રૂા. ૩૦) રિવાજ મુજબ વ્યાજના જમે કરતાં રૂા. ૫૬૮ા૦ થયા, તેમાંથી કાર્તિક શુદિ ૬ના ચા-ટિફિનખર્ચના રૂા. ૩૩ા થયા તે બાદ કરતાં બાકી દેવા રૂા. ૫૩૫)૦ા.દેવા રહ્યા છે.

### ૧૦ સભાના મકાનખાતું

આ ખાતે શેઠ નાગરદાસ પુરુષોત્તમદાસ પાસેથી આવેલા રૂા. ૨૫૦૦૦) બાદ કરતાં રૂા. ૨૫૧૨૪)= લેણા હતા, પ્રસ્તુત વર્ષમાં રૂા. ૨૯)ાાા પરચુરણ ખર્ચના ઉધર્યા એટલે કુલ રૂા. ૨૫૧૫૩ા–ાા લેણા થયા છે. આ મકાનનું ભાડું જે ઉપજે છે તે સભાસદોની ફી ખાતે જમે કરવામાં આવે છે.

---

ઉપર જણાવેલા દશ ખાતાની હકીકત વાંચતાં સભાની નાણાસંબંધી સ્થિતિ સમજવામાં આવશે. હવે એ પ્રમાણે વધારો ઘટાડો થતાં છેવટે સભાની સ્થિતિ શી રહી છે તે આ સાથે આપેલા છેવટના સરવૈયા ઉપરથી સમજી શકાશે.

## સ્પષ્ટતા

સભા ખાતે પ્રસ્તુત વર્ષમાં રૂા. ૬૩૦ાન્દ્રાા નો ત્રોટો પડયો છે, તેમાં રૂા. ૫૫૫ાા વ્યાજખાતાના ત્રોટાના છે. તેનું કારણ એ છે કે-જે જે રકમોનું વ્યાજ આપવું પડે છે તે રકમ વેચાણુ પુસ્તકોમાં રોકાયેલી હોવાથી તેનું વ્યાજ આપવું પડે તે ત્રોટામાં આવે છે, પરંતુ એ ત્રોટો અને સાધુ-સાધ્વીઓને તથા સંસ્થાઓને ભેટ ખાતે પુસ્તકો આપવામાં ખર્ચ થાય છે તે પુસ્તક વેચાણુના હાંસલખાતે જે આવક થાય છે તે બદલ જ ગણુવાના છે.

પ્રસ્તુત વર્ષમાં ઇલેકટ્રિકનું ફિટીંગ નવું કરાવતા રૂા. ૧૫૦) નો ખર્ચ થવાથી તે પણુ ખર્ચના વધારામાં ગણુવાના છે.

## સભાનો હેતુ

સભાનો હેતુ ખાસ જ્ઞાનનો પ્રસાર કરવાનો છે, તે બે પ્રકારે થાય છે. નવા નવા પુસ્તકો પ્રસિદ્ધ કરવાથી અને જ્ઞાનદાન આપનારા ખાતાઓને સહાય આપવાથી. પ્રસ્તુત વર્ષમાં બહાર પડેલ પુસ્તકોની નોંધ આ નીચે આપેલ છે અને જ્ઞાનદાન આપનાર સસ્થા શ્રી વૃદ્ધિચંદ્રજી જૈનશાળાને રૂા ૧૦૦) ની, શ્રી વૃદ્ધિચંદ્રજી સામાયિકશાળાને રૂા ૨૦)ની, શ્રી ઉજમબાઇ જૈન કન્યાશાળાને રૂા. ૧૨૫) ની અને જૈન સસ્કૃત પાઠશાળાને એક પંડિતના વાર્ષિક પગારના રૂા. ૨૪૦) ની એમ કુલ રૂા. ૪૮૫) ની મદદ આપવામાં આવે છે આ રીતે બને પ્રકાર તરફ દૃષ્ટિ રાખવામા આવે છે.

## સભાનું પુસ્તક પ્રસિદ્ધિખાતું

પ્રસ્તુત વર્ષમાં વિશેષ પુસ્તક બહાર પડેલ નથી, કારણુ કે કેટલાંક પુસ્તકો મોટા હોવાથી પ્રેસમાં છે તે હવે પછીના વર્ષમાં બહાર પડવાના છે.

### બહાર પડેલની વિગત

૧ શ્રી શાંતસુધારસ સક્ષેપ (સા લાભશ્રીજી)
૨ શ્રી શાંતસુધારસ ભાગ ૨ જો (લે મૌક્તિક)
૩ નવાણુ પ્રકારી પૂજા સાર્થ વિગેરે
૪ બાર વ્રતની પૂજા સાર્થ વિગેરે
૫ જૈન વિવાહ વિધિ આવૃત્તિ ૨ જી
૬ જિનસહસ્રનામ વિગેરે સાર્થ
૭ શ્રાવિકા સુબોધ

### પ્રેસમાં છે તેની વિગત

૧ શ્રી સમવાયાંગસૂત્ર મૂળ, મૂળાર્થ ને ટીકાર્થ
૨ શ્રી સિદ્ધર્ષિ ઉપમિતિભવપ્રપચા કથાનો વિભાગ ૪ થો.
૩ શ્રી ત્રિષષ્ટિશલાકા પુરુષ ચરિત્ર ભાષાંતર. પર્વ ૮-૯. આવૃત્તિ બીજી
૪ પ્રતિક્રમણુના હેતુ આવૃત્તિ બીજી*

---

* અત્યારે ઉપરોક્ત ચારે પુસ્તકો છપાઇને બહાર પડી ગયા છે.

# સંવત ૧૯૯૫ ના ફાગણ વદિ ૦)) સુધીનું સરવૈયું

| રકમ | વિગત |
|---|---|
| ૨૯૬૧॥– | શ્રી સભા ખાતે |
| ૩૯૨૯॥ા=ા | શ્રી સભાસદોની ફી ખાતે |
| ૮૩૫૩ા | લાઇફમેમ્બરોની ફી ખાતે |
| ૪૨૩૧॥–ા | શ્રાવણ શુદિ ૩ ની વર્ષગાંઠ ખાતે |
| ૫૩૫)૦ા | કાર્તિક શુદિ ૬ ના સ્વામીવાત્સલ્ય ખાતે |
| ૫૨૪॥– | વેચવાની અનેક બુકોના કમિશન ખાતે |
| ૩૭૫૯॥=॥ | શ્રી જીવદયા ખાતે |
| ૨૧૩૩)≈ | શેઠ ત્રિભોવનદાસ ભાણજી જૈન કન્યાશાળા ખાતે |
| ૮૩૨)–॥ | બ્હેન મોંઘી ગિરધરલાલ લગ્ન સ્મારક ખાતે |
| ૩૧૫ા≈॥ | શ્રાવણ શુદિ ૩ જે માછલાની જાળ છોડાવવાખાતે |
| ૧૪૪॥૦॥ | શા. ડાયાલાલ હુકમચંદના કાર્તિક શુદિ ૨ જે જૈન કન્યાશાળામાં પ્રભાવના કરવા ખાતે |
| ૨૪૦॥૦॥ | શ્રી જૈન બોર્ડિંગ ખાતે |
| ૯૯૯)=ા | શ્રી સિદ્ધર્ષિ ચરિત્ર છપાવવા ખાતે |
| ૧૫૦૦) | શ્રી સમવાયાંગ સૂત્ર છપાવવા ખાતે |
| ૫૨૯૭)૦॥ | બુકો છપાવવા બાબતના જુદી જુદી રકમોના મળીને |
| ૧૬૫૧ા≈॥ | શરાફી દેવા–પરચુરણ |
| ૪૫૦॥–॥ | લાઇફ મેમ્બરોના, લાઇબ્રેરી ડિપોઝિટના, વાર્ષિક સભાસદના |
| ૨૪૧॥≈॥ | પરચુરણ ઉબળેક ખાતે |
| ૬૮૧૦૨॥–॥ | |

રૂ ૬॥૦॥ ફેર રહે છે

ઉ

| રકમ | વિગત |
|---|---|
| ૯૭૬૫॥–ા | સભાની લાઇબ્રેરી ખાતે |
| ૨૧)≈॥ | ટિકિટના મેળ ખાતે |
| ૪૯૬૩॥–ા | વેચવાના પરચુરણ પુસ્તકો ખાતે |
| ૨૧૬૬૯ા=॥ | સભાની છપાવેલી બુકો ખાતે |
| ૧૦૧॥≈ | જૈન ધર્મ પ્રકાશના હાંસલ ખોટ ખાતે |
| ૨૫૧૫૩ા–॥ | સભાના મકાન ખાતે |
| ૩૩૮॥ | સભાના મકાનના ભાડુત ખાતે |
| ૧૧૪૨ા≈ | શ્રી મહોદય પ્રેસમાં છપાવવાના કાગળો ખાતે |
| ૧૫૪૮॥–॥ | બુકસેલરો વિગેરેને ખાતે |
| ૧૬૮)૦॥ | ચાલુ તથા બંધ થયેલા સભાસદોને ખાતે |
| ૧૬૫ા=॥ | ઉબળેક ખાતામાં પરચુરણ |
| ૧૭૭ા= | લાઇફ મેમ્બરોને ખાતે |
| ૨૮૦૯) | ભાવનગર દરબારી સેવિંગ બેંક ખાતે |
| ૮૪॥≈ | શ્રી પુરાંત જણશે |
| ૬૮૧૦૯ા=ા | |

આ રિપોર્ટ ને હિસાબ સં. ૧૯૯૫ ના આસો વદિ ૧૨ ની જનરલ સભામાં મંજૂર કરવામાં આવ્યો છે.

# શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ—પાલીતાણા

( સ્થાપના—સંવત ૧૯૬૨ ના ચૈત્ર શુદિ ૧૦ )

## ભાદરવા માસની પત્રિકા

**ધાર્મિક પ્રવૃત્તિઓ**—નિયમાનુસાર સામાયિક, પ્રતિક્રમણ, ગુરુવંદન, પ્રભુપૂજા વગેરે થયા કરે છે. શ્રી મહાવીરસ્વામી ભગવાનના જન્મવાંચનના દિવસે વિદ્યાર્થીઓએ શ્રીફળથી ઉત્સવ ઉજવ્યો હતો ભાદરવા શુદિ ૪ ના દિવસે વિદ્યાર્થીઓએ ઉપવાસનો તપ કર્યો હતો અને સંવત્સરી પ્રતિક્રમણ કર્યું હતુ. ઘોડીઆ પારણાના વરઘોડામા વિદ્યાર્થીઓએ ઉત્સાહપૂર્વક ભાગ લીધો હતો પર્યુષણપર્વનું રૂડી રીતે આરાધન કર્યું હતું ભાદરવા શુદિ ૯ ના રોજ પચકલ્યાણકની પૂજા ભણાવવામા આવી હતી પર્યુષણમાં વિદ્યાર્થીઓ વ્યાખ્યાનમાં જતા હતા.

આવક

| | | | |
|---|---|---|---|
| ૧૪૪-૬-૩ | શ્રી નિર્વાહ ફંડ ખાતે | ૧૧-૦-૦ | શ્રી વાર્ષિક મદદ ખાતે |
| ૪૮૩ ૧૨ ૦ | શ્રી ભોજન ફંડ ખાતે | ૧૦-૦-૦ | શ્રી કેળવણી ફંડ ખાતે |
| ૩૧-૦-૦ | શ્રી ડેડસ્ટોક ફંડ ખાતે | ૧૧૨૯-૦-૦ | શ્રી સ્વામીવાત્સલ્ય ટ્રસ્ટ ફંડ ખાતે |
| ૨૦૨-૦-૦ | શ્રી દૂધ ફંડ ખાત | | |
| ૪૦-૦-૦ | શ્રી દેરાસર ખાતે | ૨૦૨-૦-૦ | શ્રી આંગી ફંડ ખાતે |

૨૨૫૩-૨-૯

જમણવાર—

| | | | |
|---|---|---|---|
| ૧. | શ્રી વીશાશ્રીમાળી મહાજન | પાલીતાણા | ભા શુ ૧ |
| ૨ | શેઠ મોહનલાલ વસનજી | પોરબંદર | ભા શુ. ૩ |
| ૩ | શેઠ પ્રેમચંદ ત્રીકમજી | પાલીતાણા | ભા. શુ. ૫. |
| ૪. | શેઠ હરગોવિંદદાસ જીવણદાસ | તળાજા | ભા શુ. ૭ |
| ૫. | શેઠ કુંવરજી મૂળચંદ | ભાવનગર | ભા શુ. ૯ |
| ૬. | શેઠ મોતીલાલ જુઠાભાઇ | ભાવનગર | ભા વ. ૩. |
| ૭. | શેઠ વાડીલાલ ચતુર્ભુજભાઇ | ભાવનગર | ભા વ ૭. |
| ૮ | બાઇ મણિ મોતીચંદ | પાલીતાણા | ભા વ ૧૩. |

**ભેટ**-પાલીતાણા સ્ટેટ તરફથી આગાખાન એન્ડ હીઝ એન્સેસ્ટર્સની બુકો ૧૦.

**સમાજના દાનવીરોને**—હજુ સંસ્થાના મકાનો ખાતે રૂા. ૮૦૦૦) જેટલી રકમ લેણી પડે છે, તેમ જ દેરાસર ખાતે પણ રૂા ૩૫૦૦) નો તૂટો છે. ભોજન· ગૃહ તથા સ્ટાફ ક્વૉટર્સ સાથે યોગ્ય શરતે સારી મદદ કરનાર દાતાનું નામ જોડવાનું છે. સંસ્થાના કાયમી નિભાવ સારુ "શ્રી સ્વામીવાત્સલ્ય ટ્રસ્ટ ફંડ" "શ્રી કેળવણી ટ્રસ્ટફંડ" "શ્રી દૂધફંડ" આદિ સ્થાયી ખાતાઓમાં હજુ ઘણું કરવાનું છે. આપ આ બાલાશ્રમની જરૂરીયાતોમાં સહાયભૂત થતા રહેશો તેવી વિજ્ઞપ્તિ છે.

## શ્રી સિદ્ધર્ષિ

શ્રી ઉપમિતિભવપ્રપંચા કથા ગ્રંથ કે જેનું ભાષાંતર અમે ત્રણ ભાગમાં પ્રસિદ્ધ કરેલ છે, તેના કર્તા જેઓ અપૂર્વ વિદ્વાન હતા તેમનું ચરિત્ર ભાઇ **મોતીચંદ ગિરધરલાલે** ઘણા જ વિસ્તારથી લખ્યું છે તે અમે હાલમાં જ છપાવીને બહાર પાડ્યું છે. કોઇ પણ ગ્રંથકર્તાના ગ્રંથનું આવું સુંદર પૃથક્કરણ કરેલ બહાર પડેલ નથી. એમાં કરેલો પ્રયાસ અવર્ણનીય છે એ બુકના એકંદર પૃષ્ઠ ડેમી આઠ પેજી સાડાછસો થયા છે. એ બુક વાંચ્યા સિવાય એના પર અભિપ્રાય આપી શકાય તેમ નથી, તેથી મંગાવો, વાંચો ને વિચારો. ગ્રંથકર્તા ને ગ્રંથ બંને અજોડ છે. આ શ્રી ઉપમિતિભવપ્રપંચાનો ચોથો ભાગ જ છે. ચારે ભાગની ભેળી કિંમત રૂ. ૧૨॥ થાય છે તેના રૂ. ૧૦) લેવામાં આવશે. આ ચોથો ભાગ જ મંગાવનાર માટે કિંમત રૂ. ૩) છે. પોસ્ટેજ આઠ આના લાગે છે.

જેમણે પ્રથમના ત્રણ ભાગ ભેળા રૂ. ૭॥માં લીધા હશે તેની પાસેથી આ ચોથા ભાગના રૂ. ૨॥ લેવામાં આવશે. લાઇફમેમ્બર પાસેથી રૂ. ૨) લેવામાં આવશે. પોસ્ટેજ જુદું.

---

## શ્રી ઉપદેશપ્રાસાદ ભાષાંતર

આ આખા ગ્રંથનું ભાષાંતર અમે પાંચ ભાગમાં છપાવીને પ્રસિદ્ધ કરેલ છે. એમાં સ્થંભ ૨૪ ને વ્યાખ્યાન ૩૬૦ છે. દરેક વ્યાખ્યાનમાં એકેક કથા છે. પાંચે ભાગની કિંમત રૂ. ૧૧॥ થાય છે. તેના ભેળા મંગાવનાર પાસેથી રૂ. ૧૦) લેવામાં આવશે. માત્ર ત્રીજો ભાગ જે ઘણુ વખતથી મળતો નહોતો તે હાલમાં પ્રસિદ્ધ કરેલ છે. તે મંગાવનાર પાસેથી રૂ. ૨) લેવામાં આવશે. પોસ્ટેજ છ આના લાગે છે. આ ગ્રંથ પણ અજોડ છે. આવો વર્ષના દિવસપ્રમાણ વ્યાખ્યાનવાળો કોઇ ગ્રંથ નથી. ભાષાંતર પણ સરલ ભાષામાં સુંદર કરવામાં આવેલ છે

---

Reg. No. B. 156

## સદ્‌ગુણાનુરાગી મુનિરાજ શ્રી કર્પૂરવિજયજીનો
## લેખ સંગ્રહ : ભાગ ૧ લો.

આ બુકની અંદર તેમના શ્રી જૈન ધર્મ પ્રકાશ'માં ત્રીશ વર્ષ અગાઉ પ્રગટ થયેલા લેખોનો સંગ્રહ છે '૧૧૨ લેખો આપેલા છે. વાંચતા ઉપદેશ મળવા સાથે આત્મહિત થાય તેવા લેખો છે. જરૂર મંગાવો ને વાંચો. મુંબઇખાતે નીમાયેલી શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિના પ્રયાસનું આ પ્રથમ ફળ છે. ૩૫૦ પૃષ્ઠની પાકી બાંધેલી બુક છતાં કિંમત માત્ર પાંચ આના રાખેલ છે કપડાના પુંઠાવાળીના ૭ આના છે. પોસ્ટેજ ચાર આના મુંબઇમાં સમિતિની ઓફિસ-ગોપાળ ભુવન, પ્રીન્સેસ સ્ટ્રીટ. મંત્રી નરોતમદાસ ભગવાનદાસ પાસેથી તેમજ ભાવનગરમાં અમારી સભાની ઓફિસમાંથી પણ મળશે.

આ બુક જે સાધુ-સાધ્વી કે સંસ્થા મંગાવશે તેને માત્ર પોસ્ટેજના ચાર આનાથી મોકલવામાં આવશે. બીજો ભાગ તરતમાં બહાર પડશે

---

## નવા સભાસદોના નામ.

| | |
|---|---|
| ૧ શા. નાનાલાલ ભાઇચંદ, અમદાવાદ. | પહેલા વર્ગના મેમ્બર |
| ૨ શા. મણિલાલ દુલભજી, ભાવનગર ( હાલ મુંબઇ ) | પહેલા વર્ગના મેમ્બર |
| ૩ શા. નેમચંદ મૂળચંદ, શીહોર. | લાઇફ મેમ્બર |

---

## શ્રી આયંબિલ વર્ધમાન તપ વિધિ.

હાલમાં જ નવી આવૃત્તિ બહાર પાડી છે. જરૂર મંગાવો ને તે તપ કરવા ઉજમાળ થાઓ. પાંચથી દશ નકલ ભેટ-સો નકલના રૂ. ૨) લેશું.

---

## શ્રી સમવાયાંગ સૂત્ર
## મૂળ, મૂળાર્થ ને ટીકાર્થયુક્ત

બહુ પ્રયાસપૂર્વક તૈયાર કરેલ છે. દ્રવ્યાનુયોગનો અપૂર્વ સંગ્રહ છે. કિંમત રૂા. ૩) પોસ્ટેજ પંદર આના. રેલ્વેમાં મંગાવવાથી ખર્ચ કમી લાગશે.

---

## વર્ષપ્રબોધ અને અષ્ટાંગનિમિત્ત

આ બુકમાં સચિત્ર હસ્તરેખાજ્ઞાન, સ્વપ્ન, ફળાદેશ, સ્વરવિદ્યા, શુકનશાસ્ત્ર, શ્રી અને ધી પ્રાપ્તિ-મંત્ર, રોગનાશક શક્તિ, ઉપસર્ગહર બળ, ભૂતપ્રેતપ્રભૃતિકષ્ટવિદારણ મંત્ર, દારિદ્રયનાશક અંગુઠી પ્રયોગ ઉપરાંત દેવ અને દેશ તથા વર્ષ અને વાયુ વિષે, વળી ગ્રહગણ અને તિથિ-ફળાદિ સાથે માસ, પક્ષ, વાર, વૃદ્ધિક્ષયતિથિનું પરિણામ-ઇત્યાદિ અનેક ઉપયોગી બાબતો સમાવેલી છે. આ એક ગ્રંથથી અનેક ગ્રંથોની ગરજ સરે તેમ છે. કિંમત પ્રથમ કરતાં અર્ધી રૂા. ૪) રાખી છે. પોસ્ટેજ ૭ આના. પ્રકાશક માસ્તર પોપટલાલ સાકરચંદ. ફીકાભટની પોળ-અમદાવાદ. તેમની પાસેથી તેમજ અમારી પાસેથી પણ મળી શકશે.

મુદ્રક : શાહ ગુલાબચંદ લલ્લુભાઈ-શ્રી મહોદય પ્રીન્ટિંગ પ્રેસ, દાણાપીઠ-ભાવનગર

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

પુસ્તક ૫૫ મું	સંવત ૧૯૯૬	અંક ૯ મો

## માર્ગશીર્ષ




પ્રકટકર્ત્તા—
શ્રી જૈનધર્મ પ્રસારક સભા
ભાવનગર

વીર સંવત ૨૪૬૬

## ઉત્તમ ચારિત્રધારક, પ્રૌઢ વિચારશીલ, દીર્ઘદર્શી

# ગુરૂણીજી લાભશ્રીજીનું ખેદકારક પંચત્વ

આ સાધ્વીના ગુણોનું વર્ણન કેટલું કરવું ? એની જોડના સાધ્વીસમુદાયમાં બહુ અલ્પ સંખ્યામાં સાધ્વીઓ હશે. જ્ઞાનાભ્યાસમાં સતત ઉદ્યમી, નવા નવા સૂત્રો ને ગ્રંથો ભાષાંતર સાથે છપાવવામાં તેમજ પ્રકરણોનો અભ્યાસ કરાવવામાં અને છ-





તમના તરફથી છેલ્લી છપાવેલી લઘુ ચોવીશી વીશી સંગ્રહમાં આપ્યું છે. તે ઉપરથી તેમના જ્ઞાનરસિકપણાનો ખ્યાલ આવશે

એમનો જન્મ સં. ૧૯૧૯ માં અમદાવાદમાં થયેલો હતો, બાર વર્ષની ઉમ્મરે પાણિગ્રહણ કર્યું હતું અને ૨૦ વર્ષની ઉંમરે ચારિત્રગ્રહણ ક્યું હતું. પૂજ્યપાદ ગણિવર્ય શ્રી મૂળચંદજી તેમને વડીદીક્ષા આપીને સાધ્વી વિવેક- સાધ્વી ગુલાબશ્રીજીની શિષ્યા કર્યા હતા અને સાધ્વી લાભશ્રીજી નામ સ્થાપન કર્યું હતું તેઓ માત્ર ૫-૭ દિવસના જવરના વ્યાધિથી ૭૬ વર્ષની વયે અને ૫૬ વર્ષના દીર્ઘ દીક્ષા-પર્યાયે કાર્તિક વદિ ૯ના પ્રાતઃકાળે સમાધિપૂર્વક શ્રી ભાવનગરમાં કાળધર્મ પામ્યા છે. એમનો ભાવનગરના

[illegible] તક્રમણ તથા પ્રકરણાદિકનો અભ્યાસ કરે છે. છેલ્લા ૧૬-૧૭ વર્ષથી શારીરિક કારણે ભાવનગરમાં સ્થિતિ કરીને રહ્યા હતા. તેમનું સંસ્કૃત જ્ઞાન પણ બહુ સારૂં હતું. તેમનો શિષ્યા-પ્રશિષ્યાનો પરિવાર ૨૫ ૩૦ નો છે. અમે તેમના પરિવારના સાધ્વીઓને અંતઃકરણથી દિલાસો આપીએ છીએ, તેમને પડેલા દુઃખમાં ભાગ લઇએ છીએ અને સ્વર્ગવાસી સાધ્વીના આત્માને શાંતિ ઇચ્છીએ છીએ.





પુસ્તક ૫૫ મું { માર્ગશીર્ષ } અંક ૯ મો
વિ. સં. ૧૯૯૬ | | વીર સં. ૨૪૬૬


मोक्षार्थीना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या ( સુદ્રાલેખ )

# શ્રી મહાવીર જિન સ્તવન.

( શું કહું કથની મ્હારી રાજ ! શી કહું કથની મારી ? એ દેશી. )

વિનતડી અવધારો નાથ ! વિનતડી અવધારો;
ભવ ભવ દુઃખડાં વારો નાથ ! વિનતડી અવધારો.
ચઉ થાવર[1] સગ[2] સગ ને [3]વિગલા, દુગ દુગ[4] લાખ વખાણો;
સાધારણ વણ[5] માનવ ચૌદહ, ચૌદહ લાખ પ્રમાણો નાથ !
વિનતડી અવધારો. ૧

સુર નારક તિર્યંચ પંચેંદ્રિય, ચઉ[6] ચઉ લાખ વિચારો;
યોનિ લાખ દશ પ્રત્યેક વણની, વર્ણાદિ ભેદે ધારો નાથ !
વિનતડી અવધારો. ૨

ઇમ ચોરાશી લાખ યોનિમાં, ભમતાં અનંતી વારો;
છેદન ભેદન દુઃખ અતિ દીઠાં, કહેતાં ન આવે પારો નાથ !
વિનતડી અવધારો. ૩

એ દુઃખ ભોગવીને કંટાળી, શરણુ ગ્રહ્યું મેં તારું;
પ્રભુ ભવસાગર પાર ઉતારો, કર્તવ્ય ન જુઓ મારું નાથ !
વિનતડી અવધારો. ૪

વીરજિનેશ્વર ! જગપરમેશ્વર, **આત્મ અમર** પદ દીજે;
કર જોડીને **ચતુર** કહે છે, તુજ દરિસણે દુઃખ છીજે નાથ !
વિનતડી અવધારો. ૫

---

૧ પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ. ૨ સાત સાત લાખ. ૩ બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચઉરિંદ્રિય ૪ બે, બે. ૫ વનસ્પતિ. ૬ ચાર ચાર લાખ.

# समय नहीं फिर आयेगा।

करना हो सो करले पहिले, समय नहीं फिर आयेगा।
अफसोस सिवा फिर बाकी कुछ भी, नहीं पास रह जायेगा ॥करना०॥
बैठा बैठा समय वितावे, नहीं आतमका ध्यान ही लावे।
वीरथा गपसप खूब उड़ावे, सार न इसमें पायेगा ॥करना०॥
नर्क तिर्यंचसे नीकला भाई!, पुन्यसें देह मनुष्यकी पाई।
फिर भी उत्तम कुलमें आई, क्या अब भी योंहीं गुमायेगा? ॥करना०॥
साधन तुझको मीला अनुपम, धर्म भी पाया बड़ा अत्युत्तम।
देह निरोगी कंचन के सम, अब क्या और तुं चाहेगा? ॥करना०॥
देव गुरु और धर्म तत्त्वका, जीवाजीवादि नवतत्त्वका।
अनुभव करले सर्व धर्मका, फिर तो निश्चय आयेगा ॥करना०॥
रहा आत्म है देहसें जुदा, मीला नीर और क्षीर सरीखा।
तु अविनाशी ये पुद्गल जैसा, फिर भी मोह बडायेगा ॥करना०॥
इसीलिये अब तत्त्व समझ ले, सर्व ममत्वको दूर करदे।
सत्य श्रद्धामय जीवन करले, ज्ञान चक्षु खुल जायेगा ॥करना०॥
कौन? कहां से आया हूं मैं? और मुझको जाना रहा कहांपे?।
रीश्ता क्या? इस नश्वर जगसे, यह सर्व भेद दीख जायेगा ॥करना०॥
सब कहेत है मेरा मेरा, तुं भी स्वारथ साध ले तेरा।
नहीं करेगा फिर तुं फैरा, जरा जन्म मिट जायेगा ॥करना०॥
यही सार आनेका जगमें, दान शील तप भावको करमे।
धार धर्म फिर कर जीवनमें, समय सार्थ हो जायेगा ॥करना०॥
सर्वविरतिको धार सके तो, धार नहीं तो देशविरतिको।
शिघ्र दूरकर कायरपनको, मोक्ष निकट आ जायेगा ॥करना०॥
संसार स्वर्ग समज वही कहावे, ज्ञान ध्यानमय तुं होजावे।
देव स्वर्गके आश लगावे, तब ही श्रेष्ठ कहायेगा ॥करना०॥
नहीं करेगा कुछ जीवनमें, दुःख कटायेगा क्षण क्षणमें।
अस्तव्यस्त फिर होगा मनमें, काग रतन ले जायेगा[1] ॥करना०॥
राज यही है तुमसे विनति, करले धर्मसे खूब ही प्रीति।
मिट जायेगा सर्व ही भीति, तब अजर अमर हो जायेगा ॥करना०॥

राजमल भंडारी.

---

(१) प्रमादरूपी काग समयरूपी रत्नको ले जायगा।

# કાળ કોઇને નહિ મૂકે

( હરિગીત. )

મોતીતણી માળા ગળામાં મૂલ્યવંતી મલકતી,
હીરાતણા શુભ હારથી બહુ કંઠકાંતિ ઝળકતી;
આભૂષણોથી ઓપતા ભાગ્યા મરણને જોઇને,
જન જાણીએ મન માનીએ નવ કાળ મૂકે કોઇને ૧

મણિમય મુગટ માથે ધરીને કર્ણ કુંડળ નાખતા,
કાંચન કડાં કરમાં ધરી કશીએ કચાશ ન રાખતા;
પળમાં પડ્યા પૃથ્વીપતિ એ ભાન ભૂતળ ખોઇને,
જન જાણીએ મન માનીએ નવ કાળ મૂકે કોઇને. ૨

દશ આંગળીમાં માંગળિક મુદ્રા જડિત માણિક્યથી,
જે પરમ પ્રેમે પે'રતા પોંચી કળા બારીકથી;
એ વેઢ વીંટી સર્વ છોડી ચાલીયા મુખ ધોઇને,
જન જાણીએ મન માનીએ નવ કાળ મૂકે કોઇને. ૩

મૂછ વાંકડી કરી ફાંકડા થઈ લીંબુ ધરતા તે પરે,
કાપેલ રાખી કાતરા હરકોઇનાં હૈયાં હરે;
એ સાંકડીમાં આવીયા છટકયા તજી સહુ સોઇને,
જન જાણીએ મન માનીએ નવ કાળ મૂકે કોઇને. ૪

છ ખંડના અધિરાજ જે ચંડે કરીને નીપજ્યા,
બ્રહ્માંડમાં બળવાન થઇને ભૂપ ભારે ઉપજ્યા;
એ ચતુર ચક્રી ચાલીયા હોતા નહોતા હોઇને,
જન જાણીએ મન માનીએ નવ કાળ મૂકે કોઇને ૫

જે રાજનીતિનિપુણતામાં ન્યાયવંતા નીવડ્યા,
અવળા કર્યે જેના બધા સવળા સદા પાસા પડ્યા;
એ ભાગ્યશાળી ભાગીયા તે ખટપટો સૌ ખોઇને,
જન જાણીએ મન માનીએ નવ કાળ મૂકે કોઇને. ૬

તરવાર બહાદુર ટેકધારી પૂર્ણતામાં પેખીયા,
હાથી હણે હાથે કરી એ કેસરી સમ દેખીયા;
એવા ભલા ભડવીર તે અંતે રહેલા રોઇને,
જન જાણીએ મન માનીએ નવ કાળ મૂકે કોઇને ૭

શ્રીમદ્ રાજચંદ્ર

સમસ્યાગર્ભિત

# શ્રી ચતુર્વિંશતિ જિન સ્તવન

**શ્રી જૈન સત્ય પ્રકાશ**ના ૪૬-૪૭ મા અંકમાં આ ચોવીશ જિનના સ્તવનો સંસ્કૃત ભાષામાં આપેલા છે. તેમાં પ્રભુનું નામ ગુપ્ત રાખેલું છે અને બધા શ્લોકો સમસ્યામય છે. તેની સ્ફુટતા તે અંકમાં કરેલી ન હોવાથી **મુનિરાજ શ્રી હંસસાગરજી**એ તે શ્લોકો સ્પષ્ટ અર્થ સાથે લખ્યા છે ને આ નીચે પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે.

## श्रीमान् श्री शान्तिशेखर ( सूरिणा ) प्रणीतानि विद्वज्जनचित्त-चमत्कृदतीवगूढप्रश्नोत्तरमयानि चतुर्विंशतिजिन-स्तवनानि सार्थानि.

आनन्दवन्दारुसुपर्वकोटी-कोटीरसण्टङ्कितपादपद्मान्
देवांश्चतुर्विंशतिमर्चयामि प्रश्नोत्तरस्मेरनवप्रसूनैः ॥ १ ॥

હર્ષવડે જ ( નહિં કે કોઇએ ફરજ પાડ્યાથી ) નમનશીલ એવા ક્રોડો ગમે દેવોના મુકુટોવડે સ્પર્શાયલા છે ( સેવાયલા છે ) ચરણકમળો જેમના, એવા ચોવીશે જિનરાજોને ( આશ્ચર્યકારી ) પ્રશ્નોત્તરરૂપી વિકાસ પામેલા નૂતન પુષ્પોવડે હું પૂજું છું.

अब्धेरकारात् परतः क उक्तो ? जगन्ति सर्वाणि जितानि केन ?
मध्ये मतः कस्त-दयोश्च वर्णः ? कः श्रीजिनो नाभिकुलावतंसः ? ॥ २ ॥

અબ્ધિ શબ્દમાં રહેલા ' अ ' પછી કયો વર્ણ કહ્યો છે ? ' आ '. વ્યાકરણમાં ' आ 'ને ' आत् ' કહેવાય છે, અને તેમાંથી ' त् ' इत् જાય છે, આથી અહીં તો પ્રથમપાદના પ્રશ્નોત્તરમાં વ્યાકરણને હિસાબે ' आत् ' લીધેલ છે. સમસ્ત જગત કોનાવડે વશ કરાયું છે ? ' इना ' કામદેવવડે. त અને द એ બે વર્ણની મધ્યમાં કયો વર્ણ આવે છે ? ' थः '. શ્રી નાભિરાજાના કુળને વિષે મુકુટ સમાન કયા જિન છે ? ' आत्-इना-थः ' आदिनाथः **શ્રીઋષભદેવ.**

को वक्ति शब्दो वद निश्चयं भो ! ? अवाप्यते कुत्र यशो भटेन ?
क इष्यते सर्वजनैर्निकामं ? चकार कः स्वां जननीं सवित्रीम् ? ॥ ३ ॥

કયો શબ્દ નિશ્ચયનાને જણાવે છે ? ' वै '. સુભટવડે યશ કયાં પમાય છે ? ' जये '. સર્વજનોવડે અત્યંત શું ઇચ્છાય છે ? ' अयः ' સારૂં ભાગ્ય. પોતાની માતાને ( જગતની ) માતા કોણે કરી ? ' वै-जये-अयः ' वैजयेयः વિજયામાતાના પુત્ર **અજિતનાથ પ્રભુએ.**

धातुः सुधीभिः पचतेर्मतः कः ? सर्वेऽङ्गिनः किं स्पृहयन्ति नित्यम् ।
श्रीनन्दनं कः कुरुते स्म भस्म ? को धान्यवृद्धिं विदधेऽवतीर्णः ? ॥ ४ ॥

બુદ્ધિમાનોએ 'પકાવવા' અર્થનો કયો ધાતુ માન્યો છે? 'શ્રી' (શ્રીગ્ર્-પાકે) સર્વ પ્રાણીઓ હંમેશને માટે શું ચ્હાય છે? 'शम्'-સુખ'. કામદેવને કોણ ભસ્મ કરી નાંખે છે? 'भव-મહાદેવ.' (લોકમાં એમ કહેવાય છે કે શંકરે કામને બાળ્યો. પણ પૂજ્ય **શ્રીશુભવીરવિજયજી** મહારાજ કહે છે કે—ત્ર્યંબક હાલો વૃષ જન બોલે તો, વાત એ દિલમાં નવિ ઉતરી; રામ ઇશ્વર અજ સીતાદિ આગે તો, ત્રાસ વિવશ નટતાભરી. આ ગાથામાં ત્ર્યંબક એટલે શંકર, અને વૃષ એટલે કામદેવ અર્થ છે.) માતાના ઉદરમાં આવેલા એવા કોણે (જગતભરમાં) ધાન્યવૃદ્ધિ કરી? 'श्री-शम्-भवः' 'श्रीशम्भवः' ભગવાને **(સંભવનાથે).**

करोति भूषां गृहधर्मिणां का ? कं वैष्णवाः स्वे हृदये दधन्ते ?
को लीलया विश्वजनस्य जेता ? सुपर्वभिः को महितश्च नेता ? ॥ ५ ॥

ગૃહસ્થજનોની શોભા કોણ કરે છે? 'सा-लक्ष्मी' પોતાના હૃદયમાં વૈષ્ણવો કોને ધારણ કરે છે? 'अम्-વિષ્ણુને' જગતભરના પ્રાણીઓને લીલામાત્રમાં કોણ જીતે છે? 'वरिः-કામદેવ' वरिः-શબ્દ કેમ બને છે? તે કહેલ છે કે 'उ+अरि=वरिः, उः=ईश्वरस्तस्य अरिः=કામ.) કયા નેતા દેવોથી પૂજાયા છે? 'सा-अम्-वरिः' सांवरिः. સંવરનૃપના પુત્ર **શ્રી અભિનંદનસ્વામી.**

कां केशवस्तोषयति प्रकामं ? मुक्ताकलापं क्व दधाति कान्ता ?
किं धातुषु स्वीकुरुते गुरुत्वं ? ध्यानाज्जिनः कः शिवकृद् बुधानाम् ? ॥ ६ ॥

શ્રીકૃષ્ણ અત્યંત સંતોષ કોને પમાડે છે?' माम्-લક્ષ્મીને'. મોતીના સમૂહને કાંતા કયાં ધારણ કરે છે? 'गले'. ધાતુઓમાં ભારેપણું કોણ ધારણ કરે છે?' अयः' લોઢું. ધ્યાન કરવાથી વિદ્વાનોનું કયા જિનેશ્વર કલ્યાણ કરે છે?' माम्-गले-अयः' माङ्गलेयः. મંગલામાતાના પુત્ર **શ્રી સુમતિનાથ ભગવાન.**

किं नाम पूजार्थमिहाभिधानं ? नोल्लङ्घते कां क्षुभितोऽपि वार्द्धिः ?
को राज्यलक्ष्मीं समलङ्करोति ? कः स्याज्जिनः संसृतिसिन्धुसेतुः ? ॥ ७ ॥

પૂજા અર્થમાં શું નામ બોલવું?' सु' (પૂજા અર્થમાં सु અવ્યય છે.) ખળભળેલો પણ સમુદ્ર કોને લોપતો નથી?' सीमाम्-મર્યાદાને'. રાજ્યલક્ષ્મીને કોણ દીપાવે છે?' गजः'. સંસારરૂપ સમુદ્રને તરી જવાની ભાવનાવાળાને—કયા ભગવાન સેતુ (પુલ) રૂપ થાય છે? 'सु-सीमाम्-गजः' सुसीमाङ्गजः સુસીમામાતાના પુત્ર **શ્રી પદ્મપ્રભપ્રભુ.**

वदन्ति दानावसरे द्विजाः किं ? सम्बोध्यते देव ! कथं वचस्ते ?
सन्तोष्यते प्रावृषि काऽम्बुदेन ? त्वं कीदृशो राजसि हे सुपार्श्व ? ॥ ८ ॥

દાન લેતી વખતે બ્રાહ્મણો શું બોલે છે?' स्वस्ति' 'હે દેવ!' આપના વચનને સંબોધનમાં જનો કેવી રીતે બોલે છે?' कल!'. कलम्=मधुरम्, તેનું સંબોધન એક વચન હે कल! વર્ષાઋતુમાં મેઘરાજાવડે કોણ સંતોષાય છે?' क्ष्मा-પૃથ્વી.' હે સુપાર્શ્વપ્રભો!

આપ કેવા પ્રકારે શોભો છો ? ' स्वस्ति-कल-क्ष्मा. ' स्वस्तिकलक्ष्मा. સ્વસ્તિકના લાંછનપણે શોભો છો. શ્રી સુપાર્શ્વનાથ.

किं वेगवत् ? कस्य वधश्च धातो-? देशो न कीदृग् द्विपतां विजेयः ?
केनान्धकारं हरति क्षितौ कः ? पूज्यस्त्वया कोऽभवदष्टमार्हन् ? ॥ ९ ॥

વેગવાળું શું છે ? ' मनः. ' કયા ધાતુનો અર્થ ' વધ ' થાય ? ' हनः ' ધાતુનો. દુશ્મનોને કેવો દેશ જીતવા લાયક નથી. ' सेनः ' ' सह-इना-स्वामिना वर्तते सेनः ' જેનો સ્વામિ વિદ્યમાન છે તે. પૃથ્વીને વિષે કોનાવડે કોણ અન્ધકાર દૂર કરે છે ? महसा=तेजसा +इनः=सूर्यः, महसा+इनः=महसेनः ' તેજવડે કરીને સૂર્ય. હે આઠમા જિનરાજ ચંદ્રપ્રભો ! આપના વડે કરીને પૂજ્ય કોણ બન્યું ? ' मनः ' નો આદિ વર્ણ ' म, ' हन् નો આદિ વર્ણ ह, એ બંને મળીને मह, અને બીજા પાદનો અર્થ सेन મળીને' महसेनः આઠમા **શ્રી ચંદ્રપ્રભસ્વામી**ના પિતા.

का कामशस्त्रं ? गृहिणः क्व लुब्धाः ? कस्मिन् सति स्यात् कुलवृद्धिरुच्चैः ?
रूपं तदः किं वद हा(तृतीया)विभक्तौ ? चक्रे जगद्धर्षमयं च केन ? ॥ १० ॥

કામદેવનું શસ્ત્ર કોણ છે ? 'रामा'. ગૃહસ્થીઓ શેમાં લુબ્ધ છે ? 'मासु=લક્ષ્મીને વિષે' કોણ હોયે છતે અત્યંત પ્રકારે કુળની વૃદ્ધિ થાય ? ' सुते ' પુત્ર હોયે છતે. तद् શબ્દનું તૃતીયા વિભક્તિમાં રૂપ શું થાય ? ' तेन. ' સમસ્ત જગત્ કોનાવડે હર્ષિત કરાયું ? (रामाનો આદિ વર્ણ रा, ' मासु ' નો આદિ વર્ણ 'मा' सुतेનો આદિવર્ણ सु અને तेन મળીને) ' रामासुतेन '. રામામાતાના પુત્ર **શ્રી સુવિધિનાથ ભગવાન**વડે કરીને.

धर्मो बुधैः किंचिद्व(वद्व)पार्जनीयः ? किं रूपमाबन्ततदश्च सौ स्यात् ?
बिन्दुव्रजं कः कुरुते गणेयं ? कः कर्मतापं हरति श्रितानाम् ? ॥ ११ ॥

'બુદ્ધિમાનોએ ધર્મ કોની જેમ ઉપાર્જન કરવો ?' श्रीवत्-લક્ષ્મીની માફક. तद् શબ્દનું સ્ત્રીલિંગે સિ પર છતાં ( પ્રથમાના એકવચનમાં ) શું રૂપ થાય ? ' सा '. બિંદુ ( મીંડાં ) સમૂહને ગણત્રીમાં કોણ લાવે છે ? ' अङ्कः '. આશ્રયે રહેનારાઓના કર્મરૂપી તાપને કોણ હરે છે ? ( श्रीवत्-सा-अङ्कः )-श्रीवत्साङ्कः. શ્રીવત્સનું લંછન છે જેમને એવા **શ્રી શીતલનાથ ભગવાન.**

का भाति देहे प्रवरे त्वदीये ? त्वं कस्य नम्रस्य सुखं करोषि ?
श्रेयांस ! सर्वज्ञ ! सुरार्चिताङ्घ्रे ! तव प्रतापेन पराजितः कः ? ॥ १२ ॥

( હે પ્રભો ! ) આપના શ્રેષ્ઠ દેહમાં શું શોભી રહેલ છે ? ' भा-कान्ति '. આપ નમ્ર એવા કોને સુખ આપો છો ? ' नु.-પુરુષને '. દેવોએ પૂજ્યા છે પદકમલો જેના એવા હે શ્રેયાંસ પ્રભો ! હે સર્વજ્ઞ ! આપના પ્રતાપથી કોણ પરાજય પામ્યો છે ? ' भानुः-सूर्यः '. આ શ્લોકમાં **શ્રી શ્રેયાંસનાથ** જિનેશ્વરને પ્રગટ સ્તવ્યા હોવાથી, શ્લોકમાંના ઉપરના બે પાદના

અનુક્રમે 'મા અને નુ' બનેલ બે અર્થને નીચેના બે પાદ દ્વારા 'માનુ' અર્થ એક સાથે કરેલ છે તે એક ખૂબી, અને બીજી ખૂબી એ છે કે 'માનુ=વિષ્ણુ' ભગવાનના પિતાનું નામ છે તેની પણ 'માનુ' નામમાં સંકલના કરી દીધી છે.

गौर्याः सखी काऽध्वनि किं सुखाय ? क्रियापदं किं विदुराशिषार्थे ?
अर्थं विरुद्धं वदति द्वयं किं ? हर्षेण कं स्तौति जिनं सुरेन्द्रः ? ॥ १३ ॥

પાર્વતીની સખી કોણ ? 'जया'. માર્ગમાં સુખને માટે શું થાય છે ? 'यानं' **વિદ્વાન** આશીર્વાદાર્થે કયું ક્રિયાપદ કહે છે ? ''नन्द'. કયા બે શબ્દો પરસ્પર વિરૂદ્ધ અર્થ જણાવે છે ? 'द અને न.–द–दाने અને न–निषेधे' दनम्. દેવોના સ્વામી ઇન્દ્ર મહારાજા હર્ષે કરીને કયા જિનરાજની સ્તવના કરે છે ? 'ज–या–नम्–द–नम्' जयानन्दनम्. જયા માતાના પુત્ર **વાસુપૂજ્ય સ્વામીની.** આ શ્લોકના પદના છૂટા છૂટા અર્થોમાંથી 'जयानन्दनम्' નામ બનાવવા પ્રથમ પ્રથમ વર્ણ જ લીધેલ છે.

वर्णेन विष्णुर्वद किंविधः स्यात् ? कीदृक् समुद्रे वहनं सृजन्ति ?
सरो यथालङ्कुरुते मरालस्तथावताराद् विमलो जिनः किम् ? ॥ १४ ॥

વિષ્ણુ કેવા વર્ણવાળા છે ? 'श्यामः'. કેવા પ્રકારનું યાનપાત્ર સમુદ્રમાં વહન કરી શકે છે ? 'अदरं' ( विवररहितम् ) જેવી રીતે હંસ સરોવરને દીપાવે છે તેવી રીતે **વિમળજિનેશ્વરે** (સ્વર્ગમાંથી ચ્યવીને મનુષ્યપણે) અવતરવાથી શું દીપાવ્યું ? श्यामः–अदर= श्यामोदरम्. શ્યામા માતાના ઉદરને દીપાવ્યુ.

मुख्यां विभक्तिं विदुरा विदुः कां ? सन्तः स्वदन्तान् क न दर्शयन्ति ?
मार्गेषु किं भारवहं ? श्रु(सु)तेनानन्तेन कः प्राप नृपः प्रमोदम् ? ॥ १५ ॥

પંડિતો પ્રથમાવિભક્તિ કોને કહે છે ? 'सिम्' સિ ને. ઉત્તમ પુરુષો પોતાના દાંતોને કયાં દેખાડતા નથી ? 'हसे' ( हास्ये ) હાસ્યમાં. માર્ગને વિષે ભારને કોણ વહન કરે છે ? 'अनस्' ગાડું. અનંત નામના પુત્રવડે કયા રાજા પ્રમોદ પામ્યા ? 'सिम्–हसे–अनस्' सिंहसेनः **અનન્તનાથ ભગવાનના** પિતા

प्रीतिं प्रवृद्धामपि को भनक्ति ? करोति कः पुष्परसाभिलापम् ?
ऊरुस्थलं भूषति को यदीयं ? धर्मे रतिं तीर्थकरः स दत्ताम् ॥ १६ ॥

અત્યંત વૃદ્ધિને પામેલી પ્રીતિને પણ કોણ ભાંગી નાખે છે ? 'दम्भः'. પુષ્પના રસની અભિલાષા કોણ કરે છે ? 'अलि.' ભમરો. જેમનું ઊરૂસ્થળ કોણ શોભાવે છે ? 'दम्भः– अलिः' दम्भोलिः વજ્ર. જેમના ઊરૂસ્થળે વજ્રનું લંછન છે એવા **ધર્મનાથ ભગવાન** ધર્મને વિષે આનંદ આપો.

का पाल्यते भूपतिनाऽम्बुधिः कं–देयं निजोत्सङ्गशयं दधाति ?
धत्तेऽहिराट् कां ? कमलोद्भवः कः ? कः शान्तिकर्ताऽजनि जन्मतोऽपि ? ॥१७॥

રાજાવડે શું રક્ષણ કરાય છે? 'कुः' પૃથ્વી. સમુદ્ર કયા દેવને પોતાના ખોળામાં શયન કરાવે છે? 'अम्' વિષ્ણુને. શેષનાગ કોને ધારણ કરે છે? 'गां' પૃથ્વીને. કમળમાંથી કોણ ઉત્પન્ન થયું છે? 'कः' બ્રહ્મા. જન્મથી જ શાન્તિના કરનારા કયા જિનરાજ થયા છે? 'कुः-अम्-गां-कः' कुरङ्गाङ्कः=મૃગનું લંછન છે જેમને એવા **શ્રી શાન્તિનાથ ભગવાન.**

को धातुरस्ति प्रसवक्रियार्थः ? कान् क्षत्रियो मुञ्चति नायकार्थे ?
मन्दाकिनीं को निदधाति शीर्षे ? कर्मद्विषां को विजयी जिनेन्द्रः ? ॥ १८ ॥

પ્રસવ ક્રિયાના અર્થમાં કયો ધાતુ વપરાય છે? 'सूः'. પોતાના નાયકને માટે ક્ષત્રિયો કોને તજી દે છે? 'असून्'=પ્રાણોને. મસ્તકને વિષે ગંગાને કોણ ધારણ કરે છે? 'उः'= શંકર. કર્મરૂપી શત્રુઓને જીતનાર કયા જિનેંદ્ર છે? 'सूः-असून्-उः' सूरसूनुः સુર રાજાના પુત્ર **કુંથુનાથ ભગવાન.**

कोषं निजं कुत्र दधौ बिडौजाः ? सम्बोधनं किं विषमायुधस्य ?
वर्षासु काऽलङ्क्रियते प्ररोहैः ? कः श्रीजिनः श्रीजनको जनानाम् ? ॥ १९ ॥

ઇન્દ્ર મહારાજે પોતાનો ભંડાર ક્યાં રાખ્યો છે? 'श्रीदेनदे' સરોવરમાં. (શ્રીદ= કુબેર પણ થાય છે.) કામદેવનું સંબોધન એકવચન શું? 'हे व्यङ्ग!' (विगताङ्ग!) વર્ષાઋતુમાં અંકુરાવડે શું શોભાવાય છે? 'भूः' પૃથ્વી. જનોને મોક્ષલક્ષ્મી આપનાર કયા જિનરાજ છે? 'श्रीदे-व्यङ्ग-भूः' श्रीदेव्यङ्गभूः=શ્રીદેવી માતાના પુત્ર **શ્રી અરનાથ ભગવાન.**

द्विधा हली कां कुरुते हलेन ? कं वार्द्धिवद् धर्मपरास्तरन्ति ?
किं वाञ्छति प्राणीगणः समग्रो ? व्यभूषयन्मल्लिरगस्तिवत् कम् ? ॥ २० ॥

બળદેવ હળવડે કરીને કોને ફાડી નાખે છે? 'कुम्' પૃથ્વીને. ધર્મપરાયણ આત્માઓ સમુદ્રની માફક કોને તરી જાય છે? 'भवम्' સંસારને. સમસ્ત પ્રાણીસમૂહ શું ઇચ્છે છે? 'शम्' સુખને. અગસ્તિ ઋષિની માફક શ્રી મલ્લિનાથ પ્રભુ કોને શોભાવે છે? 'कुम्-भवम् शम्' कुम्भवंशम्. **શ્રી મલ્લિનાથ ભગવાનના** પિતા શ્રી કુંભરાજના વંશને.

कस्माद् विधाता जनिमाससाद ? प्रेमातिमात्रं क दधाति लक्ष्मीः ?
परस्परं युद्धपरौ रुपा कौ ? का सुव्रतेनाजनि विश्ववन्द्या ? ॥ २१ ॥

બ્રહ્મા ક્યાંથી ઉત્પન્ન થયા? 'पद्मात्' કમળમાંથી. લક્ષ્મી અત્યંત પ્રેમ શેમાં ધરાવે છે? 'ए' વિષ્ણુમાં. રોષથી પરસ્પર યુદ્ધ કરનારા બે કોણ? 'अवी' બે બોકડા. શ્રી સુવ્રતસ્વામીવડે વિશ્વવંદ્યા કોણ બની? 'पद्मात्-ए-अवी' पद्मादेवी. **શ્રી મુનિસુવ્રતસ્વામી**ની માતા.

कीदृग् मनोवृत्तिरघस्य हेतुः ? शीतार्दिताः कं स्पृहयन्ति लोकाः ?
आजीवितं किं सुखकारि पुंसाम् ? किं श्रीनमेरङ्कतडागमङ्कि ? ॥ २२ ॥

કેવી મનોવૃત્તિ પાપના હેતુભૂત છે? 'असिता+अवद्दा'=ઠંડીથી પીડાતા લોકો કોને ઇચ્છે છે? 'रविम्' સૂર્યને. સંસારીજનોને જીંદગીના છેડા સુધી સુખકારી કોણ છે?

' दं '–સ્રી. શ્રી નમિનાથ ભગવાનના શરીર રૂપી તળાવનો સંગ કરી રહેલ શું છે ? ' असिता–रविम्–दम् ' असितारविन्दम्. કાળું કમળ. ( **શ્રીનમિપ્રભુને લંછન નીલકમળનું છે.** )

कीदृग्जनो लब्धधनोत्करः स्यात् ? पुष्पन्धयैः कीदृशमब्जखण्डम् ?
कः काम्यते शूरजनेन युद्धे ? श्रीनेमिनाऽकारि च कोऽर्चनीयः ? ॥ २३ ॥

ધનનો સમૂહ પામેલો માણસ કેવો હોય ? ' समुद् ' હર્ષવાળો. ભમરોવડે કરી કમળવન કેવું હોય છે ? ' रवि+रवोऽस्यास्तीति=रवि ' ગુંજારવવાળું. યુદ્ધને વિષે શૂરવીરજન શું ઇચ્છે છે ? ' जयः ' શ્રીનેમિનાથ ભગવાન વડે કોણ જગત પૂજ્ય કરાયા ? ' समुद्–रवि–जयः ' समुद्रविजयः ' **શ્રીનેમિનાથ ભગવાન**ના પિતા.

सख्युः सखा कं निदधाति कण्ठे ? स्पृशन्ति कां नैव सुराः पदाब्जैः ?
रूपं च किं पुंसि किमः सियोगे ? ध्यातो नृणां विघ्नहरो जिनः कः ? ॥२४॥

મિત્ર પોતાના મિત્રના કંઠે શું ધારણ કરે છે ? ' भुजम् .' દેવો પદકમળોવડે કોને સ્પર્શતા નથી ? ' गाम् ' પૃથ્વીને, ' सि પ્રત્યયના યોગે किम् શબ્દનું પુંલિંગમાં રૂપ શું થાય ? ' कः '. ધ્યાન કરવાથી મનુષ્યોના વિઘ્નને હરનારા કયા જિનેશ્વર છે ? ' भुजम्–गाम्–कः ' भुजङ्गाङ्कः–સર્પલંછનવાળા **શ્રી પાર્શ્વનાથ ભગવાન.**

वर्षन्ति कस्यां सलिलानि मेघाः ? का वाञ्छ्यते सर्वजनैः सहर्षैः ?
अवाप रत्नानि महोदधेः कः ? सिद्धार्थवंशे मुकुटोपमः कः ? ॥ २५ ॥

વાદળાં પોતાનું પાણી શેમાં વરસે છે ? ' मह्यौ ' પૃથ્વીમાં સર્વજનોવડે હર્ષથી શું ઇચ્છાય છે ? ' ईः ' લક્ષ્મી. સમુદ્રમાંથી રત્નો મેળવનાર કોણ ? ' अः ' વિષ્ણુ. સિદ્ધાર્થ રાજાના વંશમાં મુકુટ સમાન કોણ છે ? ' मह्यौ–ईः–अः ' महावीरः. **શ્રી મહાવીરસ્વામી.**

शैवश्रीवररत्नशेखरतुलामालम्बमानाः स्तुता
इत्थं तीर्थकृतः कृतत्रिजगदानन्दाश्चतुर्विंशतिः ॥
मह्यं निर्मितऋद्धिवृद्धिकुशलश्रीशान्तिचूलामणी–
तुल्यं नाकिनृणां शिरस्सु ददतु स्वं शासनम् भासनम् ॥ १ ॥

મોક્ષરૂપ લક્ષ્મી ( શિવસુંદરી )ના શ્રેષ્ઠ રત્નમુકુટની તુલનાને ધારણ કરતા અને ત્રણ જગતને આનંદ પમાડનારા એવા ચોવીશે તીર્થંકર ભગવાનોને મેં આ પ્રમાણે સ્તવ્યા. એ જિનરાજેએ દેવો અને મનુષ્યોના મસ્તક ઉપર રચેલા ઋદ્ધિ, વૃદ્ધિ, કુશળલક્ષ્મી અને શાન્તિરૂપ મુકુટને વિષે મણિ સમાન દેદીપ્યમાન એવું પોતાનું શાસન તે જિનરાજો મને આપો. આ શ્લોકમાં કર્તાએ રત્નાકર પચ્ચીશીના કર્તા શ્રીરત્નશેખરસૂરિનું નામ જણાવીને એ પણ જણાવ્યું છે કે જેમ શ્રીરત્નશેખરસૂરિરાજે પચ્ચીશ શ્લોકથી રત્નાકર પચ્ચીશી રચી છે, તેવી જ રીતે તે પચ્ચીશીનું જ આલંબન લઈને મેં શાન્તિશેખરે પણ આ પચ્ચીશી રચી છે. शिवमस्तु.

## વ્યવહાર–કૌશલ્ય

લેખક—મૌક્તિક

( ૧૬૩ )

**એક માણસ પાસે કેટલું બધું છે એ જોઈને આપણે એની અદેખાઈ કરીએ છીએ; પરંતુ એનો એ કેટલો થોડો ઉપભોગ કરે છે એ જો આપણે જોતા હોઈએ તો આપણે એની દયા ખાઈએ**

**દુનિયા** ઘણુંખરું ઉપર ઉપરના ધ્યાનમાં રહી ઊંડાણમાં ઉતરવાનો પ્રયાસ કરતી નથી એ બહારના દેખાવ ઉપરથી ફેંસલા આપવા મંડી જાય છે અને જેવું બહાર દેખે તેવું અંદર પણ હશે એમ માની લે છે એક માણસને મોટરમાં ફરતો જુએ, એના શોફર( મોટર ચલાવનાર )ને સ્વચ્છ સુઘટિત કપડામાં સજ્જ થયેલ જુએ, દરરોજ હજારોની લેવડદેવડ થતી જુએ ઘરમાં છૈયાંછોકરાંને જતા આવતા ને રમતા જુએ નોકરચાકરોનો દમામ જુએ અને એના ઘરના વરઘોડામાં માજનમાજનની ઠઠ જુએ એટલે એ સામા માણસને સુખી માની લે છે, એને ભાગ્યશાળી ગણે છે અને એના પડતા બોલ ઉપાડી લેવામાં પોતાની જાતને અહોભાગી માને છે એને સામા માણસની સામાન્ય આવડત, બોલવું તેતડું બોલવાની રીત દીર્ઘ નજરની ગેરહાજરી સાને છે ખરી પણ અંતે લક્ષ્મી દેવીને આધળી ગણી, એ એમાં વિધિનો હાથ માને છે કોઈ અવસરે એ સુખી દેખાતી વ્યક્તિનું ઘસાતું પણ બોલે છે અને પોતામાં અપરંપાર અક્કલ હોવા છતાં પોતે સામાન્ય માણસ રહી ગયો અને પેલો વધી ગયો એવા વિચારથી એ અંતરમાં કોઈ વાર દુખી પણ થાય છે

પણ આ સર્વ ઉપરચોટિયા અવલોકનનું પરિણામ છે એ જરા ઊંડો ઉતરે તો એને જણાય કે ‘ચળકે છે તે સર્વ સોનું નથી,’ દેખાય છે તે સર્વ અંદરથી રૂપાળું નથી અને આખરે જણાય છે તેની પછવાડે મોટો ઇતિહાસ લખાતો જાય છે અને તે ઇતિહાસ આકર્ષક નથી પણ દુખદર્દથી ભરેલો છે, દયા ઉપજાવે તેવો છે અને એકંદરે સાર વગરનો છે

કોઈ મોટા દેખાતા માણસના હૃદય તપાસી જુઓ, ધનવાનની મહેલાતોની અંદર ચાલતા બનાવોના ગર્ભમાં ઉતરો, કાવાદાવા દોડાદોડ અને અશાંતિના ઉજાગરા જુઓ તો તમને ખરેખર ઘૃણા છૂટશે મોટા વેપારીને શાંતિ નથી, છોકરા વગરનાને દુખનો પાર નથી, દીકરીના બાપની ચિંતાનો હિસાબ નથી વંઠેલ છોકરાના પિતાના દુખો લાગણી ઉશ્કેરે તેવા હોય છે પૈસા હશે તો અનાજ પચતું નહિ હોય આવક મોટી હશે તો તબીયત નાજુક હશે, ધનના ઢગલા હશે તો પાછળ ખાનાર કોઈ નહિ હોય અને દોડાદોડી ઘણી હશે તો અંદર અંદર ખાડો હશે જ્યાં વાસ્તવિક સુખ નથી ત્યાં સુખની કલ્પના કરવી જ ખોટી છે અને એવું સુખ પોતાને મળે એવો વિચાર કરવો એ અક્કલ વગરની વાત છે કોઈપણ શેઠ, સોદાગર કે મિલકતદારની અંદરની ચર્ચા વૃત્તિ તપાસશો અથવા તેને ખરી વાત પૂછશો તો એ બે નમણે હાથ મૂકી પોક મૂકશે અને ઉલટી તમારી સલાહ કે સહાય માગશે વાસ્તવિક રીતે ધનના ઢગલામાં કે બંગલાના સેલેન્સમાં કાંઈ સાર નથી,

ધમાધમમાં મોજ નથી અને સંપત્તિમાં શાંતિ નથી. મોજ તો અંદર ઉતરવામાં છે, મોજ સ્વપરના વિવેચનમાં છે, મોજ ખરી ઉન્નતિના માર્ગશોધનમાં છે, મોજ પરોપકારપરાયણ વૃત્તિમાં છે. અન્યનો બાહ્ય વૈભવ જોઇ તેની ઇર્ષ્યા કરવા કરતાં તેને સમજવાની, તેની મુંઝવણો જાણવાની અને એના ઉજાગરાનો અભ્યાસ કરવાની જરૂર છે. વિશાળ હૃદયવાળો કુશળ મનુષ્ય સાચો રાહ સમજે અને બાહ્ય સંપત્તિ તરફ દયા કરે. એનું વાસ્તવિક સ્વરૂપ વિચારી એના મોહમાં પડેલાની અંતરસ્થિતિ વિચારે અને એ પરભાવપરાયણ અહીં અને હવે પછી પડવાનો છે એ વિચારે. એની સાચી દયા ખાય.

"We see how much a man has and therefore envy him;
Did we see how little he enjoys, we should rather pity him"
LEED. (12-12-38)

( ૧૬૪ )

"કેટલાક માણસો પારકાને સલાહ દેવામાં એટલો બધો વખત ગાળે છે કે તેઓને પોતાનું કામ કરવા માટે ફુરસદ જ મળતી નથી."

'કાજી દુબળે કયું કે સારા શહેર કી ફીક' આખા ગામના મોવડી થયેલા આવા પંચાતીઆઓને સારા ગામની વાતો કરવામાં અને માગ્યે વગરમાંગ્યે પંચાતો કરવામાં એટલો વખત જાય છે કે એને પોતાનું જરૂરી કામ કરવા પૂરતી પણ ફુરસદ મળતી નથી. 'પાઇની પેદાશ નહિ અને ઘડીની નવરાશ નહિ' એવા આ કાંઇપણ મુદ્દાસરનું કામ નહિ કરનારા અતિ ઉદ્યોગી આવળાઓ ( busy-doing-nothing fellows ) યોગ્ય રીતે ગામની ફૈઓનું ઉપનામ પામે છે. ફલાણાએ આમ કર્યું અને ફલાણાએ તેમ કર્યું-એવી પારકી પંચાતમાં કંટાળો ઉપજાવે તેવો રસ લેનારા આ કાર્યભીરુ સાહસિકો વગરમાગે સલાહ આપવા મંડી જાય છે. પારકાનાં છાપરાં પર કેટલાં નળીઆં છે તે ગણ્યા કરે છે અને જ્યાં ત્યાં ઘુસી જઇ ન સમજે તેની બાબતમાં પણ પોતાનો સિદ્ધ મત હાથ ઠોકીને આપવાની ધૃષ્ટતા કરે છે. અમુકને ત્યાં મણે વીશ શેર ઘી નાખ્યું હતું અને અમુકને ત્યાં દૂધીચણાનાં શાક થયાં હતા અને અમુકે દેશતેડાં કર્યાં હતાં—આવી નિર્માલ્ય વાતો અને વગરમાંગી સલાહ આપવામાં તેઓ પોતાની જીભનો રસ રેડ્યા કરે છે. એ ભણ્યા નહિ હોય તો પણ કેળવણીના પ્રશ્નો પર પોતાનો મત આપશે, એ રાજકારણમાં ન્યાયનીતિનો આભાસ પણ ન સમજ્યા હોય, છતાં ઇંગ્લાંડના વડા પ્રધાનનાં કાર્ય પર પણ ટીકા કરશે અને ઘી તેલના સોદાની પણ વાતો કરશે. એવા પારકી પંચાતમાં મસ્ત પ્રાણીઓ પારકી કથા કરવામાં, પારકાનાં કાર્યો પર મત આપવામાં, સાચી-ખોટી વાતો કરવામાં અને સમજ્યા વગર અન્ય પર આળ ચઢાવવામાં એટલો બધો રસ લે છે કે એની સાથે પનારાં પડ્યાં હોય તે એનાથી ખરેખર કંટાળી જાય છે અને એ જાતે સર્વત્ર અપ્રિય થઇ પડે છે.

એવા માણસોને પોતાનાં કામનું ઠેકાણું હોતું નથી. અર્થવગરના અતિ-કામવાળા આ નવરા ઉદ્યોગીઓ બપોરે બાર વાગે મળશે તો ત્યાં સુધી તેને ન્હાવાની પણ ફુરસદ મળી નથી એમ તમને કહેશે. એ કોઇ કામ કરી શકતા નથી, કોઇનું લીલું

કરી શકતા નથી અને પારકી ખટપટ અને લટપટમાં તદ્દન નકામું અકારું જીવન ગાળે છે. પારકાને સલાહ આપે ત્યારે એ ગંભીર થઇ જશે અથવા વિનાકારણ ખડખડાટ હસી પડશે પણ અંદર એ તદ્દન **પોલારામ** હોય છે, ઘરબાર વગરના હરાયા ઢોર જેવા હોય છે અને એવા માણસો આ દુનિયામાંથી ચાલ્યા જાય ત્યારે ગામલોક છૂટકારાનો દમ ખેંચે છે.

વગરમાગી સલાહ આપવી એ અક્કલ વગરનું કામ છે, વગરપૂછ્યે અભિપ્રાય આપવો એ સમજણ વગરનો વાગવ્યવહાર છે, ન સમજાય તેવી બાબતમાં સલાહ આપવી એ મૂર્ખતા છે અને વગર પ્રસંગે બોલબોલ કરવું એ બાંઠાઇ છે. જેમ ઘર બાળીને તીરથ કરવામાં અક્કલ નથી, તેમ મૂલ્ય ન થાય ત્યાં સલાહ આપવી એ અક્કલમંદતાનું જ ચિહ્ન છે. કુશળ માણસ જ્યાં ત્યાં માથાં ન મારે, આવડે ત્યારે બોલે, સમજે તેટલું સમજાવે અને પોતાના હિતવગરની વાત તરફ ધ્યાન પણ ન આપે. સલાહ કે અભિપ્રાય તો જવાબદાર માણસ હકીકત સમજી તુલના-પૃથક્કરણ કરીને આપે એની કિંમત છે, બાકી નકામી વાતો કરી કોઇના પર પોતાનો મત લાદવાની ધૃષ્ટતા કરે એ મનુષ્ય મટી ઉંટની કોટિમાં આવે છે. એવું જીવન સ્વયં હાનિકર છે, પરને બોજારૂપ છે અને સમજુને ત્યાજ્ય છે.

---

"Some people spend so much time handing out advice that they have no time to accomplish anything „ (18 8-38) B. C.

૧૬૫

**" આપણા મનમાં જો <u>શાંતિ ન હોય</u> તો બહારની સુખ <u>સગવડો</u> તો <u>પક્ષઘાત થયેલા પગમાં પહેરેલી સોનેરી મોજડીથી</u> વધારે ગરજ સારતી નથી. "**

પગમાં વા આવ્યો હોય, ચાસકા આવતા હોય, સોજા થયા હોય, હાથમાં લાકડી લઇને મહામુસીબતે ચલાતું હોય, એવા પગ પર મખમલની મોજડી અને ઉપર સોનેરી જરી ચઢાવી હોય એવા સ્લીપર પેલા નિર્જીવ થઇ ગયેલા પગ પર કેવા લાગે? તદ્દન હબસી જેવા વાંકાચૂંકા ચાલતા છોકરાના શરીર પર ઝરીઆનનો દરવેશ પહેરાવ્યો હોય તો કેવો શોભે? સુંદર ઇસ્ત્રીટાટ કપડાં પહેરેલ નવજવાન સભામાં બોલવા ઉભો થાય અને માતા આવ્યા હોય તેમ કાગળો હાથમાં લેતા ધ્રૂજે તેને કેવો દેખાવ ગણાય? છેલ્લામાં છેલ્લી બાબતનું ફરનીચર ઘરમાં વસાવ્યું હોય અને તેની સમ્રાજ્ઞી કુવડ હોઇ નાકનાં શ્લેષ્મ ઘરમાં જ કાઢી ભીંત કે બારી સાથે ખરડાયલા હાથ ઘસતી હોય ત્યારે કેવો પીત્તપ્રકોપ થઇ જાય?

એ જ પ્રમાણે અનેક પ્રકારની સગવડો ઘરમાં રાખી હોય, ન્હાવાના, હાથ ધોવાના કે કપડાં ઉતારવાનાં અનેક સાધનો હોય, ઘરની સામે મોટર ખડી રહેતી હોય, હજારોની હુંડીનાં ભરણાં દરરોજ થતાં હોય, ઘરમાં બે ત્રણ ટેલીફોનો હોય, રોઇટરના ટાઇપરાઇટરો ટેપ પર ખબર અને ભાવ આપતા હોય, અનેક દલાલો સોદાના હુકમ માટે સાહેબ સલામ કરવા આંટા ખાતા હોય-બધું હોય, પણ મનમાં હાય ઉકળાટ હોય તો આ સર્વ નકામું છે, કચરાથી ખરડાયલી ભીંત પરના ચિત્રામણ જેવું છે, અંતરનો ઉકળાટ વધારે તેનું

છે અને જીવનયાત્રાને નિર્માલ્ય બનાવે તેવું છે, બાહ્ય સગવડો અને અંતરનો આનંદ તદ્દન જુદી જ વસ્તુ છે અને એ સમજવા જેટલી સગવડ ભાગ્યવાનના પ્રારબ્ધમાં જ હોવી શક્ય છે.

બેંકના ખાતામાં હજારો જમે હોય, પણ ૧૦૫ ડીગ્રી તાવ આવે ત્યારે તેનો શો ઉપયોગ છે? લાખોની પુંજી હોય, પણ કરોડો કરવાની ઇચ્છા હોય ત્યાં તેટલી પુંજીનો પણ શો અર્થ છે? પૈસાનો સંતોષ ન હોય કે પારકી સ્ત્રીઓમાં મન રખડતું હોય ત્યાં ગમે તેટલી સગવડ હોય પણ નિરાંતે ઉંઘ આવતી નથી અને ખાટલામાં કે પલંગમાં પડ્યા પડ્યા પણ ઝબકીને ઉઠવું પડે છે અને મનમાં શાંતિ હોય, વર્તમાન સ્થિતિમાં આનંદ હોય, મધ્યમસર રીતે આબરૂસર જીવનનિર્વાહ ચાલે તેટલી વ્યવસ્થા હોય તો એવો મનુષ્ય સુખી છે, આનંદી છે, સ્વયં રાજા છે. સુખ પાર્થિવ ચીજોના સંગ્રહમાં નથી, સાધનોની વિપુળતામાં નથી, ધનના ઢગલામાં નથી, ચારણોનાં ગીતોમાં નથી, પણ સુખ તો આત્માનંદમાં છે, મનની શાંતિમાં છે, સ્વાત્મસંતોષમાં છે. ૭ ખંડ પૃથ્વી ઘેર થઇ ગઇ હોય, પણ સાતમો ખંડ પ્રાપ્ત કરવાની તૃષ્ણા થાય ત્યાં આનંદ, પ્રેમ કે સુખના ઉમળકા નથી. મોજ મસ્તીમાં છે, મસ્તી નિશ્ચિંતતામાં છે. નિશ્ચિંતતા અધ્યાત્મ ભાવનામાં છે અને એ ભાવના મનની શાંતિમાં છે. બાહ્ય સંપત્તિવાળાને સુખી ગણવાની ભૂલ કરવા જેવું નથી. સુખનું અંકન મનોરાજ્ય પર છે. દરરોજની દાડી પર જીવનાર કલ્લોલ કરે છે, જ્યારે દરરોજ હજારોના હિસાબ કરનાર સુખની નજરે ગરીબ હોય છે અને ઘણીવાર તો છતે પૈસે ભિખારી હોય છે. કુશળ મનુષ્ય આંતરશાંતિ મેળવવા પ્રયાસ કરે અને તદ્યોગ્ય માનસિક વલણ કેળવે. મનના વલણ પર ખરા સુખનો આધાર છે. એને સાચી રીતે કેળવે તે જ સાચું સુખ મેળવે.

"If we have not quiet in our own minds, outward comforts will do no more for us than a Golden slipper on a gouty foot."

BUNYAN ( 20-1-39 )

## શ્રી અજિતનાથની સ્તુતિરૂપ પદ

( રાગ કાફી )

અજિતદેવ મુજ વાલહા, જ્યું મોરાં મેહા;<br>
જ્યું મધુકર મન માલતી, પંથી મન ગેહા. ॥ અ૦ ॥ ૧<br>
મેરે મન તુંહી રૂચ્યો, પ્રભુ કંચન દેહા;<br>
હરિ હર બ્રહ્મ પુરંદરા, તુજ આગે કેહા. ॥ અ૦ ॥ ૨<br>
તુંહી અગોચર કો નહીં, સજ્જન ગુણ રેહા;<br>
ચાહે તાકું ચાહીએ, ધરી ધર્મ સનેહા. ॥ અ૦ ॥ ૩<br>
ભક્તવચ્છલ જગતારણો, તું બિરૂદ વહેહા;<br>
વીતરાગ હુએ વાલહા, ક્યું કર્મેરી છેહા. ॥ અ૦ ॥ ૪<br>
જે જિનવર હે ભરતમેં, ઐરવત વિદેહા;<br>
જસ કહે તુજ પદ પ્રણમતેં, સબ પ્રણમે તેહા. ॥ અ૦ ॥ ૫

# શ્રાવકના ત્રણ મનોરથ

આ ત્રણ મનોરથ શ્રાવક મન વચન અને કાયાએ કરી શુદ્ધ પણે ધ્યાવતો થકો સર્વ કર્મ નિર્જરીને સંસારનો અંત કરે અને–મોક્ષરૂપ શાશ્વત સ્થાનક સિદ્ધપણે પામે.

**પહેલો મનોરથ**=ક્યારે હું બાહ્ય તથા અભ્યંતર પરિગ્રહ જે મહાપાપનું મૂળ, દુર્ગતિને વધારનાર, કામ, ક્રોધ, માન, માયા, લોભ વિષય ને કષાયનો સ્વામી, મહાદુઃખનું કારણ, મહા અનર્થકારી, દુર્ગતિની શીલારૂપ માઠી લેશ્યાનો પરિણામી, અજ્ઞાન, મોહ, મત્સર, રાગ અને દ્વેષનું મૂળ, દશવિધ યતિધર્મરૂપ કલ્પવૃક્ષનો દાવાનળ, જ્ઞાન, ક્રિયા, ક્ષમા, દયા, સત્ય, સંતોષ, તથા બોધિબીજરૂપ સમકિતનો નાશ કરનારો, કુમતિ તથા કુબુદ્ધિરૂપ દુઃખ દારિદ્રનો દેવાવાળો, સંયમ તથા બ્રહ્મચર્યનો નાશ કરનારો, સુમતિ તથા સુબુદ્ધિરૂપ સુખ સૌભાગ્યનો નાશ કરનારો, તપ સંયમરૂપ ધનને લુંટનારો, લોભકલેશરૂપ સમુદ્રને વધારનારો, જન્મ જરા અને મરણનો દેવાવાળો, કપટનો ભંડાર, મિથ્યાત્વદર્શનરૂપ શલ્યથી ભરેલો, મોક્ષમાર્ગનો વિઘ્નકારી, કડવા કર્મવિપાકનો દેવાવાળો, અનંત સંસારને વધારનારો, મહા પાપી, પાંચ ઇંદ્રિયના વિષયરૂપ વૈરીની પુષ્ટિ કરનારો, મોટી ચિંતા, શોક, ગારવ અને ખેદનો કરાવનારો, સંસારરૂપ અગાધ વલ્લીને સિંચવાવાળો, કુડકપટ અને કલેશનો આગર, મોટા ખેદને કરાવનારો, મહાબુદ્ધિઓએ આદરેલો, ઉત્તમ સાધુ નિર્ગ્રંથોએ જેને નિંદ્યો છે એવો અને સર્વ લોકમાં સર્વ જીવોને જેના સરખો બીજો કોઇ વિષમ નથી એવો, મોહરૂપ નિવાસનો પ્રતિબંધક ઇહલોક તથા પરલોકના સુખનો નાશ કરનારો, પાંચ આશ્રવનો આગર, અનંત દારૂણ દુઃખ અને ભયનો દેવાવાળો, મોટા સાવદ્ય વ્યાપાર, કુવાણિજ્ય અને કર્માદાનોનો કરાવનારો, અધ્રુવ, અનિત્ય, અશાશ્વતો, અસાર, અત્રાણ, અશરણ એવો (જે પરિગ્રહ) તેને હું ક્યારે છાંડીશ? જે દિવસે છાંડીશ તે દિવસ મારો ધન્ય છે!

**બીજો મનોરથ**=ક્યારે હું મુંડ થઇને દશ પ્રકારે યતિધર્મ ધારી, નવવાડે વિશુદ્ધ બ્રહ્મચારી, સર્વ સાવદ્ય પરિહારી, અણગારના સત્તાવીશ ગુણધારી, પાંચ સમિતિ ત્રણ ગુપ્તિએ વિશુદ્ધ વિહારી, મોટા અભિગ્રહનો ધારી, બેતાલીશ દોષ રહિત વિશુદ્ધ આહારી, સત્તર ભેદે સંયમધારી, બાર ભેદે તપસ્યાકારી, અંત પ્રાંત આહારી, અરસ આહારી, વિરસ આહારી, રૂક્ષ આહારી, તુચ્છ આહારી, અંતજીવી, પ્રાંતજીવી, અરસજીવી, વિરસજીવી, રૂક્ષજીવી, તુચ્છજીવી, સર્વ રસત્યાગી, છકાયનો દયાલ, નિર્લોભી, નિસ્વાદી, પંખી અને વાયરાની પરે અપ્રતિબદ્ધ વિહારી, વીતરાગની આજ્ઞા સહિત, એવા ગુણોનો ધારક અણગાર હું ક્યારે થઇશ? જે દિવસે હું પૂર્વોક્ત ગુણવાન થઇશ તે દિવસ મારો ધન્ય છે

**ત્રીજો મનોરથ**=ક્યારે હું સર્વ પાપસ્થાનક આલોવી, નિઃશલ્ય થઇ, સર્વ જીવ રાશીને ખમાવીને, સર્વ વ્રતને સંભારી, અઢાર પાપસ્થાનકને ત્રિવિધે ત્રિવિધે વોસિરાવી, ચારે આહાર પચ્ચખ્ખી, શરીરને પણ છેલ્લે શ્વાસોશ્વાસે વોસિરાવી, ત્રણપ્રકારની આરાધના આરાધતો થકો, ચાર મંગલિકરૂપ ચાર શરણ મુખે ઉચ્ચરતો થકો, સર્વ સંસારને પૂંઠ દેતો થકો, એક અરિહંત, બીજા સિદ્ધ, ત્રીજા સાધુ અને ચોથો કેવલિપ્રરૂપિત ધર્મ, તેને ધ્યાવતો થકો શરીરની મમતા રહિત થયો થકો, પાદોપગમન અનશણ યુક્ત, પાંચ અતિચાર ટાળતો થકો, મરણને અણવાંછતો થકો પંડિતમરણ અંતકાળે હું ક્યારે પ્રાપ્ત કરીશ? જે દિવસે તેવા મરણને હું આદરીશ તે દિવસ મહારો ધન્ય છે।

મુનિ સુબોધવિજયજી

# સ્વમાન જાળવવું કે નહીં ?

હમણા હમણામાં અભિમાન ન કરવાનો જ્યારે ઉપદેશ થાય છે ત્યારે સામેથી સ્વમાન જાળવવાની આવશ્યકતા બતાવનાર જવાબ મળે છે. જો કે વાસ્તવિક રીતે વિચારતાં સ્વમાન એ અભિમાનનો જ પર્યાયી શબ્દ જણાય છે, પરંતુ હાલના વિચક્ષણો તેને જુદું રૂપ આપી તેની આવશ્યક્તા સિદ્ધ કરવા પ્રયત્ન કરે છે.

પ્રાપ્ત થયેલા જાતિ, કુળ, ઐશ્વર્ય, જ્ઞાન, તપ, બળ વિગેરેનું જે અભિમાન કરવું તે **મદ** કહેવાય છે, તેને પરિહરવા માટે સાતમા **માન**પાપસ્થાનકની સજઝાયમાં **શ્રી યશોવિજયોપાધ્યાય** આઠ પ્રકારના મદને પર્વતની ઉપમા આપે છે અને પર્વત જ્યાં સૂર્યની આડા આવતો હોય ત્યાં જેમ અંધકાર નાશ પામતો નથી તેમ આઠ મદરૂપી પર્વત આડા આવવાથી જીવનું અજ્ઞાનરૂપ અંધકાર નાશ પામતું નથી. એટલે તે દરેક પ્રકારના મદ તજવા યોગ્ય છે એમ સ્પષ્ટપણે કહે છે.

સ્વમાન સાચવવાનું કહેવાવાળા બંધુઓ પોતે જે સ્થિતિમાં હોય, પોતાની જેટલી હદ અને જેટલી આબરૂ ગણાતી હોય તેટલી ટકાવી રાખવી જોઇએ એમ કહે છે. તેમાં ક્ષતિ કરનાર-કરાવનાર ઉપર તેમને દ્વેષ થાય છે. અને સ્વમાનને જાળવવા માટે તે બનતા પ્રયત્નો કરે છે, પરંતુ તેને એ વાત સમજાતી નથી કે એ વસ્તુ ( સ્વમાન ) જાળવી જળવાતી નથી, તેને બનીબની રાખવા માટે તો વર્તન વિશુદ્ધ રાખવાની જરૂર છે કે જેથી સ્વમાન જાળવવાનું કહેવું જ ન પડે. બાકી જો વર્તનમાં ફેર પડશે-તેમાં ભૂલ થશે તો જરૂર સ્વમાનની ક્ષતિ થવાની જ છે. માન એવી વસ્તુ છે કે તે માગ્યું મળતું નથી, પરંતુ આપ્યું મળે છે અથવા તદ્યોગ્ય સદ્વર્તનથી મળે છે. ઉત્તમ મનુષ્યો માનની ઇચ્છા જ કરતા નથી એટલે તેમને વગરમાગ્યું જ્યાં જાય ત્યાં માન મળે છે. બાકી માન જાળવવા ઇચ્છનાર અથવા પોતાને મોઢે પોતાના છતા કે અછતા ગુણની પ્રશંસા કરનારને લોકો માન આપતા નથી પરંતુ ઉલટી તેના માનની હાનિ થાય છે.

આ લેખ ટુંકામાં ખાસ એટલા માટે જ લખવાની જરૂર જણાઇ છે કે હાલના વિચક્ષણ મનુષ્યો સ્વમાનના નામથી અભિમાન જ કરે છે અને બીજાને જુદી રીતે સમજાવવા પ્રયત્ન કરે છે. તમે દુનિયા તરફ દૃષ્ટિ કરશો તો જણાશે કે દુનિયાનો મોટો ભાગ જેને માન આપે છે તે ક્યારે પણ માનની ઇચ્છા કરતાં જ નથી. આપણા જૈન સમુદાયમાં પણ ખરી રીતે તો ગુણને જ માન મળે છે અને ગુણને જ માન મળવું જોઇએ માત્ર વેશ કે પદવી માનનો અધિકાર ધરાવતા નથી. તેની સાથે જો ગુણ હોય છે તો તે સોનું ને સુગંધ મળે તેમ સર્વત્ર માનને પાત્ર થાય છે, માટે માનની ઇચ્છા તજી દઇને સદ્‌ગુણ મેળવવાનો પ્રયત્ન કરો, સદ્‌ગુણ મેળવો, ફોગટ માન આપનારથી છેટા ખસો અને માન મળો કે ન મળો પણ ગુણનો જ આદર કરો કે જેથી આત્મકલ્યાણની પ્રાપ્તિ થાય.

કુંવરજી

# મોતી વિષે વિચાર

આ સંબંધમાં **શ્રી પ્રશ્નોત્તર પ્રદીપ**માં બે પ્રશ્નો ઉત્તર સાથે આપેલા છે તે નીચે પ્રમાણે—

પ્રશ્ન ૬૮–મુક્તાફળ સચિત્ત છે કે અચિત્ત છે ?

ઉત્તર–ઉત્પત્તિ સ્થાનમાં સચિત્ત છે અને ત્યાંથી નીકળ્યા પછી વિંધેલા કે અણવિંધેલા મોતી અચિત્ત છે. શાથી કે શ્રી અનુયોગદ્વારસૂત્રમાં મોતીને અચિત્ત પરિગ્રહમાં ગણાવેલ છે. યદુક્તં શ્રી હીરપ્રશ્ને–

तथा मौक्तिकानि सचित्तान्यचित्तानि वा कुत्रकथितानि संतीति ? उत्तर–अत्र मौक्तिकानि विद्धान्यविद्धानि वाऽचित्तानि ज्ञेयानि । यतः श्री अनुयोगद्वार सूत्रे मौक्तिकरत्नाद्यचित्तपरिग्रहमध्ये कथितानि संतीति ॥

પ્રશ્ન ૬૯–મુક્તાફળની ઉત્પત્તિ ક્યાં થતી હશે ?

ઉત્તર–સમુદ્રની છીપમાં, હસ્તિના મસ્તક ને દાંતમાં ઈત્યાદિ ઘણે ઠેકાણે મોતીની ઉત્પત્તિ કહી છે. યતઃ—

हस्तिमस्तकदंतौ तु, दंष्ट्राशुनवराहयोः ।
मेघो भुजंगमो वेणु–र्मत्स्यो मौक्तिकयोनयः ॥ १ ॥

અર્થ–હાથીના મસ્તક ને દાંત, શ્વાન ને વરાહની દાઢ, મેઘ, ભુજંગમ ( સર્પ ), વેણુ ( વાંસ ) અને મત્સ્ય ( છીપ ) એટલી મોતિની યોનિઓ છે–અર્થાત્ એટલે સ્થાને મોતી ઉપજે છે.

સદરહુ બુકના ચોથા પ્રકાશમાં ૧૭ મો પ્રશ્ન છે તે આ પ્રમાણે–

પ્રશ્ન ૧૭–મોતીને પૃથ્વીકાયપણું સંભવે ?

ઉત્તર–હા, નાનાવિધ ત્રસ સ્થાવરોના શરીરમાં મોતીની ઉત્પત્તિનો સંભવ હોવાથી મોતીને પૃથ્વીકાયપણું સંભવે છે. એમ શ્રી સુયગડાંગ સૂત્રની ટીકા પરથી સિદ્ધ થાય છે. તે સ્થળ જોવાથી કેટલીક વિશેષ વાત પણ સમજાય તેમ છે.

શ્રી સુયગડાંગ સૂત્રના બીજા શ્રુતસ્કંધના ત્રીજા અધ્યયનમાં પૃથ્વીકાય ક્યાં ક્યાં ઉપજે એ વિષે આ પ્રમાણે કહેલ છે–सर्प्पशिरस्सु मणयः करिदंतेषु मौक्तिकानि स्थावरेष्वपि वेण्वादिषु तान्येवेति ।

અર્થ–સર્પાદિના મસ્તકોમાં થતા મણિ, હાથીના દાંતોમાં મોતીઓ અને સ્થાવર વાંસ વિગેરેમાં પણ મોતીઓ હોય છે. વિગેરે શબ્દથી જળ આદિમાં પણ મોતી થાય છે એમ સમજવું.

આમાં ઉપરના શ્લોક પ્રમાણે બીજા સ્થાનો બતાવ્યા નથી, પરંતુ વેણુ વિગેરે શબ્દથી સ્વાતિના જળથી સમુદ્રની છીપમાં ઉપજે છે તે સમજાય છે.

કુંવરજી

# પ્રશ્નોત્તર

(પ્રશ્નકાર-શા દેવચંદ કરશનજી રાધનપુર)

**પ્રશ્ન ૧**—દેશથી પોસહ લેનારને કરેમિભંતેનો પાઠ શીરીતે ઉચ્ચરાવાય?

**ઉત્તર**—ચાર પ્રકારના પોસહ પૈકી માત્ર આહારપોસહ જ દેશથી કરી શકાય છે, બીજા ત્રણ પ્રકારના પોસહ તો સર્વથી જ થાય છે. તે જો દેશથી કરવા હોય તો તેનાથી સામાયિકયુક્ત પોસહ થઇ શકતો નથી. આહારપોસહ દેશથી કરનારને 'આહાર પોસહં દેસઓ' એમ કરેમિભંતેમાં કહેવાય છે.' પોસહ કરનાર ઘણા હોય અને તેમાં દેશથી અને સર્વથી એમ બંને પ્રકારે કરનાર હોય તો 'આહારપોસહં દેસઓ સંવ્વઓ' એમ કહેવાય છે.

**પ્રશ્ન ૨**—ચર જ્યોતિષને ફરવા માટે ઉત્તરવૈક્રિય કરવું પડે છે?

**ઉત્તર**—ફરવાનું જ્યોતિષી દેવને નથી, તેના વિમાનને છે. તેને વૈક્રિય કરવાપણું નથી. જગત્ સ્વભાવે જ વિમાનો ફરે છે.

**પ્રશ્ન ૩**—મર્કટ, ખીસકોલી ને ઉંદર ભુજપરિસર્પમાં ગણાય?

**ઉત્તર**—મર્કટ ચતુષ્પદ ગણાય ને ખીસકોલી તથા ઉંદર ભુજપરિસર્પ ગણાય.

**પ્રશ્ન ૪**—પૃથક્ત્વ શબ્દનો અર્થ બે થી નવ એમ કરાય છે તો એકલા નવ એમ ન કહેતાં બે થી નવ કેમ કહ્યા છે?

**ઉત્તર**—એમાં કોઈ જગ્યાએ બે, કોઈ જગ્યાએ ત્રણ, એમ યાવત્ કોઇ જગ્યાએ નવ લેવા એમ સમજવાનું છે, પરંતુ કયાં બે, કયાં ત્રણ, કયાં ચાર એમ યાવત્ નવ કયાં લેવા એ સ્પષ્ટ કરેલ નથી.

**પ્રશ્ન ૫**—વિકલેંદ્રિયનું ઉત્કૃષ્ટ આયુ ને ઉત્કૃષ્ટ શરીર કયાં કહ્યું છે?

**ઉત્તર**—જીવવિચારમાં બેંઇંદ્રિયનું ૧૨ યોજન, તેઇંદ્રિયનું ત્રણ ગાઉ ને ચઉરિંદ્રિયનું એક યોજન ઉત્કૃષ્ટ શરીર કહેલ છે, અને બેઇંદ્રિયનું બાર વર્ષ, તેઇંદ્રિયનું ૪૯ દિવસ ને ચૌરિંદ્રિયનું છ માસ ઉત્કૃષ્ટ આયુ કહેલ છે.

**પ્રશ્ન ૬**—ધાર્મિક સંસ્થામાંથી ઓછે વ્યાજે રૂપિયા લાવી વધારે વ્યાજ ઉપજાવે તો તેમાં દોષ લાગે કે નહીં?

**ઉત્તર**—દોષ લાગે, માટે ધાર્મિક સંસ્થાઓ સાથે એવો વ્યવહાર રાખવો તે જ ઉચિત નથી. એમાં પરંપરાએ અનેક પ્રકારની હાનિનો સંભવ છે.

**પ્રશ્ન ૭**—ઔદારિક શરીરમાં ચક્ષુઇંદ્રિયનો વિષય કેટલે દૂરથી જોઈ શકવાનો છે?

ઉત્તર—લક્ષ યોજન સાધિક કહ્યો છે. જુઓ શ્રી વિશેષાવશ્યકટીકા.

**પ્રશ્ન ૮**—દરેક જાતિના જીવોનો ઇંદ્રિયનો વિષય સરખો હોય કે કેમ?

ઉત્તર—સરખો સંભવતો નથી. જે તેના વિષયનું પ્રમાણ કહ્યું છે તે ઉત્કૃષ્ટ કહ્યું છે તેથી બીજું મધ્યમ પ્રમાણ સમજવું. આ પ્રમાણ આત્માંગુળે સમજવું.

**પ્રશ્ન ૯**—ઇંદ્રિયોના વિષયોનું પ્રમાણ જે કહ્યું છે તે ચારે દિશાનું મળીને સમજવું કે પ્રત્યેક દિશાએ સમજવું?

ઉત્તર—ચારે દિશાએ જુદું જુદું સંભવે છે, પરંતુ યોગ્ય દેશાવસ્થિત વસ્તુને અંગે સમજવું.

**પ્રશ્ન ૧૦**—સીંગોડામાં બે જીવ હોવાનું કહ્યું છે છતાં તે પ્રત્યેક ગણાય?

ઉત્તર—ગણાય. ભારંડ પક્ષીની જેમ બંને જીવોના અમુક શરીરવિભાગ તેમાં જુદા સમજવો.

**પ્રશ્ન ૧૧**—વિકળેંદ્રિયના શરીરનું પ્રમાણ જે કહ્યું છે તેમાં અમુક ક્ષેત્ર કે અમુક કાળની અપેક્ષાએ ફેરફાર સમજવો કે કેમ?

ઉત્તર—એના શરીરનું પ્રમાણ ઉત્કૃષ્ટ કહ્યું છે તેથી જ્યાં અને જે કાળે ઓછું હોય તે મધ્યમ પ્રમાણ સમજવું. ક્ષેત્રકાળને અંગે જુદું જુદું કહ્યું નથી.

**પ્રશ્ન ૧૨**—મનુષ્ય, તિર્યંચ પચેંદ્રિય અને વાયુકાયમાં જેને વૈક્રિય શરીર કરવાની શકિત હોય તે આ ભવઆશ્રી સમજવી કે કેમ?

ઉત્તર—આ ભવઆશ્રી જ ઉદયમાં હોય-પૂર્વભવે તે પ્રકૃતિ બાંધેલી હોય. મનુષ્ય તિર્યંચને તો એ લબ્ધિ ગુણપ્રત્યયે પ્રાપ્ત થવાનું કહ્યું છે. વાયુકાયને માટે કારણ જાણવામાં આવ્યું નથી.

**પ્રશ્ન ૧૩**—ચક્રવર્તી અને વાસુદેવ અનેક સ્ત્રીના સમાગમ માટે વૈક્રિય શરીરો જુદા જુદા કરે છે તેવી શક્તિની પ્રાપ્તિ તેને શા કારણે થાય?

ઉત્તર—ખાસ કારણ જાણવામાં આવ્યું નથી. ચક્રવર્ત્તી ને વાસુદેવપણાને અંગે એ શક્તિ પ્રાપ્ત થાય છે એટલું જ જાણ્યું છે.

**પ્રશ્ન ૧૪**—પ્રતિવાસુદેવને વૈક્રિય લબ્ધિ હોય કે નહીં?

ઉત્તર—તે વિષે ખાસ વાંચવામાં આવેલ નથી.

પ્રશ્ન ૧૫—ચક્રવર્તી કે વાસુદેવ વૈક્રિય શક્તિનો ઉપયોગ યુદ્ધાદિમાં કરે છે?

ઉત્તર—કરતા હોય એમ જાણ્યું નથી.

પ્રશ્ન ૧૬—તિર્યંચ વૈક્રિય શરીર કરે તે મૂળ શરીરથી જુદું કરે કે જુદું કરી ન શકે?

ઉત્તર—એ વિષે સ્પષ્ટતા જાણી નથી. જુદું પણ કરતા હોય અને મૂળ શરીરને પણ વિસ્તારતા હોય એમ જણાય છે.

પ્રશ્ન ૧૭—પાંચે પ્રકારના તિર્યંચ પંચેદ્રિયોને વૈક્રિય શક્તિ હોય?

ઉત્તર—પાંચે જાતિનાને હોય એમ સંભવે છે.

પ્રશ્ન ૧૮—કષાયનો ઉદય થતાં જે કર્મબંધ થાય તે કેવો થાય?

ઉત્તર—જેવા પ્રમાણમાં કષાયની મંદતા-તીવ્રતા હોય તે પ્રમાણમાં કષાય-મોહનીય અને બીજા વેદનીયાદિક કર્મો પણ બાંધે.

પ્રશ્ન ૧૯—વૈક્રિય શરીરની અવગાહના મૂળ ઔદારિકાદિ શરીર કરતાં વધારે હોય છે, છતાં તિર્યંચ પચેંદ્રિયમાં ઔદારિક શરીર મત્સ્ય અને ઉરપરિસર્પનું એક હજાર યોજનનું કહેલ છે અને વૈક્રિય શરીરની અવગાહના ઉત્કૃષ્ટ નવસો યોજન કહી છે તેનું શું કારણ?

ઉત્તર—કારણભૂત તો જગત સ્વભાવ જ સમજવો, પરંતુ પોતાના શરીરથી જુદું કરે તે ઉત્કૃષ્ટ નવસો યોજન પ્રમાણ કરે એમ સમજાય છે.

પ્રશ્ન ૨૦—દરેક કેવળજ્ઞાનીને કેવળજ્ઞાન થયા અગાઉ પરમાવધિ જ્ઞાન થાય?

ઉત્તર—મતિ શ્રુત બે જ્ઞાનવાળા પણ કેવળજ્ઞાન પામી શકે છે, અવધિ કે મનઃ-પર્યવ જ્ઞાન હોવું જ જોઇએ એમ નથી, તો પછી પરમાવધિની તો જરૂર જ શી?

પ્રશ્ન ૨૧—ત્રીજાથી આઠમા દેવલોક સુધી પહેલા બીજા દેવલોકમાં ઉત્પન્ન થયેલી અપરિગ્રહિતા દેવીઓ જાય છે તે પોતાની શક્તિથી જાય કે ઉપરના દેવલોકના દેવની શક્તિથી જાય?

ઉત્તર—એમાં ઉપરના દેવલોકના દેવોની શક્તિનો પ્રભાવ સંભવે છે, તે વિના જઇ શકે નહીં.

પ્રશ્ન ૨૨—એ દેવીઓને બારમા દેવલોક સુધીના દેવોના વિચારો જાણવાનું જ્ઞાન હોવાનો સંભવ નથી, તો તે ત્યાંના દેવો પોતાને યાદ કરે છે એમ તે કેવી રીતે સમજી શકે?

ઉત્તર—આ બાબતમાં એમ કહેલ છે કે-તે દેવીને વિષયભોગ માટે

ઉપરના દેવો સંભારે છે ત્યારે શરીરસ્ફુરણાદિવડે તે દેવીઓ જાણે છે, પછી ઉપરના દેવોના અવલંબનથી આઠમા દેવલોક સુધી જાય છે. આમાં કાંઈક જ્ઞાનનો વિષય પણ સમજાય છે.

**પ્રશ્ન** ૨૩—કેવળજ્ઞાનીને મનના ને વચનના બે બે યોગ કયા સમજવા.

ઉત્તર—**સત્ય** અને **અસત્યામૃષા** એ નામના બે મનયોગ અને તેજ નામના બે વચન યોગ સમજવા.

**પ્રશ્ન** ૨૪—સ્વપ્ન કયા કર્મના ઉદયથી આવે છે? સ્વપ્નમાં કેટલીક વખત પાછલી વાત યાદ આવે છે તે શાથી આવતી હશે?

ઉત્તર—એમાં મતિજ્ઞાનાવરણીયનો વિચિત્ર ક્ષયોપશમ કારણ તરીકે સમજવામાં આવે છે

**પ્રશ્ન** ૨૫—નિદ્રા વખતે દર્શનાવરણીય કર્મનો વિશેષ બંધ થાય છે?

ઉત્તર—એમાં દર્શનાવરણીયનો ગાઢ ઉદય છે, પરંતુ તેનો વિશેષ બંધ થવાનું કહેલું જાણવામાં નથી. જે પ્રકૃતિ વેદે તે બાંધે એવા કર્મ તો કષાય નોકષાય મોહનીય જ છે.

**પ્રશ્ન** ૨૬—અવધિજ્ઞાનના છ ભેદમાંથી ચારે નિકાયના દેવોને અને સાતે નારકના નારકીઓને કઇ જાતિનું અવધિજ્ઞાન હોય?

ઉત્તર—એને ભવાંત પર્યંત અવસ્થિત-જેટલું હોય તેટલું વધારો ઘટારો થયા વગરનું અવસ્થિત અવધિજ્ઞાન હોય છે. તેને તે ભવ આશ્રીને અપ્રતિપાતી પણ કહેવાય તેમ જ અનુગામી પણ કહેવાય.

**પ્રશ્ન** ૨૭—સાધારણ ને સૂક્ષ્મ વનસ્પતિકાય શિવાયના સર્વે જીવો પ્રત્યેક જ કહેવાય કે કેમ?

ઉત્તર—પ્રત્યેક જ કહેવાય અને દરેક જીવનું શરીર જુદું જ હોય, પરંતુ પ્રત્યેક શબ્દ વનસ્પતિકાય માટે જ વપરાય છે.

**પ્રશ્ન** ૨૮—તેઉકાય તેઉકાયને શી રીતે હણે?

ઉત્તર—પરસ્પરના સંઘર્ષણથી હણાવાનો સંભવ છે. એકેંદ્રિય જીવો પરકાયશસ્ત્રથી ને સ્વકાયશસ્ત્રથી બંને રીતે હણાય છે.

**પ્રશ્ન** ૨૯—શ્રી સંઘ શાસનદેવી કે દેવનો કાઉસ્સગ્ગ કરે તો તેમાં શું ચિંતવે?

ઉત્તર—જેને આરાધવાનું હોય તેનું જ ચિંતવન કરે. બાકી ખાસ કોઈ દેવી દેવને આરાધવાના મંત્ર હોય તો તેનું ચિંતવન કરે.

**પ્રશ્ન ૩૦**—મિથ્યાશ્રુતને પણ શ્રુતજ્ઞાનના ભેદમાં કેમ ગણેલ છે?

**ઉત્તર**—એ પણ શ્રુતજ્ઞાનાવરણીયના ક્ષયોપશમથી જ થાય છે, તેથી તેના ભેદમાં ગણેલ છે-માત્ર તે મિથ્યાત્વ યુક્ત હોવાથી મિથ્યાશ્રુત કહેવાય છે અને તે શ્રુતઅજ્ઞાન કહેવાય છે.

**પ્રશ્ન ૩૧**—આચારાંગાદિ સૂત્રોના જેટલા પદ કહ્યા છે તેટલા તે તે સૂત્રો પુસ્તકારૂઢ થયા ત્યારે લખાણા હશે?

**ઉત્તર**—તે વખતે જ તેને સંક્ષિપ્ત કરીને જેને જેને જેટલું જેટલું સ્મરણમાં હતું તેટલું દરેક સૂત્રમાં લખ્યું છે. પૂરા પ્રમાણમાં લખાયેલા જ નથી.

**પ્રશ્ન ૩૨**—પાખીસૂત્રમાં જે સૂત્રોના નામો આવે છે તેટલા સૂત્રો તે વખતે વર્તતા હશે?

**ઉત્તર**—પાખીસૂત્રની રચના વખતે તે તે સૂત્રો વર્તતા હોવાનો સંભવ છે.

**પ્રશ્ન ૩૩**—ચોરાશી આગમના નામો જાણવામાં હોય તો લખો અને ૮૪ આગમો ક્યાંસૂધી વિદ્યમાન હતા?

**ઉત્તર**—એ નામો એકવાર માસિકમાં લખ્યા છે તે સ્થળ જોઇને જણાવશું. તેટલા આગમો ક્યાંસુધી વિદ્યમાન હતા તે જાણવામાં નથી.

**પ્રશ્ન ૩૪**—મણિભદ્ર યક્ષ ક્યારે થયા છે?

**ઉત્તર**—અત્યારના માણિભદ્ર યક્ષનું વર્ણન તો તેના છંદમાં આવે છે. બાકી તે નામનો યક્ષ તો ક્રમસર થયા જ કરે છે. અત્યારે છે તે મણિભદ્ર યક્ષ શ્રી આણંદવિમળસૂરિના વખતમાં નવો ઉપજેલ છે.

**પ્રશ્ન ૩૫**—અપ્રતિપાતી ને અનુગામિક અવધિજ્ઞાન અને પ્રતિપાતી ને અનનુગામિક અવધિજ્ઞાન એક સરખા લક્ષણવાળા હોઇ શકે?

**ઉત્તર**—ન હોઇ શકે. એ ચારેના લક્ષણ કર્મગ્રંથ ટીકામાં સ્પષ્ટપણે જુદા જુદા જણાવેલ છે. તે બે બે એક સરખા નથી. વળી અપ્રતિપાતી અવધિજ્ઞાન અનુગામી જ હોય છે, પ્રતિપાતી બંને પ્રકારનું હોય છે.

**પ્રશ્ન ૩૬**—તંદુળીઆ મત્સ્યનું શરીર કેવડું હોય?

**ઉત્તર**—તેનું પ્રમાણ જાણવામાં નથી, તંદુળપ્રમાણ કહેલ છે પણ તે તંદુળ કયા વખતનો લેવો એ નિરધાર થઇ શકતો નથી. બાકી તેની માતા માછલી નવમાસ ગર્ભમાં રાખીને મહામત્સ્યની પાંપણમાં તેને પ્રસવી જાય છે એમ હિંસાષ્ટકના વિવરણમાં શ્રી હરિભદ્રસૂરિએ કહ્યું છે.

**પ્રશ્ન** ૩૭—વિદ્યા ને મંત્રાદિ પ્રયોગથી મનુષ્યનો તિર્યંચ ને તિર્યંચનો મનુષ્ય થાય છે તો તે આયુષ્ય કયું ભોગવે ? અને પર્યાપ્તિઓ નવી કરે ?

**ઉત્તર**—આયુષ્ય પ્રથમ જે જાતિમાં ઉપજેલ હોય તેનું જ ભોગવે. તેને પર્યાપ્તિ નવી કરવાપણું છે જ નહીં. પર્યાપ્તિઓ નવા ભવમાં ઉપજે ત્યારે જ નવી કરવાની હોય.

**પ્રશ્ન** ૩૮-વિદ્યામંત્રાદિ કારણથી વિકળેંદ્રિય જીવો એક બીજી જાતિમાં પલટાય કે નહીં ?

**ઉત્તર**—એ પલટાતા નથી. એ તો ભવાંતર થાય ત્યારે જ પલટાય. એકેંદ્રિય માટે તો આવા સવાલનું કારણ જ નથી.

**પ્રશ્ન** ૩૯—નવકારવાળી જુદી જુદી આંગળીવડે સકારણ ગણાય છે, પરંતુ તે બધા પ્રકારમાં અંગુઠા ઉપર જ ગણવી કે કેમ ?

**ઉત્તર**—અંગુઠા ઉપર રાખીને જ ગણવી.

**પ્રશ્ન** ૪૦—મોતી સચિત્ત છે કે અચિત્ત છે ?

**ઉત્તર**—એ બાબત આ અંકમાં જ લેખ છે તે વાંચો. **કુંવરજી.**

## લક્ષ્મીનો વાસ

એક દિવસ ભગવાન વિષ્ણુએ લક્ષ્મીજીને પૂછયું 'હે પ્રિયે ! સ્ત્રીજાતિમાં તમારો વાસ કયાં કયાં છે ?' ત્યારે લક્ષ્મીજીએ કહ્યું 'પ્રભો ! જે સ્ત્રી માતાપિતા અને સાસુ સસરા આદિ વડીલોની પૂજા કરે છે અને શુદ્ધ શિયળ સાચવી પતિ ઉપર પ્રેમ રાખે છે તેને ત્યાં મારો વાસ છે.

'જે સ્ત્રી સુંદર વસ્ત્રાલંકારોથી નહિ પણ સદાચારથી પોતાનું અંગ શણગારે છે, જે કંકણથી નહિ પણ દાનથી પોતાના હાથ શોભાવે છે, જે નવા નવા અભિલાષો નહિ વધારતાં આત્મસંયમ વધારે છે, જે સર્વ સાથે સૌજન્ય અને સલાહસંપથી રહે છે અને જે સદા મધુર વાણીથી બોલે છે તેને ત્યાં મારો વાસ છે.

'જે સ્ત્રી સદા ઉદ્યોગી, સંતોષી, પ્રસન્નમુખી, મિતાહારી અને મિતાચારી રહીને હૃદય અને શરીર પવિત્ર રાખે છે તેને ત્યાં હું વસું છું.

'જે સ્ત્રી પોતાની જાતની, બાળબચ્ચાંની, પતિની અને અન્ય કુટુંબી જનોની સંભાળ રાખે છે, બચ્ચાંને પ્રીતિપૂર્વક પોતાને જ હાથે ઉછેરે છે અને કેળવે છે તેને ત્યાં મારો વાસ છે.

'જે સ્ત્રી સૂર્યોદય પહેલાં ઉઠીને દેહ, વાળ, કપડાં, દાંત અને ઘરમાંનું બધું સાફ કરે છે તથા કાળજીપૂર્વક ઘરકામમાં મંડી જઇ પતિ તથા બાળબચ્ચાંને સુખી રાખે છે તેને ત્યાં મારો વાસ છે.' **અમીચંદ કરશનજી શેઠ.**

## અક્ષરમાળા (૧)

અજાણ્યા અને આંધળા બન્ને સરખા ગણાય છે.
કરે તે ભરે ને ખોદે તે પડે.
ખરાની ખબર અવસરે પડે.
ગરજ સરી ને વૈદ્ય વેરી.
ઘર ફુટે ઘર જાય.
ચતુરની ઘડી ને મૂરખનો જન્મારો સરખો સમજવો.
છ કાને ગયેલી વાત જલદી ફેલાઇ જાય છે, છાની રહેતી નથી.
જર, જમીન ને જોરૂ, ત્રણે કજીયાના છોરૂ
ઝગડાથી–કલેશથી ગોળાના પાણી સૂકાઇ જાય છે.
ટકે શેર ભાજી ટકે શેર ખાજા ! ( અંધેરી નગરી–ગંડુરાજા. )
ઠઠ્ઠા–મશ્કરી મર્યાદા ઓળંઘે છે ત્યારે કલેશ ઉપજે છે.
ડરપોક માણસ કોઈપણ મહાન્ કામ કરી શકતો નથી.
ઢઅક્ષર, મૂર્ખ વિદ્યાર્થી માટે વાપરવામાં આવે છે.
ણમો–નમો શબ્દ નવકારના પાંચે પદની પૂર્વે આવે છે.
તલવાર કરતાં કલમના ઝટકા વધુ અસરકારક હોય છે.
થડ વિના વૃક્ષ કયાંથી ઉભું રહે ?
દરિયામાં વસવું ને મગરથી વેર કેમ પાલવે ‘
ધન વિનાનો ધમલો, ધને ધરમશીભાઇ શેઠ કહેવાય છે.
નમે તે સૌને ગમે. નમ્રતાથી અનેક પ્રકારના લાભ થાય છે.
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી ?
ફરે તે ચરે ને બાંધ્યું ભૂખે મરે.
બકરી કાઢતાં ઉંટ પેઠું. એક સુધર્યું નહીં ને બીજું બગડયું.
ભણતાં પંડિત નીપજે, લખતાં લહીઓ થાય.
મન વિનાનું ભણવું તે ભીંત સાથે ભટકાવા જેવું છે.
યતિના થયા જતિ અને ગુરૂજીના બન્યા ગોરજી.
રજનું ગજ. જરા જેટલું હતુ તે ઉપાય ન કરવાથી વધી પડયું.
લક્ષ્મીની ત્રણ ગતિઃ દાન, ભોગ ને નાશ.
વર મરો, કન્યા મરો, પણ ગોરનું તરભાણું ભરો.
શક્તિ ઉપરાંત બોજો ખેંચનાર અર્ધે રસ્તે અટકી પડે છે.
સમતા એ સુખનું મૂળ છે. આ નિઃશંસય હકીકત છે.
ષટ્પદો–ભમરાઓ પુષ્પને કરમાવ્યા વિના સુવાસ ગ્રહે છે.
હસ્યા તેના વસ્યા ને રોયા તેના ખોયા એ ધ્યાનમાં રાખવું.
ળઅક્ષર, કોઈપણ શબ્દની આદિમાં વપરાતો નથી.
ક્ષમા એ વીરનું ભૂષણ છે. વીર પુરૂષો જ ક્ષમા રાખી શકે છે.
જ્ઞઅક્ષરને કોઇ પણ શબ્દની પાછળ લગાવવાથી જાણપણાનો અર્થ થાય છે. દાખલા તરીકે સર્વજ્ઞઃ સર્વ જાણનાર. સમયજ્ઞઃ સમયના જાણકાર. અલ્પજ્ઞઃ અલ્પ જાણનાર ઇત્યાદિ.

રાજપાળ મગનલાલ વહોરા

# સાચા સાધુ અને મહાન્ પુરૂષ વિષે

૧ કીર્ત્તિને વધારે એવી પાયમાલી અને યશ આપે એવું મરણ સાચા મહાત્મા સિવાય બીજાઓને મળતાં નથી.

૨ જનસેવાનો ગૌરવભર્યો આનંદ તો માત્ર એવા જ મહાત્માઓને મળે છે કે જેઓ મહેનત કરવાથી પાછા હઠતા નથી.

૩ ખરાબ અને સારાં મનુષ્યો બહારથી કેવા મળતાં આવે છે ? બાહ્ય આચાર અને ઉચ્ચારમાં આવું સરખાપણું બીજે જણાતું નથી.

૪ કહેવાતા સાધુ જનો કરતાં સામાન્ય જનો એક રીતે વધારે સુખી હોય છે. કેમકે એવા સાધુ જનોના અંતરમાં એટલો મેલ હોય છે કે તેમને પોતાના અયોગ્ય હેતુ અને જૂઠ પ્રપંચાદિ દોષરૂપે જણાતા નથી અને તેથી આંતરિક ડંખ પણ એ આત્માઓને વેઠવા પડતા નથી.

૫ મેળવવા યોગ્ય જ્ઞાન અવશ્ય મેળવવું, પરંતુ આચરણ તેને અનુસરતું કરાય તો જ તે સફળ છે.

૬ કાન માટેનું ભોજન પૂરું થયા પછી જ પેટને ભોજન આપજો; અર્થાત્ દુઃખીને દાદ આપીને પછી જમજો.

૭ બહુશ્રુત મનુષ્યો પૃથ્વી પરના સાક્ષાત્ દેવ છે.

૮ જેમને ખરી કીર્ત્તિની કાળજી હોય છે તેઓ પોતાના રાઈ જેવા દોષને પણ પહાડ જેવડો સમજે છે.

૯ ડાહ્યો કે બુદ્ધિમાન તે જ છે કે જે ફરી જન્મવા જેવી મૂર્ખાઈમાંથી ઉગરી સત્ય અને સંપૂર્ણતા મેળવવા મચી પડે છે.

૧૦ ધરણી માતા જેમ ખોદનારને પણ આશ્રય આપે છે, તેમ તમને પણ કોઈ સતાવે તો તમે સાંખી લેજો ખરી મોટાઈ એમાં જ છે.

૧૧ નુકશાન કરનારને સાચી સજા કરવાની રીત તો એ જ છે કે તેના ઉપર ઉપકાર કરીને તેને શરમીંદો કરવો.

૧૨ અતૃષ્ણા જેવી ઉત્તમ દોલત આ સંસારમાં બીજી નથી; પરલોકમાં પણ તમને એના જેવો ખજાનો નહિ મળે

૧૩ જગતમાં બે અવસ્થાઓ પરસ્પર વિરોધી છે, એક તરફ સાંસારિક સફળતા સાથે મલિનતા હોય છે ત્યારે બીજી તરફ સાધુતા સાથે પવિત્રતા હોય છે.

૧૪ દયાથી ઉભરાતું દિલ એ મોટી દોલત છે; કારણ કે જડ દોલત તો નીચ–પાપી પાસે પણ હોય છે.

૧૫ જે મોહને લીધે મનુષ્ય અસ્થાયી પદાર્થને સ્થાયી માની લે છે, તે મોહ જેવી મોટી મૂર્ખતા બીજી કોઈ નથી.

અમીચંદ કરશનજી શેઠ.

# પ્રભાવિક પુરુષો

## ચેડા મહારાજા

( ૭ )

મહારાણી કહે છે—

બાકી પ્રેમકિસ્સાની નવાઇ ક્ષત્રિયો માટે કેમ હોઈ શકે? પેઢીઉતાર ચાલ્યા આવતાં વૈરવાળા કુટુંબોમાં જન્મેલા સંતાનો પરસ્પર પ્રેમબંધનથી જોડાયાના બનાવ શું શોધવા પડે તેમ છે! ભલે પછી એ પ્રેમનું પર્યવસાન કયાં તો વૈરના શમનમાં થયું હોય કિંવા યુગલના કાષ્ઠભક્ષણમાં થયું હોય એ જુદી વાત છે. ઉમ્મર લાયક કન્યા મનપસંદ વર શોધે એમાં વડિલોને શરમજનક વાત કઈ છે? હા, હું આ સંબંધમાં વધુ કંઇ પણ જાણુતી નથી, છતાં છાતી ઠોકીને બેધડક કહી શકું છું કે-ચાહે તો સુજયેષ્ટા હો કે ચેલણા હો, એ એની ઇચ્છા વિરૂદ્ધ નથી તો કોઇને પોતાનો હાથ પકડવા દેવાની કે પોતાના પાકદામન પર રંચમાત્ર ક્ષતિ પહોંચવા દેવાની, ભલેને ઉપાડી જનાર વ્યક્તિ મગધેશ હોય કે ચમરેશ હોય. મારી દીકરીઓના પતિવૃત્તધર્મ યાને શિયલરક્ષણ સંબંધમાં મને પાકી ખાતરી છે. નારીજાતિને એ મહાન્ ખજાના સિવાય બીજું સાચવવાનું પણ શું છે? માતાપિતાને પણ જો એ પવિત્રતા પર માખી ન બેસતી હોય તો અન્ય ચિંતાનું શું પ્રયોજન છે? પ્રેમની ગતિમાં વૈર કે વૈમનસ્યને આડે આવવાની તાકાત નથી. સાચા સ્નેહનો પ્રવાહ અસ્ખલિતપણે વહ્યા જ કરે છે. ક્ષાત્રધર્મ જેમ અનોખી ચીજ છે, એ ફરજ ટાણે જેમ પિતાપુત્રનો સંબંધ નથી જોતો, શરણ દેવા પ્રસંગે જેમ શત્રુ મિત્રપણું નથી સંભારતો, તેમ પ્રેમ ધર્મ પણ પૂર્વભવના સંસ્કારોથી ઉદ્ભવે છે. એને વડિલોની રાતી આંખ ડાંભી શકતી નથી.

ચેડા રાજા કહે-' મહાસતી! તમારી દલીલો વાસ્તવિક છે. એ સામે આજે મારે કંઇ કહેવાનો ઇરાદો નથી. તેમ પુત્રીએ આ જાતના વર્તનથી કુળને કલંક પહોંચાડયું છે એમ કહેવાનો પણ મારો આશય નથી. નક્કી કરવાનું તો એ છે કે ગણરાજ્યના એક મુખી તરીકે મારો ધર્મ મગધના સ્વામીએ લીધેલ પગલું મુંગા મુંગા ગળી જવાનો છે કે કેમ? એમાં લિચ્છિ અને વજ્જિ સમૂહોની કીર્તિને કંઇ ઝાંખપ તો નથી પહોંચતીને? જો એનો ઉત્તર હકારમાં આવતો હોય તો અર્હતધર્મના ઉપાસક તરિકે મારૂં વર્તન કેવા પ્રકારનું હોઇ શકે? એ વાતનો નિશ્ચય કરવાનો છે. અપમાનનો બદલો લેવો એ ક્ષત્રિયવટની જૂની પ્રનાળી છે. એ સારૂ દરેક તૈયારી થઈ ચુકી છે. મારી આજ્ઞા મળે તેટલી જ

ઢીલ છે. દરમીઆન મારી જ અંગજાનો પ્રેમકિસ્સો નયનપથમાં આવે છે. એ સત્ય છે કે તે કલ્પનાજાળ પર રચાયો છે એની ખાત્રી કરવી અગત્યની છે. કેમકે એના નિર્ણય પર જ સત્ય કઇ બાજુ છે એનો નિરધાર થાય તેમ છે.એમાં તમારી સહાયની પૂર્ણ આવશ્યકતા છે. મારો ઉપાલંભ ભૂલી જઇ,નીતિવેત્તાઓની વ્યાખ્યા પ્રમાણે **कार्येषु मंत्री, करणेषु दासी....क्षमया धरित्री**—નો પાઠ ભજવો. યુવાન પુત્રીનું હૃદય ડંખ ન પામે અને વાતનું રહસ્ય મળે તેવો રસ્તો લ્યો. એ બાબતમાં તમે દક્ષ છો.'

'સ્વામિન્ ! એમાં સહકાર આપવો એ મારો પ્રથમ ધર્મ છે, પણ ગુપ્તચરની બાતમીનો મને કંઇક ખ્યાલ મળે ત્યારે જ એ બની શકે. પુનઃ કહુ છું કે આ બનાવના સંબંધમાં હું અજ્ઞાત છું.'

ચેટકરાજે શાંતિપૂર્વક તપાસનો સાર કહેવા માંડ્યો.

'ચેલણાના અપહરણની વાત કાને આવતાં જ મેં સેનાપતિને દોડાવ્યો. બગીચામાં પ્રવેશી, સુજ્યેષ્ટાના અંગુલી-નિર્દેશ પ્રમાણે તેણે સુરંગમાં સત્વર ડગલાં ભર્યાં. આશ્ચર્યની વાત તો એ બની કે એના એક જ તીરે દોટ મુકી રહેલા બધા અંગ-રક્ષકોના બદન વીંધી નાંખ્યા ને તે ચત્તાપાટ ભૂમિ પર ઢળી પડ્યા. પાસે જઇ એક શબને ખસેડી આગળ વધવાનો રસ્તો કરે ત્યાં સામે તેવીજ રીતે બીજા અંગરક્ષકોના શબ પડેલાં. એનું તીર ચોકસ એકની જ છાતીમાં ગયું નહીં પણ દ્રષ્ટિ દોડાવે તો સંખ્યાબંધ અંગરક્ષકો પંચત્વ પામેલા અને સુરંગનો સાંકડો માર્ગ એવો અવ-રોધાયેલો કે એક ડગલું પણ આગળ ન ભરાય. શત્રુને પકડી પાડવાની બાજી હાથ-માંથી સરી ગઇ. નાઇલાજે એ પાછો ફર્યો. બીજા દિવસથી મેં એની પાછળની છુપી તપાસ એક તરફ શરૂ કરી ને બીજી તરફ મગધ પર ચઢાઇ કરવાના પયગામ પાઠ-વ્યા. જુદા જુદા પ્રદેશોમાંથી સૈન્યની ભરતી થવા માંડી આજે તપાસના છુટા હેવાલોમાં એકાએક સુજ્યેષ્ઠા અને એની દાસી સુવેગાના નામ મુદ્દાસર રજુ થયાં કે જેથી મારો દિમાગ ફરી ગયો. મારા અંતઃપુરનો હાથ આ કાર્યમાં જોઇ મન ઉત્તેજીત બન્યું અને હું સત્વર અહીં આવ્યો.

સૌગંધિકના વ્યવસાયથી એ નામે ખ્યાતિ પામેલ કોઇ જબરો બુદ્ધિશાળી મગધથી આવી આપણા આવાસની સમિ-પમાં વસેલો, તેણે સુગંધી પદાર્થો પાણીના મૂલ્યે પૂરા પાડી અંતઃપુરના દાસીવૃંદમાં જબરૂં સ્થાન જમાવ્યું. જે બાગમાં મારી રજા સિવાય પુરજનનો પ્રવેશ પણ અશક્ય છે અને જે એક એકાંત ભાગ પર આવેલ હોઇ ઘણું ખરૂં રાણીવાસના નારીવૃંદ માટે જ અલગ રખાયા જેવો છે; એમાં એક કરતાં વધુ વાર એ સૌગંધિક મહાશય જુદા જુદા સમયે સુજ્યેષ્ટાએ અપાવેલી પરવાનગીથી જોઇ આવ્યો અને બારિકાઇથી એના જુદા જુદા ભાગની

નોંધ પણ કરી આવ્યો. એ વ્યક્તિએ જ સુરંગની યોજના કરી. એવી સીફતથી કામ લીધું કે એની ગંધ સરખી કોઈને ન આવી. એક ચુનંદા વેપારી તરિકે મહાજનમાં પણ ઉમદા સ્થાન મેળવ્યું. બનાવ બન્યો તેના ત્રણ દિન પૂર્વે જ એ મહાશય એકાએક ઉચાળો ભરી ગયા ! આટલી માહિતી પ્રાપ્ત થઇ છે. સુજ્યેષ્ઠા એની શબ્દજાળમાં કેવી રીતે ફસાણી એ હજુ અનિર્ણિત વિષય છે.'

'નાથ ! એમાં ઝાઝી વિમાસણ શા સારૂ કરવી ? હાથ કંકણુ ને આરસીની જરૂર હોય ખરી ? કુંવરી સુજ્યેષ્ઠાને બોલાવો એટલે એ પરનો પડદો સ્હેજે ઉચકાઈ જશે. ગમે તેવી આકરી કસોટીમાં પણ મારી તનયા અસત્યવાદનું આચરણ નહીં કરે એ વાતની મને સો એ સો ટકા ખાત્રી છે'.

તરત જ અનુચર મોકલી સુજ્યેષ્ઠાને બોલાવવામાં આવી. તેણીએ આવીને માતા પિતાને નમસ્કાર કર્યા કે તરત જ મહાસતીએ પોતાની નજીક બેસાડી, ધીરજથી માથે હાથ ફેરવતાં પૂછયું કે—

'પુત્રી ! ચેલણાનું અપહરણ એકાએક મગધેશે આવીને કર્યું કે એની પાછળ કોઇ અન્ય ઇતિહાસ છે ? વિનાસંકોચે સાચી પરિસ્થિતિની રજુઆત કર. કેમકે એક મહાન્ સામ્રાજ્ય સાથે યુદ્ધની શરૂઆત કર્યા પૂર્વે પોતાનો કેસ મજબૂત કરી લેવો ઘટે.'

સુજ્યેષ્ઠા બોલી-'જ્યારથી મગધરાજની માગણી પાછી ઠેલાણી અને વ્હાલી માતા તમે એ સ્થળ ત્યજી દઇ કોઇ અન્યરાજવીની વિચારણા કરવાની સલાહ આપી ત્યારથી મેં એ વાત મનમાંથી કાઢી નાંખવા ઘણો પ્રયાસ સેવ્યો, પણ મારા હૃદયમાંથી એ વાત નામશેષ ન થઈ. એવામાં એક પરદેશી સૌગંધિકદ્વારા મગધના સ્વામીની છબી મને પ્રાપ્ત થઇ એટલે પુનઃ પેલી પ્રેમવાર્તાએ વધુ જોર પકડયું. મનમાં એક જ નિશ્ચય થયો કે વરવું તો મગધરાજને. દાસી સુવેગા મારફત આ ઇરાદો સૌગંધિકને કાને પહોંચાડ્યો એટલું જ નહિ પણ તેને આગ્રહ પણ કર્યો કે 'કોઇ પણ હિસાબે આ ચોકઠું જોડી આપવું.' ત્યારપછી સૌગંધિક તરફથી જે જાતની મદદ માગવામાં આવી તે મેં બેધડક સુવેગા મારફતે અપાવી મારી લાગવગથી જ બાગરક્ષકે એક કરતાં વધુ વાર એ મહાશયને બાગમાં પ્રવેશ કરવા દઇ, તેના ભિન્ન ભિન્ન ભાગોનું બારિકાઇથી અવલોકન કરવા દીધું. 'મગધેશે આવી મને લઇ જવી અને તે કાર્ય ગુપ્તપણે કરવું' એ મારૂં કહેણુ હોવાથી સુરંગનો પ્રબંધ થયેલો. એની પાછળ મારો ઇરાદો એક જ હતો કે મારા પિતાશ્રીને જે વસ્તુ પસંદ નથી, છતાં મને જે પ્રાણથી અધિક પ્રિય છે એ કરવી તો ખરી પણ, તેમાં અન્ય કોઇની આહૂતિ ન અપાય, તેમજ કુળને ક્ષતિ ન પહોંચે તેવી રીતે એ વાત પાર ઉતારવી. સૌગંધિક તરફથી ત્રણ દિવસ પૂર્વે નિશ્ચિત સમયના પ્રયાણની વરધી

મને મળી ચૂકી, તે પણ અહીંથી ઉઠાવગીરી કરી ચૂકયો અને જો ચેલણા અચાનક મારી સાથે ન થઇ હોત તો હું પણ લોહીનું એક ટ્રીપું પડવા દીધા વગર પ્રચ્છન્નપણે રાજગૃહીમાં પહોંચી ગઇ હોત. મારી સાથે થયેલી ચેલણાને થાપ આપવા હું અલંકારની મંજુષા લેવાને બ્હાને પાછી ફરી. મારી ધારણા હતી કે ચેલણા પણ મારી સાથે પાછી ફરશે પણ તેમ ન બન્યું અને જ્યાં પાઠ ભજવીને હું પુનઃ બાગરૂપી મંચ પર હાજર થઉં છું ત્યાં તો ચેલણા સાથે મગધેશને સિધાવી ગયેલા અને સાથે આવેલા બત્રીશ અંગરક્ષકોમાંના છેલ્લાને સુરંગમાર્ગમાં પ્રવેશ કરી, એનુ દ્વાર બંધ કરવાની તૈયારીમાં જોયો.

ધરતીકંપના આંચકા સમાન મારા પ્રેમપ્રસંગમાં સખ્ત આંચકો લાગ્યો. પ્રેમીના હૃદયમાં સાચા પ્રેમની ઉષ્મા નહોતી પણ કેવળ રૂપલાલસા હતી એમ મારા અંતરે પોકાર્યું. તે વિના ભળતી રીતે આમ ચાલી જાય જ નહીં. દિવ્ય-પ્રેમી મરણાંત સાહસથી પણ પાછો ન ફરે. એ તો પ્રેમના નિભાવમાં જાનની હોડ ખેલે. સાગરના તરંગોની ઝડપથી આવા વિચારો મારા મનોપ્રદેશમાં વહી રહ્યાં ને પ્રેમ દ્વેષમાં પરિણમ્યો. તરત જ હું બૂમ પાડી ઉઠી. પછી શું બન્યું તે આપને વિદિત છે. જો કે આ આખા બનાવ પાછળની સર્વ જવાબદારી મારે શિર છે, કેમકે મેં એમાં સૂત્રધાર તરિકેનો ભાગ ભજવ્યો છે, એટલે ન્યાયદષ્ટિને જરા પણ ઉણપ ન આવે એ રીતે મને જે નશિયત કરવામાં આવશે તે હું હસતે ચહેરે વધાવી લઇશ. બાકી એ સાથે મારી એ મનીષા છે કે જે કાર્યમાં રક્તનું એક બિંદુ પણ ન પડવા દેવાની મારી ધારણા હતી ત્યાં લોહીની ધારા વહી છે ને પ્રેમીના ઉતાવળાપણાથી કહો કે સાચા પ્રેમના અભાવથી કહો, ગમે તેમ અનુમાન કરો છતાં, મારી ભગિનીને વિનાકારણ એના શિકાર બનવું પડયું છે. અને વિશાલાપતિની યશગાથા પર અણધાર્યો ઘા પડ્યો છે એનો બદલો સંગ્રામ ખેડીને અવશ્ય લેવાવો જોઇએ. '

**મહાસતી**–મહારાજ! કુંવરી સુજ્યેષ્ઠાને સાંભળ્યા પછી, તેમ જ આપે કરાવેલી તપાસના મુદ્દાનો એની સાથે બરાબર મેળ મળી રહેતો નિરખ્યા પછી લડાઇનો જંગ ખેલવાનું કારણ ભાગ્યે જ ઉપસ્થિત કરી શકાય. ચાલી ચલાવીને આપની જ અંગજા આમંત્રણ કરે અને એ સ્વીકારી લઇ સામો પુરુષ ક્ષત્રીયવટના કાનુન અનુસાર પગલું ભરે એમાં એ દોષ સેવે છે અથવા તો ભૂલ કરે છે એમ ન જ કહી શકાય.

**ચેટકનરેશ**–આશ્ચર્ય! અતિ આશ્ચર્ય!! એક જ વિષયપરત્વે મા-દીકરીના દ્રષ્ટિબિન્દુઓ સાવ અનોખા! એમાં જમીન આસમાન જેટલો ફરક! પુત્રી સંગ્રામનો આગ્રહ કરે છે અને માતા એથી હાથ ધોઇ નાંખવાની સલાહ આપે છે!

વિશાલાના સ્વામીની આંખમાં ધૂળ

નાખી, પારે બપોરે એની કુંવરીનું એક સામ્રાજ્યવાદી માનસ ધરાવતો નૃપ હરણ કરી જાય એ કાર્યને એક ગણ-રાજ્યનો આગેવાન ઠંડી નજરે ચલાવી લે એમાં એની શોભા છે કે અપકીર્તિ છે એનો કંઈ વિચાર કર્યો ?'

સુજ્યેષ્ઠા–માતુશ્રી ! તમારા સરખી શૂરી ક્ષત્રિયાણી આજે આવી ભૂલ કેમ કરે છે ? આમંત્રણ ભલે કબૂલ રાખીએ તોપણ તે એક સાચા પ્રેમીને એની સાચી માશુક તરફથી કરાયેલું હતું. એનો અર્થ એ નથી થતો કે માશુકને બદલે અન્યને લઇ જલદીથી ભાગી જવું ! મને એમાં પ્રેમની જમાવટ કરતાં સૌન્દર્યવાસના જ તરવરી રહેલી દેખાય છે. એવાને તો હાથ બતાવવો ઘટે. વળી ચેલણાની ઇચ્છા વિના એ લઇ ગયો તો તેણીને છોડાવી લાવવાનો પિતાજીનો ધર્મ ખરો કે નહીં ?

મહાસતી–પુત્રી ! તું પ્રેમમાં ભગ્ન-આશાવંતી હોવાથી તારું મન આજે નિર્મળ નથી. તેથી તારી દલીલમાં સત્યની આંખીને બદલે વેરની રેખા છવાયેલી છે. તારા અને ચેલણાના ચહેરા-ઓનું સામ્ય ભલભલાને ભૂલાવે તેવું છે એટલે તું જેમાં સાચા પ્રેમની ખામી જુવે છે તેમાં હું ભૂલામણી થયાનું ધારું છું. બાકી જીગરના સ્નેહ વિના સિંહની બોડમાં હાથ નાંખવાનું સાહસ થઇ શકે જ નહીં વળી આખાયે બયાન પરથી સૌગંધિકનું પાત્ર મને કોઇ ભારે અકકલ-મંદ જણાય છે. અહિંસાધર્મનો તે ઉપાસક હોવો જ જોઇએ એવું મારું અનુમાન છે. કેમકે તેની આખી યોજનામાં કાર્યસિદ્ધિ માત્ર, આછો વિખવાદ ન વધે અને મારામારીથી દૂર રહેવાય તેવી સંકલના કરાયેલી છે. જે વ્યક્તિએ તારી તારી સુજ્યેષ્ઠાના વચન ઉપર વિશ્વાસ રાખી આટલી હદે ચણતર ચણ્યું તે ચેલણાની મરજી વિના તેણીને બળજ-બરીથી લઇ જવાની સલાહ ન જ આપે. પ્રમાણિકતા આગળ શત્રુતા કે મિત્રતા જેવું રહેતું જ નથી.

न्यायात् पथः प्रविचलन्ति पदं न धीराः।

એ એવા પુરુષોનું લક્ષ્યબિન્દુ હોય છે, તેથી મારી ખાસ સલાહ છે કે ચેલણા તરફના સમાચારની રાહ જોવી. મારું અંતર તો એમજ કહે છે કે ચેલણાને એની ઇચ્છા વિના કોઇ પોતાની મહેર-દાર બનાવી શકે તેમ છે જ નહીં.

ચેટકનરેશ–મહારાણી ! સાચે જ તમારામાં નામપ્રમાણે ગુણો છે. સર્વ વિષયોને નિર્મળ દ્રષ્ટિથી જોવાની ને ન્યાય-પુરસ્સર છણવાની તમારી શક્તિ પ્રશં-સનીય છે. કેટલા દિવસોનો માનસિક બોજો આજે મારા મગજમાંથી હળવો થઇ ગયો છે. વાતનું પ્રકાશન એટલું ખુલ્લું થયેલું છે કે નથી તો એમાં કુંવરીની ગુનેગારી રહેતી કે નથી તો કુળને આંચ સંભવતી, ફક્ત આ બનાવ એક ક્ષત્રિયહૃદય મૌનપણે કેમ ચલાવી લઇ શકે ? એ વાત ડંખતી હોવાથી યુદ્ધનો પ્રસ્તાવ હું પડતો નથી મૂકી શકતો.

આમ વાત ચાલે છે ત્યાં તો એક અનુચરે ખબર આપી કે ' ઉદ્યાનપાલકે

મોકલેલો સંદેશ લઇ એક દૂત આવ્યો છે. મહારાજને મળવાની એ આજ્ઞા ચાહે છે.'

એને અંદર મોકલવાની આજ્ઞા આપતાંજ મહારાણી અને સુજ્યેષ્ઠા કુમારી પાસેના ખંડમાં ચાલ્યા ગયા.

દૂતે આવી નમનપૂર્વક જણાવ્યું કે ' ઉદ્યાનમાં પ્રભુ શ્રી વર્ધમાનસ્વામી સમવસર્યા છે. '

આ કર્ણપ્રિય સંદેશ શ્રવણ કરી, દૂતને વધામણીમાં રાજી કરી વિદાય કર્યો અને હર્ષાતુર હૃદયે જ્યાં મહારાણી છે ત્યાં જઇ આ સંદેશો સંભળાવ્યો.

**મહાસતી**—નાથ! અહિંસાના ફિરસ્તાના અકસ્માતિક આગમનથી હવે તો હિંસાયજ્ઞ અટકશે ને !

**રાજા**—અલબત્ત, દેવની સ્થિરતા સુધી તો ખરો જ.

**રાણી**—દરમીઆન અન્ય સંદેશ મળે તો એ કાયમી કેમ ન બને ?

**ચોકસી.**



## એ તો એક ગમાર

બીજાને જૂઠો કહે, પોતે જૂઠ બોલનાર;
સાચું તો બોલે નહીં, એ પણ એક ગમાર. ૧
લક્ષ્મી પાસે હોય ઘણી, પાછળ નહીં ખાનાર;
દાન પુન્યે ન વાપરે, એ પણ એક ગમાર. ૨
શહેર બજાર ને ચોકમાં, ફક્કડ થઇ ફરનાર;
ધર્મ કાર્ય કરે નહીં, એ પણ એક ગમાર. ૩
પિતાને સુખ આપવા, પુત્ર હોય રળનાર;
તો પણ ધર્મ કરે નહીં, એ પણ એક ગમાર. ૪
અશુદ્ધ આવડે તેહવું, સૂત્ર બોલે બહુવાર;
કહેતાં શુદ્ધ કરે નહીં, એ પણ એક ગમાર. ૫
અજ્ઞાની થઈ આથડે, પાપ બહુ કરનાર;
હિત વચન માને નહીં, એ પણ એક ગમાર. ૬
દ્રવ્યતણા અતિ લોભથી, સ્વજનને દુઃખ દેનાર;
પાછળ પસ્તાવો કરે, એ પણ એક ગમાર. ૭
સાચો માની તેહને, વાત છાની કરનાર;
સ્વાર્થ સર્યે ખુલ્લી કરે, એ પણ એક ગમાર. ૮
નિદ્રા વિણુ સુતો રહે, આળસુ થઈ રહેનાર;
કામ વિના રખડે ઘણો, એ પણ એક ગમાર. ૯
સટ્ટા તણા જુગારમાં, મશગુલ નિત્ય રહેનાર;
દેવામાં ડુબ્યો રહે, એ પણ એક ગમાર. ૧૦

**હીરાલાલ ગણપતરામ.**

# " ઉત્તમ સત્યધર્મ "

સત્ય વચન આદરથી બોલવું તે ધર્મ છે. સત્યવચન દયાધર્મનું મૂળ છે. કેમકે દયાળુ જનો જ સત્ય બોલી શકે છે. સત્ય વચન બોલનારમાં બીજા દોષો હોય તો પણ તે ઘટતા જાય છે. સત્ય આ લોક તથા પરલોક બન્ને ભવમાં કલ્યાણ કરે છે. સાચા ઉપર સૌને વિશ્વાસ બેસે છે. સર્વ ધર્મમાં સત્ય પ્રધાન ધર્મ છે. સંસારસાગરથી પાર પામવાને સત્ય જહાજ સમાન છે. સત્ય સર્વ સદાચરણોમાં ઉત્તમોત્તમ છે. સત્ય સર્વ સુખનું કારણ છે સત્યથી મનુષ્યધર્મ શોભે છે. સત્યવાનનું સર્વ પુણ્યદાન ઉજ્જવળ કીર્તિ આપે છે. અસત્યવાદીનું કોઇ પણ ધર્મકાર્ય યશને પાત્ર થતું નથી. સર્વ ગુણોમાં સત્ય પ્રથમ પદ ધરાવે છે. સત્યવાનની દેવો પણ રક્ષા કરે છે. સત્ય બોલનાર જ અણુવ્રતી કે મહાવ્રતી ગણાય છે. સત્ય વિના વ્રત સંયમ સર્વ નિષ્ફળ છે. ગ્રહણ કરેલાં વ્રત સંયમ સત્ય વગર નાશ પામે છે. સત્યથી સર્વ આપદા ટળી જાય છે. તે માટે એવું વચન બોલો કે જેથી સ્વપરનું હિત થાય જે વચન પ્રમાણિક હોય તે જ બોલો. કોઇને દુઃખ લાગે, અપ્રિય લાગે, પરપ્રાણીને પીડા ઉપજાવે એવું વચન કદી પણ ન બોલો; કેમકે બીજાને પીડા ઉપજાવે એવું સત્ય વચન પણ અસત્ય ગણાય છે. પરમાત્માનું અસ્તિત્વ કરે એવાં વચન બોલો. પુણ્ય-પાપ નથી, સ્વર્ગ-નર્ક નથી એવાં નાસ્તિક વચન બોલો નહીં. જેણે મનુષ્ય જન્મ પામીને વચન બગાડયું તેણે સમસ્ત જન્મ બગાડ્યો. મનુષ્યજન્મમાં લેવું, દેવું, કહેવું, સાંભળવું, ધીરજ, પ્રતીતિ, ધર્મકર્મ, પ્રીતિ, વૈર પ્રમુખ જે જે પ્રવૃત્તિ તથા નિવૃત્તિરૂપ કાર્ય છે તે સર્વ વચનને આધીન છે, કેમકે તે વચનથી બને છે. જેણે વચન બગાડયું તેણે સર્વ મનુષ્યવ્યવહાર બગાડ્યો, માટે પ્રાણ જતાં પણ પોતાનું વચન બગાડો નહીં અસત્યનો અવશ્ય ત્યાગ કરો. તપસંયમાદિક સર્વ ધર્મકરણી સત્યવાદીમાં જ શોભા પામે છે.

સત્ય બોલનાર જ એક અપેક્ષાએ સર્વ પ્રકારના ધર્મ પાળી શકે છે. અદત્ત લેનાર સત્ય બોલી શકતો નથી. પરદારા સેવનાર સત્ય બોલી શકતો નથી, પરિગ્રહમાં આસક્ત મનુષ્ય પરિગ્રહની ખાતર અસત્ય બોલે છે, સત્ય બોલવા જતાં તેને લાભમાં હાનિ લાગે છે. જો કે તે માન્યતા તદ્દન ખોટી છે. કારણ કે ખરો લાભ સત્ય બોલનાર જ મેળવી શકે છે. આ સંબંધમાં જેટલું લખીએ તેટલું થોડું છે.

ઇતિશમ્.



# કૂર્મ જ્ઞાત*

ગંગા નદીને કાંઠડે રે, દ્રહ છે સુંદર એક;
રહેતા ત્યાં બે કાચબા રે, કરતા ક્રીડા અનેક...ગંગા૦ ૧
એક દિન બન્ને નીકળ્યા રે, લીલાથી દ્રહ બ્હાર;
દોડતા કૂદતા જાય તે રે, ગેલ કરે બહુ વાર...ગંગા૦ ૨
ત્યાં તો દૈવ સંયોગથી રે, આવ્યો એક શિયાળ;
તેને દીઠે તે કાચબા રે, ભીતિ પામ્યા તત્કાળ...ગંગા૦ ૩
ચારે ચરણ સંકોચીને રે, ગ્રીવા સંકોચી સાવ;
પૃષ્ઠની ઢાલે ગોપવ્યા રે, મૃતશું નિશ્ચેષ્ટ ભાવ...ગંગા૦ ૪
સારો શિકાર મળ્યો ગણી રે, આવ્યો સમીપ શિયાળ;
ઉચકી કૂર્મ ઊછાળતો રે, મારતો પાદ પ્રહાર...ગંગા૦ ૫
પણ ગુપ્તેંદ્રિય કૂર્મને રે, કાંઇ ન થાવે હાણ;
થાકી શિયાળ સંતાઇને રે, લાગ જુએ તે સ્થાન...ગંગા૦ ૬
પછી ચપળ એક કાચબે રે, નિર્ભય જાણીને આપ;
ધીરે ધીરે પ્રસારીઆ રે, ગ્રીવા અને નિજ પાદ...ગંગા૦ ૭
તે જોઇ લુચ્ચા શિયાળીએ રે, મારી ઝડપથી ફાળ;
ડોકી પકડી તેહની રે, મારી નાખ્યો તત્કાળ...ગંગા૦ ૮
પણ બીજો જે કાચબો રે, રહ્યો અચંચળ સાવ;
અંગોપાંગ સંગોપવી રે, ધાર્યો ગુપ્તેંદ્રિય ભાવ...ગંગા૦ ૯
તેથી દુષ્ટ શિયાળીએ રે, તેને ન કીધી હાણ;
થાકીને તે ચાલ્યો ગયો રે, કૂર્મ ગયો નિજ સ્થાન...ગંગા૦ ૧૦
ત્યમ અગુપ્તેંદ્રિયને સદા રે, ભયંકર ભવ શિયાળ;
પણ ગુપ્તેંદ્રિયને કદી રે, ભયકર ના ત્રયકાળ...ગંગા૦ ૧૧
એહ ભાખ્યું જ્ઞાનનંદને[1] રે, જ્ઞાતાસૂત્રમાં જ્ઞાત[2];
મનન કરે મનનંદના રે, પરમાર્થે મુમુક્ષુ માત્ર...ગંગા૦ ૧૨

ભગવાનદાસ મનઃસુખભાઇ મહેતા

* રૂપકમય બોધપ્રદ દૃષ્ટાંત, ( Allegory ). Bibleના Parable ને મળતું.
૧ વીર પ્રભુએ. ૨ દૃષ્ટાંત.

## શ્રી સિદ્ધર્ષિ

શ્રી ઉપમિતિભવપ્રપંચા કથા ગ્રંથ કે જેનું ભાષાંતર અમે ત્રણ ભાગમાં પ્રસિદ્ધ કરેલ છે, તેના કર્ત્તા જેઓ અપૂર્વ વિદ્વાન હતાં તેમનું ચરિત્ર ભાઇ **મોતીચંદ ગિરધરલાલે** ઘણા જ વિસ્તારથી લખ્યું છે તે અમે હાલમાં જ છપાવીને બહાર પાડયું છે. કોઇ પણ ગ્રંથકર્ત્તાના ગ્રંથનું આવું સુંદર પૃથક્કરણ કરેલ બહાર પડેલ નથી. એમાં કરેલો પ્રયાસ અવર્ણનીય છે એ બુકના એકંદર ૫૪ ડેમી આઠ પેજી સાડાછસો થયા છે. એ બુક વાંચ્યા સિવાય એના પર અભિપ્રાય આપી શકાય તેમ નથી, તેથી મંગાવો, વાંચો ને વિચારો. ગ્રંથકર્ત્તા ને ગ્રંથ બંને અજોડ છે. આ શ્રી ઉપમિતિભવપ્રપંચાનો ચોથો ભાગ જ છે. ચારે ભાગની ભેળી કિંમત રૂ. ૧૨।। થાય છે તેના રૂ. ૧૦) લેવામાં આવશે. આ ચોથો ભાગ જ મંગાવનાર માટે કિંમત રૂ. ૩) છે. પોસ્ટેજ આઠ આના લાગે છે.

જેમણે પ્રથમના ત્રણ ભાગ ભેળા રૂ. ૯।।માં લીધા હશે તેની પાસેથી આ ચોથા ભાગના રૂ. ૨।। લેવામાં આવશે. લાઇફમેમ્બર પાસેથી રૂ. ૨) લેવામાં આવશે. પોસ્ટેજ જુદું.

---

## શ્રી ઉપદેશપ્રાસાદ ભાષાંતર

આ આખા ગ્રંથનું ભાષાંતર અમે પાંચ ભાગમાં છપાવીને પ્રસિદ્ધ કરેલ છે. એમાં સ્થંભ ૨૪ ને વ્યાખ્યાન ૩૬૦ છે. દરેક વ્યાખ્યાનમાં એકેક કથા છે. પાંચે ભાગની કિંમત રૂ. ૧૧।। થાય છે. તેના ભેળા મંગાવનાર પાસેથી રૂ. ૧૦) લેવામાં આવશે માત્ર ત્રીજો ભાગ જે બહુ વખતથી મળતો નહોતો તે હાલમાં પ્રસિદ્ધ કરેલ છે. તે મંગાવનાર પાસેથી રૂ. ૨) લેવામાં આવશે. પોસ્ટેજ ૭ આના લાગે છે. આ ગ્રંથ પણ અજોડ છે. આવો વર્ષના દિવસપ્રમાણ વ્યાખ્યાનવાળો કોઇ ગ્રંથ નથી. ભાષાંતર પણ સરલ ભાષામાં સુંદર કરવામાં આવેલ છે.

---

## શ્રી ત્રિષષ્ઠિ શલાકા પુરુષ ચરિત્ર ભાષાંતર

આ આખા ગ્રંથમાં દશ પર્વ છે. કલિકાળસર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યની આ અપૂર્વ કૃતિ છે. મૂળ શ્લોક ૩૪૦૦૦ છે. અમે તેનું ભાષાંતર જુદા જુદા પાંચ ભાગમાં પ્રસિદ્ધ કરેલ છે.

૧ પ્રથમ ભાગ-પર્વ ૧-૨ શ્રીઋષભદેવ, અજિતનાથ ચરિત્ર. કિ. રૂ. ૩-૪-૦
૨ બીજો ભાગ-પર્વ ૩ ૪-૫-૬ શ્રીસંભવનાથથી શ્રીમુનિસુવ્રતસ્વામી સુધીના ચરિત્રો. કિં રૂ.૩-૪-૦
૩ ત્રીજો ભાગ-પર્વ ૭મું ( જૈન રામાયણ ) ખાસ વાંચો કિં. રૂ. ૧-૮-૦
૪ ચોથો ભાગ-પર્વ ૮-૯ શ્રીનેમિનાથ ને પાર્શ્વનાથ ચરિત્ર કિ. રૂ. ૩-૦-૦
૫ પાંચમો ભાગ-પર્વ ૧૦મું. શ્રીમહાવીર જિન સવિસ્તર ચરિત્ર કિં. રૂ. ૨-૮-૦

પાંચે ભાગની કિં. રૂ. ૧૩-૮-૦ થાય છે તેના ભેગા લેનાર પાસેથી રૂ. ૧૧-૮-૦ લેવામાં આવશે. પોસ્ટેજ જુદું સમજવું.

---

## શ્રી શાંતિનાથ ચરિત્ર સંસ્કૃત ગદ્યબંધ

બહુ વખતથી મળતું નહોતું તે હાલમાં જ બહાર પાડયું છે. કર્ત્તા શ્રીભાવચંદ્રસૂરિ શુમારે ૬૦૦૦ શ્લોક પ્રમાણ છે. નવા સંસ્કૃતનાં અભ્યાસીને ખાસ વાંચવા યોગ્ય છે. વ્યાખ્યાનમાં વાંચવા જેવું છે. કિં. રૂ. ૪) પોસ્ટેજ સાત આના.

Reg. No. B. 156

## બે સભાસદોના ખેદકારક પંચત્વ

### ૧ શેઠ પાનાચંદ ખેતાજી. નડોદ

આ ગૃહસ્થ માત્ર દોઢ દિવસના વ્યાધિમાં ૬૧ વર્ષની વયે પંચત્વ પામ્યા છે. તેઓ ધર્મચુસ્ત હતા, શાસ્ત્રાભ્યાસી હતા, અનેક વ્રત-નિયમના ધારક હતા. જ્યોતિષમાં પણ પ્રવીણ હતા. સાહિત્યવિલાસી હતા. તેમણે લખેલ છાપેલ પુસ્તકોનો સંગ્રહ સારો કર્યો છે, કેટલીક નાની મોટી બુકો છપાવી છે. શક્તિના પ્રમાણમાં દાનધર્મપરાયણ હતા. પરોપકાર વૃત્તિવાળા હતા. અંત સમયનો પણ તેમને સારો ખ્યાલ હતો. એઓ આ સભાના લાઈફમેમ્બર હતા, તેથી આ સભાને તેમના પંચત્વથી એક લાયક સભ્યની ખામી પડી છે. અમે તેમના પુત્રો મગનલાલ વિગેરેને અંતઃકરણથી દિલાસો આપીએ અને તેમના આત્માને શાંતિ ઇચ્છીએ છીએ.

### ૨ ભાઈ નાનચંદ ગાંડાલાલ. ભાવનગર

આ બંધુ માત્ર આઠ દિવસના જ્વરના વ્યાધિમાં કાર્તિક વદિ ૧મે પંચત્વ પામ્યા છે. એઓ સામાન્ય સ્થિતિના હતા છતાં ધર્મપરાયણ વૃત્તિવાળા હતા. રેલ્વેખાતામાં સારા પગારથી નોકરી કરતા હતા. આ સભાપ્રત્યે પ્રેમ ધરાવનારા હતા. એઓ એક પુત્રી ને ત્રણ પુત્રને ઉદાસ કરીને ચાલ્યા ગયા છે. એમના પંચત્વથી સભાને એક યોગ્ય સભાસદની ખોટ પડી છે. અમે તેમના કુટુંબને દિલાસો આપીએ છીએ અને તેમના આત્માને શાંતિ ઇચ્છીએ છીએ.



મુદ્રક : શાહ ગુલાબચંદ લલ્લુભાઈ-શ્રી મહોદય પ્રીન્ટિંગ પ્રેસ, દાણાપીઠ-ભાવનગર

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

પુસ્તક ૫૫ મું

સંવત ૧૯૯૬

અંક ૧૦ મો.

પોષ




પ્રકટકર્તા—
શ્રી જૈનધર્મ પ્રસારક સભા
ભાવનગર



વીર સંવત્ ૨૪૬૬



# શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂા. ૧-૧૨-૦

| પુસ્તક ૫૫ મું<br>અંક ૧૦ મો | પોષ | વીર સં. ૨૪૬૬<br>વિક્રમ સં. ૧૯૯૬ |
|---|---|---|

## अनुक्रमणिका

૧ ખરા અધ્યાત્મી કોણ? પદ્ય ... ... (મુનિશ્રી ચતુરવિજયજી) ૩૩૧
૨ મનકી ગતિ નિરાલી પદ્ય ... ... ... (રાજમલ ભંડારી) ૩૩૨
૩ શ્રી મહાવીર જન્મોત્સવ ... ... (અમીચંદ કરશનજી શેઠ) ૩૩૩
૪ શ્રી આરાધના કુલક સાર્થ: ષડ્વિધારાધના (સંગ્રાહક ભુવનવિજયજી ગણિ) ૩૩૪
૫ વ્યવહાર કૌશલ્ય: નાના લેખ ૨ (૧૬૬-૧૬૭) ...(લેખક મૌક્તિક) ૩૩૯
૬ મનુષ્યે આગળ વધવાના અત્યુત્તમ ઉપાયો ...(મુનિશ્રી પ્રેમવિમળજી) ૩૪૧
૭ જેણે આત્માને જાણ્યો તેણે સર્વ જાણ્યું. ...(મુનિશ્રી લક્ષ્મીસાગરજી) ૩૪૨
૮ જ્ઞાનીને થતો અપૂર્વ લાભ ... ... ... (કુંવરજી) ૩૪૫
૯ આગામી તીર્થંકરો સંબંધી વિચાર ... ... (પ્રશ્નોત્તરપ્રદીપ) ૩૪૬
૧૦ વર્તમાન ચોવીશ તીર્થંકરોના સમયમાં તીર્થંકરનામકર્મ બાંધનારા જીવો (કુંવરજી) ૩૪૭
૧૧ પ્રશ્નોત્તર ... ...(પ્રશ્નકાર:-શા. મંગલદાસ કુંકુચંદ સાલડીવાળા) ૩૪૮
( " શા. ઝવેરચંદ છગનલાલ-સુરવાડાવાળા)
૧૨ વિચારવાનગી ... ... ... ... (મુનિશ્રી કલ્યાણવિમળજી) ૩૫૨
૧૩ ચિંતન ... ... ... (મોહનલાલ હરિચંદ શાહ-શીહોર) ૩૫૪
૧૪ અક્ષરમાળા ૨-૩ (आ, इ) ... ...(રાજપાળ મગનલાલ વહોરા) ૩૫૬
૧૫ પ્રભાવિક પુરુષો: ચેડા મહારાજા (૮)... (મોહનલાલ દીપચંદ ચોકસી) ૩૫૮

### મહા માસની તિથિની વધઘટ ને જૈન પર્વ.

વદિ ૪ નો ક્ષય — શુદિ ૯ શનિ-રોહિણી

વદિ ૧૩ બે-બુધ ને ગુરુ — શુદિ ૧૦ રવિ-ભોંયણીજી શ્રી મલ્લિનાથની વર્ષગાંઠ

### હવે પછી માસિક વહેલું બહાર પડશે.

આપણા માસિક માટે અંગ્રેજી મહિનાની દસમી તારીખ નિર્ણીત થવાથી માસિક તે તારીખે નિયમિત રીતે બહાર પડશે.

# ધર્મપ્રિય સુજ્ઞબંધુ ગિરધરલાલ આણંદજીનો ખેદજનક સ્વર્ગવાસ.

જૈન જનતામા જાણીતા અને ભાવનગરના શ્રી સંઘની વ્યવસ્થાપક કમીટીના પ્રમુખ સેવાભાવી સદ્‌ગતના નામથી ભાગ્યેજ કોઈ અજાણ હશે ખરી રીતે કહીએ તો તેમનો વ્યવસાય કાપડના વેપારનો નહિ પણ ધર્મનો જ હતો. પ્રાતઃકાળથી પ્રારંભીને રાત્રિપર્યંત અહર્નિશ પ્રત્યેક પળ ધાર્મિક વ્યવસાયમા જ જતી. તેઓ ધાર્મિક રંગથી રંગાયેલા હતા અને તેના પરિણામે જ તેઓશ્રી ધાર્મિક અનેક સંસ્થાઓના ઉત્પાદક, સમર્થક, સંચાલક અને પોષક હતા ભાવનગરની પાંજરાપોળ, સામાયિકશાળા, આયંબિલ વર્ધમાન તપ ખાતુ, જૈન ભોજનશાળા ઇત્યાદિ સંસ્થાઓ તેમની મીઠી પ્રેરણાનુ જ પરિણામ છે.

તેમની ખાસ ખાસિયત એ હતી કે તેઓ બાળક સાથે બાળક બનીને, યુવાન સાથે મીઠું મુખ રાખીને અને વૃદ્ધ સાથે પ્રૌઢભાવે વાર્તાલાપ કરતા અને પરમાર્થનુ કાર્ય માત્ર બે મિનિટની સાદી વાતચીતથી સાધી લેતા તેમને કોઈ શ્રીમંતની, સખાવતી કે પરોપકારપરાયણપણાની જાણ થતી કે તરતજ તેઓનો સંયોગ મેળવી-જરૂરની કાર્યસિદ્ધિ કરી લેતા હતા તેઓશ્રી ગર્ભશ્રીમંત હોવા છતા તદ્દન નિરભિમાની અને સાદાઈમા રહેનારા હતા

ભાવનગર સંઘના પ્રમુખ તરીકેના તેમના પચીસ વર્ષના કારભાર દરમ્યાન તેમણે ભાવનગરને સુવિશેષ સુવાસિત બનાવ્યું હતુ જીર્ણોદ્ધારના કાર્ય પરત્વે તેમને પુષ્કળ પ્રેમ હતો અને પ્રયત્નશીલ બનીને કેટલાય ગામના જિનાલયના જીર્ણોદ્ધાર કરાવી આપ્યા હતા આ ઉપરાંત નાના મોટા ગામો માટે ધ્વજદંડ, રથગાડી, ઇદ્રધ્વજ, ભંડાર કે પાટલા જેવા નાના મોટા કાર્યમા પણ તેમનો પૂરતો સહકાર રહેતો

આવા સેવાભાવી અને આજીવન નિરભિમાની સમાજરત્ને માગશર શુદિ ૭ ના રોજ ૭૯ વર્ષની વયે પોતાનો છેલ્લો શ્વાસ લીધો અને ભાવનગરના શ્રી સંઘે એક સતત સેવાભાવી કાર્યકર ગુમાવ્યો તેઓશ્રી પૂરા ધર્મચુસ્ત હતા અને હંમેશની આવશ્યકાદિ ક્રિયા કદી ચૂકતા નહિ આ ઉપરાંત તેમનો સાધુસાધ્વી પ્રત્યેનો અનુરાગ પણ અપૂર્વ હતો

સદ્‌ગતની સુવાસ એટલી બધી હતી કે ભાવનગરનો જૈન સમાજ તેમને કદી ભૂલી શકશે નહિ તેઓ પોતાની પાછળ બે પુત્રો, ભાઈ મોતીચંદ સોલીસીટર અને ભાઈ નેમચંદ કાપડીયા અને એક પુત્રી બ્હેન મોંઘી તેમજ ત્રણ લઘુબંધુ ભાઈ કુંવરજી તથા ગુલાબચંદ તેમજ ભાઈ ચુનીલાલને મૂકી ગયા છે, જેનો કુટુંબ પરિવાર બહોળા પ્રમાણમા છે તેઓ કુટુંબવત્સલ હતા અને કુટુંબના છત્રભૂત હોઈને સૌને હાંકીને રહ્યા હતા આ સભાના આદ્ય સંસ્થાપકો પૈકી તેઓશ્રી હતા અને આજીવન સભ્ય બની સભાની ઉન્નતિમા પોતાનો ફાળો સવિશેષપણે આપ્યો હતો. આવા સેવાભાવી, સમભાવી, નિરભિમાની અને મળતાવડા તેમજ હસમુખા સ્વભાવવાળા સભ્યના સ્વર્ગવાસ બદલ સભા પોતાની દિલગીરી અંતઃકરણપૂર્વક વ્યક્ત કરે છે અને તેમના કુટુંબીવર્ગને દિલાસો આપવા સાથે સદ્‌ગતના આત્માની શાન્તિ ઇચ્છે છે.

सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः

# જૈન ધર્મ પ્રકાશ.

પુસ્તક ૫૫ મું | પોષ | અંક ૧૦ મો.
વિ. સં. ૧૯૯૬ | | વીર સં. ૨૪૬૬

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या ( મુદ્રાલેખ )

## ખરા અધ્યાત્મી કોણ ?

૫૬

**અધ્યાત્મરસ ચાખો પ્યારે ! અધ્યાત્મ રસ ચાખો.**

પંચેદ્રિય વિષયનકું જીતે, સમતા રસમેં ન્હાવે;
ભાવના શુદ્ધ ધરે નિત્ય દિલમેં, અધ્યાતમ સો પાવે. પ્યા૦ અ૦ ૧

નિજ પર પરિણતિ ભેદ વિચારે, દુવિધા દૂર નિવારે;
રહત અલિપ્ત કમળ સમ [1]જડસેં, અંતર્મુખતા ધારે પ્યા૦ અ૦ ૨

નિત્ય અહિતકર અંતર[2] અરિ જે, તેહને જીતવા શૂરા;
પોષત કુટુંબ ધાવ બાલ જ્યું, વહ અધ્યાતમી પૂરા. પ્યા૦ અ૦ ૩

વિષય કષાય રાગ રોષ યહ, ભવકા મૂળ કહાવે;
ઇનકું દૂર કિયે બિન કોઇ ન, શિવમંદિરમેં જાવે પ્યા૦ અ૦ ૪

કનક ઉપલ[3] નિજ પર સમ લેખે, નિંદા સ્તુતિ સમ ભાવે;
કિરિયા કરત અવંચક[4] ભાવે, જો અધ્યાતમ આવે. પ્યા૦ અ૦ ૫

અધ્યાતમકી કરત બડાઇ, દુનિયા રંગે રાચે;
વહ ન અધ્યાતમ નિજ ગુણ રાચે, વે અધ્યાતમી સાચે પ્યા૦ અ૦ ૬

**આત્મ અમર**પદ લહત અંશ પણ, જો અધ્યાતમ પાવે;
કર્મકલંકકુ દૂર નિવારે, સોહી **ચતુર** કહાવે પ્યા૦ અ૦ ૭

---

૧. જળમાં કમળ ને જડ-પુદ્ગળમાં જીવ. ૨ કામ, ક્રોધ આદિ. ૩. સુવર્ણ અને પથ્થર. ૪. માયારહિતપણે

# मनकी गति निराली

मनकी गति निराली, भय्या ! मनकी गति निराली ।
जीसने जानी इसकी गति को, वोही जगत में आली ॥ भय्या० १

साईकल मोटर और रेल की, हमने चाल निहाली ।
पंजाबमेल तुफानमेल की, गति भी हमने भाली ॥ भय्या० २

तार टेलीफोन और रेडिया, यंत्र महावलशाली ।
वायुयान कला की गति भी इससे, शीघ्र नहीं है चाली ॥ भय्या० ३

सीरता देखी गंगा यमुना, और सिन्धु है काली ।
हिन्द महासागर में जाते, देखे जहाज तुफानी ॥ भय्या० ४

गति वाहन की हमने देखी, टाइमटेबलवाली ।
पर मन की गति तो अखड तौरसे, नित्य चले वलशाली ॥ भय्या० ५

मन की गतिसे सब ही पीछे, वाहन नदीयां नाली ।
पर मनकी गतिसें पलमें पहोंचे, जर्मनी फ्रांस इटाली ॥ भय्या० ६

ऑल इन्डिया और विलायत, स्थल न ऐसा खाली ।
स्वर्ग मृत्यु पाताल नर्क की, स्थिति इससे निहाली ॥ भय्या० ७

उलट सुलट कर दोनों तरह से, वाहन चाल नीकाली ।
मनकी गति भी दोनो भेद से, चलती है मतवाली ॥ भय्या० ८

परिणाम शुभाशुभ भेद वताये, गति विचार के वाली ।
ड्राईवर इसका मनजीभाई, वहुत चलावे चाली ॥ भय्या० ९

देह वनी है गाड़ी इसकी, वैठा आतम प्राणी ।
सव संसारी से यह गाड़ी, निशदिन ही हंकारी ॥ भय्या० १०

ऐसी गाड़ी को तु पाकर, कर ले धर्म कमाणी ।
ऐसा अवसर नहीं आयेगा, होगा यह धूलधाणी ॥ भय्या० ११

जहां तक साजी ताजी है यह, सम्यक् ज्ञान वढावे ।
मनजी को संयमी वना कर, गति भी ऐसी वनावे ॥ भय्या० १२

राजमल भंडारी

# શ્રી મહાવીર જન્મોત્સવ

( મેં તો થાળ ભર્યો રે મગ મોતીએ રે—એ રાગ )

ઘંટ સુઘોષા વાગે છે દેવમંદિરે રે, ઇંદ્ર જ્ઞાનથી જાણી છે એ વાત.
રૂડો જન્મદિવસ મહાવીર રે.

ચૈત્ર શુદિ ત્રયોદશી આજ છે રે, વાગે વાજીંત્રો વિધવિધ જાત.—રૂડો જન્મદિ૦
ઇંદ્ર પાય પડીને કહે પ્રભુ વીરને રે, સ્વામી આ છે અમારો આચાર.—રૂડો જન્મદિ૦
વાત જણાવી સર્વ દેવદેવીને રે, થાઓ સર્વ તમે તૈયાર.—રૂડો જન્મદિ૦
એવી આજ્ઞા પુરંદરની સાંભળી રે, ક્ષણમાં આવ્યાં સૌ દેવી ને દેવ.—રૂડો જન્મદિ૦
પ્રથમ દિક્કુમરીઓ આવી પ્રેમથી રે, કરે પ્રસવતણી સર્વ સેવ.—રૂડો જન્મદિ૦
ચાર ગતિતણા સર્વ જીવને રે, શાંતિ તેહ ક્ષણે અતિ થાય.—રૂડો જન્મદિ૦
ચોસઠ ઇંદ્રો મળ્યા સર્વ એકઠા રે, પ્રભુને મેરુપર્વતે લઈ જાય.—રૂડો જન્મદિ૦
એક ક્રોડ ને સાઠ લાખ કળશલી રે, ભર્યા તીર્થોનાં નીરે ભરપૂર —રૂડો જન્મદિ૦
નાનો બાળક કેમ એ સહી શકે રે, એવો સંશય કરે ઇંદ્રસુર.—રૂડો જન્મદિ૦
સુરનો સંશય ટાળવા કારણે રે, ચાપ્યો અંગૂઠે મેરુ તતકાળ.—રૂડો જન્મદિ૦
ડગમગતો મેરુ નગ જોઈને રે, સર્વ દેવો કરે છે પોકાર.—રૂડો જન્મદિ૦
આવું જોમ પ્રભુતણું જોઈને રે, ઈંદ્ર આવી નમે છે પ્રભુપાય.—રૂડો જન્મદિ૦
અષ્ટ પ્રકારે પૂજા કરી શ્રી વીરની રે, આરતિ ઉતારી મંગળિક ગાય.—રૂડો જન્મદિ૦
જન્મ કલ્યાણક કરી પ્રભુ વીરનું રે, લાવ્યા ક્ષત્રિયકુંડ મોઝાર—રૂડો જન્મદિ૦
રાય સિદ્ધાર્થે ઉત્સવ માંડીઓ રે, આપે રંકને દાન અપાર.—રૂડો જન્મદિ૦
નિજ પુત્રનું રૂપ નિહાળીને રે, માતા ત્રિશલાનો હરખ ન માય.—રૂડો જન્મદિ૦
રૂડું જન્મ કલ્યાણક પ્રભુ વીરનું રે, સુરઈંદુ સેવક પ્રેમે ગાય—રૂડો જન્મદિ૦

મનહર છંદ

મહાકાય મહાવીર, દયા પ્રતિજ્ઞ શ્રી વીર,
વીર્યવાન મહાવીર, જગ હિતકારી છે;
ક્ષમા ભૂષણ શ્રીવીર, દયાનિધિ મહાવીર,
શાંત પ્રજ્ઞ મહાવીર, જગ હિતકારી છે.

જીતેંદ્રિય મહાવીર, મહાસાધુ મહાવીર,
ધીર વીર મહાવીર, જગ હિતકારી છે;
એવા કેશરી છે વીર, કાન્તિવાન છે શરીર,
સુરઈંદુ કહે વીર, જગ હિતકારી છે.

અમીચંદ કરશનજી શેઠ



# श्री आराधना कुलक सार्थ

( पद्विधाराधना )

ज्ञानाचारोऽष्टधा प्रोक्तो यः कालविनयादिकः ।
तत्र मे कोऽप्यतीचारो योऽभून्निन्दामि तं त्रिधा ॥ १ ॥

અર્થ:—કાલે વિણએની ગાથામાં કહ્યા પ્રમાણે કાલ, વિનય વિગેરે આઠ પ્રકારે જે જ્ઞાનાચાર કહેલો છે તેમાં મને જે કોઇ અતિચાર લાગ્યો હોય તેને હું ત્રિવિધે ( મન, વચન અને કાયાએ ) કરી નિન્દું છું.

यः प्रोक्तो दर्शनाचारोऽष्टधा निःशङ्कितादिकः ।
तत्र मे योऽतिचारोऽभूत्त्रिधापि व्युत्सृजामि ताम् ॥ २ ॥

અર્થ:—જિનમતને વિષે નિઃશંકિતપણું વિગેરે આઠ પ્રકારે જે દર્શનાચાર निस्संकिअ निक्कंखियनी ગાથામા કહેલો છે તેમા મને જે અતિચાર લાગ્યો હોય તેને હું મન, વચન, કાયાથી વોસિરાવું છું.

या कृता प्राणिनां हिंसा सूक्ष्मा वा बादरापि वा ।
मोहाद्वा लोभतो वापि व्युत्सृजामि त्रिधापि ताम् ॥ ३ ॥

અર્થ:—મોહ અથવા લોભથી મેં પ્રાણીઓની જે કાંઇ સૂક્ષ્મ કે બાદર હિંસા કરી હોય તેને હું મન, વચન, કાયાથી વોસિરાવું છું.

हास्यभीलोभक्रोधाद्यै–र्यन्मृषाभाषितं मया ।
तत्सर्वमपि निन्दामि प्रायश्चित्तं चरामि च ॥ ४ ॥

અર્થ:—હાસ્ય, ભય, લોભ, ક્રોધ આદિ કારણવડે મેં જે કાંઇ મૃષા ભાષણ કર્યું હોય તે સર્વને હું નિંદુ છું અને તેનું પ્રાયશ્ચિત્ત કરું છું.

अल्पं भूरि च यत्क्वापि परद्रव्यमदत्तकं ।
आत्तं रागादथ द्वेषात्तत्सर्वं व्युत्सृजाम्यहम् ॥ ५ ॥

અર્થ:—રાગ અથવા દ્વેષને લીધે જે કયાંય પણ અલ્પ કે અધિક પરદ્રવ્ય આપ્યા વિના ( અદત્ત ) મેં ગ્રહણ કર્યું હોય તે બધાને હું વોસિરાવું છું.

तैरश्चं मानुषं दिव्यं मैथुनं मयका पुरा ।
यत्कृतं त्रिविधेनापि त्रिविधं व्युत्सृजामि तत् ॥ ६ ॥

અર્થ:—મેં પૂર્વે જે કાંઇ તિર્યંચ સંબંધી, મનુષ્ય સંબંધી અને દેવ સંબંધી ત્રિવિધ મૈથુન ( અબ્રહ્મ ) સેવ્યું હોય તેને હું મન, વચન, કાયાએ કરી વોસિરાવું છું.

बहुधा यो धनधान्य-पश्वादीनां परिग्रहः ।
लोभदोषान्मयाकारि व्युत्सृजामि त्रिधापि तम् ॥ ७ ॥

અર્થઃ—લોભના દોષથી મેં ધન, ધાન્ય, પશુ વિગેરેનો જે બહુવિધ પરિગ્રહ કર્યો હોય તેને હું મન, વચન, કાયાથી વોસિરાવું છું.

पुत्रे कलत्रे मित्रे च बन्धौ धान्ये धने गृहे ।
अन्येष्वपि ममत्वं यत्तत्सर्वं व्युत्सृजाम्यहम् ॥ ८ ॥

અર્થઃ—પુત્ર, સ્ત્રી, મિત્ર, ભાઇ, ધન, ધાન્ય અને ઘરને વિષે તેમજ બીજાઓના ઉપર પણ મારે જે મમતા હોય તે સર્વને હું વોસિરાવું છું.

इन्द्रियैरभिभूतेन य आहारश्चतुर्विधः ।
मया रात्रावुपाभोजि निन्दामि तमपि त्रिधा ॥ ९ ॥

અર્થઃ—ઇન્દ્રિયથી પરાજિત થઇને જે ચારે પ્રકારનો આહાર મેં રાત્રિને વિષે લીધો હોય તેને પણ હું મન, વચન, કાયાએ કરી નિંદું છું.

क्रोधो मानो माया लोभो रागो द्वेषः कलिस्तथा ।
पैशून्यं परनिर्वादोऽभ्याख्यानमपरं च यत् ॥ १० ॥

चारित्राचारविषयं दुष्टमाचरितं मया ।
तदहं त्रिविधेनापि व्युत्सृजामि समन्ततः ॥ ११ ॥

અર્થઃ—ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, કલહ, પૈશૂન્ય, પરપરિવાદ, અભ્યાખ્યાન તથા બીજું જે કાંઇ ચારિત્રાચાર સંબંધીનું પાપ મેં આચર્યું હોય તેને સર્વતઃ હું મન, વચન, કાયાએ વોસિરાવું છું.

यस्तपःस्वतिचारोऽभूद्बाह्येष्वाभ्यन्तरेषु च ।
त्रिविधं त्रिविधेनापि निन्दामि तमहं खलु ॥ १२ ॥

અર્થઃ—બાહ્ય અને આભ્યન્તર તપને વિષે મારે જે કાંઇ અતિચાર થયો હોય તે ત્રિવિધે ત્રિવિધે હું નિશ્ચે નિંદું છું.

धर्मानुष्ठानविषये यद्वीर्यं गोपितं मया ।
वीर्याचारातिचारं च निन्दामि तमपि त्रिधा ॥ १३ ॥

અર્થઃ—ધર્મક્રિયાને વિષે મે જે વીર્ય ગોપવ્યું હોય, તે વીર્યાચાર સંબંધી અતિચારને હું મન, વચન, કાયાથી નિંદું છું.

हतो दुरुक्तश्च मया यो यस्याहारि किञ्चन ।
यस्यापाकारि किञ्चिद्वा मम क्षाम्यतु सोऽखिलः ॥ १४ ॥

અર્થ:—મેં જે કોઇનો ઘાત કર્યો હોય, જે કોઇને અપભ્રાજણ કર્યું હોય, જે કોઇનું કાંઇપણ હરણ કર્યું હોય અથવા જે કોઇનો કાંઇપણ અપકાર કર્યો હોય, તે બધા મને માફ કરજો. ( ખમજો ).

यश्च मित्रममित्रो वा स्वजनोऽरिजनोऽपि वा ।
सर्वः क्षाम्यतु मे सर्वं सर्वेष्वपि समोऽस्म्यहम् ॥ १५ ॥

અર્થ:—જે કોઇ મિત્ર, અમિત્ર ( શત્રુ ), સ્વજન કે અરિજન હોય તે બધા મારા બધા અપરાધને ખમજો. મારે બધાની ઉપર સમભાવ છે

तिर्यक्त्वे सति तिर्यञ्चो नारकत्वे च नारकाः ।
अमरा अमरत्वे च मानुषत्वे च मानुषाः ॥ १६ ॥
ये मया स्थापिता दुःखे सर्वे क्षाम्यन्तु ते मम ।
क्षाम्याम्यहमपि तेषां मैत्री सर्वेषु मे खलु ॥ १७ ॥

અર્થ:—મેં તિર્યંચના ભવમાં તિર્યંચોને, નારકના ભવમાં નારક જીવોને, દેવના ભવમાં દેવોને અને મનુષ્યના ભવમાં મનુષ્યોને દુઃખી કર્યા હોય તે બધા મને ખમજો ( માફ કરજો ), હું પણ તેઓના અપરાધને ખમું છું, અને મારે ખરેખર સર્વની સાથે મૈત્રી છે.

जीवितं यौवनं लक्ष्मी रूपं प्रियसमागमः ।
चलं सर्वमिदं वात्यानर्तिताब्धितरङ्गवत् ॥ १८ ॥

અર્થ:—જિંદગી, યૌવન, ધન, રૂપ, પ્રિય વસ્તુનો સમાગમ-આ બધું પવનથી નાચતા ( ઉદ્ધત ) સમુદ્રના મોજાની માફક ચલાયમાન છે

व्याधिजन्मजरामृत्युग्रस्तानां प्राणिनामिह ।
विना जिनोदितं धर्मं शरणं कोऽपि नापरः ॥ १९ ॥

અર્થ:—વ્યાધિ, જન્મ, જરા અને મૃત્યુથી પકડાએલા જીવોને આ જગતમાં શ્રી જિનેશ્વરદેવે કહેલા ધર્મ સિવાય બીજો કોઇ શરણભૂત ( આધારભૂત ) નથી.

सर्वेऽपि स्वजना जाता जीवाः परजनाश्च ते ।
विदधीत प्रतिबन्धं तेषु को हि मनागपि ॥ २० ॥

અર્થ:—બધા જીવો સ્વજનો પણ થયા છે અને તેઓ પરજન પણ થયા છે; તેથી તેઓની સાથે જરાપણ પ્રતિબંધ ( રાગ ) કોણ કરે ?

एक उत्पद्यते जन्तुरेक एव विपद्यते ।
सुखान्यनुभवत्येको दुःखान्यपि स एव हि ॥ २१ ॥

અર્થ:—જીવ એકલો ઉત્પન્ન થાય છે, એકલો જ મરણ પામે છે, એકલો જ સુખ ભોગવે છે અને તે જ એકલો દુઃખને પણ ભોગવે છે.

अन्यद्वपुरिदं तावदन्यद्धान्यधनादिकम् ।
बन्धवोऽन्येऽन्यश्च जीवो वृथा मुह्यति बालिशः ॥ २२ ॥

અર્થ:—આ શરીર જુદું છે, ધાન્ય, ધન વિગેરે પણ જુદું છે. કુટુંબીઓ જુદા અને આત્મા જુદો છે. તેમાં મૂર્ખ માણસ નકામો મોહ કરે છે.

वसारुधिरमांसास्थियकृद्विण्मूत्रपूरिते ।
वपुष्यशुचिनिलये मूर्च्छां कुर्वीत कः सुधीः ? ॥ २३ ॥

અર્થ—મેદ, લોહી, માંસ, હાડકાં, યકૃત, વિષ્ટા અને મૂત્રથી ભરેલા અને અશુચિના મંદિર સમાન આ શરીર ઉપર કયો બુદ્ધિમાન પુરુષ મૂર્ચ્છા રાખે ?

अवक्रयात्तवेश्मेव मोक्तव्यमचिरादपि ।
लालितं पालितं वापि विनश्वरमिदं वपुः ॥ २४ ॥

અર્થ:—લાલનપાલન કરેલું પણ આ નાશવંત શરીર ભાડે રાખેલા ઘરની પેઠે થોડે કાળે મૂકવું જ પડે છે.

धीरेण कातरेणापि मर्तव्यं खलु देहिना ।
तन्म्रियेत तथा धीमान्न म्रियेत यथा पुनः ॥ २५ ॥

અર્થ:—ધૈર્યવાન કે બીકણ–સર્વ દેહીને ખરેખર મરવું પડે જ છે, તો પછી ડાહ્યા માણસે તેવી રીતે મરવું જોઇએ કે જેથી ફરીથી મરવું ન પડે.

अर्हन्तो मम शरणं शरणं सिद्धसाधवः ।
उदीरितः केवलिभिर्धर्मः शरणमुच्चकैः ॥ २६ ॥

અર્થ:—મારે શ્રી અરિહંતદેવનું શરણ છે, સિદ્ધભગવાનનું શરણ છે, સાધુમહાત્માઓનું શરણ છે અને કેવલિ ભગવાને પ્રરૂપેલા શ્રેષ્ઠ ધર્મનું પણ શરણ છે.

जिनधर्मो मम माता गुरुस्तातोऽथ सोदराः ।
साधवः साधर्मिकाश्च बन्धवोऽन्यत्तु जालवत् ॥ २७ ॥

અર્થ:—શ્રી જિનધર્મ મારી માતા, ગુરુમહારાજ મારા પિતા, સાધુમહાત્મા મારા ભાઇઓ અને સાધર્મિક બંધુઓ મારા કુટુંબીજનો છે અને બીજું બધું (કુટુંબ) તો જાળ સમાન છે.

ऋषभादींस्तीर्थकरान्नमस्याम्यखिलानपि ।
भरतैरावतविदेहार्हतोऽपि नमाम्यहम् ॥ २८ ॥

અર્થ:—હું શ્રી ઋષભદેવ પ્રમુખ વર્તમાન ચોવીશીના સર્વ તીર્થંકરોને નમું છું અને ભરત, ઐરવત તથા મહાવિદેહના સર્વ તીર્થંકરોને પણ નમસ્કાર કરું છું.

तीर्थकृद्भ्यो नमस्कारो देहभाजां भवच्छिदे ।
भवति क्रियमाणः स बोधिलाभाय चोच्चकैः ॥ २९ ॥

અર્થઃ—શ્રી તીર્થંકરદેવોને કરવામાં આવતો નમસ્કાર પ્રાણીઓને સંસારના છેદને અર્થે અને ઉત્તમ સમકિતપ્રાપ્તિને અર્થે થાય છે

सिद्धेभ्यश्च नमस्कारं भगवद्भ्यः करोम्यहम् ।
कर्मेधोऽदाहि यैर्ध्यानाग्निना भवसहस्रजम् ॥ ३० ॥

અર્થઃ—જેઓએ ધ્યાનરૂપ અગ્નિથી હજારો ભવથી ઉત્પન્ન થયેલું કર્મરૂપ ઈંધન બાળી દીધું છે તેવા સિદ્ધભગવાનને હું નમસ્કાર કરું છું.

आचार्येभ्यः पञ्चविधाचारेभ्यश्च नमो नमः ।
यैर्धार्यते भवच्छेदे प्रवचनं सदोद्यतैः ॥ ३१ ॥

અર્થઃ—સંસારનો અંત કરવા માટે નિરંતર ઉદ્યમશીલ થઈને જેઓ પ્રવચનને ધારણ કરે છે તેવા પાંચ પ્રકારના આચારવાળા આચાર્યદેવોને નમસ્કાર થાઓ.

श्रुतं बिभ्रति ये सर्वं शिष्येभ्यो व्याहरन्ति च ।
नमस्तेभ्यो महात्मभ्य उपाध्यायेभ्य उच्चकैः ॥ ३२ ॥

અર્થઃ—જેઓ સર્વશ્રુતને ધારણ કરે છે, અને શિષ્યોને ભણાવે છે, તેવા શ્રેષ્ઠ ઉપાધ્યાય મહાત્માઓને નમસ્કાર થાઓ.

शीलव्रतसनाथेभ्यः साधुभ्यश्च नमो नमः ।
भवलक्षसन्निबद्धं पापं निर्नाशयन्ति ये ॥ ३३ ॥

અર્થઃ—લાખો ભવમાં બાંધેલા પાપનો જેઓ નાશ કરે છે તેવા શીલવ્રતથી યુક્ત સાધુ-મુનિરાજોને નમસ્કાર થાઓ.

सावद्यं योगमुपधिं बाह्यमाभ्यन्तरं तथा ।
यावज्जीवं त्रिविधेन त्रिविधं व्युत्सृजाम्यहम् ॥ ३४ ॥

અર્થઃ—જિંદગીભરના ત્રિવિધ સાવદ્ય ( પાપમય ) યોગ( વ્યાપાર )ને તેમજ બાહ્ય અને આભ્યન્તર ઉપધિને હું મન, વચન અને કાયાએ કરી વોસિરાવું છું.

दुष्कर्मगर्हणां जन्तुक्षमणां भावनामपि ।
चतुःशरणं च नमस्कारं चानशनं तथा ॥ ३५ ॥

एवमाराधनां षोढा कृत्वा धर्मधनो मुनिः ।
क्षमयेदात्मशुद्ध्यर्थं साधून् साध्वीश्च सर्वतः ॥ ३६ ॥

અર્થઃ—દુષ્કર્મની નિંદા, સર્વ પ્રાણીઓની સાથે ક્ષમાપના, શુભ ભાવના, ચાર શરણનો અંગીકાર, પંચપરમેષ્ઠીને નમસ્કાર અને અનશનનો સ્વીકાર-એવી રીતે છ પ્રકારની આરાધના કરીને ધર્મ એ જ ધન છે જેનું એવા મુનિએ પોતાના આત્માની શુદ્ધિને માટે સાધુ તથા સાધ્વીઓને સર્વ પ્રકારે ખમાવવા. મુનિ શ્રી ભુવનવિજયજી ગણિ

## વ્યવહાર-કૌશલ્ય

લેખક—મૌક્તિક

( ૧૬૬ )

" મોટા માણસો જે ઊંચાઈએ ચઢીને તેને નભાવ્યા કરતા હોય છે તેઓ કંઈ કૂદકો મારીને ત્યાં પહોંચી ગયેલા હોતા નથી, પણ જ્યારે તેના મિત્રો ઊંઘતા હતા ત્યારે પેલા મોટેરાઓ મોડી રાત્રિએ ઊંચે ચઢવા માટે ચાલુ પ્રયાસ કરી રહ્યા હતા. "

સમાજમાં નીચી પાયરીએ હોય તેને મનમાં અમળખા રહી જાય છે કે પોતે નીચે રહી ગયા અને પોતાના સાથી આગળ વધી ગયા. સાથે ભણનાર બે અભ્યાસીઓમાંથી એક પચીસ રૂપરડીનો કારકુન થાય અને બીજો પ્રધાનમંડળ કે ધારાસભામાં બેસે; એક ઓફિસમાં ધક્કા ખાય અને બીજો અંદરના ચેંબરમાં વીજળીના પંખા નીચે બેસે. આવા અનેક પ્રસંગો જોવામાં આવે છે અને તે દરરોજના અનુભવનો વિષય છે. સહાધ્યાયીઓ પૈકી એક બજારને હચમચાવે, બીજો ગુમાસ્તી કરે, એક સાહિત્યસંમેલનમાં પ્રમુખસ્થાન ભોગવે, બીજો ઠરાવોની નકલ કે તરજૂમા કરે; એક મહાસભામાં અગ્રસ્થાને જાય અને બીજો સામાન્ય સ્વયંસેવક બને. આ સર્વ બને છે તેની પછવાડે ઘણી વાર એક મહાન સત્ય રહેલું હોય છે. એ મોટાઇ, એ મહાન સ્થાન કે એ નેતાગીરીની પછવાડેનો હિસાબ બરાબર બારીકીથી કરવામાં આવે તો એ સ્થાને પહોંચેલા માણસોનો દીર્ઘ પ્રયાસ, અખંડ પુરુષાર્થ, ચીવટથી વળગી રહેવાની વૃત્તિ અને આજીવન સેવા જરૂર સાંપડ્યા વગર રહેશે નહિ. રાત્રિના નવ વાગે બગાસાં આવવા માંડે, સૂર્ય ઊગ્યા પછી કલાક સુધી પથારીમાં પડી રહેવાનું હોય, રવિવારે બપોરે આજે કયો સિનેમા સારો છે એની શોધ સારુ છાપાનાં પાનાં ફેરવવાં પડતાં હોય—ત્યાં એ મહાન સ્થાન ન હોય. એવા સ્થાનની પાછળ દીર્ઘ પ્રયાસ અને અથાક શ્રમ ઉધાર બાજુએ અપરિમિત સંખ્યાએ ઊભેલા હોય છે.

મિત્રો જ્યારે ઊંઘતા હોય છે, ચાના સ્ટવ અને કિટલી કે કપ હલાવતા હોય છે, નિરર્થક ગપ્પાં મારવામાં કે નિંદા-કુથળી કરવામાં વખત કાઢતા હોય છે, ત્યારે આ મહત્ત્વાકાંક્ષી ભડવીર પુસ્તકમાં રાચતો હોય છે કે પ્રયોગશાળામાં નળીઓ ફેરવી સ્વાધ્યાય કરતો હોય છે. એની રમતમાં પણ અભ્યાસ હોય છે, એના ફરવામાં પણ નિદિધ્યાસન હોય છે, એની વાતમાં પણ વિચક્ષણતા હોય છે. એવા આંતરલક્ષી માણસો મહાન સ્થાને પહોંચે છે. એ મ્યુનિસિપાલિટીના દીવે વાંચતો હોય કે મિત્રોની પાસે માગીને પુસ્તકો લઇ આવતો હોય, પણ એનાં તેજ જ અનેરાં હોય છે, એના પ્રયાસના ગર્ભમાં સફળતા હોય છે અને એના સાધ્યમાં સ્પષ્ટતા હોય છે. મહાન સ્થાન અનેરું છે, પણ એ અકસ્માતનું પરિણામ નથી. રળવે તે મેળવે અને વાતો કરનારા વા ખાય. કરેલું કામ, આપેલા ભોગ, સેવેલા આદર્શો

કદી નિષ્ફળ જતા નથી નિર્દોષ પ્રયત્નો કરતી વખત તસ્દી આપે, પણ જ્યારે તેના ફળ બેસે ત્યારે બદલો પૂરતો મળી રહે છે માટે પ્રયત્ન ચાલુ રાખો અને જરૂર સિદ્ધિ મળશે આ સાર્વત્રિક નિયમમા અપવાદ દેખાય તો તેથી વિમાસણમા પડવુ નહિ નિયમ બહો ળતાએ હોય અપવાદ તેને સુસ્પષ્ટ કરે છે

The heights by great men reached and kept,
Were not attained by sudden flight,
But they, while their companions slept,
Were toiling upward in the night LONGFELLOW (6-2-39)

( ૧૬૭ )

## ( આદર્શ ) યુવક બનવાના સર્વોત્તમ નિયમો

૧ વાતો ઓછી કરો, ૨ વધારે સાભળો,
૩ સોબતમાં બનેલા બનાવો પર એકલા ચિંતન કરો,
૪ પોતાની માન્યતા પર અવિશ્વાસ રાખો અને
૫ વિશ્વાસ યોગ્ય મનુષ્યનુ સાચુ મૂલ્ય આકો

**યુવક**—શબ્દ માત્ર વય જ નથી સૂચવતો, એમા તાલાવેલી, ઉત્સાહશક્તિ પ્રગતિ પથે પ્રયાણ, રાષ્ટ્રભાવનાનુ અપનયન વિગેરે અનેક ભાવોનો સમાવેશ થાય છે એના આદર્શ યુવક બનવા માટે સયમ અને શિસ્ત, ત્યાગ અને સેવાના જાણીતા ગુણો ઉપરાત નાની મોટી અનેક બાબતો પર ધ્યાન આપવાની જરૂર પડે છે 'ગદ્ધા પચ્ચીશી' શબ્દમા જરા તિરસ્કાર લાગે છે, પણ એનુ હાર્દ ખૂબ વિચારણા માગે છે જુવાન જેમ નમ્ર અને સેવક બની શકે છે, તેમ જ સયમ ચૂકતો હોય તો 'ગવેડો' પણ બની શકે છે. નાની બાબતો પર ધ્યાન આપવાથી ગુણના આદર્શ સુધી પહોચી શકાય છે જીવન એ નાની નાની અનેક બાબતોનો સરવાળો છે મોટી બાબત કરતા નાની હકીકતોમા સાવધાન રહેવાની વધારે જરૂર છે એક વાર જીવનપથ દોરાઈ ગયો, પછી ગમે તે સયોગોમા હૃદય અને મગજ મદદગાર કરશે અને એવો સહકાર થાય તો પછી કૃતકૃત્યતા પ્રાપ્ત થઈ છે એમ ધારવામા બહુ વાંધો નહિ આવે

યુવક ખરેખર બનવા માટે ઘણા ગુણોની જરૂર છે, સર્વથી મહત્ત્વનુ સ્થાન શિસ્ત (discipline) ને આપવાનુ રહે છે આદર્શયુવક સસ્થા, સમાજ અને ઉપરીના રીત મરના બાજબી શિસ્તને બરાબર વળગી રહે એનામા સેવાભાવ સ્વભાવ થઈ જાય, એને કાલક્ષેપ કરવો પાલવે નહિ, નકામી વાતો કરવી-ગામગપાટ હાકવા એને પોસાય નહિ જોખમથી એ ડરે નહિ, નિર્ભયપણ એણે બરાબર કેળવવુ રહ્યુ નિયમિતપણાની એને લત લાગેલી હોય એની ગ્રહણ કરવાની વય હોઈને એ જરૂરી બોલે અને જેટલુ બોલે તે કરતા વધારે સાભળે સાભળેલ વાતો સ્વીકાર કરતા પહેલા એના પર વિચાર કરે એનુ પૃથક્કરણ કરે, એના પર દેશ, કાળ અને ભાવના જાણીતા સૂત્રોનો સબધ યોજી એના

જંતરડામાંથી એને પસાર કરે, એને પોતાના નિર્ણયો પર ભરોસો હોય, પરંતુ તેને અમલમાં મૂકવા પહેલાં એ દાલની સર્વ બાજુઓ તપાસે. પોતાના વિચારને ચીવટથી વળગી રહેવાની અકડાઇ કે જક્કીપણું તેનામાં ન હોય. એને પરના વિચારો તરફ માન હોય. પારકાના વિચારોમાં આદરણીય તત્ત્વ તે સમજે. અનુભવીના વિચારને એ જરૂર માન આપે. પરના વિચારોનું મૂલ્યાંકન કરવાનું તેની નજરમાં જ હોય. એ કદી દબાય નહિ, દબડાય નહિ, જોર, જોસ અને જોમ સાથે એ આગળ ધપે. જેલ એને ડરાવે નહિ, ગૂંડાગીરી એને ગભરાવે નહિ, ડાયરશાહી એને નચાવે નહિ અને જ્ઞાતિ કે સમાજઅડારનાં કટાયલાં હથિયારો એને મૂંઝવે નહિ.

**યુવાન** પર દેશની આશા છે. એ આશાને યુવાન ખરી કરી આપે એટલે એ **આદર્શ યુવાન** બને છે. સચોટ સ્પષ્ટ નિર્ણય, કાર્યની ધગશ, અનુસરણની તાલાવેલી અને આગળ ધપવાની ઉન્નત ભાવના જ્યાં હોય ત્યાં **જુવાની** જ છે. એને વય કે ધન સાથે સંબંધ નથી, એને આંતરસત્ત્વ સાથે સીધો સંબંધ છે. કુશળ મનુષ્ય યુવાનીની વ્યાખ્યા સમજી એના સાચા અર્થમાં કાર્યકર યુવાન થાય અને ગાડી ઉલાળી મૂકવાની કે ઉથલાવી નાંખવાની વાતથી દૂર રહે.

---

The best rules to form a young man are to talk little, to hear much, to reflect alone upon what has passed in company; to distrust one's own opinions and value others that deserve it.

SIR W. TEMPLE (16-12-38) E. N.

## મનુષ્યે આગળ વધવાના અત્યુત્તમ ઉપાયો

૧ સત્પુરુષોની સોબત
૨ વડીલોની સેવા-ભક્તિ
૩ લક્ષ્મીનો સદુપયોગ
૪ સન્માર્ગમાં સ્થિરતા
૫ વિદ્યા-કળાની પ્રાપ્તિ
૬ સમયોચિત, સત્ય-પ્રિય-હિતકર ભાષણ
૭ દરેક બાબતમાં નિયમિતપણું
૮ સંબંધીઓ સાથે શુદ્ધ સ્નેહાચરણ
૯ નમ્રતા-સંતોષ-સહનશીલતાદિ ગુણો
૧૦ યથાશક્તિ દાન-શીલ-તપ-ભાવનું સેવન
૧૧ અનુકંપાનું અવલંબન
૧૨ સર્વ પ્રત્યે સમભાવવૃત્તિ
૧૩ ન્યાય અને નીતિના માર્ગમાં દઢતા
૧૪ ગુણવાન પ્રત્યે આદરભાવ
૧૫ શેઠ-સ્વામી પ્રત્યે નિમકહલાલપણું
૧૬ સત્શાસ્ત્રનું વાંચન
૧૭ સારા વાંચનમાંથી સારગ્રહણ
૧૮ પ્રમાણિકપણાનો અત્યાદર
૧૯ શાંત સ્વભાવપૂર્વક સહનશીળતા
૨૦ સન્માર્ગનું પોષણ ને તેને ઉત્તેજન
૨૧ સ્વદારાસંતોષ ને વિકારી દૃષ્ટિનું સંવરણ
૨૨ સંતોષવૃત્તિપૂર્વક વ્યવહારમાં પ્રવૃત્તિ

મુનિ શ્રી પ્રેમવિમળજી

# જેણે આત્માને જાણ્યો

# તેણે સર્વ જાણ્યું

દુ ખ બે જાતના માનવામા આવે છે એક અનિવાર્ય દુ ખ કે જે દુ ખનુ નિવારણ ન થઇ શકે, બીજુ નિવાર્ય દુ ખ કે જે દુઃખનુ નિવારણ થઇ શકે અનિવાર્ય દુ ખ એ વ્યાધિ–જરા–મરણ–અનિષ્ટ વસ્તુનો સયોગ અને ઇષ્ટ વસ્તુનો વિયોગ છે જીવે પૂર્વ જન્માન્તરોમા જે કર્મો કર્યા હોય છે તે ભોગવવા માટે જે વ્યાધિ આવવાની હોય તે આવ્યા વિના રહેતી જ નથી જેટલા શ્વાસોશ્વાસ બાધીને જન્મ્યો હોય છે તેટલા શ્વાસોશ્વાસ ભોગવીને મનુષ્ય પોતાનુ આયુ પૂરુ કરે છે, દેહરૂપી ડગલાને માટે આત્માએ જેટલા શ્વાસોશ્વાસ બાધ્યા હોય તેટલા બાલ્યાવસ્થા, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થામા ભોગવી જીવનનો છેડો આવી જાય છે એટલે ફરી નવી જાતનો, પછી ઊચો કે નીચો, વધારે કિંમતી કે ઓછી કિંમતવાળો પણ ડગલો પહેર્યા વિના ચાલતુ જ નથી અને તે હદ મોક્ષ પ્રાપ્ત ન થાય ત્યા સુધીની છે. ઝોળીમા સૂતો તે મસાણમા સુવાનો–નામ તેનો નાશ–એ વાત નજરોનજર અનુભવી શકયા છીએ. ખોવાયેલુ મનુષ્યજીવન ફરી નથી મળવાનુ અને તેથી જ દરેકે પોતપોતાના જીવનનુ ધ્યેય નક્કી કરી આત્માર્થે પ્રયાસ કરવો ઉચિત છે

સામાન્ય રીતે ત્રણ પ્રકારે મનુષ્યજીવન વ્યતીત થાય છે કોઇનું જીવન પૈસો, કોઇનું જીવન શરીર અને કોઇનુ જીવન ધર્મ (આત્મા) પહેલા બે જીવન જો નીતિમય હોય તો તે જીવનમાથી ત્રીજુ જીવન (આત્મ જીવન) પ્રાપ્ત કરી શકાય છે. પૈસો એ મનુષ્યની શોભા છે, બહારની વિકાસવાળી શક્તિ છે, પણ હજારોને રડાવી ઉપાર્જન કરેલો પૈસો નરકની પ્રાપ્તિ કરાવે છે શરીર એ વાહન છે એ વાહનવડે એની અદર બેઠેલો ચેતન પોતાનું કામ કરી શકે છે, માટે શરીર ઉપર મોહ નહિ રાખતા આત્માથી એ જુદુ છે એમ સમજવુ. એટલુ જ નહિ પણ પૂર્વકાળથી જે દેહાધ્યાસ ચાલ્યો આ યો છે કે 'હું અને શરીર એક જ છીએ' તેવો અધ્યાસ ઘટાડી–જડમૂળથી ઉખેડી–'હું આત્મા છુ, શરીર ને હું એક નથી' એવી સ્થિતિમા આવવુ ચાલુ સજોગો જોતા મોટે ભાગે મનુષ્ય પોતાની સર્વ શક્તિ ખાવાપીવામા–પહેરવા ઓઢવામા–અને છાપરા તળે રહેવામા ખર્ચી નાખે છે, એટલું જ નહિ પણ "હુ બીજા કરતા મોટો કેમ દેખાઉ ?–બીજા કરતા મારુ નામ દુનિયામા પ્રખ્યાત કેવી રીતે થાય ?"–એમા સર્વ મનની, વચનની અને કાયાની શક્તિનો દુર્વ્યય કરે છે જેટલી શક્તિ એ બધામા ખર્ચે છે તેટલી જ શક્તિ જો આત્મા માટે ખર્ચે તો કલ્યાણ થાય અને સાથે સાથે બેડો પાર થાય પણ એ બધુ કયારે બને ? જ્યારે મનુષ્ય વ્યવહાર કરતો કરતો કર્મક્ષય નિમિત્તે મનમા વૈરાગ્ય ઉત્પન્ન કરી એમ વિચારણા કરે કે 'આ બધો વ્યવહાર શરીરોપયોગી છે (જ્યા સુધી આ શરીર રહેશે ત્યા સુધીનો જ છે,) પણ અતરગત ચેતન–આત્મા કે જે પૂર્વે આપણી સાથે હતો, હમણા છે અને હવે પછી પણ હશે–તેને

માટે શું?' આવો વિચાર–આવો સંકલ્પ જ્યારથી થાય અને વ્યવહારની અભિમુખ જે થતો હતો ત્યાંથી ખસી આત્માની અભિમુખ થવા માંડે ત્યારથી ધર્મરાજાના દરબારમાં–પ્રભુના માર્ગમાં ચાલવા માંડ્યો એમ કહેવાય અને જ્યારે જ્ઞાન મેળવી ક્રિયાકાંડમાં જે ક્ષણથી ઊતરવા માંડે ત્યારથી જ તે માણસ આત્માર્થી થવા લાગ્યો કહેવાય. ભલે પહેલી ક્રિયા અર્થ-વગરની હોય, પણ પરિણામે અર્થ તરફ રુચિ જાગૃત થશે. પછી ભાવ તરફ અને ત્યાર-પછી અર્થ અને ભાવ બન્નેનો ઉપયોગ કરી અમૃતક્રિયા કરવા તત્પર બનશે એ નિશ્ચય છે. અને જેવી રીતે લોઢું અને પથ્થરના સંયોગથી અગ્નિ પેદા થાય છે, તેવી જ રીતે ધર્મક્રિયા અર્થ અને ભાવવાળી થવાથી આત્માનંદ–ચિત્તપ્રસન્નતા–અંતઃકરણની શુદ્ધિ વિગેરે ગુણો વિકાસ પામવા લાગે છે કે જે ગુણો પૂર્ણ વિકાસ સુધી લઈ જાય છે.

હવે આ જગ્યાએ વ્યવહારદૃષ્ટિ છોડી નિશ્ચયદૃષ્ટિ તરફ કેમ જવાય? તે વિષે સામાન્ય ખ્યાલ આપવો ઉચિત છે. વ્યવહારદૃષ્ટિ એટલે શરીરપ્રત્યેના દરેક ધર્મો બજાવવા–અમલમાં મૂકવા અને વધુમાં ખાવાપીવામાં, પહેરવા–ઓઢવા વિગેરેમાં, અને ન્યાતજાતમાં, અરસપરસના વ્યવહારમાં આખી જિંદગી વ્યતીત કરવી અને એમાં જ મશગૂલ રહેવું એનુ નામ વ્યવહારદૃષ્ટિ. આ વ્યવહારદૃષ્ટિમાં વર્તતાં નિશ્ચયદૃષ્ટિ કેવી રીતે અનુભવમાં મૂકાય? નિશ્ચયદૃષ્ટિ એટલે ધર્મપરાયણ–આત્માર્થી થવાના યત્નો કરવા, શરીરની અંદર જે ચૈતન્ય વસ્તુ રહેલી છે તેને ઓળખવા માટે પ્રયાસ કરવો અને એ પ્રમાણે અવલોકન કરતાં શીખવું તે.

હવે પહેલી દૃષ્ટિમાંથી બીજી દૃષ્ટિમાં જવાનો માર્ગ જોઇએ. પ્રથમ વિચાર એમ કરવો ઘટે છે કે આ બધો વ્યવહાર કોનાથી થાય છે? કોનાથી આ બધી માલમિલકત અને ઘરો મળ્યાં છે? સગાંવહાલાંનો વ્યવહાર કરનાર કોણ છે? હું જે દરરોજ વિચાર કરી રહ્યો છું કે "આમ કરીએ તો આમ થાય–અને તેમ કરીએ તો તેમ થાય" આ કોના વડે થાય છે? શુભાશુભ હવામાં કિલ્લા બાંધવા જેવી વૃત્તિઓ વારાફરતી આવ્યા કરે છે તે કોને પ્રતાપે? જે વાણીવડે હું બોલી શકું છું–આખા શરીરરૂપી વ્યવહાર કરી રહ્યો છું એ કોની શક્તિવડે? પ્રત્યુત્તર એક જ છે કે "આત્માની શક્તિવડે આ બધું થાય છે." ઠીક, આટલું જાણ્યુ, હવે આત્માની અગાઉની કોઇ જુદી સ્થિતિ છે કે પ્રથમથી જ વસ્તુ તરીકે આત્મા જ છે? જીવ એ તો શાશ્વત સ્થિતિવાળો છે એટલે કે જે આત્મા કર્મસહિત છે તે જીવ કહેવાય છે.

ચૈતન્યયુક્ત આત્મા એ દરેકે દરેકની સાથે પૂર્વે હતો, હાલ છે અને હવે પછી હશે. એ પ્રથમ સ્વરૂપ એટલે કે અનાદિ–અનંત સ્વરૂપ જાણવું. આ આત્માએ જીવરૂપે અનંતકોટી બ્રહ્માંડમાં એટલે ચૌદ રાજલોકમાં અનેક વાર પરિભ્રમણ કર્યું છે. એટલે કે એકેન્દ્રિયથી માંડી પંચેન્દ્રિય સુધી અનેક વાર ભટક્યો છે. શાથી એ જીવને આમ ભટકવું પડ્યું? એ પ્રશ્ન ઉપસ્થિત થાય તો જવાબમાં અવિદ્યાથી–અજ્ઞાનતાથી–શરીરને "હું" માનવાથી–અનિત્ય વસ્તુમાં નિત્યપણું સ્વીકારી લેવાથી–અપવિત્ર વસ્તુમાં પવિત્રતા માનવાથી–દુઃખમાં સુખવૃત્તિ ઉત્પન્ન થવાથી–આત્મવસ્તુમાં અનાત્માની ભ્રાંતિ થવાથી અનંત વાર રખડવું પડ્યું છે. એ બધી મુશ્કેલીઓને વટાવી–સહન કરી, તેની સામે લડી, આત્માએ મનુષ્યશરીર ધારણ કર્યું. આત્માનું અસ્તિત્વ

શોધ્યું તેથી જણાયું કે આત્મા દરેક જીવમાં પૂર્ણપણે હયાતિમાં છે. હવે "आत्मवत् सर्वभूतेषु" આવી રીતે શ્રદ્ધાથી જ માની લેવું કે આત્મા દરેક જીવમાં સમાન છે. તેનો વિકાસ ઓછાવત્તા પ્રમાણમાં હોય છે. કોઇના આત્માની સ્થિતિ ઉત્કૃષ્ટ પ્રકારની, કોઇની ઉત્તમ પ્રકારની, કોઇની મધ્યમ પ્રકારની અને કોઇની મૃદુ પ્રકારની હોય છે. આત્મા અનંત જ્ઞાનવાન-અનંત ચારિત્રવાન-અનંત વીર્યવાન-અનંત આનંદવાન-પૂર્ણતાવાળો છે. એટલે એ આત્માના સ્વરૂપથી બીજું કોઇ ઉત્કૃષ્ટ સ્વરૂપ નથી, એમાં ગુણોની પરાકાષ્ઠા છે, આ સહજ ગુણોના સ્વરૂપનું મન્તવ્ય થયુ. હવે આત્મા કર્મો બાંધે છે અને આત્મા જ કર્મો છોડે છે, એનામાં બાંધવાની શક્તિ છે તેમ જ છોડવાની શક્તિ પણ છે. પહેલાં જણાવવામાં આવ્યું છે તેમ આવો આત્મા ( કર્મો સહિત આત્મા ) તે જીવ કહેવાય છે. હવે જ્યાંસુધી આત્માને કર્મોનાં આવરણો છે ત્યાંસુધી તેના ખરેખરા સ્વરૂપનું તેને ભાન થતું નથી-માત્ર ઝાંખી થઇ શકે છે.

એ આત્મા પુદ્ગલમાં રાચ્યો, ભમ્યો અને બંધનવશ થયો, અનેક ભવો કર્યા. હવે મનુષ્યદેહ જેવો ઉત્તમ દેહ પામ્યા પછી પણ જો પ્રમાદમાં આ ભવ હારી જાય તો પછી એવો ઉત્તમ દેહ મળ્યાનું સાર્થક શું ? અનેક શુભ કર્મોના પ્રતાપથી ઉપાર્જેલ માનવદેહ કે જેનાથી શુભ અને અશુભ બન્ને પ્રકારનાં કર્મોનો ક્ષય કરી શકાય-તે પ્રમાદમાં ન પડી જાય, સાચા રત્નને છોડી, કોડીમાં જ ગચી ન રહે, અનેક ભવે અનેક વાર ભોગવેલા વિષયોમાં જ ન ખૂંચી જાય અને આત્મભાન જાગૃત કરવા અવિશ્રાંત પરિશ્રમ સેવે. જિનપૂજા, જપ, તપ, ધ્યાન વિગેરે જે જે ક્રિયાઓ કરવામાં આવે તે ઉપયોગ સહિત કરીને તેના વડે અંતઃકરણની શુદ્ધિ, પવિત્રતા, મનની એકાગ્રતા, વિચારો ઉપર કાબૂ-સંયમ મેળવી દેહભાન ભૂલી આત્મમય બની જાય ત્યાંસુધી પુરુષાર્થ કર્યા કરે. એ આત્મા પુરુષાર્થમાં એટલો બધો તલ્લીન થઇ જાય કે એ ધર્મકરણી એને કર્મરૂપ જ ન ભાસે. અતિશય વેગમાં ફરતો ભમરડો સ્થિર લાગે છે તેવી જ રીતે એક ક્ષણમાં પ્રમાદ વગરના પુરુષાર્થી આત્માની ગતિ સ્થિર અને શાંત લાગે તેમાં શું આશ્ચર્ય !

"જ્ઞાન ધ્યાન વૈરાગ્યમય, ઉત્તમ જીહાં વિચાર;
જે ભાવે શુભ ભાવના, તે ઉત્તરે ભવ પાર."
જેણે આત્માને જાણ્યો તેણે સર્વ જાણ્યું.

**મુનિશ્રી લક્ષ્મીસાગરજી**

તા. ક.—આ વિષય શ્રીમદ્ યોગનિષ્ઠ બુદ્ધિસાગરસૂરિજી મહારાજે અધ્યાત્મસારમાં સારી રીતે સમજાવ્યો છે. અનેક આત્માઓ તેનો ઉપયોગ કરવાથી તર્યા છે.

---

## વિદ્યાર્થી જીવન

હજારો હિંદી વિદ્યાર્થીઓના સંબંધમાં હું આવ્યો છું, વિદ્યાર્થીના દિલને હું જાણું છું વિદ્યાર્થીની કઠણાઇ હમેશાં મારી આમે પડી છે; પરંતુ હુ વિદ્યાર્થીઓની દુર્બળતા પણ જાણું છું. મને મોટામાં મોટું દુઃખ એ છે કે-આપણા વિદ્યાર્થીઓમાં નાસ્તિકતા વધતી જાય છે અને શ્રદ્ધા ઘટતી જાય છે. ગાંધીજી

# જ્ઞાનીને થતો અપૂર્વ લાભ

જ્ઞાનપંચમીની કથામાં કહ્યા પ્રમાણે જ્યારે એક બહુશ્રુત આચાર્યને શિષ્યોની વારંવારની પૃચ્છાથી નિદ્રામાં ભંગ પડતાં ખેદ થયો અને પોતે મેળવેલા જ્ઞાન ઉપર અભાવ ઉત્પન્ન થયો ત્યારે તેણે પોતાનો મોટો ભાઇ જે મુનિ થયા છતાં મૂર્ખ હતો તેને પ્રાપ્ત થતા આઠ ગુણોનું વર્ણન કર્યું અને સાધુઓને બાર દિવસ સુધી વાંચના ન આપી. આને લગતી જ એક કથા શ્રાદ્ધદિનકૃત્યમાં છે તેમાં આચાર્યે મૂર્ખના આઠ ગુણ કહ્યા તે પ્રસંગે ગ્રંથકાર કહે છે કે તેમણે આ પ્રમાણે વિચાર ન કર્યો કે–

> नानाशास्त्रसुभाषितामृतरसैः श्रोत्रोत्सवं कुर्वतां,
> येषां यांति दिनानि पंडितजनव्यायामखिन्नात्मनाम् ।
> तेषां जन्म च जीवितं च सफलं तैरेव भूर्भूषिता,
> शेषैः किं पशुवद्विवेकरहितैर्भूभारभूतैर्नरैः ? ॥ १ ॥

"અનેક પ્રકારના શાસ્ત્રસંબંધી સુભાષિતરૂપી અમૃતરસવડે જેમના કાનને ઉત્સવ ( આનંદ ) થાય છે અને પંડિતજનો સાથેના વ્યાયામ( વાદવિવાદ )થી શ્રમિત અંતઃકરણપૂર્વક જેમના દિવસો પસાર થઇ રહ્યા છે તેઓનું જન્મ અને જીવિત સફળ છે, તેમના વડે જ આ પૃથ્વી શોભી રહી છે; તે સિવાયના પશુની જેવા વિવેકવિનાના પૃથ્વીને ભારભૂત એવા મનુષ્યોથી શું ?" ( એમનો તો જન્મ જ નિરર્થક છે ).

ઉપર કહેલા આચાર્યે મૂર્ખની પ્રશંસા અને પોતાના જ્ઞાનની નિંદા કરવાથી લગાડેલા જ્ઞાનાચારના અતિચારને આલોચ્યા વિના તે આચાર્ય મરણ પામીને ચારિત્રના પ્રભાવથી દેવલોકમાં દેવપણે તો ઉત્પન્ન થયા, પરન્તુ ત્યાંથી ચ્યવીને આ ભરતક્ષેત્રમાં કોઇ આભિરના કુળમાં ઉત્પન્ન થયા. ત્યાં તેમને એક પુત્રી થઇ. પછી તે પુત્રીથી જ વૈરાગ્યનું કારણ પ્રાપ્ત થતાં તે કન્યાને પરણાવી દઇ, ધનાદિ તેને આપીને તે લઘુકર્માએ કોઇ ગચ્છમાં મુનિરાજ પાસે જઇ ચારિત્ર ગ્રહણ કર્યું. પછી યોગોદ્વહનપૂર્વક શ્રી ઉત્તરાધ્યયન સૂત્રનો અભ્યાસ કરવા માંડ્યો તેના ત્રણ અધ્યયનો ભણ્યા, ચોથું અસંસ્કૃત નામનું અધ્યયન ભણતાં તેમને પ્રથમ બાંધેલા જ્ઞાનાવરણીય કર્મનો ઉદય થયો, એટલે બે આંબિલ કરીને તે અધ્યયન ભણવા માંડ્યું, પણ તેનો એક પણ આલાવો ઘણું કષ્ટ કરતાં છતાં તેમને આવડ્યો નહીં ત્યારે ગુરુએ કહ્યું કે–'તમને આ અધ્યયન આવડ્યા વિના તેની અનુજ્ઞા શી રીતે કરાવું ?' ત્યારે તેમણે ગુરુને પૂછ્યું કે–'આ સૂત્રના યોગ શી રીતે કરવાના છે ?' ત્યારે

# આગામી તીર્થંકરો સંબંધી વિચાર

શ્રીમહાવીર પરમાત્માના સમયમાં સુલસાદિ નવ જીવોએ તીર્થંકરનામ-કર્મ ઉપાર્જન કરેલ છે, તે આગામી ચોવીશીમાં નીચે જણાવ્યા પ્રમાણે નામના તીર્થંકરો થવાના છેઃ—

૧ **શ્રેણિક** રાજા-**પદ્મનાભ** નામે પ્રથમ તીર્થંકર થશે.

૨ **સુપાર્શ્વ-સુરદેવ** નામે બીજા તીર્થંકર થશે.

૩ ઉદાયિ-**સુપાર્શ્વ** નામે ત્રીજા તીર્થંકર થશે.

૪ **પોટ્ટિલ** અણગાર-**સ્વયંપ્રભ** નામે ચોથા તીર્થંકર થશે.

૫ **દૃઢાયુ-સર્વાનુભૂતિ** નામે પાંચમા તીર્થંકર થશે.

૬ **શંખ** શ્રાવક-**ઉદય** નામે સાતમા તીર્થંકર થશે.

૭ **શતક** શ્રાવક-**શતકીર્તિ** નામે દશમા તીર્થંકર થશે.

૮ **સુલસા** શ્રાવિકા-**ચિત્રગુપ્ત** નામે સોળમા તીર્થંકર થશે.

૯ **રેવતિ** શ્રાવિકા-**સમાધિ** નામે સત્તરમા તીર્થંકર થશે.

આ હકીકત શ્રી સમવાયાંગસૂત્રને આધારે લખેલી છે.

આવતી ચોવીશીના ચોવીશે તીર્થંકરો **શ્રીરૈવતગિરિ** પર મોક્ષે જશે એમ પં. શ્રીવીરવિજયજીકૃત ચોમાસી દેવવંદનમાં શ્રીરૈવતગિરિના સ્તવનમાં કહેલ છે.

**( પ્રશ્નોત્તરપ્રદીપ )**

---

ગુરુએ કહ્યું કે–'જ્યાંસુધી તે ન આવડે ત્યાંસુધી આંબેલ કરવા.' ત્યારે તેણે કહ્યું કે–'તો મારે બીજા શ્રુતથી સર્યું, હું આંબેલનો તપ જ તે નહીં આવડે ત્યાંસુધી કરીશ' આ પ્રમાણે કહીને તેમણે સમાધિપૂર્વક બાર વર્ષ પર્યંત આંબેલ કર્યા એટલે તેનું તે જ્ઞાનાવરણીય કર્મ ક્ષય પામ્યું. પછી તેણે સુખે સુખે અન્ય શ્રુતનો અભ્યાસ કર્યો તે મહામતિને બીજું શ્રુત શીઘ્રપણે આવડયું; કારણ કે શ્રુતની ભક્તિ આ ભવમાં ને પરભવમાં સર્વ પ્રકારના સુખને આપનાર છે.

આ કથા સંબંધી ત્યારપછીની હકીકત તે ગ્રંથમાં આપેલ નથી.

કુંવરજી

## વર્તમાન ચોવીશ તીર્થંકરોના સમયમાં તીર્થંકરનામકર્મ બાંધનારા જીવો

૧ શ્રી ઋષભદેવના સમયમાં ભરતચક્રીપુત્ર મરીચિએ તીર્થંકરનામકર્મ બાંધ્યું, નંદનમુનિના ભવમાં નિકાચિત કર્યું, તે વર્તમાન ચોવીશીમાં ૨૪ મા મહાવીર નામે તીર્થંકર થયા.

૨ શ્રી સુપાર્શ્વનાથના તીર્થમાં શ્રીવર્માંરાજાએ તીર્થંકરનામકર્મ બાંધ્યું.

૩ શ્રી શીતળનાથના તીર્થમાં હરિષેણ અને વિશ્વભૂતિએ તીર્થંકરનામકર્મ ઉપાર્જન કર્યું.

૪ શ્રી શ્રેયાંસનાથના તીર્થમાં ૧ શ્રીકેતુ, ૨ ત્રિપૃષ્ઠ, ૩ મરુભૂતિ, ૪ અમિતતેજ અને ૫ ધનશ્રેષ્ઠીના જીવોએ તીર્થંકરનામકર્મ ઉપાર્જન કર્યું.

૫ શ્રી વાસુપૂજ્યસ્વામીના તીર્થમાં ૧ નંદન, ૨ નંદ, ૩ શંખ, ૪ સિદ્ધાર્થ અને ૫ શ્રીવર્માએ તીર્થંકરનામકર્મ ઉપાર્જન કર્યું.

૬ શ્રી મુનિસુવ્રતસ્વામીના તીર્થમાં રાવણે અને નારદે તીર્થંકરનામકર્મ ઉપાર્જન કર્યું.

૭ શ્રી નેમિનાથના તીર્થમાં કૃષ્ણ પ્રમુખે તીર્થંકરનામકર્મ બાંધ્યું.

૮ શ્રી પાર્શ્વનાથના તીર્થમાં ૧ અંબડ, ૨ સત્યકિ અને ૩ આનંદના જીવોએ તીર્થંકરનામકર્મ બાંધ્યું.

૯ શ્રી મહાવીરસ્વામીના તીર્થમાં સુલસાદિક નવ જણાએ તીર્થંકરનામકર્મ ઉપાર્જન કર્યું. તેનાં નામ ઉપર આપેલાં છે.

આ હકીકત શ્રી સપ્તતિશતસ્થાનપ્રકરણને આધારે લખી છે.

આમાં પહેલા ને છેલ્લા તીર્થંકર સિવાયનાં તીર્થમાં તીર્થંકરનામકર્મ બાંધનાર જીવો કયાં અને કયારે તીર્થંકર થશે તે જણાવેલ નથી. ફક્ત કૃષ્ણ આવતી ચોવીશીમાં ૧૨મા અથવા ૧૩મા તીર્થંકર થવાના છે.

ઉપર જણાવ્યા સિવાય બીજા પણ કેટલાએક જીવોએ તેમના વારામાં એટલે તેમના શાસનમાં તીર્થંકરનામકર્મ બાંધેલ હોય એમ જણાય છે. દૃષ્ટાંત તરીકે બળદેવ-રોહિણી વિગેરેના જીવો જાણવા. તેમનાં નામો આવતી ચોવીશીના તીર્થંકરોના પૂર્વભવનાં નામોમાં છે

ઉપર જણાવેલાં નામોમાં નારદ આવતી ચોવીશીમાં બાવીશમા દેવોપપાત (દેવ) નામે અને અંબડ ત્રેવીશમા અનંતવીર્ય નામે તીર્થંકર થવાના છે, એમ ભાવી તીર્થંકરોના પૂર્વભવનાં નામોપરથી જણાય છે. કુંવરજી

# प्रश्नोत्तर

( પ્રશ્નકાર–શા મંગળદાસ કંકુચંદ સાલડીવાળા–અમદાવાદ )

**પ્રશ્ન ૧**—કોઇ પુસ્તક, બુક, છાપું, માસિક કે લખેલ કાગળ પાસે છતાં આહારનિહાર કરવામાં આવે તો દોષ લાગે ?

**ઉત્તર**—જ્ઞાનાવરણીયકર્મ બંધાય. જુઓ પાક્ષિક અતિચાર.

**પ્રશ્ન ૨**—તીર્થંકરોને તીર્થંકર નામકર્મનો ઉદય ક્યાંથી ક્યાંસુધી ગણાય ?

**ઉત્તર**—કેવળજ્ઞાન પામે ત્યાથી મોક્ષે જાય ત્યાંસુધી ઉદય સમજવો. સિદ્ધાવસ્થામાં તો સર્વ સિદ્ધ એક સરખા જ હોય છે.

**પ્રશ્ન ૩**—સ્તુતિ જોડામાં ચાર સ્તુતિ હોય છે તેમાંથી દેરાસરમાં ચૈત્યવંદનની પ્રાંતે અને રાઈપ્રતિક્રમણમાં છેલ્લા બે ચૈત્યવંદનમાં કેટલી બોલાય ?

**ઉત્તર**—પ્રથમની ત્રણમાંથી ગમે તે બોલાય. વિસ્તીર્ણ દેવવંદનાદિમાં ચારે સ્તુતિઓ બોલાય.

**પ્રશ્ન ૪**—તપચિંતવણી કરતાં ન આવડે તો તેને બદલે ચાર લોગસ્સ ગણાય ? કે સોળ નવકાર જ ગણવા જોઇએ ?

**ઉત્તર**—સોળ નવકાર જ ગણાય. ચાર લોગસ્સ ન ગણાય.

**પ્રશ્ન ૫**—ત્રણ સામાયિક કરનાર એક સાથે ત્રણ સામાયિક ઉચ્ચરે કે દરેક વખત જુદાં જુદાં ઉચ્ચરવાં જોઇએ ?

**ઉત્તર**—એકીસાથે ન ઉચ્ચરી શકાય, દરેક વખતે જુદાં જુદાં ઉચ્ચરવાં જોઇએ ને ત્રણ પછી તો પારીને જ ચોથું સામાયિક લેવું હોય તો લેવાય.

**પ્રશ્ન ૬**—ડમરાની પાંખડીઓનો મોટો ગુચ્છો હોય તો તેમાંથી પાંખડીઓ જુદી પડાય કે નહિ ?

**ઉત્તર**—હું તો એમ ને એમ જ ગુચ્છો ચડાવવો કે પ્રભુની પાસે મૂકી દેવો યોગ્ય ધારું છું. પાંખડી તોડવી ને છૂટી પાડવી ઠીક લાગતી નથી, પરંતુ અંગરચનામાં શોભા થાય તેમ ગોઠવવાની પ્રવૃત્તિ છે.

**પ્રશ્ન ૭**—અંજના સતી વિદ્યાધરપુત્રી હતી તો તેની પાસે વિદ્યા હતી કે નહિ ?

**ઉત્તર**—વિદ્યાધરનિવાસમાં રહેનારા પણ બધા મનુષ્યો સરખી વિદ્યાવાળા હોતા નથી, ઓછી વધતી વિદ્યાવાળા હોય છે. આ માટે વિદ્યાનો નિરધાર જણાતો નથી. વળી અંજનાનું પતિવિયોગનું દુઃખ ટાળવામાં વિદ્યા કામ લાગે તેમ નહોતું.

પ્રશ્ન ૮—મોક્ષે જનાર (ચરમશરીરી) દરેક જીવની માતા એક સ્વપ્ન જુએ ?

ઉત્તર—જુએ તો એક જ જુએ, પણ જોવે જ એવો નિરધાર નથી. કોઇની માતા મેઘકુમારની માતાની માફક જુએ.

પ્રશ્ન ૯—દિવસ અને રાત્રિનાં આઠ-આઠ ચોઘડીઆં હોય છે તો તેનું પ્રમાણ શી રીતે સમજવું ?

ઉત્તર—મારા વિચાર પ્રમાણે તો દિનમાનના ને રાત્રિમાનના આઠ આઠ સરખા ભાગલા પાડી તે પ્રમાણે ચોઘડીઆં ગણવાં ઠીક લાગે છે. કેટલાક સૂર્યોદયથી લઇ બાર કલાકનાં આઠ ચોઘડીઆં દિવસનાં ગણવાં, બાકીનાં રાત્રિનાં ગણવાં એમ કહે છે. આ બાબત વિશેષજ્ઞને પૂછવું.

પ્રશ્ન ૧૦—રાવણે ઇન્દ્રરાજાને તેમ જ વરુણને પકડવામાં કપટ કર્યું છે તો સમકિતદૃષ્ટિ મનુષ્ય કપટ કરે ?

ઉત્તર—સમકિતદૃષ્ટિને કપટ કરવાનો સર્વથા ત્યાગ હોતો નથી, કારણ કે તેને કષાયની ત્રણ ચોકડીઓ રહેલી હોય છે, પરંતુ એનું લક્ષ જાગતું હોવાથી કપટને કપટરૂપે તે ઓળખે છે તેથી તેને ગાઢ કર્મબંધ થતો નથી.

પ્રશ્ન ૧૧—કોઇપણ ઉપદેશ આચરણમાં મૂકયા વિના લાભ આપે ?

ઉત્તર—ન આપે, ઉપદેશની સફળતા આચરણમાં મૂકવાથી જ છે. જો કે નંદિષેણે વેશ્યાના ઘરે રહેવા છતાં ઉપદેશ આપી તેની સફળતા મેળવી છે, તેથી શ્રાવકે પણ મિત્રાદિને ચારિત્રનો ઉપદેશ આપવો એમાં વાંધા જેવું જણાતું નથી.

પ્રશ્ન ૧૨—વ્યાખ્યાનમાં એક માણસ સામાયિક લઇને બેસે, બીજો સામાયિક લીધા વિના એક કલાક સ્થિરતાથી બેસી વ્યાખ્યાન સાંભળે તો બન્નેને ફળપ્રાપ્તિ સરખી થાય ?

ઉત્તર—સામાયિક સંબંધી લાભ તો સામાયિક લેનારને જ મળે, બાકી તો સાંભળવામાં જેવી સ્થિરતા તેવો લાભ મળે.

પ્રશ્ન ૧૩—એક માણસ વ્યાખ્યાન સાંભળે, સામાયિક કરે અને નવકારવાળી ગણે તો તેને ત્રણે પ્રકારના લાભ મળે ?

ઉત્તર—સામાયિક લઇને વ્યાખ્યાન સાંભળે તે બે જાતના લાભ તો મેળવે પણ નવકારવાળી ગણે ને વ્યાખ્યાન સાંભળે તે બે ક્રિયા એક સાથે શી રીતે બની શકે ? તેથી ત્રણ પ્રકારનો લાભ તો ન જ મળી શકે એમ લાગે છે.

પ્રશ્ન ૧૪—ઘેરથી દેરાસર જનારને પગલે પગલે લાભની વૃદ્ધિ કહી છે એમ ગુરુવંદન માટે ઉપાશ્રયે જનારને લાભની વૃદ્ધિ થાય ?

ઉત્તર—જરૂર થાય, પણ દેરાસરની માફક એનો આધાર ભાવની વિશુદ્ધિ પર છે. ભાવની વિશુદ્ધિ હોય, બીજી વ્યગ્રતા ન હોય તો લાભ થાય

પ્રશ્ન ૧૫—જેમ જીર્ણોદ્ધારમા નવું ચૈત્ય કરાવવા કરતાં આઠગણું ફળ કહ્યું છે તે ન્યાય ઉપાશ્રયના જીર્ણોદ્ધાર માટે ખરો કે નહિ ?

ઉત્તર—ઉપાશ્રય માટે પણ એ લાભ સંભવે છે, પરંતુ આ બધા લાભના પ્રકાર વ્યવહારથી કહ્યા છે, ખરી રીતે તો ભાવ ઉપર જ એનો આધાર છે

પ્રશ્ન ૧૬—રાત્રિપ્રતિક્રમણ ન આવડતું હોય તેને છૂટો માણસ રાત્રિ પ્રતિક્રમણ કરાવી શકે ?

ઉત્તર—છૂટા માણસને પણ પ્રતિક્રમણ કરાવવા જેટલું ખોટી તો થવું જ પડે છે તો તે સામાયિક લઇને જ શા માટે ન કરાવે ? માટે સામાયિકમાં રહીને જ કરાવે તે યોગ્ય લાગે છે

પ્રશ્ન ૧૭—પૌષધમાં આભૂષણો પહેરાય ?

ઉત્તર—સ્ત્રીજાતિ સૌભાગ્યનાં ચિહ્નભૂત આભૂષણો પહેરી રાખે, પુરુષ બીલકુલ પહેરી ન રાખે કંદોરો, કડું, વીંટી વિગેરે કેટલાક શ્રાવકો કાયમ પહેરેલાં રાખે છે તે પણ તજવાં તે શ્રેષ્ઠ છે.

પ્રશ્ન ૧૮—પૌષધ પૂજા કરીને કરવો કે પૂજા કર્યા વિના થાય ?

ઉત્તર—મુખ્ય માર્ગ તો રાઇપ્રતિક્રમણની સાથે જ પૌષહ ઉચ્ચરવો તે છે, પરંતુ પૂજા કરીને પૌષધ લેવાનો સર્વથા નિષેધ નથી.

( ૨ )

( પ્રશ્નકાર—શા. ઝવેરચંદ છગનલાલ-સુરવાડાવાળા )

પ્રશ્ન ૧—સામાયિક કે તપસ્યા અમુક મુદ્દતમાં કરવાનું નિર્ણીત કર્યું હોય, પરંતુ શારીરિક કારણથી તે મુદતમાં બની ન શકે તો તેને બદલે બીજું કાંઇ કરાય ? અથવા તેને બદલે બીજો કરે તો ચાલી શકે ?

ઉત્તર—મુદ્દતસર ન બની શકે તો ત્યારપછી પણ તેટલા સામાયિક કરી દેવા અને તપસ્યા પણ કરી દેવી. તેને બદલે બીજું શા માટે કરવું ? મુદ્દત ચૂકયા બાબત ગુરુ પાસે આલોયણ લેવી બીજાનું કરેલું તો ગણાય જ નહીં.

પ્રશ્ન ૨—વીરપ્રભુનું નિર્વાણ કયારે થયું અને ગૌતમસ્વામીને કેવળજ્ઞાન કયારે થયું ?

ઉત્તર—વીરપ્રભુનું નિર્વાણ આસો વદિ ૦))ની પાછલી રાત્રિએ થયું

છે અને ગૌતમસ્વામીને કેવળજ્ઞાન બેસતા વરસની સવારે દેવશર્માને પ્રતિબોધ કરવા ગયા હતા ત્યાંથી પાછા આવતાં માર્ગમાં સૂર્યોદય પછી થયેલ છે.

કલ્પસુબોધિકામાં ૨૯ મા સર્વાર્થસિદ્ધ મુહૂર્તે વીરપ્રભુ નિર્વાણ પામ્યાનું કહેલ છે. એટલે ચાર ઘડી રાત્રિ બાકી હતી ત્યારે થયાનું સમજવું.

**પ્રશ્ન ૩**—એ બંને કલ્યાણકનું આરાધન ક્યારે કરવું ?

**ઉત્તર**—મહાવીરપ્રભુનું નિર્વાણ કલ્યાણક દીવાળીની રાત્રે આરાધવું. (દીવાળી લોકો કરે ત્યારે કરવી એમ કહેલ હોવાથી) ગૌતમસ્વામીનું જ્ઞાનકલ્યાણક બેસતા વર્ષની સવારે સૂર્યોદય પછી આરાધવું.

**પ્રશ્ન ૪**—કોઇ સંબંધીના અંત વખતે તેને નિમિત્તે ધર્મકાર્યમાં વાપરવા તરીકે અમુક રકમ કહેવામાં આવે છે, પરંતુ તે વખતે તેને શુદ્ધિ હોય છે તો કેટલાકને 'હું હવે મરી જઇશ' એવા વિચારથી ખેદ થાય છે તો તે કહેવું ઠીક છે કે કેમ ?

**ઉત્તર**—સાંભળનારને ખેદ થવા જેવું જણાય તો ન કહેવું, બાકી શુદ્ધિમાં હોય ત્યારે જ કહેવું ઘટિત છે; માટે વિવેકપૂર્વક વર્તવું.

**પ્રશ્ન ૫**—જેને ઘરે જન્મનું કે મરણનું સૂતક હોય તેના ઘરના ગાય-ભેંશનું દૂધ કેટલા દિવસે મુનિ વહોરી શકે ? તેનું સૂતક કેટલું ગણવું ?

**ઉત્તર**—ઘરમાં સૂતક જેટલા દિવસનું ગણાય તેટલા દિવસ સુધી તેના ઘરના ગાય ભેંશનું દૂધ પણ મુનિ વહોરી ન શકે. ગૃહસ્થ ગાય-ભેંશ બીજે સ્થળે રાખે ને દૂધ દોવરાવે તો મુનિ વહોરી શકે.

**પ્રશ્ન ૬**—ધર્મના દાનાદિ ચાર પ્રકાર કહ્યા છે તેમાં ઉજમણામાં કે ઉપધાન વિગેરેમાં દ્રવ્ય વપરાય તે કયા પ્રકારના ધર્મમાં ગણાય ?

**ઉત્તર**—એનો સમાવેશ દાનધર્મમાં થાય એમ મારું માનવું છે.

**પ્રશ્ન ૭**—ઋતુવતી સ્ત્રી હાલમાં સૂતરના વસ્ત્રોને અડે છે તેને ધોયા વિના બીજા વાપરે છે તો તે દોષપાત્ર છે કે કેમ ? રેશમનાં વસ્ત્ર વપરાય કે નહીં ?

**ઉત્તર**—પ્રગટપણે દોષપાત્ર છે. માત્ર ઊનનાં વસ્ત્રો માટે બાધક નથી. રેશમનાં વસ્ત્ર માટે ખાસ જાણવામાં નથી, બાકી ન વાપરવાં તે યુક્ત છે.

**પ્રશ્ન ૮**—રાત્રે તિવિહારવાળો અણાહારી પદાર્થ પાણી સાથે વાપરી શકે ?

**ઉત્તર**—વાપરી ન શકે. પાણી સાથે અણાહારી પદાર્થ વાપરે તો આહારી ગણાય છે. ચોવિહાર કરીને પછી વાપરી શકે. કુંવરજી



# વિચાર વાનગી

સંપત ગઈ તે સાંપડે, ગયાં વળે છે વ્હાણ;
ગત અવસર આવે નહિ, ગયા ન આવે પ્રાણ. ૧.

અમને કામ કરવામાંથી વખત મળતો નથી એવી વાત ન બોલો, કેમકે દિવસના કલાકો ચોવીશ છે, તેમાંથી આઠ કલાક નિદ્રાના, ત્રણ કલાક ખાનપાનાદિ શરીરધર્મોના અને પાંચને બદલે આઠ કલાક નોકરી કે વેપારના બાદ કરશો તો પણ બાકીના પાંચ કલાક ફાજલ રહેશે. મતલબ કે ખરેખરી તપાસ કરતાં રોજ તમે નકામો સમય ઘણો કાઢો છો એમ તમારી જ ખાત્રી થશે, માટે વખત નથી મળતો એવી વાતો બોલો નહી. કહ્યું છે કે—

કાલ કરે સો આજ કર, આજ કરે સો અબ;
અવસર બિત્યો જાત હે, ફીર કરેગો કબ ? ૨.

ધર્મકાર્ય તો કરવું જ છે, પણ આજે કામ પૂરું કર્યા પછી કાલે કરીશ એવો ખોટો મમત્વ રાખો નહીં, કેમકે આવતી કાલ પણ પોતાની સાથે પોતાનાં કામ લઇને જ આવવાની છે, એટલે તમને કાલે ફુરસદ મળશે તેની શી ખાત્રી ? માટે જ કહ્યું છે કે—

આયે થે પ્રભુ ભજનકું, પીસન લગે કપાસ,
કાળ અચાનક લે ગયા, ધર્મનકેરી પ્યાસ. ૩.

તમે ' ધર્મકાર્યને કાલે કરીશ, આ કામ પૂરું કરી રહ્યા પછી કરીશ ' એમ કરી આઘું આઘું ઠેલતા જાઓ છો તો એનો અર્થ એટલો જ છે કે તમને તેના ઉપર પૂરી પ્રીતિ નથી. અરે ! જમે તેટલા કામોમાંથી બીડીઓના બંધાણીઓ બીડી પીવાનો વખત મેળવે છે તો તમને ધર્મકાર્ય કરવાનો વખત ન મળે એમ તે બને ? હા, એની ઉપર તમારી પૂરી પ્રીતિ નથી તેથી તમે આગળ આગળ લંબાવે જાઓ છો, પણ તમારાં કામ પૂરાં થયાં છે કે અધૂરાં રહ્યાં છે એ પૂછવા કરાળ કાળ રોકાવાનો નથી. એ તો તમારો અચાનક તોટો પકડી ઉપાડી જવાનો છે. ત્યારે તમે કહો કે—

ભૂલ્યા ત્યાંથી ફરી ગણો, જાગ્યા ત્યાંથી સવાર;
જે જન જાણે એટલું, તે પહોંચે ભવપાર ૪.

તમે પેલા રબારીના છોકરા જેવા ડાહ્યા ન થાઓ. રબારીના એક છોકરાને તેના માબાપે એ છોકરાની વહુનું આણું વાળવા સારુ સાસરે મોકલ્યો છોકરો પોતાને સાસરે ગયો પણ ત્યાં પોતાના ભાઇબંધો સાથે રમત રમવામાં અને

સારું સારું ખાવાપીવાની મજામાં એટલો બધો લીન થયો કે હું આણું વાળવા સારૂ આવ્યો છું એ વાત જ કહેવી ભૂલી ગયો. ખાનપાનમાં અને રમતગમતમાં ૮–૧૦ દહાડા ચાલ્યા ગયા એટલે જરૂરનું કામ પડતાં એના માબાપે પાછળ તેડવા માટે માણુસ મોકલ્યો, ત્યારે સાસરેથી વિદાય થતી વખતે પેલા છોકરાએ પોતાના સસરાને કહ્યું કે 'તમારી છોકરીને મોકલો, હું આણું વાળવા આવ્યો છું.' સાસરે જવાબ આપ્યો કે 'તમારે પહેલેથી જ કહેવું હતું કે જેથી અમે લુગડાં સીવડાવી સાસરવાસો તૈયાર કરત, હવે તો કશું તૈયાર નથી, માટે ફરીવાર આવજો.' આથી પેલો રબારીનો છોકરો વ્હીલે મોઢે ઘેર ગયો. તેમ તમે પણુ સંસારમાં શું કરવા આવ્યા છો? આ વાત રબારીના છોકરાની પેઠે ભૂલી તો નથી ગયા ને? કદી ભુલી ગયા હો તો પણુ આજે યાદ આપીએ છીએ.

'હું પ્રભુને ગોતું છું પણ પ્રભુ કયાંઇ મળતા નથી,' એવું આપણે કોઈ કોઇને બોલતાં સાંભળીએ છીએ, તેમને પૂછવાનું એટલું જ કે 'ભાઈ! તમે તમારા હૃદયને પૂછો કે તમને ભૌતિક પદાર્થો જેટલા પ્રિય છે તેટલા પ્રભુ પ્રિય છે! પ્રભુ માટે સર્વસ્વ આપવા તૈયાર છો?' જો જવાબ નકારમાં છે તો સમજો કે વ્હાલા નથી ને પ્રભુની સાથેના પ્રેમભાવમાં ખામી છે તો તમને પ્રભુ શી રીતે મળશે? તમે પ્રીતની રીત જાણો છો, દૂધમાં પાણી નાંખ્યું હોય તો તે પાણી પણુ દૂધના ભાવે વેચાવાનું. એ પ્રીતની રીતનો મહિમા છે, પણુ જ્યારે દૂધમાં કપટરૂપી ખટાશ પડે છે ત્યારે તે બંને જુદા પડી જાય છે અને સ્વાદ બગડી જાય છે. એજ પ્રમાણે પ્રભુ ઉપરના પ્રેમભાવમાં કપટ ન જોઇએ.

ચૈત્રી નવા વર્ષના આરંભમાં સાકર અને લીંબડાનાં પાંદડાં ખાવાનો રીવાજ શું સૂચવે છે? એ જ કે આ સંસારમાં તમને મીઠો અને કડવો એ બને સ્વાદો ચાખવાના છે. તાત્પર્ય કે તમને લાભ, સુખ અને યશનો મીઠો સ્વાદ મળશે અને તે સાથે હાનિ, દુઃખ, અપયશનો કડુ અનુભવ પણુ મળવાનો છે, તો એ કડુ અનુભવ મળે ત્યારે ગભરાશો નહિ, કારણુ કે કોઇપણુ વેપારીના ચોપડામાં જમા પાસું જ એકલું હોય છે એમ નથી બનતું, જમા સાથે ઉધાર પણુ હોવાનું જ. તેમ તમારૂં પણુ બીજું પાસું ઉદયમાં આવશે ત્યારે તમને સુખ સંપત્તિ ને યશ જરૂર મળશે.

બોલવાથી શું પરિણામ નિપજશે તેનો લેશ પણુ વિચાર કર્યા વગર અવિચારી માણસો ગમે તેવું બોલી નાખે છે, માટે તમે જે બોલો તે બહુ જ વિચારીને બોલો. કોયલ કંઈ આપતી નથી ને કાગડો કોઇનું ઝુંટવી લેતો નથી તો પણુ નઠારી જીભમાં અને સારી જીભમાં અપ્રીતિ ને પ્રીતિ રહેલા છે. રૂપીઆ

સાચવવાના સ્થાન મળે છે પણ વાતો સાચવવાનાં સ્થાન મળવાં મુશ્કેલ છે, માટે જે વાત કરવા જેવી હોય તે પણ પેટમાં રાખી શકે તેવાને જ કરજો.

આંધાને આંધો કહે, વસમું વાગે વેણ;
ધીરે ધીરે પૂછીએ, શાથી ખોયા નેણ ? ૫.

લૂલાં, લંગડાં, બહેરાં, મૂંગાં કે આંધળાં માણસની ખોડ જોઇ આપણે કદી હસવું નહિ. ઊલટું એમના ઉપર દયાભાવ રાખવો ને પાપભીતિ કેળવવી. તમે યાદ રાખજો કે માણસમાં જે ખામી હોય તે ચોખ્ખા શબ્દોમાં કહેવાથી તેને ઘણું માઠું લાગે છે.

દુષ્ટ નૃપતિના રાજ્યમાં ગૃહસ્થપણે વસવા કરતાં ભલા ભૂપતિના રાજ્યમાં ફકીર થઇને વસવું સારૂં છે, કેમકે જ્યાં જેની કિંમત નથી ત્યાં વસવાથી શો ફાયદો ?

અરે જીવ ! જે કામ પૂરું થયું તે જ થયું જાણજે, બાકી રહ્યું તેનો વિશ્વાસ શો ? કેમકે વગરકાગળનો જમનો સંદેશો ક્યારે આવશે એ નક્કી નથી; માટે નશ્વર દેહ ઉપરના મમત્વભાવને દૂર કરવા ઉદ્યમવંત રહેજે.

તમે દુર્જનથી સદા દૂર રહેજો, પણ કદાચિત્ તમે દુર્જનના સમાગમમાં આવી પડો અને નઠારાં વચન સાંભળવાં પડે તો તે વખતે તમારા કાન બંધ કરજો. કેમકે સંડાસની પાસે જનારાએ પોતાનું નાક બંધ રાખવાની જરૂર પડે છે. કહ્યું છે કે—

દુષ્ટ તજે નહિ દુષ્ટતા, કદી કરીએ સત્કાર;
નિત દૂધ પાઓ નાગને, કરડે પણ કો વાર. ૬.

તમે ગમે તેટલા ઉપકાર કરશો તો પણ દુષ્ટ માણસ દુષ્ટતા છોડશે નહિ.

મુનિ કલ્યાણવિમળજી




૧ પ્રેમ ભાવનાથી મનુષ્ય, પશુથી જુદો પડે છે અને એ ભાવના જેનામાં વિશેષ ખીલેલી હોય તેટલો તે મનુષ્યને માનવતામાં આગળ વધેલ સમજવો.

૨ લગ્નાદિક રૂઢિના પ્રેમપૂર્વક પાલનબુદ્ધિના પરિણામે જ પરાયા ઘરની પુત્રી નહિ સગી નહિ વહાલી હોવા છતાં, "પત્ની" એ સગામાં સગી અને વહાલામાં વહાલી બની જાય છે.

૩ દંપતીના હૃદય એક જ રસથી ઉભરાય, એક જ વિષયથી આનંદ પામે, પરસ્પર આનંદને વધારે અને ભોગવે તો જ લગ્ન પ્રભુતાના પગલારૂપ ગણાય.

૪ કુટુંબથી વિભક્ત રહેતા મહાનુભાવોને કયાંથી સમજાય કે ' સહનશીલતા, વ્યવહારકુશળતા, દીર્ઘદષ્ટિ, સેવ્યબુદ્ધિ, સેવકબુદ્ધિ, સ્વાર્થત્યાગ, ઉદ્યોગ, ઉદારતા ઇત્યાદિ અનેક અનુભવો ચતુર ગૃહિણીને કુટુંબજાળમાં રહેવાથી જ મળી શકે છે.

૫ દીકરો ગાંડો, મૂર્ખ કે નાદાન હોય તો પણ માને મન દીકરાના દોષ વસતા નથી, કારણ કે એકલોહીના સ્નેહની માયા તૂટતી નથી.

૬ માબાપની ધાક બાળકને અસત્ય બોલતાં શીખવે છે, એટલે કે ભય, અસત્યને જન્મ આપે છે, માટે બાળકને તો ઉત્સાહમાં રાખીને જ કામ કાઢી લેવું જોઇએ.

૭ નિશ્ચય અને શ્રદ્ધા વગરનો પુરુષ સંસારની અનેક પ્રકારની વિટંબણાઓ જોઇ–અનુભવી મૂંઝાય છે, મૂંઝવણમાં અનેક માર્ગ બદલે છે, એટલે જ અંતે હતાશ બની દુર્દશા વહોરી લે છે.

૮ વચન, વર્તન અને વિચારોને જે માણસ જરા પણ વફાદાર નથી તેવા મહાત્માઓથી અળગા રહેવું.

૯ વર્તમાનકાળે સામાન્યતઃ પ્રભુદર્શનથી માંડી પૂજા–પ્રતિક્રમણ–યાત્રા–તપ વિગેરે કાર્યો સાંસારિક બદલો મેળવવાની તમન્નાએ જ પ્રાયે કરવામાં આવે છે.

૧૦ આ ભવના નહીં તો પૂર્વભવના કેટલાક સંસ્કારો માનવીના વર્તમાન જીવનમાં અગત્યનો ભાગ ભજવતા દેખાય છે.

૧૧ પલટાયેલા સમયે કાળબળ વિચારી દબાયેલી, ઘેરાયેલી સ્થિતિને કુનેહથી કાઢી લેવી અથવા ન નીકળે તો તેનું દુઃખ સહેતાં કષ્ટ વેઠવામાં પણ ધીરજ રાખવી.

૧૨ શારીરિક શોખોની જડ અભિલાષાઓ સંતોષવામાં જ જીવનાનંદની સીમા કલ્પીએ, તો તો જિંદગીમાં પૈસા, મોજ અને સત્તાના મદો જ ખરાં સુખ છે, પરંતુ જ્ઞાતાઓ એ સુખને ઇચ્છતા જ નથી.

૧૩ સામાન્યતઃ આયુષ્યના સાયંકાળે પરલોક જીતવામાં કેમ વિજયી થવું ? એ વિષયના ચિંતનમાં જ સર્વ કાળ ગાળવો આવશ્યક છે.

૧૪ હે ભગવન્ ! મૃત્યુ સમયે એવું કયું દશ્ય હૃદયચક્ષુ સમીપ રાખી મરું કે જેથી આત્માને પૂર્ણ સંતોષ થાય ?

મોહનલાલ હરિચંદ શાહ–શીહોર



# અક્ષરમાળા

## ( ૨ ) આ

આડી રાત તેની શી વાત ?
કારતક મહિને કણબી ડાહ્યો થાય તે શું કામનો ?
ખાય તેનું ખોદે. ( દુર્જન )
ગાજ્યા મેહ વરસે નહિ ને ભસ્યા કૂતરા કરડે નહિ.
ઘાણીનો બેલ ગમે તેટલું ચાલે તો પણ ત્યાં ને ત્યાં.
ચાલતા બળદને આર ભોંકે તે મૂર્ખ.
છોકરા ભેગા બેસીએ તો છોકરા કહેવાઇએ.
જાનમાં કોઇ જાણે નહિ ને હું વરની ફુઇ.
ઝાઝા હાથ રળીઆમણા.
ટાણા વિના ગીત ન શોભે.
ઠાઠમાં રહેનારને કોઇ દિ' પગે પણ ચાલવું પડે.
ડાકણને મોઢે ડાકણ કોણ કહે ?
ઢાલની બન્ને બાજુ જોઇને નિર્ણય બાંધવો જોઇએ.
તાકાત વિના લડવા તૈયાર થાય તે મૂર્ખ.
થાકેલ તારુના હાથમાં રહેલ પાટિયું શું કામનું ?
દાઝયા ઉપર ડામ ને પડતા ઉપર પાટું.
ધાવતાં બાળને ન છોડાવવાં.
નામ તેનો નાશ. ખીલે તે ખરે અને ઊગે તે આથમે.
પાપનો બાપ લોભ.
ફાટેલ લૂગડે ને ઘરડા માવતરે શરમ ન હોય.
બાપનું નામ ઊજાળે તે સપુત.
ભાગ્યકળા વિનાની સર્વ કળા નિષ્ફળ છે.
માગ્યા વિના મા પણ પીરસે નહીં.
યાદશક્તિ વિનાનું વાંચન વૃથા છે.
રાત્રિ પછી દિવસ અને દુઃખ પછી સુખ એ કુદરતી
લાગણીને મર્યાદા હોતી નથી.
વાવીએ તેવું લણીએ ને કરીએ તેવું પામીએ.
શાણી સ્ત્રી સદ્‌ભાગ્યથી સાંપડે છે.
સાકરનો સ્વાદ ખાખરાની ખીસકોલી શું જાણે ?
હાથે તે સાથે, કરે તેવું પામે ને વાવે તેવું લણે.
ક્ષાન્તિ તુલ્ય કોઇ તપ નથી.
જ્ઞાન સમાન કોઇ ધન નથી.

## ( ૩ ) ઇ, ઈ

ઈક્ષુને જેમ જેમ પીલશો તેમ તેમ સ્વાદુ રસ આપશે.
કીર્તિનાં વાજાં મનુષ્યને ગાંડો બનાવે છે.
ખીર ત્યાં ખાંડ ને છાશ ત્યાં મીઠું જ હોય.
ગીત અને રમણીના કટાક્ષ કોના હૃદયને ભેદતાં નથી ?
ઘી ઢળ્યું તો ખીચડીમાં.
ચિતા નિર્જીવને બાળે છે ને ચિંતા સજીવને બાળે છે.
છીછરા હૃદયમાં મોટી વાત ટકતી નથી.
જીવતો નર ભદ્ર પામે.
ટીકીટીકીને કોઇ તરફ જોવું એ અસભ્યતાનું લક્ષણ છે.
ઠીબડીમાં માગી ખાનારને પણ કાળ છોડતો નથી.
ડીમોધરને સાહાઇમાં રહેવું મુશ્કેલ લાગે છે.
ઢીલ કરવાથી કોઇ વખત કામ સુધરે છે, પરંતુ ઘણીવાર બગડે છે.
તીર્થનું પવિત્ર વાતાવરણ યાત્રિકને શાંતિ બક્ષે છે.
થીગડાં મારે કયાં સુધી કામ ચાલે ?
દીકરીનું માગું હોય, પણ વહનું ન હોય.
ધીરજના ફળ મીઠાં છે.
નિજ અને પરનો ખ્યાલ સંસારીઓને હોય છે.
પીળું તેટલું સોનું ન હોય.
ફીકરની ફાકી કરે તે ફકીર.
બીકણ માણસો મહાન્ કામ હાથ ધરતા જ નથી.
ભીરુતા માણસના છતા ગુણોને આવરી દે છે.
મીઠી વાણી જેવું અન્ય વશીકરણ નથી.
રીઝે તો રાજા જેવી ને ખીજે તો વાઘ જેવી પ્રકૃતિવાળા કેટલાક માણસો હોય છે.
લીધેલી વાત મનસ્વીઓ છોડતા નથી.
વિશ્વાસઘાત એ મહાન્ પાપ છે.
શિયલ એ સ્ત્રીઓનું સાચું ધન છે.
સિદ્ધ થવાની અણીપર આવેલું કાર્ય એક જ કુવચનથી બગડી જાય છે.
હિંમતની કિંમત અવસરે થાય છે.
ક્ષીર-નીર યાને દૂધ-પાણીને ભિન્ન કરવાની શક્તિ તેનું નામ હંસસ્વભાવ.

રાજપાલ મગનલાલ વહોરા



# પ્રભાવિક પુરુષો

## ચેડા મહારાજા

(૮)

'ભારતી ય ઇતિહાસકી રૂપરેખા' નામના હિંદી ગ્રંથના પ્રથમ ભાગમાંથી લેખકે વ્રાત્ય, વૃજ્જિ, મલ્લ અને લિચ્છવી જાતિઓ કલ્પિત નહીં પરંતુ પુરાતત્ત્વની શોધખોળને અંગે પ્રમાણુભૂત નીવડેલી છે એ વાતનું સમર્થન કર્યું છે. પછી આગળ ચાલતાં જણાવે છે કે–આજકાલ એક વંટોળ ચઢયો છે કે-'જૈન કથાનકોમાં આવતાં વર્ણનો અતિશયતાભરેલાં છે અને ઐતિહાસિક પીઠિકા વગરના છે. આટલા મોટા પ્રમાણમાં વિસ્તાર પામેલ જૈનધર્મ આજે આવા નાના વર્તુલમાં કેમ હોઈ શકે? સંપ્રતિ મહારાજ થયા નથી. વળી એમણે એટલી બધી પ્રતિમાઓ ભરાવ્યાનું હંબગ છે. ભારતવર્ષમાં એટલા પૂજનારા હતા ખરાં?' ઇત્યાદિ પ્રશ્નોનું શમન થાય. કલ્પસૂત્રમાં નવમલ્લકી નવલચ્છકીનો પાઠ સાંભળવા છતાં એ પાછળ ઊંડા ઊતરવાની ફુરસદ કોને છે? શ્રી કે. પી. જાયસ્વાલે ૧૯૩૪ ના મોડર્ન રિવ્યુમાં શ્રી સંપ્રતિના સીક્કા અંગે વર્ણન કર્યું હતું એટલું જ નહિં પણ બીજા કોશલના છ ચાંદીના સીક્કાઓ અંગે ૧૯૩૪ ના બિહાર જર્નલમાં વર્ણન કરેલું હતું એ પાછળ તપાસ ચાલુ રાખવાની અગત્ય કયા જૈને પિછાની છે? જેમ જેમ શોધખોળનું કામ આગળ વધે છે તેમ તેમ નવું નવું જાણવાનું મળે છે અને એથી જૈન શ્રમણોના ઉલ્લેખોને પુષ્ટિ જ મળતી રહી છે. નકામા વંટોળ પેદા કરી કાળક્ષેપ કરવા કરતાં શોધખોળમાં લાગી જવું એ જ લાભદાયી છે. વૈશાલી–નાલંદા જેવા સ્થળોમાં પ્રભુ શ્રી મહાવીર દેવે વારંવાર ચોમાસા કરેલાં છે તે વિનાકારણ તો નહોતાં જ. આજે એ ઉપર પુરાતત્ત્વે જે પ્રકાશ ફેંકયો છે એથી એ પાછળ રહેલું મહત્ત્વ સમજાય છે. ટૂંકામાં કહેવાનું એટલું જ કે કથાનકોમાં આવતાં વર્ણનો સાવ કલ્પિત કિંવા મનરંજન અર્થે છે એમ માની બેસવાની વૃત્તિ ખાસ કરી જૈનોએ તો ત્યજી દેવાની જરૂર છે. અલં પ્રાસંગિકેન

આજે વૈશાલીની પ્રજાએ આંખ ઊઘાડતાં જ નિરાળું દૃશ્ય જોયું. કેટલાયે દિવસથી મગધ પર હલ્લો લઇ જવાની તૈયારી ચાલુ હતી અને દિ'ઊગ્યે જુદા જુદા ભાગમાં વજ્જિ-મલ્લ–લિચ્છવી આદિ જાતિયોના દળો ગણુના પ્રણેતા ચેટકમહારાજની કુમકે શસ્ત્રસજ્જ થઇ આવતાં હતાં એ એની નજર બહાર નહોતું. એકાદ બે દિનમાં પ્રયાણના મંગળ સૂર શ્રવણ કરવાની આતુરતા હતી ત્યાં એકાએક જુદી જ ઉદ્‌ઘોષણા સંભળાઇ. પરમાત્મા મહાવીર દેવના વંદન અર્થે મહારાજા તરફથી નીકળનાર અશ્વારીમાં જનતાને ભાગ લેવાની હાકલ હતી. સત્વર પ્રાતઃકૃત્યોથી

પરિવારી લઇ તૈયાર થવાની સૂચના હતી. આખી દિશા જ ફરી ગઇ હતી.

અહિંસાના ફીરસ્તા પધારવાથી સંગ્રામ (યુદ્ધ) દેવતાને જે ભીષણ બળિ ચઢાવાનો હતો તે હાલ તો અટકી ગયો. એથી સંખ્યાબંધ ઘરોમાં–સૈનિકોની પત્નીઓના અંતરોમાં–વ્યવસાય જ જેનું જીવન છે એવા વ્યાપારી વર્ગમાં અમાપ શાંતિનો વાયુ વાયો. ચોતરફ આનંદના વાયરા વાઇ રહ્યા. રોગ કે રોગીદશા કોઇને પણ પ્રિય ન જ હોય. યુદ્ધ એ એક જાતનો રોગ જ છે; અને એ યુદ્ધને લંબાવનારી દશા રોગીજીવન જેવી છે એટલે એ કોણ પસંદ કરે? છતાં રોગ જેમ આવે છે તેમ યુદ્ધ પણ આવે છે જ. એથી ગભરાવાપણું એ તો કાયરતાનું લક્ષણ. એના સામે તો યોગ્ય ઉપચાર જ સંભવે, છતાં વૈશાલીની પ્રજા આજે તો એ ઉપચાર વિધિમાંથી પણ મુક્ત બની, નગરીની બહાર આવેલ પરમાત્મા શ્રી વર્ધમાનસ્વામીના સમવસરણ પ્રતિ એના કૂચકદમ ભરાવા શરૂ થયા. અશ્વારીના સરઘસમાં આવેલ તેમ જ તે પૂર્વે છૂટા-છવાયા યા તો નાના મોટા સમૂહમાં એકત્ર થયેલ માનવવૃંદથી એ જડ ગણાતી ભૂમિએ ચેતનવંતી મહામાયાનો અવતાર ધારણ કર્યો

તિહાં ચોસઠ સુરપતિ આવીને ત્રિગડું રચાવે રે,<br>
તેમાં બેસીને ઉપદેશ પ્રભુજી સુણાવે રે.<br>
સુર નર ને તિર્યંચ નિજ નિજ ભાષા રે,<br>
કંઈ સમજીને ભવતીર પામે સુખ ખાસા રે.

'અષ્ટમી'ના સ્તવનની એ લીટીઓ પ્રભુ શ્રી મહાવીરદેવના સમવસરણ તેમ જ ઉપદેશ પદ્ધતિનો ટૂંકમાં ખ્યાલ આપે છે. માલવકોશના મધુરા આલાપમાં–જેમણે ચૌદ રાજલોકનું જ્ઞાન હસ્તામલકવત્ છે. એવા સર્વજ્ઞની વાક્ધારા વહેતી નજરે જોઇ નથી, એ એના વર્ણન કઇ કલમે કરી શકે? એના મનોરમ આલેખન કરવાના સ્થાને હૃદય એક જ પ્રાર્થના કરે કે એવો શુભ યોગ પોતાને પ્રાપ્ત થાય તો કેવું સારું?

देवा दैवीम् नरा नारीम्<br>
शवराश्चापि शावरीम् ।<br>
तिर्यंचोऽपि हि तैरश्चीम्<br>
मेनिरे भगवद्गीरम् ॥

એ વાણીનો અતિશય પણ કેવો! દેવતાઓ જાણે કે પ્રભુ અમારી દૈવી વાણીમાં બોધ આપે છે. તેવી જ રીતે મનુષ્યોને માનવી, ભીલોને પોતાની ભીલી વાણીનો અનુભવ થાય; અને તિર્યંચો પોતાની પશુની ભાષા સમજે. એનું તાત્પર્ય એટલું જ કે એ ગીરામાં અર્થગાંભીર્યની આશ્ચર્યકારી જમાવટ હોય. શબ્દ-ગૂંથણી પણ અલૌકિક હોય કે જેથી એના અર્થ જુદા જુદા પ્રકારે થઇ શકે. દાખલા તરીકે 'सरो नत्थि' એટલા ઉચ્ચાર પરથી એક ભીલે પોતાની ત્રણ ભાર્યાઓના સવાલનો ઉત્તર આપ્યો હતો. દરેકે પોતાની માગણીને અનુરૂપ અર્થ કેવલ 'સર' શબ્દમાંથી ઉપજાવી લીધો હતો. તીર્થંકર પરમાત્માની વાણીનો મહિમા અવર્ણનીય છે. એના પ્રત્યેક

વર્ણમાં ગાઢા કર્મપુંજને ભેદી નાંખી વિશિષ્ટ જ્ઞાનકિરણોને પ્રવેશ કરાવવાની અમાપ તાકાત ભરી છે, તેથી તો શ્રવણ કરતાં હજારો આત્માનો કલ્યાણપંથ ઊઘડે છે. ભલભલા દારુણ કાર્યો કરનારા, તીવ્રતમ પાપો આચરનારા, અરે મોટી એવી ચાર હત્યાના કરનારા પણ એ ઉપદેશરૂપી સલિલમાં પૂર્ણપણે સ્નાન કરી શુદ્ધ થઇ ગયા છે.

> गृहं सुहृत् पुत्रकलत्रवर्गो,
> धान्यं धनं मे व्यवसायलाभो ।
> कुर्वाण इत्थं नहि वेत्ति मूढो,
> विमुच्य सर्वम् व्रजतीह जन्तुः ॥

આ નાનકડા શ્લોકનો ભાવ સમજવો મુશ્કેલ નથી જ. ઘર-મિત્ર-પુત્ર-દારા આદિ સ્વજનોને, ધાન્ય-ધન અને વ્યાપારના લાભોને એક વાર ત્યજી દઇને અવશ્ય એક વાર જવાનું છે, એવું એ સર્વની આળપંપાળમાં પડેલો આત્મા નથી જાણતો ! એ આત્માને કોણ સમજાવે કે-' संमीलने नयनयोः नहि किंचिदस्ति ' અર્થાત્ ' આંખો મીંચાઇ ગઇ કે તારું કંઇ જ નથી ! ' અથવા તો આ સંસાર એ તો મુસાફરખાનું છે.

પણ આ રોજના અનુભવની વાત તીર્થંકર પ્રભુના મુખેથી જ્યારે પ્રગટ થાય છે ત્યારે એવા ગૂઢ હૃદયો પણ ભેદાય છે કે ઘડીભર નામ સાંભળતાં અજાયબી ઉપજે. દૃઢપ્રહારી કે અર્જુનમાળીના દૃષ્ટાન્તો જગજાહેર છે, પણ દૂર શા સારુ જવું ? પરમાત્માની વાણીની પૂર્ણાહૂતિ થતાં જ જે સંખ્યાબંધ આત્માઓએ સંયમનો રાહ લીધો એમાં કથાનાયિકા સુજ્યેષ્ઠા અગ્રસ્થાને હતી.

વાચકને ઘડીભર વિસ્મય થશે કે હજુ એનો પ્રેમરસ તો સુકાયો નથી, એમાં નિરાશા પ્રાપ્ત થતાં એ પાવકરૂપે ભભૂકી ઊઠયો અને શ્રેણિક સાથેનો સંગ્રામ થવો જ જોઇએ એવી જોરદાર દલીલ પણ તેણીએ જ કરી હતી. એ પાછળ વૈરવૃત્તિનું શમન છુપાયું હતું પણ સર્વજ્ઞની અમૃત દેશનાએ એ બધા પર ઠંડું પાણી ઢોળ્યું.

જેમ પ્રભુ શ્રી રીખવદેવે ભરતચક્રીના સ્વામીત્વ સામે માથું ઉપાડવું કે શું કરવું એવી સલાહ લેવા આવેલ અઠ્ઠાણું પુત્રોને એ રાજ્ય અને એ સંસારના સુખોની અસ્થિરતા-ક્ષણભંગુરતા સમજાવી સાચી શાન્તિ-ખરું સુખ શ્રમણજીવનમાં બતાવ્યું હતું તેમ પરમાત્મા શ્રી વીરે પોતાની દેશનામાં સાંસારિક સ્નેહ કિંવા પતિ-પત્નીના પ્રેમની આપાતરમણીયતા પાછળ કેવી દુઃખદાયક દશા ડોકિયા કરી રહેલી છે એનો હૃદયંગમ ચિતાર આપી શાશ્વત સ્નેહ ધરવાનું એકમાત્ર સ્થાન શિવસુન્દરીનું છે એ વાત પર ભાર મૂકયો હતો. પ્રત્યેક આત્માને એની સોબત કરવામાં લેશમાત્ર ગુમાવવાનું નથી પણ એથી કાયમને માટે ભવભ્રમણ ટળી જવાનું હોવાથી એકાંત નફો જ છે. એની સાથેની પ્રીતિ સાદી અનંત ભાંગે થતી હોવાથી ધ્રુવ સમ નિશ્ચય ને અફર છે. આવા અપ્રતિમ પ્રેમની સાથે માનવી પ્રેમની

સરખામણી કેવી ! આવો યુક્તિપુરસ્સરનો બોધ સુજ્યેષ્ઠાના અંતરમાં સ્થાન કરે એમાં નવાઇ જેવું કંઇ જ નથી. મનથી જેને સ્વામી તરિકે કલ્પેલ તેના સંબંધમાં નિરાશા પ્રાપ્ત થતાં આજીવન કૌમાર્ય ધરવાનું તેનું 'પણ' હતું જ એમાં પ્રભુની વાણીએ પ્રોત્સાહન આપી પવિત્ર રાહ બતાવ્યો એટલે અંતરદ્વાર આપોઆપ ખુલી ગયું.

એકાંત જોઇ ચેટકરાજે શ્રી વર્ધમાનસ્વામીને પ્રશ્ન કર્યો કે-ત્રિલોકના નાથ ! મારી સંગ્રામ ભેરીના અંગભૂત પુત્રી ચારિત્રનો આશ્રય લે છે. એની માતા ધરથી જ વિરુદ્ધ છે છતાં સાચા ક્ષત્રિયવટને શોભે તેવો માર્ગ સંગ્રામ સિવાય મને બીજો જડતો નથી. જો કે અંતરમાં ઊંડે ઊંડે એવો નાદ ઊઠે છે તો ખરો કે 'અર્હંત્ ધર્મમાં સ્વધર્મીના સગપણ જેવું બીજું કોઇ સગપણ નથી' ત્યારે હું એ જ ધર્મના ચુસ્ત ઉપાસક તરિકે અન્ય સંબંધને બાજુ પર મૂકી કેવલ એ સ્વધર્મીબંધુત્વના નાતાથી વિચાર કરું છું તો મને લાગે છે કે મગધરાજ સાથે મારે યુદ્ધ કરવું યુક્ત નથી, કેમ કે તે સ્વામીભાઇની કોટિમાં આવે છે. તો પછી ક્ષાત્રવૃત્તિ સંરક્ષવાનો અન્ય કંઇ માર્ગ છે ખરો ?'

'રાજન્ ! પુરાતનકાળથી બે માર્ગો ચાલ્યા આવે છે: એક પ્રેમનો અને બીજો બળજબરીનો. જેમ સંસારની આદિ નથી તેમ આ માર્ગોની પણ આદિ નથી. સામાને પ્રેમના માર્ગે જીતવો હોય છે તો એના સાધનોમાં કોઇ બાહ્ય શસ્ત્રોની જરૂર નથી પડતી. અહિંસા, સત્ય, પ્રમાણિકતા જેવા વિશિષ્ટ ગુણોની ખીલવણીની અગત્ય રહે છે અને એનું પોતાના જીવનમાં યથાર્થ પાલન કરવામાં આવે ત્યારે જ, આત્મામાં કોઇ એવી અપૂર્વ શક્તિ આવે છે કે જેની અસર સમાગમમાં આવનાર પ્રત્યેક વ્યક્તિ પર થાય છે. પછી ચાહે તો તે મિત્ર હોય યા શત્રુ હોય. એ ગુણોથી ઓતપ્રોત થનાર વિભૂતિને કોઇ વૈરી હોતો જ નથી એટલે એ પ્રત્યે શત્રુતા ધરનારના હૃદય આપોઆપ ભેદાય છે અને આખરી અંજામ શત્રુતાના સર્વનાશમાં આવે છે. અમારો ધોરી માર્ગ આ જ છે. એના પરિણામ ચક્ષુ સામે છે.

'અસ્ત્રો-શસ્ત્રો કે સંહારને જલ્દી નોતરે એવા સરંજામોથી અન્ય પર સ્વસર્વસ્વ થાપવું એ બીજો માર્ગ. અલબત્ત, એ માટેના કારણોમાં ન્યાય-અન્યાયની તરતમતા રહેલી હોય છે. એ પરથી જ પ્રથમ કસુર કોની છે એના મૂલ્ય અંકાય છે. એમાં 'બળિયાના બે ભાગ 'ની નીતિ કારગત નિવડે છે. એક વાર સામાને શત્રુ માન્યો કે પછી એની સામે વૈરવૃત્તિ જોરશોરથી ભભુકી ઊઠે છે અને ગમે તે રીતે એનો બદલો લેવાની લાલસા વધુ ને વધુ તીવ્ર બને છે. એ વેળા પૌદ્ગલિક લાભો અને બાહ્ય સાધનો પર નજર વિશેષ પ્રમાણમાં રહેતી હોવાથી આત્માના સ્વાભાવિક ગુણો પ્રતિ કે આત્મિક કલ્યાણ પ્રતિ નજર જતી જ નથી.

'જનતાનો મોટો ભાગ વૈરનો પ્રતિશોધ કરવામાં પાછલા માર્ગનું જ અવલંબન ગ્રહે છે. એટલે આપણી સામે જુદા જુદા રાજ્યોને રણસંગ્રામના નાદમાં મશગૂલ બનેલા જોઇએ છીએ, એ પાછળ હિંસા રાક્ષસીનો ભોગ કેવો વિશાળ છે એ જોવાની ભાગ્યે જ કોઇ તસ્દી લે છે! સન્તોદ્વારા પ્રાપ્ત થયેલ ઉપદેશ પણ અભરાઇ પર ચઢાવાય છે અને કયાં તો પોતાનો ટેક કિંવા પોતાના કાર્ય પાછળ કલ્પી લીધેલ ન્યાય આગળ ધરાય છે. એ વેળા સત્ય અને અહિંસાથી કામ લેવાનું સંસારના મોટા ભાગને સુઝતું જ નથી. બીજી બાજુ એ સન્તોએ પોતાના જીવનમાં એ અમૂલ્ય ગુણો કેળવ્યા હોય છે એ દુન્યવી લાભો કે સંસારી જંજાળોથી અલિપ્ત હોઇ, પારલૌકિક કલ્યાણમાં લીન બનેલા હોવાથી, ઘડીએ ઘડીએ ઊભા થતાં આ જાતના બખેડા પ્રતિ મીંટ સરખી માંડતા નથી. છતાં હિંસા યજ્ઞને સ્વઉપદેશ-વારિથી બુઝાવી દીધાના દાખલાઓ પણ નોંધાયા તો છે જ.'

'ભગવન્! આપના લાંબા ઉપદેશથી હું એટલું તો સમજ્યો છું કે માનવ ધારે તો લોહીની નદીઓ વહેવડાવ્યા સિવાય પરસ્પરનો અણબનાવ નિવારી શકે છે. અને એ સારુ એણે પોતાના જીવનમાં સત્ય અને અહિંસા ઉતારવા જોઇએ.'

'વિશાલાપતિ! હા, તમારો અર્થ બરાબર છે. માત્ર રાજા કે અધિકારીઓ જ નહિં પણ જો સારીયે પ્રજા એ સિદ્ધાંતનો અમલ કરે તો આ જીવલેણ યુદ્ધો નાબૂદ થઇ જાય; અને પ્રજાનું જીવન આત્મિક દૃષ્ટિયે ઊંચી કક્ષાએ પહોંચે. એ સારુ જેમ તાલીમની આવશ્યકતા છે તેમ દેશકાળની પરિસ્થિતિ નિહાળવાની જરૂર છે. જ્યાં પ્રજાનો નેવું ટકા ભાગ શસ્ત્ર વાપરી શકતો હોય અને જ્યાં ક્ષાત્રવૃત્તિના રક્ષણ હથિયાર ખખડાવીને કરવામાં આવતાં હોય ત્યાં સત્યાગ્રહની ભૂમિકા તૈયાર કરવા સારુ કાફી સમય જોઇએ એવા સમયમાં ગણીગાંઠી વ્યક્તિઓના અહિંસક સંગ્રામના અખતરા પ્રથમ નજરે હાસ્યાસ્પદ લાગે. જનતા આંકી શકે એવું પરિણામ તરતમાં ન પણ આવે છતાં એ પાછળ ભેખ લીધેલા આત્માએ તો શ્રદ્ધા અને ખંત કેળવવાં જોઇએ.'

'પૂજ્ય સ્વામી! આપશ્રીની નિર્મળ વાણીથી મને આજે ઘણું નવું જાણવાનું મળ્યું પરની કે જગતની વાત દૂર રહો, પણ હું મારા જીવનમાં એનો અખતરો કરવાના જરૂર યત્ન સેવીશ. અરિહંત દેવનો ઉપાસક કેવળ સંગ્રામલોલુપ હતો એમ નહીં કહેવડાવું.'

'ભૂપ! ત્હારી મનોકામના જરૂર ફળો. ઘેરાયેલા વાદળ એવી ઉદાર ભાવનાના જોરે જરૂર વીખરાશે. હિંસા કરતાં અહિંસામાં અખૂટ શક્તિ છે એનું જગતને મોડું-વહેલું ભાન થશે એમાં તમારા સરખા સાધકો માઇલસ્ટોનની ગરજ સારશે.'

ચોકસી.

## શ્રી સિદ્ધર્ષિ

શ્રી ઉપમિતિભવપ્રપંચા કથા ગ્રંથ કે જેનું ભાષાંતર અમે ત્રણ ભાગમાં પ્રસિદ્ધ કરેલ છે, તેના કર્ત્તા જેઓ અપૂર્વ વિદ્વાન હતા તેમનું ચરિત્ર ભાઇ **મોતીચંદ ગિરધરલાલે** ઘણા જ વિસ્તારથી લખ્યું છે તે અમે હાલમાં જ છપાવીને બહાર પાડ્યું છે. કોઇ પણ ગ્રંથકર્ત્તાના ગ્રંથનું આવું સુંદર પૃથક્કરણ કરેલ બહાર પડેલ નથી. એમાં કરેલો પ્રયાસ અવર્ણનીય છે. એ બુકના એકંદર પૃષ્ઠ ડેમી આઠ પેજી સાડાછસો થયા છે. એ બુક વાંચ્યા સિવાય એના પર અભિપ્રાય આપી શકાય તેમ નથી, તેથી મંગાવો, વાંચો ને વિચારો. ગ્રંથકર્ત્તા ને ગ્રંથ બંને અજોડ છે. આ શ્રી ઉપમિતિભવપ્રપંચાનો ચોથો ભાગ જ છે. ચારે ભાગની ભેળી કિંમત રૂ. ૧૨ાા થાય છે તેના રૂ. ૧૦) લેવામાં આવશે. આ ચોથો ભાગ જ મંગાવનાર માટે કિંમત રૂ. ૩) છે. પોસ્ટેજ આઠ આના લાગે છે.

જેમણે પ્રથમના ત્રણ ભાગ ભેળા રૂ. ૯ાામાં લીધા હશે તેની પાસેથી આ ચોથા ભાગના રૂ. ૨ાા લેવામાં આવશે. લાઇફમેમ્બર પાસેથી રૂ. ૨) લેવામાં આવશે. પોસ્ટેજ જુદું.

---

## શ્રી ઉપદેશપ્રાસાદ ભાષાંતર

આ આખા ગ્રંથનું ભાષાંતર અમે પાચ ભાગમાં છપાવીને પ્રસિદ્ધ કરેલ છે. એમાં સ્થંભ ૨૪ ને વ્યાખ્યાન ૩૬૦ છે. દરેક વ્યાખ્યાનમાં એકેક કથા છે. પાંચે ભાગની કિંમત રૂ. ૧૧ાા થાય છે. તેના ભેળા મંગાવનાર પાસેથી રૂ. ૧૦) લેવામાં આવશે. માત્ર ત્રીજો ભાગ જે ઘણુ વખતથી મળતો નહોતો તે હાલમાં પ્રસિદ્ધ કરેલ છે. તે મંગાવનાર પાસેથી રૂ. ૨) લેવામાં આવશે. પોસ્ટેજ છ આના લાગે છે. આ ગ્રંથ પણ અજોડ છે. આવો વર્ષના દિવસપ્રમાણ વ્યાખ્યાનવાળો કોઇ ગ્રંથ નથી. ભાષાતર પણ સરલ ભાષામા સુંદર કરવામાં આવેલ છે.

---

## શ્રી ત્રિષષ્ઠિ શલાકા પુરુષ ચરિત્ર ભાષાંતર

આ આખા ગ્રંથમાં દશ પર્વ છે. કલિકાળસર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યની આ અપૂર્વ કૃતિ છે. મૂળ શ્લોક ૩૪૦૦૦ છે. અમે તેનું ભાષાંતર જુદા જુદા પાંચ ભાગમાં પ્રસિદ્ધ કરેલ છે.

૧ પ્રથમ ભાગ–પર્વ ૧–૨ શ્રીઋષભદેવ, અજિતનાથ ચરિત્ર. કિ. રૂ. ૩–૪–૦
૨ બીજો ભાગ–પર્વ ૩ ૪-૫-૬ શ્રીસંભવનાથથી શ્રીમુનિસુવ્રતસ્વામી સુધીના ચરિત્રો. કિં.રૂ.૩-૪-૦
૩ ત્રીજો ભાગ–પર્વ ૭મું ( જૈન રામાયણ ) ખાસ વાંચો કિં. રૂ. ૧–૮–૦
૪ ચોથો ભાગ–પર્વ ૮–૯ શ્રીનેમિનાથ ને પાર્શ્વનાથ ચરિત્ર કિં. રૂ. ૩–૦–૦
૫ પાંચમો ભાગ–પર્વ ૧૦મું. શ્રીમહાવીર જિન સવિસ્તર ચરિત્ર કિં. રૂ. ૨-૮–૦

પાંચે ભાગની કિં. રૂ. ૧૩–૮–૦ થાય છે તેના ભેગા લેનાર પાસેથી રૂ. ૧૧–૮–૦ લેવામાં આવશે. પોસ્ટેજ જુદું સમજવુ.

---

## શ્રી શાંતિનાથ ચરિત્ર સંસ્કૃત ગદ્યબંધ

બહુ વખતથી મળતું નહોતું તે હાલમાં જ બહાર પાડ્યું છે. કર્ત્તા શ્રીભાવચંદ્રસૂરિ. શુમારે ૬૦૦૦ શ્લોક પ્રમાણ છે. નવા સંસ્કૃતના અભ્યાસીને ખાસ વાંચવા યોગ્ય છે. વ્યાખ્યાનમાં વાંચવા જેવું છે. કિં. રૂ. ૪) પોસ્ટેજ સાત આના.

# શેઠ નાનચંદ કુંવરજીનું ખેદકારક પંચત્વ.

તેઓશ્રી ભાવનગરની વિશાશ્રીમાળી ઘોઘારીની નાતના શેઠ હતા તેઓ પણ સેનાભાની સજ્જન હતા અને ભાવનગર સંઘના, પાંજરાપોળના, જૈન ભોજનશાળાના, આયંબિલ વર્ધમાન ખાતાના અને લાભશ્રીજી શ્રાવિકાશાળાના સેક્રેટરી હતા તેઓના સ્વભાવમા ઉગ્રતા તો કદી પણ જોવામા આવતી જ નહિ સ્વભાવે ઘણા જ મીલનસાર પ્રકૃતિના હોવાથી જે કોઇ તેમના પરિચયમા આવતા તેઓ સર્વનુ તેઓશ્રી દિલ જીતી લેતા હતા તેઓએ પોતાની પશ્ચિમાવસ્થા સેવા અને ધર્મના કાર્યો કરવામા જ વ્યતીત કરી છે તેઓશ્રી દરેક ખાતાઓની પુરતી સભાળ રાખતા તેમના અવસાનથી ભાવનગર જૈન સમાજને એક કસાએલા કાર્યકરની ખામી પડી છે તેઓશ્રી ૬૭ વર્ષની ઉમરે માગશર શુદિ ૧૦ના રોજ પચત્વ પામ્યા છે તેઓશ્રી પોતાની પાછળ બે પુત્ર ભાઇ દુલભદાસ તથા ભાઈ અનોપચંદ તથા વડીલ બધુ મગનલાલના પુત્ર ગિરધરલાલ અને પુત્રી એક બહેન નંદકોરને મૂકી ગયા છે સભાના તેઓ આજીવન સભ્ય હોવા ઉપરાત મેનેજીગ કમીટીના સભ્ય હતા તેઓશ્રી સભાની ઉન્નતિના દરેક કાર્યોમા પૂર્ણ સહકાર આપતા. આવા લાયક સભાસદની ખામી પડવાથી સભા પોતાનો હાર્દિક શોક વ્યક્ત કરે છે અને તેમના કુટુંબીવર્ગને દિલાસો આપવા સાથે સદ્‌ગતના આત્માની શાન્તિ ઇચ્છે છે

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

પુસ્તક ૫૫ મું

સંવત ૧૯૯૬

અંક ૧૧ મો

માહ




પ્રકટકર્તા—

શ્રી જૈનધર્મ પ્રસારક સભા

ભાવનગર

વીર સંવત ૨૪૬૬

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂા. ૧-૧૨-૦

| પુસ્તક ૫૫ મું<br>અંક ૧૧ મો | માહ | વીર સં. ૨૪૬૬<br>વિક્રમ સં. ૧૯૯૬ |
|---|---|---|


## अनुक्रमणिका


૧ ભદ્રેશ્વરમંડન શ્રી મહાવીર જિન સ્તવન... (મુનિશ્રી વિદ્યાનંદવિજયજી) ૩૬૩
૨ ચલણુાજ હૈ, રહેણુા નહી ... ... (દુર્લભજી ગુલાબચંદ મહેતા) ૩૬૪
૩ શક્તિ મહાનવાલે ... ... ... ... (રાજમલ ભંડારી) ૩૬૫
૪ મીઠા મોંની મીઠાઇ (દુહા) ... (કપુરચંદ ઠાકરશી શાહ) ૩૬૬, ૩૭૯
૫ શ્રીજિનપ્રભસૂરિકૃત આત્મનિંદાષ્ટક ભાષાંતર સાથે (મુનિશ્રીવિદ્યાનંદવિજયજી) ૩૬૭
૬ પ્રશ્નોત્તરપ્રદીપમાંથી કેટલાએક જાણવા યોગ્ય પ્રશ્નોત્તરો... (કુંવરજી) ૩૭૦
૭ રાંડી રૂએ, માંડી રૂએ, સાત ધણીવાળી તો મોં પણ ન ઉઘાડે (કુંવરજી) ૩૭૨
૮ પ્રશ્નોત્તર ... ... (પ્રશ્નકાર:-ભાઇ દેવચંદ કરશનજી, રાંધણપુર) ૩૭૩
૯ સ્વપરદ્રવ્ય વ્યાપાર (પદ્ય) ... ...(ભગવાનદાસ મનસુખભાઇ મહેતા) ૩૭૯
૧૦ ધર્મનું માહાત્મ્ય ... ... ... (મુનિશ્રી વિદ્યાનંદવિજયજી) ૩૮૦
૧૧ વ્યવહાર કૌશલ્ય: નાના લેખ ૩ (૩૬૮-૬૯-૭૦) ... (મૌક્તિક) ૩૮૪
૧૨ પર્યુષણ, જાણવા યોગ્ય બે બાબતો ... ... ... (કુંવરજી) ૩૮૭
૧૩ અક્ષરમાળા (૪-૫) ઉ, ઊ, એ. ... (રાજપાળ મગનલાલ વહોરા) ૩૮૮
૧૪ પ્રભાવિક પુરુષો : ચેડા મહારાજા (૯) (મોહનલાલ દીપચંદ ચોકસી) ૩૯૦
૧૫ પુસ્તકોની પહોંચ ... ... ... ... ... ... ૩૯૪
૧૬ અશુભધ્યાનના ૬૦ પ્રકારો દૃષ્ટાંત સાથે ...(મુનિશ્રી પ્રેમવિમળજી) ૩૯૫


### ફાગણ માસની વધઘટ ને જૈનપર્વ

શુદિ ૧૩ નો ક્ષય. શુદિ ૬ શુક્રવાર-અઠ્ઠાઇ બેસશે. શુદિ ૭ શનિ-રોહિણી
શુદિ ૮ રવિવાર-સિદ્ધાચળયાત્રા-ઋષભદેવ નવાણુ પૂર્વ સમવસર્યાનો દિવસ
શુદિ ૧૨ ગુરુ-સિદ્ધાચળની ૭ ગાઉની પ્રદક્ષિણાનો દિવસ (શુદિ ૧૩ નો ક્ષય હોવાથી)
શુદિ ૧૪ શુક્ર-ચોમાસી ચૌદશ (ભાજીપાલો, સુકો મેવો બંધ)
વદિ ૮ રવિવાર-વર્ષીતપની શરૂઆતનો દિવસ, ઋષભદેવ જન્મ, દીક્ષા, શ્રી કેશરી-આજી તીર્થમાં મહોત્સવ

વદિ ०)) રવિવાર-શાકે ૧૮૬૧ નું વર્ષ સંપૂર્ણ





પુસ્તક ૫૫ મું { માહ } અંક ૧૧ મો

વિ. સં. ૧૯૯૬ { } વીર સં. ૨૪૬૬


मोक्षार्थिना प्रत्यह ज्ञानवृद्धिः कार्या ( મુદ્રાલેખ )

# ભદ્રેશ્વરમંડન શ્રીમહાવીર જિન સ્તવન

( કેશરિયા થાશું પ્રીત કરી રે સાચા ભાવશું.—એ દેશી )

ભદ્રેશ્વરસ્વામી ! વીરજિણંદા મોહે તારીએ;<br>
વન્દુ શિર નામી, સેવક પાર ઉતારીએ.<br>
ભવઅટવીમેં ચેતન મારો, મોહવશે બહુ ભટક્યો;<br>
એથી પ્રભુજી તારાં દર્શન, આજ લગી નહિ પાયો. ભ૦ ॥ ૧ ॥<br>
દર્શન તારાં પુણ્યઉદયથી, આજ પ્રભુજી પાયો;<br>
દુરિત અનાદિ કાળનું સંચિત, પલકમાં દૂર ગમાયો. ભ૦ ॥ ૨ ॥<br>
આજ અમંદ આનંદ ભયો ઘટમા, રોમરોમ ઉલસાયો;<br>
અબ જિનવરજી ! તારો, તારો, તુમ શરણે હું આયો. ભ૦ ॥ ૩ ॥<br>
જગગુરુ ! તારક નામ ધરાવી, મુજ પર કરુણા કીજે;<br>
શાસનનાયક મહાવીર પ્રભુ !, એહ અરજ સુન લીજે. ભ૦ ॥ ૪ ॥<br>
તુમ બિન અન્ય દેવ નહિ સેવું, એવી ટેક મેં ધારી;<br>
દીનદયાલ જગતપ્રતિપાલક, તુમ દરિશન સુખકારી. ભ૦ ॥ ૫ ॥<br>
સર્વ તીર્થમેં રાજરાજેશ્વર, જગતમાંહિ તુમે છાજો;<br>
ભવસાગરનાં દુઃખ હરીને, પ્રસાદ મંગળ થાજો. ભ૦ ॥ ૬ ॥<br>
અંજાર કચ્છમાં સ્તવન બનાયો, વાસુપૂજ્ય પ્રાસાદે;<br>
નેમિસૂરિનો કિંકર બાળક, વિદ્યાનંદ ગુણ ગાવે ભ૦ ॥ ૭ ॥

મુનિશ્રી વિદ્યાનંદવિજય

# " चलणाज हे, रहेणा नहिं "

( હરિગીત છંદ. )

[1]ચલણાજ હે, [2]રહેણા નહિ, શબ્દો થતાં ઊંડાણમાં,
[3]વિત્ત [4]ધામ વૈભવ સાંપડ્યાં, સંબંધી પણ શ્યા કામનાં ?
શુભ [5]સ્હાયમાં ફુલાઇને, બોર્ડો લગાવ્યાં નામનાં,
થયાં નામ અપરંપાર [6]તન, છોડી જતાં તમામનાં. ( ૧ )

ક્યા સ્થળથકી આવ્યા અહીં, લખ્યું સ્થળ હવે કયું લલાટમાં ?
નહિ સાથ સ્નેહીવર્ગનો, ભીતિ ભયંકર વાટમાં;
જન્મ્યા જવાનું એ રીતે, રહ્યો ખ્યાલ એ ન ઉચાટમાં,
રઝળ્યા અનાદિ કાળથી, સંસાર વાટાઘાટમાં. ( ૨ )

[7]સંજ્ઞા રહેલી ચાર ચેતન, સાથમાં કાયમ ફરે,
સદ્ અસદ્ તત્વ વિચારથી, તૃષ્ણા કયૉં ચેતન કરે;
અવિર્તિ કષાય મિથ્યાત્વ યોગ, [8]આશ્રવસ્થાનોથી ડરે,
[9]ઇચ્છાતણાં રોધક તપે રહી, નિજ [10]સ્વભાવવડે તરે. ( ૩ )

ઇન્સાફ અદલ અદાલતે, વગ, સગ લાંચ ખુશામતે,
ખેડસાઇ કે બહાદુરીથી, નહિ કોઇનું ખાતું પતે;
રોકાય નહિ[11] તેડું ઘડી [12]કર, સાધનો સઘળાં છતે,
હોય કાર્ય જેવાં જેહનાં, ફળ તેહનાં તસ આપતે. ( ૪ )

ચઢ્યો રત્નચિન્તામણિ કરે, નરજન્મ સામગ્રી મળી,
ખોયો સમય નહિ સાંપડે, વિચાર શું લીધું [13]રળી ?
પામેલ [14]અક્ષયસ્થાન, ચિન્તાઓ બધી તેની ટળી,
એ માર્ગ મક્કમતા તજી, પસ્તાય ના પાછો વળી. ( ૫ )

અનુકૂળ સામગ્રી સકળ, શુભ કર્મ ઉદયવડે મળે,
પ્રતિકૂળતા પેખી વિચારો, અશુભ કર્મ ઉદય બળે;
સુખ દુઃખ સહુ સંસારમાં, વીનાવતા ચેતન ફળે,
સમતાતણાં શુભ સાધને, ઉપાધિ કાયમની ટળે. ( ૬ )

મૈત્રી પ્રમોદ કારુણ્ય ને, માધ્યસ્થ ભાવથી દિલ ભરો,
શુભ અશુભ કર્મતણાં છેવો, ખાતાં ખતમ સરવે કરો;
તજી રાગ રોષ કષાય સમતા, પંથ પકડો પાધરો,
જન્મો જરા મરણોતણાં, મહાદુઃખથી તો ઉગરો. ( ૭ )

ચલણુાજ છે, રહેણુા નહિ, મહાવ્યાધિની કરવા દવા,
રહો આત્મહિતરમણુ વિષે, તજી મોહની ઝેરી હવા;
અનિત્ય આ સંસારની, બાજી બધી સુધારવા,
"દુર્લભ" જન્મ મનુષ્યનો, મળ્યો મહાન્ રોગ નિવારવા. ( ૮ )

દુર્લભજી ગુલાબચંદ મહેતા

## शक्ति महानवाले

सेवा सदा ही चाहुं, शक्ति महानवाले ।
अक्षयसुखों को दीजे, अक्षय निधानवाले ॥ सेवा० ॥ १ ॥
दुःखों से यह भरा है, संसाररूप सागर ।
सब दुःख को नसादो, दुःख के नसानेवाले ॥ सेवा० ॥ २ ॥
चारों गति रझलता, फिरता रहा चौराशी ।
चउराशी चक्र को भी, तुम हो मीटानेवाले ॥ सेवा० ॥ ३ ॥
घेरा है आनकरके, मिथ्यात्वमोहनीने ।
मिथ्यात्व सब नसादो, मिथ्यात्व नसानेवाले ॥ सेवा० ॥ ४ ॥
फांदा मुझे उन्होंने, यह चार जो कहाते ।
उनसे मुझे छुड़ा दो, तुम हो छुड़ानेवाले ॥ सेवा० ॥ ५ ॥
इन कारणों से ही मैं, अपना स्वरूप भूला ।
निज रूप अब दीखादो, तुम हो दीखानेवाले ॥ सेवा० ॥ ६ ॥
आया कहांसे हुं मैं, जाना मुझे कहां है ? ।
शंका यही मीटा दो, शंका मीटानेवाले ॥ सेवा० ॥ ७ ॥
शक्ति अनंती मुझमें, तुमसम रही हुई है ।
विकसित उसे करादो, विकसित करानेवाले ॥ सेवा० ॥ ८ ॥
अंतिम विनय है येही, करजोड़ तुम से भगवन् ! ।
पाये यह राज मुक्ति, मुक्ति के देनेवाले ॥ सेवा० ॥ ९ ॥

राजमल भंडारी

---

૧. જવાનું જ છે. ૨. કાયમ અહીં રહેવાનું નથી જ. ૩. પૈસા–લક્ષ્મી. ૪. ઘર–હવેલી. ૫. શુભકાર્યે દ્રવ્ય વાપરતાં પોતાનાં નામનાં પાટિયાં લગાડ્યાં. ૬. શરીર. ૭. સંજ્ઞા (૪) આહાર–નિદ્રા–ભય–મૈથુન દરેક ચેતનમાં સાથે જ રહેલ છે. ૮. આશ્રવ=કર્મ આવવાનાં દ્વાર–અવિરતિ, કષાય, મિથ્યાત્વ ને યોગ. ૯. ઇચ્છાનો રોધ તે જ તપ. ૧૦. આત્માના મૂળ સ્વભાવથી ૧૧. મોતનું આવેલ તેડું. ૧૨. હાથમાં. ૧૩ મનુષ્ય જન્મ પામીને આત્મહિતમાં શું વૃદ્ધિ કરી ? ૧૪. મોક્ષ સ્થાન.

# " મીઠા મોંની મીઠાઈ "

સાજું હોય શરીર તો, સઘળી વાતે સુખ;
નહીં તો નાણું બહુ છતાં, દિન દિન પામે દુઃખ. ૧

નાશ થયો કે નવ મળ્યું, તેનો તજીએ શોક;
ઉપાય જેનો નવ જડે, ફાંફાં કરવા ફોક. ૨

મંત્ર તંત્ર ને મેલડી, તે તો તૂતેતૂત;
વળગે છે વસુધા વિષે, ભોળા જનને ભૂત. ૩

સંપત ગઈ તે સાંપડે, ગયાં વળે છે વહાણ;
ગત અવસર આવે નહીં, ગયાં ન આવે પ્રાણ. ૪

સ્ત્રી દરજી મોની અને, ઠગ ઠાકોર દલાલ;
એટલા કોઈનાં નવ થયાં, માટે ચેતી ચાલ. ૫

કવિજન કાવ્ય કરી મરે, ગુણ ચાખે ગાનાર;
સોની ઘાટ ઘડે છતાં, રાય સજે શણગાર. ૬

વણ બોલાવ્યો બહુ બકે, વણ તેડાવ્યો જાય;
વિવેકને નહીં ઓળખે, એ મૂરખનો રાય. ૭

છોટે જનકે ઉદરમેં, બડી બાત ન માય;
પાવશેરકે પાત્રમેં, કૈસેં શેર સમાય? ૮

આગસ ભૂંડી ભૂતડી, વ્યંતરનો વળગાડ;
પેસે જેના પિંડમાં, બહુધા કરે બગાડ. ૯

ભ્રષ્ટ કરે ભણનારને, ઉપજે આળસ અંગ;
ભક્તિ કરતા ભક્તને, કરે ભજનમાં ભંગ. ૧૦

દિવસ ફરે તેવે સમે, સમજણ સઘળી વ્યર્થ;
ધર્મરાજ જૂગટું રમ્યા, કેવો કર્યો અનર્થ? ૧૧

ગુણ તો એક જણાય નહીં, અવગુણ ગણ્યા ન જાય;
મિથ્યા માન ધરે ઘણું, એ મૂરખનો રાય. ૧૨

સત્ય નીતિનું સર્વદા, કાર્ય કરો મુજ ભ્રાત;
આળસમાં રહેવા થકી, વંઠી જાશે વાત. ૧૩

કપૂરચંદ ઠાકરશી શાહ

## श्री जिनप्रभसूरिकृतम् ।

## आत्मनिन्दा अष्टकम्

श्रुत्वा श्रद्धाय सम्यक् शुभगुरुवचनं वेश्मवासं निरस्य,
प्रव्रज्याऽथो पठित्वा बहुविधतपसा शोषयित्वा शरीरम् ।
धर्मध्यानाय यावत्प्रभवति समयस्तावदाकस्मिकीयं,
प्राप्ता मोहस्य धाटी तडिदिव विषमा हा हताः कुत्र याम ? ॥ १ ॥

શબ્દાર્થ–શુભ ગુરુનુ વચન સાંભળી. તેની સમ્યક્ પ્રકારે શ્રદ્ધા કરીને, ગૃહવાસ છોડી દઇને, દીક્ષા લઇ, ભણી, ઘણુ પ્રકારના તપવડે શરીરને સુકવી, જેવો ધર્મધ્યાન માટે સમય આવ્યો તેટલામાં વિજળીની પેઠે વસમી, ઓચિતી આ મોહની ધાડ આવી ત્યારે–( ભય લાગ્યો કે ) અરેરે ! મરી ગયા, અમે કયા જઇએ ? ॥ ૧ ॥

एकेनाऽपि महाव्रतेन यतिनः खण्डेन भग्नेन वा,
दुर्गत्यां पततो न सोऽपि भगवानीष्टे स्वयं रक्षितुम् ।
हत्वा तान्यखिलानि दुष्टमनसो वर्तामहे ये वयम्,
तेषां दंडपदं भविष्यति कियज्जानाति तत्केवली ॥ २ ॥

શબ્દાર્થ–એક પણ મહાવ્રત ખડિત થવાથી અથવા ભાંગવાથી દુર્ગતિમાં પડતા એવા યતિને બચાવવાને ભગવાન પોતે પણ સમર્થ થતા નથી તો તે બધાને હણીને અમે દુષ્ટ મનવાળા થયા, તેમનો કેટલો દંડ થશે તે કેવલી ભગવાન જાણે ! ॥ ૨ ॥

कट्यां चोलपटं तनौ सितपटं कृत्वा शिरोलुञ्चनम्,
स्कंधे कंबलिकां रजोहरणकं निक्षिप्य कक्षान्तरे ।
वक्त्रे वस्त्रमथो विधाय ददतः श्रीधर्मलाभाशिषं,
वेषाडम्बरिणः स्वजीवनकृते विद्मो गतिं नात्मनः ॥ ३ ॥

શબ્દાર્થ–કેડે ચોલપટો ને શરીરે ધોળો ઉત્તરપટો ( ચાદર ) ઓઢી, માથે લોચ કરાવી, ખભે કામલી મૂકી, બગલમા ઓઘો તથા મોઢાની સમીપમાં મુહપત્તિ રાખી ધર્મલાભની કલ્યાણકારી આશીષ દેતા–પોતાની આજીવિકા ચલાવવા માટે આવા વેષનો આડમ્બર રાખતા એવા અમારી શી ગતિ થશે ? તે અમે જાણતા નથી ॥ ૩ ॥

भिक्षापुस्तकवस्त्रपात्रवसतिप्रावारलुब्धा यथा,
नित्यं मुग्धजनप्रतारणकृते कष्टेन खिद्यामहे ।

आत्मारामतया तथा क्षणमपि प्रोज्झ्य प्रमादद्विषम्,
स्वार्थाय प्रयतामहे यदि तदा सर्वार्थसिद्धिर्भवेत् ॥ ४ ॥

શબ્દાર્થ—ભિક્ષા-પુસ્તક-ચોલપટ-પાત્રું-રહેવાનું મકાન અને ઉત્તરપટ મેળવવામાં લોભી એવા અમે જેમ ભોળા માણસનું ઠગવાનું થાય તેમ નિત્ય આચરણ કરતા કષ્ટવડે ખેદ પામીએ છીએ, પરંતુ આત્મારામપણે ક્ષણમાત્ર પણ પ્રમાદરૂપી વેરીનો ત્યાગ કરીને આત્મસાધન અર્થે જો અમે પ્રયત્ન કર્યો હોત તો તે વખતે અમારા સર્વ અર્થની સિદ્ધિ થાત. ॥ ૪ ॥

पाखण्डानि सहस्रशो जगृहिरे ग्रन्था भृशं पेठिरे,
लोभाज्ञानवशात्तपांसि बहुधा मूढैश्चिरं तेपिरे।
क्वापि क्वापि कथंचनापि गुरुभिर्भूत्वा मुदो भेजिरे,
कर्मक्लेशविनाशसंभवसुखान्यद्यापि नो लेभिरे ॥ ५ ॥

શબ્દાર્થ—હજારો પાખંડ ગ્રહણ કર્યા, ઘણા ગ્રન્થો ભણ્યા, લોભ અને અજ્ઞાનના વશથી ઘણા પ્રકારના તપ લાંબા વખત સુધી મૂર્ખપણે તપ્યા, કોઇ કોઇ ઠેકાણે તો ગુરુ થઇ કોઇ કોઇ પ્રકારે હરખને પામ્યા, પરંતુ કર્મરૂપ કલેશનો નાશ જેનાથી સંભવે તેવા કાર્યો વિગેરે હજુ સુધી થઇ શક્યા નહિ. ॥ ૫ ॥

किं भावी नारकोऽहं किमुत बहुभवी दूरभव्यो न भव्यः,
किं वाहं कृष्णपक्षी किमु चरमगुणस्थानकः कर्मदोषात्।
वह्निज्वालेव शिक्षाव्रतमपि विषवत् खड्गधारा तपस्या,
स्वाध्यायः कर्णशूची यम इव विषमः संयमो यद्विभाति ॥ ६ ॥

શબ્દાર્થ—કર્મદોષથી શું હું તે નારકી થઇશ અથવા હું શું બહુ ભવ કરનારો થઇશ, દુરભવી કે અભવ્ય થઇશ, અથવા તો હું શું કૃષ્ણપક્ષીઓ છું અથવા હું શું છેલ્લા ( મિથ્યાત્વ ) ગુણઠાણાવાળો છું? શિક્ષાવ્રત પણ અગ્નિની જવાળાની પેઠે ઝેર જેવા ( લાગે છે ), તપસ્યા તરવારની ધાર જેવી, સ્વાધ્યાયધ્યાન તો કાનમાં શૂળ જેવું અને સંજમ તો યમ જેવું વસમું લાગે છે? માટે હું તે કઇ જાતિનો જીવ હઇશ? ॥ ૬ ॥

वस्त्रं पात्रमुपाश्रयं बहुविधं भैक्षञ्चतुर्धौषधं,
शय्यापुस्तकपुस्तकोपकरणं शिष्यं च शिक्षामपि।
गृह्णीमः परकीयमेव सुतरामाजन्मवृद्धा वयं,
यास्यामः कथमीदृशेन तपसा तेषां हहा निष्क्रयम् ॥ ७ ॥

શબ્દાર્થ—ઘણા પ્રકારના વસ્ત્ર, પાત્ર, ઉપાશ્રય, ઘણી જાતની ભિક્ષા, ચાર પ્રકારનો ભિક્ષામાં લાવેલો આહાર-(भक्ष्य १, भोज्य २, लेह्य, ३, चोष्य ४), ઔષધ, શય્યા, પુસ્તક, પુસ્તકોનાં

ઉપકરણ, શિષ્ય અને શિક્ષાના ગ્રન્થ પણ જન્મથી માંડીને અમે ( આજ ) વૃદ્ધ થયા ત્યાંસુધી પારકાં લાવીને ભોગવીએ છીએ, તો આવા પ્રકારના તપવડે તેમનો બદલો અમે અરે રે ! શી રીતે વાળીશું ? ॥ ૭ ॥

अन्तर्मत्सरिणां बहिः शमवतां प्रच्छन्नपापात्मनां,
नद्यम्भःकृतशुद्धिमद्यपवणिग्दुर्वासनाशासिनाम् ।
पाखण्डव्रतधारिणां बकदृशां मिथ्यादृशामीदृशां,
बद्धोऽहं धुरि तावदेव चरितैस्तन्मे हहा का गतिः ? ॥ ८ ॥

શબ્દાર્થ—અંતકરણમાં દ્વેષવાળા, બહારથી શાંતિવાળા, છાનાં પાપ કરવાથી પાપાત્મા, નદીના જળથી માની છે શુદ્ધિ જેણે એવા, મદ્યપાન કરનાર વાણિયા જેવા, દુષ્ટ વાસનાનો પ્રસાર કરનાર, બગલાના જેવી દષ્ટિવાળા, કપટી, વ્રતધારી થઈને ફરતા મિથ્યાદષ્ટિરૂપ-આવા પ્રકારના પાખંડીઓમાં અગ્રેસર થઈ હું બંધાયેલો છું, તો મારી અરે રે ! હે દેવ ! શી ગતિ થશે ? ॥ ૮ ॥

येषां दर्शनवन्दनप्रणमनस्पर्शप्रशंसादिना,
मुच्यन्ते तमसा निशा इव सिते पक्षे प्रजास्तत्क्षणात् ।
तादृक्षा अपि सन्ति केऽपि मुनयस्तेषां नमस्कुर्महे,
संविग्ना वयमात्मनिन्दनमिदं कुर्मः पुनर्बोधये ॥ ९ ॥

શબ્દાર્થ—જેમ અજવાળીઆ પખવાડીઆમાં અંધારાથી રાત્રિઓ મુક્ત થાય છે તેમ જેમનાં દર્શન, નમસ્કાર, પ્રણામ, સ્પર્શ તથા પ્રશંસાદિવડે લોકો તેજ વખતે અજ્ઞાન-અંધકારથી મુક્ત થાય છે તેવા પણ કેટલાક મુનિઓ છે તેમને અમે નમસ્કાર કરીએ છીએ. વળી અમે સંવેગી થઈ બોધિબીજને માટે આ આત્મનિન્દા કરીએ છીએ. ॥ ૯ ॥

रागो मे स्फुरति क्षणं क्षणमथो वैराग्यमुज्जृम्भते,
द्वेषो मां भजति क्षणं क्षणमथो मैत्री समालिङ्गति ।
दैन्यं पीडयति क्षणं क्षणमथो हर्षोऽपि मां बाधते,
कापेयकृपणाऽकृपापरिवृतैः कार्यं हहा कर्मभिः ॥ १० ॥

શબ્દાર્થ—પલવારમાં તો મને રાગ સ્ફૂરે છે, વળી ક્ષણવારમાં તો વૈરાગ્ય થઈ આવે છે, ક્ષણવારમાં તો મને દ્વેષ થઈ આવે છે, વળી થોડીવારમાં મને મૈત્રીભાવ ઉપજે છે, ક્ષણવારમાં રંકપણું દુઃખ દે છે, ક્ષણવારમાં હરખ પણ મને પીડા કરે છે ( દુઃખ ઉત્પન્ન કરે છે ); તેથી માંકડા જેવા અટકચાળા નીચ અને નિર્દય ઘેરાયેલા કર્મોવડે સર્યું. ॥ ૧૦ ॥

ભાષાન્તરકર્તા-મુનિ શ્રી વિદ્યાનંદવિજયજી



## 'પ્રશ્નોત્તરપ્રદીપ'માંથી કેટલાએક જાણવા યોગ્ય પ્રશ્નોત્તરો

**પ્રશ્ન**—ગૃહસ્થાવસ્થામાં રહેલા તીર્થંકર કોઈનો દીક્ષામહોત્સવ કરે ?

**ઉત્તર**—કરે. શ્રી અજિતનાથજીએ પોતાના પિતાનો દીક્ષામહોત્સવ કરેલો છે જુઓ, શ્રી ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર પર્વ બીજું.

**પ્રશ્ન**—જેમ ચક્રવર્તીની ૧૬ હજાર દેવો સેવા કરે છે તેમ વાસુદેવની કેટલા હજાર દેવો સેવા કરે છે ?

**ઉત્તર**—શ્રી તીર્થોદ્‌ગારપ્રકીર્ણકમાં આઠ હજાર દેવો સેવા કરે છે એમ કહ્યું છે.

**પ્રશ્ન**—વાસુદેવને કેટલી સ્ત્રીઓ હોય છે ?

**ઉત્તર**—શ્રી અંતકૃતદશા, પ્રશ્નવ્યાકરણ તથા શાંતિનાથ ચરિત્રમાં ૧૬૦૦૦ સ્ત્રીઓ કહી છે, પરંતુ શ્રી કલ્પકિરણાવળીમાં ૩૨૦૦૦ કહી છે તે અર્ધચક્રીપણાની અપેક્ષાએ કહી હશે એમ જણાય છે તત્ત્વ જ્ઞાની જાણે.

**પ્રશ્ન**—નારદઋષિ સમ્યગ્‌દૃષ્ટિ હોય કે મિથ્યાદૃષ્ટિ હોય ?

**ઉત્તર**—શ્રી પદ્મચરિત્રાદિને અનુસારે સમ્યગ્‌દૃષ્ટિ અણુવ્રતધારી સમજાય છે. શ્રી જ્ઞાતાધર્મકથાસૂત્ર ને પ્રશ્નવ્યાકરણવૃત્તિને અનુસારે મિથ્યાદૃષ્ટિ હોય એમ સમજાય છે.

**પ્રશ્ન**—સ્ત્રીને પુરુષના સમાગમ પછી ગર્ભોત્પત્તિ ક્યાં સુધી થાય છે ?

**ઉત્તર**—બાર મુહૂર્ત સુધી શુક્ર-શોણિત અવિધ્વસ્તપણે રહે છે ત્યાંસુધી ગર્ભ ધારણ કરી શકે છે-ગર્ભોત્પત્તિ થાય છે.

**પ્રશ્ન**—પરમાધામી દેવો ભવ્ય હોય કે અભવ્ય જ હોય ?

**ઉત્તર**—શ્રી હીરપ્રશ્નમાં ભવ્ય, અભવ્ય બંને પ્રકારના હોય એમ કહ્યું છે. ૬૨ માર્ગણાના યંત્રમાં વિકલ્પ બતાવ્યો છે. અભવ્યકુલકમાં તો અભવ્ય ન જ હોય એમ કહ્યું છે તત્ત્વ બહુશ્રુત જાણે.

**પ્રશ્ન**—છદ્મસ્થ ગુરુ કેવળજ્ઞાન પામેલી સાધ્વીને વાંદે કે નહીં ?

**ઉત્તર**—શ્રી અન્નિકાપુત્ર આચાર્યે તેમની વૈયાવચ્ચ માટે રહેલ પુષ્પચૂલા સાધ્વીને કેવળજ્ઞાન પામ્યા છતાં વાંદેલ નથી એમ શ્રી આવશ્યક વૃહદ્‌વૃત્તિ પરથી સમજાય છે, તેથી ન વાંદે એમ સમજવું.

**પ્રશ્ન**—દેવતાઓને દાંત અને કેશ હોય કે નહીં ?

**ઉત્તર**—શ્રી ઉવવાઇ સૂત્રમાં દેવોને દાંત અને કેશ હોય એમ કહ્યું છે અને

શ્રી સંગ્રહણીસૂત્રમાં દેવોને કેશ, અસ્થિ, માંસ; નખ ને રોમ ન હોય એમ કહ્યું છે. શ્રી જીવાભિગમ વૃત્તિમાં દંત ને કેશ વૈક્રિયરૂપે હોય, સ્વાભાવિક ન હોય એમ કહ્યું છે.

**પ્રશ્ન**—અપક્વ ગોરસમાં કઠોળ ખાવાનો જૈનશાસ્ત્રમાં નિષેધ કર્યો છે તેમ લૌકિક શાસ્ત્રમાં નિષેધ કરેલો છે?

**ઉત્તર**—કરેલો છે. શ્રી મહાભારતમાં કહ્યું છે કે—હે યુધિષ્ઠિર! અડદ, મગ વિગેરે કઠોળ અન્નમાં ગોરસ (કાચું દૂધ, દહીં ને છાશ) મેળવીને ખાવું તે માંસ બરાબર છે.

પ્રસંગોપાત પ્રશ્નોત્તરપ્રદીપકાર લખે છે કે-સ્વપરશાસ્ત્રના અજાણ સ્થાનકવાસી ભાઈઓ કાચા ગોરસ સાથે કઠોળ ખાય છે તે કેટલું વિપરીત છે?

**પ્રશ્ન**—ચક્ષુહીન મનુષ્યને કેવળજ્ઞાન ઉપજે?

**ઉત્તર**—ઉપજે અને તે જ વખત તે દેખતા થઇ જાય.

**પ્રશ્ન**—પંચમીના દેવવંદનમાં કહ્યુ છે કે:—

**નિદ્રા સ્વપ્ન જાગર દશા, તે સવિ દૂરે હોવે;**
**ચોથી ઉજાગર દશા, તેનો અનુભવ જોવે. ૧** એનો અર્થ શું?

**ઉત્તર**—ચેતનની ચાર દશા (અવસ્થા) કહી છે. તેમાં પહેલી નિદ્રા અવસ્થા પ્રથમના ત્રણ ગુણઠાણે હોય. બીજી સ્વપ્ન અવસ્થા ચોથે, પાંચમે ને છઠ્ઠે—એ ત્રણ ગુણસ્થાનકે હોય. ત્રીજી જાગર અવસ્થા સાતમાથી બારમા ગુણઠાણા સુધી હોય અને ચોથી ઉજાગર દશા (અવસ્થા) તેરમે ને ચૌદમે ગુણઠાણે હોય.

આનો ભાવાર્થ એ છે કે કેવળજ્ઞાની કેવળજ્ઞાન પામીને ચોથી ઉજાગર દશાને જ અનુભવે છે, પ્રથમની ત્રણ અવસ્થાને અનુભવતા નથી. એ ત્રણ દશા તો પ્રથમથી જ દૂર થઈ જાય છે. આ સંબંધમાં વિશેષ જિજ્ઞાસુએ ગીતાર્થને પૂછવું.

**પ્રશ્ન**—અભવ્ય જીવના પ્રતિબોધેલા ભવ્ય જીવ મોક્ષે જાય?

**ઉત્તર**—જાય. ભવ્યજીવના પ્રતિબોધેલા કરતાં અભવ્યના પ્રતિબોધેલા અનંતગુણા મોક્ષે જાય એમ નયચક્રમાં કહ્યું છે.

આ હકીકત એક ભવ્ય જીવના પ્રતિબોધેલા કરતાં એક અભવ્ય જીવના પ્રતિબોધેલા અનંતગુણા મોક્ષે જાય એમ સમજવું યોગ્ય લાગે છે, કારણ કે ભવ્ય જીવોને પ્રતિબોધ કરવાનો કાળ પરિમિત હોય છે અને અભવ્ય જીવોને પ્રતિબોધ કરવાનો કાળ તેનાથી અનંતગુણો હોય છે. સંગ્રાહક : કુંવરજી

(આ સિવાય બીજા બે પ્રશ્નો ભાવી તીર્થંકરના સંબંધના અને ત્રણ પ્રશ્નો મોતીના સંબંધના અમે આ માસિકમાં પ્રથમ જુદા લેખ તરીકે મૂકેલા છે.)



# રાંડી રૂએ, માંડી રૂએ, સાત ધણીવાળી તો મોં પણ ન ઉઘાડે

આ વાક્ય ગ્રામ્યોક્તિ જેવું છે, પરંતુ તેમાં રહસ્ય ઘણું છે. આ વાત એક વિદ્વાન પુરુષ પોતાના લેખમાં કરી ગયા છે. તેમણે આ વાક્યનું રહસ્ય શોધવા અને તેનો ઉચિત આદર કરવા મને ગર્ભિત રીતે સૂચવ્યું છે.

આ વાક્યનો અર્થ એ છે કે—પૌદ્‌ગલિક વસ્તુને ખોઈ નાખનાર જે મનુષ્યો રાંડેલી સ્ત્રીની જેવી સ્થિતિમાં છે તે તો કાયમ ગયેલ વસ્તુ મેળવવાનો પ્રયાસ કર્યા કરે છે અને ગઈ તેનો ખેદ કર્યા કરે છે.

જે મનુષ્યને જરૂર પૂરતી પૌદ્‌ગલિક વસ્તુઓ મળી હોય છે તેઓ માંડેલી-પતિવાળી સ્ત્રીની સ્થિતિ જેવા છે. તેઓ માડેલ કહેવાય છે, પરંતુ મળેલ વસ્તુથી સંતોષ ન હોવાથી નવું નવું મેળવવાની ખટપટ કર્યા કરે છે એટલે તેમને પણ રૂદન કરતા જ જણાવ્યા છે.

ત્રીજી સ્ત્રી સાત પતિવાળી તે છે કે જેને સારો પતિ, પુત્ર, કુટુંબી, ઘર, ઘરેણાં, અન્ય માલ-મિલકત વિગેરે બધું મળ્યું હોય છે, છતાં તેને તેટલાથી તૃપ્તિ ન હોવાથી-તેની તૃષ્ણા બહુ જ વધી ગયેલી હોવાથી તે તો મોઢું જ ઉઘાડતી નથી. અર્થાત્ તે બીજા વધારે દ્રવ્યવાનોથી પોતાને અલ્પ ઋદ્ધિવાળી માને છે, એટલે તે તો એક ક્ષણ પણ મળેલ વસ્તુઓનો સંતોષ ન અનુભવતાં અસંતુષ્ટ-પણામાં જ જિંદગી પૂરી કરે છે. અન્ય સામાન્ય જનો કરતાં બહુ વિશેષ પ્રાપ્તિ થઈ હોય છે, છતા તૃષ્ણાના પ્રવાહમાં તણાયા જ કરે છે. તે કદાપિ સુખને અનુભવી શકતી નથી. આવા મનુષ્યો જગતમાં ઘણા હોય છે.

આ ત્રણે દૃષ્ટાંતો ઉપરથી સાર એ ગ્રહણ કરવા યોગ્ય લાગે છે કે—જ્યાં સુધી મનુષ્યમાં સંતોષવૃત્તિ આવતી નથી ત્યાં સુધી તેને પૌદ્‌ગલિક વસ્તુની પ્રાપ્તિ આનંદ આપી શકતી નથી. સંતોષી મનુષ્યો તો જેટલું મળ્યું હોય છે તેટલાથી સંતોષ માની આનંદ અનુભવે છે. કદી કોઈ કારણે તેનો વિયોગ થાય, પ્રાપ્ત થયેલ વસ્તુ વિણસી જાય તો તેને શોક થતો નથી. તે તો પુદ્‌ગલની સ્થિતિ સમજેલ હોય છે.

પૌદ્‌ગલિક પદાર્થો કદી એક સ્વરૂપમાં રહેતા જ નથી. તેમાં પૂર્ણ ગલન સ્વભાવ રહેલો છે. તેમ જ સડન, પડન, વિધ્વંસન એ પણ એનો ધર્મ છે, તેથી કદી લાંબો વખત એકસરખી સ્થિતિમાં રહેતા દેખાય તો પણ તે સ્વામી તો જરૂર બદલે છે. કાયમ માટે કોઈ પણ પૌદ્‌ગલિક વસ્તુ એકસ્વામીત્વમાં રહેતી નથી.

જુઓ, છ ખંડના સ્વામી થયેલા તે પણ ગયા ને છ ખંડના સ્વામી બદલાયા. નાનાં મોટાં રાજ્યના સ્વામીઓ બદલાયા. કેટલાક તો આયુષ્યને અંતે બધું છોડી ગયા અને પુદ્‌ગલનું તેવું સ્વરૂપ જાણેલ કેટલાક પોતાની મેળે છોડીને ચાલી નીકળ્યા.

ઉત્તમ પુરુષોનો સાચો માર્ગ આ જ હોય છે. કુંવરજી

# प्रश्नोत्तर

( પ્રશ્નકાર : ભાઇ દેવચંદ કરશનજી-રાધનપુર )

**પ્રશ્ન ૧**—સ્પર્શેંદ્રિય, ઘ્રાણેંદ્રિય ને રસેંદ્રિયનો વિષય નવ યોજનનો કહ્યો છે તેનો તાત્પર્ય શું સમજવો ?

**ઉત્તર**—એટલે દૂર રહેલી વસ્તુ સ્પર્શેંદ્રિયના વિષયમાં આવી શકે છે. તે વસ્તુના સ્પર્શની જીવને ખબર પડે છે. તેનાથી દૂર રહેલ વસ્તુ સ્પર્શેંદ્રિયના વિષયમાં આવી શકતી નથી. વળી તેટલે દૂર રહેલ વસ્તુના ગંધને ઘ્રાણેંદ્રિય ગ્રહણ કરી શકે છે, તેથી દૂર રહેલ વસ્તુના ગંધને ગ્રહણ કરી શકતી નથી. તેમ જ રસેંદ્રિય સાથે મળે તો તેટલે દૂર રહેલી વસ્તુનો સ્વાદ જીવ જાણી શકે છે. તેથી દૂર રહેલ વસ્તુના સ્વાદનો અનુભવ થઇ શકતો નથી. તે વસ્તુમાંથી સ્પર્શગુણ, ગંધગુણ ને રસગુણ મંદ પડી જવાથી તે કાર્યસાધક થતી નથી એમ સમજવું.

**પ્રશ્ન ૨**—તીર્થંકર ભગવંત સાક્ષાત્ હોય ત્યારે કઇ કઇ ને કેટલી આશાતના ટાળવી જોઈએ ?

**ઉત્તર**—ચોરાશી આશાતના વાંચતાં તે હકીકત સમજી શકાય તેમ છે.

**પ્રશ્ન ૩**—આચાર્ય મહારાજથી કેટલે દૂર રહીને લઘુનીતિ, વડીનીતિ કરવી કે જેથી તેમની આશાતના ન થાય ?

**ઉત્તર**—એનું પ્રમાણ ચોક્કસ બાંધી શકાય નહીં. એમાં તો વિવેકીઓએ વિવેક જાળવીને યોગ્ય લાગે તે પ્રમાણે કરવું.

**પ્રશ્ન ૪**—ફાનસમાં રાખેલ દીવાની ને છૂટા દીવાની ઉજેહી સરખી ગણાય ?

**ઉત્તર**—એમાં ઓછા-વત્તાપણું સંભવે છે; પરંતુ કેટલું ઓછું તે કહી શકાય તેમ નથી.

**પ્રશ્ન ૫**—શાલિવાહનના માટીના હાથી, ઘોડા સાચા હાથી, ઘોડા થઇ ગયા એમ કહેલ છે તે સંમૂર્છિમ તિર્યંચ પંચેંદ્રિય કહેવાય કે નહીં ?

**ઉત્તર**—મને તો એ દેવકૃત લાગે છે, સંમૂર્છિમ પણ નથી.

**પ્રશ્ન ૬**—ચારે નિકાયના દેવો ઉત્તરવૈક્રિય શરીર સાધિક લાખ યોજનનું કરી શકે ?

ઉત્તર—એ સંબંધમાં પ્રકરણકારે નિકાયને અંગે ભેદ પાડ્યો નથી, તેથી ચારે નિકાયના દેવો તેટલું કરી શકે એમ સમજાય છે.

**પ્રશ્ન ૭**—દરેક જાતિના દેવો ઉત્તરવૈક્રિય શરીર કરે તે કઇ શક્તિથી કરે ?

ઉત્તર—દેવગતિની સાથે જ એ શક્તિ પ્રાપ્ત થાય છે, તેને માટે જુદી શક્તિ કે લબ્ધિની પ્રાપ્તિ કહી નથી.

**પ્રશ્ન ૮**—દેવો જેટલાં રૂપો વિકુર્વે તે બધામાં તેના આત્મપ્રદેશો હોય ?

ઉત્તર—હોવા જ જોઇએ. તે વિના તે રૂપો કાર્ય કેમ કરી શકે ? પરંતુ આત્મપ્રદેશો અસંખ્યાતામાંથી એક પ્રદેશ પણ છૂટો પડતો નથી, તેની સળંગ લાર જ રહે છે.

**પ્રશ્ન ૯**—દેવો પોતાની શક્તિથી ઔદારિક વિકુર્વણા કરી શકે ?

ઉત્તર—ઔદારિક વિકુર્વણા કરી શકે. તે પણ બે પ્રકારની કરે. એક કાયમ રહી શકે તેવી અને બીજી અમુક કાળે વિસરાળ થઇ જાય તેવી તેમાં તેના આત્મપ્રદેશો ન હોય એમ સમજવું.

**પ્રશ્ન ૧૦**—કલ્પવૃક્ષ વાંચ્છિત આપે છે તે તેના સ્વભાવથી જ આપે છે કે તેમાં દેવશક્તિનો પ્રયોગ હોય છે ?

ઉત્તર—યુગળિકને વાંચ્છિત આપનાર દશ પ્રકારનાં કલ્પવૃક્ષો તો સ્વભાવે જ તે તે સ્વરૂપે પરિણમે છે. બીજાં કલ્પવૃક્ષોમાં દેવપ્રયોગ પણ સંભવે છે.

**પ્રશ્ન ૧૧**—શિયાળા વિગેરેમાં સાધુ-સાધ્વીને માથે કામળી રાખવાનો કાળ કહ્યો છે તે ન રાખે તો કયા જીવની વિરાધના લાગે ? સૂક્ષ્મની લાગે કે કેમ ?

ઉત્તર—બાદરઅપ્કાય જે તમસ્કાયમાંથી ખરે છે તેની વિરાધના લાગે. સૂક્ષ્મ એકેંદ્રિય જીવની વિરાધના તો થતી જ નથી; તેથી તે ન લાગે.

**પ્રશ્ન ૧૨**—ટેલિફોનમાં સંભળાય છે તે પુદ્ગળો કઇ વર્ગણાના છે ? તે સમશ્રેણીએ જ સંભળાય કે બીજે પણ સંભળાય ?

ઉત્તર—ટેલિફોનમાં સંભળાય છે તે પુદ્ગળો ભાષાવર્ગણાના હોય છે. તે વર્ગણાં બીજા ચોતરફ રહેલા પુદ્ગળોને પોતાથી વાસિત કરે છે તેથી બીજી બાજુ પણ સંભળાય અને દૂર પણ સંભળાય.

**પ્રશ્ન ૧૩**—અણાહારી દ્રવ્યોમાં રાખ ( રક્ષા ) કહી છે તે છાણાની જ સમજવી કે કાષ્ઠ ને કોલસા વિગેરેની પણ સમજવી ?

ઉત્તર—સર્વ જાતિની રાખ અણાહારી સમજવી.

**પ્રશ્ન ૧૪**—સૂતકવાળો મનુષ્ય સાધુને અડકી શકે ?

**ઉત્તર**—અડકી શકે. શરીરે અડવાથી સાધુને સૂતકની અસર થતી નથી.

**પ્રશ્ન ૧૫—ભરહેસરની** સજ્ઝાયમાં આપેલાં નામોવાળા જીવો સમકિતી અને મોક્ષગામી જ સમજવા ? મોક્ષગામી હોય તો કેટલે કાળે મોક્ષે જાય ?

**ઉત્તર**—એ બધા જીવોને સમકિતી ને મોક્ષગામી સમજવા. તેમાંથી કેટલાક તો તે ભવે જ મોક્ષે ગયેલા છે, બીજા પણ નિશ્ચે મોક્ષે જવાના, કેટલે કાળે જવાના તેનો નિર્ણય જાણ્યો નથી, પરંતુ સ્વલ્પ કાળ સંભવે છે.

**પ્રશ્ન ૧૬**—લબ્ધિઓ કયા કર્મના ક્ષયોપશમથી થાય છે ?

**ઉત્તર**—બધી લબ્ધિ એક જ કર્મના ક્ષયોપશમથી થતી નથી. તેના દરેક નામો સાથે તે સંબંધી વિચાર કરવાથી સમજી શકાય તેમ છે. કેટલીક જ્ઞાનગુણથી, કેટલીક ચારિત્રગુણથી અને કેટલીક તપગુણથી પ્રાપ્ત થાય છે.

**પ્રશ્ન ૧૭**—નિંદાના શબ્દો સાંભળવાથી ખેદ અને પ્રશંસાના શબ્દો સાંભળવાથી હર્ષ થાય છે તે શબ્દનો જ પ્રભાવ છે કે તેમાં બીજું કાંઇ કારણ છે ?

**ઉત્તર**—શબ્દ તો એક કારણ છે, પરંતુ ખાસ રતિઅરતિ મોહનીયકર્મ જ ખેદ ને હર્ષ ઉપજાવનાર છે, તેમ જ નવો બંધ કરાવનાર પણ છે.

**પ્રશ્ન ૧૮**—મનુષ્ય મટીને વિદ્યામંત્રાદિના પ્રયોગથી તિર્યંચ થાય છે તે ગર્ભજ મનુષ્ય જ થાય કે કેમ ?

**ઉત્તર**—ગર્ભજ મનુષ્ય જ થાય અને તે મનુષ્યગતિનું આયુષ જ ભોગવે.

**પ્રશ્ન ૧૯**—કેટલીક સ્ત્રીઓને મનુષ્ય બાળકને બદલે સર્પનો પ્રસવ થયાનું સંભળાય છે તેને ગર્ભજ મનુષ્ય કહેવો કે તિર્યંચ કહેવો ?

**ઉત્તર**—એને ગર્ભજતિર્યંચ જ કહેવાય, મનુષ્ય ન કહેવાય. આ પણ કર્મની વિચિત્રતાનું પરિણામ છે.

**પ્રશ્ન ૨૦**—મનુષ્યના સંબંધથી તિર્યંચણીને ગર્ભ રહે ? અને રહે તો તેને ગર્ભજતિર્યંચ કહેવો કે મનુષ્ય કહેવો ?

**ઉત્તર**—મનુષ્યના સંબંધથી તિર્યંચણીને ગર્ભ રહેવાનો સંભવ નથી.

**પ્રશ્ન ૨૧**—દર્શનાવરણીયકર્મ પ્રદેશોદયથી ભોગવાય કે કેમ ?

**ઉત્તર**—બધાં કર્મ પ્રદેશોદયથી ભોગવાય છે તેમ તે પણ ભોગવાય.

**પ્રશ્ન ૨૨**—દર્પણમાં મનુષ્યાદિકની છાયા પડે છે તે દર્પણનો પ્રભાવ સમજવો કે કેમ ? અને છાયા બધી વસ્તુની પડે કે કેટલીકની ન પણ પડે ?

ઉત્તર—એમાં દર્પણનો સ્વભાવ જ હેતુભૂત જાણવો. પ્રાયે યોગ્યદેશાવસ્થિત જડ, ચૈતન્ય દરેક વસ્તુની તેમાં છાયા પડે છે અને તે પૌદ્ગલિક છે.

**પ્રશ્ન ૨૩**—કલ્પાતીત દેવોનો કાળ શા કાર્યમાં વ્યતીત થાય છે? તેઓ ત્યાં રહેલા શાશ્વતચૈત્યમાં પૂજા કરવા જાય કે નહીં?

**ઉત્તર**—તેઓ પ્રાયે શય્યામાં સૂતા જ રહે છે અને તેનો કાળ ત્યાં રહેલા દ્રવ્યાનુયોગના શાશ્વત ગ્રંથો વાંચવામાં જ વ્યતીત થાય છે. શાશ્વતચૈત્યમાં તેઓ પૂજા કરવા જતા નથી, સ્વસ્થાને રહ્યા રહ્યા ભાવપૂજા કરે છે.

**પ્રશ્ન ૨૪**—ઉત્સર્પિણી, અવસર્પિણીમાં થતા તમામ તીર્થંકરોની કલ્યાણક તિથિઓ એક સરખી કહી છે તે પંદરે કર્મભૂમિ આશ્રી સમજવી કે કેમ?

**ઉત્તર**—પાંચ મહાવિદેહમાં ઉત્સર્પિણી, અવસર્પિણી કાળ જ નથી તેથી તેને આશ્રીને સમજવી નહીં, પાંચ ભરત ને પાંચ ઐરવત મળી દશ કર્મભૂમિ આશ્રી જ સમજવી તેમાં પણ ઉત્સર્પિણી ને અવસર્પિણીમાં થતા તીર્થંકરો આશ્રી ક્રમવ્યુત્ક્રમ સમજવો. એટલે ઉત્સર્પિણીમાં પહેલા તીર્થંકરની તિથિ તે અવસર્પિણીમાં છેલ્લા તીર્થંકરની સમજવી.

**પ્રશ્ન ૨૫**—એ બન્ને પ્રકારના કાળમાં થતા તીર્થંકરોમાં કઇ કઇ બાબતમાં સરખાપણું છે?

**ઉત્તર**—આયુષ્ય, શરીરમાન, વર્ણ, આંતરા વિગેરે સમાન છે. બીજી કઇ કઇ બાબતમાં સમાનતા છે તે તો બધી બાબતો વિચારવાથી કહી શકાય, બાકી સંઘયણ, સંસ્થાન વિગેરે તો એક સરખા જ હોય છે. તેમાં ક્રમવ્યુત્ક્રમ પણ સમજવાનો નથી.

**પ્રશ્ન ૨૬**—નવ ગ્રૈવેયક ને પાચ અનુત્તર વિમાનના દેવોને ચાર ધ્યાનમાંથી કયું ધ્યાન વર્તતું હોય?

**ઉત્તર**—પ્રાયે ધર્મધ્યાન જ વર્તતું હોય એમ સંભવે છે, કારણ કે તેમને ઇષ્ટવિયોગાદિ આર્ત્તધ્યાનનો સંભવ નથી. ગ્રૈવેયકમાં ઉત્પન્ન થયેલા મિથ્યાદષ્ટિને આર્ત્ત, રૌદ્રધ્યાન સંભવે છે.

**પ્રશ્ન ૨૭**—જીવે જે ગતિ બાંધી હોય તે ગતિનું જ આયુષ્ય બાંધે કે ફેરફાર બાંધે?

**ઉત્તર**—આખા ભવમાં અનેક કારણોને લઈને જીવ ગતિનામકર્મ તો ચારે પ્રકારનું બાંધે, પણ આયુ તો એક ગતિનું જ બાંધે અને તે ગતિમાં જાય ત્યારે તે ગતિનામકર્મ ઉદયમાં આવે બીજી ગતિના નામકર્મ બાંધ્યા હોય તે અબાધાકાળ પૂર્ણ થયે વર્તતી ગતિના નામકર્મમાં સંક્રમીને ઉદયમાં આવે.

**પ્રશ્ન ૨૮**—હેમચંદ્રાચાર્યના મસ્તકમાં મણિ હતો તે તેમના જન્મ સાથે જ ઉત્પન્ન થયેલો કે બીજા કોઇ કારણે ઉત્પન્ન થયેલો સમજવો ?

**ઉત્તર**—એ મણિની ઉત્પત્તિ તેમના જન્મ સાથે જ થઇ હતી, તેમાં બીજું કારણ સમજવાનું નથી. એ ઉત્તમ પુરુષનું મહત્ત્વ સૂચવે છે.

**પ્રશ્ન ૨૯**—ચારે નિકાયના દેવોમાં સામાનિક ને આભિયોગિક વિગેરે દેવો હોય છે તે તે જ નિકાયના સમજવા કે વ્યંતર નિકાયના સમજવા ?

**ઉત્તર**—તે તે નિકાયના સમજવા. વ્યંતરમાં વ્યંતરનિકાયના સમજવા

**પ્રશ્ન ૩૦**—શેરડીના રસથી બનેલા ગોળની ખાંડ જ ગોળવિગયનું નિવિયાંતું ગણાય કે બીજી વસ્તુથી બનેલી ખાંડ ને સાકર પણ ગોળવિગયના નિવિયાંતા તરીકે ગણાય ?

**ઉત્તર**—મારા ધારવા પ્રમાણે શેરડીના ગોળથી બનેલી ખાંડ અને સાકર જ ગોળવિગયના નિવીયાંતા તરીકે ગણાય.

**પ્રશ્ન ૩૧**—કાયોત્સર્ગમાં ગણાતા નવકાર ને લોગસ્સ સજ્ઝાયધ્યાનમાં ગણાય કે નહીં ?

**ઉત્તર**—એ પ્રતિક્રમણની ક્રિયાની અંતર્ગત હોવાથી તેનો સંબંધ છ આવશ્યક સાથે છે, બાકી પ્રતિક્રમણની ક્રિયા જ સજ્ઝાયધ્યાનરૂપ છે.

**પ્રશ્ન ૩૨**—પાક્ષિકસૂત્રની રચના ક્યારે થઇ છે ?

**ઉત્તર**—તેની રચના આવશ્યકસૂત્રની સાથે જ થયેલી છે.

**પ્રશ્ન ૩૩**—પ્રત્યેક વનસ્પતિકાયને જ પ્રત્યેકની સંજ્ઞા અપાય છે, બીજા જીવોને કેમ અપાતી નથી ?

**ઉત્તર**—વનસ્પતિના બે પ્રકાર હોવાથી સાધારણથી જુદા પ્રકારની હોવાને લીધે પ્રત્યેક વનસ્પતિને તે સંજ્ઞા આપેલી છે. બીજા જીવો માટે તેવા બે વિભાગ ન હોવાથી તેને પ્રત્યેક સંજ્ઞા આપવાની જરૂર નથી.

**પ્રશ્ન ૩૪**—ચૂનો નાખેલા પાણીનો કાળ પૂરો થયા પછી ફરી તે જ પાણીમાં ચૂનો નાખે તો કાળ વધે ?

**ઉત્તર**—ફરીને તેમા ચૂનો નાખવાનો જ નિષેધ છે; તેથી નાખવો જ નહીં.

**પ્રશ્ન ૩૫**—ધનંજયકોષમાં મત્સ્યને છ આંખો કહી છે તે બરાબર છે ?

**ઉત્તર**—એવા કોઇ મત્સ્ય હોય તો તે મારા જાણવામાં નથી.

**પ્રશ્ન ૩૬**—એકેક રોમે પોણા બબે રોગ કહ્યાં છે, તેના નામો શેમાં છે ? અને તેના અધિષ્ઠાયક કોઇ દેવ હોય છે ?

**ઉત્તર**—એનાં નામ લખાયેલાં જ નથી અને દરેક રોગના અધિષ્ઠાયક દેવ હોતા નથી.

**પ્રશ્ન ૩૭**—તેઇંદ્રિયમાં લીખ કહી છે તે ઉત્પન્ન થતાં જ ચાલે છે કે અમુક કાળ પછી ચાલી શકે છે ?

**ઉત્તર**—ઉત્પન્ન થયા પછી પર્યાપ્ત થાય ત્યારે એટલે અંતર્મુહૂર્તે ચાલી શકે છે.

**પ્રશ્ન ૩૮**—પુદ્‌ગળમાં વર્ણગંધાદિ બદલાય છે તે બધા બદલાય કે પ્રથમમાંથી કેટલાક રહે ને કેટલાક બદલાય ?

**ઉત્તર**—એનો નિરધાર નહીં. બાકી તો એકગુણના અનેકગુણ રસાદિ થાય છે. તદ્દન બદલાઈ જાય એમ કહેલ નથી.

**પ્રશ્ન ૩૯**—અભિગ્રહ પચ્ચખ્ખાણની સ્થિતિ કેટલી હોય ?

**ઉત્તર**—તેનું પ્રમાણ ન હોય. કાળપ્રત્યાખ્યાન નવકારશી વિગેરે છે તેનું જઘન્ય પ્રમાણ બે ઘડીનું કહ્યું છે. રાત્રિના પચ્ચખ્ખાણ માટે કાળનું નિયમન કહેલું નથી.

**પ્રશ્ન ૪૦**—તીર્થંકરના કેશ ને નખ વધતા નથી તેમ બીજા કોઇના વધતા નથી એમ કહ્યું છે ?

**ઉત્તર**—તીર્થંકરના કેશ ને નખ અતિશયના કારણથી વધતા નથી. તેમ યુગળિકના જગસ્વભાવે જ જન્મથી વધતા નથી, શોભીતા લાગે તેટલા હોય છે. ચક્રવર્તીના નખ ને કેશ માણરત્નના કારણથી વધતા નથી એમ લોકપ્રકાશાદિમાં કહ્યું છે. વળી આગળ ચાલતાં સ્ત્રીરત્નને પણ કેશ ને નખ વધતા નથી એમ કહ્યું છે, શોભીતા લાગે તેટલા જ રહે છે.

**પ્રશ્ન ૪૧**—તિર્યંચ ને મનુષ્ય સંબંધી ગર્ભવિચાર જણાવશો.

**ઉત્તર**—શ્રાદ્ધદિનકૃત્યવૃત્તિમાં કહ્યું છે કે-તિર્યંચણીને ગર્ભસ્થિતિ ઉત્કૃષ્ટ આઠ વર્ષની છે, મનુષ્યણીને બાર વર્ષની છે. આ કાર્મણાદિપ્રયોગજન્ય સમજવી. મનુષ્યણીનો ગર્ભ બાર વર્ષે ચ્યવીને પાછો ત્યાં ને ત્યાં ઉપજે તો બીજા બાર વર્ષ રહે તેની કાયસ્થિતિ ૨૪ વર્ષની કહી છે એક પુત્રને ઉત્કૃષ્ટા નવસો પિતા થાય એમ કહ્યું છે. પુરુષ ૭૫ વર્ષ પછી નિર્બીજ થાય છે. સ્ત્રી ૫૫ વર્ષ પછી ગર્ભ ધારણ કરતી નથી. આ સંખ્યા સો વર્ષના આયુષ્યને આશ્રી સમજવી

કુંવરજી

## સ્વપરદ્રવ્ય–વ્યાપાર

( ધાર તરવારની સોહલી દોહલી, ચૌદમા જિનતણી ચરણસેવા–એ રાગ )

પારકા દ્રવ્યનો, જેહ વ્યાપાર છે, તેથી તો લાભ ના થાય કાંઇ;
વ્યાજની વેઠ ને, ખર્ચની ખાડમાં, પ્રાપ્તિ તો સર્વ જાયે તણાઇ. પારકા૦ ૧
લેઇ પુદ્ગલ મૂડી, ભવ બજારે કૂડી, ખોટ વ્યાપાર તેં ખૂબ કીધો;
મૂળ થોડું લહ્યું, વ્યાજ બ્હોળું થયું, પ્રાંતમાં શૂન્યનો લાભ લીધો. પારકા૦ ૨
પારકી મૂડીએ, નિશ્ચયે બૂડીએ, એહ લોકોક્તિ છે સાવ સાચી;
તે જ ભવભ્રમણમાં, તે જ અનુભવનમાં, તેથી પર પુદ્ગલે રહે ન રાચી. પારકા૦ ૩
આત્મગુણવાસમાં, પ્રગટ નિજ પાસમાં, ઋદ્ધિ પરિપૂર્ણ તેં તો ઉલ્લંઘી;
મિથ્યામતિ પાશમાં, પારકી આશમાં, પારકા દ્રવ્યનો થઇ ઉમંગી. પારકા૦ ૪
નાભિ કસ્તૂરી વસે, તોય વિભ્રમવશે, મૃગ સમ દશ દિશે દૂર દોડે;
તેમ નિજ દ્રવ્યને, છોડી તું દોડીઓ, પારકા દ્રવ્યના દુષ્ટ કોડે. પારકા૦ ૫
આત્મગુણખાણના, પરમ નિધાનમાં, વિપુલ પોતાતણું ગુપ્ત ધન છે;
સદ્ગુરુ શોધીને, પામી સદ્બોધિને, ખોજ સંશોધી જો મુક્તિ મન છે. પારકા૦ ૬
જ્ઞાન–દર્શનતણી, મૂડી લઇ આત્મની, શુદ્ધ ચારિત્ર વ્યાપાર કર તું;
ઋણુ પર ફેડીને, ત્રોડી ભવ–બેડીને, મુક્તિનો લાભ સ્વાધીન ધર તું. પારકા૦ ૭
જગતજીવતારિણી, મોહ–તમહારિણી, જ્ઞાનીની વાણીએ એમ ભાખ્યું;
જાણી પરમાર્થને, સાધવો સ્વાર્થને, સત્ય મનનંદને નૂતન દાખ્યું. પારકા૦ ૮

ભગવાનદાસ મનસુખભાઇ મહેતા

---

**મીઠા મોંની મીઠાઇ** ( અનુસંધાન પૃષ્ઠ ૩૬૬ )

જો જન પામે પૂર્ણતા, તો ન કદી ફૂલાય;
પૂરણ ઘટ છલકે નહીં, અપૂર્ણ ઘટ છલકાય. ૧૪
પંડિતની લાતો ભલી, જે લાતે ઘર થાય;
મૂરખની વાતો વડી, જે વાતે ઘર જાય. ૧૫
પરનારીની પ્રીતમાં, લંપટ થઇ લોભાય;
જર જશ ને જોબન ખૂએ, એ મૂરખનો રાય. ૧૬
કરજ કરી ધન વાપરે, ફુલાવ્યો ફુલાય;
વળતી વિમાસણ કરે, એ મૂરખનો રાય. ૧૭
વિદ્યા પહેલી વય વિષે, બીજી વયમાં ધન;
ન ગ્રહ્યો ધર્મ ત્રીજી વયે, નિષ્ફળ ખોયું તન. ૧૮

કપુરચંદ ઠાકરશી

# ધર્મનું માહાત્મ્ય

**तद्वस्तु न त्रिलोके जिनधर्मात्तु भवेन्न यत्साध्यम् ।**
**तद्दुःखं नो किञ्चिद्-स्य विनाशो न जायते धर्मात् ॥ १ ॥**

સ્વર્ગ, મૃત્યુ અને પાતાલલોકની અંદર ઉત્તમમાં ઉત્તમ એવી કઈ વસ્તુ છે કે જે વસ્તુની સિદ્ધિ પરમાર્થી પુરુષે બતાવેલ ધર્મથી ન થઇ શકે? અથવા દુનિયામાં મોટામાં મોટું પણ એવું દુઃખ કયું છે કે જે દુઃખનો વિનાશ ધર્મથી ન થઇ શકે? અર્થાત્ સંપૂર્ણ દુઃખનો વિનાશ કરી સંપૂર્ણ સિદ્ધિને આપનાર ધર્મ જ છે, ધર્મ કરતાં બીજી કોઇ ઉત્તમ વસ્તુ નથી અને ધર્મ કરતાં વધારે કોઇનું સામર્થ્ય નથી. ધર્મનું માહાત્મ્ય અકથનીય છે.

**વિવેચન**—સાધારણ રીતે માણસને એવી શંકા થાય કે 'ધર્મ શા માટે કરવો જોઇએ? ધર્મનું એવું શું ફળ છે કે જેની આશાએ ઐહિક સુખનો ભોગ આપી ચારિત્ર આદિ શ્રમ ઉઠાવવો?' આનો ઉત્તર ઉપર આપવામાં આવ્યો છે. 'દરેક શુભ પ્રવૃત્તિનું ફળ દુઃખનો અસ્ત અને સુખનો ઉદય માનવામાં આવે છે. માણસ ખોરાક એટલા માટે લે છે કે ભૂખરૂપ દુઃખની નિવૃત્તિ થાય અને તૃપ્તિરૂપ સુખની પ્રાપ્તિ થાય. કડવી દવા એટલા માટે પીએ છે કે રોગના દુઃખની નિવૃત્તિ થતાં આરોગ્ય સુખનો ઉદય થાય. પૈસા મેળવવાનો પ્રયાસ એટલા માટે કરે છે કે દરિદ્રતારૂપી દ્રવ્ય-તંગીનું દુઃખ દૂર થતાં જોઈતી વસ્તુ મેળવી સુખી થઈ શકાય. ફળ બે પ્રકારનાં છે: તાત્કાલિક અને કાળાન્તરભાવી. ખોરાકનું ફળ પહેલા પ્રકારનું છે, કારણ કે ખોરાક લીધા પછી તત્કાળ ભૂખની નિવૃત્તિ અને તૃપ્તિ થાય છે. દવા અને પૈસા મેળવવાની પ્રવૃત્તિનું ફળ તેટલું તાત્કાલિક નથી, કેમકે આરોગ્ય અને પૈસાની પ્રાપ્તિ તત્કાળ ભાગ્યે જ થાય; બાકી કાળાન્તરે તો થાય છે. ખેડૂત જમીનમાં બી વાવે છે તેનું ફળ બે-ચાર મહિના પછી મળે છે. માળી ઝાડ રોપે છે તેનું ફળ વરસો પછી મળે છે અને રાયણ જેવા કેટલાંએક ઝાડોનાં ફળો તેના વાવનારાને નથી મળતાં, કિન્તુ તેની સંતતિને જ મળે છે. એવી જ રીતે શોધોના સંબન્ધમાં ઘણા શોધકો શોધનો પાયો નાંખી ખ્યાતિ મેળવ્યા સિવાય એમ ને એમ દુનિયા છોડી ચાલ્યા ગયા, તેની શોધનું પરિણામ બીજા જ માણસોએ મેળવ્યું છે, તેમ છતાં તેવી પ્રવૃત્તિ હજુ બંધ પડી નથી. આ જ તેઓની મહત્તાનું એક લક્ષણ છે. મહાન્ પુરુષો ઘણે ભાગે તાત્કાલિક ફળ કરતાં વિલંબે થતા ફળની કિંમત વધારે આંકે છે. મજૂરો દિવસના ફળનો જ વિચાર કરે છે, ત્યારે વેપારીઓ આખા વરસના ફળ ઉપર નજર ફેંકે છે. શોધકો એક શોધ પછવાડે આખી જિન્દગી પસાર કરે છે તો પણ ફળ માટે આતુર થતા નથી. તેઓની આશાનો, શ્રદ્ધા-વિશ્વાસ ઉપર પાયો નાંખેલો હોવાથી કાળાન્તરભાવી પણ સંગીન ફળવાળી પ્રવૃત્તિમાં તેઓ સતત મચ્યા રહે છે.

"समयं गोयम ! मा पमायए।" "कर्मण्येवाधिकारस्ते, मा फलेषु कदाचन।"

"અર્થાત્ કર્તવ્ય બજાવવામાં એક સમયનો પણ વિલંબ ન કરવો; કામ કરવામાં જ માણસનો અધિકાર છે, ફળનો નિર્ણય કરવાનો માણસને અધિકાર નથી."

આવા વાકયો ઉપર ભરોસો રાખી, ઐહિક લાલસાઓને તિલાંજલિ આપી, મુશ્કેલીભર્યાં ધાર્મિક કાર્યો બુદ્ધિમાન્ પુરુષો ઉઠાવે છે. માત્ર તાત્કાલિક ફળની જ શોધ કરનારા કદી પણ મહાન્ કાર્યો કરી શકતા નથી, તેમ મહત્પદ પણ મેળવી શકતા નથી. એટલા માટે ધર્મનું ફળ શું છે ? એ પ્રશ્ન કરનારે માત્ર તાત્કાલિક ફળ ઉપર નજર ન રાખવી, કિન્તુ કાળાન્તરભાવી અદૃશ્ય ફળ સુધી દૃષ્ટિ લંબાવવી જોઇએ. દૃશ્ય અને અદૃશ્ય ઉભય પરિણામનું અવલોકન કરવું, એ જ નિર્ણય કરવાની ખરી રીતિ છે. ધર્મનું ફળ જો કે તાત્કાલિક પણ છે, કેમકે ધર્મ કરનારને તત્કાળ જે હૃદયની શાન્તિ મળે છે, અશુભ કર્મની નિવૃત્તિ થાય છે, તે ધર્મનું તાત્કાલિક ફળ છે; પણ તે દૃશ્ય નથી, ચર્મચક્ષુથી જોવાય તેવું નથી, માત્ર પ્રજ્ઞાચક્ષુથી કે સ્વાનુભવથી જ ગમ્યમાન થાય છે. ધર્મનું ખરું ફળ અદૃશ્ય જ છે. ભવિષ્યમાં મળવાનું ફળ પણ વર્તમાનમાં તો અદૃશ્ય જ છે. તેમ છતા પણ તે ફળ સંકુચિત કે સ્વલ્પ નહિ પણ અત્યંત વિશાળ હોય છે. ધર્મ જે ફળ આપે છે તે ફળ બીજી કોઇ પણ વસ્તુથી મળી શકતું નથી. ફૂલની માળા–વસ્ત્ર–આભૂષણ–સ્ત્રી–પુત્ર–મિત્ર–દ્રવ્ય–વૈભવ વિગેરે સાધારણ પદાર્થોથી મળતા સુખની તો શી વાત કરવી ? પણ અસાધારણ પદાર્થો જેવા કે કામદુધા ગાય–ચિન્તામણિરત્ન–કલ્પવૃક્ષ–કલ્પલતા–પારસમણિ વિગેરે અલૌકિક વસ્તુઓ જે ફળ આપે તેની સાથે પણ ધર્મના ફળની સરખામણી થઇ શકે તેમ નથી, કારણ કે તે પદાર્થો જે ફળ આપે તે પૌદ્‌ગલિક, ઐહિક, દુઃખગર્ભિત, સ્વલ્પકાળસ્થાયી અને વિનાશી હોય છે. ધારો કે કોઇને ચિન્તામણિરત્ન મળ્યું; તેના પ્રભાવથી ખાન–પાન–વસ્ત્ર–આભૂષણ–મહેલ–બગીચા વિગેરે ચિંતિત પદાર્થો મળ્યા પણ તેથી શું ? તે માણસને મોત નહિ આવે ? તેનું શરીર રોગ અને જરાગ્રસ્ત નહિ થાય ? અશુભ કર્મોનો વિલય થઇને ચિત્તની પૂરેપૂરી પ્રસન્નતા થશે ? નહિ થાય. જરા–રોગ–મૃત્યુ–અશાન્તિ વિગેરે બધા ઉપદ્રવો ઉપલી વસ્તુઓની સાથે રહી શકે છે, જ્યારે ધર્મની સાથે તે ઉપદ્રવો રહી શકતા નથી. ધર્મ કાળાન્તરે જે ફળ આપે છે તે આત્મિક આનંદ છે, કે જે આનંદ અંત વગરનો શાશ્વત છે. તેની સાથે દુઃખનું મિશ્રણ હોતું નથી. અનેક જાતનાં દુઃખમાંનું કોઇ પણ દુઃખ રહેવા પામતું નથી. ધર્મથી મોક્ષની પ્રાપ્તિ થતાં જન્મ–જરા–મરણ–રોગ–શોક–આધિ–વ્યાધિ–પરતંત્રતા–ભય વિગેરે સર્વનો વિલય થઇ જાય છે. આ ફળ માત્ર એક ધર્મથી જ મેળવી શકાય છે. સ્વર્ગીય અને મોક્ષરૂપ ફળ ધર્મ સિવાય બીજી કોઇ વસ્તુથી મેળવી શકાતું નથી. એટલા માટે ધર્મના ફળ સાથે કોઇ પણ ફળની સરખામણી થઇ શકે તેમ નથી. ધર્મનું સંગીન અને સંપૂર્ણ ફળ ભલે આ ને આ જિંદગીમાં મળે નહિ, ભલે ભવાન્તરમાં તેની પ્રાપ્તિ થાય તો

પણ આવું ઉત્તમ અને સંગીન ફળ આપનાર ધર્મને માટે પૌદ્ગલિક વસ્તુનો સર્વથા ભોગ આપવો પડતો હોય તો પણ બહેતર છે. સર્વને ભોગે પણ ધર્મનો સ્વીકાર કરવો. ધર્મનું ખરી લાગણીથી પાલન કરવું-નસેનસમાં તેના પ્રવાહને વહેવા દેવો. હાડની મજ્જામાં પણ ધર્મનો રંગ લાગી જાય એટલે સુધી ધર્મની છાપ શરીર, મન અને આત્મા ઉપર પડવા દેવી. વળી કહ્યું છે કે—

दुर्गतिकूपपतता-मालम्बनमस्ति किं विना धर्मम् ? ।
तस्मात्कुरु प्रयत्नं, समयेऽतीते प्रयासवैफल्यम् ? ॥

**અર્થ**-હે ભદ્ર ! દુર્ગતિરૂપ કુવામાં પડેલા અથવા પડતા પ્રાણીઓને દુઃખમાંથી બચવા કે ઉપર આવવાને જો કોઈ પણ આલંબન હોય તો તે ધર્મ વિના બીજું કંઇ નથી. પૈસા-સત્તા-રાજ્ય-કુટુંબ કે બીજી કોઇ વસ્તુ સદ્ગતિમાં લઇ જનાર નથી. દુર્ગતિમાંથી કાઢી સદ્ગતિમાં કે મુક્તિમાં લઇ જનાર માત્ર ધર્મ જ છે, માટે હે ભવ્ય ! જ્યાંસુધી સમય અનુકૂળ છે ત્યાંસુધી ધર્મને માટે ગમે તે પ્રયત્ન કર. સમય હાથમાંથી ગયો તો પછી પ્રયાસ નિષ્ફળ થશે અને પશ્ચાત્તાપ કરતા પણ ફરી સમય નહિ મળે, માટે લાંબો વિચાર ન કરતાં વગરવિલંબે શુભ પુરુષાર્થ કર. ફરી પસ્તાવો કરવો પડે નહીં તેવી દરેક જાતની ગોઠવણ કર.

**વિવેચન**-ધર્મ શબ્દ ધૃ ધાતુ ઉપરથી બનેલો છે. તેનો અર્થ ધારણ કરવું-ટેકો આપવો થાય છે. " दुर्गतिं प्रपतत्प्राणिधारणाद्धर्म उच्यते । અર્થાત્ દુર્ગતિમાં પડતા પ્રાણીઓને ધરી રાખે છે, માટે ધર્મ કહેવાય છે. " **वत्थुसहावो धम्मो ।** " વસ્તુનો સ્વભાવ એ જ વસ્તુનો ધર્મ શાસ્ત્રકારે દર્શાવ્યો છે. સ્વભાવ વસ્તુને પોતાના સ્વરૂપમાં ધરી રાખે છે. દરેક વસ્તુ પોતાના સ્વભાવથી જો પતિત થાય તો ત્યાં અસ્તવ્યસ્ત-અવ્યવસ્થા થાય છે. પૃથ્વી-જલ-અગ્નિ-વાયુ-આકાશ-નદી-સમુદ્ર વિગેરે પદાર્થો પોતપોતાના સ્વભાવમાં રહે છે તો જ દુનિયાનો વ્યવહાર સુવ્યવસ્થિતપણે ચાલે છે, પણ જો તે વસ્તુઓ પોતપોતાના ધર્મને-સ્વભાવને મૂકી દે તો એક ઘડી તો શું પણ એક ક્ષણભર પણ જગત ટકે નહિ. પૃથ્વી સ્થિરતાનો સ્વભાવ છોડી કંપવા માંડે, સમુદ્ર ભરતી-ઓટના સ્વભાવને મૂકી પાણી ફેલાવા દે તો પ્રાણીઓની કેવી દશા થઈ પડે ? એવી જ રીતે આત્માનો સ્વભાવ ધર્મ સ્થિરતા-શાન્તિ-સમાધિ-જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપ છે. આ સ્વભાવથી આત્મા ઉચ્ચગામી થાય છે, એટલું જ નહિ, પણ જન્મ-મરણ રહિત થઈ મોક્ષમાં વિરાજે છે. તેથી વિપરીત-પુદ્ગળના સ્વભાવમાં પડી જાય અને પોતાના સ્વભાવથી પતિત બને ત્યારે ઉચ્ચગામી થવાને બદલે નીચગામી બને છે. સ્વર્ગ-મોક્ષને બદલે નરકગતિ તિર્યંચગતિરૂપ દુર્ગતિમાં પડે છે. આ વખતે દુર્ગતિમાં પડતા આત્માને બચાવવા ધર્મ સિવાય બીજું કોણ સમર્થ છે ? આ દુનિયામાં સદ્ગતિ અને સદ્વસ્તુઓ માત્ર ધર્મની શુભ છાયાના આશ્રયથી જ મળી શકે છે. तदुक्तम्:

धर्माज्जन्म कुले शरीरपटुता सौभाग्यमायुर्बलं।
धर्मेणैव भवन्ति निर्मलयशो विद्यार्थसंपत्तयः ॥
कान्ताराच्च महाभयाच्च सततं धर्मः परित्रायते।
धर्मः सम्यगुपासितो भवति हि स्वर्गापवर्गप्रदः ॥ १ ॥

અર્થ—ધર્મથી સારા કુળમાં જન્મ, નિરોગી શરીર, સૌભાગ્ય, લાંબી જિંદગી, બળ-સામર્થ્ય, નિર્મળ કીર્તિ, વિદ્યા, ધન અને સંપત્તિ મળે છે, અટવી-જંગલના વિષમ પ્રદેશમાંથી અને મોટી મુશ્કેલીઓમાંથી ધર્મ જ માણસને હમેશાં બચાવે છે; ધર્મની સારી રીતે આરાધના કરવામાં આવે તો સ્વર્ગ અને મોક્ષને આપનાર પણ તે ધર્મ જ છે. ઘણા લોકો કહે છે કે નીતિથી વર્તીએ તો બસ છે, ધર્મની શી જરૂર છે? આ કથન એકદેશીય છે. નીતિનો પાયો ધર્મ ઉપર છે. પાયા વિના ઈમારત ટકે નહિ તેમ ધર્મ વિના નીતિ ટકી શકેજ નહિ. નીતિ એ સુવ્યવસ્થા છે, પણ ઉપર જણાવ્યું તેમ ધર્મ વિના વ્યવસ્થા થઇ શકતી જ નથી અને પ્રાણીઓ પોતાના આત્માને સુસ્વભાવમાં રાખી શકતા નથી, તેથી જ લડાઇ, મારફાડ, લૂંટફાટ વિગેરે અમાનુષી કાર્યો થાય છે અને નીતિનો ભંગ થાય છે. સુસ્વભાવમાં તેઓ રક્ષિત થયેલ હોય અને ધર્મની છાયાના આશ્રય નીચે રહેલ હોય તો કદી પણ તેવાં કાર્યો થાય નહીં. નીતિ માત્ર ઐહિક સમાજસ્થિતિનું રક્ષણ કરે છે, જ્યારે ધર્મ ઐહિક અને પારલૌકિક ઉભય સ્થિતિ સુધારે છે. ધર્મ સમાજને સ્વચ્છંદ, અન્યાય અને અધર્મનાં કૃત્યોથી બચાવે છે અને અશુભ કર્મના હુમલામાંથી આત્માનું રક્ષણ કરે છે. નીતિશાસ્ત્ર પણ ધર્મના કાયદાને પહોંચી શકતું નથી ત્યારે જ્ઞાતિ અને સમાજના કાયદાની તો શી વાત કરવી? ધર્મને કોઈ પણ પહોંચી શકતું નથી. ઉત્તમમાં ઉત્તમ વસ્તુ જો કંઇ હોય તો તે માત્ર ધર્મ જ છે. આવા ઉત્તમ ધર્મને મેળવવાનો અને વધારવાનો જ્યારે સમય મળ્યો છે, દરેક અનુકૂળ સામગ્રી મળી છે, છતાં જો આલસ્ય, પ્રમાદ, વિકથા, નિન્દા, હિંસા, મૃષા, ચોરી, જારી, તૃષ્ણા, ક્રોધ, માન, માયા, લોભ, ઈર્ષ્યા, અસૂયા, કલેશ વિગેરે પાપો-દોષો સેવવામા વખત પસાર થાય તો તે એક મોટામાં મોટી ભૂલ થઈ ગણાય. આવી ભૂલમાં ન પડવા માટે ઉપસંહાર તરીકે કહેવામાં આવે છે કે "तस्मात् कुरु प्रयत्नं" હે ભદ્ર! તેટલા માટે તુ પ્રયત્ન કર. થાકયા કે કંટાળ્યા વિના મોક્ષના માર્ગમાં-ધર્મની સડક ઉપર સતત ચાલ્યા જ કર. લોકો શું કહે છે તેની જરા પણ દરકાર કર્યા વિના એ દિશાભિમુખ પંથ કાપતો જા. કહ્યું છે કે—

निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु, लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम्।
अद्यैव वा मरणमस्तु युगान्तरे वा, न्यायात्पथः प्रविचलंति पदं न धीराः॥ १॥

આ શ્લોકનો અર્થ વાચકે સ્વયમેવ વિચારવો.

મુનિ શ્રી વિદ્યાનંદવિજયજી

# વ્યવહાર–કૌશલ્ય

લેખક—મૌક્તિક

( ૧૬૮ )

**તમે શેઠ હો તો, કોઇ કોઇ વાર જરા અંધ થઈ જાઓ;**
**તમે નોકર હો તો, કોઈ કોઈ વાર બહેરા થઇ જાઓ.**

દુનિયા આપણી ઇચ્છા પ્રમાણે ચાલતી નથી, ઇચ્છા પ્રમાણે ચાલશે એમ માનવું એ અવલોકન તથા અભ્યાસની ખામી બતાવે છે જો જીવનને સુખી કરવું હોય તો સંયમની ચોક્કસ જરૂર રહે છે સંયમ રાખવામાં ઇચ્છાશક્તિ પર મોટો કાબૂ રાખવો પડે છે ધારો કે તમે શેઠ છો તમારા હાથ નીચે કારકુનો, મહેતાઓ કે ઘાટી રસોયા વિગેરે છે તમે તેમને જનાવર ધારો તો તેઓ તમારા મોડા કે વહેલા હુકમોને માને જ એમ તમે ધારો, એ જરા મોડો આવે કે તમે ધૂંવાપૂંવા થઇ જાઓ, એ જરા ન્હવીન કરવા જાય તો તમે તેને લાત લગાવો, એ રજા માગે તો તમે અકળાઇ જાઓ, એ ઘરે જાય તો તમે તેને વિના કારણે ઉજાગરા કરાવો છત્રીથી નોકરોને મારતા શેઠને મેં જોયા છે, ગાળો દેતા શેઠને મેં સાંભળ્યા છે, નોકરોને ગુલામ સરખા ગણતા શેઠોનો મને અનુભવ છે આમ ન શોભે આમ દુનિયા ન ચાલે, આમ વહેવાર ન નભે યાદ રહે કે નોકરને પણ જીવ છે, એને ઊર્મિ છે, એને મોજ માણવાની ઇચ્છાશક્તિ છે, એનામાં સત્ત્વ છે, એને જીવનવહનમાં કોઇ કોઇ સ્થાને અને સમયે ઉલ્લાસ ભોગવવાનો હક્ક છે એટલે જો તમારામાં મનુષ્યપણું હોય તો તેની ઊર્મિ, સગવડ અને સ્થિતિ સમજો અને કોઇ વાર હુકમનો અસ્વીકાર થાય તો આંખમીંચામણા કરતા શીખો એમાં તમે નિર્માલ્ય કે નકામા નહિ ગણાઓ એમાં મરવાળે તમે નોકર સાથે ઘરોબો સાધી શકશો, એમાં તમારા સર્વ ઉકળાટનું શમન થશે નોકર પણ અંતે માણસ છે એને સગા, ઘર કે સંબંધી છે એટલું યાદ રાખશો તો તમે માનવી મટી હેવાન થતા બચી જશો આટલું શેઠ પ્રત્યે

નોકરે મનુષ્યસ્વભાવની નિર્બળતા વિચારવી શેઠ કોઇવાર આકળા થઇ જાય તો તે તરફ બેદરકારી કરવી, પણ ગતાગવી નહિ શેઠ પોતાના અન્નદાતા છે એવી વૃત્તિ રાખવી અને એની નબળાઇનો કે મનોવિકારનો તેને બદલો આપવાને બદલે એની બાલિશતા પર દયા ખાવી

આ રીતે સંયમ કેળવવાથી શેઠ–નોકરની એકવાક્યતા થઇ જાય છે અને ઘર્ષણના પ્રસંગો ઓછા બને છે અહીં જીવી જીવીને કેટલું જીવવાના ? તો પછી શેઠ શું અને નોકર શું ? ઘણા શેઠને નોકર થતા જોયા છે અને કેંક નોકરો મોટરના માલેક થઇ મહેલાતોમાં માણતા દેખાય છે, માટે જનાવરપણું છોડી સભ્યતા શીખો અત્યારના જીવનકલહમાં ક્યારે અને ક્યાંથી ફટકો પડશે તે કહી શકાતું નથી, પેઢીઓ સુધી ગૃહસ્થાઇ કે નોકરી ચાલુ

રહેતા નથી, તો પછી ઉદ્ધતાઇ કેમ છાજે? આત્મસંયમ રાખી જીવનક્રમ સુધારવો એ પ્રથમ કર્તવ્ય છે. સામા તરફ સેવ્ય કે સેવક તરીકે ચીડાવા કરતાં જનસ્વભાવનો ઊંડો અભ્યાસ કરી પોતાની પ્રગતિ સાચા, સરલ અને વિશુદ્ધ માર્ગે કરવી એ તેમાંથી ફલિત થતું પશ્ચાત્ કર્તવ્ય છે. શેઠ હો કે નોકર હો, ગમ ખાતાં શીખો, **માનવી** થાઓ, જીવનની **અસ્થિરતા** સમજો અને ચારે બાજુએ ભજવાતાં નાટકને જુઓ. સંયમમાં કુશળતા છે, છૂટાં દ્વાર મૂકવામાં **મૂર્ખતા** છે.

---

"If thou art a master, be sometimes blind; if a servant, sometimes deaf." FULLER (22-3-39) E. N.

( ૧૬૯ )

**એકી સાથે એક વખતે એકથી:વધારે ચિંતા વેંઢારો મા. કેટલાકો તો ત્રેવડી ચિંતા કરે છે: ૧. ભવિષ્યમાં આવી પડશે એમ માની લે તે, ૨. ચાલુ ચિંતા હોય તે અને ૩. હવે પછી થવાની ગણતરી કરેલ તે.**

ચાલુ મૂંઝવણો ક્યાં થોડી છે કે ભવિષ્યની કલ્પનાઓ કરી નકામું દુર્ધ્યાન કરો છો? અત્યારના જીવનકલહો, સામાજિક સંઘર્ષણો, પૂર્વ-પશ્ચિમના સંમેલનજન્ય ગૂંચવણો અને પરિવર્તનકાળની મથામણો પૂરતી છે, એમાં વળી કલ્પનાઓદ્વારા કે ગણતરી કરીને શું થશે? એવી ચિંતા શા માટે કરો છો? નકામી ચિંતાનો અર્થ નથી કે પરિણામ નથી, ઊલટું કલ્પનાદ્વારા ચિંતા કરવાથી તો ચક્કરમાં ચઢી જવાય છે અને એનો કાંઇ તાગ કે છેડો આવતો નથી. એક સુંદર અંગ્રેજી લેખ હમણા જ વાંચ્યો. તેનો લેખક જણાવે છે કે:—'ચિંતા કરવાના બે હેતુઓ હોઇ શકે: કાં તો તમે **સફળ** થયા હો, અથવા તમારા મનોરથ સફળ થયા ન હોય. જો તમારા મનોરથ સફળ થયા હોય તો ચિંતા કરવા જેવું કાંઇ નથી. જો તમારા **મનોરથ** સફળ થયા ન હોય તો એ વાતની વિમાસણ કરવી ઘટે: કાં તો તમારી **તબીઅત** સારી હોય અથવા તમે માંદા હો. જો તમારી તબીઅત સારી હોય તો કાંઇ ચિંતા કરવા જેવું નથી. જો તમે **માંદા** હો તો એ વાતની વિચારણા કરવી ઘટે: કાંતો તમે સારા થઇ જશો અથવા તમે **મરી** જશો. જો તમે સારા થઇ જવાના હો તો કાંઇ ચિંતા કરવા જેવું રહેતું નથી. જો તમે મરવાના હો તો એ વાત વિચારવાની રહે: કાં તો તમે **સ્વર્ગે** જવાના અથવા નરકે જવાના. જો તમે સ્વર્ગે જવાના હો તો પછી કાંઇ ચિંતા કરવા જેવું રહેતું નથી. જો તમે સ્વર્ગે જવાના ન હો તો ત્યાં તમને તમારા એટલા જૂના મિત્રો મળશે કે એની સાથે હાથ-મિલાપન કે નમસ્કાર, જુહાર કરવામાં જ તમારો એટલો વખત પસાર થઇ જશે કે, તમને ચિંતા કરવાનો વખત જ નહિ રહે; માટે શા માટે ચિંતા કરો છો? (Why worry?)' આ પ્રમાણે વાત છે. ચિંતા, મૂંઝવણ કરવાથી કાંઇ વળતું નથી. એ તો 'પડશે એવા દેવાશે' એવી વૃત્તિ રાખી વર્તમાનનો વિચાર કરવો. 'આગે આગે ગોરખ જાગે.' એ વાતમાં દમ છે. ચિંતાથી લોહી સુકાય છે, વિચારસરણી નિર્બળ બને છે; કાર્યપ્રવાહમાંથી રસ ઊડી જાય છે અને

ખોટો વલોપાત થાય છે. અમુક આમ થશે કે પેલો આમ બોલશે-દુકાળ પડશે કે લડાઇ થશે-આવા વિચારો નકામા છે, મનને મુંઝવનારા છે, પ્રગતિના વિરોધક છે અને આડે રસ્તે ઉતારનારા છે. આવી ચિંતામાં કૈંક ગાંડા થઇ ગયા છે, કેટલાકે આપઘાત કર્યા છે અને કેટલાક વગર મોતે નાની વયમાં ચાલતા થઇ ગયા છે. ચિંતા કે મૂંઝવણ કરવી તે જ નકામી વાત છે, ભવિષ્યની ચિંતા અને કલ્પનાનાં જાળાં તો તોડવાં જ ઘટે. ચિંતાને ચિતા સમાન કહી છે, એનાથી ચાતુર્ય ઘટે છે અને ખોટી દુર્બળતા પ્રાપ્ત થાય છે. કુશળ માણસ વર્તમાનને ધન્ય માને, આવી પડે તે આનંદથી વેઠી લે, ભવિષ્ય તેની પોતાની સંભાળ કરી લેશે એમ ધારે અને અહીં કોઇ અમરપટો લખાવીને આવેલ નથી એમ માની નિજાનંદમાં ગુલતાન રહે.

---

Never bear more than one trouble at a time. Some people bear three kinds—all they ever hope, all they have now and all they expect to have. (19-1-39) E

( ૧૭૦ )

**તમારા ઘરમાં, તમારા કામમાં, તમે જ્યાં જાઓ**
**ત્યાં અને જે કરો તેમાં હમેશાં સારું શોધો.**

**અને ખાસ કરીને તમે માણસોને મળો તેમાંથી સારું શોધી કાઢો.**
**કોઈ મૂર્ખ પણ ખરાબ તો શોધી શકે છે, ભૂલ કાઢી શકે છે.**
**તમે સારું શોધવાનું શીખો, કઢંગા કામની પાછળ સારી મુરાદો શોધી કાઢો.**

આ લંબાણ વાક્યની પાછળ અતિ ઉન્નત ભાવના છે. એનો ભાવ સમજવામાં જરા પણ મુસીબત પડે તેવું નથી. એને માટે એક પ્રખર તત્ત્વજ્ઞાનીએ કહ્યું છે કેઃ-

૧. નિર્ગુણ તે ગુણવંત ન જાણે, ગુણવંતના ગુણ દોષમાં તાણે;
૨. રાગ ધરીજે જ્હાં ગુણ લહીએ, નિરગુણી ઉપર સમચિત્ત રહીએ;
૩. આપ ગુણી તે વળી ગુણરાગી, જગમાં તેહની કીરતિ ગાજી.

સાચો સજ્જન તો ગુણ જોઇ રાજી રાજી થઇ જાય છે, એ ગુણ પર વારી જાય છે, એ ગુણ ઉપર રીઝ઼ા થઇ જાય છે, એ ગુણીને ઓળખી તેટલા પૂરતું તેનું સન્માન, તેની કદર અને તેની પ્રશંસા કરે છે. એ દેખીતા કઢંગા-રેઢમેળીઆ કે અવ્યવસ્થિત કામની પાછળ પણ કાંઇ સારો હેતુ હશે એમ ધારી તેની શોધમાં પડી જાય છે. એ માને છે કે કોઇ માણસ ખૂરી દાનતથી કામ કરતો હોય એમ ધારીને શા માટે ચાલવું ? કાગડો વિષ્ટાને શોધે છે, હંસ મોતીને શોધે છે, તેમ સજ્જન સારું જ શોધે છે; જ્યારે સામાન્ય વ્યક્તિ દરેક ઠેકાણે દંભ, ખટપટ, જુઠાણું, અપ્રમાણિકપણું જુએ છે. સારો માણસ ઢીલો હોય છે, ખરાબને આખી વાતમાં બદચાલ, વેરઝેર કે દ્વેષનો જ ખ્યાલ આવે છે.

માટે દરેક કામમાંથી સર્વોત્કૃષ્ટ હોય તેને શોધો, દૂષણમાંથી પૂરા શોધવાની વૃત્તિ ન રાખો, પણ મરેલ કુતરાના દુર્ગંધી શરીરમાં રહેલ સરખી ને શ્વેત દાંતની પંક્તિ જોઇને તેની પણ પ્રશંસા કરતાં શીખો. જે શોધશો તે મળશે. સંસારસમુદ્રમાં અમૃત પણ છે અને ઝેર પણ છે, પણ આપણે કયા ભવ સારુ ઝેરની શોધ કરવી ? ઘરનાં કે બહારનાં માણસો સાથેના વ્યવહારમાં, પોતાના કામમાં કે સામાની વિચારણામાં, બોલવામાં, બેસવામાં, દોડવામાં કે ખેલવામાં સર્વત્ર સુંદર સર્વોત્કૃષ્ટ શોધો, રત્નો શોધશો તો રત્ન મળી આવશે. દુનિયા વાંઝણી નથી, આપણો પડછાયો સામે કે પડખે પડે છે. સામાના ઇરાદાની શંકા ઉઠાવવી કે અછતાં આળ કોઇ પર ચઢાવવાં–એ પોતાની લઘુતા કે અલ્પતા બતાવે છે. પોતે ગુણવાન હોય તે પારકાના ગુણને પારખી શકે છે. ઝવેરાતની સાચી પરીક્ષા ઝવેરી જ કરી શકે. ગુણી હોય તેજ ગુણને ઓળખે. સાચી સેવા મેળવવાના આ માર્ગ છે, આત્મ ઉન્નતિનો આ ધોરી રસ્તો છે અને કદાચ કોઇ વાર એ સીધા માર્ગે ગોથું પણ ખાઇ જવાય કે લપસી જવાય એમ જરા વખત માટે લાગે, તો પણ એને પરિણામે પવિત્ર ગંગાના વિશુદ્ધ પ્રવાહમાં પાત થાય છે અને તે પણ પુણ્યની નિશાની છે એમ સમજવું. સાચો ગૃહસ્થ સર્વ કાર્યમાં, વ્યવહારમાં કે વાતચીતમાં સોનું જ શોધે અને સોનામાં રાચે–એમાં જ ખરું કૌશલ્ય છે.

---

"Always look for the best–in your home, at work, wherever you go and in all you do. And most of all look for the best in the people you meet. Any fool can see the worst. Any fool can find fault. Learn to see the best, to dig out the good intentions behind a clumsy deed."

(13-4-39) E. N.

## શ્રી શ્રાદ્ધદિનકૃત્યની મોટી ટીકામાં દશ પ્રકારના પુત્રો જણાવ્યા છે.

૧ આત્માથી થયેલ તે આત્મનઃ
૨ દેવરાદિથી થયેલ તે ક્ષેત્રજ
૩ પુત્રપણે આવેલો તે દત્તક
૪ વિનયથી શિક્ષણ અપાયેલો અથવા પંડિત કરેલો તે વિજ્ઞક
૫ વાચાળપણે ખુશામત કરીને પુત્રપણાને અંગીકરે તે મૌખર
૬ પુત્રની જેમ સ્નેહથી હૃદયમાં પ્રિય લાગે તે ઔરસ
૭ શૂરવીર માણસે શૂરવીરપણાના આચરણવડે શૂરવીરને પુત્રપણે સ્વીકાર્યો હોય તે શૌંડીર
૮ ભોજનાદિવડે પોષણ કરાયેલો તે અનાથ
૯ માનતાથી થયેલો તે ઔપયાચિત અથવા સેવા કરનારને પુત્રપણે સ્વીકારેલો તે ઔપપાતિક
૧૦ મુનિનો અંતેવાસી તે શિષ્ય

## સામાયિક, પ્રતિક્રમણ ને નમુકારસહીનો જઘન્ય કાળ

૧ સામાયિકનો જઘન્ય કાળ એક મુહૂર્તનો એટલે બે ઘડીનો
૨ પ્રતિક્રમણ સામાયિક લઇને જ કરાય છે, તેથી તેનો પણ જઘન્ય કાળ ૪૮ મિનિટનો ( ત્યાર અગાઉ પ્રતિક્રમણ પરાય નહીં. )
૩ નમુકારસહીના પચ્ચખ્ખાણનો જઘન્ય કાળ સૂર્યોદય પછી ૪૮ મિનિટનો. ત્યાર અગાઉ પચ્ચખ્ખાણ પરાય નહીં.

# અક્ષરમાલા

## ( ૪ ) ઉ, ઊ

ઉતાવળે આંબા ન પાકે.
કૂતરાની પૂંછડી જમીનમાં દાટો તો ય વાંકી ને વાંકી જ રહે.
ખુશમિજાજ સહુને ગમે છે.
ગુણનો આદર સર્વત્ર થાય છે.
ઘૂવડ દિવસે ન દેખે એમાં સૂર્યનો શું દોષ?
ચૂપ રહેવાથી મૂર્ખતા પ્રગટ થતી નથી.
છૂટું મૂકેલું મન વિચારતરંગને ઘોડે ચઢી દોડે છે.
જૂનું તે સોનું. ( Old is gold. )
ઝુકાવનાર હોય તો દુનિયા જરૂર ઝુકી પડે છે.
ટકડો ફેંકવાથી શ્વાન પણ પૂંછડી પટપટાવે છે.
ઠૂમરી–ખમાચ–કેદારો ઇત્યાદિ રાગોનું જ્ઞાન મનુષ્યને જરૂરી છે.
ડુક્કર ઉત્તમ વસ્તુને છોડી વિષ્ટાને ખાવા ઇચ્છે છે.
ઢૂકડેથી મળે તો આઘે ન જવું.
તુષ્ટમાન થયે ફળ ન મળે અને રુષ્ટ થયે કાંઇ હરી ન શકે તેવા મનુષ્યની તુષ્ટતા કે રુષ્ટતા શું કામની?
થૂંક્યું ગળાતું નથી.
દૂધનો દાઝેલ છાશ પણ ફૂંકીને પીએ છે.
ધૂળની પણ કોઇ પ્રસંગે જરૂર પડે છે.
નુકસાન ખમીને પણ સજ્જનો કલહ થવા દેતા નથી.
પુરુષનું ભાગ્ય, સ્ત્રીનું ચરિત્ર અને રડતા બાળકના કારણની ખબર પડતી નથી.
ફૂલ જેવી સુકુમાર સતીઓ પ્રસંગે વજ્ર જેવી દૃઢ બને છે.
બુભુક્ષિત માણસ કયું પાપ કરવા નથી પ્રેરાતો?
ભુજાબળે પૂર્વના ક્ષત્રિયો રાજ્ય લેતા હતા.
મૂળ વિના શાખા કયાંથી હોય? ( मूलं नास्ति कुतः शाखा? )
રૂણ સહિતનું જીવતર દુ:ખદાયક છે.
લૂણ વિનાનું ભોજન વ્યર્થ છે, અતિ લૂણવાળું ભોજન પણ વ્યર્થ છે.
શુશ્રૂષાનો મહાગુણ કોઇકમાં જ વિકસેલો હોય છે.
સુકવિતા અને સુકાન્તા કોઇકને જ લભ્ય થાય છે.
હુક્કાનું સ્થાન વર્તમાનમાં બીડીએ લીધું છે.
ક્ષુધાતુર મનુષ્યનાં બળ અને તેજ હણાઇ જાય છે.



## ( ૫ ) એ

એકલા આવ્યા છીએ ને એકલા જવાનું છે.
કેળાની છાલ પતન કરાવવામાં કુશળ છે.
ખેડૂત જગતનો તાત ગણાય છે.
ગેલ કરતું બાળક કોને ન ગમે ?
ઘેરઘેર માટીના ચૂલા હોય છે.
ચેતતા નર સદા સુખી.
છેતરનાર જ આખરે છેતરાય છે.
જેલ પણ ભાગ્યવાનને મહેલમાં પરિણમે છે.
ઝેર પણ ભાગ્યશાલીને અમૃત સમ બને છે.
ટેવ પડી હોય તેને ટાળવાનો ઉપાય બહુ દુષ્કર છે.
ઠેસ લાગવાના નાના નિમિત્તથી પણ કયારેક મૃત્યુ નીપજે છે.
ડણ( ડાકણ )ને મોઢે ડેણ ( ડાકણ ) ન કહેવી.
ઢેઢ આદિ જાતિથી ચાંડાળ છે, પણ કર્મચાંડાળ તેથી પણ ભૂરો છે.
તેરનો આંક પશ્ચિમના દેશોમાં ખૂબ અપશુકનિયાળ ગણાય છે અને આપણે ત્યાં સારો ગણાય છે.
થેલીનું મોં પહોળું રાખો તો જગત દાસ થતું આવશે.
દેવાદારને સ્વપ્ને પણ શાંતિ ક્યાંથી સંભવે ?
ધેનુ–ગાય એ જનેતા સમાન ગણાય છે.
નેળના ગાડાં નેળમાં રહેતાં નથી.
પેગડે પગ ને બ્રહ્મ ઉપદેશ થઇ શકે નહીં.
ફેશનના ફંદથી અનેક અનિષ્ટો ઉપજ્યાં છે.
બે બૈરીનો પતિ સુખે સૂતો નથી.
ભેળા થઇ વણાએલા તાંતણાઓ રજ્જુ( દોરડા )રૂપે થઈ હસ્તિને પણ બંધન કરે છે.
મેલી રમત એ આજકાલના રાજનીતિજ્ઞોનું બળવાન શસ્ત્ર છે.
રેતીમાં નાવ ચલાવવામાં ખૂબી છે. ( પાણીમાં તો સૌ ચલાવે છે. )
લેભાગુ વૈદ્ય, વકીલ અને વ્યાજખાઉ વેપારી આદિથી બચવામાં સાર છે.
વેરથી વેરની વૃદ્ધિ થાય છે, પ્રેમથી વેર શાંત થાય છે.
શેર ઉપર સવાશેર પણ હોય છે.
સેકેલ પાપડ પર પાટુ મારવામાં શું બહાદૂરી છે ?
હેયોપાદેય–છોડવાનો અને ગ્રહણ કરવાનો વિવેક જરૂરી છે.
જ્ઞેયપણું–જાણપણું જગતમાં બહુ દુર્લભ છે.

રાજપાલ મગનલાલ વહોરા

# પ્રભાવિક પુરુષો

## ચેડા મહારાજા

( ૯ )

ચેટક મહારાજાને માર્ગમાં પ્રભુશ્રી મહાવીરદેવનાં વચનો વારંવાર યાદ આવવા માંડ્યાં અને એ ઉપર તેમણે પુષ્કળ વિચારણા કરી. ઉપાડવા ધારેલો મગધ-રાજ સાથેનો સંગ્રામ એમાં અગ્ર ભાગ ભજવી રહ્યો. એના નિમિત્ત કારણ સમી સુજ્યેષ્ઠા સંસાર ત્યજી જવાનો નિરધાર કરી ચૂકી છે અને પુત્રી ચેલણા તરફથી પણ કંઇ સમાચાર નથી. તેણીએ મગધેશને રાજીખુશીથી સ્વામી તરીકે સ્વીકારેલ છે કે તેણીના પર સ્વામીત્વપણું બળજબરી-થી લાદવામાં આવ્યું છે એ સંબંધી પણ કંઇ હેવાલની પ્રાપ્તિ થઇ નથી. એવા સંદિગ્ધકાળમાં સમાનધર્મીનો જેની સાથે નાતો છે એવા એક આગેવાન રાજવી પર હલ્લો લઇ જવો એ કયાં સુધી લાજિમ છે એ પણ ખાસ વિચારવાનું છે.

આમ વિચારમગ્ન દશામાં જેનું મન પૂર્ણપણે લીન થયેલ છે એવા મહારાજા ચેટકે મહાલયના આંગણામાં પગ મૂકયો ત્યાં એક પ્રતિહારીએ આવી ખબર આપ્યા કે 'મગધદેશમાંથી એક સંદેશવાહક આવી આપ સાહેબને મળ-વાની માર્ગપ્રતીક્ષા કરી રહેલ છે. આપ સાહેબ ઉદ્યાનમાં દેવવંદનાર્થે સિધાવ્યા હોવાથી અને પાછા આવતાં આપશ્રીને વિલંબ થશે એમ ધારી મેં તેને અતિથિ-ગૃહમાં ઉતારો આપી આવશ્યક કાર્યોથી પરવારી લેવાની સર્વ સગવડ કરાવી દીધી છે. એની સાથેની વાત પરથી સમજાય છે કે તે રાજગૃહીથી ત્વરિત ગતિએ કૂચ કરી આવેલ છે અને મહામંત્રી અભયકુમારના પત્ર ઉપરાંત રાજકુમારી ચેલણા બહેનનો પત્ર પણ લાવેલ છે.'

અહા ! પુણ્યશ્લોક પરમાત્માની આહ્‌લાદકારી વાણીના શ્રવણ પછી મારા અંતરમાં કોઇ અનોખો પ્રકાશ પથરાઇ રહ્યો છે. એક પછી એક સમાચાર પણ એ પ્રકાશને વધુ સતેજ કરે તેવા મળ્યે જાય છે. મારો પુન્યપુંજ હજુ તદ્દન ખલાસ નથી થઇ ગયો. મારે એમાં સુકૃતસંખ્યા વધારી ઉમેરો કરવો જરૂરી છે. પ્રભુ-દેશનાનો પણ એ જ ધ્વનિ છે. આમ આંત-રિક વિચારણામાંથી જાગી જઇ અનુચરને આજ્ઞા આપી કે 'મધ્યાહ્ન પછી, ભોજન-કાર્યથી પરવાર્યા બાદ થોડોક આરામ લઇને, તેમને અંતઃપુરના મસલતગૃહમાં તેડી લાવજે.'

જ્યાં ભાણા પર બેસી આ સમાચાર ચેટક ભૂપ, સતી દેવીને જણાવે છે ત્યાં સંગ્રામનો ભય નષ્ટ થવાની જાણે પૂર્વથી જ આગાહી ન થઇ હોય તેમ એમણે કહ્યું કે–'મહારાજ ! હું તો શરૂથી કહેતી આવી છું કે આ બનાવ પાછળ રક્ત-સરિતા વહેવડાવવાનું કંઇ જ પ્રયોજન નથી.'

ભોજનકાર્યથી પરવારી, જરૂરી આરામ લઇ, જ્યાં મહારાજા તેમ જ મહારાણી સુજ્યેષ્ઠાકુમારી સહિત મસલત-ગૃહમાં પધારે છે, ત્યાં ચોપદાર મગધથી આવેલ અતિથિને માનપૂર્વક હાજર કરે છે. એ દંડવત્ પ્રણામ કરી, હસ્ત જોડી પોતે આણેલ સંદેશ-પત્રો મહારાજા ચેટક સમક્ષ રજૂ કરે છે.

"જ્ઞાતપુત્ર શ્રીમહાવીર દેવના પરમ ઉપાસક, ગણરાજ્યનભોમણિ વૈશાલાપતિ મહારાજા ચેટકરાજની સેવામાં. મગધ દેશના પાટનગર રાજગૃહીના સ્વામી ભંભાસારપુત્ર અભયના હાર્દિક નમસ્કાર.

આપશ્રી સાથે પ્રત્યક્ષ પરિચય નથી. પત્રથી મળવાનો પણ આ પ્રથમ પ્રયાસ છે અને તે સકારણ છે. જેને આપ સહિત જનતાનો મોટો ભાગ એક અપહરણ માને છે એ ખરી રીતે અપહરણ નથી, પણ એક પ્રણય-કિસ્સો છે અને ધર્મ-નીતિના કાંટે તોળવામાં આવે કે ક્ષાત્રધર્મના નિયમ પ્રમાણે ચકાસી જોવામાં આવે તો એમાં અજુગતું કંઇ જ નથી. એનો સવિસ્તર હેવાલ માતુશ્રી ચેલણાના પત્રમાંથી મળશે. મારે આપશ્રીને એક જ વાત વિદિત કરવાની છે કે આ સારાયે બનાવમાં મેં જો કે પ્રત્યક્ષપણે ભાગ લીધો નથી, છતાં સાચી રીતે એનો કરવૈયો હું જ છું, એટલે એમાં જે કંઇ દોષયુક્ત જણાય તેની જવાબદારી મારે શિર આવે છે; પણ મારી દૃષ્ટિએ મારું કાર્ય મને તો નિર્દોષ જણાય છે. એક તરફ પરમાત્મા શ્રીવર્ધમાનના આપ જેવા અનન્ય ઉપાસકને, કુલીનતાના આંકડા મૂકતા જોયા, બીજી તરફ કુમારી સુજ્યેષ્ઠાના કલામય ચિત્રદ્વારા પિતાશ્રીને વિહ્વળ બનેલા નિરખ્યા. વીતરાગના અદના સેવક તરિકે આ વિરુદ્ધ દશામાં ગતિવંત થયેલો પ્રવાહ સાંધવામાં મને યુદ્ધ અને એની પાછળ હજારોનો રક્તપાત વાસ્તવિક ન લાગ્યો. વળી પિતાશ્રીનો પ્રેમ બળવત્તર હોય, છતાં જો સુજ્યેષ્ઠા પોતે પસંદ ન કરતી હોય, તો પિતાશ્રીની લગની એકપક્ષી લેખાય અને નૈતિક ધોરણે પણ નકામી ગણાય. એ સર્વનો ઊકેલ આણવા આપના પાટનગરમાં-આપના જ મહેલની સમીપમાં-સૌગંધિકના સ્વાંગમાં હું એક જાણીતા વેપારી તરીકે વસ્યો. આપની પુત્રી સુજ્યેષ્ઠાકુમારીનું દાસી મારફતે મન પારખ્યું અને તેણીની સંમતિપૂર્વક ઉભય પ્રેમીઓનો મેળાપ થાય, રક્તનું ટીપું પડે નહીં, વૈર ઉદ્‌ભવે નહીં-એવા ઉમદા દૃષ્ટિબિન્દુથી કળથી કામ લીધું. સુરંગની યોજનાનો નિર્માતા હું જ છું. પ્રચ્છન્નપણે કામ કરવાના ગુના બદલ નસિયત મને જ થવી ઘટે. સુજ્યેષ્ઠાકુમારીને મેં નજરે જોયાં નથી, છતાં તેમનું ચિત્ર તો હું પિતાશ્રી પાસેથી લાવ્યો હતો; પણ ચેલણાકુમારીને તો મેં નજરે જોયાં, એટલે ઉભયના ચહેરામાં એટલું બધું મળતાપણું છે કે ભલભલો ચતુર પણ ભુલામણીમાં પડી જાય. આ કિસ્સામાં પણ તેવું જ બનવા પામ્યું

છે. ગોઠવણુ પ્રમાણે કાર્ય જલદી અને વખતસર ઉકેલવાનું હતું. જો કે એ મુજબ ઉભય પક્ષોએ કામ કર્યું, પણ સુજયેષ્ઠાકુમારીનું અલંકાર લેવાના મિષે પાછા ફરવું અને મારા પિતાશ્રીનું ચેલણાકુમારીને સુજ્યેષ્ઠા કલ્પી રથ ઉપાડવો–આ બનાવ એવી રીતે બની ગયો છે કે એમાં કોઇની ભૂલ શોધવા કરતાં કુદરતની કરામત તરીકે એની નોંધ લેવી વાસ્તવિક છે. અચાનક રીતે ચેલણાકુમારીને ઉપાડી લાવ્યા, અંગરક્ષકોની આહુતિ અપાઇ, માટે લગ્ન કરી લેવા–એવું પિતાશ્રીનું કે મારું મંતવ્ય ન હોતું જ. આપની માફક અમારાં હૃદયમાં પણ શ્રી જ્ઞાતપુત્રનાં કિમતી વચનો સ્થાન પામ્યાં છે. ધર્મ–અધર્મનો વિવેક અમને પણ છે. ચેલણાકુમારીએ સર્વ વૃતાન્ત જાણી જ્યારે પોતાની ખાસ ઇચ્છા દેખાડી ત્યારે જ પ્રેમસૂત્રની ગાંઠ બંધાઇ છે. તેમનો આ સાથેનો પત્ર એ વાત જણાવશે, આજે મારા અંતરમાં મારી જનેતા કરતાં પણ તેમનું સ્થાન અનોખું અને અદ્વિતીય છે. મારા માતુશ્રી જેટલું જ બહુમાન તેઓ સાવકી મા હોવા છતાં હું તેમના પ્રતિ ધરાવું છું, અને એ ભાવના મને તેઓની વિચક્ષણતા અને સ્નેહવૃત્તિમાંથી સહજ ઉદ્ભવી છે.

આ પત્ર કેવળ વસ્તુસ્થિતિનું સાચું બયાન રજૂ કરવા પૂરતો લખ્યો છે. એ આપશ્રીને કોઇ રીતે બંધનકર્તા નથી જ.

" સેવક અભયના દંડવત્ પ્રણામ "

"પૂજ્ય પિતાશ્રી, વહાલી માતુશ્રી, ભગિની સુજયેષ્ઠા આદિ સ્વજન વર્ગની સેવામાં.

રાજગૃહીનગરીથી લિ૦ આપની નાની પુત્રી ચેલણાના બહુમાનપૂર્વક નમસ્કાર અવધારશો. આપ વડીલની આજ્ઞા સિવાય મેં જે પગલું ભર્યું છે તે મારી દૃષ્ટિએ ભૂલભર્યું નથી, છતાં આપની નજરે દોષયુક્ત જણાય તો તે માટે આપ સર્વની-ખાસ કરી મોટી બહેન સુજ્યેષ્ઠાની–ક્ષમા ચાહી આ બનાવ પાછળ જે સત્ય છુપાયું છે તે નિમ્ન શબ્દોમાં રજૂ કરું છું.

મગધેશ અને વૈશાલીપતિ ધર્મના કાંટે તોળતાં એક જ પિતાના પુત્ર સદૃશ પરમાત્મા શ્રી વર્ધમાનસ્વામીના ચુસ્ત ઉપાસકો છે. આપણા અંતઃપુરમાં ભગિની સુજયેષ્ઠાએ પેલી તાપસીને વાદમાં પરાજય પમાડ્યો હતો ત્યારથી તેણી ( તાપસી ) બહેન સુજયેષ્ઠાને સંકટમાં નાંખી વૈર વાળવા ઇચ્છતી હતી. એને કાને મગધના દૂતને પિતાશ્રીએ ના પાડી વિદાય આપી એવી વાત આવતાં જ તેણી સીધી રાજગૃહ આવેલી અને સુજયેષ્ઠાબહેનનું સુંદર ચિત્ર જેના પર દોરેલું છે એવો પટ્ટ મહારાજા શ્રેણિકને બતાવેલો. એ જોતાં જ રાજવીનું ચિત્ત વધુ વિહ્વળ બન્યું. લોકવાયકા કરતાં ચિત્રિત સુજ્યેષ્ઠા તેમને અતિ સૌન્દર્યપૂર્ણ ભાસી. એના સમાગમ વિના જીવન નિરસ ભાસ્યું. સ્નેહમાં કે દ્વેષમાં પૂર્વસંચિત કર્મો ઠીક ઠીક ભાગ ભજવે છે–એ આપ સરખા ધર્મના અભ્યાસીઓથી

અજાણ્યું નથી જ. પિતાશ્રીના મનોરથની પૂર્તિ થાય, મોટાં રાજ્યો વચ્ચે વિના કારણ રક્તપાત ન થાય-એ ભાવનાથી વીતરાગ ધર્મના અનન્ય ભક્ત, મંત્રીશ્વરમાં જેનું સ્થાન મુખ્ય છે એવા અભયે જે યોજના આદરી હતી તે હવે તો જગજાહેર થઇ ચૂકી છે. તેમના પત્રથી પણ એનું પૂર્ણ સ્વરૂપ આપ જાણી ચૂક્યા હશો, એટલે એ વાત લંબાવતી નથી.

મહારાજા શ્રેણિકનો પ્રેમ બહેન સુજ્યેષ્ઠા પર સંપૂર્ણ હતો એટલું જ નહિ પણ સાચો હતો. તાપસીએ વાત વેર વાળવાની દૃષ્ટિએ મૂકેલી, પણ ચૂસ્ત જૈનધર્મી રાજવીને મન વાદમાં પરાજય પમાડનાર કુમારિકાને માત્ર નયણે નિરખવાના જ નહિ, પણ જો શકય હોય તો પોતાની સહચરી બનાવવાના બીજારોપણ ત્યારથી જ થયેલાં. વળી એ પણ એટલું જ સાચું છે કે જ્યાંસુધી મેં સ્વમુખે મારું નામ ચેલણા ન જણાવ્યું ત્યાંસુધી તે તો મને સુજ્યેષ્ઠા જ સમજતા હતા. ચહેરાની સાદૃશ્યતાથી આ છબરડો વળી ગયો. યોજકની ખાસ સૂચના હતી કે એક ક્ષણનો પણ નિરર્થક વિલંબ ન કરવો, એટલે સુજ્યેષ્ઠા બહેનના પાછા ફરવા અગાઉ રથ ઉપાડ્યો. હું થોભાવા પ્રયાસ કરું તે પૂર્વે તો અશ્વોની ગતિ વધી પડેલી. મારો અવાજ અરણ્યરુદન સમ નિવડ્યો. સુજ્યેષ્ઠા બહેનને છોડી મારો એકલા જવાનો ઇરાદો નહોતો. હું તો આ ગોઠવણથી તદ્દન અજાણ હતી. કેવલ કુતૂહલવૃત્તિથી અચાનક તે દિવસે તેમની સાથે જોડાઇ હતી.

મગધની હદના એક વિસામે પિતા-પુત્ર મળ્યા અને આ વાત ઉકેલાઇ ત્યારે સાચી સ્થિતિનો ઘટસ્ફોટ થયો. મને કહેવામાં આવ્યું કે મારી ઇચ્છા જો વિશાલામાં પાછા ફરવાની હોય તો માનપુરસ્સર પહોંચાડવામાં આવશે, પણ સુજ્યેષ્ઠા બહેને આ યોજનામાં ભજવેલો ભાગ પૂર્ણપણે જાણ્યા પછી મને પાછા ફરવું યોગ્ય ન લાગ્યું. ઉભય રાજ્યો વચ્ચેના મતફેરથી જો હું પાછી ફરીશ તો મગધદેશને કેવળ નિરાશા જ પ્રાપ્ત થશે એમ ચોક્ખું દેખાયું. આવો પ્રેમી સાથીદાર ગુમાવવાનું પણ મને ગમ્યું જ નહીં. સાહસિક ને સમાનધર્મી ભર્ત્તાર સૌ કોઈ યુવતીને ગમે. મેં મારી આંતરિક ઇચ્છાથી તેમને પતિ તરીકે સ્વીકાર્યા. સુજ્યેષ્ઠા બહેનની જગ્યા આજે પણ ખાલી છે. તેમની ઇચ્છા હોય તો સન્માન સાથે તેડાવવાનો પ્રબંધ કરવા હું તૈયાર છું. તેમની અવેજીમાં મેં આ સ્થાન કાયમ માટે સ્વીકાર્યું છે. આ જીવનભરમાં એમાં તલમાત્ર ફેરફાર થઇ શકે તેમ નથી. રાજીખુશીથી સંધાયેલ સંબંધમાં વડીલવર્ગ કંઇ અયુક્ત નહીં લેખે અને આ પુત્રી પર પૂર્વવત્ સ્નેહની મીઠી છાયા ચાલુ રાખશે એ જ અભ્યર્થના."

અલ્પવયસ્કા ચેલણાના
આપ સર્વના પાદારવિંદમાં પુનઃ પ્રણામ

—( ચાલુ )

ચોકસી

# પુસ્તકોની પહોંચ

**૧ થી ૫** આ બુકો ભાઇ શંભુલાલ જગશી તરફથી ભેટ તરીકે મળી છે

**(૧) ગોદાન**—ઉત્તરાર્ધ-લેખક પ્રેમચંદજી અનુવાદક માણેકલાલ ગોવિંદલાલ જોશી, પ્રકાશક ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય. કિંમત રૂા ૨-૮-૦ (લેખકની કલમ કસાયેલી હોવાથી ખાસ વાચવા લાયક છે)

**(૨) કાળીયાર અને બીજી પ્રાણીકથાઓ**—લેખક મનુભાઇ જોધાણી, પ્રકાશક ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય આ બુકમા કાળીયાર વિગેરે નવ પ્રકારના પ્રાણીઓની ખાસ જાણવાલાયક હકીકત આપેલી છે તેમાથી ઘણુ જાણવાનુ મળી શકે તેમ છે કિં રૂા ૧-૮-૦

**(૩) શરદ બાબુની બાળવાતો**—અનુવાદક રમણલાલ પી સોની પ્રકાશક ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય પ્રારંભમા અનુવાદક શરદ બાબુનુ ચરિત્ર વિસ્તારથી આપ્યુ છે વાચવા લાયક છે વાતો ૫ છે કિં રૂા ૧-૮-૦

**(૪) ચાલો ગામડામા**—લેખક સોમાભાઇ ભાવસાર, પ્રકાશક ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય કિંમત ચાર આના ગામડાનુ નિર્દોષ જીવન સારુ આલેખ્યુ છે

**(૫) રજપુતાણી અને બીજી વાતો** લેખક ધૂમકેતુ પ્રકાશક ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય કિંમત બે આના પૃષ્ઠ ૪૮ ની આ નાની નાની વાતો વાચવા લાયક છે

૬ આચાર્ય શ્રી ઉમાસ્વાતિપ્રણીત **શ્રી તત્ત્વાર્થસૂત્ર વિવેચન સહિત**—જૈનાચાર્ય શ્રીઆત્માનંદ જન્મ શતાબ્દિ સ્મારક ફંડ તરફથી પ્રકાશક મોહનલાલ દીપચંદ ચોકસી લેખક પંડિત સુખલાલ સંઘવી હિંદી ભાષા ને શાસ્ત્રી ટાઇપમા બહુ પ્રયાસપૂર્વક તૈયાર કરીને બહાર પાડેલ છે પ્રારંભમા ગ્રંથપરિચય લેખકમહાશયે બહુ વિસ્તારથી આપેલ છે તે ખાસ લક્ષપૂર્વ વાચવા લાયક છે પ્રારંભમા તત્ત્વાર્થસૂત્ર મૂકી આપેલ છે ત્યારબાદ અનુવાદ શરૂ કરેલ છે લગભગ ૬૬૫ પૃષ્ઠની બુક પાકી બાંધેલી છે કિંમત માત્ર રૂા ૧-૮-૦

૭ **આસ્તિકવાદનો આદર્શ**—લેખક મુનિરાજશ્રી ભદ્રંકરવિજયજી, પ્રકાશક વીરશાસન કાર્યાલય સુરતનિવાસી શેઠ મનસુખલાલ સુખલાલ તારવાળા તરફથી શ્રી નવપદજીની આરાધનાના ઉદ્યાપન નિમિત્તે ભેટ ખાસ વાચવા ને મનન કરવા લાયક છે લેખકનો પ્રયાસ સ્તુત્ય છે

૮ **સમી સાજનો ઉપદેશ**—(શ્રી દશવૈકાલિક સૂત્રનો અનુવાદ) લેખક ગોપાળદાસ જીવાભાઈ પટેલ, પ્રકાશક શ્રી જૈન સાહિત્ય પ્રકાશક સમિતિ–અમદાવાદ, પ્રથમ ખંડમા દશ અધ્યયનોનુ રહસ્ય આપ્યુ છે અને બીજા ખંડમા બે ચૂલી પૂર્તિઓ આપી છે પ્રારંભમા ઉપોદ્ઘાત પૃષ્ઠ ૨૬ મા આપેલો છે કિંમત બાર આના

૯ **દીવાળીપર્વ અને આપણુ કર્ત્તવ્ય**—(જાહેર પ્રવચન) પ્રવચનકાર મુનિરાજ શ્રી કનકવિજયજી પ્રકાશક માંગરોળનિવાસી શેઠ લાલજી કેશવજી ચીનાઇ અંતરંગ પર્વારાધનના સંબંધમા સારો પ્રકાશ પાડ્યો છે પૃષ્ઠ ૨૪

૧૦ **વિનય આત્મવિચાર**—લેખક મુનિશ્રી વિદ્યાવિજયજી, પ્રકાશક શેઠ અગરચંદજી લક્ષ્મીચંદજી ગુલેચ્છા, કિંમત ૪ આના, પૃષ્ઠ ૯૬ ભાષા ગુજરાતી, ટાઈપ શાસ્ત્રી

# અશુભ ધ્યાનના ૬૦ પ્રકારો (દૃષ્ટાંત સાથે)

( "સિદ્ધાંત પ્રકરણ સંગ્રહ"માંથી ઉધ્ધૃત )

૧ અજ્ઞાનધ્યાન-( માસતુસ મુનિની જેમ )
૨ અનાચારધ્યાન-( પુત્ર અર્થે ચિંતા કરનાર કોંકણદેશીય સાધુની જેમ )
૩ કુદર્શનધ્યાન-( નંદ મણીઆર શ્રેષ્ઠીની જેમ )
૪ ક્રોધધ્યાન-( નમુચી પ્રધાન તથા મંખલીપુત્રની જેમ )
૫ માનધ્યાન-( બાહુબલીની જેમ )
૬ માયાધ્યાન-( શ્રી મલ્લિનાથજીના પૂર્વભવની જેમ )
૭ લોભધ્યાન-( કેસરીઆ લાડુ વહોરનાર સાધુની જેમ )
૮ કામરાગધ્યાન-( મણિરથ રાજાની જેમ ) [ યુગબાહુના ભાઇ ]
૯ સ્નેહરાગધ્યાન-( ભાનુમંત્રીની જેમ )
૧૦ દૃષ્ટિરાગધ્યાન-( ગોષ્ઠામાહીલ ( નિહ્નવ ) ની જેમ )
૧૧ દ્વેષધ્યાન-( ધર્મરુચિના વૈરીની જેમ )
૧૨ મોહધ્યાન-( બલદેવ તથા શય્યંભવસૂરિની જેમ )
૧૩ ઇચ્છાધ્યાન-( કપિલ બ્રાહ્મણની જેમ )
૧૪ મિથ્યાત્વધ્યાન-( જમાલી નિહ્નવની જેમ )
૧૫ મૂર્છાધ્યાન-( કનકકેતુ રાજાની જેમ )
૧૬ શંકાધ્યાન-( આષાઢાચાર્યની જેમ )
૧૭ કાંક્ષાધ્યાન-( મરીચિ અને કપિલની જેમ )
૧૮ ગૃદ્ધિધ્યાન-( કંડરીક તથા મથુરામંગુની જેમ )
૧૯ આશાધ્યાન-( મૂલદેવ-નિર્ગુણશર્મા બ્રાહ્મણની જેમ )
૨૦ તૃષ્ણાધ્યાન-( અંગારદાહકની જેમ )
૨૧ ક્ષુધાધ્યાન-( સંપ્રતિ રાજાના જીવ દ્રમકની જેમ )
૨૨ પંથધ્યાન-( પોતનપુરમાર્ગગવેષક વલ્કલચીરીની જેમ )
૨૩ નિદ્રાધ્યાન-( શિથિલ થતા ચૌદ પૂર્વધરની જેમ )
૨૪ નિયાણાધ્યાન-( સંભૂતિ મુનિની જેમ )
૨૫ સ્નેહધ્યાન-( મરુદેવા માતાની જેમ )
૨૬ કામધ્યાન-( હાસા-પ્રહાસાના રાગી કુમારનંદી સોનીની જેમ )
૨૭ કલુષધ્યાન-( ઉદયન રાજા પ્રત્યે અભીચીકુમારની જેમ )
૨૮ કલહધ્યાન-( મહાશતક શ્રાવકની સ્ત્રી-રેવતીની જેમ )

---

**૧૧ શ્રી શૌરીપુરજી તીર્થયાત્રાનું વર્ણન**—પ્રકાશક રતનલાલ જૈન.

**૧૨ સુંદર કાવ્ય કલ્લોલ**—લેખકઃ વળાનિવાસી શ્રાવક સુંદરજી હીરાચંદ. જુદા જુદા વિષય પર કાવ્યો લખેલા છે. પંન્યાસ શ્રી હીરમુનિ તરફથી ભેટ મળેલ છે.

૨૯ યુદ્ધધ્યાન-( કોણિક રાજાની જેમ )
૩૦ નિયુદ્ધધ્યાન-( ભરત-બાહુબલીની જેમ )
૩૧ સંગધ્યાન-( ભવદેવ-નાગિલાની જેમ )
૩૨ સંગ્રહધ્યાન-( મમ્મણ શેઠની જેમ )
૩૩ વ્યવહારધ્યાન-( રાજવંશી પુત્રને અર્થે બન્ને શોક્યોની જેમ )
૩૪ ક્રયવિક્રયધ્યાન-( લોભનંદની જેમ )
૩૫ અનર્થદંડધ્યાન-( દ્વીપાયન ઋષિ પ્રત્યે યાદવકુમારોની જેમ )
૩૬ આભોગધ્યાન-( પ્રસન્નચંદ્ર રાજર્ષિની જેમ )
૩૭ અણાઇલ્લધ્યાન-( રણવીર સાધુની બ્હેનની જેમ )
૩૮ વૈરધ્યાન-( ફરસુરામ ને સુભૂમચક્રીની જેમ )
૩૯ વૈગસકતધ્યાન-( નંદનું રાજ લેવા ઇચ્છનાર ચાણાક્યની જેમ )
૪૦ હિંસાધ્યાન-( કૂપનિક્ષીપ્ત કાળસૌકરીકની જેમ )
૪૧ હાસ્યધ્યાન-( ચંડરૌદ્રાચાર્યે દીક્ષા આપેલ શિષ્યની જેમ )
૪૨ પ્રહાસ્યધ્યાન-( ચંડપ્રદ્યોતે વારતક ઋષિને નૈમિત્તિક કહીને વાંદ્યા તેની જેમ )
૪૩ ફરૂસધ્યાન-( યુગબાહુ ને મણિરથની જેમ )
૪૪ ભયધ્યાન-( ગજસુકુમાલને મારનાર સોમીલ બ્રાહ્મણની જેમ )
૪૫ આત્મપ્રશંસાધ્યાન-( રથિક ને કોશ્યાવેશ્યાની જેમ )
૪૬ પરનિંદાધ્યાન-( કુરગડુ અને ચાર ક્ષપકની જેમ )
૪૭ પરગ્રહધ્યાન-( દુર્બલીકાપુષ્પમિત્ર પાસે રહેલ ગોષ્ટામાહિલની જેમ )
૪૮ પરિગ્રહધ્યાન-( મુનિપતિ ને કુચિક શ્રાવકની જેમ )
૪૯ પરપરિવાદધ્યાન-( સુભદ્રા પ્રત્યે સાસુ નણંદની જેમ )
૫૦ પરદૂષણધ્યાન-( દમયંતીને ડાકિણીનું કલંક ચડાવનારની જેમ )
૫૧ આરંભધ્યાન-( ઢંઢણકુમારના પૂર્વભવમાં રાજ્યાધિકારીની જેમ )
૫૨ સમારંભધ્યાન-( શોક્યના દીકરાનું મરણ ઇચ્છનાર સુમદનો જેમ )
૫૩ પાપાનુમોદનધ્યાન-( તંદુલમચ્છની જેમ )
૫૪ અતિતૃષાધ્યાન-( વાવ કરાવવા માટે નંદ મણીયારના ચિંતનની જેમ )
૫૫ અસમાધિમરણધ્યાન-( ખંધકસૂરિની જેમ )
૫૬ ઋદ્ધિગારવધ્યાન-( દશાર્ણભદ્રની જેમ )
૫૭ રસગારવધ્યાન-( જીતશત્રુ રાજા ને સુબુદ્ધિ પ્રધાનની જેમ )
૫૮ શાતાગારવધ્યાન-( શશી રાજાની જેમ )
૫૯ રૂપધ્યાન-( ચંડપ્રદ્યોતરાજા ને અંગારવતી દાસીની જેમ )
૬૦ અવિરમણધ્યાન-( ભૃગુપુરોહિતના બે કુમારની જેમ )

( શ્રી આત્મારામજી મહારાજે વીશ સ્થાનકની પૂજામાં તેરમા ક્રિયાપદની પૂજામાં ૬૩ સ્થાનક કહ્યા છે. ) -મુનિશ્રી પ્રેમવિમળજી

# શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ-પાલીતાણા

( સ્થાપના-સંવત ૧૯૬૨ ના ચૈત્ર શુદિ ૧૦ )

સં. ૧૯૯૫ના આસો અને સં. ૧૯૯૬ના કાર્તિક તથા માગશર માસની પત્રિકા

**ધાર્મિક પ્રવૃત્તિઓ:**—આસો માસમાં દીપોત્સવીના રોજ પ્રભાતે સર્વે વિદ્યાર્થીઓએ દેરાસરજીમાં નવસ્મરણ ગણ્યા હતા. કાર્તિક માસમાં બેસતા વરસના રોજ પ્રભાતે દેરાસરજીમાં નવસ્મરણ ગણ્યા પછી સ્નાત્રપૂજા ભણાવવામાં આવી હતી. જ્ઞાનપંચમીના રોજ સંસ્થાની કાન્તિલાલ લાઈબ્રેરીમાં જ્ઞાનની સુંદર રચના કરવામાં આવી હતી અને વિદ્યાર્થીઓએ યથાશક્તિ તપ કરી જ્ઞાનની આરાધના કરી હતી. કાર્તિકી પુનમના રોજ ગિરિરાજની યાત્રાનો લાભ લીધો હતો. માગશર માસમાં શુદિ એકમના રોજ ગિરિરાજ ઉપર અઠ્ઠાઇ મહોત્સવ પ્રસંગે, નંદાવર્ત પૂજા વખતે તથા શુદિ ૩ ના રોજ અઢાર અભિષેકના મહોત્સવ પ્રસંગે સર્વ વિદ્યાર્થીઓએ ઉત્સાહથી ભાગ લીધો હતો. આ ઉપરાંત નિયમાનુસાર સામાયિક, પ્રતિક્રમણ, ગુરુવંદન, પ્રભુપૂજા વગેરે કરવામાં આવ્યાં હતાં.

**વિવાદસભા:**—ઉપર્યુક્ત ત્રણ માસમાં જુદા જુદા આઠ વિષયો સંબંધે વિવાદસભા ભરવામાં આવી હતી.

**શોકસભા**—શેઠ ગિરધરલાલ આણંદજીના સ્વર્ગવાસી થયાના શોકજનક સમાચાર અત્રે ફેલાતાં શોક પ્રદર્શિત કરવા સભા ભરવામાં આવી હતી અને દિલસોજીનો ઠરાવ તેમના કુટુંબ ઉપર મોકલી આપવામાં આવ્યો હતો.

**જમણવાર**—

| | | | |
|---|---|---|---|
| ૧. શેઠ રવચંદ ત્રિભુવન | પુના | આસો વદિ | ૯ |
| ૨. શ્રી માંડળ સંઘ | માંડળ | આસો વદિ | ૧૪ |
| ૩ ગાંધી ચતુર્ભુજ મોતીલાલ | ભાવનગર | કાર્તિક શુદિ | ૧ |
| ૪ શેઠ મોહનલાલ સાંકળચંદ | અમદાવાદ | કાર્તિક શુદિ | ૧૧ |
| ૫. શેઠ માલાજી અબાજી | પુના | કાર્તિક શુદિ | ૧૩ |
| ૬. શેઠ હનુમાનસંગજી લક્ષ્મીચંદજી | કલકત્તા | કાર્તિક શુદિ | ૧૫ |
| ૭ શેઠ ચુનીલાલ છગનલાલ | વીસનગર | કાર્તિક વદિ | ૫ |
| ૮ શેઠ ધનરૂપજી કેસરીમલજી | બલુટ | કાર્તિક વદિ | ૭ |
| ૯. શેઠ ગોવિંદજી કાનજી | પાંચારીયા | માગશર વદિ | ૯ |
| ૧૦. શેઠ કાન્તિલાલ ઇશ્વરલાલ | રાધનપુર | માગશર વદિ | ૧૦ |

તદુપરાંત શેઠ ચમનભાઇ લાલભાઇ તરફથી સ્વામીવાત્સલ્ય પ્રસંગે તથા શેઠ માણેકલાલ મનસુખભાઇ તરફથી નવાણુની ટોળી પ્રસંગે વિદ્યાર્થીઓને આમંત્રણ આપવામાં આવ્યું હતું.

**ભેટ**—શેઠ ટી સી. બ્રધર્સ કળીચુનાની ફાક ગુણી ૨). બાઇ લક્ષ્મીબાઇ ઓની પૂજાની જોડ ૧) બેન ઈચ્છા તથા ધનીબેન અંગલુછણા ૩) બેન કમળા

અમુલખચંદ જર્મન સીલ્વરની વાડકી ૧). રકાબી ૧). બેન સુરજબેન શ્રીની પૂજાની જોડ ૧) તથા જર્મનની વાટકી ૧). શેઠ ચંદુલાલ જેઠાલાલ સ્તવનમાળા ૫) વૈદ મધુભાઈ બાલુભાઈ સુખડનો કકડો ૧), શ્રીની પૂજાની જોડ ૧), ધુપીયું ૧), જર્મન સીલ્વરનો થાળ ૧), કળશો ૧), વાટકો ૧), ફુલછાબડી ૧). શેઠ ગકનજી માધવજી પીત્તળની થાળી ૧), પ્યાલો ૧), જર્મનની રકાબી ૩), પ્યાલા ૪), ધુપીયું ૧), વાટકી ૨), વાળાકુંચી ૧), સુખડ શેર ૦।, સાપડો ૧), નવકારવાળી ૧), પ્રતિક્રમણહેતુ ચોપડી ૧). શેઠ છોટાલાલ ત્રિભુવનદાસ નેનકલાક વાર ૧૯૦). શેઠ ધનજીભાઈ ઝીણાભાઇ રૂમાલ ૯૬). શેઠ રાગા કરશન ચંદરવો ૧), પુંઠીયું ૧). શેઠ મોતીચંદ દેવચંદ જર્મન થાળ ૧). શેઠ મદનરાજ સીંગી રકાબી ૧), વાટકો ૧), પંખો ૧), તોરણ ૧), પુંઠીયું ૧), ચંદરવો ૧), કાપડી ૧), સાડલો ૧). શેઠ ચીમનલાલ લાલભાઈ પ્રતિક્રમણહેતુની બુક ૧૦), બેન ભીખી લક્ષ્મીચંદ જર્મનની વાટકી ૧), જર્મનનો વાટકો ૧), આચમની ૧).

**મુલાકાત**—શેઠ બાલાજી અંબાજી-પુના. શેઠ રતનજી વીરપાળ-મુંબઇ. શેઠ અમૃતલાલ અમીચંદ-બોરસદ. વૈદરાજ શાન્તિલાલ જમનાદાસ-વડોદરા. શેઠ મોહનલાલ ધરમશી-બલુટ. શેઠ દામોદરદાસ ત્રિભુવનદાસ-ભાવનગર. શેઠ મગનલાલ મુળચંદ-મુંબઇ. શેઠ અચલાજી તલસાજી-મુંબઇ. શેઠ રવજીભાઈ સોજપાળ, શેઠ ઝવેરચંદ પરમાણુંદ, શેઠ મનુભાઈ લાલભાઇ, સંસ્થાના માનદ મંત્રી ભાઇચંદભાઈ નગીનભાઇ ઝવેરી, શેઠ નાનજીભાઈ લધાભાઈ તથા સ્થાનિક કમિટીના સભ્યોએ સંસ્થાની મુલાકાત લીધી હતી.

| **આવક:**— | આસો | કાર્ત્તિક | માગશર |
|---|---|---|---|
| સ્વામીવાત્સલ્ય ટ્રસ્ટફંડ | ૮૭૮-૦-૦ | ૦-૦-૦ | ૨૫૧-૦-૦ |
| નિર્વાહફંડ | ૧૨૦૫-૧૫-૦ | ૨૪૨-૦-૦ | ૩૦૦-૦-૦ |
| ભોજનફંડ | ૩૯૮-૦-૦ | ૩૯૯-૦-૦ | ૮૪-૮-૦ |
| કેળવણીફંડ | ૨૧૮-૧૨-૦ | ૫-૦-૦ | ૦-૦-૦ |
| મકાનફંડ | ૧૨૫૧-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ |
| દેરાસર ખાતે | ૧૬-૦-૦ | ૩-૮-૦ | ૦-૦-૦ |
| વાર્ષિક મદદ ખાતે | ૧૦૦૨-૦-૦ | ૨-૦-૦ | ૦-૦-૦ |
| કાપડ ફંડ ખાતે | ૦-૦-૦ | ૦-૦-૦ | ૬૦-૦-૦ |
| ડેડસ્ટોક ફંડ ખાતે | ૦-૦-૦ | ૦-૦-૦ | ૩-૦-૦ |
| દૂધ ફંડ તિથિ | ૧૦૧-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ |
| કુલ. | ૫૦૯૦-૧૧-૦ | ૬૫૧-૮-૦ | ૬૯૮-૮-૦ |

**સમાજના દાનવીરોને**—હજુ મકાન ખાતે રૂા. આઠ હજારનો તથા શ્રી દેરાસરજી ખાતે રૂા. ચાર હજારનો તોટો તે પૂર્ણ કરવા વિનંતિ છે.

## બે સભાસદોનાં ખેદકારક પંચત્વ

### ૧. વોરા ગોરધનદાસ હરખચંદ

આ બંધુ નિરંતર જિનપૂજા, સામાયિક, પ્રતિક્રમણાદિ ધર્મકરણીમાં તત્પર હતા, અનેક તીર્થોની યાત્રા કરી હતી, ધર્મપ્રિય હતા અને નિરંતર નવું ધાર્મિક વાંચન તેમ જ અભ્યાસ કરનારા હતા. શ્રી વૃદ્ધિચંદ્રજી સામાયિકશાળાના તો સ્તંભરૂપ હતા. તેઓ ગત પોષ શુદિ ૫ ને ૭૨ વર્ષની વયે સમાધિપૂર્વક પંચત્વ પામ્યા છે. એઓ આ સભાના લાઇફ મેમ્બર હતા અને સભાના કાર્ય તરફ પ્રીતિવાળા હતા. તેમનો અભાવ થવાથી સભાને એક ધર્મચુસ્ત, લાયક સભ્યની ન પૂરાય તેવી ખામી પડી છે. અમે તેમના મૂળચંદ, રતિલાલ વિગેરે ૪ પુત્રોને અંતઃકરણથી દિલાસો આપીએ છીએ અને તેમના આત્માને શાંતિ ઇચ્છીએ છીએ.

### ૨. ભાઇ અમરચંદ વેલચંદ.

આ વ્યવહારવિચક્ષણ બંધુ ધર્મકાર્ય પર પ્રીતિવાળા તેમ જ યથાશક્તિ કર્તવ્યપરાયણ હતા, તાર્કિક હતા અને કુટુંબપ્રેમી હતા. તેઓ બાવન વર્ષની વયે ગત પોષ શુદિ ૨ જે પંચત્વ પામ્યા છે. તેઓ ચતુર્થવ્રતધારી હતા. તેઓ આ સભાના મેમ્બર હતા, અને સભા તરફ પ્રીતિવાળા હતા, તેમનો અભાવ થવાથી એક યોગ્ય સભ્યની સભાને ખામી પડી છે. અમે તેમના બંધુ ભુરાભાઇને તેમ જ મણિલાલ વિગેરે ત્રણ પુત્રોને અંતઃકરણથી દિલાસો આપીએ છીએ અને તેના આત્માને શાંતિ ઇચ્છીએ છીએ.

---

મુદ્રક: શાહ ગુલાબચંદ લલ્લુભાઈ-શ્રી મહોદય પ્રિન્ટિંગ પ્રેસ, દાણાપીઠ-ભાવનગર

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

પુસ્તક ૫૫ મું

સંવત ૧૯૯૬

અંક ૧૨ મો

ફાલ્ગુન




પ્રકટકર્તા—

શ્રી જૈનધર્મ પ્રસારક સભા

ભાવનગર

વીર સંવત ૨૪૬૬

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂા. ૧-૧૨-૦

પુસ્તક ૫૫ મુ અંક ૧૨ મો | ફાલ્ગુન | વીર સં. ૨૪૬૬ વિક્રમ સં. ૧૯૯૬

## अनुक्रमणिका


૧ શ્રીમાસરશેઠમંડન શ્રી અભિનંદન જિનસ્તવન (મુનિ ચતુરવિજયજી) ૩૯૭
૨ અફશોષ શાનો ? (એક પદ) ... ... ... ... ૩૯૭
૩ શ્રી સીમંધરસ્વામીને પત્રરૂપે વિનંતિ. (સંગ્રાહક મુનિ કાંતિવિજયજી) ૩૯૮
૪ શ્રી હેમચંદ્રાચાર્યકૃત આત્મગર્હાસ્તવ–સાર્થ (મુનિ વિદ્યાનંદવિજયજી) ૪૦૦
૫ શ્રી ધર્મોપદેશામૃત પંચવિંશતિકાનું ભાષાંતર (શાસ્ત્રી જેઠાલાલ હરિભાઇ) ૪૦૧
૬ વ્યવહાર કૌશલ્ય: નાના લેખ ૨ (૧૭૧-૭૨) ... (મૌક્તિક) ૪૦૪
૭ ઉત્તમ શૌચ ધર્મ ... ... ... (સ્વ. સ. ક. વિ.) ૪૦૬
૮ ઉત્તમ સંયમ ધર્મ ... ... ... (સ્વ. સ. ક. વિ.) ૪૦૭
૯ ઉપદેશકપદ ... ... ... ... (જસવિલાસ) ૪૦૭
૧૦ ગુણનો રાગી પરના દોષનો દ્વેષી ન હોય ... (કુંવરજી) ૪૦૮
૧૧ ઘડિયાળ કટકટ કટકટ કેમ કરે છે ? ... ... (કુંવરજી.) ૪૦૯
૧૨ વૈરાગ્યવિચાર દુહા. ... ... (પં. કલ્યાણવિમળજી) ૪૧૦
૧૩ પ્રશ્નોત્તર ... ... (પ્રશ્નકાર–ભાઇ દેવચંદ કરશનજી, રાંધણપુર.) ૪૧૧
૧૪ અક્ષરમાળા ૭ ઓ. ... ... (રાજપાળ મગનલાલ વહોરા) ૪૧૬
" ૮ અં. " ૪૧૭
૧૫ મહાવીર જન્મોત્સવ ... ... ... (અમીચંદ કરશનજી શેઠ) ૪૧૮
૧૬ સર્વસાધારણ ધર્મ ... ... ... (કીશોર) ૪૧૯
૧૭ ઉત્કૃષ્ટ એક સમયે સિદ્ધ થનારની સંખ્યા (મુનિ પ્રેમવિમળજી) ૪૨૦
૧૮ ખાસ મનન કરવાયોગ્ય ભવ્ય વિચારણા–પદ્ય. (મુનિ સુબોધવિજયજી) ૪૨૧
૧૯ પ્રભાવિક પુરુષો : (ચેડા મહારાજા) ૧૦ (મોહનલાલ દીપચંદ ચોકશી) ૪૨૨
૨૦ ઉપદેશકપદ ... ... ... ... (જસવિલાસ) ૪૨૬
૨૧ પુસ્તકોની પહોંચ ... ... ... ... ... ૪૨૭
૨૨ શ્રી અજિતજિનસ્તવન ... (ભગવાનદાસ મનસુખભાઇ મહેતા) ૪૨૮


### ચૈત્ર માસની વધઘટ ને જૈનપર્વ

વદિ ૧ નો ક્ષય. — વદિ ૧૦ બે–બુધ, ગુરુ.

શુદિ ૧ સોમ–નવું વર્ષ શાકે ૧૮૬૨. — શુદિ ૫ શુક્ર–રોહિણી

શુદિ ૭ રવિ–આયંબીલની ઓળી શરૂ. — શુદિ ૧૫ સોમ–ચૈત્રીપુનમ–ઓળી સંપૂર્ણ સિદ્ધાચળ યાત્રા.

શુદિ ૧૩ શનિ–મહાવીર જયંતિ. જન્મદિવસ.

પં. શ્રીધર શિવલાલના અંગ્રેજી ચંડુ પંચાંગમાં માહ વદિ ૧૩ એ જણાવેલ છે.




પુસ્તક ૫૫ મું | ફાલ્ગુન | અંક ૧૨ મો.
વિ. સં. ૧૯૯૬ | | વીર સં. ૨૪૬૬

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या। ( સુદ્રાલેખ )

## શ્રી માસર રોડ મંડન
## શ્રી અભિનંદન જિનસ્તવન

( જગજીવન જગવાલહો–એ દેશી )

શ્રેયસ્કર અઘહર સદા, કમલાકેલિનિવાસ લાલ રે;
ત્રિભુવનનાયક જિનવરુ, ત્રોડે ભવભવ પાશ લાલ રે. ૧
સંવત સોળ અઢારમાં, **હીરવિજયસૂરીંદ** લાલ રે;
પ્રતિમા ગંધાર મંદિરે, પ્રતિષ્ઠિત સુખકંદ લાલ રે. ૨
સાક્ષી પૂરે એહની, પાછળ લેખ વિશાળ લાલ રે;
દુરિત પણાસે દર્શને, પ્રગટે મંગળમાલ લાલ રે. ૩
સંવત ઓગણીશે ત્રાણુમાં, મહા વદિ સાતમ સાર લાલ રે;
દેહજ મંદરથી લાવીને, સ્થાપી ભવિ હિતકાર લાલ રે. ૪
**મંડન માસર રોડના, અભિનંદન** જિનરાજ લાલ રે;
ત્રિકરણ શુદ્ધ વંદતાં, **ચતુર** લહે શિવરાજ લાલ રે ૫

## અફસોસ શાનો ?

સમય પલટે કદી ત્હારો, અતિશય દુઃખ દેનારો,
શિરે વિપત્તતણો મારો, વિધિ યા તંત્રનો વારો;
રહે સુખમાં સહુ સાથી, રહે નહિ કો દુઃખે માનો,
લખ્યું જે વિધિએ થાતું, કરે અફસોસ તું શાનો ? ૧
ઘડી તડકા અને છાયા, જગતના ખેલ નિર્માયા,
તમાસા જાણ કિસ્મતના, વિવિધ કંઇ રંગ બદલાયા;
રખડના ભાગ્યથી વનમાં, કઇ રાજા કે ધનવાનો,
લખ્યું જે વિધિએ થાતું, કરે અફસોસ તું શાનો ? (સંગ્રહિત) ૨

# શ્રી સીમંધરસ્વામીને પત્રરૂપે

## વિનંતિ

### ઢાળ પહેલી

[ સુમતિનાથ ગુણશું મિલી જી–એ દેશી ]

સ્વસ્તિ શ્રી પુક્ખલવતી જી, વિજયે વિજય જયંત;
પ્રગટ પુરી પુંડરીગિણી જી, જિહાં વિચરે ભગવંત.

**સોભાગી જિન! સાંભળજો સંદેશ.**

હું તો લેખ લખું લવલેશ, સો૦ મુઝ તુઝ આધાર જિનેશ!
સાહિબજી ! સુણજો મુઝ સંદેશ. ૧

સીમંધર જિનરાજીઆ જી, વિહરમાન ચરણાન;
ભરતભૂમિથી વિનવિયે જી, ભવિક લોક ભગવાન. સો૦ ૨
અત્ર કુશલ કલ્યાણ છે જી, તુમ્હ પ્રસાદે જિનરાજ;
પણ જે તુઝ વિજોગડો જી, તે પીડે મુઝ આજ. સો૦ ૩
તું જગજીવન જાણીએ જી, સોભાગી શિરદાર;
તું વૈરાગી વાલહો જી, મુઝ ચિત્ત ચોરણહાર. સો૦ ૪
તું ત્રિભુવનભૂષણ ભલો જી, ભંજે ભવ-ભય ભીડ;
તું વિણ કુણ આગલ કહું જી, મુઝ મનકેરી પીડ. સો૦ ૫
તુમ ગુણ કોડિગમે ઘણા જી, જિમ જિમ સમરું મન;
તિમ તિમ વિરહાનલ જલે જી, જ્યું ઘૃત સિંચ્યો વહ્નિ. સો૦ ૬
વિરહ વ્યથા વ્યાકુલપણે જી, જીવ પડે જંજાળ;
અતિ ચિંતા આરતિ કરી જી, દિવસ ગમાયા આળ. સો૦ ૭
ધન્ય વેળા ધન્ય તે ઘડી જી, જિહાં દેખું તુમ મુખ નૂર;
દુઃખ દોહગ દૂરે કરું જી, પ્રહ ઊગમતે સૂર. સો૦ ૮
વિરહ તાપ ઉપશામવા જી, અમૃત સમ અણમોલ;
વલ્લભ વલતે કાગળે જી, લખજો ટાઢા બોલ. સો૦ ૯

#### દુહા

તુમ ગુણ ગણ ગંગાજળે, ઝીલે મુઝ મન હંસ;
પણ તુમ વિરહે પીડિયો, જિમ મધુસૂદન કંસ. ૧
ગુણ કિટ્ટી અંગાર હુએ, હિયડું ડજ્ઝે તેણ;
અવગુણ નીર ન સંભરે, ઓલ્હાવીજે જેણ. ૨
સંદેશે સજ્જનતણે, જીવે માસ છમાસ;
દૂર દેશાંતર વાસિઆ, સંદેશો સુખવાસ. ૩

## ઢાળ બીજી

[ સુણ જિનવર શેત્રુંજાધણી જી–એ દેશી ]

ધન્ય તે દિન જિન જાણીએ જી, જિહાં તુમશ્યું સંજોગ;
સંપજશે સોભાગિયા જી, ટળશે વયર વિયોગ.
**કરો જિન ! સેવક જન સંભાળ,** તુમ હો દીનદયાળ. કરો૦
તુમ વિણુ કવણુ કૃપાળ–કરો૦ ૧

અણદીઠે અલજો ઘણો જી, દીઠે નયણુ ઠરંત;
મુજ મનકેરી પ્રીતડી જી, તું જાણે જયવંત. કરો૦–૨
તિણે કારણુ જિન ! દીજિયે જી, નિજ દરિસણુ એકંત;
તુઝ વિણુ મુઝ મન ટળવળે જી, નયણા નીર ભરંત. કરો૦–૩
નયણે તુઝ દરિસણુ રુચે જી, શ્રવણે વયણું સુહાય;
મન મિલવાને ટળવળે જી, કીજે કોડિ ઉપાય. કરો૦–૪
જિમ મન પસરે માહરું જી, તિમ જો કર પસરંત;
તો હું હરખી દૂરથી જી, તુમ ચરણે વિલગંત. કરો૦–૫
પુણ્યવંત તે પંખિયા જી, પગે પગે જેહ પેખંત,
ફિરી ફિરી દેતા પ્રદક્ષિણા જી, પૂરે મનની ખંત. કરો૦–૬
તુઝ દરિસણુ વિણુ જીવવું તે, જીવન મરણુ સમાન;
અહવા મરણુથકી ઘણું જી, જાણું અધિક સુજાણુ. કરો૦–૭
પૂજ્યો પ્રણમ્યો સંથુણ્યો જી, તું ગાયો ગુણવંત;
જિણે તું નયણે નિરખિયો જી, તસ જીવિત ફલવંત. કરો૦–૮
તે દિન કબહી આવશે જી, મુઝ મન ઠારણહાર;
તુમ મુખ ચંદ નિહાળતાં જી, સફળ કરીશ અવતાર. કરો૦ ૯

### દુહા

અંતરિયા બહુ ડુંગરે, તહ રૂક્ખેહિં ઘણેહિં;
તે સજ્જણુ કિમ વિસરે, જે અગ્ગલા ગુણેહિં. ૧
પ્રીતિ ભલી પંખેરુઆ, ઊડી જેહ મિલંત;
માણુસ પરવશ બાપડા, દૂર રહ્યા ઝૂરંત. ૨
દીઠા મીઠા તિહાં લગે, હરિ હર અવર અનેક;
જિહાં લગે તુમ નવિ સુણ્યા, હિયડે ધરી વિવેક. ૩

( ચાલુ ) સંગ્રાહક : **મુનિ કાંતિવિજયજી**

## श्री हेमचन्द्राचार्यकृत

## आत्मगर्हास्तवः

त्वन्मतामृतपानोत्था, इतः शमरसोर्मयः ।
पराणयन्ति मां नाथ ! परमानंदसंपदम् ॥ १ ॥

શબ્દાર્થ:-હે નાથ! તમારા મતરૂપી અમૃતપાનથકી ઉત્પન્ન થતા શમરસરૂપી તરંગો-તે-અહીંથી મને પરમાનંદની સંપત્તિ પમાડે છે. ॥ ૧ ॥

इतश्चानादिसंसार-मूर्च्छितो मूर्च्छयत्यलम् ।
रागोरगविषावेगो, हताशः करवाणि किम् ? ॥ २ ॥

શબ્દાર્થ:-વળી અહીં અનાદિ સંસારની વાસનાએ વૃદ્ધિ પામેલા રાગરૂપી સર્પના વિષની એચેની મને અત્યંત મૂર્ચ્છા પમાડે છે, માટે આશાભંગ થયેલો હું શું કરું? ॥ ૨ ॥

रागाहिगरलाऽऽघ्रातो-ऽकार्षं यत्कर्मवैशसम् ।
तद्वक्तुमप्यशक्तोऽस्मि, धिङ्मे प्रच्छन्नपापिनः ॥ ३ ॥

શબ્દાર્થ:-રાગરૂપી સર્પના ઝેરથી મૂર્ચ્છા પામેલા મેં જે દુષ્ટકર્મ કર્યાં છે તે કહેવાને પણ હું અસમર્થ છું; મને ગુપ્તપાપીને ધિક્કાર પડો. ॥ ૩ ॥

क्षणं सक्तः क्षणं मुक्तः, क्षणं क्रुद्धः क्षणं क्षमी ।
मोहाद्यैः क्रीडयेवाहं, कारितः कपिचापलम् ॥ ४ ॥

શબ્દાર્થ:-ક્ષણવારમાં આસક્ત, ક્ષણમાં મુક્ત ( વિરક્ત ), ક્ષણમાં ક્રોધી, ક્ષણમાં ક્ષમાવાન, એમ મોહાદિએ ક્રીડાની જેમ મારી પાસે વાનરચેષ્ટા કરાવી. ॥ ૪ ॥

प्राप्यापि तव संबोधिं, मनोवाक्कायकर्मजैः ।
दुश्चेष्टितैर्मया नाथ ! शिरसि ज्वालितोऽनलः ॥ ५ ॥

શબ્દાર્થ:-હે નાથ! તારા સમ્યગ્ ધર્મને પામીને પણ મન, વચન અને કાયાના વ્યાપારથી થયેલાં દુષ્કર્મોવડે મેં ( મારા ) માથા પર અગ્નિ સળગાવ્યો. ॥ ૫ ॥

त्वय्यपि त्रातरि त्रात-र्यन्मोहादिमलिम्लुचैः ।
रत्नत्रयं मे ह्रियते, हताशो हा हतोऽस्मि तत् ॥ ६ ॥

શબ્દાર્થ:-હે રક્ષક! તમે રક્ષણ કરનારા છતાં મોહાદિક ચોરોએ મારાં જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ ત્રણ રત્ન ચોર્યાં છે. અફસોસ! તે કારણ માટે હું નિરાશ થયેલો અને હણાયેલો છું. ॥ ૬ ॥

## શ્રી ધર્મોપદેશામૃતપંચવિંશતિકાનું ભાષાંતર

જેમણે વિષમ એવા વિષયરૂપી વિષવૃક્ષને વૈરાગ્યરૂપી સૂંઢવડે મૂળથી ઉખેડી નાંખેલ છે, તેવા શ્રી મહાવીર જિનેશ્વરરૂપી શ્રેષ્ઠ હાથી જય પામે છે. (૧).

વિષયરૂપી વિષ્ટામાં લોલુપી અને વિષયરૂપી વિષના આવેશથી જેનું મન પરવશ થયું છે તેવા જીવોને માટે આ અનુશાસન (શિક્ષા) કહેવામાં આવે છે, તેને હે ભવ્ય જીવો! તમે સાંભળો. (૨)

જેમ કુષ્ટીને માંસ, જેમ જ્વરાતુરને ઘૃતનું પાન અને જેમ [1]મૂસી નામના વ્યાધિવાળાને વિદળ દુઃખદાયી છે, તેમ ઘણા મોહવાળા જીવોને વિષયો દુઃખદાયી છે. (૩).

વળી તે વિષયો પાંચ પ્રકારના છેઃ–શબ્દ ૧, રૂપ ૨, રસ ૩, ગંધ ૪ અને સ્પર્શ ૫. તેમને વિષે જે અનાદિ કાળની મૂર્છા તે ભાવરોગ છે. (૪).

---

भ्रांतस्तीर्थानि दृष्टस्त्वं, मयैकस्तेषु तारकः ।
तत्त्वांघ्रौ विलग्नोऽस्मि, नाथ ! तारय तारय ॥ ७ ॥

શબ્દાર્થઃ–હે નાથ! હું (અનેક) તીર્થોને વિષે ભમ્યો, પણ તેઓમાં તારનારા એક તમને જ મેં જોયા, માટે તમારાં ચરણકમલમાં હું લીન થયો છું. (તેથી) હે નાથ! મને તારો, તારો. ॥૭॥

भवत्प्रसादेनैवाह–मियतीं प्रापितो भुवं ।
औदासीन्येन नेदानीं, तव युक्तमुपेक्षितुम् ॥ ८ ॥

શબ્દાર્થઃ–તમારી મહેરબાનીવડે કરી હું આ મનુષ્યજન્મભૂમિકા પ્રત્યે પામ્યો છું; તે માટે હમણા ઉદાસીનપણે કરીને તમારે મારી ઉપેક્ષા કરવી યોગ્ય નથી. ॥ ૮ ॥

ज्ञाता तात ! त्वमेवैक–स्त्वत्तो नान्यः कृपापरः ।
नान्यो मत्तः कृपापात्र–मेधि यत्कृत्यकर्मठः ॥ ९ ॥

શબ્દાર્થ–હે તાત! તમે જ એક નિપુણ છો, તમારાથી બીજો કોઇ દયાપર નથી અને મારા કરતાં બીજું કોઇ કૃપા કરવાને લાયક નથી, તે માટે તમે જે કૃત્ય કરવા યોગ્ય છો, તે કૃત્ય કરવામાં નિપુણ (તત્પર) થાઓ. ॥ ૯ ॥

॥ आत्मगर्हास्तवः समाप्तः ॥

मुनिश्री विद्यानंदविजयजी

---

[1] ઊંદર કરડવાથી થયેલ સોજા અથવા સામાન્ય સોજા.

આ ભાવરોગ ક્ષીણ થયે સતે જીવોને તેવું કોઇ દુઃખ નથી કે જે ક્ષીણ ન થયું હોય અથવા ન થાય અને આ ભુવનને વિષે તેવું કોઇ કલ્યાણ (સુખ) નથી કે જે પ્રાપ્ત થયું ન હોય અથવા ન થાય (૫).

આ જગતમાં વિષયોના વિપાકનું જોવું, વિષયોથી વિરક્ત થયેલાનું (સાધુઓનું) શરણ કરવું અને સંતોષની ભાવના કરવી-આ ત્રણ વિષયના નાશમાં કારણભૂત છે. (૬).

આ જગતમાં જીવોને જે રોગ, જે શોક, ખેદ, ભેદ, કારુણ્ય અને રોદન થાય છે, તે સર્વનું કારણ વિષયરૂપી વિષ જ છે. (૭).

નારકીઓને જે દુઃખ છે, તેમ જ તિર્યંચોને, મનુષ્યોને અને દેવોને જે દુઃખ છે તે સર્વ વિષયની પિપાસાથી જ ઉત્પન્ન થયેલું છે. (૮).

વિષયો વિષની જેવા વિષમ છે, વિષયો [1]બડિશામિષની જેમ મૃત્યુને પમાડનારા છે, તથા સેવન કરાતા વિષયો સ્મશાન(માં વસતા પિશાચાદિ)ની જેમ ઘણા છળવાળા છે (૯).

વિષયો તીક્ષ્ણ ધારવાળા ખડ્ગના પાંજરારૂપ ઘરની જેમ સર્વ અંગોને છેદનારા છે, તથા વિષયો પ્રારંભમાં મધુર અને પરિણામે કિંપાકના ફળ જેવા (પ્રાણહારક) છે. (૧૦).

ક્ષણવાર મળેલા માણસોના મનની જેવા વિષયો ક્ષણમાં દેખાય છે અને ક્ષણમાં નષ્ટ થઇ જાય છે. ઘણું શું કહેવું ? વિષયો સર્વ અનર્થોનું મૂળ(કારણ) છે (૧૧).

તે વખતે (સાધુ થયા પછી) અગ્નિના સંસર્ગથી સુવર્ણની જેમ કોશા વેશ્યાના સંસર્ગથી જેમનું તેજ ઘણું વૃદ્ધિ પામ્યું હતું તે **સ્થૂલભદ્ર** મુનિ જયવંત વર્તે છે. (૧૨).

તે **વજ્રઋષિ** ધન્ય છે કે જેમનું મન યુવાવસ્થામાં પણ વજ્રની જેમ લાવણ્યવડે પવિત્ર (મનોહર) એવી કન્યાની પ્રાર્થનારૂપી ઘણના મોટા ઘાવડે પણ ભેદાયું નહીં (૧૩).

તે **રાજીમતી** સાધ્વી કોને આશ્ચર્યકારક નથી ? કે જેણીએ નિર્જન પર્વતની ગુફામાં રહેલા **રથનેમિ** મુનિરૂપી મદોન્મત્ત હાથીને સન્માર્ગે ઉતાર્યો. (૧૪).

તે આર્યા **પુષ્પચૂલા** પણ ઉજ્જવળ શીળવાળી સ્ત્રીઓના પુષ્પચૂલ(મુગટ)ની

[1] મચ્છીમાર મત્સ્ય પકડવા માટે માંસને ગળમાં પરોવીને નાંખે છે તે.

જેવી છે કે જેણીએ ( રાગનાં કારણરૂપ ) પૂર્વના પતિ સમીપે ( એક જ શહેરમાં ) છતાં પણ ( ગુરુભક્તિવડે ) કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું. (૧૫).

તે **સુદર્શન** શ્રાવક પણ જગતને વિષે સુદર્શન ( સારા સમકિતવાળો અથવા સુંદર દર્શન કરવા લાયક ) છે કે જે પ્રતિમાએ ( કાયોત્સર્ગમાં ) રહ્યો સતો અભયા રાણીથી મરણરૂપ કષ્ટ પમાડ્યા છતાં પણ ક્ષોભ પામ્યો નહીં. (૧૬).

તે શ્રમણોપાસકો ( શ્રાવકો ) પણ ધન્ય છે કે જેઓએ **જંબૂસ્વામીના** પૂર્વભવે શિવ નામના શ્રાવકની જેમ વિષયરસનો દૂરથી ત્યાગ કર્યો છે અને જેઓનું ચરિત્ર લોકોને પ્રાર્થના કરવા લાયક છે. (૧૭).

તે **સુંદરી** શ્રાવિકા ( ઋષભદેવની પુત્રી ) ખરેખર સુંદરી જ છે, કે જેણીએ વિષયોમાં પિપાસા રહિત થઇ સાઠ હજાર વર્ષ સુધી આચામ્લ ( આયંબિલ ) તપ કર્યું. (૧૮).

**સીતા, સુલસા** અને **સુભદ્રા** એ ત્રણે જગતમાં પ્રત્યક્ષપણે વિકસ્વર, નિર્મળ શીળના મહાત્મ્યવાળી અને જગતને વાંદવાલાયક ચરણવાળી છે. (૧૯).

અતિ વિષમ એવા વિષયોના સમૂહના સ્વામીરૂપ જે ઉત્કટ કામદેવ, તેના મદને મર્દન કરનાર અને મહાસત્ત્વવાળા સત્પુરુષો ( સત્ત્વવંતો ) નિત્ય સ્મરણ કરવા લાયક છે. (૨૦).

સંતોષરસરૂપી અમૃતના પરિણમનના વશથી જેમણે વિષમ વિષયોની તૃષ્ણાનું મંથન કર્યું છે તેવા સજ્જનો આ ભવમાં પણ પરમાનંદમય(સિદ્ધ)ની જેવા સુખી હોય છે. (૨૧).

સંતોષરૂપી નંદનવનમાં ફરતા ચિત્તને સંસારરૂપી મરુસ્થળ( મારવાડ )માં ભમવાથી ઉત્પન્ન થતો વિષયતૃષ્ણાનો દાહ ક્યાંથી હોય ? (૨૨).

સંતોષરૂપી પાશમાં પડેલો મનરૂપી મર્કટ અતિ વિષમ વિષવૃક્ષની જેવા વિષયોમાં બદ્ધરસવાળો ( આસક્ત ) થતો નથી. (૨૩)

વિષયોમાં લાલસાવાળાં ઇંદ્રિયો અને મનનો જે નિગ્રહ કરવો, તે જ પરમ આનંદવાળો અમૃત રસ છે અને તે જ પરમ તત્ત્વ છે. (૨૪).

આ અનુશાસનરૂપી અંકુશને મસ્તક પર ધારણ કરતો જીવરૂપી હસ્તી વિષયોરૂપી ઉન્માર્ગમાં લાગેલો હોય તો પણ અવશ્ય સન્માર્ગે આવે છે. (૨૫).

ઇતિ શ્રી ધર્મોપદેશામૃત પંચવિંશતિકાનું
ભાષાંતર સમાપ્ત

# વ્યવહાર–કૌશલ્ય

લેખક—મૌક્તિક

( ૧૭૧ )

**હું જે કરવાનો હોઉં, તે સિવાય અત્યારે આખી દુનિયામાં બીજી કોઈ ચીજ નથી–એ ભાવે મારાં કાર્ય તરફ હું જઉં છું–સખ્ત કામ કરનારની ફતેહની આ ચાવી છે.**

**કામ** ઉપર જવું ત્યારે કામનો જ વિચાર કરવો. રમત વખતે રમવાનો, ખાતી વખતે ખાવાનો અને કામ કરતી વખતે તે જ કામનો વિચાર કરવો. એમ કરવાથી એકાગ્રતા થાય છે અને એકાગ્રતા કર્યા વગર કોઇ કામ સંપૂર્ણ અંશે સિદ્ધ થતું નથી. કોઇ કામ આદરી, વળી તેમાંથી મન પાછું ખેંચી લેવું, બીજાં કામમાં પડી જવું–એમાં લાભવારો થતો નથી. કામની જમાવટ એના પ્રદેશની ચોખવટ અને તેમાં ઓતપ્રોત થવાની આવડતમાં છે. અવ્યવસ્થિત માણસો અનેક કામો આદરે છે અને એકેને પૂરું કરી શકતાં નથી, જ્યારે કુશળ મનુષ્ય આદરેલ કામોને સંપૂર્ણ પાર ઉતારે છે. લેખ લખવા બેઠા, બે લીટી લખી, ત્યાં વાતે ચઢ્યા. વાતમાથી જરા પરવારી કપડા પહેરી બહાર ચાલ્યા. આમ કરવામાં વિચારધારા તૂટી જાય છે અને લખવાના કામમાં અવ્યવસ્થા થઇ જાય છે. લેખ પૂરો તો કરવો જ પડે, પણ એમાં ડચકાંઓ દેખાય છે, સળંગપણાનું ખૂન દેખાય છે, અને વિચાર–સંકળના ત્રુટી જતાં કલાકાર અવલોકનકારની નજરમાં એ ત્રુટી તુરત આવી જાય છે. માટે જે કામ લેવું, પછી તે ગમે તેટલું નાનું કે નજીવું હોય, પણ તેને પાર પાડયે જ સિદ્ધિ માનવી. એમાં ખૂબ જમાવટ થાય છે. કોઇ કામ એકાગ્રતાથી કરતાં તેની ધૂન આવે છે અને આવેલ ધૂનને ઉતારી નાખતા કામ આખું માર્યું જાય છે, માટે જે કામ લીધું તે એક જ કામ આ દુનિયામા છે અને તે સિવાય બીજું કાંઇ નથી–એવી એકવાક્યતા કરીને કાર્ય આરંભે તેને વિજયવરમાળ જરૂર મળે છે.

દ્રોણાચાર્ય પાસે પાડવ કૌરવો ધનુર્વિદ્યા શિખ્યા. એક દિવસ વડીલો સમક્ષ પરીક્ષા લેવાઇ. દ્રોણાચાર્યે દૂરથી એક ઝાડ બતાવ્યું. તેના ઉપરના પાંદડાને તીરથી વીંધવાનું હતું. પરીક્ષા શરૂ થઇ. પ્રથમ આવ્યો દુર્યોધન. દ્રોણગુરુએ પ્રશ્ન પેલા પાંદડાને વીંધવાનો મુકયો, પછી પૂછ્યું–'શુ દેખે છે?' દુર્યોધને કહ્યું–'એવું શુ પૂછો છો? તમને, વડીલોને–સર્વને દેખું છું.' માર્કમાં પપેરો મળ્યો. એક પછી એક બીજા આવ્યા, કોઇ પ્રશ્નનો હાર્દ સમજ્યું નહિ છેવટે બાણાવલી અર્જુન આવ્યો. તે જ સવાલ થયો. જવાબમાં એણે કહ્યું, 'મારા બાણની અણી અને વીંધવાનાં પાદડાંના છેડાને જ હું દેખું છું, એ સિવાય આ દુનિયામા બીજી ચીજ કે મુખ દેખતો નથી.' એને એકસો માર્ક મળ્યા. આ વાર્તામાં ખૂબ રહસ્ય છે. જેને આ રીતે કામ આરોપવાની ટેવ પડે તે સિદ્ધ બાણાવલી થાય. કામની શરૂઆત ન કરવી એ પ્રથમ બુદ્ધિલક્ષણ છે અને આદરેલ કાર્યને સંપૂર્ણ પાર પાડી પૂરું કરી બતાવવું એ બીજું બુદ્ધિલક્ષણ છે. ઘણાં માણસો અનેક કામો આદરે છે અને એક પણ પૂરુ કરતાં નથી એમાં અક્કલ નથી, દેખાવ છે, પણ દેખાવમાં કાર્યસિદ્ધિ નથી.

જીવનમાં ફતેહ મેળવવા માટે કરવાના કાર્ય પર પ્રેમ, તેને વળગી રહેવાની ચીવટ અને તેને પૂરું કરવાની તાલાવેલીની ખાસ જરૂર છે. જે પ્રેમથી વળગી રહે, એકતાને લાગ્યો રહે અને 'કામં કરું અથવા દેહ પાડું'–એવી સ્થિતપ્રજ્ઞતા વાપરે, તેને દૂરથી અશક્ય લાગતાં કામો પણ સાધ્ય છે અને જ્યાં ત્યાં ખાચકા ભરનારને ખોટો રખડપાટો છે. કુશળ માણસ કામને સમજે અને સમજીને તેને વળગી રહે.

"I go at what I am about as if there was nothing else in the world for the time being. That is the secret of all hard-working men."
C. KINGSLEY (18-6-38)

( ૧૭૨ )

**જે ભય ( બીક ) ઉપર વિજય મેળવવાનું શીખે છે તે ભયની ભૂમિકાથી ઉપર જઈ તેનાં નિષેધાત્મક પરિણામોને પોતાની તરફ ખેંચતો અટકે છે, મંદવાડ, નિષ્ફળતા, દુઃખ અને વિષમતાને ખેંચતો અટકી જઈ છૂટાપણામાં પ્રવેશ કરે છે અને શાંતિ અને સમતાનું જીવન જીવે છે.**

**ભય** અનેક પ્રકારના હોય છે: રાજ્યભય, ચોરભય, કીર્તિનાશભય, વ્યાધિભય, વિયોગભય વગેરે. અનેક માણસો ભયની કલ્પના કરીને નાહક દુઃખી થાય છે. દુનિયા રસાતળ જવાની છે! ખરેખરો કળજુગ આવ્યો છે! ધરતીના રસ–કસ ઊડી ગયા છે! અથવા પોતાનું શું થશે? જીવનનિર્વાહ કેમ થશે? વિગેરે સાચી ખોટી કલ્પના કરી અધમુઆ જેવી જિંદગી ઢસડે છે. આ સર્વ નિષ્કારણ કલ્પના છે, સત્ત્વનો નાશ કરનાર જાળાં છે, જીવનને અકારું બનાવનાર માનસિક અજીર્ણ છે. ભયના નિષેધાત્મક પરિણામો તો પારવગરનાં છે. ભયગ્રસ્ત માનવી પોતાની જાતને મંદવાડથી અકળાયલી, સગાંઓથી તજાયલી, મિત્રોથી તરછોડાયલી અને સ્નેહીઓથી હેરાન થએલી જ જુએ. એને શાંતિ ન મળે, ધીરજ ન મળે, આરામ ન મળે, સ્વસ્થતા ન મળે. એ હાંફળોફાંફળો થઇ અટવાયા કરે અને જીવનને બોજારૂપ ગણતો અહીંનું કે આવતા ભવનું જરા પણ સાધી શકે નહિ. આત્મવિકાસનું પહેલું પગલું ભયરહિતપણું–**નિર્ભયતા** કેળવવાનું છે. જેણે વિષમ પરિસ્થિતિ હાથે કરીને વહોરવી ન હોય તેણે નિર્ભય થઇ જવાની ખાસ જરૂર છે. એણે વિચારવું કે આત્મામાં અનંત શક્તિ છે અને ગમે તેવા પ્રસંગો પાર પહોંચાડવાનું તેનામાં બળ છે.

એક વાર નિર્ભયપણું પ્રાપ્ત થઇ જાય એટલે માનવીને સદર પરવાનો મળી જાય છે; એને કારાગ્રહનો ભય રહેતો નથી, એને ગરીબ થઇ જવાની ચિંતા થતી નથી અને સુખસગવડના નાશની મૂંઝવણ થતી નથી, એને વડીલપણાના દાવા કરનારથી હલકા પડવાની ગૂંચવણ થતી નથી. પછી એને જીવન રમત જેવું થઇ જાય છે, એને જીવનમાં ઉલ્લાસ દેખાય છે, એને આત્મવિકાસના માર્ગો સ્પષ્ટ દેખાય છે, એને ગમે તેવા સ્થાનકે પ્રવેશ કે પ્રચારમાં સરળતા મળી જાય છે અને એનો આખો જીવનપંથ પ્રકાશમય, રમ્ય અને સૌંદર્યભરપૂર બની જાય છે. જેમ યોગમાર્ગમાં પ્રથમ પંક્તિએ **નિર્ભયતા** કેળવવાની સૂચના છે, તેમજ વ્યવહારમાં પણ કોઇથી ડરવાની જરૂર નથી. આપણો માર્ગ સાચો હોય,

આપણો ગહ યોગ હોય અને આપણામા સત્ય અહિંસાની આતરપ્રેરણા હોય તો દુનિયા જખ મારે છે, જરાપણ ગભરાયા વગર, કોઇથી દબાયા વગર, કોઇની ઓશીઆળી કર્યો વગર આગળ ધપાવવુ સાધ્યસિદ્ધિ ચોખ્ખી હસ્તગત છે એમા શકા નથી. જ્યારે મનમા ગોટાળો હોય ત્યારે જ ભય સ્થાન લે છે અને ઘર કરે છે, માટે સાચા રસ્તા શોધી ત્યા જમાવટ કરવી અને પછી કોની બીક છે? શેની બીક છે? આપણે કોઇના દેવાદાર નથી, આપણા પર કોઇનુ સ્વામિત્વ નથી આનદથી, પ્રેમથી, હોશથી નિર્ભયપણે આગળ વધો તેમા વિજય છે, તેમા મોજ છે અને તે ખરુ જીવન છે

One who learns to overcome fear rises above the fear plane, ceasing to attract himself the negative results of fear He ceases to attract sickness, failure, unhappiness, disharmony, he enters into freedom He lives a life of harmony and peace (25-1-39)

# ઉત્તમ શૌચધર્મ

શૌચ એટલે પવિત્રતા, ઉજ્જ્વળતા—જે બાહ્યદષ્ટિ જીવ છે તે દેહની પવિત્રતા—ઉજ્જ્વળતા માટે સ્નાનાદિક કરવુ તેને જ શૌચ કહે છે સપ્તધાતુમય, મળમૂત્રથી ભરેલી કાયા જળથી શુદ્ધ કેમ થઇ શકે? જે જાતે જ અશુદ્ધ છે તે શુદ્ધ શી રીતે થાય? ન થાય કાળા કોલસાને ગમે તેટના સાબૂનથી ધોઇએ તો પણ શુ તે ઊજળા થાય? ન થાય. તેમ આ દેહ પણ મળમૂત્રાદિકથી ભરેલ છે તે સ્વચ્છ પાણીથી ધોતા પણ પવિત્ર થાય નહી તેથી સ્નાનમાત્ર કર્યાથી પવિત્ર થવાય છે એવી માન્યતા ભૂલભરેલી છે ત્યારે પવિત્ર કેમ થવાય? તેનો ઉપાય બતાવે છે ખરી પવિત્રતા આત્માની ઉજ્જ્વળતાથી થવા પામે છે આત્મા લોભ, હિંસાદિક પાપોવડે મલિન થઇ રહ્યો છે, તે પાપમળનો નાશ થવાથી આત્મા ઉજ્જ્વળ—પવિત્ર થાય છે જેનુ મન કામ, ક્રોધ, લોભ, મત્સરથી મલિન થયેલ છે તે જળવતી બાહ્ય સ્નાન કરવા માત્રથી પવિત્ર થઇ ન શકે ધનની ગૃદ્ધિ—અતિલોભ—તૃષ્ણા—તેનો ત્યાગ કરવાથી શૌચધમ આત્મામા પ્રગટ થાય છે પરિગ્રહની મમતા છોડીને વિષયલાલસા તજી બાહ્યાભ્યતર તપમાર્ગમા પ્રવર્તન કરવુ તે શૌચ ધર્મ છે બ્રહ્મચર્યનુ પાલન કરવુ તે પણ શૌચધર્મ છે, આઠ જાતના મદ દૂર કરી વિનયવાન થવુ તે શૌચ ધર્મ છે, વીતરાગ સર્વજ્ઞપ્રણીત પરમાગમનો અનુભવ થવાથી અતરગ કષાય દૂર થવા પામે છે, તેથી શૌચધર્મ પ્રાપ્ત થાય છે યથાર્થ પવિત્રતા યા આત્માની ઉજ્જ્વળતા કષાય દૂર થવાથી થાય છે

પાપથી અતકરણ મલિન થવા ન દેવુ તે શૌચધર્મ છે જે કોઇ સમભાવ—સતોષ ભાવરૂપ જળવડે તીવ્ર તૃષ્ણારૂપી મેલને ધોવે છે તથા ભોજનમા અતિ લાલસા તજી સામ્યભાવ આદરે છે, તે ઉત્તમ શૌચધર્મવાન છે અશુભ વાસનાઓને દૂર કરી આત્માને પવિત્ર કરો, એ મોક્ષમાર્ગ છે, એ મોક્ષદાતા છે ઇતિશમ્ (સ્વ૦ મ. ક. વિ)

# ઉત્તમ સંયમધર્મ

ઇન્દ્રિયો મન અને કષાયભાવને અંકુશમાં રાખવા તે સંયમધર્મ છે જીવહિંસાથી દૂર રહી અહિંસામય વર્તન રાખવું, હિત, મિત, પ્રિય વચન બોલવા, પરધનની વાંછાનો ત્યાગ, કુશીલનો ત્યાગ અને પરિગ્રહનો ત્યાગ એ પાંચ વ્રતો દૃઢતાપૂર્વક ધારના તથા પાંચ સમિતિ પાળવી તે સંયમ છે પાંચ સમિતિનું સ્વરૂપ આ પ્રમાણે સમજી રાખવાનું છે જતા-આવતા જીવવિરાધના ન થાય તેમ યતનાપૂર્વક ચાલવું તે ઇર્યાસમિતિ છે વચનની શુદ્ધતા રાખવી તે ભાષાસમિતિ છે નિર્દોષ શુદ્ધ આહાર ગવેષણાપૂર્વક લાવી આસક્તિ વગર ભોજન કરવું તે એષણાસમિતિ છે. શરીર-ઉપકરણાદિક આંખવડે દેખી શોધીને લેવા-મૂકવા તે આદાનનિક્ષેપણા સમિતિ છે તથા મળ, મૂત્ર કફ વિગેરે એવી નિર્દોષ-નિર્જીવ જગામાં પરઠવવા કે જેથી બીજા જીવોનો ઘાત થાય નહીં, તેમ જ અન્યને દુગંછા ઉપજે નહીં તે પરિષ્ટાપનિકા સમિતિ છે ક્રોધાદિક ચારે કષાયનો નિગ્રહ કરવો મન, વચન કાયાની અશુભ પ્રવૃત્તિને રોકવી, વિષયમાં દોડતી પાંચે ઇન્દ્રિયોને વશ કરવી-કાબૂમાં રાખવી તે સંયમ છે સંયમથી સમ્યગ્દર્શન પુષ્ટ થતા પામે છે સંયમ કલ્યાણનો માર્ગ છે સંયમ વગર જીવ દુર્ગતિ પામે છે સંયમ વિનાની કેવળ બાહ્ય કષ્ટકરણી સર્વ વૃથા છે ઇન્દ્રિયોને વશ રાખવી તે ઇન્દ્રિયસંયમ અને ત્રસ સ્થાવર સર્વ જીવોને સ્વ આત્મા સમાન લેખી તેમની રક્ષા કરવી તે પ્રાણસંયમ આ બન્ને પ્રકારના સંયમ વગર બાહ્ય કરણી કષ્ટકર હોઈ વૃથા છે સંસારમાં દુ ખી થતા જીવોને સંયમ વિના બીજું કોઇ અન્ય શરણ નથી જ્ઞાની પુરુષો તો પ્રમાદ તજી સાવધાનપણે સંયમનું સારી રીતે જાતે સેવન કરતા છતા તેમની દુર્લભતા ને ઉપયોગિતાનો ભવ્ય જનોને ઉપદેશ દે છે કે સંયમ વગર જીવન નિષ્ફળ છે સંયમ આ ભવમાં તથા પરભવમાં કલ્યાણકારી છે સંયમ દુર્ગતિરૂપ સરોવરનું શોષણ કરવા સૂર્ય સમાન છે સંયમવડે ભવભ્રમણનો નાશ થાય છે તેના વગર ભવનો અંત આવતો નથી ક્રોધાદિ કષાયવડે આત્માને મલિન થવા ન દે તથા બાહ્યવ્યવહારથી સમિતિ અને ગુપ્તિયુક્ત થઇ સાવધાનપણે વર્તે તેને સંયમ ધર્મની પ્રાપ્તિ ને પુષ્ટિ થતા પામે છે ઇતિશમ્ (સં૦ સ. ક. વિ )

---

### ઉપદેશક પદ ( રાગ મારુ:)

સુમતિનાથ સાચા હો, પરે પરે પરખત હિ ભયા, જૈસા હીરા જાચા હો,
ઓર દેવ સવિ પરહર્યા, મે જાણી કાચા હો સુમતિ૦ ૧
તેસી કિરિયા હે ખરી, જૈસી તુજ વાચા હો,
ઓર દેવ સવિ મોહે ભાસ્યા, સવિ મિથ્યા માચા હો સુમતિ૦ ૨
ચઉરાશી લખ વેષમા, હુ બહુ પરે નાચા હો,
મુગતિ દાન દેઇ સાહિબા, અબ કરદો ઊંચા હો સુમતિ૦ ૩
લાગી અગ્નિ કષાયકી, સબકો રહી આચા હો,
રક્ષક જાણી આદર્યો, મે તુમ શરણુ સાચા હો સુમતિ૦ ૪
પક્ષપાત નહિં કોઉશુ, નહિં લાલચ લાચા હો,
નયવિજય સુશિષ્યકો, તોસુ દિલ રાચા હો સુમતિ૦ ૫

## ગુણનો રાગી પરના દોષનો દ્વેષી ન હોય, તેને પોતાના દોષ પર જ દ્વેષ હોય.

ગુણાનુરાગી તરીકે આપણે જેને ઓળખીએ છીએ તેવા ગુણગ્રાહી સજ્જનો પારકા દોષ જોનારા હોતા જ નથી. પ્રાયે તેની નજર અન્યના દોષ જોતી જ નથી. તેને તો પોતાના દોષ તરફ જ દૃષ્ટિ હોય છે. તે પોતાના નાના સરખા દોષને પણ ત્યાજ્ય ગણીને તેના નિવારણ માટે પ્રયત્નશીલ હોય છે. પારકાના નાના સરખા ગુણને પણ તે મોટા માને છે અને તેને બહુમાન આપે છે ગુણગ્રાહી થવું તે સજ્જનો માટે પણ સહેલી વાત નથી. શ્રી યશોવિજયજી ઉપાધ્યાય મહારાજ કહે છે કે:—

નિર્ગુણ તે ગુણવંત ન જાણે, ગુણવંત તે ગુણ દ્વેષમાં તાણે; લાલન !૦
આપ ગુણી ને વળી ગુણરાગી, જગમાં તેહની કીર્તિ જાગી લાલન !૦ ૧

"નિર્ગુણી મનુષ્ય તો બીજાના ગુણોને જાણી કે ઓળખી જ શકતો નથી, પરંતુ ખેદકારક વાત તો એ છે કે પોતે ગુણી છતાં બીજાના ગુણોની ઈર્ષા કરીને તેને દ્વેષમાં તાણી જાય છે અર્થાત્ ગુણી તરીકે અન્યને બહુમાન આપી શકતા નથી શાસ્ત્રકાર કહે છે કે–જે સજ્જનો પોતે ગુણી હોય અને બીજાના ગુણના રાગી હોય–તેનું બહુમાન કરનારા હોય. તેની જ આ જગતમાં જાગતી કીર્ત્તિ હોય છે; અર્થાત્ તેનો યશ ગવાયા જ કરે છે."

આ કથન ઉપરથી સમજવાનું એ છે કે–પોતે કોઈપણ પ્રકારે ગુણો મેળવવા, તેમાં સંતોષી ન થવું, પણ અસંતોષી જ રહેવું અને નિરંતર બીજાના ગુણોને જાણીને તેની ઈર્ષા ન કરતાં તેનું બહુમાન કરવું, તેને જોઈને પ્રસન્ન થવું કે જેથી તે ગુણોનો પોતામાં પણ આવિર્ભાવ થાય પ્રાયે ખરા ગુણી તો બીજાના ગુણના રાગી જ હોય છે. જે ગુણી અન્યના ગુણોની પ્રશંસા ન કરતાં ઈર્ષા કરે છે તે સાચો ગુણી જ નથી; કારણ કે ગુણીનું લક્ષણ જ અન્યના નાના સરખા ગુણને મોટા માનવા તે છે. એક કવિ કહે છે કે:—**परगुण-परमाणून् पर्वतीकृत्य नित्यं, निजहृदि विकसंतः संति सन्तः कियन्तः ॥** 'પારકા ગુણના પરમાણુને અથવા પરમાણુ જેટલા ગુણને પણ પર્વતરૂપ કરીને–પર્વત જેવડા મોટા માનીને પોતાના હૃદયમાં વિકસિત થાય છે એવા સંતો–સજ્જનો કેટલાક જ ( વિરલા જ ) હોય છે. આ અર્ધશ્લોકમાં રહસ્ય ઘણું છે. જો પોતામાં ગુણોની વૃદ્ધિ કરવી હોય તો જરૂર અન્યના ગુણો જોઈ પ્રસન્ન થવાની અને દોષોની ઉપેક્ષા કરવાની–તેના સામું પણ ન જોવાની ટેવ પાડવી.

# ઘડિયાળ કટ કટ, કટ કટ કેમ કરે છે?

ઘડિયાળ જો કે પોતાને સોંપેલું કાર્ય ટાઈમ આપવાનું કરે છે, પરંતુ તેની સાથે જો આપણે લઇ શકીએ તો આપણને બોધ પણ આપે છે. કહ્યું છે કે:—

પળપળ છીજે આઉખું, અંજળી જળ જ્યું એહ;
ચલતે સાથે સંચવું, લેઇ શકે તો લેહ.

આ દુહાના ભાવાર્થ પ્રમાણે ઘડિયાળ કટ કટ શબ્દવડે હે માનવ! તારું આયુષ્ય કપાય છે, કપાય છે, ઘટતું જાય છે એમ સૂચવે છે.

સુજ્ઞ મનુષ્યો આ વાત સારી રીતે સમજે છે અને આ મનુષ્યજિંદગીનો અમૂલ્ય સમય વ્યર્થ જવા દેતા નથી. સાંસારિક સર્વ કાર્ય—વ્યાપાર અને ખાન-પાનાદિ કરતાં પણ ધર્મને ભૂલતા નથી. વ્યાપારમાં સત્ય, પ્રમાણિકપણું, પાપ-વ્યાપારનો ત્યાગ-ઇત્યાદિવડે ધર્મને સંભારે છે ખાનપાનમાં અભક્ષ્યાદિનો ત્યાગ કરતાં સતા ધર્મને સંભારે છે.

રાત્રે સૂતા સૂતા પણ ચોરાશી લાખ જીવાયોનિ ખમાવી, ૧૮ પાપસ્થાનક આલોવી ધર્મને ભૂલતા નથી ચાર શરણ કરી પરમેષ્ઠી મહામંત્રનું સ્મરણ કરતા સુએ છે અને જાગૃત થાય ત્યારે પણ નવકાર મંત્રને સંભારે છે. બનતાં સુધી શિયળ પાળે છે અને રાત્રિ સંબંધી પાપ લાગ્યાં હોય તે આળોવવા પ્રભાતે રાત્રિપ્રતિક્રમણ કરે છે આખો દિવસ વિરતિપણામાં જાય તેટલા માટે ચૌદ નિયમ વિગેરે ધારે છે. બનતાં સુધી રાત્રે ચોવિહાર કરે છે, પ્રભાતે નવકારશી તો જરૂર કરે છે. કેટલાક ધર્મી ગણાતા બંધુઓ સૂર્યોદય પછી ૪૮ મિનિટ વ્યતીત થયા અગાઉ પચ્ચખ્ખાણ પારે છે તેમાં ભૂલ થાય છે.

સાંજે પ્રતિક્રમણ જરૂર કરે છે એટલું જ નહીં પણ દિવસે જ્યારે જ્યારે અવકાશ મળે ત્યારે ત્યારે એક બે સામાયિક કરી આત્મહિતકારી વાંચન વાંચે છે. હાલમાં પુણ્યોદયને લઇને અનેક ગ્રંથો ને પ્રકરણો તેમ જ તેનાં ભાષાંતરો વિગેરેનો લાભ મળવાનું સગવડભર્યું થયું છે. કથાનુયોગ પણ પુષ્કળ છપાયેલ છે ને નવો છપાય છે. ઉત્તમ મનુષ્યો તેમાં પોતાના દ્રવ્યનો સદુપયોગ કરે છે.

---

વર્તમાન સમયમાં ગુણીની જ અલ્પતા સંભવે છે, તેવા સમયમાં તેવા ગુણીને ઓળખનારા પણ અલ્પ સંખ્યામાં જ હોય છે. બહુલતાએ દોષવાળા અને પારકા દોષને જોનારા—અન્ય પાસે પ્રકાશનારા અને તેને હલકો પાડનારા મનુષ્યો જ હોય છે. તેનામાં ગુણનો આવિર્ભાવ થઇ જ શકતો નથી. ગુણો મેળવવા, તેને સ્થિર કરવા અને તેથી થતા આત્મિક લાભ મેળવવા એ સહેલી વાત નથી. આ દુર્લભ મનુષ્યજિંદગીની સાર્થકતા ગુણી પ્રત્યે બહુમાન ધરાવવાથી જ થવાનો સંભવ છે.

કુંવરજી

# વૈરાગ્ય-વિચાર

પુદ્‌ગલકેરા બાગમાં, બેસી વિચારો ધર્મ;
સુખ દુઃખ શું વસ્તુ છે, જુઓ વિચારી કર્મ. [૧]
પૂર્વ પુન્યના ઉદયથી, મળ્યો મનુષ્ય અવતાર;
તક આવી હારી જશો, તો થાશો હેરાન. [૨]
ચાર ગતિના દુઃખનો, ગણતા નાવે પાર;
મનુષ્ય ગતિએ જ્ઞાન ગુણ, જો ઊઘડે ભવપાર. [૩]
પૂર્વોપાર્જિત કર્મનો, ઉદય રહે ચિરકાળ;
રાગ દ્વેષને જો તજો, તો ત્રૂટે ભવજાળ. [૪]
નિમિત્ત મળતાં આતમા, ભળે નિમિત્તની માંય;
ભળતાં ભળતાં તદ્રૂપ થઇ, ભમે ભવની માંય. [૫]
વૃત્તિ વહે પરભાવમાં, ખેંચી લઇ તત્કાળ;
ઉદાસીન થઇ આત્મમાં, વર્તો સ્વરૂપાકાર. [૬]
આશા ઈચ્છાએ નષ્ટ થઈ, ટળે જીવ સ્વરૂપ;
જીવ જીવે જીવભાવમાં, જ્ઞાનાનંદ સ્વરૂપ. [૭]
ઈચ્છા આરંભ મૂળ છે, આરંભે જકડાય;
તૂટે ઇચ્છા મૂળથી, તો પામે ભવપાર. [૮]
આકર્ષક સંસારમાં, આત્મ ધરે ઉપયોગ;
પોતાથી પોતે પડે, એમાં કોનો દોષ? [૯]
ચાર ગતિ ચૂરણ કર્યે, પંચમ ગતિ પમાય;
આત્મ સ્વરૂપે રમણતા, ચૌગતિ ચૂરણ થાય. [૧૦]

પંન્યાસજી શ્રી કલ્યાણવિમળજી

---

જિનપૂજા, ગુરુવંદના વિગેરે શ્રાવકયોગ્ય ષટ્કર્મ સ્વપર ઉપકારક જાણીને દરરોજ કરે જ છે, ભૂલતા નથી. સાધુ, સાધ્વીની ઔષધભેષજ સંબંધી સારસંભાળ રાખે છે. સ્વામીભાઇની યથાશક્તિ સંભાળ લઇ તેમની ઉપાધિ દૂર કરે છે. અન્ય દુઃખી જનોને જોઈને કરુણાવાળા હૃદયથી તેનાં દુઃખોનું નિવારણ કરવાનું ભૂલતા નથી.

પશુ પરની દયાને પણ ભૂલતા નથી. એ પ્રાણીઓ તો બિચારા મૂંગાં છે. પોતાનાં દુઃખ તે કહી શકતાં નથી. ક્ષુધા, તૃષા સહન કરે છે, પરંતુ દયાળુ મનુષ્યો તેનાં દુઃખ નિવારણ માટે પણ બનતો પ્રયાસ કરે છે.

ઘડિયાળ કટ કટ કરીને જે ઉપદેશ આપે છે તેને સુજ્ઞજનો હૃદયમાં ઉતારી આ અનેક ધર્મસામગ્રીયુક્ત મળેલ મનુષ્યજીવનને સાર્થક કરે છે, જેથી તેઓ આગામી ભવે પણ સુખ-સંપત્તિ અને ધર્મસામગ્રી પામે છે. આટલો ટૂંકો ઉપદેશ સ્વલ્પરુચિ જીવો માટે બસ છે. કુંવરજી

# प्रश्नोत्तर

( પ્રશ્નકાર : ભાઇ દેવચંદ કરશનજી-રાધનપુર )

**પ્રશ્ન ૧**—રસેંદ્રિય વિગેરેથી રસ વિગેરેના ટાઢાઉનાપણાનો બોધ થાય છે તો ત્યાં સ્પર્શેંદ્રિયનું શું કામ છે?

**ઉત્તર**—કોઇપણ ઇંદ્રિયને ટાઢાઉના વિગેરે સ્પર્શનો બોધ થાય છે તે ત્યાં રહેલી સ્પર્શેન્દ્રિયને લઇને જ થાય છે, એ પરિજ્ઞાન બીજી ઇંદ્રિયોથી થતું નથી.

**પ્રશ્ન ૨**—શ્રોત્રેદ્રિયનો વિષય બાર યોજનનો કહ્યો છે તો શું બાર યોજન દૂર રહેલો સ્વર મનુષ્ય સાંભળી શકે?

**ઉત્તર**—બાર યોજન દૂર રહેલા વાજીંત્રાદિના સ્વરને સાંભળવાની શ્રોત્રેંદ્રિયની શક્તિ છે. ઘ્રાણ, રસના ને સ્પર્શેન્દ્રિયનો ઉત્કૃષ્ટ વિષય નવ યોજનનો છે. એટલે તેટલે દૂર રહેલ વસ્તુની ગંધ આવે, રસ પણ જાણી શકાય ને સ્પર્શ પણ જાણી શકાય ચક્ષુ ઇંદ્રિયનો વિષય તો લાખ યોજન સાધિક છે.

**પ્રશ્ન ૩**—ચારે નીકાયના દેવોની વ્યવસાયસભામાં પુસ્તકો હોય છે તો તેમાં શું લખેલ હશે?

**ઉત્તર**—તેમાં તે તે દેવોનો કલ્પ-આચાર-કર્ત્તવ્ય જણાવેલ હોય છે.

**પ્રશ્ન ૪**—ગ્રૈવેયક ને અનુત્તર વિમાનના દેવો સૂઇ જ રહે છે તો ત્યાં રહેલાં પુસ્તકો તે શી રીતે વાંચી શકે? તે પુસ્તકોમાં શું લખેલ હોય છે?

**ઉત્તર**—એ પુસ્તકો એની પડખે રહેલાં હોય છે, તે પડખાભર સૂતાંસૂતાં વાંચે છે તેનાં પાનાં સ્વયમેવ ફરે છે. તેમાં દ્રવ્યાનુયોગની હકીકત હોય છે.

**પ્રશ્ન ૫**—સદરહુ પુસ્તકો કઇ ભાષામાં ને કઇ લિપિમાં હોય છે?

**ઉત્તર**—એ પુસ્તકો શાશ્વત હોય છે. તેમાં દેવનગરી લિપિ અને દેવભાષા હોય છે. દેવભાષા એટલે અર્ધમાગધી અથવા ગીર્વાણ ભાષા સમજવી.

**પ્રશ્ન ૬**—પ્રભુના નામજેવું બીજા કોઇનું નામ પાડેલ હોય તો તેના અક્ષરોનો જાપ કરવાથી લાભ આપે?

**ઉત્તર**—ન આપે. જેનો ભાવનિક્ષેપો શુદ્ધ હોય તેના જ બાકીના ત્રણ નિક્ષેપા લાભ આપે છે.

**પ્રશ્ન ૭**—હરિ, હર, બ્રહ્મા વિગેરે નામો પ્રભુનાં પણ ઠરાવ્યાં છે તો તે નામના જાપથી લાભ થાય?

ઉત્તર—તીર્થંકરને ઉદ્દેશીને જો તે નામનો જાપ થાય તો લાભ થાય, તે સિવાય હરિ, હર, બ્રહ્માદિ શબ્દના જાપથી લાભ ન થાય.

પ્રશ્ન ૮—પાક્ષિકાદિ પ્રતિક્રમણમાં સજ્ઝાય કર્યા પછી કોઇને છીંક આવે તો તે સંબંધી કાયોત્સર્ગાદિ કરવું પડે ?

ઉત્તર—વૃહત્ (મોટી) શાંતિ પૂરી ન થાય ત્યાં સુધીમાં આવે તો પણ તેના નિવારણનો વિધિ કરવો પડે

પ્રશ્ન ૯—નિર્માણ નામકર્મ પુણ્યપ્રકૃતિ છે તો તેનો ઉદય પાપપ્રકૃતિવાળાને પણ હોય ?

ઉત્તર—સર્વ જીવને પુણ્યપ્રકૃતિ ને પાપપ્રકૃતિ બંનેનો ઉદય હોય છે, એકલી પુણ્યપ્રકૃતિનો ઉદય કોઇ જીવને હોતો નથી.

પ્રશ્ન ૧૦—કોઇ મનુષ્યને છ આંગળી, ચોરદાંત, પડજીભી વિગેરે હોય છે તે કઇ પ્રકૃતિના ઉદયથી હોય ?

ઉત્તર—એમાં મુખ્યતા સંસ્થાનનામકર્મની છે, પરંતુ તેની સાથે ઔદારિક શરીરનામકર્માદિકનો પણ ઉદય સમજવો. ઉપઘાત નામકર્મ પણ કામ કરે છે.

પ્રશ્ન ૧૧—દીવાની ઉજેહી સચિત્ત છે કે અચિત્ત છે ?

ઉત્તર—સચિત્ત છે, તેથી જ મુનિ વિગેરેને માટે વર્જ્ય છે.

પ્રશ્ન ૧૨—સુતરાઉ વસ્ત્ર કરતાં ઊનનાં વસ્ત્રના સ્પર્શથી તમસ્કાયની વિરાધના ઓછી થાય છે તેનું શું કારણ ?

ઉત્તર—એનાં પુદ્ગળો જ તેનું કારણ છે. એની ઉપર ઝીણી પૂંભ પુષ્કળ હોય છે.

પ્રશ્ન ૧૩—ઉપાશ્રયમાં પ્રવેશ કરતાં પણ ત્રણ નિસિહી કહેવાનું કહેલ છે તો તે શા નિમિત્તે કહેવી અને કયાં કયાં કહેવી ?

ઉત્તર—એ ત્રણ નિસિહી ઉપાશ્રયમાં પ્રવેશ કરતાં એક સાથે જ કહેવી અને તે સાંસારિક કાર્યના નિષેધને માટે કહેવાની છે. પ્રાયે પૌષધવાળા કહે છે, પરંતુ સર્વ શ્રાવકે કહેવાની છે

પ્રશ્ન ૧૪—તિર્યંચના વિષયસેવનમાં કેટલા જીવોનો વિનાશ થાય ?

ઉત્તર—પ્રાયે મનુષ્ય પ્રમાણે જ વિરાધનાનો સંભવ છે.

પ્રશ્ન ૧૫—મનુષ્ય સ્ત્રીની યોનિમાં જેમ કાયમ બેઇંદ્રિય જીવોની ઉત્પત્તિ કહી છે તેમ તિર્યંચણીની યોનિમાં હોય કે નહીં ?

ઉત્તર—પ્રાયે હોવાનો સંભવ છે, કારણ કે તે જ કામની ઉદીરણા કરે છે.

**પ્રશ્ન ૧૬**—યુગળિક તિર્યંચને યુગળિક મનુષ્યની જેમ એક જ વાર ગર્ભ રહે ને યુગલ પ્રસવે કે કેમ ?

ઉત્તર—એને માટે મનુષ્યયુગલ પ્રમાણે જ સમજવું.

**પ્રશ્ન ૧૭**—પાંચે પ્રકારના તિર્યંચપંચેંદ્રિયમાં ગર્ભસ્થિતિ સરખી જ હોય કે જીવજાતિપરત્વે ઓછી વત્તી હોય ?

ઉત્તર—કેટલાક ચતુષ્પદોમાં સરખી હોય છે, બાકીની ચતુષ્પદાદિ માટે ઓછી વત્તી જણાય છે.

**પ્રશ્ન ૧૮**—પુદ્દગળ પરમાણુમાં વર્ણાદિ ચારેનો પલટો થાય કે એકનો પણ થાય?

ઉત્તર—ચારેનો થાય એમ જાણવામાં છે.

**પ્રશ્ન ૧૯**—સંજીવિની ઔષધિવડે ઉત્પન્ન થનારા જીવો સંમૂર્છિમ જ હોય કે કેમ ?

ઉત્તર—સંમૂર્છિમ જ હોય, ગર્ભજનો સંભવ નથી.

**પ્રશ્ન ૨૦**—આંબિલમાં છ વિગય ઉપરાંત બીજું પણ કેટલુંક કેમ ખપતું નથી ?

ઉત્તર—આંબિલમાં છ વિગય ઉપરાંત જે જે વસ્તુનો ત્યાગ કરવાનું શાસ્ત્રકારે કહેલ છે તેમ જ પ્રવૃત્તિમાં છે તે પ્રમાણે વર્તવું. તેમાં પોતાની બુદ્ધિનો ઉપયોગ ન કરવો; કારણ કે આંબેલ માત્ર છ વિગયના ત્યાગરૂપ જ નથી.

**પ્રશ્ન ૨૧**—શબ્દ, અંધકાર વિગેરેનાં પુદ્દગળો કહ્યાં છે તેમાં દૂધ, દહીં, છાશ વિગેરેનાં પુદ્દગળો શેમાં ગણવાં ?

ઉત્તર—એને શબ્દ, અંધકાર વિગેરેની સાથે સંબંધ નથી. એ તો ઔદારિક પુદ્દગળો વર્ણ, ગંધ, રસ, સ્પર્શવાળાં છે.

**પ્રશ્ન ૨૨**—ખાંડ, સાકર વિગેરેનાં પુદ્દગળ શેમાં ગણવા ?

ઉત્તર—એનાં પુદ્દગળો પણ ઔદારિક વર્ણગંધાદિવાળાં સમજવાં.

**પ્રશ્ન ૨૩**—મનુષ્યના નખ ને વાળ વિગેરે તેના શરીરના જીવપ્રદેશયુક્ત હોય કે કેમ ?

ઉત્તર—ઊગે ત્યારે તો જીવપ્રદેશયુક્ત હોય છે. પછી આગળ વધતાં અચિત્ત થઇ જાય છે તેથી તે કાપતાં વેદના થતી નથી અને વિરાધના લાગતી નથી.

**પ્રશ્ન ૨૪**—તરતનું દોયેલું દૂધ સચિત્ત ગણાય ?

ઉત્તર—ન ગણાય. તે સચિત્તનો ત્યાગી વાપરી શકે. દૂધ સચિત્ત એટલે અપ્કાયમય થતું જ નથી; પણ તે બગડે ત્યારે તેમાં બેઇંદ્રિય જીવો ઉપજે છે.

**પ્રશ્ન ૨૫**—મનોવર્ગણા વિગેરે વર્ગણાઓ બદલાય છે ?

**ઉત્તર**—અન્ય પુદ્‌ગળસ્કંધોના મળવાથી અને વિખરવાથી બદલાયા કરે છે. પ્રાયે એક સરખી ને એક જાતની રહેતી નથી. તેથી જ આહારક સિવાયની સાત વર્ગણા પૈકી એક જ વર્ગણાપણે ચૌદ રાજમાં રહેલાં સર્વ પુદ્‌ગળોને જીવ ગ્રહણ કરીને મૂકી શકે છે અને ત્યારે જ દ્રવ્યથી સૂક્ષ્મ પુદ્‌ગળપરાવર્ત થાય છે.

**પ્રશ્ન ૨૬**—દૂધ વિગેરેનાં પુદ્‌ગળો પુદ્‌ગળના ત્રણ પ્રકારમાંથી કયા પ્રકારનાં છે?

**ઉત્તર**—મારા ધારવા પ્રમાણે મિશ્રસા પુદ્‌ગળો છે.

**પ્રશ્ન ૨૭**—સ્થાપનાચાર્યની પડિલેહણા કયારે કરવી જોઇએ ?

**ઉત્તર**—ગુરુમહારાજ પડિલેહણ કર્યા પછી જ શ્રાવકને આપે. તેની સન્મુખ ત્યારપછી પ્રતિક્રમણાદિ ક્રિયા કરાય, વચ્ચે પડિલેહણા કરવાપણું હોય જ નહીં અને થાય જ નહીં.

**પ્રશ્ન ૨૮**—પંડિત શ્રી વીરવિજયજી ચોમાસીદેવમાં પાંચમા પ્રભુની સ્તુતિમાં ' વીર નમે મહાકાલિકા ' એમ કહે છે તેનો અર્થ શું સમજવો ? છઠ્ઠા, સાતમા ગુણઠાણાવાળા મુનિ ચોથા ગુણઠાણાવાળાં દેવદેવીને નમસ્કાર કરે ?

**ઉત્તર**—એ પ્રમાણે ઘણી સ્તુતિઓમાં આવે છે, તેથી વ્યવહારથી બાધ જણાતો નથી. તેનો સ્વામીભાઈના સંબંધે પ્રણામ અર્થ સમજવો.

**પ્રશ્ન ૨૯**—સ્તુતિજોડામાં એટલે ચાર સ્તુતિમાં જેમ પહેલી અધિગત જિનની, બીજી સર્વજિનની, ત્રીજી જ્ઞાનની અને ચોથી શ્રુતદેવતાની હોય છે એમ એક સ્તુતિમાં ચાર પદમાં હોવું જોઇએ ?

**ઉત્તર**—એક સ્તુતિ તો અધિગત જિનની જ હોય, ખાસ ચાર પદમાં ચાર બાબત સમાવવી હોય તો તેવી સ્તુતિ થઇ શકે છે, થયેલી પણ છે.

**પ્રશ્ન ૩૦**—દેરાસરમાં ગુરુમૂર્તિ પધરાવેલ હોય તો તેની પૂજા દેવદ્રવ્યથી રાખેલ પૂજારી કરે ? દેવદ્રવ્યનાં ઉપગરણો તેમાં વાપરે ? દેવદ્રવ્યથી કરેલ દેરાસરમાં ગુરુમૂર્તિ સ્થાપન કરી શકાય ?

**ઉત્તર**—આ બાબત ગુરુમહારાજને લગતી છે, તેથી તેમને પૂછવું.

**પ્રશ્ન ૩૧**—દેવપૂજા માટે આવેલ બાગમાં શ્રાવક રહી શકે ?

**ઉત્તર**—ન રહેવું તે ઠીક છે.

**પ્રશ્ન** ૩૨—પ્રભુના ન્હવણાદિકનાં જળસિંચનથી થયેલાં પુષ્પો પ્રભુને ચઢાવી શકાય ?

**ઉત્તર**—એમાં વિરોધ જણાતો નથી.

**પ્રશ્ન** ૩૩—ઔષધ વિગેરેથી અંધ માણસ દેખતો થાય છે તે ભાવેંદ્રિય નાશ પામી હોય તો થઇ શકે ?

**ઉત્તર**—ન થઇ શકે. ક્ષયોપશમરૂપ ભાવેંદ્રિય હોવી જ જોઇએ. દ્રવ્યેન્દ્રિયમાં પણ ઉપકરણેંદ્રિયનો અમુક ભાગ તો વિનાશ પામ્યા વિનાનો હોવો જ જોઇએ.

**પ્રશ્ન** ૩૪—પુરુષને ગર્ભ રહે ?

**ઉત્તર**—ન જ રહે. જ્યાં એવી વાત હોય ત્યાં બીજાં દેવશક્તિ વિગેરે કારણ હોવાં જોઇએ.

**પ્રશ્ન** ૩૫—સ્ત્રીને ઉત્તરાસન ન હોવાથી તે પાંચ અભિગમ કેમ જાળવે ?

**ઉત્તર**—તેને ચાર અભિગમથી નિર્વાહ થઇ શકે એમ મને લાગે છે.

**પ્રશ્ન** ૩૬—પૂજા માટે સર્વસ્નાન કરતાં મસ્તક પળાવવું જોઇએ ? અને માથે શિખાની જરૂર ખરી ?

**ઉત્તર**—શ્રાવકે સર્વસ્નાનમાં માથે પાણી નાખવું જોઇએ અને માથે શિખા રાખવી એ તો હિંદુમાત્રની નિશાની છે.

**પ્રશ્ન** ૩૭—યુગળિયામાં નપુંસક વેદ હોય ?

**ઉત્તર**—યુગળિયામાં સ્ત્રી, પુરુષ બે જ વેદ હોય.

**પ્રશ્ન** ૩૮—મનુષ્યની જેમ તિર્યંચ માટે ગર્ભસ્થિતિ ઉત્કૃષ્ટ કેટલી હોય ?

**ઉત્તર**-તિર્યંચની ઉત્કૃષ્ટ ગર્ભસ્થિતિ ૮ વર્ષની કહી છે, પણ તે સકારણ સમજવી.

**પ્રશ્ન** ૩૯—તિર્યંચની ગર્ભસ્થિતિ બધા આરામાં સરખી હોય ?

**ઉત્તર**—આરાને અંગે ગર્ભસ્થિતિમાં ફેરફાર જાણ્યો નથી.

**પ્રશ્ન** ૪૦—કલ્પવૃક્ષ મનુષ્યનાં વાંછિત પૂરે છે તે મનુષ્યની ઇચ્છા કેવી રીતે જાણી શકતા હશે ?

**ઉત્તર**—યુગળિકના સમયનાં કલ્પવૃક્ષો તો દશે પ્રકારની વાંછા પૂરનારાં જુદાં જુદાં હોય છે. અન્ય કાળમાં મનોવર્ગણાના બળથી તેમ થવા સંભવ છે.

**પ્રશ્ન** ૪૧—ચિંતામણિ મનુષ્યનાં વાંછિત પૂરે છે તો તે મનુષ્યનાં વાંછિતને શી રીતે જાણી શકે ? શું તેના અધિષ્ઠાયક દેવ વાંછિત પૂરતા હશે ?

**ઉત્તર**—આ બાબતમાં પણ ઉપર પ્રમાણે સમજવું. કુંવરજી

# અક્ષરમાલા

## ( ૭ ) ઓ

ઓળખાણ એ મોટી ખાણ છે.
કોયલનું રૂપ નહિ, પણ સ્વર જોવાય છે.
ખોડી બિલાડી પણ અપશુકન કરે.
ગોળથી પણ વાણીની મીઠાશ વધે છે.
ઘોર પાપકર્મનો બદલો કેટલીક વાર અહીં જ મળતો જોવાય છે.
ચોરીનો માલ સીંકે ન ચઢે.
છોરું કછોરું થાય પણ માવતર કમાવતર ન થાય.
જોષીનાં છોકરાં પણ મરે છે.
ઝોડ-ઝપટ વહેમી માણસને જલદી વળગે છે.
ટોચે ચડનારને પડવાનો ભય છે, નીચે ઉભેલને શું?
ઠોકર વાગતી જાય તેમ તેમ માણસ ઘડાતો જાય છે.
ડોશીમા અને ડોકરી બન્ને રીતે વૃદ્ધા સ્ત્રીને બોલાવી શકાય છે. ફેર માત્ર વિવેકનો છે.
ઢોળ ચઢાવવાથી પીતળ એ સુવર્ણ બનતું નથી.
તોછડાઈભર્યું વર્તન કોઈના પ્રત્યે ન રાખો.
થોડી વાતમાં ઝાઝું કહી નાખવું એ ચતુરાઈનું લક્ષણ છે.
દોલતની બે લાતોથી કોણ બચ્યું હશે?
ધોબી તો મૂલ્ય લઈ લોકોના મેલ ધોવે છે, પણ નિંદક તો ઘરનો સાબુ લઈ અન્યના મેલ ધોવે છે.
નોકરી સમાન પરાધીનતા અન્ય નથી.
પોતાના દોષ અને પોતાની પીઠ કોણ જોઈ શકે?
ફોગટ મળતી વસ્તુ લેવા કોણ ઈચ્છતું નથી?
બોલ તેવો તોલ.
ભોગમાં રોગનો ભય રહેલો છે.
મોર તેના પીંછથી શોભે છે.
રોતો જાય તે મુવાના સમાચાર લાવે.
લોભને થોભ હોતો નથી.
વોરાવાળું નાડું પકડવું નકામું છે.
શોક્ય સમાન સ્ત્રીને મન અન્ય શૂળ નથી.
સોળે સાન ને વીશે વાન.
ષોડશ સંસ્કારો ગૃહસ્થોને માટે ઋષિઓએ પૂર્વકાળમાં પ્રરૂપ્યા છે.
હોળીનું નાળીએર મૂર્ખ લોકો બને છે.
ક્ષોભ ઉપજતાં વિદ્વાન પણ લેવાઈ જાય છે.



## ( ૮ ) અં

અંધા આગળ આરસી, બહેરા આગળ ગાન; એ શું કામનાં ?
કંજૂસની લક્ષ્મી પુત્રી તુલ્ય હોય છે કે જેને અન્ય જ ભોગવે છે.
ખંતથી કયું કાર્ય સિદ્ધ થતું નથી ?
ગંદકી એ બીમારીની જનની છે.
ઘંટારવથી ગાજતાં મંદિરો સંધ્યાકાળે મનુષ્યોને આકર્ષે છે.
ચંદ્રથી પણ વધુ શીતળતા સત્પુરુષોમાં હોય છે.
છંદાદિકરૂપ સંગીતનું જ્ઞાન શીખવાયોગ્ય છે.
જંગલમાં પણ આનંદી મનુષ્યો મંગલ કરે છે.
ઝંડો યાને ધ્વજ એ મંદિરનું ભૂષણ છે.
ટંક-બે ટંકનું ખાવાનું ન હોય તેવાઓને પણ વિષય છોડતો નથી.
ઠંડીની ઋતુમાં મનુષ્યને સ્નિગ્ધ ભોજન, ગરમ વસ્ત્રો અને અગ્નિતાપ એ પથ્યરૂપ ગણાય છે.
ડંખ મારવા છતાં ચંડકૌશિકને શ્રી વીરે બુઝ ! બુઝ ! કહી તાર્યો હતો.
ઢંગ ઉપરથી મનુષ્યની કિંમત આંકી શકાય છે.
તંતુનો સમૂહ એકત્ર કરવાથી તે દ્વારા હસ્તિને પણ બાંધી શકાય છે.
થંડી તાકાત કેળવવામાં ખૂબ ધીરજ અને સહનશક્તિ જોઇએ છે.
દંતપંક્તિ વિના મુખ શોભતું નથી, તેમ ધર્મ વિના માનવ શોભતો નથી.
ધંધા-વ્યાપારમાં પ્રમાણિકતા રાખવાથી પ્રતિષ્ઠા બંધાય છે.
નંદના ( વણિકના ) ફંદ જાણવા મુશ્કેલ છે.
પંચનું વાક્ય પરમેશ્વરતુલ્ય ગણાય છે.
ફંદ કરી કોઇને ફસાવવામાં બહાદુરી નથી.
બંધુ એ જમણી ભુજા ગણાય છે, તેના વિના દિશાઓ શૂન્ય છે.
ભંજન-ભાંગવું એ સ્હેલું છે, તૈયાર કરવું એ જ મુશ્કેલ છે.
મંત્રબળે ઝેર પણ ઊતરી જાય છે, પણ દુર્જનની વાણીના ઝેરનો તો કોઇ ઉપાય જ નથી.
યંત્રયુગના આગમનથી ગૃહઉદ્યોગો મૃત્યુ શરણ થયા છે.
રંક અને રાજા દેવમંદિરમાં સમાન હોય છે.
લંકાપતિ રાવણ જેવા પણ પરપત્નીના મોહથી માર્યા ગયા છે, તો પછી અન્યનું તો શું ગજું ?
વંધ્યા સ્ત્રી પ્રસુતિની પીડાને શું જાણે ?
શંકા એ શલ્યની જેમ ખટકયા કરે છે.
સંગીતથી અને સ્ત્રીના કટાક્ષથી જેનું મન ન ભેદાય તે મહાયોગી હોય અથવા પશુ હોય.
પંઢ પુરુષને સ્ત્રી નથી ચાહતી તેમ આળસુને લક્ષ્મી નથી વરતી.
હંસવૃત્તિના ધારક સજ્જનો હોય છે.

રાજપાળ મગનલાલ વહોરા

# મહાવીર જન્મોત્સવ

આજે ચૈત્ર માસની શુદિ ત્રયોદશીનો દિવસ છે, આજનો દિવસ જૈન સમાજમાં મહા ગૌરવનો દિવસ છે, આજે ભારતવર્ષમાં દરેક સ્થળે મહોત્સવ થઇ રહ્યો છે અને વીરપુત્રો એક થઇ શ્રીમહાવીરપ્રભુના ગુણગાન કરે છે. આજે વીરપુત્રો અરસપરસના વૈરભાવ નષ્ટ કરી શ્રી વીરપ્રભુનો જન્મ મહોત્સવ આનંદથી ઉજવે છે.

આ જ દિવસે ક્ષત્રિયકુંડ નગરમાં પરમકૃપાળુ શ્રમણ ભગવાન શાસનાધિપતિ શ્રીમન્ મહાવીરસ્વામીનો, માતા ત્રિશલાદેવીની કુખેથી જન્મ થયો હતો. આ જ દિવસે ઇંદ્રાદિક દેવતાઓએ શ્રી વીરપ્રભુનો જન્મોત્સવ મેરુપર્વત ઉપર કર્યો હતો. એ પરમપ્રભુનો આજે જન્મ દિવસ છે. જેના જન્મસમય વખતે નારકીના જીવોને પણ શાંતિ રહી હતી. પશુ, પક્ષી સર્વત્ર કલ્લોલ કરતાં હતાં. સર્વત્ર મહામંગળકારી દિવસ વર્તાણો હતો. તે શુભ દિવસની યાદગીરી માટે આજે જૈનસમાજ ઠામઠામ અતિ હર્ષાતુર થઇ જન્મોત્સવનો દિવસ ઉજવે છે. પરમપુરુષનો જન્મનો દિવસ ઉજવવાથી આત્મા પવિત્ર થાય છે. તેટલા માટે દરેક વર્ષે જન્મોત્સવ ઉજવવાની ખાસ જરૂર છે.

અહો આ કેવો શુભ દિવસ ! પરમાત્મા શ્રી મહાવીરસ્વામીના જન્મકાળનો સમય અર્થાત ચૈત્ર શુદિ ત્રયોદશી એ ખરેખર દરેક વીરપુત્રને યાદ રાખવા લાયક શુભ દિવસ છે. આજે ૨૪૬૫ વર્ષના વહાણાં વહી ગયાં છે, પણ તે કાળના બનાવનું ખરેખરું ચિત્ર આપણા ચક્ષુ સમીપ તરવરતું માલૂમ પડે છે. કારણ માત્ર એટલું જ કે એ દિવસે જન્મ પામનાર વ્યક્તિ અખિલ વિશ્વમાં સર્વોત્તમ પ્રકારની હતી; આજે સ્થૂલરૂપે નથી, છતાં સૂક્ષ્મરૂપે છે અને ચિરકાળ પર્યંત રહેશે. યુગ યુગ તેમના નામનું સ્મરણ થશે એટલું જ નહિ પણ કોઇ રટશે, કોઇ ગાશે, કોઇ સ્મરણ કરશે, કોઇ નિદિધ્યાસન કરશે, તો કોઇ વળી તેમાં તદાકાર બની જશે; કેમકે તેમાં તેવા પ્રકારનું અદ્ભુત તત્ત્વજ્ઞાન, અખૂટ શામ્ય, અણમૂલું મહત્ત્વ અને અગાધ ગાંભીર્ય ભરેલું હતું.

પ્રયત્ન કરે તો દરેક મનુષ્ય મહાવીર થઇ શકે છે, પણ તેમાં એકલા ચર્મચક્ષુથી સરે તેમ નથી, જ્ઞાનચક્ષુ ઉઘાડવાની ખાસ જરૂર છે. તો જરા પણ પ્રમાદ ન સેવ, પ્રયત્ન કર, તારા આત્માના ગુણોને ખીલવ, જો તારી સામે એક ઝળહળતી વ્યક્તિ ઊભી છે. તે વ્યક્તિના જીવનનું રહસ્ય સમજ–તેમના એકે-

એક વીર્યશાળી કર્તવ્યોના અણુ તારી જિંદગીમાં આલેખ, તારા આત્માને તેનો ઓપ ચઢાવ. તું એ પરોપકારી મહાવીરનો હમેશાં જાપ જપ્યા કરે છે, ક્ષણે ક્ષણે મહાવીરનું રટણ કર્યા કરે છે, પણ કોઇ કાળે એમ વિચાર કરવાની ફુરસદ મળી છે કે એ સાધારણ મનુષ્ય મટી મહાવીર થવા કેમ ભાગ્યશાળી થયા? જે શત્રુઓએ તને સર્વતઃ ઘેર્યો છે અને તારા માનસ રાજ્ય ઉપર પૂરેપૂરું સામ્રાજ્ય ચલાવે છે, તે જ દુશ્મનોનો એ મહાવીરે સ્વવીર્યથી સંહાર કરી અરિહંત પદ પ્રાપ્ત કર્યું છે તારી પાસે એ શત્રુઓનો પરાજય કરવા માટે એક પણ શસ્ત્ર નથી. જે વીર્ય મહાવીરે ફોરવ્યું તે વીર્ય તું પણ ફોરવ, જે શત્રુઓને તેમણે હણ્યા તેમને તું પણ હણ, એટલે જે વિજયમાળ તેમના કંઠે અર્પણ કરાઇ છે તે જ વિજયમાળ તારા કંઠે અર્પણ થશે.

મહાવીર પ્રભુના જન્મમહોત્સવે તારી ભાવનાઓ પણ મહાવીર થવાની જ હોવી જોઇએ અને તારે એ મહોત્સવ તારી દિવ્ય ભાવનાઓ અને ઉજ્જ્વળ કૃત્યોથી જ ઉજવવો જોઇએ. આ વાતને બરાબર તારા જ્ઞાનચક્ષુ ઉઘાડી તારા અંતરમાં ઉતારીશ તો ક્રમે ક્રમે જન્મમરણના ફેરામાંથી મુક્ત થઇ અમરપદ પ્રાપ્ત કરીશ.

અમીચંદ કરશનજી શેઠ

## સર્વ સાધારણ ધર્મ

નીચેના ત્રીશ લક્ષણોવાળો ઉત્તમ ધર્મ સર્વ મનુષ્યો માટે સાધારણ કહેવામાં આવ્યો છે.

૧ સત્ય, ૨ દયા, ૩ તપ, ૪ શૌચ, ૫ સહનશીલતા, ૬ યોગ્યાયોગ્ય વિચાર, ૭ માનસિક સંયમ, ૮ ઇંદ્રિયસંયમ, ૯ અહિંસા, ૧૦ બ્રહ્મચર્ય, ૧૧ દાન, ૧૨ સ્વાધ્યાય, ૧૩ સરલતા, ૧૪ સંતોષ, ૧૫ મહાપુરુષની સેવા, ૧૬ પ્રવૃત્તિમાર્ગમાંથી ધીમે ધીમે નિવૃત્ત થવું, ૧૭ મનુષ્યોની નિષ્ફળ ક્રિયાઓનો વિચાર, ૧૮ વૃથા બોલવું નહીં, ૧૯ આત્મા દેહાદિથી ભિન્ન છે એમ વારંવાર ચિંતન, ૨૦ પોતાના અન્નાદિ ભોગ્ય પદાર્થોમાંથી બીજા પ્રાણીઓને યથાયોગ્ય ભાગ આપવો, ૨૧ સર્વ પ્રાણીઓમાં પરમાત્મતત્ત્વ છે એવી બુદ્ધિ, ૨૨ પરમ પુરુષોની કથાઓનું શ્રવણ, ૨૩ કીર્ત્તન, ૨૪ સ્મરણ, ૨૫ તેમની સેવા, ૨૬ પૂજા, ૨૭ નમન, ૨૮ દાસ્ય, ૨૯ સખ્ય અને ૩૦ આત્મસમર્પણ

શ્રીમદ્ ભાગવતમાંથી

કિશોર

# ઉત્કૃષ્ટથી એક સમયે સિદ્ધ થનાર જીવોની સંખ્યા

( 'સિદ્ધાંત પ્રકરણ સંગ્રહ' ગ્રંથમાંથી ઉદ્ધૃત )

મનુષ્યજાતિ ઉત્કૃષ્ટથી એક સમયે ૧૦૮ જીવો સિદ્ધગતિમાં જાય.

| | | | |
|---|---|---|---|
| ૧ સ્ત્રીલિંગે | ,, | ૨૦ | ,, |
| ૨ નપુંસકલિંગે | ,, | ૧૦ | ,, |
| ૩ પુરુષલિંગે | ,, | ૧૦૮ | ,, |
| ૪ ગૃહસ્થલિંગે | ,, | ૪ | ,, |
| ૫ તાપસાદિકલિંગે | ,, | ૧૦ | ,, |
| ૬ સાધુલિંગે | ,, | ૧૦૮ | ,, |
| ૭ બે હાથની અવગાહનાવાળા | ,, | ૪ | ,, |
| ૮ મધ્યમ અવગાહનાવાળા | ,, | ૧૦૮ | ,, |
| ૯ પાંચસો ધનુષ્યની અવગાહનાવાળા | ,, | ૨ | ,, |
| ૧૦ ઊર્ધ્વલોકે–નંદનવન–મેરુચૂલિકાથી | ,, | ૪ | ,, |
| ૧૧ અધોલોકે–અધો ગ્રામાદિકથી | ,, | ૧૨ | ,, |
| ૧૨ તિર્છાલોકથી | ,, | ૧૦૮ | ,, |
| ૧૩ સમુદ્રમાંથી | ,, | ૨ | ,, |
| ૧૪ દ્રહ–નદી વિગેરે જળાશયમાંથી | ,, | ૩ | ,, |
| ૧૫ નરકગતિમાંથી આવેલ મનુષ્ય | ,, | ૧૦ | ,, |
| ૧૬ તિર્યંચગતિમાંથી આવેલ મનુષ્ય | ,, | ૧૦ | ,, |
| ૧૭ મનુષ્યગતિથી આવેલ મનુષ્ય | ,, | ૨૦ | ,, |
| ૧૮ દેવગતિથી આવેલ મનુષ્ય | ,, | ૧૦૮ | ,, |
| ૧૯ પ્રથમ નરકથી આવેલ મનુષ્ય | ,, | ૧૦ | ,, |
| ૨૦ બીજી નરકથી આવેલ મનુષ્ય | ,, | ૧૦ | ,, |
| ૨૧ ત્રીજી નરકથી આવેલ | ,, | ૧૦ | ,, |
| ૨૨ ચોથી નરકથી આવેલ | ,, | ૪ | ,, |
| ૨૩ પૃથ્વીકાયથી આવેલ | ,, | ૪ | ,, |
| ૨૪ અપ્કાયથી આવેલ | ,, | ૪ | ,, |
| ૨૫ પ્રત્યેક વનસ્પતિથી આવેલ | ,, | ૬ | ,, |
| ૨૬ તિર્યંચ પંચેન્દ્રિયથી આવેલ | ,, | ૧૦ | ,, |
| ૨૭ મનુષ્યપુરુષથી આવેલ | ,, | ૧૦ | ,, |
| ૨૮ ,, સ્ત્રીથી આવેલ | ,, | ૧૦ | ,, |
| ૨૯ ભુવનપતિની પ્રત્યેક નિકાયથી આવેલ | ,, | ૧૫ | ,, |
| ૩૦ ,, દેવીથી આવેલ | ,, | ૧૦ | ,, |
| ૩૧ વ્યંતર દેવોથી આવેલ | ,, | ૧૦ | ,, |

# ખાસ મનન કરવા યોગ્ય ભવ્ય વિચારણા

॥ હરિગીત છંદ ॥

કેસી વીતી ઇમ ટૂંકમાં નૃપ પૂછતાં યોગી કહે,
તારી સમી અડધી જ સારી અર્ધ વિસ્તારી કહે;
અર્ધ શત ઉપાધિ તારે પ્રભુ ગુણોને હું સ્મરું,
ઊંઘ્યા પછી તો બેઉને ના દીસતું રજ આંતરું. ૧

વૈરાગીને મન ભુવન કે વન અલગ ના કદી ભાસતા,
નિજ રમણ રંગી ભવ્ય જનને શાંત વચને તારતા;
જે શાંતિ સુખ છે ત્યાગમાં તે ભોગમાં ના નરપતિ,
લક્ષાપતિ ભિક્ષાપતિમાં શ્રેષ્ઠ છે ભિક્ષાપતિ. ૨

ધોળા થયા તુજ વાળ પણ ધોળી મતિ થઇ કે નહિ ?
ઉંમર વધી પણ ધર્મકેરી ચાહના વધી કે નહિ ?
દાંતો પડ્યા પણ આત્મચિંતા રજ પડી છે કે નહિ ?
તનબલ ઘટ્યું પણ ભોગતૃષ્ણા તેં ઘટાડી કે નહિ ? ૩

કરજે વિચારો એમ જોયાં તેં સવારે જેમને,
તે બપોરે કેઈ ચાલ્યાં યાદ નહિ તે શું તને ?
જોયાં બપોરે જેમને પરભવ ગયાં તેઓ ઘણાં,
એવા બધા ભવના પદાર્થો જાણજો હે ભવિજના ! ૪

સંઘયણ પહેલું ધારનારા પણ જનો ચાલ્યા ગયા,
સંઘયણ છેલ્લું તાહરું તો હાલ જીવ ! તારા કયા ?
જિમ બિલાડી દૂધ પીતી દેખે ન લાઠી–પ્રહારને,
વિષયરાગી જીવ પણ તિમ મરણભયને ના ગણે. ૫

ક્ષણવારમાં શું કર્મ કરશે ? ખબર તેની ના તને,
છોડ આળસ થઇ ઉમંગી સાધી લે ઝટ ધર્મને;
લાભમાં પેદાશમાં તો ના કરે કદી વાયદા,
ધર્મ કરવામાં કરંતો વાયદા શા ફાયદા. ૬

સંગ્રાહકઃ મુનિશ્રી સુબોધવિજયજી

---

| | | | |
|---|---|---|---|
| ૩૨ વ્યંતર દેવીથી આવેલ | „ | ૫ | „ |
| ૩૩ જ્યોતિષ દેવોથી આવેલ | „ | ૧૦ | „ |
| ૩૪ „ દેવીથી આવેલ | „ | ૨૦ | „ |
| ૩૫ વૈમાનિક દેવોથી આવેલ | „ | ૧૦૮ | „ |
| ૩૬ „ દેવીથી આવેલ | „ | ૨૭ | „ |

મુનિ પ્રેમવિમળજી

# પ્રભાવિક પુરુષો

## ચેડા મહારાજા

( ૧૦ )

" પિતાશ્રી! અવિનય થતો હોય તો ક્ષમા માગું છું; પણ આપ જે આજ્ઞા ફરમાવો છો તે મને જરા પણ ગમતી નથી. મને આશ્ચર્ય એ થાય છે કે આપ સરખા ક્ષત્રિયકુલાવતંસના મુખમાંથી એ આજ્ઞા નીકળી જ કેવી રીતે ? ગણુતંત્રના પ્રણેતા અને પ્રખર બાહુબળી જેવા આપ મને સમરભૂમિનો ત્યાગ કરી માતૃભૂમિને છેલ્લા રામરામ કરવાની સલાહ આપો છો ત્યારે તો મને એમ લાગે છે કે ' નેવનાં પાણી મોભે જઇ રહ્યાં છે ! ' અર્થાત્ દુન્યવી ચક્ર ઊલટું ચાલી રહ્યું છે ! "

" પુત્ર ! ધીરો થા, જેના જીવનમાં ક્ષત્રિયવટના પાલન સિવાય બીજી કંઇ તમન્ના નથી અને જેણે સમરાંગણ ખેડવામાં કોઈ દિવસ ક્ષોભ દાખવ્યો નથી એ જ્યારે જાતે ઊઠી અમુક વચન કાઢે છે ત્યારે એની પાછળ કંઇ તથ્ય હશે જ ને ? "

" તથ્યની ના કોણ પાડે છે ? સંતાન પ્રત્યે પિતાનું વાત્સલ્ય હોય જ. એ પ્રેમ જ અણીની ઘડીએ આ જાતની સલાહ આપવામાં નિમિત્તરૂપ છે. તે વિના જ્યારે વહાલી નગરી વિશાળા પર શત્રુનું કટક ચઢી આવ્યું છે એટલું જ નહિ, પણ એણે ઘેરો પણ એવો સખત ઘાલ્યો છે કે બહારથી મદદ પણ ન મળી શકે, તેવી કપરી સ્થિતિમાં મારા જેવા ક્ષત્રિયસંતાન માતૃભૂમિના સંરક્ષણમાં આત્મ–સમર્પણ કરવા જેવા મહામૂલા પ્રસંગને ત્યજી, પિતાએ પુત્ર પ્રત્યે સહજ વાત્સલ્યભાવથી કરાયેલ ફરમાનને તાબે થવું એ બાહ્ય નજરે ભલે આજ્ઞાપાલનરૂપે દેખાય પણ આંતરિક દૃષ્ટિએ એમાં ભીરુતાનો સ્પષ્ટ એકરાર હોઇ કેવળ ક્ષાત્રવૃત્તિનું દીવાળું કાઢવા તુલ્ય હીણું કામ છે. એથી વિશાલાપતિની કીર્તિ સદાને સારુ કલંકિત બનશે. ચેટક મહારાજાના પુત્રે માત્ર પોતીકા જીવના બચાવ અર્થે પલાયન કરી, ક્ષાત્રવટ અને પ્રજાધર્મને છેહ દીધો એમ ઉઘાડે છોગે કહેવાશે ! ઘડીભર અપત્યપ્રેમ ભૂલી જાઓ. થોડી ક્ષણ માટે વંશવારસની મોહિની બાજુ પર હડસેલો અને શાંત હૃદયે વિચાર કરો તો સ્પષ્ટ જણાશે કે આપ જે આજ્ઞા કરો છો અને એના પાલન માટે આટલા આતુર થયા છો એમાં રચ માત્ર તથ્ય નથી જ. કેવલ પસ્તાવો અને વિમાસણ એમાં આકંઠ ભરેલાં છે.

' ચેડામહારાજની સાતે સતી ' જેવી ટંકશાળી છાપ સર્વજ્ઞના મુખેથી જેમને પ્રાપ્ત થઈ છે એવી પ્રતિભાસંપન્ન પુત્રીઓના પિતા આજે આવી ડરપોક આજ્ઞા

આપવા કેમ લલચાય છે? શું તેઓ પુત્રીઓએ રોપેલ કીર્તિવૃક્ષનો એ જ બહેનોના લઘુ બંધવ પાસે ઉચ્છેદ કરાવવા ઇચ્છે છે? એ પાછળ કઇ લાલસાનો વળગાડ છે તેને ઉઘાડો પાડવા મારી વિનમ્રભાવે આપને વિનંતિ છે. "

"ચિરંજીવી! સાચા ક્ષત્રિયસંતાનને છાજે એવા શબ્દો તારા મુખથી સાંભળી મને ઘણો જ આનંદ થાય છે. વર્ષો પૂર્વે ઉચ્ચરાયેલા તારી પ્રેમાળ માતુશ્રીના કિંમતી શબ્દો, જો કે એ વદનાર આજે હૈયાત નથી છતાં, સ્મૃતિપટમાં તાજા થાય છે. 'મારી કૂખે પાકનાર સંતાન પોતાનો ધર્મ ચૂકશે કે કુલીનતારૂપી શોભાયમાન ભાલપ્રદેશ પર મશીનો કૂચડો ફેરવી કાલિમા પ્રસરાવશે એ માનવાની હું ઘસીને ના પાડું છું. સ્વત્વરક્ષણ જેટલું સત્ત્વ મેં ગળથૂથીમાં જ પાયું છે.' એ શબ્દોનો સાચો સાક્ષાત્કાર એક કરતાં વધુ પ્રસંગોમાં દેવીની પુત્રીઓએ કરાવ્યો છે. માત્ર યુવાવસ્થાના આંગણામાં સંચરતા તારા સરખા પુત્રે એ વાત પુનઃ એક વાર તાજી કરાવી છે. આ બધી બાબતો વર્ષોના વહાણા વાયા છતાં મારી ચક્ષુ સામે તરવરતી ખડી છે અને એના અનુસંધાનમાં જ મારી આજ્ઞાના સૂર નીકળ્યા છે. રખે માનતો કે એની પાછળ પુત્ર પ્રત્યેનો અમર્યાદિત સ્નેહ યા મોહ છે. પ્રભુશ્રી વર્ધમાનના સિદ્ધાંતોમાં અચળ શ્રદ્ધા ધરનાર માટે વંશરક્ષણના મોહ કેવા? છતાં એ સર્વજ્ઞ પ્રભુના કર્મવિપયિક તંત્રમાં પણ મને તેટલી જ શ્રદ્ધા છે. એમના આગમજ્ઞાન માટે મને બહુમાન છે. એ સર્વના સમન્વયરૂપે જ મેં તને આ સ્થાન છોડાવવા નિશ્ચય કર્યો છે. તારા આગ્રહથી મને જણાય છે કે જે વાત હું પુનઃ ઉકેલવા નહોતો ઇચ્છતો તેનો ઉકેલ એક વાર તારી સમક્ષ કરવો પડશે. તે વિના પરિસ્થિતિનો સાચો ખ્યાલ કે કર્તવ્યનું સાચું ભાન તને નહીં આવે. "

વાચકવર્ગને લાગશે કે છેલ્લા અંકમાં મહારાજા ચેટકને સહકુટુંબ, ચેલણાનો પત્ર વાંચતાં જોયા છે જ્યારે ઉપરના સંવાદમાં તો કોઈ જુદી જ વાત દેખાય છે. વાર્તાના સળંગ પ્રવાહમાં આગળ વધીએ તે પૂર્વે એના અકોડા મેળવવારૂપ કેટલાક બનાવોનું વિહંગાવલોકન કરી લઇએ.

ચેલણા તથા મંત્રીશ્વર અભયના પત્રોએ, વિશાલામાં જે લડાઇનું વાતાવરણ પ્રસર્યું હતું અને પરમાત્મા શ્રી મહાવીર દેવના આગમનથી જેના પર કામચલાઉ પડદો પડ્યો હતો એમાં કાયમી ફેરફાર કરી નાખ્યો. ત્યારથી વિશાળા તથા મગધ વચ્ચે રાજ્યપ્રણાલીના સૈદ્ધાંતિક ભેદ હોવા છતાં વૈમનસ્યનું કંઈ કારણ રહ્યું નહીં. એ વાતને સંખ્યાબંધ વર્ષોના વાયરા વાયા. દરમિયાન સુજ્યેષ્ઠા સંસારનાં બંધન ત્યજી દઇ સાધ્વી બની અને કર્મક્ષય અર્થે તીવ્ર તપ તપવા માંડી. સતીદેવીએ સાત પુત્રી ઉપરાંત એક

પુત્રને જન્મ આપ્યો. પોતાની પુત્રીઓએ સ્વયં શોધેલા સાથીદારો સાથે જીવનના પ્રત્યેક પ્રસંગોમાં ઓતપ્રોત બની સંસાર શોભાવ્યો, મોટાં રાજ્ય ઊભા કરવામાં સાથ આપ્યો અને અંતરમાં ધ્રુવતારકસમ અવિચળ સ્થાન પામેલ જૈન ધર્મને પ્રસંગ પ્રાપ્ત થતાં વિસ્તારવામાં કમીના ન રાખી એ પણ પોતાની આંખોએ જોયું. આમ પોતાની વેલનો વિસ્તાર અને ધર્મ-અર્થ-કામરૂપ ત્રિવર્ગની સાધના જોતાં દેવીએ પરલોકના પંથે પ્રયાણ અખંડ સૌભાગ્યવંતા તરીકે કર્યું.

ભારતવર્ષના એ સમયના મોટા રાજયોને ચેટક મહારાજ સાથે લોહીનો સંબંધ હોવાથી જો એ દરેકનો ઇતિહાસ જોવા જઇએ તો વિસ્તાર વધી જાય. વળી એ દરેક બનાવ પાછળ ઐતિહાસિક સાંકળોનાં એટલાં જૂથ જામ્યાં છે કે એમ કરવા જતાં એક દળદાર ગ્રંથ રચવો પડે. એટલે એ તરફ વધુ ડગ ભરવાનું મોકૂફ રાખી, વિશાળાના પતનનો જે અંતિમ અને કરુણ પ્રસંગ છે તે તરફ વળીએ ભવિતવ્યતાના યોગે મગધેશ કેવી રીતે ચેટકરાજના શત્રુ તરીકે સામે આવી ઊભો રહે છે તે તરફ મીટ માંડીએ એ સારુ થોડા સમય વિશાલાને વેગળી રાખી, મથાળે આલેખેલ પિતા-પુત્રનો રોમાંચ ખડા કરે તેવો વાર્તાલાપ વીસરી જઈ, મગધના ઇતિહાસમાં ડોકિયું કરી લઇએ.

આ તકે એટલું સ્પષ્ટ કરવાની અગત્ય છે કે જૈનસાહિત્યમાં, ખાસ કરી કથાનક પ્રસંગોમાં ચેડામહારાજાની સાત પુત્રીઓ સંબંધમાં સવિશેષ વર્ણન જાણવાનું મળે છે જ્યારે ઉપર જે પુત્રનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તેને લગતી કંઇ જ બાતમી ઉપલબ્ધ થતી નથી, તો એનો મેળ કેવી રીતે મેળવવો એ પ્રશ્ન સહજ થઇ શકે જ છે. એ સારુ શ. સુશીલકૃત 'કલિંગનું યુદ્ધ' નામના પુસ્તકમાં આપેલ નીચેની નોંધ આધાર તરીકે ગ્રહણ કરી છે. તે આ પ્રમાણે છે.

'વૈશાલીના પ્રાચીન સમયના ગણતંત્રના એક આગેવાન ક્ષત્રિય ચેટક સાથે મહારાજા ખારવેલનો રક્ત સંબંધ હોવાની ઇતિહાસગવેષકોએ કલ્પના કરી છે. ખારવેલ ચૈત્રવંશનો હતો. ચેટકનો એ અપભ્રંશ કેમ ન હોય?

પાછલી અવસ્થામાં પુત્રનો જન્મ થયો હોય અને ત્યારપછી થોડા સમયમાં વિશાલા નગરીનું પતન થયું હોય તો એ વાતને ઝાઝી જાહેરાત ન મળે, તેમ પુત્રીઓ માફક પુત્રને ઝળકવાનો પ્રસંગ પ્રાપ્ત ન થયો હોય એમ અનુમાની શકાય.'

રાણી ચેલણાનો સંસાર રાજવી શ્રેણિક સહ અતિશય સુખમાં અને અમર્યાદિત સ્નેહમાં પસાર થયો છે. પટરાણી તરીકેનું સ્થાન તેણે જીવનના છેડા સુધી ભોગવ્યું છે. દરમિયાન તેની કુક્ષીએ કુણિક યાને અશોકચંદ્ર અને એ ઉપરાંત કાલકુમાર આદિ અન્ય દશ પુત્રોનો જન્મ થયો છે. મગધ એ કાળમાં પ્રથમ પંક્તિનું જબરું

સામ્રાજ્ય હતું એની કીર્તિ-પતાકા દૂર દૂરદેશાંતર સુધી ફરકતી હતી, એટલે એનો ઇતિહાસ પણ ચમત્કારી છે. એમાં મંત્રીશ્વર અભયે પણ સ્વબુદ્ધિપ્રગલ્ભતાથી અનેરો ભાગ ભજવ્યો છે. એ સર્વ વર્ણવવાનું આ સ્થાન નથી. જે સમયની વાત કરીએ છીએ તે કાળે અભયકુમાર મંત્રી સંયમ સ્વીકારી સંસારમાંથી નીકળી ચૂકયા હતા. શ્રેણિક મહારાજ પોતાના પુત્ર કુણિકથી પરાભવ પામી, કેટલાક સમય સુધી કાષ્ટના પીંજરામાં પુરાઈ, કેદી તરીકેનું પરાધીન જીવન ભોગવી, અંગુલી પરની હીરાની વીંટી ચૂસી પરલોક-પ્રયાણ કરી ગયા હતા. શ્રેણિક મહારાજે, કુણિકને મગધની ગાદી આપવાની હોવાથી પોતાની પાસેની દિવ્ય કુંડલની જોડી, અઢાર ચક્ર ( સેર ) હાર અને સેચનક હાથી પુત્ર હલ્લ-વિહલ્લને આપ્યાં હતાં. ઉપર પ્રમાણે પોતાના પિતા શ્રેણિકને હેરાન કરી, કુણિક ગાદી પર ચઢી બેઠો. બીજી તરફ માતા ચેલણાએ પતિ તરફ થતું નિંદ્ય વર્તન નિરખી, પુત્ર કુણિકને મહારાજ શ્રેણિકનું એના પ્રતિનું અપ્રતિમ સ્નેહનું યોગ્ય અવસરે સ્મરણ કરાવ્યું. એને પરિણામે પિતાને છૂટા કરવા જતાં તેઓ મરણ પામ્યા, એટલે કુણિકનું મન એટલી હદે ખિન્ન થયું કે કોઇપણ પ્રકારે રાજગૃહી નગરીમાં એને જરાપણ ગોઠયું નહીં. ચોતરફ એને દયાળુ પિતાની સૌમ્ય મૂર્તિ જણાવા લાગી. પોતે કપુત તરીકે ચલાવેલું વર્તન હૃદયને બાળવા લાગ્યું. પણ બનનાર બની ગયું. એનો ઓછો જ કંઇ ઉપાય હતો ? આખરે મંત્રીએ સમજાવી રાજધાની ચંપામાં ફેરવી એ શોક ભુલાવ્યો. દરમિયાન કુણિકની પટરાણી પદ્માવતીને પેલી કુંડળ-જોડી વિગેરે યાદ આવ્યાં એટલે કોઇપણ રીતે એ મેળવી આપવા સારુ કુણિક પાસે એણે હઠ આદરી.

બળજબરી થવાની ધાસ્તીથી હલ્લ-વિહલ્લ રાત લઇ ભાગ્યા અને બળીઆ માતામહ ચેટકના શરણે ગયા. કુણિકે પોતાના ભાઈઓને પોતાને કબજે લેવાની ચેટક રાજા પાસે માંગણી કરી.

ચેડા મહારાજ ક્ષાત્રધર્મ ચૂકી શરણે આવેલ સામાન્ય માનવીને સોંપે નહીં તો આ તો દૌહિત્ર હતા, એટલે શાના સોંપે ? મગધ અને વિશાલા વચ્ચેના સંગ્રામનું આ કારણ કુણિકે જોડી કાઢયું. તે શૂરાતનમાં ગાંજ્યો જાય તેવો નહોતો. સ્વપરાક્રમના જોરે એણે 'અજાતશત્રુ' નો ઇલકાબ પણ મેળવ્યો હતો, છતાં સ્વભાવે કંઇક ઉતાવળીઓ હોવાથી રજનું ગજ કરી મૂકતો. માતામહ ચેટકના ઉત્તરથી એનો ક્રોધ ભભૂકી ઊઠ્યો તે મોટી સેના લઇ વિશાલા પર ચઢ્યો. ક્ષાત્રધર્મના રક્ષણ અર્થે ચેટક મહારાજે સામે જઇ એને રોકયો, એટલું જ નહિ પણ પોતાની અમોઘ બાણશક્તિથી એના સૈન્યને છિન્નભિન્ન કરી નાખ્યું. એ યુદ્ધમાં કાળ મહાકાળ વિગેરે દશે કુમારો મરાયા અને જીત ચેટક મહારાજની થઈ. આ

પરાભવથી કુણિકના ગાત્ર ઢીલાં થઈ ગયાં, છતાં તે હિંમત ન હાર્યો. તેણે અઠ્ઠમ તપવડે સૌધર્મેન્દ્ર તેમ જ ચમરેન્દ્રનું આરાધન કર્યું. ઉભય ઇન્દ્રોની સહાયથી 'વજ્રનું કવચ' તેમ જ 'મહાશિલા કંટક' ને 'રથ-મૂશળ' નામની બે સંગ્રામવિદ્યાઓ મેળવી. ઘડીભર અત્યારની સદીના માનવીને આ વાત ગળે ઊતરતાં વિલંબ થશે, પણ જે કાળની વાત કરીએ છીએ તે કાળે આ પ્રકારની શક્તિઓ મોજૂદ હતી એમ પૂરવાર થાય છે. તપના પ્રભાવથી એવી શક્તિ પ્રાપ્ત કર્યાના સંખ્યાબંધ દાખલા નોંધાયા છે. તપની શક્તિ ખરેખર અચિંત્ય છે, પણ એ તપ સમજપૂર્વક ને શ્રદ્ધાથી કરાવો જોઇએ. માત્ર લાંઘણુ કરી નાખવી એનું નામ તપ નથી.

આ વિદ્યાઓ પ્રાપ્ત થતાં જ કુણિકમાં નવું જોમ આવ્યું. એના સૈનિકો મહા-શિલાકંટક વિદ્યાના જોરે કેવલ કાંકરા ફેંકી શત્રુદળમાં મોટા પાષાણુની વર્ષા-રૂપે પરિણમાવતા, મૂશલ ફેરવી રથ દોડાવ્યા સરખી અસર પેદા કરતા. આથી ચેટકરાજના સૈન્યનો સજ્જડ કચ્ચરઘાણુ વળવા માંડ્યો. આ બનાવ તેમના કર્ણે પહોંચતાં જ સીધા તે રણ-ભૂમિ પર ધસી આવ્યા અને ખૂદ કુણિક પ્રતિ નિશાન તાકી બાણુ છોડ્યું. જેમનું બાણુ નિષ્ફળ જતું જ નહીં એવા એ પ્રતાપી શસ્ત્રસાધકને નિરાશ થાય તેવું કાર્ય જીવનભરમાં પહેલી વાર જ બન્યું. વજ્ર-કવચ પર અથડાઈ બાણ નીચે પડ્યું. ચકોર રાજવી વસ્તુસ્થિતિ પારખી ગયા. દેવ-સાનિધ્યનો પરચો જોઇ, સ્વસૈન્યને પાછા વળવાની આજ્ઞા ફરમાવી. વિશાલાના કિલ્લામાં પ્રવેશી એના દ્વાર બંધ કરાવ્યાં.

વિજયના હર્ષથી ઘેલો બનેલો કુણિક-રાજ વધારે વેગથી કૂચ કરી વિશાલા-નગરીને ચોતરફથી ઘેરી વળ્યો. પણ એમાં એના પોબાર ન પડ્યા. ગઢ એટલો મજબૂત નીકળ્યો કે ત્યાં કુણિકની વિદ્યાઓ કાર્ય કરનાર ન થઈ. દરરોજના હુમલાઓ અફળ નિવડવા માંડ્યા આવી સ્થિતિમાં કેવળ દિવસો, મહિના કે એકાદું વરસ નહીં પણ લગભગ બાર વર્ષ જેટલો લાંબો સમય થવા આવ્યો. (ચાલુ)

**ચોકસી**

## ઉપદેશક પદ

આજ આનંદ ભયો, પ્રભુકો દર્શન લહ્યો;
રોમ રોમ શીતળ ભયો, પ્રભુ ચિત્ત આયો હૈ. આજ૦ ૧
મનહું તે ધાર્યા તોહે, ચલકે આયો મન મોહે;
ચરણકમળ તેરો, મનમેં ઠહરાયો હૈ. આજ૦ ૨
અકળ અરૂપી તુંહિ, અકળ અમૂરતિ યોહી;
નિરખ નિરખ તેરો, સુમતિશું મિલાયો હૈ. આજ૦ ૩
સુમતિ સરૂપ તેરો, રંગ ભયો એક અનેરો;
વોઇ રંગ આતમપ્રદેશે, **સુજશ** રંગાયો હૈ. આજ૦ ૪

## પુસ્તકોની પહોંચ

ગતાંકમા ૧૨ પુસ્તકોની પહોંચ આપી છે. આ અંકમા ત્યારપછીના પુસ્તકોની પહોંચ આપેલી હોવાથી નંબર ૧૩ થી ચડાવ્યા છે.

**૧૩. શ્રી શાંતિનાથચરિત્ર**—શ્રીભાવચંદ્રસૂરિવિરચિત સંસ્કૃત ગદ્યબંધ. બહુ વખતથી લભ્ય નહોતું તે હાલમા મહેતા નાગરદાસ પ્રાગજીએ છપાવીને બહાર પાડ્યું છે. સંસ્કૃતના નવા અભ્યાસીને ખાસ વાચવાલાયક છે કિં રૂ. ૪)

**૧૪. શ્રી જૈન રામાયણ**—પંડિત શ્રી દેવવિજયજીગણિવિરચિત સંસ્કૃત ગદ્યબંધ ખાસ વાચવાલાયક છે અનુયોગાચાર્ય શ્રીકીર્તિમુનિના પ્રયાસથી મળેલી આર્થિક મહાયથી પ્રગટ થએલ છે. કિં રૂ. ૩)

**૧૫. શ્રી હરિશ્ચંદ્રકથાનક**—સંસ્કૃત પદ્યબંધ શ્રીપાર્શ્વનાથચરિત્રમાથી આ અક્ષરશઃ ઉદ્ધરેલ છે, વાચવાલાયક છે પાના ૧૫ છે

**૧૬. શ્રીસુવ્રતઋષિકથાનકમ્**—એકાદશી પર્વ સંબંધે પૂર્વર્ષિપ્રણીત પ્રાકૃતગાથાબદ્ધ છે. પાના ૬ છે

**૧૭. સાધ્યને માર્ગે**—ભાઇ મોતીચંદ ગિરધરલાલ કાપડીઆએ આ માસિકમા જૂદે જૂદે પ્રસંગે હૃદયની ઊર્મિઓ લખેલા (૨૫) અત્યુપયોગી લેખોનો સંગ્રહ હાલમા છપાવીને બહાર પાડ્યો છે બુક પાકી બાંધેલી અને ૨૧ ફાર્મની છતા આર્થિક સહાય મળેલી હોવાથી કિંમત માત્ર આઠ આના જ રાખી છે લેખો બધા ખાસ આત્મહિત કરે તેવા છે બહુ લક્ષપૂર્વક લખાયેલા છે અલ્પ કિંમતમા મળતી આવી બુકનો લાભ જરૂર લેવા યોગ્ય છે. લેખોના નામો વાચતા જ તેનું નામ સાર્થક છે એમ સમજી શકાય તેવુ છે એ બુક અમારે ત્યાથી પણ મળી શકશે

**૧૮. શ્રી જિનપ્રભસૂરિ અને સુલતાન મહમ્મદ**—લેખક પંડિત લાલચંદ ભગવાનદાસ વડોદરાવાળા, પ્રકાશક-શ્રી જિનહરિસાગરસૂરિજ્ઞાનભંડાર, લોહાવટ (મારવાડ), શાસ્ત્રી ટાઇપ, ગુજરાતી ભાષા, પૃષ્ઠ ૨૦૦ ની આ બુકમા લેખકનો પ્રયાસ પ્રશસાપાત્ર છે બહુ શોધ કરીને સંગ્રહ કરેલો છે અને તે જૈનધર્મની પ્રથમની જાહોજલાલીની ઉપર સારો પ્રકાશ પાડે છે આવા મહાપુરુષોથી જ શાસન દીપતુ છે બુકની કિંમત રાખી નથી.

**૧૯. મેરી નેમાડયાત્રા**—લેખક શ્રીવિજયયતીન્દ્રસૂરિ, પ્રકાશક-શ્રીભૂતિનિવાસી જોશી રાવળ સૂરતીગજી પન્નાજી દેશનુ નામ જ નવુ પ્રસિદ્ધિમા આવતુ હોવાથી પૃષ્ઠ ૮૦ ની હિંદી ભાષા ને શાસ્ત્રી ટાઇપની આ બુક વાચવાલાયક છે કિંમત રાખી નથી.

**૨૦. આદર્શ ત્રિપુટી—અથવા પુત્ર, કલત્ર ને મિત્ર કેવા હોવા જોઇએ?** તે બતાવનાર ૮-૧૦ પાનાની બુક લેખક-માવજી દામજી શાહ કિંમત રૂ ૦-૧-૦

**૨૧. સ્તવનાવળી**—લેખક ને પ્રકાશક શ્રીગધણપુરનિવાસી પ્રજ્ઞાચક્ષુ શ્રાવક દેવચંદ કરશનજી તેમના પોતાના જ કરેલા સ્તવનાદિનો સંગ્રહ છે. પૃષ્ઠ ૭૬ છે. કિંમત રાખી નથી.

# શ્રી અજિત જિન સ્તવન

'ઋષભ જિનેશ્વર પ્રીતમ માહરો રે'—એ રાગ.

અજિત જિનેશ્વરના પદ્મપંકજે રે, મુજ મનમધુકર લીન;
પાવન જેના પરમ ચરિત્રથી રે, પ્રેરણુ પામે પીન......અજિત૦ ૧.
સત્ત્વ શરીરબલ ને તપ સંજમે રે, અજિત સદા ય અજિત;
દુષ્કર શું તેને? જેણે લહી રે, મોહકટક પર જીત...અજિત૦ ૨.
એક અંગુલીએ ત્રૈલોક્યને રે, નૃત્ય કરાવે જેહ;
લીલાથી તે મોહ મહીપને રે, જીત્યો અજિતે તેહ...અજિત૦ ૩.
ત્રાડ સુણી જે રાગ-મૃગેંદ્રની રે, જન-મૃગ પામે ત્રાસ;
તે પણ દીન થયો બકરી સમો રે, જેહ અજિત જિન પાસ...અજિત૦ ૪.
ગર્જનથી જે દ્વેષ-ગજેન્દ્રના રે, શૂરના કંપે ગાત્ર;
તે નિજ અંકુશમાં જેણે લહ્યો રે, મૈત્રી-અંકુશે માત્ર...અજિત૦ ૫.
ક્રોધ પ્રતિ જે ક્રોધ ધરાવતા રે, લોભ પ્રતિ નિર્લોભ;
માન પ્રતિ જેને કંઈ [1]માન ના રે, માયાથી નહિ ક્ષોભ...અજિત૦ ૬.
મહાદેવોને પણ મન મથતો રે, જે માને તૃણરૂપ;
મન્મથ[2] તે જેના ધ્યાનાનલે રે, પામ્યો ભસ્મ સ્વરૂપ...અજિત૦ ૭.
મિથ્યાદર્શન જે મંત્રીશ્વરે રે, સુમતિને કરી કેદ;
તેનો ક્રૂર સુદર્શન ચક્રથી રે, જેણે કર્યો શિરછેદ...અજિત૦ ૮.
ઇત્યાદિક દુર્જય રિપુવર્ગનો રે, ગર્વ ઉતારી સાવ;
દુર્ગમ જેણે [3]દુર્ગો કર્મના રે, ભેદ્યા ઘાતિ સ્વભાવ...અજિત૦ ૯.
એમ પ્રથમ પરમેષ્ઠીપણું લહી રે, અર્હંત જે અરિહંત;
ધર્મામૃતની ઘનવૃષ્ટિ કરી રે, પામ્યા પદ અરુહંત...અજિત૦ ૧૦.
ગુણમકરંદ[4]તણા પ્રિય પાનથી રે, પ્રગટે પરમાનંદ;
ગુંજારવ **મનોનંદન** કરે રે, ગાવંતો ગુણછંદ...અજિત૦ ૧૧.

ભગવાનદાસ મનસુખભાઇ મહેતા

૧. આદર. ૨. કામદેવ. ૩. કિલ્લા. ૪. રસ.

# શ્રી જૈનધર્મપ્રકાશ.

## પુસ્તક ૫૫ મું

### સંવત્ ૧૯૯૫ ના ચૈત્રથી સં. ૧૯૯૬ ના ફાગણ સુધી અંક ૧૨ ની

## વિષયાનુક્રમણિકા

### ૧. ગદ્યબંધ લેખો


| | | |
|---|---|---|
| ૧ નૂતનવર્ષનું મંગળાચરણ | ( માસ્તર શામજી હેમચંદ ) | ૧ |
| ૨ ચોવીશ પ્રભુપ્રાર્થના | ( રાજમલ ભંડારી ) | ૨ |
| ૩ નૂતનવર્ષાભિનંદન | ( અમીચંદ કરશનજી શેઠ ) | ૩ |
| ૪ શ્રી જૈનધર્મપ્રકાશ નૂતનવર્ષપ્રવેશ | ( રાયચંદ મૂળજી ચુમંગી ) | ૩ |
| ૫ આત્મોપદેશ | ( અમીચંદ કરશનજી શેઠ ) | ૪૧ |
| ૬ શ્રી મહાવીર જયંતિ ગીત | ( નરસિંહલાલ પી. શાહ ) | ૪૨ |
| ૭ જ્ઞાનપંચમીનો ગરબો | ( એન. બી. શાહ ) | ૪૩ |
| ૮ યાદ કરી રાખવા યોગ્ય ૩ આધ્યાત્મિક પદો | ( સ્વ. સ. ક. વિ. ) | ૪૪ |
| ૯ આયે કયોં ? | ( રાજમલ ભંડારી ) | ૪૮ |
| ૧૦ ધર્મ | ( ભગવાનદાસ મનસુખભાઇ મહેતા ) | ૬૨ |
| ૧૧ ધર્મમય બન જાઇએ | ( રાજમલ ભંડારી ) | ૭૩ |
| ૧૨ હૈડે હરખ ન માય–દોહરા. | ( કપુરચંદ ઠાકરશી શાહ ) | ૭૪ |
| ૧૩ દીધા એ દાન તેથી શું ! | ( અમીચંદ કરશનજી શેઠ ) | ૭૫ |
| ૧૪ નામ રૂપનો નાશ–દુહા. | ( ભગવાનદાસ મનસુખભાઇ મહેતા ) | ૧૧૦ |
| ૧૫ જિનપ્રતિમા વિષે | ( ખૂબચંદ કેશવલાલ–વાવ ) | ૧૧૧ |
| ૧૬ શાશ્વતસુખકી આશા કરો | ( રાજમલ ભંડારી ) | ૧૧૨ |
| ૧૭ વણિક વિષે છપ્પા | ( શામળ ભટ્ટ ) | ૧૧૩–૧૯૩–૨૧૪ |
| ૧૮ વિદ્યા વિષે | ( અમીચંદ કરશનજી શેઠ ) | ૧૧૩ |
| ૧૯ જીવનજ્યોતિ | ( રાજમલ ભંડારી ) | ૧૫૧ |
| ૨૦ પ્રતિકૃતિ ( પ્રતિમા ) | ( મુનિ હેમેંદ્રસાગરજી ) | ૧૫૨ |
| ૨૧ સાધ્યું ન આતમહિત તો તે સર્વથા નિષ્ફળ ગયું. | ( એન. બી. શાહ ) | ૧૫૩ |
| ૨૨ શ્રાવક જન તો તેને કહીએ. | ( ભગવાનદાસ મનસુખભાઇ મહેતા ) | ૧૭૮ |
| ૨૩ શ્રી પદ્મનાભજિન સ્તવન | ( ઉ. શ્રી દેવચંદ્રજીકૃત ) | ૧૯૧ |
| ૨૪ શ્રી ગોડીપાર્શ્વજિન સ્તવન | ( સં. અગરચંદજી નાહટા ) | ૧૯૨ |
| ૨૫ ઉપદેશક પદ ( ક્ષમાપના ) | ( રાયચંદ મૂળજી પારેખ ) | ૧૯૩ |
| ૨૬ શ્રી પર્યુષણ પંચવિંશતિકા–દુહા. | ( ભગવાનદાસ મનસુખભાઇ મહેતા ) | ૨૧૫ |
| ૨૭ મનુષ્યની સ્થિતિ | ( અમીચંદ કરશનજી શેઠ ) | ૨૨૩ |
| ૨૮ શ્રી સ્તુતિચતુર્વિંશતિકા | ( મુનિ શ્રી દક્ષવિજયજી ) | ૨૨૪–૨૬૦ |

| | | |
|---|---|---|
| | ( ઉ. યશોવિજયજીકૃત ) | ૨૪૦ |
| ૩૦ શ્રી ભદ્રેશ્વરમંડન મહાવીર જિન સ્તવન | ( મુનિ વિદ્યાનંદવિજયજી ) | ૨૫૯ |
| ૩૧ નવા વર્ષની મંગળકારી મીઠી લ્હાણી | ( કપૂરચંદ ઠાકરશી શાહ ) | ૨૬૨ |
| ૩૨ શ્રી સીમંધર જિન સ્તવન | ( પં. ધર્મવિજયજી ) | ૨૭૩ |
| ૩૩ સમય ગોયમ ! મા પમાયએ | ( ભગવાનદાસ મનસુખભાઇ મહેતા ) | ૨૮૯ |
| ૩૪ પ્રમાદ ન કરવા વિષે સજ્ઝાય | ( વાચક શ્રીકર્ણ ) | ૨૯૨ |
| ૩૫ શ્રી મહાવીર જિન સ્તવન | ( મુનિ ચતુરવિજયજી ) | ૨૯૯ |
| ૩૬ સમય નહીં ફીર આયગા | ( રાજમલ ભંડારી ) | ૩૦૦ |
| ૩૭ કાળ કોઇને નહીં મૂકે | ( શ્રીમદ્ રાજચંદ્રમાંથી ) | ૩૦૧ |
| ૩૮ શ્રી અજિતનાથજીની સ્તુતિરૂપ પદ | ( જસવિલાસ ) | ૩૧૧ |
| ૩૯ એ તો એક ગમાર–દુહા | ( હીરાલાલ ગણપતરામ ) | ૩૨૮ |
| ૪૦ કૂર્મજ્ઞાત પદ | ( ભગવાનદાસ મનસુખભાઇ મહેતા ) | ૩૩૦ |
| ૪૧ ખરા અધ્યાત્મી કોણ ? | ( મુનિ ચતુરવિજયજી ) | ૩૩૧ |
| ૪૨ મનકી ગતિ નિરાળી | ( રાજમલ ભંડારી ) | ૩૩૨ |
| ૪૩ શ્રી મહાવીર જન્મોત્સવ | ( અમીચંદ કરશનજી શેઠ ) | ૩૩૩ |
| ૪૪ શ્રી ભદ્રેશ્વરમંડન શ્રી મહાવીરજિન સ્તવન | ( મુનિ વિદ્યાનંદવિજયજી ) | ૩૬૩ |
| ૪૫ ચલણા જ હૈ, રહેણા નહીં | ( દુર્લભજી ગુલાબચંદ મહેતા ) | ૩૬૪ |
| ૪૬ શક્તિ મહાન્‌વાલે | ( રાજમલ ભંડારી ) | ૩૬૫ |
| ૪૭ મીઠા મોની મીઠાઇ–દુહા | ( કપૂરચંદ ઠાકરશી શાહ ) | ૩૬૬–૭૯ |
| ૪૮ સ્વપરદ્રવ્ય વ્યાપાર | ( ભગવાનદાસ મનસુખભાઇ મહેતા ) | ૩૭૯ |
| ૪૯ શ્રી મામરરોડમંડન અભિનંદનજિન સ્તવન | ( મુનિ ચતુરવિજયજી ) | ૩૯૭ |
| ૫૦ અફસોસ શાનો ? ( એક પદ ) | ... ... | ૩૯૭ |
| ૫૧ શ્રી સીમંધરસ્વામીને પત્રરૂપે વિનંતિ | ( સંગ્રાહક મુનિ કાંતિવિજયજી ) | ૩૯૮ |
| ૫૨ ઉપદેશક પદ | ( જસવિલાસ ) | ૪૦૭ |
| ૫૩ વૈરાગ્ય વિચાર–દુહા | ( પંન્યાસ કલ્યાણવિમળજી ) | ૪૧૦ |
| ૫૪ ખાસ મનન કરવા યોગ્ય ભવ્ય વિચારણા | ( મુનિ સુબોધવિજયજી ) | ૪૨૧ |
| ૫૫ ઉપદેશક પદ | ( જસવિલાસ ) | ૪૨૬ |
| ૫૬ શ્રી અજિતનાથ જિન સ્તવન | ( ભગવાનદાસ મનસુખભાઇ મહેતા ) | ૪૨૮ |


## ૨. ધાર્મિક ને નૈતિક ગદ્ય લેખો.


| | | |
|---|---|---|
| ૧ મારી યાત્રા | ( કુંવરજી ) | ૭ |
| ૨ અમૃતવચનો | ( માસ્તર મોહનલાલ હરીચંદ ) | ૮ |
| ૩ કમળશેઠ ને તેનો પુત્ર (નંદ) વિમળ | ( કુંવરજી ) | ૯ |
| ૪ શ્રી મહાવીર પરમાત્માનો ઉગ્ર તપ | ( કુંવરજી ) | ૧૩ |
| ૫ પ્રશ્નોત્તર | ( પ્રશ્નકાર–માસ્તર અમરચંદ જેઠાભાઇ, પાલીતાણા ) | ૧૪ |

| | | |
|---|---|---|
| પ્રશ્નોત્તર | ( પ્રશ્નકાર–માસ્તર અમરચંદ જેઠાભાઇ, પાલીતાણા ) | ૫૪ |
| ,, | ( પ્રશ્નકાર–માસ્તર અમરચંદ જેઠાભાઇ, પાલીતાણા ) | ૯૦ |
| ,, | ( પ્રશ્નકાર–માસ્તર મોહનલાલ હઠીચંદ, બોટાદ ) | ૧૫૮ |
| ,, | ( પ્રશ્નકાર–માસ્તર જેઠાલાલ અભેચંદ, કલકત્તા ) | ૧૬૫ |
| ,, | ( પ્રશ્નકાર–શા. દેવચંદ કરશનજી, રાંધણપુર ) | ૨૦૬ |
| ,, | ( પ્રશ્નકાર–ભાઇ ફતેચંદ ઝવેરચંદ, મુંબઇ ) | ૨૦૭ |
| ,, | ( પ્રશ્નકાર–એમ. પી. શાહ ) | ૨૪૬ |
| ,, | ( પ્રશ્નકાર–શા પુંજાલાલ અમથાલાલ, આજોલ. ) | ૨૪૮ |
| ,, | ( પ્રશ્નકાર–શા. દેવચંદ કરશનજી, રાંધણપુર ) | ૨૮૩ |
| ,, | ( પ્રશ્નકાર–શા. દેવચંદ કરશનજી, રાધણપુર ) | ૩૧૫ |
| ,, | ( પ્રશ્નકાર–શા. મંગળદાસ કંકુચંદ, સાલડી ) | ૩૪૮ |
| ,, | ( પ્રશ્નકાર–શા ઝવેરચંદ છગનલાલ, સુરવાડા ) | ૩૪૮ |
| ,, | ( પ્રશ્નકાર–શા. દેવચંદ કરશનજી, રાંધણપુર ) | ૩૭૩ |
| ,, | ( પ્રશ્નકાર–શા. દેવચંદ કરશનજી, રાંધણપુર ) | ૪૧૧ |

| | | |
|---|---|---|
| ૬ ઉપાધ્યાય યશોવિજયજીકૃત હરિયાળીનો અર્થ | ... ... | ૨૦ |
| ૭ તપશ્ચર્યાની આરાધનાથી થતા લાભ | ( મુનિ પ્રેમવિમળજી ) | ૨૧ |
| ૮ યત્રો ને કેળવણીનો સદુપયોગ | ( નરહરી દ્વારકાદાસ પરીખ ) | ૨૩ |
| ૯ દેવગુરુનાં દર્શનવંદનાદિ પ્રસંગે અગત્યની સૂચનાઓ | ( સ્વ. સ. ક. વિ. ) | ૨૬ |
| ૧૦ પુણ્યપાપ–કર્મ સંબંધી ટૂંકી સમજ | ( સ્વ. મ. ક. વિ. ) | ૨૭ |

| | | | |
|---|---|---|---|
| ૧૧ વ્યવહારકૌશલ્ય. | નાના લેખ ૩ ( ૧૪૫–૪૬–૪૭ ) | ( મૌક્તિક ) | ૨૯ |
| ,, | નાના લેખ ૨ ( ૧૪૮–૪૯ ) | ,, | ૪૬ |
| ,, | નાના લેખ ૪ ( ૧૫૦–૫૧–૫૨–૫૩ ) | ,, | ૭૮ |
| ,, | નાના લેખ ૩ ( ૧૫૪–૫૫–૫૬ ) | ,, | ૨૦૦ |
| ,, | નાના લેખ ૪ ( ૧૫૭–૫૮–૫૯–૬૦ ) | ,, | ૨૩૯ |
| ,, | નાના લેખ ૨ ( ૧૬૧–૬૨ ) | ,, | ૨૭૧ |
| ,, | નાના લેખ ૩ ( ૧૬૩–૬૪–૬૫ ) | ,, | ૩૦૮ |
| ,, | નાના લેખ ૨ ( ૧૬૬–૬૭ ) | ,, | ૩૩૯ |
| ,, | નાના લેખ ૩ ( ૧૬૮–૬૯–૭૦ ) | ,, | ૩૮૪ |
| ,, | નાના લેખ ૨ ( ૧૭૧–૭૨ ) | ,, | ૪૦૪ |

| | | |
|---|---|---|
| ૧૨ ભરતિ અને ઓટ | ( રાજપાળ મગનલાલ વહોરા ) | ૩૩ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૩ પ્રભાવિક પુરુષો | ( સુદર્શન શ્રેષ્ઠી ) | ૩ | ( મોહનલાલ દીપચંદ ચોકસી ) | ૩૫ |
| ,, | ,, | ૪ | ,, | ૬૫ |
| ,, | ( ચેડા મહારાજા ) | ૧ | ,, | ૧૦૩ |
| ,, | ,, | ૨ | ,, | ૧૪૩ |
| ,, | ,, | ૩ | ,, | ૧૮૩ |

પ્રભાવિક પુરુષો ( ચેડા મહારાજા ) ૪ ( મોહનલાલ દીપચંદ ચોકસી ) ૨૧૭

" " ૫ " ૨૫૧

" " ૬ " ૨૬૭

" " ૭ " ૩૨૩

" " ૮ " ૩૫૮

" " ૯ " ૩૯૦

" " ૧૦ " ૪૨૨

૧૪ ઉત્તમ આર્જવ ધર્મ ( સ્વ. સ. ક. વિ. ) ૪૪

૧૫ સહધર્મી પ્રત્યેની ફરજ સમજનાર જિનદાસ શેઠ ( કુંવરજી ) ૪૯

૧૬ ટૂંકા પ્રશ્નોત્તરો ( શાંતિલાલ છોટાલાલ, અમદાવાદ ) ૫૧

૧૭ સમકિતી જીવોને કરવાનો સોહંપદનો જાપ ( પ્રાચીન પત્રોદ્ધરિત ) ૫૨

૧૮ ષડ્દ્રવ્ય સંબંધી જરૂરી સમજણ ( કુંવરજી ) ૫૩

૧૯ કુસંગદોષ ( રાજપાળ મગનલાલ વહોરા ) ૫૯

૨૦ સુવચન પુષ્પો ( મુનિ લક્ષ્મીસાગરજી ) ૬૧

૨૧ સંસ્કૃતિ ( અમીચંદ કરશનજી શેઠ ) ૭૧

૨૨ ધર્મધ્યાનના ચાર પ્રકારનું સ્વરૂપ ( મુનિ પ્રેમવિમળજી ) ૭૨

૨૩ મનનીય વિચારો ( સ્વ. સ. ક. વિ. ) ૭૬

૨૪ ગૃહસ્થાશ્રમની ધન્યતા અને અધન્યતા ( કુંવરજી ) ૮૩

૨૫ અશ્વાવબોધતીર્થોત્પત્તિ ( 'લલિતવિસ્તરાપંજિકા' ઉપરથી ) ૮૪

૨૬ ધર્મોક્ત મૌક્તિકો ( અનંતરાય જાદવજી શાહ ) ૮૮

૨૭ પરવેદનાથી અજાણ ( માસ્તર ખૂબચંદ કેશવલાલ ) ૯૫

૨૮ सत्संगति कथय किं न करोति पुंसां ? ( મુનિ વિદ્યાનંદવિજયજી ) ૯૭

૨૯ લક્ષ્મીવાન્ કે લક્ષ્મીદાસ ? ( રાજપાળ મગનલાલ વહોરા ) ૧૦૬

૩૦ શ્રી હેમચંદ્રાચાર્યે કરેલી સ્તુતિ-સાર્થ ( મૌક્તિક ) ૧૦૮

૩૧ મહારાજા સિદ્ધરાજ ને હેમચંદ્રાચાર્યનો મેળાપ ( મૌક્તિક ) ૧૦૯

૩૨ કેટલુંક જાણવા જેવું ( કુંવરજી ) ૧૧૪

૩૩ કેટલુંક જાણવા જેવું ( વિચારસારમાંથી ) ( કુંવરજી ) ૧૧૫

૩૪ સિદ્ધહૈમશબ્દાનુશાસન અને તેમાંના ઐતિહાસિક ૩૫ શ્લોકો સાર્થ ( મૌક્તિક ) ૧૨૨

૩૫ મુનિરત્ન શ્રીસ્થૂળભદ્રના જીવનનો એક પ્રસંગ ( હીરાલાલ રસિકદાસ કાપડિયા ) ૧૩૮

૩૬ વચનામૃત ( મોહનલાલ હરિચંદ, શાહ ) ૧૪૨

૩૭ कः परः प्रियवादीनाम् ( પ્રિય બોલનારને પારકું કોણ છે ? ) ( રાજપાળ મ. ) ૧૪૬

૩૮ તારંગાજી તીર્થ ( મુનિ શ્રીન્યાયવિજયજી ) ૧૫૪

૩૯ સારા કહેવાવું છે કે સારા થવું છે ? ( કુંવરજી ) ૧૬૦

૪૦ ધર્મ એ જ મનુષ્યનું જીવન છે. ( કુંવરજી ) ૧૬૧

૪૧ વીશ વિહરમાન જિનના ( ૨૧ ) ઢાળો ( કુંવરજી ) ૧૬૨

૪૨ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યની કૃતિઓ ( મૌક્તિક ) ૧૬૮
૪૩ રત્નસંચય ( વિદ્યાર્થી રિખવદાસ હીરાચંદ ) ૧૮૦
૪૪ આત્મશ્લાઘા ( રાજપાળ મગનલાલ વહોરા ) ૧૮૧
૪૫ વર્તમાન ચોવીશીનાં ૨૪ જિનના ૨૧ સ્થાનો ( કુંવરજી ) ૧૯૯
૪૬ વખત નથી ( કુંવરજી ) ૨૦૩
૪૭ ફરજીયાત કે મરજીયાત ( કુંવરજી ) ૨૦૪
૪૮ મમત્વને જે જીતી શકે તે કોઇથી જીતાય નહીં ( શાંતિલાલ છોટાલાલ શાહ ) ૨૦૯
૪૯ ચિંતન ( મોહનલાલ હરિચંદ શાહ ) ૨૧૦-૩૫૪
૫૦ પતિવ્રતા ચીડીયા [ ચકલી ] ( રાજપાળ મગનલાલ વહોરા ) ૨૧૧
૫૧ હથેળીમાં સિદ્ધિ ( રાજપાળ મગનલાલ વહોરા ) ૨૧૨
૫૨ પાપ મોજથી કરવું અને પાપોદય વખતે રાડો પાડવી એ કયાંનો ન્યાય ? (કુંવરજી) ૨૧૪
૫૩ વિદ્યાનું સુંદર સ્વરૂપ ( સંસ્કૃત શ્લોકો અર્થ સાથે ) ( મુનિ પ્રેમવિમળજી ) ૨૨૬
૫૪ ઉનાદિ પંચતીર્થી ( મુનિ શ્રીચતુરવિજયજી ) ૨૨૯-૨૬૩
૫૫ તીર્થંકરની શબ્દશક્તિ ( ઉપદેશપ્રાસાદમાંથી ) ૨૪૧
૫૬ માર્ગાનુસારી( અપુનર્બંધક )ની પ્રવૃત્તિ ( કુંવરજી ) ૨૪૩
૫૭ મનુષ્યના જાણપણાને અંગે ચાર પ્રકાર ( કુંવરજી ) ૨૪૪
૫૮ દાતા ને ઉત્તરદાતાની દુર્લભતા ( રાજપાળ મગનલાલ વહોરા ) ૨૫૭
૫૯ પાંચ પ્રાચીન શિલાલેખો ( મુનિ શ્રીચતુરવિજયજી ) ૨૬૭
૬૦ શ્રી હેમચંદ્રાચાર્યના કાળધર્મસમયે શ્રી કુમારપાળભૂપાળકૃત સ્તુતિ તથા કુમારપાળાવસાને પ્રજાશોકવર્ણન ( પ્રવર્તક શ્રી કાંતિવિજયજી ) ૨૭૪
૬૧ ત્યારે તું શું કરીશ ? ( મુનિ સુબોધવિજયજી ) ૨૭૯
૬૨ હાલમાં ચાલતી લડાઇ ઉપરથી ઉપજતા વિચારો ( કુંવરજી ) ૨૮૦
૬૩ શ્રી પર્યંતારાધના કુલકનું ભાષાંતર ( કુંવરજી ) ૨૮૧
૬૪ પુણ્ય પાપની ચતુર્ભંગી ( રાજપાલ મગનલાલ વહોરા ) ૨૮૭
૬૫ શ્રી ચતુર્વિંશતિ જિનસ્તવન (સમસ્યાગર્ભિત)સાર્થ (સંગ્રાહક મુનિ હંસસાગરજી) ૩૦૨
૬૬ શ્રાવકના ત્રણ મનોરથ ( મુનિ સુબોધવિજયજી ) ૩૧૨
૬૭ સ્વમાન જાળવવું કે નહીં ? ( કુંવરજી ) ૩૧૩
૬૮ મોતી વિષે વિચાર ( કુંવરજી ) ૩૧૪
૬૯ લક્ષ્મીનો વાસ ( અમીચંદ કરશનજી શેઠ ) ૩૨૦
૭૦ અક્ષરમાળા (રાજપાલ મગનલાલ વહોરા) ૩૨૧-૩૫૬-૩૫૭-૩૮૮-૩૮૯-૪૧૬-૪૧૭
૭૧ સાચા સાધુ ને મહાન્ પુરુષ વિષે ( અમીચંદ કરશનજી શેઠ ) ૩૨૨
૭૨ ઉત્તમ સત્ય ધર્મ ( સ્વ. સ. ક. વિ. ) ૩૨૯
૭૩ શ્રી આરાધનાકુલકસાર ( ષડ્વિધારાધના ) ( સં. પં. ભુવનવિજયજી ) ૩૩૪
૭૪ મનુષ્ય આગળ વધવાના અત્યુત્તમ ઉપાયો ( મુનિ પ્રેમવિમળજી ) ૩૪૧

૭૫ જેણે આત્માને જાણ્યો તેણે સર્વ જાણ્યું (મુનિ લક્ષ્મીસાગરજી) ૩૪૨
૭૬ જ્ઞાનીને થતો અપૂર્વ લાભ (કુંવરજી) ૩૪૫
૭૭ આગામી તીર્થંકરો સંબંધી વિચાર (કુંવરજી) ૩૪૬
૭૮ વર્તમાન ચોવીશીના સમયમાં તીર્થંકરનામકર્મ બાંધનારા જીવો (કુંવરજી) ૩૪૭
૭૯ વિચારવાનગી (મુનિ કલ્યાણવિમળજી) ૩૫૨
૮૦ શ્રી જિનપ્રભસૂરિકૃત આત્મનિંદાષ્ટક, ભાષાંતર સાથે (મુનિ વિદ્યાનંદવિજયજી) ૩૬૭
૮૧ પ્રશ્નોત્તર પ્રદીપમાંથી કેટલાએક જાણવા યોગ્ય પ્રશ્નોત્તરો (કુંવરજી) ૩૭૦
૮૨ રાંડી રૂએ, માંડી રૂએ, સાત ધણીવાળી તો મોં પણ ન ઉઘાડે (કુંવરજી) ૩૭૨
૮૩ ધર્મનું મહાત્મ્ય (મુનિ વિદ્યાનંદવિજયજી) ૩૮૦
૮૪ અશુભ ધ્યાનના ૧૦ પ્રકારો દૃષ્ટાંત સાથે (મુનિ પ્રેમવિમળજી) ૩૮૫
૮૫ જાણવાયોગ્ય બે બાબતો (કુંવરજી) ૩૮૭
૮૬ શ્રી હેમચંદ્રાચાર્યકૃત આત્મગર્હારસ્તવ–સાર્થ (મુનિ વિદ્યાનંદવિજયજી) ૩૯૮
૮૭ શ્રી ધર્મોપદેશામૃત પંચવિંશતિકાનું ભાષાંતર (શાસ્ત્રી જેઠાલાલ હરિભાઇ) ૪૦૦
૮૮ ઉત્તમ શૌચ ધર્મ (સ્વ. સ. ક. વિ.) ૪૦૬
૮૯ ઉત્તમ સંયમ ધર્મ (સ્વ. સ. ક. વિ.) ૪૦૭
૯૦ ગુણનો રાગી પરના દોષનો દ્વેષી ન હોય (કુંવરજી) ૪૦૮
૯૧ ઘડિયાળ કટ કટ કટ કટ કેમ કરે છે? (કુંવરજી) ૪૦૯
૯૨ ઉત્કૃષ્ટ એક સમયે સિદ્ધની સંખ્યા (મુનિ પ્રેમવિમળજી) ૪૨૦
૯૩ મહાવીર જન્મોત્સવ (અમીચંદ કરશનજી શેઠ) ૪૧૮
૯૪ સર્વ સાધારણ ધર્મ (કીશોરમાંથી) ૪૧૯


## ૩. પ્રકીર્ણ લેખો.


૧ નવું વર્ષ (કુંવરજી) ૪
૨ અક્ષરોને મળેલો દિલાસો (કુંવરજી) ૧૦૨
૩ શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિ (નરોત્તમ ભગવાનદાસ શાહ) ૧૪૮
૪ શ્રી જંબૂદ્રીપ સમાસના ભાષાંતરમાં સુધારો (કુંવરજી) ૧૫૦
૫ પુસ્તકોની પહોંચ. (કુંવરજી) ૧૮૮–૨૯૩–૩૯૪–૪૨૭
૬ ભૂલનો સુધારો (કુંવરજી) ૨૪૫
૭ શ્રી જૈનધર્મ પ્રસારક સભાનો ૫૭ મા વર્ષનો વાર્ષિક રિપોર્ટ ને હિસાબ (અંક આઠમામાં)


એકંદર લેખ સંખ્યા ૫૬+૯૪+૭=કુલ ૧૫૭.

પેટા વિભાગ જુદા ગણતાં લેખ સંખ્યા ૨૦૫

## શ્રી સિદ્ધર્ષિ

શ્રી ઉપમિતિભવપ્રપંચા કથા ગ્રંથ કે જેનું ભાષાંતર અમે ત્રણ ભાગમાં પ્રસિદ્ધ કરેલ છે, તેના કર્ત્તા જેઓ અપૂર્વ વિદ્વાન હતા તેમનું ચરિત્ર ભાઇ મોતીચંદ ગિરધરલાલે ઘણા જ વિસ્તારથી લખ્યું છે. તે અમે હાલમાં જ છપાવીને બહાર પાડ્યું છે. કોઇ પણ ગ્રંથકર્ત્તાના ગ્રંથનું આવું સુંદર પૃથક્કરણ કરેલ બહાર પડેલ નથી. એમાં કરેલો પ્રયાસ અવર્ણનીય છે. એ બુકના એકંદર પૃષ્ઠ ડેમી આઠ પેજી સાડાછસો થયા છે. એ બુક વાંચ્યા સિવાય એના પર અભિપ્રાય આપી શકાય તેમ નથી, તેથી મંગાવો, વાંચો ને વિચારો. ગ્રંથકર્ત્તા ને ગ્રંથ બંને અજોડ છે. આ શ્રી ઉપમિતિભવપ્રપંચાનો ચોથો ભાગ જ છે. ચારે ભાગની ભેળી કિંમત રૂા. ૧૨ાા થાય છે તેના રૂા. ૧૦) લેવામાં આવશે. આ ચોથો ભાગ જ મંગાવનાર માટે કિંમત રૂા. ૩) છે. પોસ્ટેજ આઠ આના લાગે છે.

જેમણે પ્રથમના ત્રણ ભાગ ભેળા રૂા. ૯ાામાં લીધા હશે તેની પાસેથી આ ચોથા ભાગના રૂા. ૨ાા લેવામાં આવશે. લાઇફમેમ્બર પાસેથી રૂા. ૨) લેવામાં આવશે. પોસ્ટેજ જુદું.

---

## શ્રી ઉપદેશપ્રાસાદ ભાષાંતર

આ આખા ગ્રંથનું ભાષાંતર અમે પાંચ ભાગમાં છપાવીને પ્રસિદ્ધ કરેલ છે. એમાં સ્થંભ ૨૪ ને વ્યાખ્યાન ૩૬૦ છે. દરેક વ્યાખ્યાનમાં એકેક કથા છે. પાચે ભાગની કિંમત રૂા. ૧૧ાા થાય છે. તેના ભેળા મંગાવનાર પાસેથી રૂા. ૧૦) લેવામાં આવશે. માત્ર ત્રીજો ભાગ જે બહુ વખતથી મળતો નહોતો તે હાલમાં પ્રસિદ્ધ કરેલ છે. તે મંગાવનાર પાસેથી રૂા. ૨) લેવામાં આવશે. પોસ્ટેજ છ આના લાગે છે. આ ગ્રંથ પણ અજોડ છે. આવો વર્ષના દિવસપ્રમાણ વ્યાખ્યાનવાળો કોઇ ગ્રંથ નથી. ભાષાંતર પણ સરલ ભાષામાં સુંદર કરવામાં આવેલ છે.

---

## શ્રી ત્રિષષ્ઠિ શલાકા પુરુષ ચરિત્ર ભાષાંતર

આ આખા ગ્રંથમાં દશ પર્વ છે. કલિકાળસર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યની આ અપૂર્વ કૃતિ છે. મૂળ શ્લોક ૩૪૦૦૦ છે. અમે તેનું ભાષાતર જુદા જુદા પાંચ ભાગમા પ્રસિદ્ધ કરેલ છે.

૧ પ્રથમ ભાગ–પર્વ ૧–૨ શ્રીઋષભદેવ, અજિતનાથ ચરિત્ર. કિ. રૂા. ૩-૪-૦
૨. બીજો ભાગ–પર્વ ૩-૪-૫-૬ શ્રીસંભવનાથથી શ્રીમુનિસુવ્રતસ્વામી સુધીના ચરિત્રો. કિં રૂા. ૩-૪-૦
૩ ત્રીજો ભાગ–પર્વ ૭મું ( જૈન રામાયણ ને નમિનાથ ચરિત્ર ) ખાસ વાંચો. કિં. રૂા. ૧-૮-૦
૪ ચોથો ભાગ–પર્વ ૮–૯ શ્રીનેમિનાથ ને પાર્શ્વનાથ ચરિત્ર કિં. રૂા. ૩-૦-૦
૫ પાંચમો ભાગ–પર્વ ૧૦મું શ્રીમહાવીર જિન સવિસ્તર ચરિત્ર કિં. રૂા. ૨-૮-૦

પાંચે ભાગની કિં. રૂા. ૧૩-૮-૦ થાય છે. તેના ભેગા લેનાર પાસેથી રૂા. ૧૧-૮-૦ લેવામાં આવશે. પોસ્ટેજ જુદું સમજવું.

---

## સાધ્યને માર્ગે

ભાઇ મોતીચંદ ગિરધરલાલના શ્રી જૈન ધર્મ પ્રકાશમાં આવેલા ૨૫ લેખોનો સંગ્રહ ૧૬ પેજી પૃષ્ઠ ૩૩૬ ની પાકી બાંધેલી બુક છતાં આર્થિક સહાય મળેલી હોવાથી કિંમત માત્ર આઠ આના જ રાખી છે. લેખો ખાસ ઉપયોગી અને અસરકારક છે. વાંચતા આનંદ ઉપજે તેમ છે. મુંબઇ લેખક પાસેથી, ઠે. મલબાર વ્યુ, ચોપાટી સીફેસ અને ભાવનગર અમારી સભામાંથી મળશે. પોસ્ટેજ ૩ આના.

Reg. No. B. 156



### નવા સભાસદોનાં નામ

૧ શા. હીરાલાલ અમરચંદ વેલચંદ ... ભાવનગર. પહેલા વર્ગના વાર્ષિક મેમ્બર.
૨ શા. ભૂપતરાય લાલચંદ ગીરધર ... " "



મુદ્રક : શાહ ગુલાબચંદ લલ્લુભાઇ–શ્રી મહોદય પ્રિન્ટિંગ પ્રેસ, દાણાપીઠ–ભાવનગર